# પ્રસ્થાન

પુસ્તક ૧૯ કાર્તિક · ૧૯૯૧ અંક ૧

## પતંગ

પૂજાલાલ

અમે ય દિન એક કીટ જ હતા, અમારી દશા
અતીવ હતી શોચનીય, દૃઢ બંધ કોશીટિયે
પુરાયલ અમે બધી દિશ, ન પ્રાણવાયુતણા
પ્રસાદ લવ પામતાં ઢળી પડેલ મૂર્છા વિષે

પરંતુ દિન એક સ્વર્ણ-સપને અમે જાગિયા,
દીવાલ અમ બંધની અકલ કો દયાથી તૂટી,
પ્રભાપ્રણયરંગ પાંખ જડ અંગમાંથી ફૂટી,
અસીમતણી છાય હેઠ રમવા અમે લાગિયા.

હવે મલિન ધૂળમાં મન ચહે ન આળોટવું;
નહિ નયન બંધ થાય દ્યુતિલોક સામે ભલા,
ક્ષુધા અધમ તોષવા કુસુમ વિશ્વનાં દોહ્યલાં
શું ડંખ દઈ દારવાં? હૃદય 'ના' હવે પાડતું.

હવે કુસુમની રજે અધર સ્નેહથી દાબશું;
સુગંધ મૃદુ વાયુ પાંખ-પલકારથી નાખશું.

# સ્વતંત્ર એટલે આત્મતંત્ર

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

માણુસ તંત્ર વગર રહી શકતો નથી અતંત્ર જીવન એને મંજૂર જ નથી તંત્રને અભાવે એની બધી શક્તિઓ વ્યર્થ થાય છે, અને એનું જીવન ક્ષણજીવી તણખાની પેઠે અલોપ થઈ જાય છે એટલે સવાલ એટલો જ રહે છે, તંત્ર જ્યારે મનુષ્યજીવનને માટે અપરિહાર્ય છે ત્યારે ઉત્તમમા ઉત્તમ તંત્ર કયું? સ્વાભાવિક વૃત્તિ તરત કહે છે પોતાનું તંત્ર એ જ ઉત્તમ તંત્ર છે. સ્વ-તંત્રની અંદર જ માણસનો ઉત્તમ વિકાસ થઈ શકે છે જીવનની પ્રતિષ્ઠા સ્વતંત્ર વગર સંભવે જ નહિ સ્વ-તંત્ર માણસ જ જીવનનું રહસ્ય સમજી શકે છે, જીવનનો ઉત્તમમા ઉત્તમ ઉપયોગ કરવાની સ્થિતિમા રહે છે, અને સૃષ્ટિના વ્યાપારના મહાન ઉદ્દેશ સાથે સહકાર કરી શકે છે સ્વતંત્રતા એ જ જીવનશુદ્ધિ અને જીવનસાફલ્યનું એકમાત્ર વ્યાકરણ છે, એ વિષે કોઈને શંકા નથી શંકા હોય તો ફક્ત એ ‘સ્વ’ના સ્વરૂપ વિષે છે. સ્વ વિષેની આપણી કલ્પના સ્થિર નથી સ્વ વિષેનો માણસનો અનુભવ નવોનવો અવતાર ધારણ કરતો જાય છે. જ્યારે માણસ કહે છે કે ‘મારે સ્વતંત્ર રહેવું છે, સ્વતંત્ર જીવવું છે,’ ત્યારે એ સ્વતંત્ર હોય જ છે એમ નહિ એ વખતે તે વાસનાતંત્ર હોય છે વાસના એના પર એવી તો મજબૂત રીતે સવાર થયેલી હોય છે કે એને પોતાનું હિતઅહિત શામાં છે એનો ખ્યાલ જ રહેતો નથી નાના બાળકો એકાદ રમકડું મેળવવા માટે અને મોટા બાળકો ફાઉંટન પેન, ઘડિયાળ કે સાઈકલ મેળવવા માટે જ્યારે ગમે તેવાં વચનો આપે છે અને ગમે તેવી શરતો સ્વીકારે છે, ત્યારે તેઓ સ્વ-તંત્ર હોય છે એમ કોણ કહી શકે? વાસનાના વેગમા સપડાઈ તેઓ પોતાનું ભાન ભૂલેલા હોય છે જે રમકડામય થયો છે અથવા સાઈકલમય થયો છે તે આત્મમય તો નથી જ અને જ્યારે ઇજિપ્ત કે ઇરાનનો બાદશાહ પોતાની વાસનાની તૃપ્તિને અર્થે યુરોપિયન લોકો પાસેથી કરજ લે છે, અને પરાયા લોકોને સ્વરાજના કેટલાક હક્કો લખી આપે છે, ત્યારે તે પણ સ્વ-તંત્ર નથી જેની પાસે પોતાનો ‘સ્વ’ જ નથી તે શી રીતે સ્વ-તંત્ર થઈ શકે? અમર્યાદ અને અવિચારી વાસનાઓને જો આપણે માણસની શત્રુ ગણીએ તો કેટલાય સ્વતંત્ર ગણાતા માણસોને આપણે શત્રુતંત્ર ગણવા જોઈએ શત્રુ પોતાના શરીરમા રહ્યો એટલા માટે કંઈ એને સ્વકીય કે સ્નેહી ન ગણાય રોગ પણ આપણા શરીરમા જ રહે છે

ત્યારે માણસ ઉપર તંત્ર કોનું હોય? મનોવિકાર અને વાસનાઓને કાબૂમાં રાખનાર એની બુદ્ધિ એ જ એક વિશ્વાસપાત્ર ચોકીદાર છે, જે માણસનું હિત સમજી શકે છે અને એને ખાડામાંથી બચાવે છે વાસના અને વિકારના પ્રમાણમા બુદ્ધિ પાસે દૂરદેશી વધારે હોય છે, તટસ્થતા હોય છે, સારાસાર વિચાર હોય છે વાસનાઓ ગમે તેમ ખેંચે તોયે જેનું આચરણ તેમને આધીન નથી પણ બુદ્ધિને, સારાસાર વિચારને આધીન છે, તેને જ આપણે સરદારી કહીએ છીએ, તેને જ સજ્જન કહીએ છીએ, તેને જ સાચો માણસ

કહીએ છીએ. જે માણસનો વાસના પર કાબૂ નથી તેના પર સમાજનો વિશ્વાસ બેસતો નથી એવો માણસ સમાજમા છૂટથી ભળી શકતો નથી લોકો એને વિષે સાશક રહે છે, ભયભીત રહે છે, એને જવાબદારીના કામ સોપતા નથી વાસના પર કાબૂ એ જ નીતિનો એટલે કે સામાજિક જીવનનો પાયો છે 'વાસના સ્વાભાવિક છે માટે તૃપ્ત થવી જ જોઈએ. જેટલુ સ્વાભાવિક છે તેટલું યોગ્ય જ છે વાસના પર કાબૂ મેળવવો એ મૂઠીભર ધાર્મિકોની જ આતુરતા રહી શકે છે સામાન્ય સમાજની પ્રવૃત્તિ કુનેહપૂર્વક વાસનાતૃપ્તિ તરફ જ છે, અને તે જ યોગ્ય છે' એ જાતની દલીલ આજકાલ બહુ કરવામા આવે છે અને સમાજ તરફથી એને ઉલ્લાસયુક્ત આવકાર પણ મળે છે પણ એ બધા અધોગતિનાં લક્ષણ છે, કેમકે તે સમાજના જડમૂળને જ તોડે છે યુરોપના વિચારી લોકો પણ આ વધતી જતી સમાજદ્રોહી વૃત્તિથી ચોંકી ગયા છે અને તેમણે સમાજને જાગૃત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે.

અહી એ સ્પષ્ટ કરવું જોઈએ કે વાસના પર કાબૂ મેળવવો એનો અર્થ એ નથી કે વાસનામાત્રને દબાવવી કે મારી નાખવી દુર્વાસનાનો નાશ ઇષ્ટ છે સદ્વાસનાને પોષણ મળવુ જોઈએ, અને અનેક સદ્વાસનાઓ એકસામટી હાજર હોય ત્યા તેમની વચ્ચે સગીત જેવો મેળ ઉત્પન્ન કરવો જોઈએ અને સામાન્ય અણઘડ વાસનાઓનો સસ્કાર કરી તેમનુ સ્વરૂપ ઉન્નત અને પોષક કરવુ જોઈએ આનુ નામ વાસનાઓ પરનો કાબૂ એ જેને સાધ્ય થયો હોય તે જ મનુષ્યની પદવીને શોભાવે વાસના એ વસ્તુ વેગવાન છે, પણ બુદ્ધિમાન નથી એ શુભ અને અશુભ બન્ને માર્ગે વહે છે એને પ્રયત્નપૂર્વક બુદ્ધિને અધીન રાખવી એમા જ જીવનનુ સાફલ્ય છે

# ફિરદૌસી

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ , એલ્‌એલ. બી

ફિરદૌસીને ઇરાનમાં કવિઓનો કવિ—શાએરે શાએરાન—મહાકવિ કહે છે એને થઈ ગયે આજ હજાર વર્ષ થઈ ગયા (ઇ સ ૯૪૦-૧૦૨૦) અને હાલના ઇરાનના શાહ શાહ રેઝા પહેલવીએ ઇરાનની દરેક દિશામા ઉન્નતિ સાધવાનુ બીડુ ઝડપ્યુ છે, એટલે જેમ બીજા દેશોમા ત્યાના મહાન કવિઓની જયંતી ઊજવાય છે, તેમ ઇરાનના આ મહાકવિની સહસ્રાબ્દિ મોટા પાયા પર ઊજવવાની તજવીજ કરી તેમણે જૂના ઇરાની સાહિત્યને મોખરે આણવાનો પ્રયત્ન કર્યો છે ફિરદૌસી તૂસ શહેરનો રહેવાશી હતો તેથી એ ફિરદૌસી તૂસી એ નામે ઓળખાય છે. એ મરી ગયો પણ ત્યા જ અને દટાયો પણ ત્યા જ, એટલે એની કબર પણ ત્યાં જ આવી છે એ કબરનું સ્થાન તીર્થ જેવુ ગણાય છે, અને ત્યા ઘણા યાત્રાળુઓની આવજાવ રહે છે એ કબર આગળ ફિરદૌસીનુ નામ અમર કરવાને એક મોટો મેળાવડો કરી તેની સમક્ષ સ્મરણસ્તંભ સ્થાપવાની યોજના શાહ રેઝા પહેલવીએ કરી છે એ મેળાવડામા હાજર રહેવા યુરોપ, અમેરિકા અને એશિયામાથી પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોને નોતરવામા આવ્યા છે હિંદુસ્તાનથી પારસી ભાઈબહેનોની મોટી સખ્યા તથા જાણીતા મુસલમાન સાહિત્યરસિકોના પર નિમંત્રણ આવ્યાથી તેઓ સઘળા એ સમારંભ વખતે હાજર રહેવા ત્યા ગયા છે આ મેળાવડામા આ રીતે આખી દુનિયાના પ્રતિનિધિઓ હાજર રહેશે. સાહિત્યની ઉન્નતિ અગે આવી જાતનો સમારંભ ઇરાન દેશમા પહેલી વખત જ થાય છે એક મુસલમાન પાદશાહે, સુલતાન મહમૂદ ગઝનવીએ, એ મહાન કવિને રઝળાવ્યો હતો, આજે એક હજાર વરસ બાદ બીજો મુસલમાન શાહ તે અપમાનને ભૂસી નાખી કવિની ખરેખરી કદર કરે છે

ફિરદૌસી એ એ કવિનું ઉપનામ હતુ ફિરદૌસ એટલે સ્વર્ગ કવિનો બાપ ફિરદૌસ નામની એક વાડીનો માળી હતો, તેથી તેણે પોતાનુ ઉપનામ—તખલ્લુસ—ફિરદૌસી રાખ્યુ એ કવિની જિંદગીના કેટલાક બનાવો દંતકથા જેવા લાગે છે દાખલા તરીકે, એને શાહનામુ રચવાનો પ્રસગ કેવી રીતે મળ્યો તેને માટે એમ કહેવાય છે કે તૂસના હાકેમ તરફથી એને સતામણી થઈ તેની ફરિયાદ કરવા એ પાટનગર ગઝની ગયો ત્યા સુલતાનના દરબારમા હાજર થવામા પત્તો ન લાગવાથી ને ખરચી ખૂટવાથી એણે કવિતા લખવાનો 'ધધો' (પેશો) શરૂ કર્યો અને તેમાથી કાંઈક રોજી મેળવતો રહ્યો સુલતાન મહમૂદને પોતાના રાજ્યનો ભોજરાજ થવાની ઇચ્છા હતી એટલે એણે તે વખતના ગણ્યા કવિઓને પોતાના દરબારમા બેસા ડ્યાં હતા, અને તેમનુ કામ સુલતાન તથા સુલતાનના દરબારીઓના સ્તુતિકાવ્યો રચવાનુ હતુ એ કવિઓમાં મુખ્ય કવિ—poet laureate—ઉનસરી નામે હતો એ ઉનસરી ઉસ્તાદ કહેવાતો અને એને ત્યા કવિઓનો ડાયરો ભરાતો એ ડાયરાના સભ્ય થવાની ફિરદૌસીને તીવ્ર ઇચ્છા થઈ આવી હતી, પણ તે કેમે કરી પાર પડી શકતી

નહોતી છતા એક દહાડો તો ગમે તેમ કરી એ ડાયરામા એ ઘૂસી ગયો ત્યાં અસજદી અને ફર્રૂખી નામના તે સમયના જાણીતા કવિઓ પણ હાજર હતા ઉનસરીએ પોતાને ત્યા ગામડિયા જેવો કોઈ નવો માણસ આવેલો જોઈ, ફિરદૌસીની જરા ઠેકડી કરવાની મતલબથી કહ્યુ, 'ભાઈ, કવિઓના ડાયરામા કવિ જ સમાય।' ફિરદૌસીએ જવાબ આપ્યો, 'આપના સેવકને પણ એ વિષયની સહેજ આવડત છે.' ઉનસરીને થયુ કે એ વાત સાચી છે કે નહિ તે શોધી કાઢવા એની પરીક્ષા લેવી જોઈએ, એટલે કહ્યુ 'અમે ત્રણે જણા એક કાવ્યની એકએક પંક્તિ રચીશુ તુ પણ જો તેને અનુસરી ચોથી પંક્તિ બરાબર રચશે, તો તને ખરો કવિ જાણીશુ' ફિરદૌસી કબૂલ થયો

ઉનસરી બોલ્યો

ચંદ્ર પણ તારા ગાલસમો તેજસ્વી નથી,

અસજદી બોલ્યો

વાડીમાનુ કુસુમ પણ તારા ચહેરા જેવુ (સુંદર) નથી,

ફર્રૂખી બોલ્યો

તારા કટાક્ષ (બાણ) બખ્તરને પણ ભેદી આરપાર જાય છે,

ફિરદૌસી બોલ્યો

પશનની લડાઈમા જેમ ગીવનો ભાલો જતો હતો તેમ *

ફિરદૌસીની હાજરજવાબી અને શીઘ્રકાવ્ય બનાવવાની શક્તિ જોઈ એ સૌ આશ્ચર્ય પામ્યા અને એને શાબાશી આપી પણ એમને કુતૂહલ થયુ કે પશનના રણક્ષેત્રની અને ગીવના પરાક્રમની તેને ખબર ક્યાથી? તેથી પૂછ્યુ કે તેને અમલ ઇરાનની તવારીખની માહિતી છે? એણે કહ્યુ, 'હા, છે, એટલુજ નહિ પણ એ તવારીખનુ પુસ્તક પણ મારી પાસે હાજર છે.' હવે સુલતાન મહમૂદ ઉનસરી કવિને ઘણો વખત થયા ઇરાનના પાદશાહોનો ઇતિહાસ કાવ્યરૂપે લખવા આગ્રહ કર્યા કરતો હતો, પણ ગમે તેવા બહાના બતાવી ઉનસરી તેમ કરવા ના કહ્યા કરતો હતો, તેમજ પોતાની જાણમા એવો કોઈ માણસ હોવાની પણ ના કહેતો હતો. એટલામા એને આ રીતે ફિરદૌસી મળી ગયો પ્રાચીન ઇતિહાસની માહિતી એને હોવાની પોતાને ખાતરી થઈ હતી એટલે હવે એની કાવ્યશક્તિ કેવી છે તેની જ કસોટી કરવાની રહી તેથી કાવ્યશાસ્ત્રના કેટલાક કઠિન નિયમો તથા અટપટા છંદો વગેરે સબંધે એને તપાસતા શાએરીમા એ પૂરેપૂરી શક્તિવાળો જણાયો, એટલે તરત તેને પોતાના મંડળનો સભ્ય બનાવ્યો પછી ફિરદૌસીને સવાલ પૂછ્યો, ''શાહનામુ (બાદશાહોની તવારીખ) કાવ્યમા રચવા જેટલી તારી હિંમત છે?' ફિરદૌસીએ જવાબ આપ્યો, 'ઇનશાલ્લા તાલા (ઇશ્વરેચ્છા હશે તો) રચી શકીશ' ઉનસરી ઘણો રાજી થયો ને એને સુલતાન પાસે લઈ ગયો. સુલતાને એની પાસે એક સ્તુતિકાવ્ય

---

* ફારસીમા એ મિસરા નીચે મુજબ છે

ચૂ આરઝે તૂ માહ ન બાશદ રોશન
માનિંદે રુખત ગુલ નબુવદ દરગુલશન
મુઝગાનત ગુઝર હમી કુનદ અઝજવશન
માનિંદે સનાને ગીવ દરજંગે પશન.

'ગીવ' એ એક ઇરાની યોદ્ધાનુ નામ છે.

રચાવ્યુ, તે પોતાને પસદ પડ્યુ એટલે શાહનામુ રચવાની આજ્ઞા આપી તેને રહેવાની સગવડ કરી આપી, નાણાની જોગવાઈ પણ કરી આપી આ રીતે શાહનામાની શરૂઆત થઈ, અને એ નામુ રચતા એને ત્રીસથી પાત્રીસ વર્ષ થયા દરમ્યાન સુલતાન મહમૂદનો અયાઝ નામે ખાસ ગુલામ હતો તેની સ્તુતિનુ કાવ્ય ફિરદૌસીએ ન રચવાથી તેણે સુલતાનના કાન ભર્યા કે ફિરદૌસી મુસલમાન નથી પણ ગેરમુસ્લિમ—'રાફેઝી' છે સુલતાન ધર્માંધ હતો, એટલે તેણે એ વાત સાભળતા જ ફિરદૌસીને હાથીના પગ તળે ચગદાવી મારી નાખવાનો હુકમ કર્યો પોતે સુન્નીપથનો ચુસ્ત અનુયાયી છે એવુ ફિરદૌસીએ આજીજી સાથે જણાવતા સજા તો રદ થઈ, પણ તેના પર સુલતાનની ઇતરાજી થઈ તે થઈ, અને ફિરદૌસી ગઝનીથી નાસી તૂસ આવી છુપાઈ બેઠો એને દર બેતદીઠ એક સોનામહોર આપવાનુ સુલતાનનુ વચન હતું તે તોડી રૂપાનો સિક્કો આપવામા આવ્યો એવા સાઠ હજાર સિક્કા મળતા સુલતાન તરફ તિરસ્કાર દેખાડવા તેણે તે સિક્કાઓ ગઝનીના હમામખાનાના માણસો, ભિખારીઓ વગેરેમા વહેચી આપ્યા, અને સુલતાનની એ નીચતા વર્ણવતુ એક ઘણુ જ જોરદાર નિંદાકાવ્ય—vituperative satire—લખ્યુ શાહનામુ પૂરુ થતા પહેલા દુ ખ અને વૃદ્ધાવસ્થાને લીધે કવિ ઘણો અશક્ત થઈ ગયો હતો તેથી એને એ ચિંતા રહી કે રખેનુ એ મહાકાવ્ય અપૂર્ણ રહેશે પરતુ આપણા ગુજરાતના એકબે જૂના કવિઓ માટે કહેવાય છે કે તેમની અધૂરી કૃતિઓ તેમના સગાસબધીઓએ પાછળથી પૂરી કરી, તેમ ફિરદૌસીના શાહનામા માટે પણ કહેવાય છે તાએરીમા ફિરદૌસીનો ગુરુ અસદી તૂસી નામનો એક જાણીતો કવિ હતો ખોરાસાન પ્રદેશના કવિઓનો તે શિરોમણિ કહેવાતો, એટલે તેને પણ શાહનામુ રચવાનો આગ્રહ પહેલા કરવામા આવેલો, પણ પોતાની જૈફીનુ બહાનુ કાઢી તેણે ના કહેલી હવે જ્યારે ફિરદૌસીની આ સ્થિતિ થઈ અને તે તૂસ પાછો આવ્યો ત્યારે તેણે અસદીને—પોતાના ગુરુને—કહ્યુ, 'મારુ મોત પાસે આવ્યુ છે ને મારુ કાવ્ય અધૂરુ રહી જશે' અસદીએ કહ્યુ, 'તુ મૂઝાઈશ નહિ, એમ કરતા તુ ગુજરી જશે ને હું હયાત હોઈશ તો હું તારુ અધૂરુ કાવ્ય પૂરુ કરીશ' ફિરદૌસી બોલ્યો, 'તમે પોતે જ એટલા વૃદ્ધ થઈ ગયા છો કે તમારે હાથે એ કામ પૂરુ થવાનો સભવ લાગતો નથી' અસદી કહે, 'ઈશ્વરેચ્છાથી પૂરુ થશે જ' એમ કહી એક આખી રાત ને આખો દિવસ બેસી તેણે શાહનામાની બાકીની ચાળીસ હજાર બેત રચી કાઢી ફિરદૌસીને બતાવી ફિરદૌસીએ આ રીતે પોતે જીવતા જ પોતાનુ કામ સરંજામ પહોંચેલુ જોયુ એટલે અસદીને બહુ ધન્યવાદ આપ્યો શાહનામાના પારગત વિદ્વાનો આ ભાગ સહેલાઈથી ઓળખી કાઢે છે મુસલમાનોએ ઈરાન પર હુમલો કર્યો ત્યારથી તે કાવ્ય પૂરુ થતા સુધીનો એ ભાગ છે આ પ્રમાણે એ કાવ્યની રચના બેવડ્યુ છે

સુલતાન મહમૂદને પાછળથી પશ્ચાત્તાપ થતા ફિરદૌસીને પોતાના આપેલા વચન મુજબ સાઠ હજાર સોનામહોરો મોકલાવી પરતુ સજોગ એવો બન્યો કે એ ઇનામથી લાદેલા જાનવર તૂસ શહેરને એક દરવાજેથી પેસ ને બીજે દરવાજેથી ફિરદૌસીની લાશ ભૂમિદાહ માટે લઈ જવામાં આવી સુલતાનના પશ્ચાત્તાપનુ કારણ હિંદુસ્તાન જોડે સબધ રાખે છે પોતાની એક ચઢાઈ વખતે સુલતાન મહમૂદે દિલ્હીના સમ્રાટ પર એક કાગળ લખેલો, તેનો જવાબ કેવો આવશે, અનુકૂળ કે પ્રતિકૂળ, તેનો તે વિચાર કરતો હતો, અને પ્રતિકૂળ આવે તો

શું કરવું તેને વિશે પોતાના એક હજૂરી જોડે મસલત કરતો હતો. હજૂરીએ જવાબમાં શાહનામામાથી એક બેત વાંચી બતાવી, જેનો ભાવાર્થ એ હતો કે જો મારી ઇચ્છાથી વિરુદ્ધ જવાબ આવે તો મારે ગુર્જ (હથિયાર) લઈ, અફ્રાસિયાબની સામે મેદાનમાં (રણક્ષેત્રમા) ઊતરી પડવુ—મતલબ કે સામા પક્ષ જોડે લડાઈ કરવી આ જવાબ સુલતાનને એટલો બધો ગમી ગયો કે એને એમ લાગ્યુ કે પોતે ફિરદૌસી જોડે બહુ ખરાબ રીતે વર્ત્યો હતો અને તેથી તેણે પોતે આપેલુ વચન પાળવા હુકમ કર્યો

અસલી ઇરાનના શાહોનો ઇતિહાસ એટલે ગેરમુસ્લિમ—અગ્નિપૂજક—શહેનશાહોનો ઇતિહાસ અને તેમની સ્તુતિ કાફરોની સ્તુતિ કરતા આવા કાવ્યના રચનારની કબર પર ફાતિયા પઢવા એક કટ્ટરપંથી આચાર્યે ના કહી, એટલે એકાએક રાત્રે તેને સ્વપ્ન આવ્યુ તેમા તેણે ફિરદૌસીને સ્વર્ગમા ઊંચી પાયરીએ બેઠેલો જોયો એ જોઈ તેને તાજુબી થઈ અને ફિરદૌસીને તેનુ કારણ પૂછ્યુ, 'તેં તો કાફરોને વખાણ્યા છે ને તુ જન્નતમા ક્યાથી!' ફિરદૌસી કહે, 'મે એક જ બેત ઇશ્વરની સ્તુતિમા એવી લખી છે કે જેથી મારુ સ્થાન સ્વર્ગમા જ રહે એ બેતની મતલબ એ છે કે

આ આખા વિશ્વનો ઉન્નતિકાર અને અવનતિકાર તુ છે,
તુ શુ છે (કોણ છે) તે હું જાણતો નથી, પરતુ એટલુ જાણુ છુ
કે જે સઘળુ હસ્તીમા છે તે તુ છે[૨]

શાહનામુ એક વિશ્વવિખ્યાત વીરરસથી પ્રચુર એવુ મહાકાવ્ય epic poem છે. અસલી ઇરાનને લગતા અનેક આખ્યાનો, આખ્યાયિકાઓ, કથાઓ, દતકથાઓ અને અદ્ભુત કથાઓથી તે ભરેલુ છે ઇતિહાસ એટલે તવારીખની નજરે જોતા એ બહુ ઉપયોગી થઈ પડે એવો ગ્રંથ નથી It is of no historical value" પરતુ ગ્રીક સાહિત્યમા જે જગા હોમરના ઇલિયડની છે, ભરતખડના સાહિત્યમા વાલ્મીકિના રામાયણની કે વેદવ્યાસના મહાભારતની છે, હિંદી સાહિત્યમા તુલસીદાસના રામાયણની છે, તે જગા ઇરાની સાહિત્યમા શાહનામાની છે ટૂંકામા, એ કાવ્ય અતિશય લોકપ્રિય છે ઘેરઘેર શાહનામાની નકલ જોવામા આવે છે ઘેરઘેર તે વચાય છે અને વાચી લોકો પોતાનુ ભૂતપૂર્વ ગૌરવ તેમા વર્ણવેલુ જોઈજોઈ રાજી થાય છે જેમ રામાયણ ને મહાભારતમા વર્ણવેલી અનેક કથાઓને તેમાથી છૂટી પાડી, તે કથાઓ આખ્યાનરૂપે, અલાહેદા કાવ્યરૂપે, નાટકરૂપે જુદાજુદા પડિતો અને લેખકોને હાથે નવુ જીવન પામી છે, તેમ શાહનામામાં વર્ણવેલા અનેક બનાવો અને કિસ્સાઓએ ફારસી સાહિત્યના કાવ્યો તથા ગ્રથોને પ્રેરણા આપી છે. ઝાલ ને રૂદાબે, બેજન મનીજે, રૂસ્તમ તેહેમીના એવાએવા યુગલોની પ્રેમ અને વાત્સલ્યની કથાઓ, જોહાક ને જમશીદ, શીયાવશ ને ફરગીસ એમની વીર અને કરુણરસની કહાણીઓ, અને છેવટ સોહરાબ ને રૂસ્તમનુ દાસ્તાન, કે જેમા પ્રખ્યાત અને પરાક્રમી યોદ્ધો રૂસ્તમ અજાણે પોતાના દીકરા સોહરાબ જોડે લડાઈમા ઊતરી તેને મારી નાખે છે તે વાતની ખબર

---

૧. અગર જુઝ બકામે મન આયદ જવાબ,
મનો ગુર્જો મયદાને અફરાસિયાબ

૨ જહાન્ રા બુલન્દી વ પસ્તી તુઈ,
ન દાનમ ચેઈ, હર ચે હસ્તી તુઈ.

પડતાં સોહરાબની માના તેહેમીનાનો વિલાપ, એ હૃદયની ખરી લાગણીથી અને અંતરના ઊંડાણમા લખાયેલા હોવાથી વાચકનુ મન પણ ઘણી તીવ્ર લાગણીથી દ્રવી ઊઠે છે. શાહનામાની ભાષા સાદી ને સરળ ફારસી—અરબ્બી શબ્દોના મિશ્રણવગરની—હોવાથી, આપણા ગુજરાતીમા મામળ, પ્રેમાનદ ને દયારામની ભાષાને મળતી આવે છે સરળ, સાદાઈવાળી, અને આડબરથી વિમુક્ત હોવા છતા તેમા એક જાતનુ અપ્રતિમ—અનુપમ ગૌરવ જોવામા આવે છે

શાહનામાના ઔદાર્ય ને ગૌરવથી આકર્ષાઈ દુનિયાની ઘણીખરી ભાષામા તેનાં ભાષાતર કરવામા આવ્યા છે ફ્રેંચમા મોહલે, અગ્રેજીમા એટકીનસન અને જર્મનમા રીકેર્ટે તેનાં ભાષાતર કર્યા છે રુસ્તમ ને સોહરાબના દાસ્તાનનુ મેથ્યુ આર્નોલ્ડનુ ભાષાતર ફારસી સાહિત્યની ખૂબી પરભાષામા દર્શાવતો એક બેનમૂન નમૂનો છે આજથી પોણોસો વરસ પર પારસી ભાઈઓ જ્યારે પોતાની પ્રેરણા અગ્રેજી સાહિત્યને બદલે ફારસી સાહિત્યમાથી લેતા હતા ત્યારે તેમણે શાહનામાની ઘણી કહાણીઓ ગુજરાતીમા ઉતારી છે દાખલા તરીકે, 'મનસુખ'ના ગજનામામાથી જુઓ "રુસ્તમ અને તેના બેટા સોહરાબ વચ્ચે થએલી લડાઈનુ ઘણુ જ દિલપઝીર દાસ્તાન" જમશેદ ને ઝોહાક અને બેજન મનીજે, ઝાલ રૂદાબેનાં નાટકનુ વસ્તુ પણ શાહનામાએ જ પૂરુ પાડેલુ

શાહનામાની કિંમત આકવામા પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોમા મતફેર છે સર વિલિયમ જોન્સ જેવા ફિરદૌસીને હોમરથી ઊતરતો ગણે છે હોમર તો તેને મન એક જ થઈ ગયો કુદરતના કોઈ પણ એક અશનુ દુર્લક્ષ ન કરતુ હોમરનુ અતિ ફળદ્રુપ અને સર્વગ્રાહી બુદ્ધિબળ તો અજોડ જ હતુ એમ તેનુ માનવુ છે તેના ઉત્તરાધિકારીઓએ તો માત્ર તે બુદ્ધિબળના પ્રતિબિંબ અને કેટલાએકે તો તે પ્રતિબિંબના માત્ર ઓળાઓ જ આલેખ્યા છે, અને તેથી જોકે ફિરદૌસીનુ બુદ્ધિબળ હોમરના બુદ્ધિબળને મળતુ આવે છે એમ તે કબૂલ કરે છે, છતા કુદરતને જે રીતે ગ્રીક કવિ વળગી રહે છે તેવી રીતે ફિરદૌસીથી બની શકતુ નથી બીજા હાથ પર ખુદ ઇરાનના પડિતો અને કવિઓનો શિરોમણિ કહે છે તેઓ તો કહે છે કે ઇરાનના સાહિત્યના મુકુટ જેવા ત્રણ કવિઓ થઈ ગયા દરેક પોતપોતાના ખાસ વિષયમા—અવસાફ (ઐતિહાસિક ગુણદર્શન)મા ફિરદૌસી, કસીદા (સ્તુતિકાવ્યો)મા અનવરી અને ગઝલોમા સાદી તેમનુ કહેવુ એવુ છે કે ઘણા જૂના જમાનામા વાણી—વાગ્દેવતાની દેવી—ઊંચે આભમાથી આવી નીચે પૃથ્વી પર પડી તે દેવીને પાછી ઊંચે લઈ જઈ ને દેવલોક—દિવ્યભૂમિમા સ્થાન અપાવનાર ફિરદૌસી હતો અસલ ફારસીમા શાહનામુ વાચનારને ઇરાની વિવેચકોનો આ દાવો દરેક રીતે સાચો લાગે છે

આપણા રામાયણમહાભારત માફક શાહનામાની અનેક પ્રતો થઈ છે, અને તેમા અસખ્ય પાઠફેર નજરે આવે છે યુરોપી પડિતોએ સમય તથા ધનનો ઘણો વ્યય કરી તેની શુદ્ધ આવૃત્તિઓ પણ કાઢી છે મોગલ બાદશાહોના વખતમા થએલી સુદર ચિત્રો તથા તેનાથી વધારે સુદર હસ્તાક્ષરવાળી બેનમૂન નકલો દસ ને પદર હજાર રુપિયા આપતા પણ આજે મળતી નથી તેમાની ઘણીખરી યુરોપ જઈ બેઠી છે

ફિરદૌસીએ શાહનામા ઉપરાત યુસફ ઝુલેખા જેવા બીજા કાવ્યો લખ્યા છે, પણ એની નામના તો શાહનામાથી જ થઈ છે.

એની ભાષા સહેલી અને સરળ છે એ ઉપર જણાવ્યું છે કેટલીએક પંક્તિઓ તો સૂત્ર જેવી છે, દાખલા તરીકે—તવાના બુવદ હરકે દાના બુવદ આ પંક્તિ સાધારણ ગુજરાતી જાણનાર પણ સમજી શકે દાનેશમંદ તે બળવાન જ્ઞાન એટલે બળ 'Knowledge is Power' એ તેનો અર્થ છે ખુદ શાહનામામાંની એવી ઘણી સૂત્ર જેવી પંક્તિઓ છે કે જેનાવડે કવિ પંકાઈ ગયો છે પરંતુ એણે કકળતે હૃદયે સુલતાન મહમૂદ વિષે જે નિંદાત્મક કાવ્ય લખ્યું છે, તેની બરોબરી કરનાર પંક્તિઓ આખી દુનિયાના સાહિત્યમાં બીજે કશે મળી શકતી નથી સુલતાનના વચનભંગથી એનું હૃદય ભાંગી ગયું, એટલે એનાથી બને તેટલા તિરસ્કારના, ધિક્કારના, શાપના બાણ—અગ્ન્યાસ્ત્ર જેવા જળતા—એણે સુલતાનના હૃદય પર ફેંક્યા, અને છેવટ તેનો ઘા સુલતાનને એવો સાલવા લાગ્યો કે એ સુલતાનના એક અધિકારીએ આખરે બસો સોનૈયા આપી એ આખું કાવ્ય ખરીદી લીધું કે જેથી શાહનામામાંથી તેને દૂર કરી શકાય આ નીચેના અનુવાદમાં અસલનું જોસ, સુલતાન પ્રત્યે તરવરી ઊઠતો તિરસ્કાર, ભભૂકતો ક્રોધ, અંતરના ઊંડાણમાંથી અપાતો શાપ, તેની નીચતા, હીનતા દર્શાવતા ભાવ આવી શકતા નથી તેને માટે તો ખુદ શાહનામું જ વાંચવું જોઈએ

એ કાવ્યના પ્રારંભની કડીમાં જ ફિરદૌસી સુલતાનને કહે છે, "હે વિશ્વવિજેતા મહમૂદ શાહ! ભલે તું કોઈથી ડરતો ન હોય, પરંતુ ઈશ્વરથી તો ડર રાખ તારા પહેલાં સંખ્યાબંધ શહેનશાહો થઈ ગયા છે તેઓ પણ મુકુટધારી હતા, અને પૃથ્વીપતિ હતા, તારા કરતા દરજ્જામાં, ધનસંપત્તિમાં, સૈન્યની સંખ્યામાં, ગાદીપતિ અને મુકુટધારીપણામાં ચઢિયાતા હતા છતા તેઓ સદાચાર અને સદ્વર્તન સિવાય બીજું કશું સેવતા નહિ, વધારે-ઓછાનો વિચાર કરતા નહિ બધાઓ ઊંચનીચ સૌને સરખો ઇન્સાફ આપતા તેઓ પવિત્ર અને યઝદાન (ઈશ્વર)ને પૂજનારા હતા (મતલબ કે તું તેવો નથી' × × × × × મને સુલતાન મુગટ પહેરાવશે અને ઇનામ આપશે એ આશામાં ને આશામાં મેં શાહનામું રચવામાં વરસોના વરસો ગાળ્યા. પણ તેણે મને મારા (હૃદયના) લોહીનો ઘૂંટડો પિવડાવવા સિવાય બીજું કશું જ કર્યું નહિ તેની પાસેથી માત્ર પવન (હવા) સિવાય બીજા કશાની પ્રાપ્તિ થઈ નહિ (ખાલી હાથે આવ્યો) જો સુલતાનને જન્મ આપનાર બાપ જાતે સુલતાન હોત તો સુલતાને મારે માથે સોનાનો મુગટ પહેરાવ્યો હોત, જો સુલતાનની માતા કોઈ ખાનદાન સ્ત્રી હોત તો સુલતાને મને સોનારૂપાથી નવાજી નાખ્યો હોત (મતલબ કે સુલતાનના માતપિતા નીચ તોખમના હતાં) સુલતાનના સ્વભાવમાં (મૂળમાં) જ ખાનદાની હતી નહિ તો બુઝુર્ગી (ખાનદાની) તે શું, તે એના કાન પણ કેમ સાંભળી શકે?".. છેવટ એ શાપ દે છે "હે ઈશ્વર! હું પ્રાર્થના કરું છું કે એના શબને અગ્નિથી બાળજે, કે જેથી તારા આ સેવકના લાચાર હૃદયને કાંઈક પ્રકાશ મળે" એક મુસ્લિમની લાશને અગ્નિદાહ કરવો તે તેને જહન્નમ—નરક—માં મોકલવા બરોબર ગણાય છે

સુલતાનને પાછળથી પશ્ચાત્તાપ થયો અને તેણે એને સોનામહોરો મોકલી એ વાત ખરી, પણ ફિરદૌસી તો કકળતી આંતરડીએ જ મૂઓ.

# જ્યોતિર્મયી જનની

સુંદરજી ગો. બેટાઈ

(પૃથ્વી)

કર્યું જનનિ! સ્તન્યપાન, પણ સ્વાદ હું વીસર્યો;
નિહાળી તુજ મૂર્તિ બાલનયને હું ભૂલી ગયો;
નથી સ્મરણમાં પ્રસન્ન તુજ નેત્રનાં નર્તનો;
ગયો વિસરી હું અભાગી તુજ પ્રેમલ સ્પર્શનો.

ખસે પટલ કાલના, વિમલ વ્યોમલક્ષ્મી સમી
સ્ફુરે હૃદયગર્ભમાં મૃદુલ શાન્ત શીળી પ્રભા,
લસી વિલસી નિર્મલા ભરતી આત્મ-આકાશને,
વહે છલકતી નવીન રસથી રમે જીવને.

અહો! હું નવજન્મનો પરમભાવ આજે લહું,
થતાં નયન ધન્ય જોઈ તુજ મૂર્તિ જ્યોતિર્મયી;
નવીન જ અનુભવું કરુણગૂઢ આહ્લાદ હું
અસીમ તુજ પ્રેમના વિમલ પ્રસ્તવે ડૂબતો.

રમે જગ સમસ્ત શું જનનિ-ભાવ-નિસ્યન્દને?
લસે ગગન તારકો શિશુતણા ઉર-સ્પન્દને?

અમે દરવરસે શિયાળાની રજામા હજીરા જતા હજીરા સુરતની પાસે નાનુ હવા ખાવાનુ સ્થળ છે ઘણુખરૂ તો શિયાળાની ઠંડીમા હજીરા જેવા નિર્જન અને લગભગ અજાણ્યા સ્થળે કોઈ આવતુ નહિ એટલે મોટા સેનેટોરિયમમા અમારુ એકહથ્થુ રાજ્ય ચાલતુ બધા થઈને અમારી ૭ જણની ટોળી હતી બધા એક જ કૉલેજમા ભણતા અને દરેકની ઉમ્મર અઢાર અને પચીસની વચ્ચે હતી દરેકમા કાંઈ કાંઈ વિશિષ્ટતા હતી એટલે અમને એકબીજા વગર ચાલે એમ નહોતુ હસતા, ગપ્પા હાકતા, ગાયનો લલકારતાં ગાડામાં બેસી અમે સેનેટોરિયમમા પહોચ્યા તો જોયુ કે ત્રણ આધેડ વયની સ્ત્રીઓ અમારા પહેલા આવી સાગમા ગાગ બ્લૉકમા અડ્ડો જમાવી બેઠી હતી આ અમને સાલ્યુ બીક પણ લાગી કે અમારી નિર્દોષ ચેષ્ટાઓનો વિપરીત અર્થ થવાનો ઘણો સભવ હતો પણ અમે ઠરીઠામ થયા પછી વાત વધારે વકી ત્રણમાથી બે બહેનો હતી તેમની ઉમ્મર ચાળીસની આસપાસમા હશે દેખાવમા બન્ને તદ્દન બેડોળ અને આણઘડ લાગતી તેમની વાતચીતમા પણ બુદ્ધિના કે ઊંડા વિચારના તેજ નહોતા તેમની ફોઈએ પણ જાણે તેમની મશ્કરી કરી હોય તેમ તેમના નામ લીલા અને વસત પાડ્યા હતા. તેમની સાથેની બાઈ પચાસેક વરસની હશે અને તેમની આથેની સગી હતી. તેનુ નામ કમળાબહેન હતુ દેખાવમા એ ફક્કડ લાગતા, પણ બન્ને બહેનો પર તેમને ઊંડો પ્રેમ હોય એ દેખીતુ હતુ.

બન્ને બહેનોએ પહેલા દિવસથી અમારી સાથે ભળી જવાનો પ્રયત્ન કરવા માડયો. એમની ઉમ્મરને ન છાજે એવાં ગાંડા અમારી સાથે એ કાઢતી. કારણ હોય કે ન હોય તોય એ ખીખી હસતી, પોતાના ખડમા ફાટી ગયેલા અવાજે ગાતી અમારે એમની સોબત નહોતી જોઈતી એ અમે ચોખ્ખુ બતાવ્યુ એમની પીઠ પાછળ ટોળીમાના મશ્કરાઓ એમના ચાળા પાડતા મને બીક લાગતી કે એમને ખબર પડ્યા વગર નહિ રહે, અને ખરેખર એકાદ અઠવાડિયા પછી એમણે અમારી સાથેનો સંબધ ઓછો કરી નાખ્યો અમારી સાથે બોલતા પણ તેમને ક્ષોભ થતો હોય એમ લાગતુ પણ એમના ચાળા પાડતા તે કમળા-બહેને જોયુ હતુ, અને એક દિવસ અચાનક ધડાકો થયો સાજે બહાર જવાનો બધાને કટાળો આવ્યો, એટલે અમારામાના મશ્કરા રમણ અને મારી નાની બહેન સુધાએ બે બહેનોની ટીખળ કરવા માડી એટલામા બન્ને જણ ઓરડીના અધખોલા બારણા પાસેથી પસાર થયા હુ ગભરાયો કે જરૂર એમણે અમને જોયા હશે અને ચાળા પાડવાનુ કારણ પણ સમજ્યા હશે એ બન્ને તો પોતાના બ્લૉક તરફ ચાલ્યાં ગયા, પણ કમળાબહેન એમની પાછળ હતા તે અમારા ઓરડામાં આવ્યા અને બારણુ આડુ કરી અમારી તરફ ફર્યા.

"એ એકલવાઈ, મિત્ર વગરની બાઈઓની મશ્કરી કરતા તમને શરમ નથી આવતી?" એમણે સખત અવાજે પૂછ્યુ.

સાધારણ લાગતી તે વર્ષની ઉનાળાની રજામાં વસંતને તેની એક બહેનપણીને ત્યાં મુંબાઈ જવાનું આમંત્રણ હતું છૂટા પડતા બે બહેનોના કાળજા કપાઈ જતા હતા, પણ મોટું શહેર જોવાની હોંસે વસંત આખરે ગઈ

"અમારાથી થોડે દૂર અમારી જ ન્યાતના એક ગૃહસ્થ રહેતા તેમને એક પુત્ર અને પુત્રી હતા તેઓ અને લીલા, વસંત નાનપણથી સાથે રમેલા હતા આ રજામા તેમને ત્યા તેમનો મામાનો છોકરો અનિલ આવ્યો હતો તે વીસેક વર્ષનો હતો મુંબાઈની કાલેજમા ભણતો મજબૂત, દેખાવડો અને હસમુખો એ છોકરો કોઈને પણ આકર્ષે એમ હતું પહેલા જ દિવસથી એ અને લીલા એકબીજા તરફ આકર્ષાયા મને પણ મારું નાજુક ફૂલ એ હાથમા જાય તે યોગ્ય જ લાગ્યું અનિલનું કુટુંબ ખાનદાન અને શ્રીમંત હતું અને એનું ભાવિ પણ ઉજળું જણાતું હતું મને હજી યાદ છે કે મને વિચાર આવ્યો હતો કે ઠીક થયું કે વસંત મુંબાઈ છે, નહિ તો લીલા એની આગળ મોળી પડી જાત અને બન્ને વચ્ચે જરૂર અંતરાય આવત માત્ર એક વાત મને બહુ પસંદ ન પડી જ્યારે ને ત્યારે લીલા અનિલ આગળ વસંતના સૌંદર્ય, મીઠા કંઠ મળતાવડા સ્વભાવની પ્રશંસા કર્યા કરતી મને લાગતું કે આમ અનિલને ઉત્સુક બનાવી લીલા દુ:ખને આમંત્રણ આપતી હતી. પરંતુ થોડા દિવસ પછી અનિલ અને લીલાના વિવાહ થયા અને એકાદ મહિનામા લગ્ન કરવાનું ઠર્યું દરમ્યાનમા વસંતના કાગળ અવારનવાર આવતા. એને બહેનનો વિયોગ સાલતો હતો વિવાહનું તેણે જાણ્યું એટલે બહેનના પ્રેમમા થોડા જ દિવસમા કોઈ ત્રાહિત માણસ ભાગ પડાવશે એ બીકે એણે ઓચિંતા પાછા આવવાનું ઠરાવ્યું જે દિવસે એ પાછી આવી એ દિવસ મને હજી યાદ છે સમીસાંજના પ્રકાશમા દીવાનખાનાના બધા બારણાં ખુલ્લા મૂકી હું, લીલા, અનિલ અને જોડેના ઘરના લતા અને બાબુ વાતો કરતા બેઠા હતા બહાર બાગમાથી પારિજાતકની તીવ્ર સુવાસ અને કોયલનો ટહુકાર આવતા હતા તે સાંજથી તે તે સુવાસ અને ટહુકાર મને અકારા થઈ પડ્યા છે અંધકારના ઓળા પ્રસરવા માંડ્યા અને અમે જરાવાર નિ:શબ્દ બેઠા એટલામા બહારથી ગાડીનો અવાજ આવ્યો અને અમે બહાર જઈએ તે પહેલા વસંત દોડતી આવી લીલાને ભેટી પડી મે અનિલ સામે જોયું. તે સ્તબ્ધ બની વસંત સામે ટીકી રહ્યો હતો થોડીવારે એકબીજાની ખબર અંતર પૂછી લીધા પછી વસંત કપડા બદલવા ઉપર ગઈ, અને લીલાએ અનિલને પૂછ્યું, 'કેમ અનિલ? મે કહી હતી તેવી છે કે નહિ?' અનિલ નિરુત્તર રહ્યો. ત્યારપછી રોજ બધા સાથે ફરવા જતા, રમતો રમતા, ગાયનો ગાતાં લીલા સારું ગાતી, પણ વસંત તો કિન્નરકંઠી જ હતી એટલે એમા પણ લીલા મોળી પડી જતી અનિલ અને વસંત પર મારી નજર પહેલેથી હતી કમનસીબે લીલાની જે વિશિષ્ટતાઓએ અનિલને આકર્ષ્યો હતો તે જ વસંતમા વધારે પ્રમાણમા ખીલેલી હતી. પહેલાપહેલા તો વસંતના મનમાં પાપ નહોતું તે પોતાની બહેનના સુખે સુખી હતી પણ ધીમેધીમે એને પણ અનિલે આકર્ષી આ બધું મારી નજરબહાર નહોતું છતા હું ઈશ્વરમા શ્રદ્ધા રાખીને બેઠી સારાથી બીજું કાંઈ થાય તેમ નહોતું પણ જે થયું તે તો તદન અણધારેલું જ હતું."

"શું થયું?" અમે બધા બોલી ઊઠ્યા

"લગ્નને પંદર દિવસની વાર હતી ત્યારે અનિલ અને વસંત સુરત છોડી ચાલ્યાં ગયાં

અને કલકત્તે જઈ પરણ્યા" અમે બધા સ્તબ્ધ થઈ ગયા. ઓરડો નીરવ હતો "બીજું શું થાય? બન્ને એકબીજાની પાછળ ગાંડા થયા હતા જતા જતા વસંત મારે માટે ચિઠ્ઠી મૂકતી ગઈ હતી 'જિંદગીમાં વહાલામાં વહાલી લીલા છે એનું હૃદય આજે હું છુંદું છું. મેં ઘણોય છૂટવા પ્રયત્ન કર્યો, પણ મારાથી બળવાન કોઈ અગમ્ય શક્તિ મને ખેંચી જાય છે' લીલા પર આ બનાવનું પરિણામ અણધાર્યું થયું એણે એકે આંસુ પાડ્યું નહિ એના મુખ પર વિષાદની કે ક્રોધની છાયા મેં જોઈ નથી વસંતનું કે અનિલનું નામમાત્ર એણે લીધું નહિ. જાણે માણસ મટી એ પાષાણ બની ગઈ. ત્યારપછી સ્થળફેર થાય માટે અમે બે હિંદુસ્તાનની મુસાફરીએ નીકળ્યા લીલા કશામાં રસ લેતી નહિ, પણ હું જેમ કહું તેમ કરતી લગભગ દોઢેક વરસે અમે પાછાં ફર્યાં પાછા આવતાં મેં સાંભળ્યું કે અનિલ ટાઈફોઈડથી અચાનક ગુજરી ગયો હતો અને વસંત પાછી સુરત આવી હતી. મેં હિંમત કરીને આ વાત લીલાને કહી જો એણે ગુસ્સો પણ બતાવ્યો હોત તો હું ખુશ થાત પણ એણે તો જરાય લાગણી બતાવી જ નહિ કડવાશભરેલા અવાજે એણે એટલું જ કહ્યું, "મારે એમની સાથે શી લેવાદેવા છે, કમળામાશી! ફરીથી એ વાત ન કાઢતાં' એટલામાં વસંતના માગ પર અને લીલા પર પત્રો આવ્યા એ માંદી હતી અને મને મળવા માગતી હતી લીલા મુંબાઈ એક જણને ત્યાં જવાની હતી ત્યાં એને મૂકી હું સુરત ગઈ. વસંતનો પત્ર લીલાએ ઉઘાડ્યા વગર પાછો મોકલ્યો મેં વસંતને ફરી જોઈ ત્યારે હું ઠરી જ ગઈ એનું પહેલાનું લાવણ્ય તદ્દન અદૃશ્ય થઈ ગયું હતું મોઢું ફિક્કું અને નિસ્તેજ હતું રડી-રડીને એની આંખના તેજ ઓસરી ગયાં હતાં તે સગર્ભા હતી મને લાગ્યું કે એનું લગ્ન સુખી નીવડ્યું જ નહોતું વસંતને હમેશાં લીલાના વિચાર આવતા એને લાગતું કે પોતે ઘોર પાતક કર્યું છે અનિલ પણ મસ્તાગી હતો પોતે લીલાની શી સ્થિતિ કરી એ વિચાર હમેશાં એને કપાવતો એની અને વસંતની વચ્ચે લીલાની ઠપકાભરી, કરુણ મૂર્તિ વારંવાર આવતી એક-બીજા સાથેના મોહના પડદો લગ્નના મહિના થોડા અકારાડિયા પછી ખરી પડ્યા અને ત્યારથી તેમનું પ્રાયશ્ચિત્ત શરૂ થયું ધીમેધીમે એમની વચ્ચેનો અંતરાય વધતો ગયો અને એટલામાં અનિલનું મૃત્યુ થયું

"ઉનાળાની એક સુંદર સવારે વસંતને પુત્રી પ્રસવી સૂર્ય તળાવને પેલે પાર ક્ષિતિજ પર ધીમેધીમે ચડતો હતો ત્યારે એ જન્મી વસંતને મન એ માત્ર પુત્રી નહોતી, પણ દૈવી ક્ષમાનું ચિહ્ન હતી પોતે લીલા પ્રત્યે પાપ કર્યું છે એમ એના લાગણીપ્રધાન મનને લાગ્યા કરતું, પશ્ચાત્તાપને અને ક્ષમાનું ચિહ્ન એને મન આ દીકરી હતી એનું નામ અમે કુસુમ પાડ્યું નાની કુસુમ અમારો શ્વાસ ને પ્રાણ બની રહી તે પહેલેથી તંદુરસ્ત અને આનંદી હતી તેના મોઢા પર અસાધારણ તેજની ઝાંખ હતી કોઈકવાર તે મને અપાર્થિવ લાગતી અને મને કાનમાં વિચાર આવતા કે આ તેજ, આ ઝળક, પ્રભુ ઉપાડી લેશે ત્રણેક મહિના તો બધું બરાબર ચાલ્યું, પણ પછી મને એક વિચાર આવ્યો ત્રણે. દિવસ મેં એના પર દેખરેખ રાખી તો લાગ્યું કે ઘૂઘરાના રણકારથી એને આનંદ થતો, પણ પણ એનો સુંદર રંગ એને આકર્ષતો નહિ એની માતા અને મારા પગરવને એ ઓળખતી પણ અમને જોયે કાંઈ હિલચાલ કરતી નહિ. છેવટે એક સાંજે મેં પ્રયોગ કર્યો સળગતી મીણબત્તી છેક એની આંખ આગળ આણી પણ એણે મીંચ પણ માર્યું નહિ. કુસુમ જન્મથી

આંધળી હતી." કમળાબહેન ઘડીભર થોભ્યા. અમે બધાં જડ થઈ ગયાં હતાં અમારી અવિચારી ટોળટીખળ કેટલી અસ્થાને હતી, તે હવે જણાતું હતું એમણે પાછું ચલાવ્યું "મને પહેલા તો બીક લાગી કે વસંતને ચિત્તભ્રમ થઈ જશે. મેં લીલાને કુસુમના જન્મ વખતે એક કાગળ લખ્યો હતો હવે બીજો લખ્યો, કે તારી કઠોરતાને લીધે વસંતનું હૃદય કચરાઈ જાય છે તારા અબોલાને લીધે એ રાતદિવસ જંપતી નથી બેમાંથી એકે કાગળનો જવાબ મળ્યો નહિ. જે છોકરી પહેલા તદન નરમ અને કોમળ હૃદયની હતી, તે હવે વજ્રથીયે કઠોર બની ગઈ હતી. વસંતને માથે તો દુઃખના ડુંગર તૂટ્યા એને ખાતરી થઈ કે હજી ઈશ્વરનો કોપ શમ્યો નથી ત્યારપછી અમે બન્નેએ છોકરીને માટે જ જીવવા માંડ્યું ચાર વરસ આમ નીકળી ગયા લીલાએ સુરતમાં જ નાનું ઘર લીધું હતું અને એકલી રહેતી પ્રભુ કેટલાકને અધાપો આપે છે ત્યારે આંખના બદલામાં ગતોપી આનંદી જીવ આપે છે, તેવો નાનકડી કુસુમનો હતો ઘરમાં અને બગીચામાં તે દોડતી, કૂદતી સુંદર ફૂલકળી જેવી એ સૂર્યપ્રકાશને પૂજતી પ્રાતઃકાળના પ્રકાશમાં એણે પહેલી-વાર એની સુંદર પણ તેજોહિન આંખો ખોલી હતી એનું સ્મરણ જાણે એના બાલહૃદયમાં કોતરાયું હોય તેમ એ બગીચામાં સૂર્યના પ્રકાશમાં રમતી અને એને દાક્તરોને બતાવી ત્યારે એમણે અભિપ્રાય આપ્યો કે સાતમે વરસે શસ્ત્રક્રિયા કરીશું તો ઘણુંખરું એ દેખતી થશે એ પાંચેક વરસની હતી ત્યારે મને ખબર પડી કે એની માશી એને અવારનવાર મળે છે કુસુમ બહાર જઈ આવ્યા પછી કહેતી કે એક હેતાળ બાઈ એને ખાવાનું આપતા અને રમાડતા આયાને પૂછતા એણે પોતાને કાંઈ ખબર નથી એમ કહ્યું. તેણે લીલા પાસે સોગન ખાધા હતા કે અમને કાંઈ નહિ કહે લીલાનો ઇરાદો શો હતો એ વિચાર મને વારંવાર આવતો મેં એને ત્યારપછી આઘેથી ઘણીવાર જોઈ પણ હું હાથથી બોલાવું તે તરફ એ ધ્યાન આપતી જ નહિ બૂમ તો પડાય એમ નહોતું, કેમકે નાની કુસુમ સાંભળે ને ઘેર જઈ વસંતને કહે આમ ને આમ સાત વરસ થયા કુસુમને શસ્ત્રોપચાર કરવાનો દિવસ આવ્યો આગલી રાતે મને કે વસંતને ઊંઘ આવી જ નહિ આખી રાત અમે પ્રાર્થનામાં કાઢી બીજે દિવસે ઑપરેશન થયું અને દાક્તરોના મત પ્રમાણે બરાબર પાર ઊતર્યું કુસુમની આંખે પાટા બાંધેલા હતા બીજે દિવસે સવારે એ છોડવાના હતા અને દાક્તરોએ કહ્યું હતું કે પહેલેથી કાંઈ ખાસ સંભાળની જરૂર નથી કુસુમ તો હર્ષઘેલી થઈ ગઈ હતી રાત ક્યારે પૂરી થાય ને હું સૂર્ય જોઉં એ જ એનું રટણ હતું આગલી રાતનું જાગરણ અને અત્યારસુધીની ચિંતાને લીધે હું અને વસંત એવા લોથ થઈ ગયા હતા કે રોજ કરતા વધારે ગાઢ નિદ્રામાં પડ્યા પણ સવારે કુસુમ વહેલી જાગી પાટાના બંધમાંથી એણે પ્રકાશ જોયો હશે એણે ઉતાવળે હાથે પાટા છોડી નાખ્યા, બારીમાંથી નજર નાખી અને ઊગતા સૂર્યની ઊપસી કોર તળાવની પેલે પાર ક્ષિતિજ નીચેથી નીકળતી જોઈ આનંદની બૂમ મારી એ બારણાની બહાર દોડી. પહેલા તો ઊંઘના ઘેનમાં હું કાંઈ સમજી નહિ અને આ વિરલ પ્રાણઘાતક નીવડ્યો હું એની પાછળ દોડી, એને બૂમો મારી, પણ એ શાની થોભે? એ સીધી પૂર્વ દિશા તરફની નીચી દીવાલ તરફ દોડી આંધળી હતી ત્યારે હમેશની ટેવને લીધે જાણતી હતી કે ભીંતની નીચે સો ફૂટનો ખાડો છે માટે સંભાળ લતી આજે એ દેખતી હતી એટલે જૂની ટેવ ભૂલી ગઈ અને સૂર્યના તેજસ્વી ગોળાને બાથમાં લેવા દોડી ભીંત આગળ પહોંચી, કૂદકો મારી ઉપર ચડી, સૂર્યને ભેટવા

હાથ લંબાવ્યા અને બીજી જ ક્ષણે ઝીણી ચીસ પાડી નીચે પડી..... એની માતાએ એનો નાનકડો મૃતદેહ આણ્યો. ઓપરેશનની એને ખબર હતી, અને પરિણામ જાણવાની ઉત્કંઠાએ તે આટલી વહેલી ટેકરી નીચે આંટા મારતી હતી એટલામાં ભાળીને એણે પડતી જોઈ. એના નિર્જીવ દેહને એણે ઉપાડી લીધો અને હું અને વસંત ઊભાં હતા ત્યાં આવી વસંતને સોંપ્યો. સારે નસીબે નાની કુસુમના મુખને કાંઈ ઈજા થઈ નહોતી. તે જોતાં ધીમા, સ્થિર, લાગણીહીન અવાજે વસંતે પૂછ્યું, 'હવે મને પૂરેપૂરી શિક્ષા થઈ, લીલુ? આટલું પ્રાયશ્ચિત્ત બસ થશે?'' આટઆટલા વરસ જાળવેલો લીલાનો આત્મસંયમ આજે તૂટી ગયો. ગાંડા આવેગમાં વસંતને વળગી એણે રડતાં કહ્યું, 'મને પણ એ એટલી જ વહાલી હતી, બહેન. એની આંખો સારી થાય એ આશામાં હું જોતી આવી હતી.' હું ત્યાંથી ચાલી ગઈ, પણ જતાં જતાં જોયું કે વેરનો અગ્નિ શમી ગયો હતો. બન્ને બહેનો કુસુમના મૃતદેહ પર આંસુ સારતી હતી."

ઓરડો નીરવ હતો. રાત્રીનો અંધકાર બધે વ્યાપી ગયો હતો. બહાર આકાશમાં તેજસ્વી તારાઓ ટમટમી રહ્યા હતા. અંદરનું વાતાવરણ આ કરુણ વાતને અનુરૂપ હતું એટલે ઊભા થઈને દીવો સળગાવવાનું કોઈને મન થતું નહોતું. ઘણાની આંખો ભીની હતી. પણ રમણના હૃદયથી આ બધું સહાયું નહિ. "જે છોકરીઓ આટલી લાવણ્યમયી હતી તે આવી થઈ જાય? તેમના જીવનમાં આવા બનાવો બને અને તેમના મુખ પર કે શીલમાનમાં કાંઈ તેમનો અવશેષ ન રહે!"

"ભાઈ, તું હજી બાળક છે. હમણાં તું યુવાન છે. તારું લોહી ગરમ છે. તને જગ જીતવાના કોડ છે. પણ ચાળીસ વરસ પછી તું પણ એમના જેવો જ થઈશ. અત્યારે કદાચ એ તારા માનવામાં નહિ આવે. માણસની સહનશક્તિને પણ હદ હોય છે. દીવામાંથી તેલ ઓછું થતાં દીવા નિસ્તેજ થઈ જાય છે, તેમ લાગણીના આટલા ઓઘ ઓસર્યા પછી માણસ પણ નિસ્તેજ થઈ જ જાય ને? બન્ને બહેનો હવે એકબીજાને માટે અને નાની કુસુમની સ્મૃતિને માટે જીવે છે. માટે જ હું ના કહું છું. તોય એ યુવાન છોકરાઓમાં ભળવા જાય છે. દરેક યુવાન છોકરીને જુએ ત્યારે તેમને લાગે છે કે અમારી કુસુમ આવી હોત. પણ યૌવન ગયું છે, એટલે આ પ્રેમને રોકવા માગે છે. આ બધું કદાચ હમણાં નહિ સમજાય, અવસ્થા થશે સમજાશે."

થોડીવાર બધાં ચૂપ રહ્યાં. પછી એકદમ રમણ ઊઠ્યો. "ઘરડા થઈશું ત્યાં સુધી ક્યાં વાટ જોઈએ? ચાલો ઝપાટામાંથી આજે તમારે ત્યાં જ જમીશું. ચાલો બધા જોડેના બ્લૉકમાં, પેલાં બે જણ એકમેકનાં શું કરે છે તે જોઈએ."

હું દીવો સળગાવતા અમારા ઓરડામાં પાછળ રહ્યો. થોડીવારે જોડેના બ્લૉકમાં ગયો ત્યારે પોતાના નાટક વાંચતા હતા. એક ખુરશી પર લીલાબહેન બેઠાં હતાં. તેમની આંખમાંથી આંસુધારા સારી રહ્યાં હતાં. પણ પાસે સારી તારાની બહેન બેઠી હતી તેના માથા પર હાથ ફેરવતાં તે કહેતાં હતાં, "બહેન, મારે એક બાળકી હતી. જીવી હોત તો અત્યારે તારા જેવડી હોત." મેં કમળાબહેન સામું જોયું. એમની આંખ ભીની હતી. ઘણે વરસે એમના હૃદયમાં શાંતિ વળી હોય એમ લાગ્યું.

# પૃથ્વીની જીવનકથા

સતીશચંદ્ર પ્ર. દેસાઈ એમ. એસ્. સી (લંડન)

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે દરેક દેશના લોકોએ કોઈ ને કોઈ જાતની કલ્પનાઓ કરી છે આપણા વેદમા પણ તે વિષે ઉલ્લેખ છે એક ઠેકાણે લખ્યું છે કે સૃષ્ટિની શરૂઆતમા સત્ કે અસત્ કશુ ન હતુ, તેમ ન હતુ સ્વર્ગ કે આકાશ, પછી ધીમે-ધીમે દેવલોક, પૃથ્વીલોક વગેરે ઉત્પન્ન થયા એક ખ્રિસ્તી માન્યતા પ્રમાણે ઈશ્વરે પ્રથમ તારાઓ અને પૃથ્વી બનાવ્યા, અને પૃથ્વીને 'વધારે અજવાળુ આપવા માટે સૂર્ય અને થોડુ અજવાળુ આપવા માટે ચંદ્ર' બનાવ્યા. આધુનિક વિજ્ઞાને આ માન્યતા ખોટી પાડી છે. સૂર્ય અને પૃથ્વીની ઉંમરની ગણતરી કરતા માલૂમ પડ્યુ છે કે સૂર્ય પૃથ્વી કરતા ઘણો વહેલો સરજાયો હશે, અને એમ માનવાને પણ સબળ કારણો છે કે પૃથ્વી સૂર્યમાંથી જ ઉત્પન્ન થઈ છે

પણ સૂર્ય પણ અનત કાળથી અસ્તિત્વ ધરાવતો નથી ઇંગ્લંડના વૈજ્ઞાનિક એડિંગ્ટને સિદ્ધ કર્યું છે કે આખી સૃષ્ટિ ૧,૩૦,૦૦,૦૦૦ વર્ષમા તેનુ કદ આઠગણુ મોટું કરે છે અને જો આમ હોય તો સૂર્ય અનત કાળથી તપતો હોઈ શકે નહિ સૂર્યની ઉમ્મર માટે ખગોળશાસ્ત્રીઓમાં ત્રણ જુદાજુદા મતો છે ૧૯મી સદીમા લૉર્ડ કેલ્વિનનો અભિપ્રાય એમ હતો કે સૂર્યની ઉમ્મર માત્ર પાચ કરોડ વર્ષની છે આ સમય ઘણાને બહુ જ ટૂંકો લાગે છે અને તેથી આધુનિક વૈજ્ઞાનિકો તે કબૂલ રાખતા નથી બીજો મત એવો છે કે સૂર્યની ઉંમર ૫૦૦૦ અબજ વર્ષની હશે આપણી આકાશગગા વિષે કરેલી કેટલીક ગણતરીઓ પ્રમાણે અને બીજા કેટલાક કારણોસર સર આર્થર એડિંગ્ટનને આ સમય વધારે લાગે છે, અને તેથી એ ત્રીજો મત એમ દર્શાવે છે કે સૂર્ય દશ અબજ વર્ષથી અસ્તિત્વ ધરાવે છે વૈજ્ઞાનિકોની દલીલોમા ઊતર્યા સિવાય આપણે એમ કબૂલ રાખીશુ કે સૂર્યની ઉંમર ૧૦ અબજ ને ૫૦૦૦ અબજ વર્ષની વચ્ચેની હશે

તો ૫૦૦૦ અબજ વર્ષ પહેલા સૂર્ય શેમાંથી ઉત્પન્ન થયો એ પ્રશ્ન સહજ ઉદ્ભવને આ વિષે વૈજ્ઞાનિકો ચોક્કસ નિર્ણય પર આવી શકતા નથી પણ તેઓ એમ માને છે કે ઠેઠ સૂર્યના બધારણની શરૂઆતમા આખુ વિશ્વ ઝીણા ઝીણા રજકણોથી ભરપૂર હતુ. ગુરુત્વાકર્ષણના બળથી કેટલાક રજકણો એકબીજાની પાસે આવીને એકઠા થવા લાગ્યા અને તેમાંથી સૂર્ય બન્યો આ ઘટના બનવાને ૫૦૦૦ અબજ વર્ષો થઈ ગયાં

સૂર્યમાંથી પૃથ્વી છૂટી પડવા વિષે ૧૯મી સદીમા ફ્રેંચ ખગોળશાસ્ત્રી લાપ્લાસે એવી સૂચના કરી હતી કે સૂર્ય જેમજેમ ઠંડો પડતો ગયો તેમતેમ તેમાથી વાયુની વીંટીના આકારની જ્વાળાઓ છૂટી પડવા લાગી, અને તે જ્વાળાઓમાથી બધા ગ્રહો ઉત્પન્ન થયા આ પ્રકારની ઉત્પત્તિને લીધે ગ્રહો સૂર્યની આસપાસ એક જ દિશામા ફરે છે તે હકીકતની સમજૂતી કંઈક મળી વળી શનિની આસપાસ એક વર્તુલાકાર વાદળુ છે તે ઉપરથી એમ

અનુમાન કરાય કે કદાચ સૂર્યની આસપાસ પણ એવાં વાદળાંઓ હોય અને તેમાંથી ગ્રહો ઉદ્ભવે.

આ બધાં કારણોસર લાપ્લાસની સૂર્યમંડળની ઉત્પત્તિની કલ્પના ખગોળશાસ્ત્રીઓમાં ઘણી લોકપ્રિય થઈ પડી. પણ ધીમેધીમે તેમાં ખોડો જણાવા લાગી. ખાસ કરીને દૂરમાં દૂર ગ્રહના અંતરના જેટલી ત્રિજ્યાવાળું વાદળું સૂર્યની આસપાસ ન ફરી શકે એમ ગણિતશાસ્ત્રની ગણના ઉપરથી લાગ્યું, તેથી લાપ્લાસની સુંદર કલ્પના ખોટી ઠરી.

હવે પૃથ્વીની ઉત્પત્તિ જુદા જ સંજોગોમાં થઈ છે એમ માનવામાં આવે છે. કરોડો વર્ષ પહેલાં એક તારો સૂર્યની નજીકથી પસાર થઈ ગયો અને ગુરુત્વાકર્ષણના બળને લીધે તે વખતે સૂર્યમાંથી કેટલાક દ્રવ્યના લોચાઓ બહાર ખેંચાયા અને તેમાંથી ગ્રહોની ઉત્પત્તિ થઈ. ગ્રહો સૂર્યની આસપાસ એક જ દિશામાં ફરે છે તે હકીકતની સમજૂતી આ નવી માન્યતા પ્રમાણે પણ આપી શકાય છે.

જો કોઈ તારો અને સૂર્યના એકબીજાની પાસે આવવાથી સૂર્યમંડળ ઉત્પન્ન થયું હોય, તો તારાઓના ઇતિહાસમાં આ ઘણો અદ્ભુત બનાવ ગણાય. તારાઓની વચ્ચેની ખાલી જગ્યા એટલી બધી વિસ્તૃત છે કે બે તારાઓને પાસે આવવાનો સંભવ અતિશય ઓછો ગણાય. આકાશ કેટલું બધું ખાલી છે તેનું એક દૃષ્ટાંત લઈએ. જો આપણે પ્રકાશના વેગથી મુસાફરી કરીએ તો પૃથ્વીની આસપાસ ફરતાં પા સેકંડ પણ ન થાય, પૃથ્વી છોડીને ચંદ્ર પર જતાં માત્ર દોઢ સેકંડ થાય, અને સૂર્ય સુધી પહોંચતાં પણ આઠ મિનિટ જ લાગે, પણ સૂર્યમંડળની બહાર જવું હોય તો પાસેમાં પાસેના તારાને પહોંચતાં ચાર વર્ષ લાગે. એટલે તારાઓના પ્રમાણમાં ખાલી જગ્યા ઘણી વધારે છે. આવા ખાલી આકાશમાં બે તારાઓ પાસે આવે એમ બનવાનો સંભવ ઘણો જ ઓછો છે. એમ ગણતરી કરવામાં આવી છે કે પૃથ્વીના ગોળામાં ૧૫ થી ૨૦ ટેનિસના દડાઓ છૂટાછવાયા ગમે તેમ ફેંક્યા હોય અને તેમાંના બેને પાસે આવવાનો જેટલો સંભવ છે તેટલો જ સંભવ બે તારાઓ પાસે આવવાનો છે. ટૂંકમાં આપણું સૂર્યમંડળ ઘણું અસામાન્ય છે. દૂરબીનથી અનેક તારાઓ તપાસવામાં આવ્યા છે પણ કોઈ ઠેકાણે તારાની આસપાસ ગ્રહો જણાયા નથી. આ કારણથી જો મનુષ્યને તેના નિવાસસ્થાન માટે અભિમાન ઊપજે તો તે સમજી શકાય એમ છે. આપણી પૃથ્વી બીજા તારાઓ જેટલી કદમાં મોટી નથી, અને તેનું તેજ પણ ઓછું છે. પણ જે જાતનું ચેતન પૃથ્વી પર જોઈએ છીએ તેવું બીજે ક્યાંયે નથી. ચેતનનો આધાર ગ્રહો પર અને સૂર્યમંડળ જેવી રચના પર છે. જો બીજે કોઈ ઠેકાણે આવી રચના ન હોય, તો આપણે એવા નિર્ણય પર આવી શકીએ કે આ અગણિત તારાઓ અને નિહારિકાઓ જડ છે, માત્ર આપણી પૃથ્વી પર જ ચેતનનો વિકાસ થઈ શકે છે.

અત્યાર સુધી આપણે પૃથ્વીની ઉત્પત્તિ વિશે વિચાર કર્યો. જેમ કોઈ મહાન વ્યક્તિના ઇતિહાસમાં આપણે તેના કુટુંબની અને તેના નિવાસસ્થાનની ઓળખાણ આપીએ છીએ તેમ આપણે જોઈ ગયા કે પૃથ્વીના પિતાજી સૂર્ય છે અને ગ્રહો તેના બંધુઓ છે. પૃથ્વી પ્રથમ સૂર્યમાંથી આવી, પણ પછી પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવવા લાગી.

આ બનાવ ક્યારે બન્યો અથવા પૃથ્વીની ઉંમર કેટલી તે વિશે વૈજ્ઞાનિકોમાં મતભેદ છે, પરંતુ તે ઉંમર શોધવા વિજ્ઞાનની જુદીજુદી શાખાઓમાં જુદીજુદી ગણનાઓ

થાય છે પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે પૃથ્વીની ઉંમર કાઢવાની એક રીત તેમા રહેલી યુરેનિયમ ધાતુ વિષેની છે યુરેનિયમ રાખ્યુ હોય તો અમુક વર્ષો પછી તેનો થોડો ભાગ સીસાના સ્વરૂપમાં બદલાયેલો માલુમ પડે છે માટે પૃથ્વીના યુરેનિયમના એક નમૂનાનો કેટલો ભાગ બદલાયો છે તે કાઢી શકાય તો તે યુરેનિયમ કેટલા વર્ષોનુ જૂનુ છે તે કાઢી શકાય આવી કંઈક ગણતરી પરથી પૃથ્વીની ઉમર એકબે અબજ વર્ષની કાઢવામાં આવી છે ભૂવિદ્યા જાણનારાઓ પણ આ આંકડાને ટેકો આપે છે

ત્યારે એકબે અબજ વર્ષ પૂર્વે આપણી પૃથ્વીનો જન્મ થયો તે વખતે તે વાયુરૂપમા હતી અને ખૂબ જોરથી પોતાની ધરીની આસપાસ તે ફરતી હતી ધીમેધીમે તે પ્રવાહી થવા લાગી પૃથ્વીના દરિયામા ભરતીઓટ થવા લાગ્યા, અને તે વખતે દરિયામા ખૂબ પાણી હોવાને લીધે મોજાઓ ઘણાં ભયકર થતા એક વખત પૃથ્વી પોતાની ધરીની આસપાસ ત્રણ કલાકમા ફરતી હતી તે વખતે આ મોજાનો વેગ અને ભ્રમણનો વેગ બન્ને એકઠા થઈ ગયા અને પૃથ્વીમાથી એક ગોળો બહાર નીકળીને તેની આસપાસ ફરવા લાગ્યો. પૃથ્વીની આસપાસ ભ્રમણ કરનાર આ ગોળાનુ નામ ચદ્ર

આ ઉપરથી જણાશે કે પૃથ્વીને ચદ્રની માતા કહેવુ તે માત્ર કવિતાની દષ્ટિએ નહિ પણ વિજ્ઞાનની દષ્ટિએ પણ સાચુ છે ‘ચદા’ની કવિતામા શ્રી નરસિંહરાવ ચદા પાસે બોલાવે છે.

"નામ ચદા મધુરુ મારુ પાડીયુ મુજ માડીએ"

તેમા પૃથ્વીને ચદ્રની માતા બનાવે છે, તે વિજ્ઞાનની દષ્ટિએ તદ્દન ખરુ છે પણ તે જ કવિતામા ચદા કહે છે

"તેજસ્વી સૂર્ય પિતાજી મારા તેમનાથી રહુ બીની."

એટલે સૂર્યને ચદ્રના પિતા કહે છે, તે ખગોળશાસ્ત્ર પ્રમાણે ખરુ નથી સૂર્ય ચદ્રના પિતા નહિ પણ માતામહ થાય છે

ચદ્ર પૃથ્વીથી જુદો થયો તેની પહેલી અસર એ થઈ કે પૃથ્વીમા એક મોટો ખાડો પડ્યો આ ખાડો ધીમેધીમે પુરાવા લાગ્યો પણ તે હજુ સુધી છેક પુરાયો નથી એમ માનવામા આવે છે કે હાલનો પૅસિફિક મહાસાગર તે ખાડાનો થોડો રહી ગયેલો ભાગ બતાવે છે પૃથ્વી પર થતાં ભરતીઓટના ઘર્ષણમા પૃથ્વીની ભ્રમણશક્તિ વપરાવા લાગી, અને તેથી તેનું ફરવાનુ વધારે ને વધારે મદ થવા લાગ્યુ તેની સાથે ચદ્ર પણ વધારે ને વધારે દૂર જવા લાગ્યો અત્યારે ચદ્ર પૃથ્વીથી લગભગ અઢી લાખ માઈલ આઘો છે

જેમજેમ પૃથ્વી ઠરી થતી ગઈ તેમતેમ તેના પર જીવનવતા પ્રાણીઓ અને ફુલ-ઝાડની ઉત્પત્તિ થવા લાગી. જડ પૃથ્વીમા ચેતનની શરૂઆત શી રીતે થઈ તે પ્રશ્નનો નિકાલ હજુ આવ્યો નથી પૃથ્વીના ઇતિહાસની સાકળમા આ ખૂટતી કડી છે એક એવી પણ માન્યતા રાખવામાં આવે છે કે જડ અને ચેતનમા મૌલિક ભેદ નથી, અને તેથી પૃથ્વીની તે વખતની ગરમી અને તેના બીજા સજોગોમા જડમાથી પણ ચેતન થાય આ માત્ર કલ્પના જ છે અને તે માટે પુરાવો મેળવી શકાય એમ નથી તે ગમે તેમ હોય, પણ એકવાર જીવનની શરૂઆત થયેલી આપણે ગણીએ તો તે ઉપરથી બધી જાતનાં પ્રાણીઓ અને વનસ્પતિઓ ઉત્પન્ન થયાનુ સમજી શકાય છે.

એક ખ્રિસ્તી માન્યતા પ્રમાણે બધી જાતના પ્રાણીઓનુ સર્જન એકસાથે થયુ હતું.

પછી એક મોટી રેલ આવી તેમા બધાનો નાશ થયો માત્ર નોહની હોડીમાં દરેક જાતના બબ્બે પ્રાણીઓ બચી ગયા અને તેમાથી હાલના પ્રાણીઓનો વશ શરૂ થયો છે

આ માન્યતાને લીધે ૧૯મા સૈકામા પ્રખ્યાત પ્રાણીશાસ્ત્રી ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદનો ઘણો વિરોધ થયો ડાર્વિને ઘણી સ્પષ્ટ અને જોરદાર દલીલોથી સિદ્ધ કરી આપ્યુ કે પૃથ્વી પર વસતા પ્રાણીઓ એકબીજાથી છેક જુદા નથી, બધા એકબીજાને કોઈક રીતે મળતા આવે છે, એટલે બધાને એક પ્રાણીવૃક્ષમા ગોઠવી શકાય ડાર્વિનના મૃત્યુ પછી એના સિદ્ધાતમા કેટલાક મહત્ત્વના ફેરફાર થયા છે, પણ ઉત્ક્રાતિની મૂળ કલ્પનાને વધારે ટેકો મળ્યો છે આ પ્રાણીવૃક્ષ પ્રમાણે જોતા મનુષ્યો વાદરામાથી ઊતરી આવેલા નથી, પણ મનુષ્ય અને વાદરો બન્ને એક વાંદરીને મળતા પ્રાણીના વશજો છે, એટલે વાદરાઓ આપણા વડદાદા થતા નથી પણ આપણા પિતરાઈઓ થાય છે

ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદ માટે એટલી બધી ચર્ચાઓ થાય છે કે તે વિષે થોડો વિચાર કરીએ આપણે શા માટે માનવુ જોઈએ કે દુનિયાના બધા પ્રાણીઓ અમુક રીતે બદલાતાં-બદલાતા હાલના જેવા સ્વરૂપો ધરાવે છે ? માટે ઉત્ક્રાન્તિવાદ વિષેનો થોડો પુરાવો તપાસીએ

દુનિયામા અઢી લાખ પ્રકારના પ્રાણીઓ વસે છે, પણ તે બધાને અમુકઅમુક વર્ગોમા ગોઠવી શકાય છે વળી તેઓમા કેટલુક અણધાર્યું સરખાપણુ મળી આવે છે બેલોન નામના પ્રાણીશાસ્ત્રીએ એક પખીના અને મનુષ્યના હાડપિંજરમા ઘણુ સરખાપણુ બતાવ્યુ હતુ વળી મનુષ્યનો હાથ, કૂતરાનો પગ, અને ચામાચીડિયાની પાખ ઘણા મળતા આવે છે વળી જિરાફ જેવા લાબા પ્રાણીની ડોકમા સાત જ હાડકા છે, અને બીજા કેટલાક પશુઓની ડોકમાં તેટલા જ હાડકા હોય છે

બીજી જાતનો પુરાવો કેટલાક નકામા અવયવોના અવલોકનથી મળે છે વ્હેલ માછલીને પાછલા ભાગમા એક નકામુ નાનુ અગ છે, અને માછલીઓમા એક નકામી ત્રીજી આખ હોય છે

વળી કેટલીકવાર એવુ બને છે કે કેટલાક પ્રાણીઓ એમના પૂર્વજો જેવુ આચરણ કરે છે કેટલાક પાળેલા પ્રાણીઓ જગલી પ્રાણીઓ જેવી રીતે વર્તે છે

ઉત્ક્રાન્તિવાદ માટે સુદર પુરાવો ભૂવિદ્યાના સશોધનોમાથી મળી આવે છે ઘોડાનો ઇતિહાસ ઘણો રમમય છે હજારો અને લાખો વર્ષ ઉપર ઘોડાની જાત કેવી હતી તે તેના હાડપિંજરો મળી આવે છે તે ઉપરથી જાણી શકાય છે ૫૦ થી ૬૦ લાખ વર્ષ પહેલાં તેનુ કદ શિયાળ જેટલુ હતુ અને તેના પગને પાચ આગળા હતા ધીમેધીમે તેનાં આગળા ઓછા થતા ગયા અને ૫૦ થી ૬૦ લાખ વર્ષમા તેની ઊંચાઈ ૪ થી ૪॥ ફૂટ વધી

આ બધા પુરાવા પરથી આપણે એમ માનીએ કે મનુષ્યની શરૂઆત આદમ અને ઈવથી થઈ નથી, પણ આપણે બીજા પ્રાણીઓમાથી બદલાતા મનુષ્યો થયા છીએ સૌથી પહેલાં પૃથ્વી પર પ્રાણીઓમા જળચરો ઉત્પન્ન થયા, તેમાના થોડાકે જમીન પર આવવાની શરૂઆત કરી જમીન પર તે વખતે પ્રાણીઓ થોડા જ હતા, તેથી એમને હરવાફરવાની જગા પુષ્કળ હતી અને ત્યા એમને બીજા પ્રાણીઓનો ભય ન હતો એટલે પૃથ્વી પર વસતા પ્રાણીઓની સખ્યા વધતી ગઈ શરૂઆતમા એટલે ૧૦ કરોડ વર્ષ પૂર્વે પૃથ્વી પરનાં પ્રાણીઓ ઘણી જ મોટી કદના હતા ૮૦ ફૂટ લાંબા અને ૨૦ ફૂટ ઊંચા મગરો જેવાં

પ્રાણીઓ પૃથ્વી પર ઘૂમતા હતા પણ એમના ગજાવર શરીરને લીધે તેઓનો નાશ થયો, કારણ કે જરૂરને વખતે તેઓ પોતાનાં શરીર ઝટ વાળી શકતા નહિ બીજા અનેક કારણોને લીધે પ્રાણીઓનો નાશ થયો અને પ્રાણીઓની નવી જાતો ઉત્પન્ન થવા લાગી પૃથ્વીની હવામા ઘણા ફેરફારો થયા, અને તેને લીધે તે હવાને અનુકૂળ આવી શકે એવા પ્રાણીઓ જ જીવી શક્યા. કેટલીકવાર જ્વાળામુખી પર્વત ફાટવાને લીધે પાણી હતુ ત્યા જમીન થઈ ગઈ તેથી જે પાણીમા રહેનારા પ્રાણીઓ જમીનના જીવનને ટેવાઈ શક્યા તે જ પૃથ્વી પર રહ્યા. આવી જ રીતે જે કરચલાઓ જમીન પર રહેવા આવ્યા તેના વશજોમાથી ચીછીઓ ઉત્પન્ન થયા

આ પ્રમાણે પ્રાણીઓમા ફેરફારો થતા ચાલ્યા, અને એમ થતાથતા ઝાડ પર રહેનારા વાદરાની જાતના પ્રાણીઓ થયા. તેમાં ઉરાગઉટાંગ અને શિમ્પેન્ઝિ પણ થયા પછી એક વાદરાએ બે પગ પર પોતાના શરીરને સમતોલ રાખીને બીજા બે પગથી ઝાડ પરના ફળ તોડવાનુ અને બીજુ કામ શરૂ કર્યું આમ કરવાથી બીજા વાદરાઓ કરતા તેમનું જીવન સરળ થઈ ગયુ એમને કામ કરવાને બે હાથ મળ્યા અને તેથી તેમને ઘણો જ ફાયદો થયો તેમનુ મગજ પણ વધારે ખીલતુ ગયુ અને આ પ્રમાણે મનુષ્યજાતિની શરૂઆત થઈ

પહેલો મનુષ્ય કેટલાં વર્ષો પર થઈ ગયો તે વિષે હજુ ચોક્કસ નિર્ણય થયો નથી પણ એમ મનાય છે કે આ પૃથ્વી પર મનુષ્યજાતિનો ઇતિહાસ અઢીસો લાખ વર્ષનો છે

ઘણા વર્ષો સુધી મનુષ્ય જગલી રહ્યો સસ્કૃતિની શરૂઆત છેલ્લા ૧૦,૦૦૦ વર્ષથી વધારે જૂની ન કહેવાય વેદકાળમા આર્યસસ્કૃતિ હતી, પણ તે કાળ ચોક્કસ થયો નથી લોકમાન્ય તિલકના અભિપ્રાય પ્રમાણે વેદ આશરે ઇ પૂ ૪૫૦૦મા લખાયા હતા. અને જેકોબીના અભિપ્રાય પ્રમાણે તેનો સમય ઇ પૂ. ૪૦૦૦નો છે. ડૉ રાધાકૃષ્ણન તેમને ઇ પૂ ૧૫૦૦થી વધારે મોડા લખેલા ગણી શકતા નથી

જોકે મનુષ્યે જ્ઞાનપ્રાપ્તિ કરવાની શરૂઆત ઘણા જૂના સમયથી કરી છે, પણ વિજ્ઞાનની ઘણીખરી પ્રગતિ છેલ્લા ૨૦૦-૩૦૦ વર્ષોમા થઈ છે દરરોજ નવીનવી શોધો થતી જાય છે, અને કુદરતના અધકારમા રહેલા રાજ્યના થોડાથોડા ભાગ પર વિજ્ઞાન દરરોજ વિજય મેળવતુ જાય છે

આ જ્ઞાન, વિજ્ઞાન, પ્રગતિ અને સસ્કૃતિનુ અતિમ સ્વરૂપ શુ થશે તે વિજ્ઞાન કહી શકતુ નથી વિજ્ઞાનની શોધો ક્યા અટકશે તે પણ કહી શકાતુ નથી એક વખત કવિવર ટાગોર અમેરિકા ગયા હતા ત્યા તેમણે ત્યાના ઘણા માળવાળા મકાનો જોયા ત્યારપછી એમને વિચાર આવ્યો હતો કે આ માળની સખ્યા અટકશે ક્યાં ? તે જ પ્રમાણે આપણુ વિજ્ઞાન આપણને ક્યાં લઈ જાય છે તે માટે સાવચેતી રાખવી જોઈએ વિજ્ઞાનનો સદુપયોગ થાય તેમા જ મનુષ્યજાતિનુ શ્રેય રહેલુ છે

# નૂતન વર્ષ : ૧૯૯૧

રતુભાઈ ના. દેશાઈ

(અનુષ્ટુપ)

"વિશ્વકેરે મહાદ્વારે, આવી હુ છું ઊભુ અહીં;
તમારા સ્નેહ સાદોની જોઉં છુ નિત્ય વાટડી.

દીર્ઘકાળ થકી ઊભુ, તપન્તું દિનરાત હું;
વિચારું: 'જાય છે ક્યારે જૂનું વર્ષ વિરાટ શું?'

(શાર્દૂલવિક્રીડિત)

લાવ્યુ છુ મમ સંગ હું અભિનવાં રત્નો સદાશાતણા,
સ્વપ્નો નીલમ શા અસંખ્ય નવલાં, રંગીન બીજાં ઘણાં.
કાંતિ—શાંતિતણી તરંગરમણા કાલોદરે હું ધરી
લાવ્યુ છુ તમ કાજ હું અવનવી આશ્ચર્યસૃષ્ટિ ભરી

ને હું નૂતન યુગના રસભર્યાં આદર્શ મોંઘા તથા
તેજસ્વી નવધર્મની ભભકતી ત્યાગોતણી કૈં કથા,
ને પેગામ મહાન ઉચ્ચ પ્રભુના શાન્તિ, અહિંસાભર્યા;
લાવ્યુ છુ, પયગંબરો ભવિષના વ્યોમાંકથી ઊતર્યા."

× × ×

(મિશ્ર ઉપજાતિ)

અને ત્યહીં નૂતન વર્ષ કેરા
સુણી સુણી શબ્દ રસાળ એવા,
જગજ્જનોએ સહુ એકસાથે
ઉત્કંઠ હૈયે સ્થિર નેન માંડી,
જૂનું હતું તે સઘળું જ છાડી,
નિમંત્ર્યું હા, નૂતન વર્ષને ત્યાં.

(અનુષ્ટુપ)

વીતે છે રાત લાંબી ને પામે અનંતમાં લય;
ઊગે ત્યાં વિશ્વઓવારે ભાનુ નૂતન અક્ષય.
પધાર્યું પાય ધારંતું, ધીરેધીરે ધરા પરે
નવેલી વેલી શું વર્ષ વિશ્વવૃક્ષ પરે ચડે !

× × ×

(શાર્દૂલવિક્રીડિત)

સમૃદ્ધિ, રસછેળ, સ્નેહ સદને, સ્વાતંત્ર્ય, શાંતિ, ક્ષમા,
અંગેઅંગ નવીન તેજ ધરતું, ભાલે નવી લાલિમા,
હૈયે સ્કજનોતણું હિત લઈ, કલ્યાણ લૈ વાણીમાં,
આંખોમાં જગઐક્યના જલ ભરી આવ્યું મહાપર્વ આ !

આવો બાંધવ, બેનડી, પ્રિયજનો, આવો સખા ને સખી,
આવો ઓ જગઆળથી જળી રહ્યા દીનો, દરિદ્રો, દુખી,
આવો સંત, ઋષિજનો, કવિજનો, દ્રષ્ટા, તપસ્વી, મુનિ,
રાચો સૌ કરમાં દઈ કર અહા ! આજે મહાપર્વણી !

આજે તો નવ હોય ભેદ અહિંયા, ના રાગ, ના દ્વેષ વા,
ભૂલીને ગતકાળ આજ વચમો, ભાવીપથો દેખવા;
આજે સાંપ્રતની મહીં વિચરવું ઉલ્લાસ સંગે નવા,
સકતો સહુ સાથ સ્નેહભરિયા સ્વાદુ મહા સાધવા !

# ગુજરાતી વાર્તાસાહિત્યનો એક પ્રશ્ન*

નવલરામ ત્રિવેદી એમ. એ.

પતિ તે પ્રેમી ન હોય ત્યારે નાયક અને નાયિકાએ શુ કરવુ એ પ્રશ્ન ગુજરાતી સાહિત્યમા ઘણો જૂનો છે

કવિ શામળભટે 'વિદ્યાવિલાસિની'ની વાર્તામા અને 'સુન્દર કામદાર'ની વાર્તામા આ જ પ્રશ્ન લીધો છે રાજપુત્રી વિદ્યાવિલાસિની પ્રધાનપુત્રની સાથે પ્રેમમા પડે છે પણ પ્રધાનપુત્ર બીકણ હોઈ પ્રપચ કરી છટકી જાય છે, અને પોતાને બદલે મૂરખભટને ગોઠવી દે છે તે જ પ્રમાણે 'સુન્દર કામદાર'મા પણ રાજપુત્રીને પોતાના પ્રેમી પ્રધાનપુત્રને બદલે મૂરખાની સાથે પરણવુ પડે છે અહી પ્રેમી તેને દગો દઈ ચાલ્યો જાય છે, એટલે હવે આ નાયિકાઓએ પતિમાથી જ પ્રેમીને પ્રકટાવવો રહ્યો તે માટે સામળભટ ચમત્કારનો આશ્રય લે છે અધ્યારુ મહારાજને ખેદ થાય છે કે મારો વિદ્યાર્થી મૂર્ખ રહી શકે જ કેમ? એટલે તે સરસ્વતીદેવી સમક્ષ મરવા તૈયાર થાય છે ત્યા દેવી પ્રત્યક્ષ થાય છે, અને ચટ દઈ તલવાર વતી મૂર્ખની જીભ ઉપર કાપો પડતા ઝટ લઈને તે ચૌદવિદ્યાગુણજાણ બની જાય છે આ પ્રમાણે વિદ્યાની વિલાસિનીઓની મુશ્કેલીનો અત આવે છે પતિ એ જ સ્ત્રીનુ સર્વસ્વ છે, તો પછી તે પતિ તેનો પ્રેમી કેમ ન બની શકે? તેમા કાઈ અડચણ જેવુ હોય તો સાક્ષાત દેવો સ્વર્ગમાથી આવીને ઊતરે શુ કાઈ અમારી રૂઢિઓ ઓછી જોરાવર છે?

ગોવર્ધનરામની કુમુદ પણ આમ જ પ્રમાદધન જેવા પથ્થરની સાથે પટકાય છે, અને રત્ન જેવો સરસ્વતીચદ્ર ધીમે રહીને બાજૂએ ખસી જાય છે અર્વાચીન યુગના ગોવર્ધન-રામમા સામળના જેવો ચમત્કાર ઉપજાવવાની શ્રદ્ધા ન હતી, છતા તેમની હિમ્મત જબરી હતી એટલે જ્યારે કુમુદ રડતીરડતી તેના આ ધર્મપિતા પાસે મૂર્ખ પતિની વિરુદ્ધ ફરિયાદ કરવા આવી ત્યારે ગોવર્ધનરામે તેનુ અસહ્ય દુઃખ જોઈ પ્રમાદધનને દરિયામા ડુબાડી દીધો અને રક કુમુદને છોડાવી આ પણ એક જાતનો ચમત્કાર નહિ તોપણ અસામાન્ય ઉપાય તો ગણાય જ બધી જ કુમુદોના પ્રમાદો આ પ્રમાણે દરિયામા ડૂબી જતા નથી, એટલુ જ નહિ પણ અનેક કુમુદોને નિભાવી ન શકાય તેવા જીવનથી છૂટી જવા માટે સ્ટવનો આશ્રય શોધવો પડે છે પરતુ ગોવર્ધનરામે તો ન્યાયાધીશ તરીકે પ્રમાદને મૃત્યુદડ ફરમાવ્યો, અને એ પ્રમાણે ગાયને કસાઈવાડે મૂકી આવ્યાનુ પ્રાયશ્ચિત્ત કર્યાનો સતોષ લીધો પણ દયાધર્મી ગુજરાતીઓ આવી જમાઈહિંસા કેમ સહી શકે? એટલે 'પ્રમાદધનની પ્રભુતા'ના લેખકે પ્રમાદને સુધારીને જિવાડ્યો

પણ એમ કોઈ કોઈને સુધારી શકતુ નથી એટલે શ્રી કનૈયાલાલ મુનશીએ 'વેરની વસૂલાત'મા દર્શાવ્યુ કે સ્વાભાવિક રીતે તો એવુ બને કે નાયિકા પ્રેમીના વિયોગથી ઝૂરીને

* તા ૨૧-૧૦-૩૪ના રોજ સાદવાના કુમાર શ્રી મોતીસિહજી સરીદાએ યોજેલ શરદપૂર્ણિમા સમ્મેલનનિમિત્તે ચાદોદ ટાઉન હૉલમા શ્રી રામનારાયણ પાઠકના પ્રમુખપણા નીચે આપેલ ભાષણ

મરણ પામે—જેમ જગતકિશોરને ઝખતી તનમનનું બને છે તેમ પણ આ પ્રેમીનું શું? તેમા તો શ્રી મુનશીએ ગોવર્ધનરામનુ અનુકરણ જ કર્યું છે સરસ્વતીચદ્ર કુમુદ્દને નહિ તો તેની બહેન કુસુમને પરણી જાય છે, ત્યારે જગતકિશોર તનમનને એકે બહેન નથી તેથી કાઈ કુવારો રહી જતો નથી તે તનમનની બહેન નહિ તો તેની બહેનપણી રમાની સાથે લગ્ન કરી નાખે છે વારુ સૌ સારુ જેનુ છેવટ સારું!

શ્રી રમણલાલ દેસાઈ તેમની હમણા જ પ્રકટ થયેલી નવલકથા 'પત્રલાલસા'મા આ જ પ્રશ્નમાં એક ડગલુ આગળ વધે છે નાયિકા મજરી સનાતનને ચાહે છે, પણ તેના માબાપ તેને એક આધેડ વયના જમીનદારની સાથે પરણાવી દે છે તેથી તનમનની માફક માદી પડી તે ઝૂરીઝૂરીને મરણ પામે છે આ વખત નવલકથાનો નાયક સનાતન મજરીની બહેન કોઈ પુષ્પાને પરણી જતો નથી, પણ પતિતાઓનો ઉદ્ધાર કરવાના પવિત્ર કામમા લાગી જાય છે

આ બધી વાર્તાઓમા 'પત્રલાલસા'મા દેખાતો પતિ સૌથી વધારે ઉદાર છે. તે મજરીના દેહને પોતાની માલિકીની માને છે, છતા તેના ઉપર જુલમ કરતો નથી ત્યારે 'વેરની વસૂલાત'નો કરમદાસ શેઠ તનમનના તનનો કબજો લેવા માટે ઘણુ મથે છે, જોકે તેમા તે ફાવી શકતો નથી બિચારી કુમુદ

"પ્રમાદધન મુજ સ્વામી સાચા
તે વિણ જડુ અન્ય બીજુ"

એવો આત્મવચક જાપ જપી, પ્રમાદને પોતાનુ સર્વસ્વ સમર્પવા પ્રયત્ન કરે છે, પણ આ નાલાયક પતિને તેની બિલકુલ કદર નથી

આ પ્રશ્નનો સાચો નિવેડો તો પતિ જ લાવી શકે તેનુ દૃષ્ટાત કાઠિયાવાડી લોકવાર્તા પૂરુ પાડે છે આણલદે દેવરાને ચાહતી હતી, પણ તેના વડીલોએ તેને ઢોલરાની સાથે પરણાવી સાસરે ગયા પછી આણલદે નિશદિન દેવરાનું ધ્યાન ધરે છે, અને ઘણો પ્રયત્ન કરવા છતા તેનુ મન ઢોલરા તરફ વળતુ નથી ઢોલરો શરૂઆતમા તો પતિ તરીકેની સત્તા ચલાવવા જાય છે, પણ આણલદેના શુદ્ધ પ્રેમની ઉત્કટતા જોઈ તેનુ નિખાલસ હૃદય પીગળી જાય છે અને તે આણલદેને લઈ દેવરાની પાસે જાય છે અને આ સાચા પ્રેમીઓનુ લગ્ન કરાવી આપે છે ઉપકારવશ દેવરો પોતાની બે બહેનોને ઢોલરાની સાથે પરણાવે છે અને હૃદયનો ઉદ્ગાર કાઢે છે—

"દીકરીયુ દેવાય, વહુ તો દેવાય નઈ,
એક સાટે બે જાય, ઢાલ માગે તોયે ઢોલરો."

# બળતાં ગુલાબો

સુન્દરમ્

અહો એ ચાલતી, એવું ચાલવા હું મરુ મથી
અગ્નિની અંગીઠીમા કાં ગુલાબો બળતા નથી ? ૧

ગુલાબથી યે વધુ લાલિમાભર્યાં
એ પાદપદ્મો અહિંયાં પળે છે.
એ લાલિમાના લસતા વિલાસમા
પરાસ્ત નેત્રો સહુના ચળે છે. ૨

કમાનો નેત્રની ભાગે, પ્રજ્ઞાના પુલ તૂટતા
રૂપની ભરતીમાં ત્યાં ઘોડા શા પૂર છૂટતાં. ૩

મધ્યાહ્ન છે મે મહિનાતણો ને
રસ્તો રચ્યો ડામરથી ધખ્યો છે,
પ્રશસ્ત હર્મ્યોની કતાર કૂબડી
ન ઢાળતી ઈંચની એક છાયડી ૪

ચળે છે ચિત્ત મારું હા, કેવુ આ ચાલતી અહો,
અગ્નિની અંગીઠીમા કા ગુલાબો વેરતી કહો ? ૫

આબોટતી એ પળતા પગોમા
દૃષ્ટિ રહી દોડી બની જ આંધી,
રે આ જતી કો અડવા પગે ત્યા
કાં સ્વસ્થતા આટલુ જોઈ ત્યાગી ? ૬

ને હુ પળું ત્યાં રગદોળતો મતિ
એના પગોમા, ઘડી ચિત્ત ચિંતવુ
આ અગ્નિશેકી સડકે જ ચાલવા
સામર્થ્ય ક્યાંથી લઈ આવી એ હશે ? ૭

જ્વાલા સમો પૃથ્વી ઉરેથી ફૂટે
વિચાર, છાતી મુજ શ્વાસ ઘૂંટે.

સંસારે અગ્નિશય્યામાં ઉરનું ગુલ એહણે
હજારો વાર કૈં બાળ્યુ હશે જીવનના રણે. ૮

હવે ભલે મે મહિનો સદા હો,
તાતી ભલે ડામરની સડક હો,
હૈયુ ગુલાબી ધર્યું અંગીઠીમા,
ચિંતા પછી કરવી દેહ ગુલાબીની કા ? ૯

અગ્નિની અંગીઠીમા આ ગુલાબો બળતા નથી,
અહો, એ ચાલતી, મારી માત તો મરતી નથી ૧૦

# 'મુંબઈ ક્રૉનિકલ'નો ખાસ મહાસભા અંક

ડૉ. સુમન્ત મહેતા

'મુંબઈ ક્રૉનિકલ'નું દૈનિક છાપુ રાષ્ટ્રીય મહાસભાના બે વખત પ્રમુખ થઈ ગયેલા દેશનેતા સર ફિરોજશાહ મહેતાએ ૨૧ વર્ષ પહેલા શરૂ કર્યું હતુ આજે તેનું તંત્રીપદ રાષ્ટ્રીય કાર્યમા આગળપડતા જુવાન મુસ્લિમ શ્રી બેલ્વીના હાથમા છે રાષ્ટ્રીય મહાસભા ભરાય તે પહેલા દેશના આગેવાનોના વિચારો કઈ દિશામા દોરાઈ રહ્યા છે તે જાણવા માટે (અને થોડીઘણી કાંઈ કમાણી કરવા માટે), દરેક મહાસભા વખતે ખાસ અંક કાઢવામા આવે છે આવો અંક તૈયાર કરવા માટે ઘણા દિવસ પહેલા લેખો મગાવવા પડે છે, અને આ વર્ષના અધિવેશનમા જે મોટામોટા પ્રશ્નો ચર્ચાયા— (૧) મહાત્માજીનુ છૂટા થવુ, (૨) મહાસભાના બંધારણમા અનેક સુધારા, (૩) ગ્રામઉદ્યોગો સજીવન કરવા માટે એક સંઘની સ્થાપના વગેરે—તેમનો સમાવેશ આ અંકમા થઈ શક્યો નથી આ કારણને લીધે અંક જાણે જૂનો અને મોળો હોય એવી છાપ પડે છે, તે છતા ઘણા જાણીતા આગેવાનોએ પોતાના વિચારો દર્શાવ્યા છે અને બીજા કેટલાકના સંદેશા ટાંકયા છે તે જાણવા અને વિચારવા જેવા છે અને પ્રેરણાત્મક છે મોટા લગભગ ૧૬૦ પાનાના અંકની કિંમત માત્ર આઠ આના રાખી છે એ જરૂર કહેવાય

આ અંકમા મહાસભાવાદી ન હોય એવાએ પણ લેખો લખ્યા છે અને જે ઉત્તમ ચીજો તરફ મારુ લક્ષ દોરાયુ છે તેની નોંધ અહીં ટાંકુ છુ

૧૮૮૫ની સાલમા મુંબઈમા મહાસભાની સ્થાપના થઈ તેમાં ૭૨ પ્રતિનિધિઓ હાજર હતા આ સભાની છબી આકર્ષક છે તે ઉપરાંત દેશના મહાપુરુષો—કવિ રવીન્દ્રનાથ ટાગોર, શ્રી દાદાભાઈ નવરોજી, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી ટિળક મહારાજ અને તે સિવાય બીજા લેખકો વગેરેની સોદાહરણ છબીઓ આપી છે

કવિ રવીન્દ્રનાથે પ્રસંગને અનુકૂળ સંદેશો આપ્યો છે, "નિરાશાની જેવી ભયંકર બીજી કોઈ ગુલામી નથી, કારણ કે તેને લીધે મનુષ્ય આત્મશ્રદ્ધા ખુએ છે અને પોતાની નબળાઈની ગુલામીમાથી છૂટી શકતો નથી"

સરહદના નેતા અબ્દુલ ગફાર ખાને બહુ સુંદર વસ્તુ કહી છે "હિંદુમુસ્લિમ એખલાસ સિવાય સ્વરાજ મેળવવુ એ અશક્ય છે, પણ તે એખલાસ પરસ્પર ભાઈચારા અને આદરથી બંધાયેલો હોવો જોઈએ, ધરછોડ અને સોદાથી મેળવેલો કામ ન લાગે"

જુવાન સમાજવાદી મસાણીએ બતાવ્યુ છે કે આજ સુધી મહાસભામા શિક્ષિત અને મૂડીવાળા આગેવાનો રાજકીય અને સામાજિક અન્યાયની સામે લડ્યા છે સરકારે બ્રિટિશ લોકોને દરપાર સગવડો આપીને વેપાર, ઉદ્યોગો વગેરે ખીલવ્યા છે, અને રાજ્યકારભારમા બધી ઊંચા પગારની નોકરીઓ અંગ્રેજોને અપાતી હતી તેની સામે તેઓ ભારે લડત લડ્યા છે.

હવે બીજુ તત્ત્વ ઉમેરાય છે બ્રિટિશ સલ્તનતનો કારભાર અને હિંદી જમીનદારો તથા મૂડીવાળાઓની સ્વાર્થબુદ્ધિને લીધે ખેડૂતો, કામગરો અને ગરીબ મધ્યમવર્ગમા જે હદપાર દયાજનક ફગાલિયત અને બેકારી પેદા થયા છે તેની સામે લડવુ પડશે એવુ ભાન થયુ છે

પજાબના ડૉ મહમદ આલમ સૂચવે છે કે ધર્મને બહાને અગર કોમના આધારે નાગરિક હક્કો માગવા એ તત્ત્વ ઝેરી છે અને નષ્ટ કરવુ જોઈએ સર હરિસિંગ ગૌર થોડા પગલા આગળ જઈ ને કહે છે કે જ્યારે હિંદી પ્રજા ' ધર્મ 'ના ખોટા નામની નીચે છુપાયેલા વહેમોનો નાશ નહિ કરે ત્યા સુધી સાચી સ્વતત્રતાની ભાવના વિકાસ પામવાની નથી આખા જગતનો ઇતિહાસ બતાવી આપે છે કે જ્યા ધર્મથી અંધશ્રદ્ધા છે ત્યા સ્વતત્રતાને ખીલવાનો અવકાશ રહ્યો નથી

પૂના કાયદાની કૉલેજના પ્રમુખ શ્રી ઘારપુરે પોતાની કૉલેજનો ઇતિહાસ આપીને એક ઉત્તમ સૂચના કરે છે કાયદાઓ પ્રજાની સસ્કૃતિના પ્રતિબિબ જેવા છે, અને કાયદાથી સસ્કૃતિ ઘડાય પણ છે, માટે કાયદાના મૂળતત્ત્વો કયા છે તેમનુ શિક્ષણ આમવર્ગને આપવાની જરૂર છે

એક લેખક જણાવે છે કે મુબઈમા લગભગ ૮૦ કોમી વૉલટિયરોની સસ્થા છે જો આ બધી સસ્થાઓ કોમી તત્ત્વ છોડી દઈ ને એક સર્વસામાન્ય લશ્કરમા ભેળાઈ જાય તો શહેરને ઘણો લાભ થાય આ સૂચના અમલ કરવા જેવી છે કોમી હોવા છતા આવી ટુકડીઓમા બીજી ટુકડીઓ કે કોમો પ્રત્યે વિરોધ નથી હોતો તે છતા સૂચના સ્તુત્ય છે, અને આખા દેશને લાગુ પડે છે

જાણીતા લેખક શ્રી રામાનદ ચૅટરજીએ જણાવ્યુ છે કે માત્ર ધર્મ અને સામાજિક ક્ષેત્રમા નહિ પણ રાજકારણ, આર્થિક વ્યવસ્થા, ઉદ્યોગ અને રાષ્ટ્રની બધી વિચારણામા ટીકાત્મક સૂચના માટે ખુલ્લુ દ્વાર રહેવુ જોઈએ ડિમૉક્રેસિ ટીકાની છૂટ વિના સભવે જ નહિ, પણ હાલમા કેટલાક દેશનેતાઓના આપખુદ અને જોહુકમી વલણને રોકવા માટે આ લેખ લખાયો છે નેતાઓ બતાવે એ માર્ગે ચાલો એ સલાહ આવશ્યક છે, પણ તેના જડ અમલથી પ્રજાવિકાસનુ જે મૂળતત્ત્વ છે તે નાશ પામે છે એ નેતાઓએ સમજવાની જરૂર છે

સર ફિરોઝ શેઠનાનો વિનીત પક્ષ વિષેનો લેખ એટલા માટે વાચવા જેવો છે કે છેલ્લા પદર વર્ષમા હિંદી પ્રજામા આટઆટલી શક્તિ વધી તે છતા એમના માનસ પર અસર થતી નથી છેલ્લા ફ્રેંચ રાજાઓની માફક આ વિનીતો નથી કાઈ શીખી શકતા કે નથી કાઈ ભૂલી શકતા

સમાજવાદને લગતા થોડા લેખો છે તે વાચવા જેવા છે શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે જર્મનીના રાષ્ટ્રીય સમાજવાદથી જે ભયકર સ્થિતિ ઊભી થઈ છે તેનો ચિતાર આપ્યો છે. જ્યા રાજસત્તા કામગરો (માનસિક કે બૌદ્ધિક કામગરોનો સમાવેશ થાય છે)ના હાથમા નથી અને માત્ર રાષ્ટ્રીય સગઠનની યોજના થાય છે ત્યા આવુ વિપરીત પરિણામ આવવાનો સભવ છે એવી ચેતવણી મળે છે પ્રો ગુરમુખસિંહ લખે છે કે સમાજવાદી પક્ષનુ જોર વધવાનું છે, કા તો એ મહાસભાને હાથમા લઈ લેશે એટલે કબજે કરશે અગર મહાસભામાંથી નીકળી જશે. દેશમાં નવા વિચારો ફેલાઈ રહ્યા છે, જૂના વિચારોની સામે બંડ જાગે

છે જૂના માર્ગોની નિષ્ફળતા પ્રગટ થઈ છે તે તરફ આગેવાનો દુર્લક્ષ ન રાખે અને સાચી વસ્તુસ્થિતિ જોવાનો પ્રયાસ કરે એવી સૂચના એ લેખમા થઈ છે. આંધ્રના શ્રી પટ્ટાભિ-સીતારામૈયા વર્ણાશ્રમમાંથી નવી રાજકીય સંસ્કૃતિ ઉત્પન્ન કરવાના સ્વપ્ન સેવે છે આ બધા મતભેદોની બાબતમા પ્રો પુણતાબેકર જણાવે છે કે હાલમા બે મતની વચ્ચે ખેંચતાણ ચાલી રહી છે કેટલાક એમ માને છે કે જૂના ધર્મ અને સંસ્કૃતિનાં તત્ત્વોને છોલીને, રંગરોગાન કરીને ફરી બળવાન, સુન્દર અને પ્રેરણાત્મક બનાવી શકાશે, બીજો મત એવુ માને છે કે રાજકીય અને આર્થિક લડતને હાલમા અગ્રસ્થાન આપવુ અને જેવી રીતે બીજા દેશોમા સંસ્કૃતિનુ પુનર્વિધાન થયુ છે તેવુ આપણા દેશમા લડતને પરિણામે થતુ જશે

વિનીત પક્ષના એક ' આગેવાન ' વિનવે છે કે જેવી રીતે ૧૯૧૬ની સાલમા લોકમાન્ય ટિળકનો જહાલ પક્ષ કૉન્ગ્રેસ ( મૉડરેટ )ની સાથે એકઠો થઈ ગયો અને હિંદુમુસ્લિમ પણ એકમત થયા તેવી રીતે હવે પ્રસગ આવ્યો છે કે જ્યારે બધા પક્ષો એકઠા થઈને સ્વરાજ્ય માટે ઝુબેશ ઉપાડે એ જાણીતી વાત છે કે વિનીત પક્ષમા આગેવાન જેવુ કાંઈ છે જ નહિ, કારણ કે જ્યા કાંઈ પાછળ હોય ત્યા થોડા આગેવાન થઈ શકે, અને બીજુ આ સ્થિર ઊભા રહેલા અથવા ખુરશીમા બેઠેલા માણસોને આગે ક્યા જવાનુ હોય ' આ લેખક કહે છે કે મહાસભા બળવાન સંસ્થા નથી, બળવાન હોત તો તેના ફળ જણાઈ આવત નહિ ? સ્વરાજ્ય તો આઘુ જતુ જાય છે, હિંદુમુસ્લિમ ઐક્યમા પીછેહઠ થઈ છે, દારૂતાડીની ખપત ઓછી થઈ નથી, ગ્રામોદ્ધારના ચિહ્નો ખાસ જણાતા નથી, ગ્રામધધાઓ ખીલ્યા નથી, અત્યજોદ્ધાર થયો નથી—સામાજિક કે આર્થિક

શ્રી કનૈયાલાલ મુનશી એવુ માને છે કે બ્રિટિશ પ્રજાને હવે ડિમોક્રેસિમા શ્રદ્ધા રહી નથી, અને એવી બીક લાગે છે કે સામ્રાજ્યનુ જોર કમતી થતુ જાય છે તેથી હિંદને વધારે સત્તા આપવા આનાકાની કરે છે તેથી એમની સલાહ એવી છે કે " સ્વતન્ત્રતા માટે બૂમરાણ કરવાથી ઊલટુ ઊંધુ પરિણામ આવવા સંભવ છે જે મહાસભાવાદીઓ સપૂર્ણ સ્વરાજ્યમા માને છે તે સ્વરાજ્ય લેવામા માને છે, સરદારના આપવામા નહિ અને શ્રી મુનશી હજી ધારાસભામા ગયા નથી ત્યાર પહેલા સલાહ આપે છે કે પ્રજાએ ધીરજ રાખીને ઊભા રહેવુ

વડોદરાના શ્રી ચીમનલાલ દાક્તરે એવી સૂચના કરી છે કે જો ધધાદારી પાયા પર પ્રતિનિધિત્વ ગોઠવ્યુ હોય તો કોમી પ્રતિનિધિત્વનો આખો પ્રશ્ન ઊડી જાય છે. આ જાતની વ્યવસ્થા રશિયામા છે અને એ દૃષ્ટિએ એમનો લેખ વિચારવા જેવો છે

કર્ણાટકના કૌજલગી ઓગણીસમી સદીને છાજે એવુ લખે છે કે " વિશ્વબંધુત્વ એ હિંદીઓના હાડમાં છે. " એમને પૂછી શકાય કે તેથી જ છસાત કરોડ અસ્પૃશ્યો અમાનુષી જીવન ગાળવા સર્જાયા છે ? આપણા દેશના જુઠ્ઠા વખાણ કરવામા દેશભક્તિ નથી પણ દેશદ્રોહ છે એ હિંદીઓએ સમજવાની જરૂર છે.

શ્રી કૃષ્ણલાલ ઝવેરી લખે છે કે પારસીઓના ધર્માદા ફડો ( ટાટા, વાડિયા, પારસી પચાયત વગેરે )નો વહીવટ સારો થઈ રહ્યો છે આપણા હિંદુઓના ટ્રસ્ટો નાના છે પણ સંખ્યામા ઘણા વધારે છે. ઘણા ટ્રસ્ટોનો સારો ઉપયોગ થતો નથી, કેટલાકનો ગેરઉપયોગ થાય છે, કેટલાકનો ઉદ્દેશ બદલીને વધારે ઉપયોગ કરી શકાય, માટે તેમ કરવા માટે એક મધ્યસ્થ બોર્ડ ( હાઇકાર્ટની રજાથી ) સ્થાપવાની જરૂર છે. આપણા મદિરો, મઠો, અન્નક્ષેત્રો,

ધર્માચાર્યોને લગતા કરોડો ને અબજો રૂપિયાના ફંડો છે કે જેની મદદથી સમાજહિતનાં અનેક કાર્યો કરી શકાય

મિ વાર્ટીએ આમવર્ગની કેળવણી માટે સૂચનાઓ કરી છે હવેના રચનાત્મક કાર્યમા સરકારીના પ્રચારનો પ્રશ્ન અને નિરક્ષરતા દૂર કરવાનો પ્રશ્ન લેવાય તો સારુ

શ્રી જાધવ મુબઈ ઇલાકામા કેળવણીખાતાના મત્રી હતા, તેમણે સૂચવ્યું છે કે હમણાં પ્રાથમિક શાળામા જે અભ્યાસક્રમ છે તે ઓછો કરી નાખીને પણ પ્રાથમિક શિક્ષણનો ખૂબ ફેલાવો કરવો જોઈએ અભ્યાસક્રમ ઓછો કરવાથી ખર્ચ ઘણો ઓછો થશે. પહેલી દૃષ્ટિએ આ સૂચના ગમે એવી નથી, તે છતા વ્યવહારની દૃષ્ટિએ પસદ કરવા જેવી છે

શ્રી રમણ દેસાઈએ સામાજિક જીવન માટે ઉદાત્ત વિચારણાની અપીલ કરી છે, અને હાલની સકુચિત દૃષ્ટિ છોડીશુ નહિ તો આપણ સામાજિક જીવન સુધરવાનુ નથી અને બીજી પ્રગતિ પણ થવાની નથી એવી દલીલ રજૂ કરી છે વિચાર બદલાતા જાય છે તેનાં તેમણે દૃષ્ટાતો આપ્યા છે આપણે કબૂલ કરવુ પડશે કે હજી ઘણી પ્રગતિ કરવાની જરૂર રહી છે.

શ્રી વૈકુઠ મહેતાએ નવી રિઝર્વ બેંકમા ખેડૂતોને નાણા આપવાની બાબતમા કયા પ્રકારની સગવડો કરવાની જરૂર છે તેના પર વિચારપૂર્ણ લેખ લખ્યો છે

આ ઉપરાત બીજા ઘણા જાણીતા લેખકોએ લેખો લખ્યા છે જેનો ઉલ્લેખ આ સ્થળે થઈ શક્યો નથી આ અકમાથી ઘણુ જાણવાનુ મળશે, અને એટલુ લક્ષમા રાખવાની જરૂર છે કે મહાસભાપરિષદમા જે ઠરાવો પસાર થયા છે તેના અમલ માત્રથી સ્વરાજ્ય મળવાનુ નથી અને આપણે જે માર્ગોએ કામ કરીશુ તેમા અનુભવ પ્રમાણે હરહમેશ અનુકૂળ ફેરફારો કરવા પડશે પ્રતિકૂળ વિચારો ભુલાઈ જશે પણ વિચાર વિના આપણો ઉદ્ધાર નથી

## હ્રદયની વ્યથા

હરિહર ભટ્ટ

ભલે જગતને દિસે અતિ વિચિત્ર મારી કથા,
છતા પણ વદીશ હું હૃદય પીડતી સૌ વ્યથા;
પુકાર ઉરનો દબાવી, રહી ચૂપ, શો ફાયદો ?
દિસે અતિ અયોગ્ય 'સભ્ય' સમુદાયનો કાયદો !

# વચનના વિશ્વાસે

પતીલ

હરિણી :

તુજ વચનના વિશ્વાસે હું બહુ વરસો રહ્યો;
નવ કદી વિચારી જોવાની લીધી તક તેં હતી,
તુજ વચનમા કેવી ઊચી કળા હતી છૂપતી:
તુજ વચનના વિશ્વાસે મેં વિષાદ બહુ વહ્યો.

કયમ કહી શકું કેવી રીતે હતા સહુ તે સહ્યો?
તુજ વચનના વિશ્વાસે મેં કરી સુખની જતી
અવનવી ઘણી સામગ્રી ને યશપ્રદ ઉન્નતિ
અવગણી મહારાં કર્તવ્યો. શુભે, નહિ મે લહ્યો

સગુણ તુજ આનંદો કેરો ઊંચો ઊભરો, અરે!
મુજ હૃદયમાં, સાચી રીતે કરી સ્થિતિ ચિત્તની
સ્થિર; મુજ અપેક્ષાઓ કેરી કૃતાર્થ થયો ન વા

નિરખી અવધિઃ મારા આજે સમા સપનાં સરે
દિવસ, પણ ના દેખું પાસે પળો હું સુવર્ણની
મુજ જીવનને કે મૃત્યુને રહે ઊભી ઓપવા!

# નીલાંજના

[ એકાંકી નાટક ]

પ્રહ્‌લાદ પાઠક

પાત્રો

| | |
|---|---|
| નીલાંજના | પ્રમોદ |
| ક્ષિતિજ | વિશદ |
| આશાભાઈ | અવિરામ |
| પરિત | નાથુ |

**સમય** ઊતરતી વર્ષાનું રળિયામણું પ્રભાત.

**સ્થળ** એક નાનકડા પણ સુંદર બેઠીબાધણીના મકાનનું દીવાનખાનું

[ આખોય ખંડ છેલ્લી ઢબે શણગારેલો છે વચ્ચોવચ એક સુંદર ચકચકતી પિત્તળની સાંકળોવાળો મેહોગનીનો હીંચકો છે ડાબી બાજૂની દીવાલને અઢેલીને સહેજ દૂરદૂર બે સોફાખુરશીઓ ગોઠવેલી છે. જમણી બાજૂની દીવાલને અઢેલી એક ડ્રેસિંગટેબલ ઊભું છે બન્ને ખુરશી આગળ એકેક નાનકડી પણ સુંદર પ્લેટગ્લાસથી જડેલી ટિપાઈ છે, અને ખંડની વચ્ચોવચ હીંચકાની અને બન્ને ખુરશીઓની બરાબર સામે મધ્યમાં એક મોટી ત્રિકોણ પ્લેટગ્લાસ જડેલી ટિપાઈ છે

ડાબી બાજૂની દીવાલમાં બરાબર બન્ને સોફાખુરશીઓની મધ્યમાં અને જમણી બાજૂની દીવાલમાં ડ્રેસિંગટેબલની બાજૂમાં એમ બન્ને દીવાલોમાં સામસામું એકેક દ્વાર છે બન્ને દ્વાર પર એક જ જાતનો અબરખથી ચીતરેલા મોરની ભાતવાળો ઘેરો જાબુરંગનો પડદો છે ડાબી બાજૂનું દ્વાર સ્નાનાગાર અને રસોડા તરફ લઈ જાય છે, જમણી બાજૂનું દ્વાર વાચન અને શયન તરફ લઈ જાય છે વીજળીની બત્તીઓનું છેલ્લી ઢબનું ઝુમર ખંડની બરાબર મધ્યમાં લટકી રહ્યું છે

હીંચકાની પાછળની દીવાલમાં મકાનનું પ્રવેશદ્વાર છે અને તેની ઊપલી બાજૂએ એક ચાપવાળી ઘંટડી છે જેનું બટન બહારની બાજૂએ નાનકડા બગીચામાં પડે છે

ત્રણે દીવાલો પર પાશ્ચાત્ય અને હિંદી કલાકારોના તૈલ અને વૉટરકલર ચિત્રો વ્યવસ્થા અને કલાપૂર્વક ટાંગેલા છે ઘંટડી વાગે છે અને 'જી' કહેતો ટિપાઈ વગેરે સાફ કરતો નોકર નાથુ બારણું ખોલે છે. ક્ષિતિજ દાખલ થાય છે. ]

ક્ષિતિજ· (કારપેટ પર ચપલ ઘમતા) કેમ બહેન નથી ઊઠ્યા હજુ સુધી?

નાથુ જી! બાથરૂમમાં ગયા છે બહેન!

ક્ષિતિજ બહુ વાર થશે?

નાથુ ના જી! ગયે વાર થઈ એટલે હમણા આવશે હવે તો.

ક્ષિતિજ. (ધીમેથી) હું આવું છું ત્યારે એ ભાગ્યે જ કોઈ કામમાં નથી હોતા!

નાથુ જી, એવું તો ખાસ નહિ, પણ એટલે હાથે ઘણું કરવાનું. પાછા લોકો મળવા આવે એટલે એમનો પણ વખત સાચવવાનો એટલે બહેનને નિયમસર બધું ઘડિયાળ માફક કરવું પડે છે તેમાંય આ થોડા દિવસથી તો એ દરિયાપાર જવાના છે એટલે એટલા બધા ઓળખીતા ફાટી નીકળ્યા છે કે ન પૂછોને વાત! સાહેબ! હું તો ચા બનાવીબનાવીનેય કંટાળ્યો!

આ શ્રીપદભાઈ આવ્યા મૂકો આ ! આ હસમુખભાઈ આવ્યા, આ નથી પીતા મૂકો કોફી, આ આશાભાઈ આવ્યા, સત્યાગ્રહમા જોડાયા ત્યારથી કાઈ લેતા નથી એટલે ફરી દૂધ લઈ આવો એમને માટે એમ ને એમ ચાલે છે હમણા તો ભાઈ ! પગ વાળી બેસવા વારોય નથી આવતો

ક્ષિતિજ. ચાલે ! એ તો એમ જ હોય એ જશે પછી તારે છે કશી ઉપાધિ ! જે છે તે આ બેચાર દહાડા છે.

નાથુ અરે સાહેબ, એટલે જ કટાળો આવે છે ને ! બહેન જશે એટલે તો મને જરાય ગમવાનુ નથી પછી તો અહીં નોતરા દઈશુ તોય કોઈ આવવાનુ નથી બધી બહેનની માયા છે એ ગયા એટલે સુમસુમાકાર !

ક્ષિતિજ અને તારે દાહીનો ઘોડો છુટમૂટ ! કોઈ ટોકવાનુ નથી પછી !

નાથુ અરે ખિતુભાઇ, એવુ શુ બોલો છો ? આટલા વરસથી કામ કરુ છુ પણ મને યાદ નથી કે બહેન કોઈ દહાડો ઊંચે સાદે બોલ્યા હોય ! મારી બા માદી હતી અને ઘેર કોઈ કરનાર નહિ એટલે બહેને એને અહી તેડાવી મગાવી એમનુ તો હુ ક્યાથી કરુ પણ ઊલટુ એ બાની સારવારમા પડ્યાં રાત કે દહાડો, ભૂખ કે તરસ કાઈ જોયુ નથી, અને બા જાણે એમની જ સગી બા ન હોય એમ ઊભે પગે સારવાર કરી છે બહેનની તો મોજડી મારા વાળથી માફ કરુ તોય બદલો ન વળે, ભાઈ !

ક્ષિતિજ તુ નાનેથી એમને ત્યા મોટો થયો એટલે જ એમની આટલી બધી તારા પર મમતા છે !

નાથુ ખરુ કહો છો, ખિતુભાઈ ! નહિ તો નોકર જાત ઉપર તે કોણ આટલો બધો ભાવ રાખે ! બહેન નથી ટોકતા એટલુ તો આ એમના ઓળખીતાઓ મને ટોકે છે ! જાણે એ જ મારુ પૂરુ કરતા ના હોય ! (ભોળે ભાવે) આ બધાયમા એકલા તમે મને ખૂબ ગમો છો, ખિતુભાઈ !

ક્ષિતિજ. (નોકરના બટકબોલા સ્વભાવ પર કટાળતો) હશે જા, હવે તુ જરા બહેનને કહે કે હુ આવ્યો છુ

[ નાથુ પગ ઉપાડે છે અને સામેથી જ નીલાજના પ્રવેશે છે પહેલી જ નજરે જોનારને પણ તેની આ સાધારણ સજાવટમાય તેની કલાપ્રિયતા, રસિકતા અને વ્યવસ્થાનો તરત જ ખ્યાલ આવે જામૂદ રગની બનાવટી રેશમની પારદર્શક સાડી અને તે જ રગનુ કટ બ્લાઉઝ તેની દેહલતાની રોનકને અનેરી રીતે વધારી મૂકે છે ડાબી બાજૂએ છેક છેડા પરથી પાતી પાડી ઓળેલા વાળની ભરાવદાર બે સેરો તેના જમણા અને ડાબા ખભા પર થઈ તેના યૌવન પર લપાવાનો અકથ આનદ માણી રહી છે સેરોને છેડે બાધેલુ અક્કેક જાસૂદી રગની રિબનનુ ફૂલ તેની સાડીના રગમા ભળી જઈ પહેરનારની પસદગી અને સજાવટ માટે ઉત્તમ અભિપ્રાય આપે છે મુખમલની બે પટ્ટીની ચપલ તેના સહેજ ઘઉંવર્ણા પણ મુલાયમ પગને કોઈ લપટ પ્રણયિની માફક ચપચીને વળગી રહી છે ડાબા હાથ પર એક જ સોનાની બગડી છે, જ્યારે જમણા હાથ પર ખણણ અવાજ કરતી પદરવીસ ઝીણી કાચની બગડીઓ આમતેમ તળેઉપર થઈ સૂર્યના કિરણો માટે નૃત્યરગ બનવાની તૈયારી કરી રહી હોય તેમ લાગે છે

નાથુને બે પ્યાલા દૂધ લાવવાનુ કહી તે આગળ વધે છે

તેના નાજુક પગની ગતિ અને આખીય દેહલતામા નૃત્યના સહજ ડોલન કરતા માનિનીપદનો અહભાવ વધુ સ્પષ્ટતાથી તરી આવે છે ]

નીલાંજના · (ખેદનો ભાવ ઉત્પન્ન કરી) બહુ ખોટી કર્યા ખરું? પણ અત્યારે જો સ્નાન વગેરે ન આટોપી લઉં તો એ વિધિનો વારો જ નથી આવતો ગઈ કાલે કોણ જાણે બાર વાગે હું નહાવા ઊઠી હોઈશ!

ક્ષિતિજ. કેમ એટલું બધું કાંઈ!

નીલુ એનું એ રસ્તો! એટલા બધા ભેગા થયેલા કે ન પૂછોને વાત! એક જાય ને બીજું આવે! જાણે ધર્મશાળા જ જોઈ લો! તેમાંય આ જવાની છું એટલે તો બધાયના મો સાચવવા પડે છે કૃતગનેય હટ કરતા જીવ ચાલતો નથી અને બધાય થોડા જ તમારા માગ જેવા હોય કે સમજી જાય કે સામાને પણ કામકાજ હશે આખો દહાડો કાંઈ બેસી ન રહેવાય!

ક્ષિતિજ પણ તમે જરા એવું વલણ બતાવો કે એ એમની મેળે જ ચાલ્યા જાય તો?

નીલુ. (કંટાળતી) એમે કરું છું! બેચાર ભેગા થઈ જાય તો એ નુસખોય અજમાવું છું એક એવો મુદ્દો ઊભો કરું છું કે માથું ઝીક્યા જ કરે અંદરઅંદર! અને હું મારું કામ કરતી જાઉં વળી પાછી એકાદ આંટો મારી જાઉં એટલે એમનો ઉત્સાહ અખંડ રહે પણ અમુકના તો એટલા જૂના ઓળખાણના થર જામ્યા છે કે લગભગ ઘરના જેવા થઈ પડ્યા છે એટલે રસોડામાં જાઉં તો ત્યાંય પાછળ! નહાવા જાઉં તો ત્યાંય નાવણિયાબહાર બારણા આગળ બેસી એમનું વાતોડિયાપણું સંતોષવાની તક જતી ન કરે! પછી આપણે તે શું કરીએ?

ક્ષિતિજ માથે પડ્યા વેઠી લો, બીજું શું?

નીલુ એમાં શું નવું કહ્યું તમે? આ એકાદ અઠવાડિયું છીએ! પછી છે કાંઈ?

ક્ષિતિજ આ સ્થિતિએ તમે કંઈ નવીનતાની આશા રાખો છો? ચણેલા કિલ્લા કાંઈ પાડી નખાય છે?

નીલુ (સહેજ કટાણું મુખ કરી) જુઓ વળી! એવું નહિ, ભાઈ! બીચારા ઘરના દુઃખી, બહારના દુ:ખી, બળ્યાઝળ્યા સાંત્વન શોધવા કે વાતાવરણ બદલવા અહીં આવે તેમાં થોડો જ મારો દોષ છે? એમ કાંઈ થોડું જ એમને હડધૂત કરાય છે? એ કિલ્લા, મિનારા કે તાજમહાલે ચણે તેમાં કોનો દોષ?

ક્ષિતિજ · અરે વાહ! તમે પણ ઠીક છો એ કિલ્લા ચણે, મિનારા ચણે, તાજમહાલે ચણે અને નીલુબહેન જોયા કરે બેઠાબેઠા! જાણે પોતાનો તો કાંઈ ફાળો જ નથી એમાં! એમ જ ના?

નીલુ એટલે .તમારું કહેવું એમ તો નથી જ ના કે એ ચણતરમાં મેંય અર્ધો પસીનો ઉતાર્યો છે?

ક્ષિતિજ તે તો તમે જાણો! स्त्रीणा चरित्र पुरुषस्य भाग्य देवो न जानाति कुतो मनुष्य ।

નીલુ · (ક્ષિતિજના ગાલ પર ધીરી ટપલી અડકાડી) જો વળી એવું નહિ! જતાં જતાં લડીને છૂટા પડવું છે? આટઆટલા પરિચયે અને આટઆટલી નિકટતાએય તું મને નથી સમજી શક્યો? મારે તનેય સમજાવવાનું હોય કે કોઈના ચણેલા કિલ્લા હું ન પાડી નાખું એનો અર્થ એમ તો નથી જ કે એ ચણતરમાં મારોય હિસ્સો છે સૌ સૌના મનોરાજ્યમાં સૌ મહાલે તેમાં તારે કે મારે શું? પુષ્પનો માદક પરાગ કોઈ રસજ્ઞને આકર્ષે તેમાં પુષ્પનો શો દોષ? કોયલના મધુર ગાને વિયોગી હૈયું પલટાય આત્મભાન ભૂલે તેમાં કોયલનું શું? આછા જળેભરી, રક્તરશ્મિના સંસર્ગે રંગાયેલી સંધ્યાવાદળી નિરખી કો સૌન્દર્યપિપાસુ નયન ઠારે તેમાં વાદળીનું શું લૂંટાઈ ગયું.?

ક્ષિતિજ . (વચમાં જ અટકાવી) અરે, તું તો ભારે કવયિત્રી બની ગઈ છે ના! શુષ્ક જીવન સંકેલી રસિકતામાં ક્યારથી પગલાં માંડ્યાં?

નીલુ ( વિનામંકાચે ) કવિના જીવનપ્રવેશે અને કલાકારના પ્રસંગે!

ક્ષિતિજ એ વળી નવું જ તૂત પાછું! વળી પાછો કયો નવીન તાજમહાલ ચણનાર નીકળ્યો?

નીલુ તું એટલો બધો અલ્પમાની તો નથી જ!

ક્ષિતિજ . એટલે?

નીલુ એટલે? ક્યારેકક્યારેક તું તારી જાતને પણ ભૂલી જાય છે

ક્ષિતિજ વિશેષે તારી પાસે હોઉં છું ત્યારે!

નીલુ : જેમ અત્યારે ભૂલી ગયો છે તેમ!

ક્ષિતિજ કોણે કહ્યું?

નીલુ ક્ષિતુ! ક્ષિતુ! આત્મવચનાની પણ હદ હોય છે!

ક્ષિતિજ એટલે હું મારી જાતને છેતરી રહ્યો છું એમ તારું કહેવું છે?

નીલુ · તારી અને મારી બંનેની જાતને!

ક્ષિતિજ કેવી રીતે?

નીલુ : તારા અંતરમાં દૃષ્ટિ વાળ! તું કવિ નથી? તું કલાકાર નથી?

ક્ષિતિજ : ( સહેજ વિચારમાં પડી ) કોણે કહ્યું?

નીલુ : સીધો જવાબ આપ! હા કે ના! બીજું કાંઈ જ નહિ!

ક્ષિતિજ અરે, વકીલ પણ સાથે જ બની ગઈ!

નીલુ એ બધું પછી! પહેલાં મેં પૂછ્યું તેનું શું?

ક્ષિતિજ · નકાર જ, બીજું શું સંભવે? બાકી તારે કવિ, કલાકાર વગેરે તરીકે ઠોકી બેસાડવો હોય તો એ વિનામૂલ્ય મળતી ઉપાધિ માટે તારો આભાર!

નીલુ! એમ કે? ત્યારે ' કલ્લોલ 'માં આવે છે એ કાવ્યો કોનાં છે?

ક્ષિતિજ . છે કોઈ ' પરિમલ ' કરીને!

નીલુ બસ, રહેવા દો એ બધું અજ્ઞાન! પરમ દિવસે જ ' કલ્લોલ 'ના તંત્રી અહીં આવેલા પ્રમોદ સાથે, એમણે જ કહેલું કે એ તો છે એક કવિ-ચિત્રકાર ક્ષિતિજ કરીને ' પરિમલ ' ઉપનામથી કાવ્યો લખે છે અને ' શિશુ ' ઉપનામથી સામયિકોમાં ચિત્રો આપે છે

[ક્ષિતિજના મુખ પર એક આછું શરમનું સ્મિત પ્રકટે છે નાથુ દૂધના પ્યાલા લાવે છે નીલાંજના અંગુલિનિર્દેશ કરી તેને ટિપાઈ પર મૂકવાનું કહે છે વધુ હુકમની રાહ જોતો નાથુ બાજુમાં ઊભો રહે છે.]

ક્ષિતિજ : ( પ્યાલો મુખ સુધી લાવી પાછો લઈ જાય છે ) અરે, ગરમ મસાલો નાંખ્યો છે?

નીલુ કેમ? ગરમ મસાલો તો આગ દૂધમાં! ( કાંઈક વિચાર કરી ) આહા સમજાયું! તું સંગીતકાર છું તેનો તો મને ખ્યાલ જ ન રહ્યો! હશે, ચાલો હવે એક

પ્યાલામા કદ નહિ બગડી જાય ! કેટલો પક્કો છે ? બધુ જ છુપાવ્યુ છે મારાથી ત્યારે નીલુ ગાવાનુ કહેને ! (ક્ષિતિજ તરફ ફરી) એમ જ ના ? પણ હું છોડવાની નથી ગભરાવ્યા વગર !

ક્ષિતિજ. અરે પણ એવુ કોણે કહ્યુ ?

નીલુ એમ કે ? તેમા જ મારાથી છુપાવ્યુ છે કેમ ?

ક્ષિતિજ જાતે જ જાહેરખબર કરવી એ તારા સિદ્ધાન્તવિરુદ્ધ છે !

નીલુ. મને જણાવવું એમાય જાહેરખબર ? હજુ આટલી જુદાઈ કેમ ?

ક્ષિતિજ તારાથી તો તોબા ભાઈસાહેબ ! નથી જણાવતો તો કહે છે છુપાવ્યુ, જણાવુ છુ તો કહે છે આત્મપ્રશંસા અને જાહેરખબર કરી !

નીલુ કોઈ દિવસ કહ્યુ છે એવુ ?

ક્ષિતિજ મને જ તારેક કહેવાનો વખત આવે એટલો બધો અલ્પમાની તે ધારેલો મને ?

નીલુ (સસ્મિત) હજુય બાળક જેવો રહ્યો !

ક્ષિતિજ છતાય તને ગમુ છુ એ ઓછુ છે ?

નીલુ ક્ષિતિજ ! તારે માટે મે એવુ કલ્પ્યુય નથી તારી પ્રગતિમા માભરૂ છુ, તારી સાથે પણ ચોક્કસ દિશાએ સધાતો આત્મવિકાસ નિરખુ છુ ત્યારે તો પલવાર મારો દુખી નીરસ આત્મા નાચી ઊઠે છે મારા હૈયામા ચેતનના પૂર ઊભરે છે, ગગનના ગુમ્બજોમા ઘૂમવાના સ્વપ્ન જાગે છે, અબ્ધિના ઊંડાણ માપવાના અભિલાષ ઊઠે છે, મારા થાકી ગયેલા અંગાગમા, અણુએ અણુમા પ્રાણ પુરાય છે, પળેપળે તારી માફક જીવન જીવવાના અને જીરવવાના કોડ જન્મે છે ક્ષિતિજ ! મિત્ર ! તારા પ્રવેશે તો મારા સૂના જીવનમા રૂપે રંગનો સુધારસ પ્રકટ્યો છે તારી પ્રેમળ જ્યોતે તો મારા જીગરના ઉગ્રઅંધાર વામ્યા છે તારી હૂફમા તો દુન્યવી કૃતઘ્નતાએ વિશીર્ણ થયેલા હૃદયને સાન્ત્વન સાપડ્યુ છે ક્ષિતિજ ! ક્ષિતિજ ! કેટલુ કહુ ? કેમ કરી કહુ ? મારા મનોભાવ, મારુ હૃદયમંથન અને મારી તારા માટેની લાગણી અને ભાવનાના ઓઘ કેમ કરી વ્યક્ત કરુ ? અન્ય સાથે તને સરખાવવાની ધૃષ્ટતાય કરુ ખરી ? એમા તો મારી જ અલ્પતાની કિંમત થાયને !

[પલવાર વાતાવરણ શાંત અને અભેદ બની જાય છે.]

ક્ષિતિજ. (આત્મમૂર્છના ટાળી) છતાય મારા આત્મવિકાસ પર જવનિકા ધરી એ તને ગમ્યુ, કે એક બાળકની સહૃદયતાથી તને જણાવ્યુ હત તે ગમત ?

નીલુ. (આત્મનિમજ્જન ટાળી) બહુ પક્કો છે !

ક્ષિતિજ ચાલો જવાબ દો હવે, મારો ઊલટતપાસ કરવાનો વારો છે

નીલુ. (ખધાઈથી) તને ગમ્યુ અને તેં કર્યું તે !

ક્ષિતિજ ત્યારે આત્મરચનાનો અચળો કોણ ઓઢે છે, તુ કે હુ ?

નીલુ: તું ને હું બેય !

ક્ષિતિજ મારા પાના તો ખુલ્લા જ છે તારી આગળ ! મે તો ક્યારનુંય આત્મનિવેદન કર્યું છે તારી સમક્ષ ! તુ જ તારી લાગણીઓ છુપાવે છે

નીલુ: એમ તો એમ !

ક્ષિતિજ. એમ કરતા અન્યને દુભવે છે તેનું શુ ? તારી જોખમદારીઓ ભૂલી જાય

છે તેનુ શુ? તારી લાગણીઓ, તારી ભાવનાઓ, તારા વિચારો પર આત્મવચનાનો અંચળો ઓઢી ભોળા નિર્દોષ આત્માઓને રિબાવે છે તેનુ શુ?

નીલુ હુ રિબાવુ છુ કે એમને મઝા પડે છે એમ કરવામા! કેમ જાણ્યુ કે એમ કરવામા એમને જીવનનો અમોઘ આનદ નહિ આપડતો હોય? પોતાની તેજધારમા પડી બળી મરવા દીપક ક્યારે પતગને આમત્રે છે? પાંખ ફફડાવતુ પતગ જ જ્યોતમા ઝપલાવે છે તેમા દીપકનો શો દોષ?

ક્ષિતિજ. પતગને ભાગ્યે જ ખબર હોય છે ભાવિના ભીતરમા રહેલી અકલ્પ્ય દુખદ સ્થિતિની!

નીલુ. કેમ જાણ્યું?

ક્ષિતિજ: નહિ તો એ ઝપલાવે જ નહિ! તારુ કહેવુ એમ તો નથી જ ના કે એ પોતાની જાતને જબેહ કરવા, પ્રણયશહીદ બનવા જ ઝપલાવે છે! દીપકના આકર્પણ પાછળ રહેલી છૂપી ભયકરતાનો તેને ખ્યાલ જ નથી હોતો હોય તો એ ઝપલાવે જ નહિ

નીલુ એમ પણ ન સભવે ક્ષિતુ, કે પતગને પોતાની ક્ષુલ્લકતાનુ ભાન હોય, દીપક પાછળ રહેલી દાહકતાનો સપૂર્ણ ખ્યાલ હોય અને છતાય કો આશાવાદી પ્રણયીની માફક એક પળવારના સ્વર્ગીય આનદ માટે આખુ જીવન સમર્પી દે?

ક્ષિતિજ: એટલે તારુ કહેવુ એમ છે કે આ તારા પ્રશસકોને, તારા માર્ગમા ફૂલ વેરનારાઓને તેમના ભાવિની ખબર છે કે તુ માત્ર એમના દુખી, તૂટી પડતા હૃદયને ટકાવી રાખવા પૂરતી જ આટલી મમતા બતાવે છે, અને એમની પ્રણયભાવના એ માત્ર કલ્પના જ છે, ખાખના પોયણા જ છે?

નીલુ. એમ જ! એટલે તો એ એમની ભાવનામજરીઓ નણમહોરી જ રાખવામાં મઝા માને છે એટલે તો એ એમની લાગણીઓનુ સ્ફોટન કરવાની ધૃષ્ટતા નથી કરતા કે રખેને છે તેટલુય જતુ રહે! હવાઈ કિલ્લા અણચિંતવ્યા જ જમીનદોસ્ત થઈ જાય!

[બન્ને દૂધ પીવા માડે છે—પી રહે છે અને ઘટડી વાગે છે 'જી' કહેતો નાથુ દ્વાર ખોલવા જાય છે.]

નીલુ અલ્યા ક્યારનો ઊભો જ રહ્યો છે? મને ખ્યાલ જ ન રહ્યો પહેલા બારણુ ઉઘાડ અને પછી પાનની રકાબી લાવ!

(ક્ષિતિજને) હુ ધારુ છુ એ જ હશે!

ક્ષિતિજ કોણ એ જ?

નીલુ આશાભાઈ! કદાચ તને એમનો વાતોડિયો સ્વભાવ નહિ ગમે! તો.. એમ કરજે ને જરા બાગમા આટો મારજે ને કલ્પનાને વિહારસ્થળ મળશે હુ દસ જ મિનિટમા પતાવી દઈશ હ. ને..

[આશાભાઈ તેમના મિત્ર પડિત સાથે દાખલ થાય છે તેમણે ખાદીનુ ટૂકુ ધોતિયુ, પહેરણ, ઉપર કાશ્મીરી પટ્ટુના ભૂખરા રગનો જાડો કોટ અને ખાદીની સફેદ ટોપી પહેર્યા છે જાડી કિનારવાળા કોટના ઉપરના ગજવામા એક છેલ્લી ઢબની પાર્કર ફાઉન્ટન પેન ખોસેલી છે અને તેના ઉપર છત્ર માફક છાપેલો આસામના રેશમનો નાજુક રૂમાલ છાયા પાથરે છે પગમાં આશ્રમના ચપલ છે એમનો વાન આમ તો પાકટ છે, પણ એટલુય ઓછુ હોય તેમ રોજ બેવાર હજામત કરવાની ટેવને આભારી એમની ખરબચડી, લાલ જમીનમા આછા હરિયાળા પ્રદેશનો ખ્યાલ આપતી લીલીછમ દાઢી અને ઓઠ

ઉપરનો ભાગ એમના રહ્યાસહ્યા સૌન્દર્યને (!) પણ ભયમાં મૂકે છે. એમના હાથમાં એક નાજુક સ્ટ્રેકેમ છે.

એમના મિત્ર પંડિત પણ સત્યાગ્રહી હોય એમ લાગે છે. છતાં ઢબમાં ફેર છે. એમણે સફેદ ખાદીનો સૂટ પહેર્યો છે. ખુલ્લા માથાની ખખચટાન એમના ટૂંકા પણ ઓળેલા વાળ ઠીકઠીક ઢાંકે છે. પગમાં સહેજ જૂના થયેલા કોઈ વિદેશી કંપનીના બૂટ છે. પાતળી ચકચકતી સોનેરી સળીનાં ચશ્માં એમની એક મલાખુ જોતી આંખનું સૌંદર્ય છુપાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે.

બારણા આગળ જ ક્ષિતિજ અને આશાભાઈનો ભેટો થાય છે અને એમનો બટકબોલો સ્વભાવ જાગૃત થાય છે.]

આશાભાઈ (હસવાનો પ્રયત્ન કરતા) અરે નીલુબહેન! આ ભાઈ કેમ ઊઠ્યા? અમારા આવવાથી કાંઈ હરકત તો નથી થઈને ભાઈ! જોજો! નહિ તો અમારો તો આખો દિવસ બગડશે!

(ક્ષિતિજ તરફ મુખ કરી) અરે, બેસો બેસો, મિસ્ટર, એમ કાંઈ જવાય કે?

નીલુ (જૂનું સંબોધન બદલી) આશાભાઈનો આટલો બધો આગ્રહ છે તો બેસોને ક્ષિતિજભાઈ!

[ક્ષિતિજ પાછો ફરે છે. વિનય ખાતર તે એક ખુરશી પર બેસે છે. બીજી ખુરશી પર પંડિત બેસે છે. આશાભાઈ અનામી મૂંઝવણમાં ઊભા જ રહે છે. ક્યાં બેસવું એ વિચારમાં તે આમતેમ નજર ફેરવે છે. આખરે]

આશાભાઈ: (પંડિત તરફ ફરી) અલ્યા તેં મને રખડાવ્યો, પંડિત! એક ખુરશી પર આ ભાઈ બેઠા! (હીંચકા તરફ નજર ફેરવી) અને.. હીંચકા પર બેસવા માટે તો તમારી પરવાનગી મેળવવી જ રહી ના!

પંડિત (ડહાપણ ડોળતો) જ્યાં જગા જોઈએ ત્યાં બેસી પડીએ એમાં શું?

નીલુ કોક દિવસ ભારે પડી જશે, પંડિતભાઈ!

[પંડિત હસી જાય છે. તેને કાંઈ જવાબ સૂઝતો નથી.]

નીલુ (ક્ષિતિજ તરફ જોઈ માત્ર તે જ જુએ એવી રીતે આંખનો પલકારો મારી) કાંઈ નહિ, તમે ક્યાં કોક છો, આશાભાઈ! હીંચકે બેસી શકો છો. બહેનની સાથે બેસવામાં હરકત શી!

['બહેન' શબ્દ સાંભળી આશાભાઈની મુખમુદ્રા પડી જાય છે. જે ઉત્સાહથી નીલાંજનાને મળવા આવ્યા હતા તે ઊડી ગયો હોય એમ એમનું મુખ સૂચવે છે. પંડિતના મુખ પર એક સ્મિતરેખા પ્રકટી અદૃશ્ય થઈ જાય છે. ક્ષિતિજની મુખમુદ્રા તેને આ ન ગમતું હોય તેમ માનવા પ્રેરે છે. નીલાંજના આ વિષમ સ્થિતિ પર માત્ર મુખમરોડથી જ પોતાનો ભાવ પ્રદર્શિત કરવા પ્રયત્ન કરે છે. આશાભાઈ ધડકતે હૈયે નીલાંજનાની સામેના ખૂણે હીંચકા પર બેસે છે. સંકોચાઈ બેસવા પ્રયત્ન કરે છે.]

આશાભાઈ (વાતાવરણ બદલવા પ્રયત્ન કરતા) આજ તો પંડિતનેય સાથે લાવ્યો છું, નીલુબહેન! એ તો ના ના કહેતો'તો પણ હું પરાણે ઘસડી લાવ્યો છું. તમારી મુલાકાત કરાવવા. કે બહેન જાણવાના છે ને ય તું નહિ મળે.

નીલુ તમેય જબરા વિચિત્ર છો, આશાભાઈ! એમને પરાણે આણવું તો શું કામ લાવ્યા? તમે ક્યારે કોઈની લાગણીઓ સમજતા શીખશો? આટઆટલો મારો સહવાસ સેવ્યો તોય એના એ રહ્યા તમે.

આશાભાઈ (પોતાની જાતનો બચાવ કરતા) અરે નીલુબહેન! એ તો અમસ્તું અંદરખાનેથી તો ભાઈની બહુએ મરજી હતી પણ ઉપરઉપરથી જરા નિસ્પૃહના દેખાડવાનો ડોળ કરે! મને કહે, આજે મારે અગત્યનો મુકદમો ચલાવવાનો છે ને બધા કાગળિયા જોવાનાં છે હજુ તો! તોય ઘસડી લાવ્યો છુ મેં કહ્યુ ચાલ! ચાલ! હવે બહુ અગીલો વાટ જોઈને બેસી રહ્યા છે તે હુ જાણુ છું

[પંડિતની સ્થિતિ દયાજનક બની જાય છે]

નીલુ (સૂટકેસ તરફ નજર પડતા) આ સૂટકેસ શાનુ લાવ્યાં છો, આશાભાઈ! તમે પણ ખૂબ બદલાઈ ગયા હો! કાંઈ સૂટબૂટ સિવડાવ્યા છે કે શુ નવા! કેમ પંડિતભાઈ! ક્યા પહેલાના આશાભાઈ સત્યાગ્રહની લડતના અદ્વિતીય સૈનિક ને ક્યા અત્યારના આશાભાઈ!

પંડિત હા! ચપલ તો પહેરતો'તો જ ક્યારે!

નીલુ ચપલનુ તો જાણે સમજ્યા, પણ આ કોટ અને પાટલૂન!

આશાભાઈ. (શરમાતા) એ તો તમે જાણો છો ને નીલુબહેન કે સમય સાથે બદલાવુ પડે યુરોપિયન ફર્મમા નોકરી કરવી અને આ ગામડિયો વેશ કેમ પાલવે?

નીલુ (પંડિત તરફ ફરી હમણા પર આંગળી અડકાડી) છતાય વેશ બદલે મૂળ વસ્તુમા ઝાઝો ફેર પડતો નથી પડ્યો લાગતો નથી કે પછી અહીં જ આમ બાળક જેવા બની જાઓ છો, આશાભાઈ!

આશાભાઈ સારા માટે કે બૂરા માટે પણ એ જીવનપલટાનો, વેશપલટાનો અને વિચારપરિવર્તનનો—બધો ય યશઅપયશ તમારે શિર છે

પંડિત. અરે વાહ! કાંઈ જવાબ ન જડે એટલે કહેનારને જ માથે ઓઢાડવુ બધુ—સાચુય અને ખોટુય

આશાભાઈ. એ સમજવાની તને વાર છે હજુ! કેમ નીલુબહેન?

નીલુ. (આશાભાઈને વિષમ સ્થિતિમા મૂકતી) પણ મનેય નથી સમજાતુ તેનુ કેમ?

આશાભાઈ (ઝીલા પડી જાય છે) નીલુબહેન! નીલુબહેન! તમે કેવુ બોલો છો? કૅપગમા કપરી વસ્તુય આંખને પલકારે સમજી શકનાર આવી સામાન્ય વાત સમજવાનીય શક્તિ નહિ ધરાવતું હોય?

નીલુ પણ તમારા હૃદયમાં શું હોય તે કાંઈ હું થોડુ જ સમજી શકું? સાદામા સાદી, ભોળામા ભોળી અને સરળમા સરળ દેખાતી વ્યક્તિઓના હૃદયસાગરમા પણ કેટકેટલા આત્મમંથનના મોજા ઊછળતાં હોય છે તે તમે નથી જાણતા?

[આશાભાઈને શો જવાબ દેવો તે સમજાતુ નથી. તે અને પંડિત બન્ને પળવાર આત્મચિંતન કરી રહ્યા હોય તેમ એમની ગમગીન મુખમુદ્રા સૂચવે છે, અને અથાગ પ્રયત્ને પણ તેમનુ હૃદયમંથન નીલુથી ગુપ્ત ન રહી શક્યુ, એ વિચારે એ પળવાર ઝીલા બની જાય છે]

નીલુ (વાત પલટતી) માફ કરજો, ક્ષિતિજભાઈ! આ ગમ્મતમાં તમારું તો ઓળખાણ આપવાનું જ ભૂલી ગઈ

[આ નમાલી બેવકૂફીને બનાવવા માટે આનંદપૂર્વક ગમ્મત કરનાર પોતે ગયો એ વિચારે તેની મુખાકૃતિ માનસ ગયી નીપજતી રેખાઓ વ્યક્ત કરે છે]

નીલુ: (આશાભાઈ તરફ મુખ કરી) અરે! આશાભાઈ! આ ભાઈ હમણા જ

એમ. એ.માં પ્રથમ વર્ગમાં પાસ થયા છે. ચેન્સેલરનો સુવર્ણચંદ્રક પણ એમને જ મળ્યો છે. આ વખતે અને પી. એચ. ડી. થવા જવાના છે ટૂંક સમયમાં. ફેરોઆરી પણ સારી જાણે છે. કદાચ તમને નીલુ જોવડાવે તેની ખબર? અને ક્ષિતુભાઈ! આ આશાભાઈ! મારા અંગત મિત્રોમાંના એક! કોલેજનો ઊંમરો જોઈને જ એ કંટાળેલા, અને અત્યારે એક વિદેશી પેઢીમાં નોકરી કરતા છે. લડત વખતે પણ થોડો છમછબાટ કરી મૂક્યો! કેમ આશાભાઈ!

પંડિત. પ્રકાશમાં આવવા પૂરતું જ!

[ ક્ષિતિજ અને આશાભાઈ પરસ્પર વંદન કરે છે. ક્ષિતિજને આ બધું ન ગમતું હોય તેમ એનું કૃત્રિમ સ્મિતભર્યું મુખ સૂચવે છે ]

આશાભાઈ. (ચોંટણિયા ઢબે) અને આ પંડિત! મારો લંગોટિયો મિત્ર અત્યારે વકીલાત કરે છે અહીંઆ. નાનપણથી અમે સાથે જ ઊછરેલા. બોર્ડિંગમાંય સાથે, કોલેજમાંય સાથે અને હોસ્ટેલમાં પણ સાથે એક જ રૂમમાં. એકબીજા વગર ઘડીયે ચાલે નહિ. લડતમાં પણ સાથે. અને આ સ્નેહની સાક્ષી એમની જમણી આંખ હજુ પૂરે છે. મોઈદંડા રમતા એકવાર એ જીતવા ગયેલા અને આંખ ઉપર ગોઈ વાગી ને આટલી ખોડ હજુ રહી ગઈ છે.

[ પંડિતને હસવું કે રડવું તે સૂઝતું નથી. ક્ષિતિજ અને નીલુ મહાપ્રયાસે હસવું ખાળે છે. આશાભાઈ તો તેના તે જ છે ]

પંડિત. (કટાણું મુખ કરી) હજુ તું એનો એ રહ્યો.

આશાભાઈ. (સૂટકેસ ખોલતાં) પણ એમાં તારું હતું શું ને ગયું શું?

નીલુ. નહિ! નહિ! આશાભાઈ! શું બીચારાને બનાવતા હશો!

આશાભાઈ. (બાળક માફક) અરે નીલુબહેન! આનું તો હું રોજ ચીડવું છું એને!

નીલુ. પણ એમ એકાંતમાં કહો કરો તે જુદી વાત ને આમ બધાના દેખતાં—તેમાંય મારા દેખતાં અને આ ભાઈના દેખતાં કરો તેમાં ઘણો ફેર પડે.

(પંડિતને સાન્ત્વન દેતાં) કાંઈ નહિ, પંડિતભાઈ! આપણે એમ સમજવું કે એમનો સ્વભાવ પડ્યો.

પંડિત. એ તો કુદરતની પૂંછડી એમ કાંઈ થોડી જ સીધી થવાની હતી! કાપી નાખે જ છૂટકો.

[ આ શબ્દો બોલતાં તેનું મુખ તિરસ્કારની પરાકાષ્ઠા અને સાથેસાથે આશાભાઈને વિજયમાં મિષ્ટ શબ્દોથી ફટકાર્યાનો આત્મસંતોષ વ્યક્ત કરે છે. આશાભાઈ સૂટકેસમાંથી એક પછી એક એમ ચારપાંચ સુંદર રેશમી સાડીઓ બહાર કાઢે છે ]

નીલુ. આ બધું શું લાવ્યા છો, આશાભાઈ?

આશાભાઈ. (ગર્વથી) આ તો એમ કે તમે જવાના ને કાંઈ ખાલી હાથે મળવા જવાય છે? કેટલા પરંતુ બેચાર નંગ લેતો આવ્યો છું. તમને પસંદ પડે તે રાખો અને બાકી રહેશે તે શાંતિ માટે ચાલશે.

નીલુ. (બનાવટી રોષ સહિત) સ્નેહમાં આવું વ્યવહારિકપણું શાને? આને બદલે તમારું કોઈ કાવ્ય કે નવલિકા, નાટક હોત તો મને વધુ ગમત.

[ આશાભાઈને સહેજ વિષાદ છે ]

પંડિત. (કામનો) કાવ્ય કે નવલિકા? (ખડખડાટ હસે છે) એના બાપદાદાએ લખ્યું હોય તો આવડે ને!

નીલુ : ( એક પોતની સુંવાળાશ અને મસૃણતા માપતા ) હશે, કાંઈ નહિ ! આશાભાઈ, નિરાશ ન થશો ! કાંઈ બધા થોડા જ લેખકો બની શકે ! નહિ, પોત તો મગ્ન છે (મજાકમા) આશાભાઈ! . તમારી ... ખરબચડાશનો અને આ સુંવાળાશનો મેળ કેમ કરીને ખાધો ! પસંદગી સુંદર છે

આશાભાઈ. ( સત્યનો પ્રયોગ કરતા ) બધો યશ પંડિતને ઘટે છે

નીલુ · ( બનાવવાનો પ્રયત્ન કરતા ) અં .. હ ... એ તો જેવો જેનો ઉત્સાહ ! કેમ ભાઈ ! ( છાવરતા ) જેવી જેની આવડત મને લાગ્યું'તુ જ કે આ આશાભાઈનુ selection ( પસંદગી ) ન સંભવે

પંડિત ઉત્સાહનું તો જાણે સમજ્યા હવે, બાકી પહેરનારની કદરદાની જેટલુ તો એણુ કમનુ જ જોઈએ ના !

આશાભાઈ (પોતાનો લાગ આવ્યો જાણી ) બસ બહુ થયુ, હવે એ ભડાઈ રહેવા દઈશ ! (હસવાનો પ્રયત્ન કરતા) અરે, નીલુબહેન ! કેટલી દુકાનો રખડાવ્યો છે મને એક-બે પોત લેવાં એમા તો ! એ ઉત્સાહ નહિ તો બીજુ શુ ?

નીલુ : જેવી જેની લાગણી !

પંડિત : હવે બરાબર બોલ્યા ! નીલુબહેન !

આશાભાઈ (ઊંધુ માગતા ) પણ લાગણી હોય ત્યા ઉત્સાહ પહેલો હોય !

પંડિત . ( કંટાળી ) એમ તો એમ ! તને તો ટેવ પડી માથા ઝીકવાની !

[ સૂટકેસના ખૂણામાથી સુંદર મુખમલની મોજડીની જોડ કાઢે છે ]

નીલુ અરે, આશાભાઈ ! તમે પણ ઠીક પ્રગતિ કરી ગયા છો ! કેટલી સુંદર pair (જોડી) છે ! તમે લાવ્યા ?

આશાભાઈ · (ઢીલા મુખે) અરે એ તો પંડિત લાવ્યો છે તમારે માટે પ્રદર્શનમાથી

નીલુ . (એક મોજડી હાથમા લઈ તેની સુવાળાશ માપતી કપોલ પર ઘસતા) કેટલી સુવાળી છે ! પહેરતા જીવે ન ચાલે !

આશાભાઈ અરે, નીલુબહેન, શુ કરો છો ? પગે પહેરવાની મોજડી !

નીલુ (ઠંડે કલેજે) સુવાળાશ અનુભવુ છુ

આશાભાઈ (રસિક બનવાનો પ્રયત્ન કરતા) સુવાળાશનો અનુભવ કરનારા ઘણા ઉમેદવારો છે તક આપો તો બાકી . તમારા તો પગમા જ શોભે !

પંડિત . તુ પણ રસિક બનતો જાય છે દહાડેદહાડે !

આશાભાઈ તુ ન બોલ્યો ને હું બોલ્યો તેમા, કેમ ?

[ પંડિત ઊભો થઈ જાય છે. ક્ષિતિજને જરા ગમ્મત પડે છે ]

નીલુબહેન ! આ પંડિત આજે ઠીક સપડાઈ ગયો છે. જ્યારે કહુ ત્યારે ન આવવાના બહાના કાઢે

નીલુ : ( બનાવવાની તક લેતી ) તમારું ધૈર્ય અને સહનશક્તિ ક્યાથી હોય બધાનામા ?

આશાભાઈ · પણ આજ આવ્યો એ તો ઊલટુ જ પુરવાર કરે છે.

નીલુ કેળવ્યા હશે આટલે મહિને !

આશાભાઈ: હાસ્તો! સમૂળગા રહી જઈએ તેના કરતા મોન્જડીની મોકાણે શું ખોટી?

પંડિત એ તો તને સોંપ્યું!

આશાભાઈ: અમે તો રીઢા થયા એ આસ્વાદ લૂંટીલૂંટી, પણ આજ તો તનેય કોડ લાગ્યા છે ને?

પંડિત કેમ જાણ્યું?

આશાભાઈ: એક તો તું ના કહેતો'તો ને આવ્યો

નીલુ (આશાભાઈની વહારે ધાતી) અને બીજું આશાભાઈ? તમે તે દિવસે મને કહેતા'તા ને કે પંડિતભાઈને પણ કાંઈક કહેવું છે પણ એ શરમાય છે આવતા?

આશાભાઈ: ઠીક સંભારી આપ્યું, નીલુબહેન! અત્યાર સુધી આવતા શરમાતો હતો અને હવે કહેતા શરમાશે

નીલુ ના! ના! આશાભાઈ, એવું નહિ બીચારાને શું આમ બનાવતા હશો? (પંડિત તરફ ફરી) પંડિતભાઈ, શું કહેવાનું હતું?

[ પંડિત ફિક્કો પડી જાય છે નીલુનો પ્રશ્ન તેના હૃદયધબકારા વધારી મૂકે છે ]

પંડિત: અરે! એવું કાંઈ ખાસ નહોતું એ તો અમસ્તો જ રાઈનો પર્વત કરી મૂકે છે કૂતરાની પૂંછડી

આશાભાઈ નીલુબહેન, કહું? આ મિસ્ટર બેઠા છે, નહિ તો જરૂર કહેત!

પંડિત: (ઊઠવાનો પ્રયત્ન કરતા ક્ષિતિજને અટકાવી) અરે, બેસો બેસો, ક્ષિતિજભાઈ! એવું કાંઈ ખાસ ખાનગી નથી એને તો ટેવ પડી.

આશાભાઈ જરા ખાનગી!

પંડિત. સહેજે નહિ!

આશાભાઈ. તો કહી નાખ! રતાકૂકડી શાનો થયો છે?

(નીલાંજનાને બનાવવા મથતા) બીચારાં નીલુબહેન ક્યારના ઊંચાનીચાં થાય છે

નીલુ આશાભાઈ, સંભાળજો હું કે ગરમ પડી જશો!

પંડિત હવે શું બાકી રહ્યું છે? (આશાભાઈને જવાબ જડતો નથી)

નીલુ અરે, હજુ તો કાંઈકાંઈ આશાઓ અને ઊર્મિઓ સેવતા હશે! કેમ આશાભાઈ?

[ જરા ખુખારો ખાય છે ]

આશાભાઈ. (મૂર્ખાઈનું પ્રદર્શન કરતા) આશા અમર છે!

નીલુ (અચૂક બાણ ફેંકતી) હું. જરા ટિપાઈમાં જુઓ તો!

[ આશાભાઈ સિવાયના બધા ખડખડાટ હસી પડે છે ]

આશાભાઈ. (હજુ બનવાનું બાકી હોય તેમ) બાલઝાક ક્યારે દેખાવડો હતો? છતાંય એની લેખિની પર તો એને સ્વામસુન્દરી વરી!

નીલુ (છેલ્લું તીર ફેંકતી) માફ કરજો, આશાભાઈ! પણ તમારામાં તો તેય નથી

[ આશાભાઈ ઠંડા થઈ જાય છે એમની મુખમુદ્રા પડી જાય છે પળવાર વાતાવરણ શાંત અને અભેદ બને છે. નાયુ ચાના અને દૂધના પ્યાલા લાવે છે. ]

પંડિત: (ચાનો ઘૂંટડો ભરતા) આશાભાઈ! હવે ઢમાર ક્યારે ખખડાવવાનો છે?

નીલુ. (હોશમાં આવી) હા! હા! આશાભાઈ હવે જાનમાં ક્યારે લઈ જાઓ છો?

આશાભાઈ (કલ્પના રમેજ કરતા) આત્માને સહચારી મળે ત્યારે

પંડિત : ગોખી રાખ્યો છે?

આશાભાઈ : ક્યારનોય!

નીલુ. (મસ્તકમાં) કોણ છે એ સુહાગી આત્મા?

આશાભાઈ. (એકએક) તમારા અંતરમાં દૃષ્ટિ વાળો તો?

નીલુ : મારામાં અંતરના પ્રતિબિંબ નથી પડતા મારા અંતરમાં!

આશાભાઈ. હું ન માનું! ધારે તો પડી શકે એમ છે

નીલુ. એ સમય નથી આવ્યો હજુ!

પંડિત. વહેલોમોડોય આવશે તો ખરો જ ને?

નીલુ. આવશે કે કેમ તેનીય શંકા છે! અત્યારે તો જ્યાં જ્યાં નયન માંડું છું ત્યાં ત્યાં વામનજીઓ નજરે ચડે છે કાયર વિદ્વાન અને બુડથલ વીર બેમાંથી કોને પસંદ કરવો?

આશાભાઈ. (બોલવાનો પ્રયત્ન કરતા) જેનામાં બેય હોય તેને!

નીલુ. તે જ પચાત છે ને! જીવનની પળેપળ સમજનાર છતાં તત્ત્વજ્ઞાની જેવો શુષ્ક નહિ, પ્રેમનો આનંદ પરમાણે છતાં કામને ન પિછાણે, સ્વર્ગીય સ્વપ્નસૃષ્ટિ માણી શકે છતાં ભોગનો દાસ ન હોય, રસમંદિરનો પૂજારી હોય છતાં વિલાસના વિષ જેને ન સ્પર્શે ક્યાંથી લાવું એ રસવીર? કેવી રીતે રચું કરું મારી સ્વપ્નસૃષ્ટિના વીરને? રામ અને કૃષ્ણનું સ્નિગ્ધ સ્નાયુબદ્ધ શરીર, કાલિદાસ અને રત્તમદૂર સમા મયૂરની રસજ્ઞતા, પુરુરવસનો ઘેલો પ્રણય, ભગવાન જમદગ્નેયનું વર્ચસ, અર્જુનની સહૃદયતા, અને અભિમન્યુનો યૌવનથનગનાટ આ બધું એકત્રિત ક્યાંથી સાંપડે? અને કદાચ સાંપડે તોય તમને તો લાભ કરતાં હાનિ જ વધુ છે

આશાભાઈ. (બાળક માફક) કેવી રીતે?

નીલુ. છે તેટલુંય જતું રહેશે

આશાભાઈ : આમ ગોળગોળ શું બોલતા હશો, નીલુબહેન?

નીલુ. તમે ચોરસ ન થઈ જાઓ માટે

પંડિત } સાથે જ } હજુ એના એ રાગ!
આશાભાઈ } } જે કહેવું હોય તે કહી નાખો ને!

નીલુ. સાંભળવું છે? સાંભળવાની શક્તિ છે? હૈયું વજ્રનું છે?

[બન્ને સ્તબ્ધ બની જાય છે]

સાંભળો ત્યારે! પછી નીલુબહેન સાર્વજનિક મિલકત મટી જઈ ખાનગી મિલકત બની જશે અને અને તમે મોજડીની સુવાળાશમાંથીય જશો

આશાભાઈ. (કૃત્રિમ ઉત્સાહમાં આવી) કેમ પંડિત! પેલું કહી નાખ ને?

પંડિત. મારે વગરકહ્યે જવાબ મળી ગયો

[ક્ષિતિજને આ લોકોની હૃદપારની મૂર્ખતા અને અને નરમાઈ ઉપર હસવું આવે છે]

આશાભાઈ. (હીંચકા પરથી ઊભા થઈ) આજ તો બહુ બેઠા, નીલુબહેન! (પંડિત તરફ ફરી) ચાલ! તારેય હજુ કોર્ટમાં જવાનું હશે

પંડિત : હવે એ જ બાકી છે તારે ને મારે માટે

નીલુ. બસ! એટલામાં! કેમ સ્ટીમર પર તો આવશો ને?

પડિત : Last ride together !

આશાભાઈ · ( બાઘા જેમ ) અલ્યા શાની ride ?

પડિત : તારે સમજવાની વાર છે

નીલુ : ચાલો ત્યારે જયશ્રી ! સ્ટેશન પર તો મળીશુ જ !

[ પરસ્પર વદન ઝીલી બન્ને ચાલ્યા જાય છે. ]

નીલુ તુ કેમ સાવ ઠંડો થઈ ગયો'તો, એક અક્ષર તો બોલવો'તો કેટલુ ખરાબ લાગે કોઈને ?

ક્ષિતિજ હું તે તારા મનોભાવનુ પૃથક્કરણ કરુ કે એમની મૂર્ખ વાતોમા હાજીહા કરું ? અને તેય એ થોડા જ મને મળવા આવ્યા હતા ?

નીલુ છતાય વિવેકપૂરતુ તો બોલવુ જોઈએ !

ક્ષિતિજ અતરથી ઉદ્ભવતા વિવેક સિવાય કોઈ પ્રકારનો વિવેક હુ શીખ્યો નથી, મને શીખવ્યોય નથી મને તારી માફક મારી જાતના અવનવા પહેલ પાડતા નથી આવડતુ, ને મારે શીખવુય નથી હું જે છુ તે મારે મન સોનાનો છુ મારા આદર્શો, મારી ભાવનાઓ, મારા કલ્પનાવિહારો, મારા સ્વપ્ન એટલુ જ અમર રહે તો બસ છે

નીલુ . કેવો મારો છે ?

ક્ષિતિજ બધાયને આમ જ ચડાવતી હોઈશ ! પછી બીચારા તને મધ્યસ્થ રાખી અવનવી ભાવનાઓને સેવે, અવનવા કલ્પનાગોફ ગૂથે, અવનવા સ્વપ્નમિનારા ચણે, અને આખરે તો તારી મોજડીના શિકાર બનવા માટે જ નીલુ ! નીલુ ! તને જરાય દયા નથી ?

નીલુ તને આમાથી એકેય દયા ખાવા જેવો લાગ્યો ?

ક્ષિતિજ : તે તો તારો અનુભવ જાણે

નીલુ ( સસ્મિત ) મારો અનુભવ ? ( બેપરવા ) મારો અનુભવ તો જાણે પ્રાથમિક દશામા હોય એમ લાગે છે

ક્ષિતિજ ! આ સ્થિતિએ પણ ?

નીલુ એટલે ? આ સ્થિતિ કઈ એટલી બધી advanced તો નથી જ ?

ક્ષિતિજ ( કટાળી ) તે તો તુ જાણે !

નીલુ ( ખડખડાટ હસતા ) હા હા હજુ બાળક જ રહ્યો ક્ષિતુ ! હજુ તો પારોગામા પહેલી પૂણી છે પશ્ચિમનું તો પગથિયુયે નથી જોયુ !

ક્ષિતિજ ( ભોળભોળ ) પછી ?

નીલુ ( ખધાઈથી ) આગળ ઉપર જોઈ લઈશુ ! હજુ તુ પી એચ ડી તો થઈ આવ

[ ક્ષિતિજ અવાક્ બને છે. તેનું હૃદય અવનવી શકાઓ અનુભવે છે નીલાજના તેને એક જીવતા હોજખસમી લાગે છે તેનો આત્મા શ્રદ્ધા ગુમાવી રહ્યો હોય તેમ તેનુ મુખ સૂચવે છે ' નિનાદ 'નો તત્રી અને નીલુનો ભાઈ પ્રમોદ પ્રવેશે છે ક્ષિતિજ ઊઠવાનો પ્રયત્ન કરે છે ]

પ્રમોદ · નીલુ ! આ ભાઈ કેમ ઊઠ્યા ?

નીલુ . ( મરમા ) એમને જરા કસરતનો વધુપડતો શોખ છે !

પ્રમોદ : શુ તુ આમ બધાયને ઉડાવે છે ?

નીલુ : હું ઉડાવું ને ઊડવાની હિંમત કરે એવા એ એકલા જ છે.

પ્રમોદ : બીજા બધા ? આશાભાઈ ! પંડિત ! ફિરોજ ! આશુ !

નીલુ : ઊડતા પહેલા જ એમની પાંખો પકડી લઉં છુ.

[ ક્ષિતિજ દ્વાર વટાવી બગીચામા ચાલ્યો ગયો હોય છે. ]

એમની ગુંજાસે નથી અને કદાચ આગળ વધે તો...

[ હવામા મોજડી વીંઝે છે ]

પ્રમોદ : આમ તો સારો છોકરો લાગે છે

નીલુ (મનોભાવ છુપાવતી) નવેનવુ છે ત્યાં સુધી (સસ્મિત) ના ! ના ! really he is a nice boy

પ્રમોદ Unseen fancy

નીલુ : ના ! ના ! એવુ તો ખાસ નહિ ! Passing fair પણ આમ ઘણો intelligent છે લખે છે સરસ

પ્રમોદ તાગમાગ જેવુ ખરુ ?

નીલુ આપણે તે ક્યારના વળી લેખકો કહેવાઈએ !.

વિશદ. ના ! ના ! એવુ ન બોલશો, નીલુબહેન તમારો લેખ હોય છે ત્યારે તો 'નિનાદ'ની એકકે નક્લ સિલકમાય રહેતી નથી

પ્રમોદ વાહ, ખૂબ કરી, તંત્રીજી ! (વટ કાપતો) એમના નામે, એમના લેખને લીધે નહિ [ તંત્રીજી ઠંડા થઈ જાય છે ]

[ નવલકથાકાર 'અવિરામ' પ્રવેશે છે ]

નીલુ (હીંચકેથી ઊભા થઈ) પધારો, અવિરામભાઈ ! આમ અચાનક જ !

[ બધા શાંત થઈ જાય છે જેમના માત્ર પુસ્તકોએ જ અજાણેલા તેમના પ્રત્યક્ષ દર્શને અનામી મૂંઝવણ અનુભવે છે ]

અવિરામ : ભાઈ, આવુ નહિ ડરવાનુ ! હુ તો તમારા બધાના જેવો જ છુ આવી જુદાઈ રાખશો તો મારો પગ ભારે થઈ જશે

નીલુ. (સસ્મિત) ના ! ના ! એવુ ખાસ નથી પ્રથમ દર્શન તો અદ્ભુત જ સંભવે ને !

અવિરામ (મરકમા) માત્ર પ્રથમ દર્શન જ ?

[ નીલાંજના તેનો હ્રદયભાવ માપી જાય છે એટલે છાવરવાનો પ્રયત્ન કરતા ]

નીલુ (હસતાહસતા) ના ! ના ! એવુ નહિ, અવિરામભાઈ ! એ તો મહજ જ ! મે તો આ લોકોને ઉદ્દેશીને કહ્યુ. બાકી, આપણે ક્યા આજે જ મળીએ છીએ ?

અવિરામ. (હીંચકે બેસતાં) હા, તો તો ઠીક, નહિ તો વિચાર કરવા જેવુ ખરુ !

પ્રમોદ : (બધાની દૃષ્ટિ બીજે છે એમ જોઈ સાવચેતીથી માત્ર ઓઠનો ફફડાટ જ કરે છે) સમાલજો !

નીલુ : (પ્રમોદ તરફ જોઈ નાક આગળી અડકાડી) ના ! ના ! વિચારને બહુ તસ્દી આપવા જેવુ છે જ નહિ

અવિરામ. પણ તમે બધા કેમ આમ મૂક થઈ ગયા છો ? મારા આવતાં પહેલાંનુ હળવુ વાતાવરણ કેમ બદલી નાખ્યુ ? (પ્રમોદ તરફ આંગળી કરી) આ ભાઈ કાંઈ મને જ ઉદ્દેશીને તો નહોતા કહી રહ્યા ને કે 'એમના નામે એમના લખાણે નહિ જ'?

પ્રમોદ. ( નમ્રતાથી ) માફ કરજો, અવિરામભાઈ! આપના પ્રત્યે એ વાક્ય ઘટાવવાની ધૃષ્ટતાયે થાય? ( બેપરવા ) હા! કદાચ કરે તો કોઈ સમોવડ કરી શકે!

વિશદ આપના લખાણે તો 'નિનાદ' અજોડ બન્યુ છે!

[ નોકર ઠંડા દૂધના પ્યાલા લાવે છે. ]

નીલુ. જરા બગીચામાંથી ક્ષિતિજભાઈને બોલાવ તો.

અવિરામ (પ્યાલો ઉપાડતા) એ કોણ છે, નીલુબહેન?

નીલુ (ચાખીને) 'કલ્લોલ'ને કાવ્યથી સમૃદ્ધ કરનાર, કાવ્યમંદિરને ઊંબરે પગ માંડતો એક ભાવનાભર્યો યુવાન!

પ્રમોદ અરે, તું પણ સાક્ષર બનતી જાય છે!

નીલુ. એ તો જેવું પાત્ર! કેમ અવિરામભાઈ! જેવી વ્યક્તિ સાથે વાત કરવાનો પ્રસંગ આવે તેવી રીતે બોલવું જ પડે ના!

અવિરામ (વટ કાપતો) હું તો લખાણમાં જ એવું લખું છું બાકી, વ્યવહારમાં એવું બોલવા જઈએ તો ભૂખે મરવું પડે

નીલુ (ખભા પર તલવારનો ઝાટકો મારતી) તેમાં જ આપના નવલો મને આકર્ષી શક્યા નથી માફ કરજો, અવિરામભાઈ! કડવું છે પણ સત્ય છે એટલે જ વિના-સંકોચે કહી દઉં છું આટલું! અને જુદાઈ ન રાખવાનું અને સ્પષ્ટવક્તા થવાનું તો આપે જ સૂચવ્યું છે વારંવાર!

પ્રમોદ: અરે, નીલુ! અત્યારે જ એ પીંજણ કરવાનો વખત મળ્યો?

નીલુ. કદાચ અવિરામભાઈ મને એમના નવલ કે તેના પાત્ર વિષે પૂછે ને મારે અજ્ઞાનનું પ્રદર્શન કરવાનો વારો આવે તે કરતાં વેળાસર પાળ બાંધવી તેમાં શું ખોટું છે? કેમ અવિરામભાઈ!

અવિરામ. પણ મારું એકે નવલ તો તમે વાંચ્યું નથી, પછી એ ટીકાને સ્થાન જ ક્યાં રહે છે!

[ ક્ષિતિજ પ્રવેશે છે નીવાજતા તેના તરફ સ્વસ્થતે પ્યાલો ઉપાડી ધરે છે ]

નીલુ અરે આ ક્ષિતિજભાઈ તો આપના ભારે પ્રશંસક છે તમારું 'પ્રણયવેદી' વાંચવા તો એમણે મને એટલું ટોકેલી કે ન પૂછો ને વાત!

ક્ષિતિજ એટલે શું 'પ્રણયવેદી' તમારે મન કશીય ગણતરીમાં નથી? એવું પાત્ર-લેખન, માનસશાસ્ત્રનો અભ્યાસ, setting તો બનાવવા ક્યાંય આપણા ગણ્યાગાંઠ્યા નવલકથાકારોમાં! એમના જેવું સમગ્રપૃથક્કરણ કોણે કર્યું છે આજ પહેલાં!

નીલુ (ક્ષિતિજને બનાવતી) કેવા સારા છો! તમે વળી નવું પાસું બતાવ્યું! એ વળી એક વધુ કારણ એમના નવલોની અનાકર્ષકતાનું નવલકથાકારે જરા સમજવું જોઈએ કે જે વર્ગ સમક્ષ તે પોતાના લખાણો રજૂ કરે છે તે સાવ illiterate નથી કે એની આગળ એમણે પુસ્તકમાં જ, વાર્તાના પ્રવાહને રોકી, પાત્ર્યચર્ચાવાળાં લખાણ ભાષણો કરવાં પડે જાણે વાચકો સાવ મૂર્ખ છે અને પ્રવચનભૂખ્યા છે નકામા ભાષણિયા પૃથક્કરણો! સંવાદમાં ઔચિત્યે ન મળે એકે પાત્રમાંથી જીવનઆદર્શ ન સાંપડે બધાય સામાન્ય કોટિના! જાણે ઢીંગલાઢીંગલી. સામાન્ય જીવન, સામાન્ય sentiments અને બધુંય

સામાન્ય! માફ કરજો, અવિરામભાઈ! પણ હું તો તમારું પુસ્તક હાથમાં લઉં છું ને ઊંઘ આવ્યા જેવું થાય છે

પ્રમોદ · નીલુ! નીલુ!

નીલુ બસ રહેવા દો, ભાઈ! એ બધું! વ્યક્તિસ્વાતંત્ર્યવાદના જમાનામાં દરેકને પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની છૂટ હોવી જ જોઈએ, અને અવિરામભાઈને તો તે ગમે છે જ

[ અવિરામ આત્મક્ષોભની પરાકાષ્ઠા અનુભવે છે ]

નીલુ અરે માફ કરજો, ભાઈ! આ આપણી વાતોમાં હું સારું ઓળખાણ આપવાનું ભૂલી ગઈ! ( ક્ષિતિજ તરફ જોઈ ) ક્ષિતિજભાઈ! આ આપના માનીતા નવલકથાકાર જેમના અક્ષરદેહને તો આપ મારા કરતા વધુ સારી રીતે ઓળખો છો આજ એમનું પ્રત્યક્ષ ઓળખાણ કરાવવાનો જશ ખાટું ને!

[ ક્ષિતિજ છોભીલો પડી જાય છે, નીલુની સ્પષ્ટ, બેપરવાઈભરી ઝાટકણીની રીત જોઈને ]

અને અવિરામભાઈ! આ ક્ષિતિજભાઈ, જેમના કાવ્યદેહને આપ થોડોથોડો ઓળખો છો

ક્ષિતિજ · અરે, નીલુબહેન! હું ક્યારે વળી લખું છું? અને જે લખું છું તેય લખાણ કહેવાય? એ તો 'કલ્લોલ'ના તંત્રી નિભાવે છે તેટલો એમનો ઉપકાર!

નીલુ બધા મોટા માણસો એમ જ કહે છે બાકી સત્ય તો કહેવું જ રહ્યું ના? હં .. અને આ વિશદભાઈ, 'નિનાદ'ના અદ્વિતીય તંત્રી જેમાં મારું પેલું તમે ઝાટકણી કાઢી હતી તે કાવ્ય અને મારી 'દીપકમાલા' ટૂંકી વાત પ્રસિદ્ધ થઈ છે

ક્ષિતિજ ઓહો! આજ તો સુંદર ઓળખાણોનું માન મળ્યું, નીલુબહેન!

અવિરામ ( ક્ષિતિજને ) તમારાં કાવ્યો વાંચી મને સારી આશા બંધાય છે પહેલી પચ્ચીસીમાં આટલું ઓછું ન કહેવાય!

નીલુ ( વધુ ડામ દેતી ) હું કહેવાની જ હતી અવિરામભાઈ કે તમે કાવ્યલોકમાંથી વિરામ લો તો સારું! થોડીઘણીય સાહિત્યપ્રવૃત્તિનો મોહ ન છોડવો હોય તો તમારા પ્રિય ક્ષેત્રમાં પ્રગતિ કરો એ ઓછું નથી

અવિરામ . ( હળવા બનવાનો પ્રયત્ન કરતા ) અને નીલુબહેન પણ લેખક મટી વિવેચક બને તો વધુ સારું!

નીલુ ભારે પડી જશો, અવિરામભાઈ, હું વિવેચક બનીશ ત્યારે!

અવિરામ કૃતજ્ઞતાને તો અવકાશ રહેશે જ!

નીલુ . જરૂર! મારા કાવ્યની પ્રશંસા કરેલી આપે તેટલા પૂરતી તો ખરી જ!

વિશદ નીલુબહેન! આ ક્ષિતિજભાઈનેય જરા કહેજો કે 'નિનાદ' માટે કાંઈ લખે.

ક્ષિતિજ આ એકને તો પહોંચાતું નથી છતાંય લખીશ, કોઈ ખાસ અંક જેવું કાઢવાના હો તો કહેજો

નીલુ ભાઈને તો તમે ઓળખો જ છો.

ક્ષિતિજ કૉલેજમાં સાથે હતા તેમ સાંભરે છે, પણ વિહારક્ષેત્રો જુદાં એટલે ખાસ અંગત પરિચય જેવું નહિ

પ્રમોદ  હા. આપણે જરા લહેરીલાલ ખરા! ડિબેટિંગ હૉલ કરતાં ટેનિસ કોર્ટનું આકર્ષણ વધુ ખરું!

ક્ષિતિજ  તોય બોલો છો તો સારું તમેય ડિબેટિંગમાં!

પ્રમોદ  (તેટલી જ હળવી ઢબે) હા ઝબકીએ કોકવાર આગિયા માફક.. કોઈ 'woman the eighth wonder of the world' જેવો વિષય હોય તો

[બધા ખડખડાટ હસી પડે છે.]

અવિરામ  (ઊઠવાનો પ્રયત્ન કરતા) નીલુબહેન, રજા છે હવે? હજુ તો મારે 'કલામંડળ'માં જવાનું છે આપણે જરા મોડા મળ્યા એમ નથી લાગતું? એકાદ અઠવાડિયામાં તો તમે જવાના! So cruel of you, Nilubehn! એકાદ માસ પહેલાં મળ્યા હોત તો વધુ નિકટ આવી શકત હજુ ઘણુંઘણું ચર્ચવાનું, ઘણું વિવેચન કરવાનું અને ઘણોઘણો વિનિમય કરવાનો રહી ગયો હોય એમ નથી લાગતું?

નીલુ  (પ્રમોદ અને ક્ષિતિજ તરફ જોઈ અવિરામને ચડાવવાનો પ્રયત્ન કરતી કૃત્રિમ સ્મિત સાથે) મને પણ ઉરના ઊંડાણમાં ક્યાંક એવું લાગે છે કે આપણે વહેલાં મળ્યાં હોત તો ઠીક

અવિરામ  હશે! આવો ત્યારે તે વખતે તમે આંતરદેશીય વિચારો અને વ્યવહારોથી વધુ સમૃદ્ધ, વધુ તેજસ્વી બન્યાં હશો સાહિત્યિક, રાજકીય, સામાજિક, બધાય ક્ષેત્રોમાં, એટલે ચર્ચામાં વધુ મઝા આવશે

નીલુ  (કાંઈ સાંભરી આવતાં) અરે, અવિરામભાઈ! પછી આપની તસ્વીર મોકલવાનું વચન આપ્યું હતું તેનું શું?

અવિરામ  (ગજવામાંથી તસ્વીર કાઢતો) કદાચ તમને ગમાને કે કેમ એ સવાલ છે

નીલુ  (ક્ષિતુને ચીડવવાનો પ્રયત્ન કરતી) પ્રત્યક્ષના અભાવે પ્રતિકૃતિથીય ચલાવી લેવું પડે!

અવિરામ  ના! ના! મેં તો જુદા જ દૃષ્ટિબિંદુથી વાત કરી હતી

નીલુ. અં હ

અવિરામ  હું ધારું છું તમે સમજી ગયા હશો

નીલુ. બરાબર નહિ

અવિરામ. (ખચકાતા) મને સહેજે ચાલીસ વર્ષ થયાં.

નીલુ: (ચડાવતી) જણાવ લાગો છો તો માંડ ત્રીસ જેટલા!

પ્રમોદ  (મજાકથી) અને રસિકતા અને કલાપ્રિયતા પણ જાણે હમણાં જ જાગતી હોય એમ એમનાં પુસ્તકો પરથી તો લાગે છે

અવિરામ  (પ્રવાહમાં ઘસડાઈ) હા! મારા મિત્રોની પણ એ જ ફરિયાદ છે "અલ્યા, તને વાળ ત્યારે ધોળા આવ્યા અને હજુ તો જાણે યૌવનના ઉંબરે પગ મૂકતો હોય એવું લખે છે"

નીલુ: (તસ્વીર નિરખતાં) આપને ક્યારે વયવાર્ધક્યમાં માનીએ છીએ? મારી સખીઓ જેનાં મનેય મારી પ્રગતિ માટે આશ્ચર્ય થાય છે ને! અરે, થોડા જ વખત પર હું

દરિયાપાર જવાની છું એ વાત મારી એક સ્ત્રીમિત્રને કરેલી ને એણે નહિ માનેલુ કે તું પાસ ક્યારે થઈ અને જાય છે ક્યારે!

પ્રમોદ પ્રગતિ સમય કરતા સ્વભાવ અને હૃદયની તૈયારી પર વધુ અવલંબે છે

અવિગમ : ( હીંચકેથી ઊઠતા ) અને તમે પણ કબૂલેલુ તમારી તસ્વીર આપવાનુ!

નીલુ · આજે જ pose લેવરાવવા જવાની છુ એટલે કદાચ રૂબરુ નહિ તો ભાઈદ્વારા પણ આપને મળી જશે ખરી

[ પરસ્પર વદન કરી બધા છૂટા પડે છે માત્ર ક્ષિતિજ અને નીલુ બે જ રહે છે બને હીંચકા પર બેસે છે નીલુ વિચારમા પડી હોય તેમ તેનુ મુખ સૂચવે છે ક્ષિતિજ પણ કાઈ બોલતો નથી ]

નીલુ (સહસા ટિપાઈ તરફ જોઈ) અરે, તેં હજુ દૂધ નથી પીધુ?

ક્ષિતિજ તને અત્યારે ખબર પડી?

નીલુ : પણ આ બધી વાતોમા મને ખ્યાલ જ ન રહ્યો

ક્ષિતિજ . તને ક્યાથી ખ્યાલ રહે? તને સમય જ ક્યા હતો મને કહેવાનો!

નીલુ તુ ક્યા પારકો હતો?

ક્ષિતિજ . ( તીક્ષ્ણતાથી ) હાસ્તો! જીભમા તો નર્યું મધ ભર્યું છે.

[ પ્યાલામા માખ પડે છે ]

નીલુ ( મુખ બગાડી ) લે થયુ! બહુ માન માગે ત્યારે આવુ જ થાય ને!

ક્ષિતિજ મને ખાતરી જ હતી કે માખ પડશે તારા સ્વભાવની મને ક્યાં ખબર નહોતી જેટલુ તુ પોતે તારી જાતને નથી ઓળખી શકી તેટલુ હુ તને માપી શક્યો છુ. કાંઈ નહિ એમા શુ? એકમા માખ પડે તો બીજો!

નીલુ : જોને! જોને! કેવુ બોલે છે? એકવાર ફરી કહુ છું કે હજુ તુ બાળક જેવો જ રહ્યો

ક્ષિતિજ . મને મારી બાલિશતા વધુ ગમે છે

નીલુ ક્ષિતિજ! ક્ષિતુ! સ્ત્રીહૃદય સમજતા તુ ક્યારે શીખીશ?

ક્ષિતિજ : મને રસ નથી પડતો એમા

નીલુ સ્ત્રીની પ્રેરણાએ તો ચેન્મેક્સનો સુવર્ણચંદ્રક મળ્યો છે એ તો તેં જ કબૂલેલુ.

ક્ષિતિજ કબૂલ્યુ તે કબૂલ્યુ! પી એચ ડી ની પદવી પુરુષની પ્રેરણાએ મળશે તેની ખાતરી આપુ છુ.

નીતુ - ક્ષિતુ! ક્ષિતુ! તુ કેટલો નિર્દય છે?

ક્ષિતિજ - દયાનો ઇજારો તેં જ રાખ્યો હોય પછી મારે માટે તો એ જ માર્ગ રહે ને!

નીલુ ( નરમ બની ) હુ સમજુ છુ કે તને આ બધુ નથી ગમતુ!

ક્ષિતિજ અને મને ન ગમતુ પહેલુ કરવુ એવુ તારૂ વ્રત છે

નીલુ જો ભાઈ! દુનિયામા રહીએ, નિરનિરાળી પ્રકૃતિની વ્યક્તિઓ સાથે રહેવાનુ એટલે તારી જેમ અતડા રહીએ તે કેમ પાલવે!

ક્ષિતિજ · મેં તને ક્યારે અતડા રહેવાનુ સૂચવ્યુય છે!

નીલુ તુ આમ મો ચડાવે, હૃદયમોસરવા નીકળી જાય તેવા કટાક્ષ કરે, ઘડીક-ઘડીકમા રિસાઈ જાય ત્યારે મારે તો એમ જ સમજવુ ના!

ક્ષિતિજ એક જ રસ્તો છે! અને મેં તને ક્યારનોય બતાવ્યો છે

# ઊંઘણસી

**સ્નેહરશ્મિ**

મુંબઈ શે’રમાં મોહન શેઠના
  મ્હેલો ઝાકઝમાળ,
છપ્પન ઉપર ભૂંગળ વાગે
  ઊડે ફૂલગુલાલ !

ઘરડે ઘડપણ શેઠને મ્હેલે
  પારણિયું બંધાય,
શેઠાણી વેરે સોના મ્હોરો
  આતશબાજી થાય !

લાડકો બાળક જાગે ઊંઘે
  દિવસ રાત બપોર
નવ વરસની રેવલી ગાતી
  ખેંચે હીરની દોર.

રાજાબાઈ ટાવરમા રાતે
  ડંકા બેના વાગે,
પારણિયામાં બાળ રડે ને
  રેવલી ઝબકી જાગે.

"રેવલી રે ! અલી ઊંઘણસી રે !
  ઊંઘ તારી આ કેવી !"
બીજે ખંડે ફૂલશય્યામાં
  બોલે શેઠના દેવી.

"જાગું છું, બા," બોલતી રેવલી
  "હાલો રે ભાઈ ! " ગાય,
મીઠે સપને શેઠાણીનાં
  નાજુક નેણ બિડાય

" પોઢને મારા વીર, લાડકવાયા વીર,
નીંદર તને રમવા તેડે સાત સાગરને તીર
નીંદરને બે બ્હેન, રૂપાળી બે બ્હેન,
સોનલા ગેડીએ ભાઈ સાથે તે બેયે દિનરેન."

"પો પો .પોઢને" રેવલી કેરે
  નેણુ ભરાયે ઘેન,
બાળ રડે ને શેઠાણી રોપે
  કાટે કડવાં વેણ.
કાચી ઊંઘે ચમકી ઊઠી
  રેવલી પાછી ગાય,
હાલરડાની હલકે તેનો
  વીરો ઊંઘી જાય—
"પોઢે મારો લાલ, લાડકવાયો લાલ,
પરી એક આઈને મારા તિલક કરે ભાલ !
પોઢે મારો ભાઈ, મીઠો મારો ભાઈ
ચંદરમાને હોડલે બેસી નીંદરને દેશ જાય !"
થાક લાગે ને વાંસો દુખે
  રેવલી ઝોકાં ખાય,
વચ્ચે વચ્ચે ઝબકી જાગી
  હાલરડાં કંઈ ગાય.
પવન આવે ને વીજળી કેરી
  બત્તી ઝાંખી હાલે,
દીવાલ ઉપર પડછાયા કંઈ
  વાંકાચૂંકા ચાલે !—
ગોફણ લઈને રેવલી હાંકે
  ચકલાં માચડે બેસી,
જારને સીમાડે હાક મારતો ત્યાં
  આવે કો પરદેશી !
રેવલી ધ્રૂજે ને માડી કેરો
  પાલવ દોડી ઝાલે—
વાંકાચૂંકા પડછાયા ત્યાં
  ચાલો નવી ચાલે !
"બેબી" કેરાં દૂધની શીશી
  ફૂલતી ફૂલતી ફાલે,
શીશીમાનું દૂધ તો જાણે
  સાગર ઊજળો હાલે !

ઠેકડા મારતી રેવલી દોડે
ગામની હોડી આવે,
"ઊંઘણુસી રે !" ગાડતો બૂઢો
રામો ત્યાં બોલાવે !

ચમકી ઊઠી રેવલી બ્હાવરી
આંખો બન્ને ચોળે,
ઊંઘતું પરોઢ થાકે રાતી
આંખો સામે ખોલે

આભમાં ચડે પ્હોર દિવસને
શેઠાણી છોડે સેજ,
નવ વરસની રેવલી ઝાડે
કબાટ સોફા મેજ.

"રેવલી આમ આવ !" "રેવલી આ લાવ !"
હુકમ કૈં કૈં છૂટે,
હાંફળીફાંફળી રેવલી દોડે
હાડકાં કુમળાં તૂટે !

"આંખફૂટી, રે ફૂલદાનીમાં
ડાઘા જો આ શાના ?—"
ડગલેપગલે રેવલી માથે
વીતે કોટિક વાના.

ભોજન કરી શેઠ શેઠાણી
જાય બપોરે પોઢી,
"હાલો રે ભાઈ!" ગાતી રેવલી
ખેંચે હીરની દોરી.

રાતે 'હાલો', દિવસે 'હાલો',
ઊઠતા બેસતા 'હાલો' !—
રેવલીથી નહિ ઊકલે જરીયે
જગનો એ ઘોટાળો.

કોને શાને ઊંઘવું માણવું ?
જાગવું શે નત કોને ?—
કપરા જગના કોયડા પૂછવા
રેવલીએ જઈ કોને ?

બાળ રડે ને રેવલી કેરા
ઉરમાં પડે ફાળ;
સહસા તેના મનમાં એક
જાગે નવો વિચાર—
રડે ન બેબી ને ઊંઘ્યા કરે તો
નિરાંતે ઉંઘાય!—
મધરાતે રેવલીના ઉરમાં
જુગતી કંઈ લ્હેરાય!
રૂમાલ એક લઈને રેવલી
વાળે મોટો ડાટો,
બાળ તણા મુખમાં ઘાલીને
બાંધે તે પર પાટો!
બે વાગે ને શેઠાણી જાગે,
જાગીને થાય રાજી—
'આજ તો મૂઈ એ ઠીક ઉંઘાડ્યો—
આજ બરોબર જાગી!'
એમ વિચારી શેઠાણી પાછાં
તુર્ત જ ઊંઘી જાય,
ભરનીંદરમાં રેવલી ઝૂલે,
રડે ન તેનો ભાઈ! *

# ચંદ અલ્ફાઝ

ઉમાશંકર જોશી

**એ**ટલે કે થોડાક શબ્દ, હિંદીને રાષ્ટ્રભાષા તરીકે આગળ ધરતી હિંદી મહાસભાના ૪૮મા અધિવેશનમાંથી પાછા ફરતા પ્રત્યેક હિંદીને પોતાના પાડોશીને કહેવાજોગ 'ચંદ અલ્ફાઝ' તો મળી જ રહે એવું વરસીનું વાતાવરણ હતું

૧૮૮૫મા કોંગ્રેસનું પ્રથમ અધિવેશન મુંબઈમા થયું અને આજે ૧૯૩૪માં થયું એ વચ્ચે મહાસભાની કેટલીય વાર કાયાપલટ થઈ છે સત્તાએ પોતાની માગણી માટે ઊભી થવા દીધેલી આ સંસ્થા વરસો જતા સત્તાની આંખમાં કણાની માફક ખૂંચતી થઈ ગઈ છે કોઈ પણ એક રાજદ્વારી સંસ્થાના વિકાસનો ઇતિહાસ આટલો રમૂજી ભાગ્યે જ હશે પણ પીડા કરવી ને નાશ કરવો એ બેમાં જે ફરક છે તેની પણ નોંધ લેવી જોઈએ મહાસભાનો વિકાસ 'આંખના કણા'થી આગળ કેટલો શક્ય છે એની તારીજ કાઢવી આવશ્યક છે મુંબઈમાં મહાસભાનું ૪૮મું અધિવેશન થયું એમાંથી આ દૃષ્ટિએ ચાર માણસ પાસેથી 'થોડાક શબ્દ' વાતવાતમાં સાંભળી લીધા હોય તો સારી વાત છે .. પણ આપણે તો એ અધિવેશનની જ વાત કરીશું

ગંધર્વનગર કહ્યું હોત તોપણ ચાલત એવા કોંગ્રેસનગરને સ્વાગતસમિતિએ 'અબ્દુલ્ગફારનગર' નામ આપ્યું હતું યોગ્ય જ હતું ગંધર્વનગર તો એટલા માટે કે જ્યાં છૂટી રેવડની ટેકરીઓ હતી ત્યાં મુંબઈના કુશળ કાર્યકરોએ થોડા દિવસમાં જે રચના કરી દીધી એ જોઈ મુંબઈવાસીઓને તો એ માયાવી નગર જેવું જ લાગતું હતું અડગ કાર્યપરાયણતા અને વેગીલી કલ્પના—જે બંને ચીજો મુંબઈના કાર્યકર્તાઓને વરી છે—વડે જોતજોતામાં વરલીને સમુદ્રતીરે, સ્વપ્નસૃષ્ટિને જાણે સાકાર કરવામાં આવી હોય એમ, અધિવેશનની તૈયારી થઈ ગઈ હતી વિષયવિચારિણી સમિતિનો કલામય મંડપ, દેશની વિભૂતિઓના અમર નામોનું સ્મરણ રમ્ય બનાવતા ભવ્ય દરવાજાઓ (મોતીલાલ દરવાજા, વિઠ્ઠલભાઈ દરવાજા, લજપતરાય દરવાજા, મઝર-ઉલ-હક દરવાજા વગેરે), ગગનચુંબી પ્રવેશદ્વાર, સુશોભિત આંગણું અને પડખે સમુદ્રમાંના માન્યવરગોમા ઝબોળાઈ ને તિગાટ રંગરમણાએ ચડેલો, આશાનિરાશાએ હિલોળાતો, જોનારના હૃદય ફરફરાવતો સૌમ્યમંગલ રાષ્ટ્રધ્વજ,—માયું ઊંચકતી પ્રજાના આ ઉત્સાહચિહ્નો કોઈ પરદેશીનું પણ હૃદય હલાવ્યા વગર ન રહે

વ્યાસપીઠના છત્રને ઠામઠામરે દીવાઓ તેજસ્વી થતા જતા હતા, પાછળ દરિયાઈ ક્ષિતિજે સૂરજ આ દૃશ્ય અને એની પાછળની ભાવનાની નોંધ લેવા માટે પશ્ચિમની પ્રજાઓને દીવો ધરવા સાગર પછવાડે ઉતાવળો સરી જતો હતો, સાગરના કોલાહલને ડુબાડી દેતો માનવમહેરામણ વ્યાસપીઠને વીંટતો કુતૂહલગંભીર બેઠો હતો, નિરાશા નિચોવીને ક્યાંકથી અણધારી આશા ક્યારે ઊતરી પડે એવો મૂંગો ભાવ હૃદયહૃદયમાં સળવળતો હતો, ત્યાં વૃંદવાદ્યના અવાજ વચ્ચે સ્વયંસેવકસેનાના સન્માન સાથે, પ્રેક્ષકસમુદાયના આનંદકોલાહલ

વચ્ચે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ અધિવેશનમંડપમા પ્રવેશ કર્યો એ પ્રસંગની લાગણીઓ તો અનુભવથી જ સમજી શકાય એક વિરાટ પ્રજાની વેદના શી હોઈ શકે તેનો અનુભવ કોઈ આવે વિરલ પ્રસંગે જ થઈ શકે છે ખંડિત આશામાથી ભવિષ્યની ઇમારત રચવા માટે એકાદ રાષ્ટ્ર પ્રવૃત્ત થાય તે વખતનુ એનુ ભવ્ય કુતૂહલ પણ આવે પ્રસંગે જ સમજી શકાય છે

રાજેન્દ્રબાબુ પ્રમુખ થયા તે આ અધિવેશનનુ એક સદ્‌ભાગ્ય હતુ અવિરત દેશસેવા અને કેળવણીની નમ્રતાને લીધે એમના વ્યક્તિત્વની સુવાસ સર્વત્ર પ્રસરેલી હતી પણ એ આટલા દૃઢ તેજોબળવાળા છે એનો પરચો તો આ વેળા જ પ્રગટ રીતે મળ્યો મહાન પ્રસંગને છાજે એવુ વ્યક્તિત્વ પ્રસંગ પડ્યે દાખવવુ એ મહત્તાનુ આવશ્યક લક્ષણ છે આખા અધિવેશન દરમ્યાન રાજેન્દ્રબાબુએ પ્રસંગને અનુકૂળ અને અનુરૂપ એવા ભવ્ય વ્યક્તિત્વથી કામ ચલાવ્યુ હતુ સૌને સંતોષવાની મીઠાશ છતા સમયોચિત દૃઢતા અને પ્રમુખોચિત ગભીરતા છતા પ્રાસંગિક હાસ્ય, એ રાજેન્દ્રબાબુના પોતીકા લક્ષણો હતા વિષયવિચારિણી સમિતિનુ કામ ચાલતું હતુ ને કોઈએ વચ્ચે દખલ કરી, 'જનાબે અઝીઝ!' ત્યા તો 'ફરમાઈએ!' કહીને પ્રમુખે એને બેસાડી જ દીધા તો એક ભાઈ દરેક ઠરાવ પર સુધારો લાવે, જાણે એમના સુધારા વિના હિંદનુ શુ નુ શુ થઈ જવાનુ હોય, કંઈક થવુ જ જોઈએ એમ લાગતા પ્રમુખે એકવાર ટકોર કરી દીધી, 'મિસ્ટર . , કોઈ બીજા પ્રસ્તાવ પર સુધારો લાવજો ને! આટલો તો જતો કરો!' હસાહસમા સુધારો સુધરી ગયો! અને પછીથી પણ પ્રમુખે એ ભાઈની પાસે કાલકા રહીને માગણી કરી, 'મિસ્ટર , કેમ કંઈ આ વખતે સુધારો નથી લાવવો?' મોટી સભાઓમા કેટલીકવાર હાસ્ય જ કુનેહની ગરજ સારે છે એના આ ઠીક નમૂના હતા

વિષયવિચારિણી સમિતિની ઝપાઝપી પછી પણ મુખ્ય પ્રસ્તાવે તો અધિવેશનના ત્રણ દિવસમાથી લગભગ દોઢ દિવસ લીધો ડૉ અન્સારીએ મીઠી ઉર્દૂ જબાનમા ધારાસભા-પ્રવેશ વગેરેનો લાભાલાભવાળો ઠરાવ રજૂ કર્યો પ્રથમ રાતે જ આ ઠરાવ ઉપર પં માલવીયજીનુ સંશોધન (સુધારો) આવ્યુ કે મહાસભા કોમી ચુકાદા સામે પણ જેહાદ પુકારે આખા અધિવેશન અંગેના વક્તૃત્વમા આ રાતનુ પંડિતજીનુ ભાષણ તે મોખરે આવે માલવીયજીએ તો કંઈક દુનિયા જોઈ છે પ્રથમ અધિવેશનથી માંડીને ઠેઠ આજ સુધી એમણે મહાસભાને અવનવે રંગે રંગાતી દેખી છે ને પોતે એની પડખે સદાય ઊભા છે આજે પોતાને અગત્યની લાગતી એવી એક વાત પર કોંગ્રેસની નીતિથી ઉપરવટ થવા જતા એમને જે વેદના થાય તે એમની સરળ, પ્રગલ્‌ભ, ભાવમય હિંદીદ્વારા રાતના દસ વાગ્યા પછીના શાંત ગભીર વાતાવરણમા ઝણઝણતી હતી એમની દલીલ કે વક્તવ્ય જોડે આપણને સહાનુભૂતિ હો કે ન હો, પણ એ રાતે એવો એક પણ ભાગ્યે જ નહિ હોય જેને એમની જાદુઈ વાણીએ છતી ન લીધો હોય પૂરો એક કલાક (જે પંડિતજી માટે આંખના મટકા જેટલો, આ ઉમરે પણ, સમય ગણી શકાય) એમણે દલીલોની ઈંટો, એક પછી એક, ભાવનાની સિમેંટથી ગોઠવી-ગોઠવીને એક એવી અદ્‌ભુત જેવી ઇમારત રચી હતી કે સૌ કોઈ મંત્રમુગ્ધ થઈ ગયુ હતુ મારું થયુ તે મત બીજે દિવસે લેવામા આવ્યા!

ના. પણ એમ મતની બાબતમા ફિકર રાખવાની જરૂર નથી મત તો આગળથી જ લગભગ ખરેખર હોય છે આગેવાનોની ઇચ્છાઓ પ્રેક્ષકસમુદાય પર જ બિછાવવા માટે હોય છે. મત આપનાર પ્રતિનિધિઓ એવી ઉત્સાહજેટીની પકડમાં સપડાયાથી પર હોય છે...

આ વખતનું કામકાજ ખલેલ વિના ચાલી શક્યું, એકંદરે અધિવેશન ફત્તેહમદ નીવડ્યું એની પાછળ પીઢ મહાસભાવાદીઓને જ મુબારકબાદી ઘટે ઉહાપોહ થવા દીધા સિવાય કુનેહથી કામ કાટવાની કુશળતા પીઢ આગેવાનોએ ખરેખરી દાખવી હતી. વિષયવિચારિણી સમિતિમા મૌ અબુલકલામ આઝાદે ખાદીનો પ્રસ્તાવ રજૂ કર્યો એની ઉપર શ્રી પટવર્ધનનુ સશોધન આવ્યુ કોઈ પણ કહેશે કે શ્રી પટવર્ધનનુ વક્તૃત્વ વિરલ પ્રતિભાવાળુ હતુ, દલીલો પણ થઈ શકે તેટલી કરવામા આવી હતી, અને ઠરાવના ભાવિ વિષે શકાનુ વાતાવરણ જામતુ હતુ ત્યા થોડી વારે ચર્ચા મુલતવી રાખવાનો ઠરાવ આવ્યો. તે પસાર થતાં, મૂળ ઠરાવ મૂકનારને પોતાને કઈ કહેવાનુ હોય તો તે કહેવા માટે નોતરવામા આવ્યા પણ મૌલાના અંગ્રેજીમા બોલી ન શકે માટે અંગ્રેજીમા ઉત્તર આપવા એમની વતી (વતી !) રાજાજી બોલવા ઊભા થયા અને, અલબત્ત, રાજાજીના વશીકરણના ભોગ થવુ એ મહેલુ જ છે 'ખાદીને ને મહાસભાને તમે નોખા શી રીતે કરી શકશો ? પેલો તાડી વેચનારો કહે છે, તમે ખાદી પહેરો છો ને પાછા અમારી પર ખુન્નસ રાખો છો ? પેલો પોલીસ કહે છે, તમે ખાદી પહેરો છો ને જૂઠુ પણ બોલી શકો છો ? કહો, તમે ખાદીને ને મહાસભાને શી રીતે છૂટા પાડી શકશો ?' અને ખાદી માટે હકારનો ગડગડાટ મચાવીને એમણે પૂરું કર્યું એ જ રીતે બીજા દાખલાઓ પણ આ રીતે સમજી શકાય સમાજવાદીઓને પ્રમુખ-સાહેબે વિષયવિચારિણી સમિતિમા એમના ઠરાવો લાવવા માટે મજૂરી આપી રાખી હતી, પણ ત્યાં તો છેલ્લે દિવસે કોઈ ઠરાવ લાવ્યુ કે બધા નોન-ઑફિશિયલ ઠરાવો કારોબારી સમિતિની આગળ જ જાય, અત્યારે સમયનો અભાવ છે અને પેલા ઠરાવો અધ્ધર જ રહી ગયા. ડૉ અન્સારીના ઠરાવ પરની ચર્ચા પણ સરદારના ભાષણ પછી મુલતવી રહી એય લાક્ષણિક લાગતુ હતુ

બીજી રાતે પડિત માલવીયના ભાષણનો રદિયો આપવા સરદાર વલ્લભભાઈ પ્રેક્ષકોના હર્ષનાદ વચ્ચે ઊભા થયા સીધી 'રાષ્ટ્રીય' હિંદીમા મુદ્દાસરનુ એમનુ બોલવુ હતું પડિતજી માટે કારોબારી સમિતિને કેટલુ માન છે, અને સમિતિને જેને માટે માન છે તે મહાત્માજીને પણ કેટલુ માન છે એ એમણે લાગણીપૂર્વક કહ્યુ અને તરત જ દૃઢતાથી એ પણ ઠસાવ્યું કે મહાસભાને એક અને અભેદ રાખવા માટે કારોબારી સમિતિ અને આખીયે મહાસભા નોખાનોખા તડાને સહન કરી શકે નહિ સરદાર એમની લાક્ષણિક લોખડી દૃઢતાથી બોલતા હતા એ બોલે છે તેમ થશે જ એવો એમને સાભળતા સૌને ભય રહે જ મહાસભા નાનાનાના તડાને તોડીફોડીને એક અખડ શક્તિ તરીકે ટકાવવાની છે તેથી તો ગમે તેટલુ માન હોવા છતા માલવીયજીની પણ સામે સમિતિ ઊભી રહી એ અસંદિગ્ધ દૃઢતાપૂર્વકના ભાષણની વચ્ચેવચ્ચે અનેકવાર પડિતજી માટે 'માલવીજી મહારાજ' એમ કરીને માન-સૂચક ધ્રુવપદ આવતુ હતુ તે અજાણે પણ 'બ્રુટસ એ તો માનવંતા માણસ છે' એ ઍન્ટનીના ધ્રુવપદની યાદ આપતુ હતુ. અલબત્ત, સરદારના મહાસભાની નીતિની યોગ્યતા પુરવાર કરતા સચોટ ભાષણ પછી, અન્સારીના પ્રસ્તાવનો વિજય થયો

'આજનો માણસ' એ નામ સરદારના ભાષણ પરથી એમને માટે કોઈ વાપરે તો ખોટુ ન કહેવાય 'સમાજવાદીઓ ભવિષ્યની બડીબડી વાતો કરે છે હા ડહાપણનો તો એમણે જ ઇજારો રાખ્યો છે પણ તમારે મહાસભામા કેટલી ફાટો પાડવી છે ? જેમ -

વચ્ચે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ અધિવેશનમંડપમાં પ્રવેશ કર્યો એ પ્રસંગની લાગણીઓ તો અનુભવથી જ સમજી શકાય એક વિરાટ પ્રજાની વેદના શી હોઈ શકે તેનો અનુભવ કોઈ આવે વિરલ પ્રસંગે જ થઈ શકે છે ખંડિત આશામાંથી ભવિષ્યની ઇમારત રચવા માટે એકાદ રાષ્ટ્ર પ્રવૃત્ત થાય તે વખતનું એનું ભવ્ય કુતૂહલ પણ આવે પ્રસંગે જ સમજી શકાય છે

રાજેન્દ્રબાબુ પ્રમુખ થયા તે આ અધિવેશનનું એક સદ્ભાગ્ય હતું. અવિરત દેશસેવા અને ડોળનગરની નમ્રતાને લીધે એમના વ્યક્તિત્વની સુવાસ સર્વત્ર પ્રસરેલી હતી પણ એ આટલા દૃઢ તેજોબળવાળા છે એનો પરચો તો આ વેળા જ પ્રગટ રીતે મળ્યો મહાન પ્રસંગને છાજે એવું વ્યક્તિત્વ પ્રસંગ પડ્યે દાખવવું એ મહત્તાનું આવશ્યક લક્ષણ છે આખા અધિવેશન દરમ્યાન રાજેન્દ્રબાબુએ પ્રસંગને અનુકૂળ અને અનુરૂપ એવા ભવ્ય વ્યક્તિત્વથી કામ ચલાવ્યું હતું સૌને સંતોષવાની સીફારશ છતાં સમયોચિત દૃઢતા અને પ્રમુખોચિત ગંભીરતા છતાં પ્રાસંગિક હાસ્ય, એ રાજેન્દ્રબાબુના પોતીકા લક્ષણો હતા વિષયવિચારિણી સમિતિનું કામ ચાલતું હતું ને કોઈએ વચ્ચે દખલ કરી, 'જનાબે અઝીઝ!' ત્યાં તો 'ફરમાઈએ!' કહીને પ્રમુખે એને બેસાડી જ દીધા તો એક ભાઈ દરેક ઠરાવ પર સુધારો લાવે, જાણે એમના સુધારા વિના હિંદનું શુંનું શું થઈ જવાનું હોય, કંઈક થવું જ જોઈએ એમ લાગતાં પ્રમુખે એકવાર ટકોર કરી દીધી, 'મિસ્ટર..., કોઈ બીજા પ્રસ્તાવ પર સુધારો લાવજો ને! આટલો તો જતો કરો!' હસાહસમાં સુધારો સુધરી ગયો! અને પછીથી પણ પ્રમુખે એ ભાઈની પાસે ઠાવકા હસીને માગણી કરી, 'મિસ્ટર , કેમ કંઈ આ વખતે સુધારો નથી લાવવો?' મોટી સભાઓમાં કેટલીકવાર હાસ્ય જ કુનેહની ગરજ સારે છે એના આ ઠીક નમૂના હતા

વિષયવિચારિણી સમિતિની ઝપાઝપી પછી પણ મુખ્ય પ્રસ્તાવે તો અધિવેશનના ત્રણ દિવસમાંથી લગભગ દોઢ દિવસ લીધો ડૉ. અન્સારીએ સીધી ઉર્દૂ જબાનમાં ધારાસભા-પ્રવેશ વગેરેનો લાંબોલચક ઠરાવ રજૂ કર્યો પ્રથમ સતે જ આ ઠરાવ ઉપર પં. માલવીયનું સંશોધન (સુધારો) આવ્યું કે મહાસભા કોમી ચુકાદા સામે પણ જેહાદ પુકારે આખા અધિવેશન અંગેના વક્તૃત્વમાં આ સતનું પંડિતજીનું ભાષણ તે મોખરે આવે માલવીયજીએ તો ઘણી દુનિયા જોઈ છે પ્રથમ અધિવેશનથી માંડીને ઠેઠ આજ સુધી એમણે મહાસભાને અનેક રંગે રંગાતી દેખી છે ને પોતે એની પડખે સદાય ઊભા છે આજે પોતાને અગત્યની લાગતી એવી એક વાત પર કોંગ્રેસની નીતિથી ઉપરવટ થવા જતાં એમને જે વેદના થાય તે એમની સરળ, પ્રસન્ન, ભાવમય હિંદીદ્વારા સતના દસ વાગ્યા પછીના શાંત ગંભીર વાતાવરણમાં ઝબૂકતી હતી એમની દલીલ કે વક્તવ્ય જોડે આપણને સહાનુભૂતિ હો કે ન હો, પણ એ સતે એવો એક સભ્ય નહિ હોય જેણે એમની જુદાઈ જાણીએ છતી ન લીધી હોય પૂરો એક કલાક (જે પંડિતજી માટે આખા સત્ર જેટલો, આ ઉંમરે પણ, સમય ગણી શકાય) એમણે દલીલોની ઈંટો, એક પછી એક, ભાવનાની સિમેંટથી ગોઠવી-ગોઠવીને એક એવી અદ્ભુત રેખી ઇમારત રચી હતી કે સૌ કોઈ મંત્રમુગ્ધ થઈ ગયું હતું. સારું થયું તે મત બીજે દિવસે લેવામાં આવ્યા!

ના પણ, એમ મતની બાબતમાં ફિકર રાખવાની જરૂર નથી મત તો આગળથી જ લગભગ ખડેપગ હોય છે બાપુઓની ઇન્દ્રજાળનો પ્રેમ-સમુદાય પર જ બિછાવવા માટે હોય છે મત આપનાર પ્રતિનિધિઓ એવી જમાજોડીની પકડમાં સપડાયાથી પર હોય છે...

આ વખતનું કામકાજ ખલેલ વિના ચાલી શક્યુ, એકંદરે અધિવેશન ફત્તેહમંદ નીવડ્યું એની પાછળ પીઢ મહાસભાવાદીઓને જ મુબારકબાદી ઘટે ઉહાપોહ થવા દીધા સિવાય કુનેહથી કામ કાઢવાની કુશળતા પીઢ આગેવાનોએ ખરેખરી દાખવી હતી વિષયવિચારિણી સમિતિમા મૌ અબુલકલામ આઝાદે ખાદીનો પ્રસ્તાવ રજૂ કર્યો એની ઉપર શ્રી પટવર્ધનનુ સંશોધન આવ્યુ કોઈ પણ કહેશે કે શ્રી પટવર્ધનનુ વક્તૃત્વ વિરલ પ્રતિભાવાળુ હતુ, દલીલો પણ થઈ શકે તેટલી કરવામા આવી હતી, અને ઠરાવના ભાવિ વિષે શકાનુ વાતાવરણ જામતુ હતુ ત્યા થોડી વારે ચર્ચા મુલતવી રાખવાનો ઠરાવ આવ્યો તે પસાર થતાં, મૂળ ઠરાવ મૂકનારને પોતાને કંઈ કહેવાનુ હોય તો તે કહેવા માટે નોતરવામા આવ્યા પણ મૌલાના અગ્રેજીમા બોલી ન શકે માટે અગ્રેજીમા ઉત્તર આપવા એમની વતી (વતી !) રાજાજી બોલવા ઊભા થયા અને, અલબત્ત, રાજાજીના વશીકરણના ભોગ થવુ એ સહેલુ જ છે 'ખાદીને ને મહાસભાને તમે નોખા શી રીતે કરી શકશો ? પેલો તાડી વેચનારો કહે છે, તમે ખાદી પહેરો છો ને પાછા અમારી પર ખુન્નસ રાખો છો ? પેલો પોલીસ કહે છે, તમે ખાદી પહેરો છો ને જૂઠુ પણ બોલી શકો છો ? કહો, તમે ખાદીને ને મહાસભાને શી રીતે છૂટા પાડી શકશો ?' અને ખાદી માટે હકારનો ગડગડાટ મચાવીને એમણે પૂરુ કર્યું એ જ રીતે બીજા દાખલાઓ પણ આ રીતે સમજી શકાય સમાજવાદીઓને પ્રમુખ-સાહેબે વિષયવિચારિણી સમિતિમા એમના ઠરાવો લાવવા માટે મજૂરી આપી રાખી હતી, પણ ત્યા તો છેલ્લે દિવસે કોઈ ઠરાવ લાવ્યુ કે બધા નૉન-ઑફિશિયલ ઠરાવો કારોબારી સમિતિની આગળ જ જાય, અત્યારે સમયનો અભાવ છે અને પેલા ઠરાવો અધ્ધર જ રહી ગયા ડૉ અન્સારીના ઠરાવ પરની ચર્ચા પણ સરદારના ભાષણ પછી મુલતવી રહી એય લાક્ષણિક લાગતુ હતુ

બીજી રાતે પડિત માલવીયના ભાષણનો રદિયો આપવા સરદાર વલ્લભભાઈ પ્રેક્ષકોના હર્ષનાદ વચ્ચે ઊભા થયા સીધી 'રાષ્ટ્રીય' હિંદીમા મુદ્દાસરનુ એમનુ બોલવુ હતુ પડિતજી માટે કારોબારી સમિતિને કેટલુ માન છે, અને સમિતિને જેને માટે માન છે તે મહાત્માજીને પણ કેટલુ માન છે એ એમણે લાગણીપૂર્વક કહ્યુ અને તરત જ દૃઢતાથી એ પણ કહ્યુ કે મહાસભાને એક અને અખંડ રાખવા માટે કારોબારી સમિતિ અને આખીયે મહાસભા નોખાંનોખા તડાને સહન કરી શકે નહિ સરદાર એમની લાક્ષણિક લોખડી દૃઢતાથી બોલતા હતા એ બોલે છે તેમ થશે જ એવો એમને સાભળતાં સૌને ભય રહે જ મહાસભા નાનાનાના તડાને તોડીફોડીને એક અખડ શક્તિ તરીકે ટકાવવાની છે તેથી તો ગમે તેટલુ માન હોવા છતા માલવીયજીની પણ સામે સમિતિ ઊભી રહી એ અસંદિગ્ધ દૃઢતાપૂર્વકના ભાષણની વચ્ચેવચ્ચે અનેકવાર પડિતજી માટે 'માલવીજી મહારાજ' એમ કરીને માન-સૂચક ધ્રુવપદ આવતુ હતુ તે અજાણે પણ 'બ્રુટસ એ તો માનવતા માણસ છે' એ ઍન્ટનીના ધ્રુવપદની યાદ આપતુ હતુ અલબત્ત, સરદારના મહાસભાની નીતિની યોગ્યતા પુરવાર કરતા સચોટ ભાષણ પછી, અન્સારીના પ્રસ્તાવનો વિજય થયો

'આજનો માણસ' એ નામ સરદારના ભાષણ પરથી એમને માટે કોઈ વાપરે તો ખોટુ ન કહેવાય 'સમાજવાદીઓ ભવિષ્યની બડીબડી વાતો કરે છે હા ડહાપણનો તો એમણે જ ઇજારો રાખ્યો છે પણ તમારે મહાસભામા કેટલી ફાટો પાડવી છે ? જેમ

ગાંધીજી મહાસભાને કહું છું તેમ જ સમાજવાદીઓને કહું છું કે જુદાજુદા પક્ષો સ્થાપવાની વાત જતી કરો. ભવિષ્યમાં તો બધું થશે પણ આજે શું? હું તો આજની વાત કરું છું.' મહાસભા અને દેશના કટોકટીના પ્રસંગે, પરાજયના વાતાવરણમાં રહ્યાંસહ્યાં બળને એકત્રિત કરવાની કુનેહભરી કુશળતા આ 'આજના માણસ'ને ફાવે છે એ મહાસભાનું અહોભાગ્ય છે. કોણ જાણે બધા વાદો, બધા 'ઇઝમ્સ' એક કોરે રહી જાય અને હિન્દનો ઉદ્ધાર હિન્દની માટીમાંથી ઊભા થયેલા કોઈ પ્રખર હિન્દીને જ હાથે નિર્માયો હોય. પ્રશ્નો કોઈ નિશ્ચિત વાદો કે ફિલસૂફીઓના રસાયણિક મિશ્રણોની જેમ ચોક્કસ પરિણામરૂપે પ્રગટતી નથી. ઇતિહાસે તો હમણાંહમણાં જ કમાલનું તુર્કસ્તાન, મુસોલિનીનું ઇટલી, હિટલરનું જર્મની, સ્ટેલિનનું રશિયા, એમ એક વિભૂતિ અને એની પ્રજા એમ ચિતાર રજૂ કર્યો છે. એ વિભૂતિ એટલે સાચી જ એમ નહિ પણ ઇતિહાસને ખરાખોટાની પંચાત છે જ ક્યાં? હિંદુસ્તાન કોનું એ તો ભવિષ્યની મોટી મૂંઝવણ છે! કોઈ પૂછશે, હિંદુસ્તાન ગાંધીજીનું નહિ? ના કહેતાં ફાવે એમ નથી, પણ છતાં કહેવું જોઈએ કે હિંદુસ્તાન તેનું જે હિંદુસ્તાનના પ્રશ્નનો આખરી ઉકેલ આણે, આણે એટલું જ નહિ પણ તે મુજબ પ્રગતિ હાંસલ કરે. પણ, એ તો દૂરદૂરની વાતમાં ડૂબી જવા જેવું થયું.

ગાંધીજી મહાસભામાંથી નીકળી જાય છે એ વાતથી કોઈ 'રડ્યું' નહિ એ વિચિત્ર લાગે તોય બરોબર હતું. ખુદ ગાંધીજી પોતે જ કહે છે માટે એ વિષે બોલ્યા હતા. એવું લાગતું હતું કે એ નીકળી જાય છે એ જ બરોબર પગલું છે એમ સૌને સમજાઈ ગયું ન હોય! ગાંધીજી ગઈ સાલ મહાસભાના બંધારણમાં ફેરફાર કરવા વિષે એ બોલ્યા તે બધું ગણિતી ભાષણ હતું અને મુસદ્દાની રસીલી પ્રજા 'સાચ એ માટે તૈયાર થઈને નહિ આવી હોય' છતાં વચ્ચે-વચ્ચે સૌના હૈયાં ઠાલવજે કરી લેતાં અશ્રુ વેણ તો છૂટકે જ જતાં, 'હું ક્યાં જવાનો હતો? મારો ઉપયોગ તો તમે ગમે ત્યારે કરી શકો,' વગેરે. સૌને હવે તો પ્રતીતિ થઈ ચૂકી લાગે છે કે સત્ય એ જ અમોઘ કુનેહગીરી છે. દુનિયાના ચાર ડાહ્યા કુનેહબાજોને પૂછો કે આવા પ્રસંગે ગાંધીજીએ કયું પગલું લેવું? મહાસભામાંથી નીકળી જવું એ ઠીક છે એમ જવાબ ન મળે તો નવાઈ.

પણ ગાંધીજી જાય છે એનો ઓળીઘોળો ચુસ્ત ગાંધીવાદીઓ કે મહાસભાવાદીઓને માથે જાત એને બદલે સમાજવાદીઓ ઉપર ગયો, અથવા પેલાઓએ જ એમની પર કાઢ્યો એમ કહો. ન વાંક નીકળ્યો વહાલા મહાસભાવાદીઓનો, કે ન નીકળ્યો એક વખતના વગોવાઈ ગયેલા ઊણાઅધૂરા ગાંધીવાદીઓનો. જાય રે બધુંય આ બાપડા સમાજવાદીઓ પર!

સમાજવાદીઓ અત્યારે થાય છે તેટલી વગોવણીને પાત્ર છે કે નહિ એ તત્ત્વશોધનનો એક નવો વિષય છે. જેણે ટોળાંરૂપે જ હસ્તી જાળવી જોઈતી હતી તેણે ઉતાવળે પક્ષ સ્થાપીને પોતાનું અસ્તિત્વ જોખમાવ્યું, એમ પણ સમાજવાદીઓ વિષે કોઈ કહે. કોઈ એમ પણ કહે કે મહાસભામાં જ સત્તા મેળવવા માટે આ એક નવો નુસખો હતો. કોઈ કડક મિજાજનું માણસ એમ પણ કહી જાય કે આ લોકો ફૂદે તો છે ખૂંટાના જોર પર. ખુશ કરે ને જેમાંથી બહાર આવીને જવાહરલાલ એમની આગેવાની સ્વીકારે. કોઈને એમ પણ કહેવું ફાવે કે આ તો જેમને કામ કરવું નથી એવા જુવાનિયાઓના બખાળા છે.

આ બખાળા પોતે પણ સહિયો માગી લે એટલા મહત્ત્વના નથી, કેમકે આજે જે

સમાજવાદીઓ છે તેઓ જ ગઈ કાલ સુધી મહાસભાને મોખરે રહી ઝૂઝતા હતા ઊલટું, જે તાલીમ આજના પીઢ અગ્રણીઓને એમની જુવાનીમા મળવી દોહ્યલી હતી તે આજના સમાજવાદીને સહેજે મળી છે ઉપરાત સરકારમાબાપને રોટલે અને ગાંધીવાદને ભોગે એને દેશપરદેશની હિલચાલોનો અભ્યાસ પણ ઠીક થયો છે એની ઊકળતી દેશદાઝ ને રાષ્ટ્રીયતા, એની ખદબદતી ઊર્મિલતા, એ બધુ ઓગરી ગયુ છે અને એને ઠેકાણે સ્પષ્ટ કર્તવ્યભાન જાગ્રત થયુ છે ૧૯૩૦ની 'ભારે કરી દીધી!' એવી પોતાની જ પીઠ થાબડવાની વૃત્તિને બદલે વસ્તુસ્થિતિનુ નિર્લેપ નિર્ભેળ ભાન એના દિમાકમા ઊતર્યું છે હા, આજે જે પક્ષ છે તેમા નથી કોઈ ચમકતી પ્રતિભા, નથી વક્તૃત્વ, નથી શાસ્ત્રીય તર્કબાજી કે નથી અદ્ભુત વ્યવસ્થાશક્તિ સમાજવાદીઓએ પોતાની પરિપક્વ ભરીને પોતાની જ અર્ધદગ્ધતાને ખુલ્લી કરી હા, પણ એ જ તો સમાજવાદને ને અર્ધદગ્ધતાને બનતુ નથી એનો પુરાવો છે સમાજવાદ આત્મપર્યેષણાને વધાવી લે છે ભલે આજનો પક્ષ, ઇતિહાસખોરો કહે છે તેમ, 'પોતાનુ ઐતિહાસિક કાર્ય બજાવી પરવારશે,' પણ એમ તો કઈ વિશાળ સસ્થા પોતાની જ રાખના ખાતરમાથી પોષણ મેળવ્યા વિના ઊભી થઈ છે?

ભવિષ્ય જુવાનો પર નિર્ભર છે એ વાક્ય જો આલંકારિક ન દેખાતુ હોય તો ભવિષ્ય સમાજવાદીઓના હાથમા છે એ વચન પણ હસી કાઢવુ ન જોઈએ, કેમકે જુવાન અને સમાજવાદી એ બે શબ્દો આજના જીવનમા લગભગ પર્યાય જેવા થઈ ગયા છે

મુશ્કેલી માત્ર કાર્યદિશા અને કાર્યપ્રણાલિના અભાવની છે વ્યાવહારિક મુશ્કેલીઓમાથી કેમ માર્ગ કાઢવો એની સૂઝ નથી આ ન હોત, રશિયા કે મોસ્કો અથવા પેટ્રોગ્રેડને ધુણાવ્યા એટલે આખી સાહેનશાહત જમીનદોસ્ત થઈ ગઈ! આજના જુવાનની મુશ્કેલી મોટી છે, એ તો એના શક્તિવિકાસ માટે સદ્‌ભાગ્યનુ ચિહ્ન નહિ હોય!

સમાજવાદીઓ પહોચી જાય તે પહેલા ગાધીજી કિસાનોમા પહોચી જવા કરે છે ગાધીજી બધિયારપણાના કટ્ટા વિરોધી છે વહેતા પાણી નિર્મળા એ પાચ સાણસે બૂમ પાડી કે ગાધીજી આમપ્રજાના માણસ નથી, તો એ પણ જાણી લે પોતાને, પોતાની ફિલસૂફીને ને સજોગોને અનુકૂળ એવી ગ્રામઉદ્યોગસઘની યોજના એમણે વિચારી કાઢી ભાગ્યે જ કોઈને સદેહ હોય કે ગાધીજીને હૈયે કિસાનોનુ હિત નથી પણ ગાધીજી હવે દેખાય એવુ નક્કર કાર્ય પણ એ દિશામા કરવા તૈયાર થયા છે રચનાત્મક કાર્યમા તો એમની ઠેઠથી શ્રદ્ધા છે પણ,—હા, પણ,—એમની કાર્યપદ્ધતિની મર્યાદાઓ એવી વિચિત્ર છે કે જેવુ ભલુ હરિજનસઘોથી હરિજનવર્ગનુ થયું એવુ જ જો આ ગ્રામઉદ્યોગસઘથી કિસાનોનુ થવાનુ હોય તો સમાજવાદીઓ માટે એ પૂરતો જવાબ નહિ નીવડી રહે સૂરજથી પાણી અમુક હદથી વધારે ગરમ થઈ જ ન શકે એવી વિચિત્ર આ પરિસ્થિતિ છે

ગાધીજીએ પોતાના નીકળી જવા વિષે વિષયવિચારિણી સમિતિમા પ્રથમ હિંદીમા ભાષણ કર્યું અને પછી અગ્રેજીમા બોલવાની માગણી થતા એમણે રાષ્ટ્રભાષા વિષેની બળતરા કાઢી હતી 'આ પણ મારા નીકળી જવાનુ એક કારણ છે પદરપદર વરસ ફૂટફૂટ કર્યાં છતા જે માણસ હિંદીની રાષ્ટ્રભાષા તરીકે યોગ્યતા ઠસાવી ન શક્યો તે ખરેખર એક બેદરકાર મહેતાજી જ કહેવાય ' પછી તો આ વખતે લોકો પણ જોરે ચડીને 'હિંદી!' એમ હક્કપૂર્વક બૂમો પાડતા, અને એમાથી રમૂજ પણ ઘણી થઈ હતી એકાદ બગાળી

ભાષણકર્તા ‘ આમગ કહેના હમ બોલેંગા ’ એમ હાંકે, તો કોઈ પીઢ ગુજરાતી નેતા ‘ ગોડી ગત તક ’ ચલાવે. સૌથી વધુ મુશ્કેલી ચટપટ બોલતા પટ્ટાભિ સીતારામૈયાને પડી. ‘ હિંદી ! ’ની બૂમ પડતા એટલી જ ઝડપથી એમણે હિંદીને પાટે હંકાર્યું, પણ થોડીવારે ન ફાવવાથી પાછા અંગ્રેજી પર આવી ચડ્યા. કોઈ બૂમ મારી ‘ હિંદી ! ’ ત્યારે એમણે સુંદર ટકોર કરી, ‘ કેટલાક માણસો એવા હોય છે કે એમને ગમે તે કહ્યા એ સમજતા જ નથી ! ’ પણ કહેવું જોઈએ કે આ ત્રણ દિવસમાં હિંદીનું શિક્ષણ પણ ઘણુંખરું મળી રહે એવું વાતાવરણ હતું. જેલમાં હિંદી અનાયાસે થોડું શિખાય છે એમ જ કોંગ્રેસમાં પણ. કોંગ્રેસ વખતનું હિંદી ઉર્દૂ શબ્દોને લીધે આકર્ષક હોય છે, ઘણું સાંભળ્યા જ કરીએ. મૌલાના અબુલકલામ આઝાદનું ભાષણ ભલે સમજાય નહિ, પણ એ સાંભળી રહેવું તો ગમે. મસ્ત અને અહિંસા માટે એ જે બબ્બે ફૂટ લાંબા શબ્દો વાપરે તે આપણે વાપરવા જઈએ તો એની હિંસા જ કરી બેસીએ. છતાં ઘણા ઉર્દૂ વાક્યો સૌને ટેરવે ચડી ગયા હતા. ‘ મૈં તકદીર પેશ કરતા હૂં ’, ‘ મૈં તરમીન પેશ કરનેકે લિયે હાજિર હુઆ હૂં ’, ‘ મુકમ્મલ આઝાદી ’, ‘ મુસ્તકિલ ’, ‘ ઇંગ્લિસ્તાન ’, ‘ કમસકમ ’, ‘ ઇસ્તેમાલ કરતા હૂં ’, ‘ શુક્રિયા અદા કરતા હૂં ’, વગેરે વગેરે. તે એટલા સુધી કે શ્રી લીલાવતી મુનશી પણ ‘ મૈં તાઇદ કરતી હૂં ’ એમ શુદ્ધ હિંદુસ્તાની બોલતા હતા. કમસેકમ ચંદ અલ્ફાઝ તો સૌને આવડી ગયા હતા. રમૂજ માટે આ બધું ઠીક હતું. રાષ્ટ્રીય અસ્મિતા માટે પણ આ વૃત્તિ ઠીક છે. પણ રાષ્ટ્રના પ્રાણને ધારણ કરવાની પૂરેપૂરી અંતર્ગત તાકાત હિંદીમાં છે કે નહિ એ શંકાનો વિષય છે.

શંકાના વિષયો તો ઘણા છે, શંકાઓ ઉઠાવવી જ હોય તો. આ ૪૮મા અધિવેશનને નામે લોકોના ગજવામાં લગભગ વીસેક લાખની હરફેર થઈ હશે એમ અંદાજ કાઢી શકાય. તે શાને માટે ? હિંદુસ્તાન જ કદાચ, હિંદુસ્તાન જે મોતના પણ વાસ કરી શકે છે તે હિંદુસ્તાન જ, આવા જાલિમ ખરચા નિભાવી શકે. એ આવશ્યક છે, એ અનિવાર્ય છે, એવું ઘણુંઘણું એની તરફેણમાં કહી શકાય. પણ એ જ એક આવશ્યક વસ્તુ છે ? એથી વધારે અનિવાર્ય કશું નથી ? ‘ લોકા ઉત્સવપ્રિયા ’, કહ્યું છે તે ખરું છે. મુંબઈની અનેકરંગી પ્રજાને તો આવા મેળાવડામાં ને એચ. ઓ. એચ. શીટ કે કિંગ કાર્નિવલમાં કશો તફાવત જ નથી. એટલે કહેવાનો આશય એ જ છે કે દેશની પ્રગતિના રસ્તામાં આવી ઘણી મુશ્કેલીઓ છે. ‘ ત્યારે કરવું શું ? ’ એ મૂંઝવણ ડગલેડગલે છે. આ વખતે પ્રદર્શન વગેરેની ઊણપ જ સારી હતી. ચર્ચગેટ આગળ જમીન મળી હોત તો હજી વિશેષ થવા સંભવ હતો. જોકે વરલી જેટલે અંતરે પણ પ્રદર્શનમાં તો ‘ હૈયે હૈયું દળાય ’ એવી સ્થિતિ રહેતી.. જોકે એવો પણ ખ્યાલ સેવી શકાય કે લોકોને મન ગંભીરતાને બદલે ઉલ્લાસ ( જેને માટે કાઠિયાવાડમાં ‘ હિલોળા ’ નામનો વધારે સારો શબ્દ છે )નો જ અવસર હોય તો તે પણ સારી પેઠે સંતોષીને શિક્ષણાત્મક પ્રચારકાર્ય કેમ ન કરવું ? લોકો હજારોની સંખ્યામાં ભળ્યા એટલે મેળો થયો. એ તો હકીકત થઈ ગઈ, તો પછી મેળાના આવશ્યક અંગો ( ચકડોળ કે એવી વસ્તુઓનો અહીં નિર્દેશ નથી ) પણ આવવા દઈને એ મારફત આમપ્રજાની સાદી સમજમાં ઊતરે એવું સીધું કે આડકતરું પ્રચારકાર્ય કેમ ન કરવું ?

પણ આ બાબત મુશ્કેલી ઉપરાંત આ વખતે તો અંતર્ગત મુશ્કેલી પણ એ હતી કે સાવરકરજી જેવા ઉગ્ર અમદાવાદ મુકામના અધિવેશનમાં અધ્યક્ષ હતા. જે જુવાનિયા

એઓએ પોતાનાં ઉત્તમ વરસો મહાસભાને અર્પ્યાં હતા, જેઓ ઉત્સાહભેર, ઉમળકાભેર મહાસભા માટે મરવા પણ તૈયાર હતા એમને પૂછો કે તમારા શરીરના ચુવાળીસ કરોડ કે જે કંઈ હોય તે રુવાડામાથી કેટલા ફરકે છે તો જવાબ આપતા મુઝાઈ જાય છેલ્લા થોડા મહિનાઓની પ્રવૃત્તિઓથી અમુક યુવાનવર્ગ તો જાણે સાવકી માને (કે સાવકા પિતાને) પેગે જતો હોય એવા ભાવ પણ અનુભવતો લાગતો હતો એમા દોષ કોઈનો કાઢવો હોય તો રાષ્ટ્રની અશક્તિનો જ કાઢી શકાય, પણ તેમાથી નિરાશા ઘટાડવી તો પરવડે જ નહિ રાજેન્દ્રબાબુએ પોતાના ભાષણમા આ અકળામણ વ્યક્ત કરી હતી અહીં આજે આપણે મળીએ છીએ તે કાંઈ આપણને શોભે એવી વાત નથી, આપણે સરકારની મહેરબાનીથી જ મળવા પામ્યા છીએ, વગેરે વગેરે

આશા અને ઉત્સાહના સૂરો પણ ક્યાંક રડ્યાખડ્યા સભળાતા હતા કુશળ સ્વાગત પ્રમુખ નરીમાને બધાનો આભાર માનતા અને સ્વાગતની ઊણપો (જેની ખાસ હસ્તી ન હતી)ની માફી માગતા, એમની ટેવ મુજબ શોધણા કરી હતી આ વગલીને કિનારે આજે આપણે મળ્યા એમાથી એવુ બળ ઊભુ કરીએ કે આ કિનારે જ્યા ઊતરીને અગ્રેજોએ આપણા પર સામ્રાજ્ય ઠોકી બેસાડ્યુ ત્યાથી જ એમને વહાણે ચડીને પાછા પોતાને વતન ચાલ્યા જવું પડે રાજેન્દ્રબાબુના છેલ્લા બોલ તેજીલા હતા તમારો આભાર હુ અત્યારે તો શુ માનુ? પણ આ કાટાળો તાજ વરસે દહાડે મારા બીજા ભાઈબધને માથે મૂકુ તે વખતે મને દેશ માટે કામ કર્યાનો આત્મવિશ્વાસ રહે તો એ વખતે તમારો સૌનો જરૂર આભાર માનીશ

મહાસભા એ દેશની આશા છે દેશની મુસિબતો એક મહાસભા જ સમજી શકે છે, અને એના તાણામા ગમે તે નવા વિચારનો વાણો શોભાપૂર્વક ભળી શકે છે હિંદ જેવડી વિશાળ પ્રજાને છાજે એવડા વિશાળ પગલા મહાસભા ભરી શકે છે પેઢી દરપેઢી દેશનુ યૌવન આ જરઠ સસ્થાની રગોમા કૌવત પૂરે છે મુબઈથી લખનૌ સુધીની યાત્રામા પણ મહાસભાના પગમા યુવાનોની જ તાકાદ હો, અને એને કરચલિયાળો વર્ગ ઉતાવળ ન ગણો એવી આશા રાખીએ

# સ્વર્ગ અને પૃથ્વી

'સ્નેહરશ્મિ'

ઇન્દ્રનો તે માનીતો ગંધર્વ હતો, જ્યા જ્યા તે જતો ત્યા સર્વત્ર લતાઓની જેમ અપ્સરાવૃન્દ તેને વીંટળાઈ જ વળ્યુ હોય સ્વર્ગમા બહુ કોઈનો તે માનીતો હતો

તેના સંગીતથી સ્વર્ગનો શૃંગાર વધુ તેજસ્વી બનતો, નન્દનવન નવપલ્લવિત બનતુ, સ્વર્ગમા શાશ્વત વસંત ખીલતી

પણ એક દિવસ તેણે સ્વર્ગની પરંપરા તોડી, અપ્સરાઓ સાથે વ્યોમવિહાર કરતો-કરતો એક વખત તે ધરતી તરફ આવી ચડ્યો સ્વર્ગમા કદી ન જોયેલુ એવુ તેણે ત્યા જોયુ દિવસાન્તે લતા પર કરમાઈ ઢળી પડતા કોઈ એક નાજુક કુસુમના જેવી યુવતીને એક એકાકી શિલા પર બેઠેલી તેણે જોઈ તે યુવતીની આખમા આસુ હતા સ્વર્ગનુ સુંદરમા સુંદર મોતી પણ તે અશ્રુબિન્દુની સ્પર્ધામા પાણીવિનાનુ લાગે એવી તેને પ્રતીતિ થઈ જીવનમા પહેલી જ વાર તેણે આસુ જોયા—સ્વર્ગમા આસુ હોતા જ નથી.

ગંધર્વ એ દૃશ્ય જોતા ચકિત થયો એ આસુ જોતા અગાઉ કદી નહિ અનુભવેલી લાગણી તેના ઉરમા જન્મી સાથેસાથે તેણે તેના નિઃશ્વાસ પણ સાભળ્યા એ પણ તેને નવુ જ હતુ—સ્વર્ગમા નિઃશ્વાસ હોતા જ નથી

ગંધર્વે તે યુવતીને પૂછ્યુ "હે કમલાક્ષિ, તારી આખમાથી આ મોતી કેમ ઝરે છે?"

તે યુવતી બોલી 'ભાઈ, એ મોતી નથી, અહીં ધરતી પર અમે એને વિરહના આસુ કહીએ છીએ"

"પણ એ વિરહના આસુ એટલે શુ?"

"એ શબ્દોદ્વારા નહિ વર્ણવાય, એ તો અનુભવથી જ સમજી શકાય"

ગંધર્વને એ બધુ રહસ્યપૂર્ણ લાગ્યુ તે સુંદરીને અવલોકતો તે પોતાના પથમા સ્થભી રહ્યો અપ્સરાઓ હસવા મડી તેમને તેનુ એ કુતૂહલ અર્થવિનાનુ લાગ્યુ પણ ગંધર્વના હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા હતા તેણે અપ્સરાઓને કહ્યુ

"તમે જતા થાઓ, હુ ઘડીકમા તમને પકડી પાડીશ."

હસતીહસતી અપ્સરાઓ ચાલી ગઈ

ગંધર્વ જ્યારે સ્વર્ગે પાછો સિધાવ્યો ત્યારે પોતાના ઉરમાં તે કોઈ નવુ જ, તદ્દન અપૂર્વ સંગીત લઈ આવ્યો હતો તે હતુ આસુનુ સંગીત

પોતાની પ્રાણપ્રિય વીણા ઉપર ગંધર્વે નવા જ સૂર જગાડ્યા તેની મીંડમાથી અનેક ડૂસકાઓ જાગીજાગી સ્વર્ગની ઊંચીઊંચી અટારીઓમા પ્રતિધ્વનિત થવા મડ્યા સ્વર્ગે કદી નહિ સાભળેલુ, નહિ અનુભવેલુ એવુ આસુનુ સંગીત તેણે જગાડ્યુ

આ તેનો અક્ષમ્ય ગુનો સ્વર્ગમા કોઈથી આંસુની વાત જ ન થઈ શકે ત્યા નિઃશ્વાસનુ નામ જ ન લેવાય જેમ દેવોની આખ પલકે જ નહિ તેમ સ્વર્ગમા આનંદ અને વિલાસ સિવાય અન્ય લહરો કદી ઊઠે જ નહિ પણ આ ગંધર્વે સ્વર્ગની એ પરંપરા તોડી.

એ નિયમભંગને અંગે તેને સ્વર્ગમાંથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ગંધર્વ એ સાંભળતાં ધ્રૂજી ઊઠયો, ઇન્દ્રને તે પગે પડ્યો, વિનતિવિનવણી કરી અંતે તેને જણાવવામાં આવ્યું કે ધરતી પર ૭ વર્ષ વસ્યા પછી તેને પાછો સ્વર્ગમાં તેડવામાં આવશે.

ગંધર્વ સ્વર્ગમાંથી ધરતી પર આવ્યો. કોઈ એક ગાઢ અરણ્યમાં તે આવી પડ્યો હતો. જ્યારે તેની મૂર્છા ઊતરી ત્યારે પોતે કોણ હતો તેના કંઈક ઝાંખાઝાંખા સંસ્કાર તેના મનમાં રહ્યા હતા. કોઈ અમલ વ્યથાથી તેના અંગો કળતા હતા. તેના હૃદયમાં ગમગીની હતી. ધરતી ઉપરનું બધું તેને નવુંનવું લાગ્યું. તેને અસહ્ય એકાન્ત લાગવા માંડ્યું. પોતાનું સ્વર્ગ વારંવાર તેના મન સમક્ષ તરવા માંડ્યું. ક્યાં સ્વર્ગના તે હાસ્યના ફુવારા, આનંદની છોળો, સંગીત ને પ્રકાશ અને ક્યાં આ અરણ્યનું શુષ્ક એકાન્ત ! એવામાં તેને કાને કોઈના રુદનનો ધ્વની પડ્યો. તેણે ચમકીને તે દિશામાં જોયું. કોઈ એક શબને કેટલાક માણસો સ્મશાને લઈ જતા હતા. તેમાંના કેટલાક રડી રહ્યા હતા. શબની નજીક કોઈ એક યુવતી ચાલી રહી હતી. તેના મુખ ઉપર કોઈ અલૌકિક તેજ હતું. તેના લલાટ ઉપર કુંકુમની અર્ચા શોભી રહી હતી. કેટલાક લોક તેને કહેતા હતા "બહેન, પાછી જા—પાછી જા." તેમતેમ તે શબની વધુ ને વધુ નિકટ જતી હતી. ગંધર્વને એ બધું તદ્દન નવું જ લાગ્યું. તેણે સ્વર્ગમાં સાંભળ્યું હતું કે ધરતી પર માણસોને એક દિવસ મરવું પડે છે. પણ તે વખતે તેને ખ્યાલ ન હતો કે ચેતનહીન દેહ ઉપર પણ આવું અપાર હેત વર્ષાવાતું હશે. તેનું કુતૂહળ વધ્યું. તે ને શબની પાછળપાછળ ગયો. સ્મશાનમાં ગયા પછી લોકોએ શબને ચિતામાં પધરાવ્યું. પેલી યુવતીના મુખ ઉપર અપૂર્વ તેજ ઝળક્યું. આનંદભર્યા વદને તે અંગારફૂલોની શય્યા ઉપર ચઢી. પોતાના મૃત પતિનું શિર તેણે પોતાના ખોળામાં લીધું. વિરહનું એક અમ્લ, મૃદુતાભર્યું, વેદનાભર્યું ગીત તેણે ગાયું. ગંધર્વનો પ્રાણ વ્યાકુળ થઈ ઊઠ્યો. શું ધરતી ઉપર માણસો આવા પ્રેમથી ચાહી શકે છે—એ મૃત્યુથીયે પર !

એ અપૂર્વ દૃશ્યની સ્મૃતિ મનમાં વારંવાર જગાડતો તે અરણ્યમાં ચાલવા મંડ્યો. ચાલતાચાલતા તેને થાક લાગ્યો. હવે તો ક્ષુધા પણ પારવિનાની લાગી. થાકીને લોથપોથ થઈ તે એક ઝાડ હેઠળ પડ્યો. જ્યારે તે ઊંઘમાંથી જાગ્યો ત્યારે ઝાડ ઉપર પંખીઓ મધુર કૂજન કરી રહ્યા હતા. તાજાં ફૂલોની મૃદુ સોડમ વાતાવરણમાં પ્રસરી રહી હતી. તેણે જોયું તો પોતાની આસપાસ કુસુમો વેરાયેલા હતા. સામે એક કેળના પાંદડામાં થોડાંક ફળો અને એક પડિયામાં દૂધ હતું. તે ચકિત બન્યો. કોણે પોતાને માટે આ અહીં મૂક્યું હશે ? સ્વર્ગના એ ગંધર્વને આ પ્રકાર તદ્દન નવો જ લાગ્યો. એવામાં તેણે સામે નજર કરી. જાણે કોઈ કળી હાલ જ ખીલી હોય એવી કોઈ પંદરસોળ વર્ષની કિશોરીને તેણે સામે બેઠેલી જોઈ. તેની આંખમાંથી અપાર સ્નેહ અને સહાનુભૂતિ વર્ષતા હતા. ગંધર્વે તેને પૂછ્યું : "હે શુચિસ્મિતે, તું કોણ છે ? તારું નામ શું ?"

"મારું નામ છાયા, મારા પિતાનું ઘર અહીંથી થોડેક દૂર છે," એમ કહી તે કિશોરી હરિણીની જેમ ત્યાંથી નાસી ગઈ.

ગંધર્વ આતુર નયને દૂર અદૃશ્ય થઈ જતી છાયાને જોઈ રહ્યો. તેને પોતાનું સ્વર્ગ યાદ આવ્યું. તે અપ્સરાઓ યાદ આવી. તેણે એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

ગંધર્વના દિવસો આમ એક પછી એક પસાર થવા લાગ્યા. રોજ ઊંચે આકાશ પ્રતિ દૃષ્ટિ નાખી તે નિશ્વાસ નાખે, અને સ્વર્ગનું ચિન્તન કરે આકાશમાં કંઈક ફડફડાટ થાય તો તરત જ ચમકીને આશાભરી દૃષ્ટિ તે પ્રતિ માંડે ને પાછો નિરાશ બની જાય

છાયા રોજ બે વખત તેની પાસે ખાવાનું મૂકી જતી કેટકેટલીવાર તે સામે નીરવ બેસી રહી ગંધર્વને વિલોક્યા કરતી! ગંધર્વના વલ્કલોને તે રોજ સારી રીતે ગોઠવતી તેનું રહેવાનું સ્થળ નિયમિત રીતે સાફ કરતી અને ગંધર્વ તેની સાથે કંઈ વાત કરવી શરૂ કરે કે તરત જ શરમથી પોતાની આંખ ઢાળી સોડિયું વાળી તે નાસી જતી

ધીમેધીમે તે ગંધર્વ સાથે વધુ ને વધુ હળતી ગઈ એક વખત ગંધર્વને તેણે ગાતા સાંભળ્યો પોતાના કાળા તેજસ્વી કેશમાંથી થોડાક ઉતારી તેણે એક સારંગી બનાવી ગંધર્વને ચરણે ધરી ગંધર્વના નેણ પોતાના એ પ્રિયવાદ્યને જોતાં ચમક્યાં છાયાને પોતાની નિકટ બેસાડી તેણે એ તારોને રહાડી ક્માવી, નચાવી જાતજાતના તેણે તેમાંથી સૂર કાઢ્યા એ સૂરોમાં બંધાતા ભાવોનું પ્રતિબિમ્બ છાયાના મુખ પર પડતું જોતાં તેને ખૂબ આનંદ થયો

સ્વિરગત છાયા હવે ગંધર્વની નિકટ જ રહેવા લાગી તેની ઝૂંપડીની આસપાસ રોજ પ્રભાતે તે પુષ્પોનાં તોરણ ગૂંથે, ગંધર્વને માટે રોજ અનેક જાતનાં નવાંનવાં ભોજન બનાવે, અને ભાવભર્યાં નેત્રો તેના પ્રતિ માંડી મૂગીમૂગી તેનું સંગીત સાંભળ્યા કરે

ગંધર્વને કેટલીક વખત આશ્ચર્ય થતું છાયા દેખાવડી ન હતી એમ તો ન હતું, પણ તેની સ્વર્ગની અપ્સરા તો અપ્સરા જ ને! તે રૂપ, તે મોહકતા ક્યાંથી? પણ ગંધર્વને કંઈક ઝાંખુંઝાંખું લાગતું કે છાયામાં એવું કંઈક હતું જે તેની અપ્સરાઓમાં ન હતું. છાયાએ કદી તેની પાસે કંઈ માગ્યું જ ન હતું ગંધર્વ માટે આ અનુભવ તદ્દન નવો જ હતો

ધીરેધીરે ગંધર્વના ધરતીનિવાસના દિવસો પૂરા થવા આવ્યા એક દિવસ છાયાને પોતાની નિકટ બેસાડી તેણે એ વાત કહી છાયા સાંભળી રહી તેણે કંઈ જવાબ ન આપ્યો તેની આંખમાંથી બોરબોર જેવાં આંસુ ટપકવા લાગ્યાં ગંધર્વ તે જોઈ રહ્યો છાયા માટે તેના હૃદયમાં કરુણા જાગી

પણ તેણે જોયું કે પોતાની અને છાયાની વચ્ચે એક મોટું અન્તર હતું પોતે સ્વર્ગનો રહેનારો હતો, છાયા ધરતીની કન્યા હતી એ સ્થિતિભેદ દુર્નિવાર હતો

એમ કરતાં ૭ વર્ષ પૂરાં થવા આવ્યાં હવે તો એક જ દિવસ બાકી રહ્યો બીજે દિવસે તો સ્વર્ગમાંથી પોતાને તેડવા વિમાન આવવાનું છે એમ ગંધર્વને ખાતરી થઈ પહેલાં તો તેને થયું કે છાયાને એ વાત નહિ કહેવી એ ઠીક છે પણ ૭૦ વર્ષ સુધી પોતાના અંગની છાયાની જેમ જે પોતાની સાથે રહી હતી તેને 'હું જાઉં છું, છાયા!' એટલું કહેવા જેટલો વિવેક પણ ન કરાય એ તેને જરા અનુચિત લાગ્યું એથી સાંજે આથમતી સંધ્યા સામે બેસી તેણે છાયાને કહ્યું:

"છાયા, કાલે મને તેડવા વિમાન આવશે એટલે હું હવે સ્વર્ગે પાછો જઈશ"

છાયા નિરુત્તર રહી. માત્ર તેની આંખે જવાબ આપ્યો—આંસુથી

ગંધર્વનું હૃદય દ્રવ્યું પણ શા માટે એ નથી સમજતી કે પોતે આ લોકનો નથી? બેચાર દિવસ તેને જરા સાલશે, પણ પછી તે તેને ભૂલી જશે એમ તેણે તેનું મન વાળ્યું

ગંધર્વને આખી રાત સ્વર્ગનાં ને સ્વર્ગનાં જ સ્વપ્નાં આવ્યાં ૭ વર્ષ પછી પાછો તે

શાશ્વત વિલાસની દુનિયામાં જનાર હતો. તે અપ્સરાઓના નાજુક બાહુ, તે અનન્ત રજનીવિહારોએ બધુ વારવાર તેના મનમા ને મનમા લહેરાવા લાગ્યુ.

છાયા તે રાતે ઊંઘી નહિ ત્રણચાર વખત તે ગંધર્વની નિકટ આવી ભાવભર્યાં નયને તેના બિડાયેલા નેત્રો પ્રતિ નિ શ્વાસ સહ જોઈ ગઈ, આખી રાત તેણે ગંધર્વ માટે નવા વલ્કલ તૈયાર કર્યાં તેના ઉપર ફૂલોના શણગાર ગૂથ્યા તે ઊઠે એ પહેલા તો તેણે અનેક પકવાન્ન પણ તૈયાર કરી દીધા ઝૂપડીમા ચારેબાજૂએ તેણે મૃદુ સૌરભ ફેલાવી દીધી

ગંધર્વનુ હૃદય તો આનંદથી ભર્યું હતુ. એ આનદના ઘેનમા ઝૂપડીમાં થયેલો ફેરફાર પણ એના ધ્યાનમાં આવ્યો નહિ પોતાના નવા સુદર વલ્કલોનો પણ તેને ખ્યાલ રહ્યો નહિ ઉતાવળુઉતાવળુ ભોજન આટોપી તેણે છાયાને કહ્યુ

"છાયા, હુ હવે જઈશ માગથી અહીં વધુ ન રહેવાય, શ્વેતગિરિ પર મને તેડવા આજ વિમાન આવશે "

છાયાએ કઈ જવાબ ન આપ્યો તેના ચરણમા તે નમી તેની પદરજ શિરે લઈ, પોતાના નયનનીરથી તેના પગ ધોઈ તેના પર કુકુમઅક્ષત ચડાવ્યા ગંધર્વ પાસેથી એક પણ શબ્દની અપેક્ષા વિના તે ઝૂપડીમા તરત જ અદશ્ય થઈ ગઈ

ગંધર્વને સહેજ દુ ખ થયુ પણ શા માટે તેણે આવો મોહ રાખવો જોઈએ ? શા માટે તે સમજતી નથી કે પોતે દેવલોકનો છે અને તે મૃત્યુલોકની તરુણી છે ? શ્વેતગિરિ પ્રતિ ગંધર્વે ડગ માડ્યા

રસ્તામા તેને કોઈ અપૂર્વ સુરભિનો ખ્યાલ આવ્યો તેણે તે ક્યાંથી આવે છે તે જોવા નેણ ફેરવ્યા તો પોતાનાં વલ્કલ પ્રતિ તેની નજર પડી ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે આખી રાત જાગી છાયાએ તેના સ્વર્ગગમન માટે આ સુદર કુસુમભર્યાં વલ્કલ તૈયાર કર્યાં હતાં. તેને આજનુ એ અમૃતમીઠુ ભોજન પણ યાદ આવ્યુ કેવો પ્રેમ ! કેવો સ્વાર્થત્યાગ ! છાયાને પોતે કૃતજ્ઞતાનો એક મીઠો શબ્દ પણ ન કહ્યો સ્વર્ગમાથી પોતે ધરતી પર જે દિવસે આવ્યો તે પ્રસગ તેને યાદ આવ્યો જે સ્વર્ગના લોકોને દિવસરાત તે પોતાના અદ્ભુત સગીતથી ગાડા કરતો હતો, તેમણે જ્યારે તે સ્વર્ગમાથી પડ્યો ત્યારે સહાનુભૂતિનુ એક આસુ તો શુ પણ એક શબ્દ પણ કહ્યો હતો ? અને તે બધી અપ્સરાઓ ! તે બધી તો તેના સગીતની મિત્ર હતી—તેનુ પોતાનુ સ્વર્ગમા કોણ હતુ ? ત્યા ક્યાય પણ સ્નેહ, ત્યાગ, આસુ હતા ? છાયા પ્રતિ ઉપકારથી, સ્નેહથી ગંધર્વનુ હૃદય ભરાઈ આવ્યુ એકવાર તેને મળી, તેને ખૂબ ધીરજ આપી, ખૂબ સ્નેહ કરી તેની રજા લઈ આવવાનુ મન થયુ. ઝૂપડી પ્રતિ તે પાછો આવ્યો ઝૂપડી શૂન્ય નીરવ હતી તેણે બૂમ પાડી, "છાયા" પણ અદરથી કોઈએ જવાબ નહિ આપ્યો ધડકતે હૃદયે તે અદર પેઠો અદરનુ દશ્ય જોતા તે થભી ગયો પોતાનુ હૃદય બધ પડી જશે એમ તેને લાગ્યુ ગંધર્વના જૂના વલ્કલો ઉરસરસા ધરી છાયા મૃત્યુની એક મીઠી નીંદમા સૂતી હતી અસહાય બની ગંધર્વ ધરતી પર ઢળી પડ્યો છાયાનું શિર પોતાના ખોળા પર લઈ તેણે તેના પર આસુનો અને સ્નેહના પવિત્ર ચુમ્બનોનો અભિષેક કર્યો

સ્વર્ગનું વિમાન આવી ગંધર્વ વિના પાછુ ગયુ છાયાની સ્મૃતિનુ પ્રાણાધિક જતન કરતો, ધરતીના અણુઅણુમા પોતાના દર્દભર્યા સગીતથી વેદનાની એક મીઠી લહરી જગાડતો ગંધર્વ ધરતી ઉપર જ રહ્યો

# ઊર્મિચ્છંદે

ચન્દ્રકાન્ત મહેતા

(શિખરિણી)

મહાતાપે બાળે જલધિજલ ભાનુ, શશી વળી
શીળા અંશુઓથી મુદિત કરતો સિંધુ ઉરને.
યમુના કે ગંગા જળ અરપતી શ્યામ ઊજળા,
કરે એ સર્વેની જલધિ નહિ યે લેશ પરવા
નિજોર્મિનું રૂડું અહરનિશ સંગીત ગજવી
રહી એ મસ્તીમાં, જગસકળઅસ્તિત્વ ભૂલતો.

રવિ ઊગ્યે ખીલે કમલિની બિડાયે રવિ જતાં,
નહિ ભૃંગે એનું—જીવન અરપે તોય—ઉર રે!
પરન્તુ ના એનું ભ્રમરઉરમાં દુઃખ જરીયે
રહે, એ તો મોદે કમળ-ઉર ગુંજારવ કરી

વિકાસે આનંદે, કદીક કરમાવે કરુણતા
છતાં ઊર્મિચ્છંદે હૃદય! નિત સૂરો ગજવજે
જગી ગીતાલાપો મધુરતમ ચૂકયુ, જીવન તો
વિસંવાદી થાતાં પુનરપિ ન સંવાદ ધરશે.




"સ્વૈરવિહારી"

**આ** પણામાં ઘણા શોખીનો મુદ્રાલેખ રાખે છે મુદ્રાલેખ રાખવાનો મૂળ ઉદ્દેશ શો હશે તે તો એ રાખનાર જાણે પણ મારે તો મુદ્રાલેખના કારણ વિશે બહુ સાધારણ વાત કરવાની છે. ઓપન કૉલર કોટ પહેર્યા પછી નેકટાઈ શા માટે પહેરવી પડે છે?—ગળા આગળ ખાલી પડતી જગા પૂરવા માટે તેમ જ મુદ્રાલેખ કાગળમા જગા પૂરવા રાખવો પડે છે તમે નોટપેપરમા ડાબી બાજુ તમારુ સરનામુ અને તારીખ વગેરે લખો, જમણી બાજુ,—યુરોપના રાજ્યપ્રકરણમા સમતોલપણુ જાળવવુ એક રાજ્યનીતિરહસ્ય છે તેમ કલામા પણ સામસામુ સમતોલપણુ જાળવવુ તે કલારહસ્ય મનાય છે— તમે હમ કે કાગડો કે એવુ કાઈ મૂકો તો વચમા કઈક જોઈએ ને! એટલે વચમા જગા રોકવા એકાદ મુદ્રાલેખ કે ધ્યાનમત્ર મૂકવો પડે છે

હવે આજસુધી તો મુદ્રાલેખો સસ્કૃતમા કે અગ્રેજીમા કે લાટિનમા થતા જેમકે સત્ય પર ધીમહિ। પરમ સત્યનુ અમે ધ્યાન ધરીએ છીએ God is Love ઈશ્વર પ્રેમસ્વરૂપ છે Laborare est orare મહેનત કરવી એ પ્રાર્થના કરવા બરાબર છે, વગેરે. પણ આવા શિષ્ટ ધ્યાનમત્રો રાખવાનો એક મોટો ગેરફાયદો છે તે તરફ મારે ધ્યાન દોરવુ જોઈએ ધ્યાનમત્રો જાહેર વસ્તુ છે. અને દરેક જાહેર વસ્તુનુ મુખ્ય લક્ષણ એ છે કે તેના પર દરેકને ટીકા કરવાનો હક પ્રાપ્ત થાય છે અને ટીકા કરવાનુ કાઈ નથી હોતુ ત્યારે માણસ નિંદા કરે છે અને અત્યારના જમાનામા દરેક માણસ માનસપૃથક્કરણશાસ્ત્રી હોવાથી નિંદા કરવાની સહેલી પદ્ધતિ માનસપૃથક્કરણ કરવુ એ છે એટલે તમારા ધ્યાનમત્રો માટે હરકોઈ સહેલાઈથી કહેવાનો કે જેનામા સત્ય ન હોય તે સત્યનો ધ્યાનમત્ર રાખે, જેનામા પ્રેમ ન હોય તે ઈશ્વરને પ્રેમસ્વરૂપ કહે, અને જેને પ્રાર્થના પણ ન કરવી હોય અને મહેનત પણ ન કરવી હોય તે પ્રાર્થના અને મહેનત વિશેનો ધ્યાનમત્ર રાખે આવા મુદ્રાલેખ કે ધ્યાનમત્રનો આ મોટામા મોટો ગેરફાયદો છે

પણ મારે તો આ મુદ્રાલેખો સામે બીજો જ વાંધો છે—અને તે સ્વભાષાનો આપણે

ગુજરાતીઓ શા માટે શુદ્ધ ગુજરાતી ભાષાના મુદ્રાલેખો ન રાખીએ? આપણા વેપારીઓ ‘ધીરજના ફળ મીઠાં છે’ એ દરેક દુકાન ઉપર લખતા કે નહિ? જોકે તેમની ધીરજનો એક જ અર્થ થતો કે કોઈને પણ પૈસા આપવાનો સવાલ આવે ત્યારે પોતે ધીરજ રાખી સામાને ધીરજ રાખતા શીખવવું પૈસા લેવામાં એ ધીરજનો એવો અર્થ થાય કે એકવાર પૈસા લેવા ગયા ને ન મળ્યા તો નિરાશ ન થવું, ધીરજ રાખવી ને ફરીવાર પૈસાની ઉઘરાણી કરવી, દમદાટી દેવી, દાવો કરવો, વગેરે વગેરે

હવે ખરી રીતે તો આ વિચાર મને બીજા પાસેથી મળ્યો છે એ વાત સ્વીકારવાને મને કશો વાંધો નથી. સ્વૈરવિહારમાં હું કદી છૂપું અપહરણ કરતો નથી એક રીતે સ્વૈરવિહાર એવી દેખાતી ચોરી છે કે તે કબૂલ કરવામાં મને કશી પણ શરમ આવતી નથી હું તો કઈ વસ્તુ ઉપરથી મને સૂચન થયું, કયા પુસ્તકમાં વાંચ્યું, કોના વચન ઉપરથી સૂચિત થયું વગેરે સર્વ કહેવાને તૈયાર છું, એટલું જ નહિ, પણ કયા ભાઈના કયા કાર્ય ઉપરથી શું સૂઝયું, કયા ભાઈની ચોપડીમાં શું સૂઝયું અને એ ચોપડી તેઓ જેની પાસેથી માગી કે ચોરી લાવ્યા હોય તે ધણીનું નામ પણ આપવા તૈયાર છું,—અરે રેલવેમાં સાંભળ્યું હોય તો રેલવેના ટ્રાફિક ઑફિસરો અને ડ્રાઈવરો સુદ્ધાંનો આભાર માનવાને તૈયાર છું પણ છતાં,* વિદ્વાનો જેમ દરેક વિધાનને માટે નીચે ટિપ્પણમાં પ્રમાણ આપે છે, તેમ હું નથી આપતો તેનું કારણ મને કોઈ વિદ્વાન માની બેસે તેનો ભય નથી, પણ આવી રીતે સ્વૈરવિહારમાં લીધેલી અમુક વસ્તુ સૂચના વાત કે ઉપદેશ બીજા પાસેથી લીધેલ છે એ બાબત તેનો મૂળ ધણી જ સ્વીકારવાને રાજી હોતો નથી, એ છે આપણામાં જેમ નાસી ગયેલો છોકરો કે છોકરી મુસલમાન થઈ જાય તો તેના સગા તેને પોતાના તરીકે ઓળખવાને પણ રાજી હોતા નથી તેમ અપહરણની દૃષ્ટિએ આ ગુનો ગણાય કે નહિ એ સાહિત્યના પીનલકોડમાં એક ભારે મોટો સવાલ થઈ પડે જો!

એટલે જ્યાં જ્યાં બીજા પાસેથી સૂચના મળી હોય ત્યાં સંસ્કૃત ટીકાકારોની પેઠે કોઈ તરફથી સૂચના મળી છે એટલું કહીને આગળ ચાલું છું

આ સૂચના ખરી રીતે મારી માંદગીની ભેટ છે હવે એક મારો બીજો સિદ્ધાંત એ છે કે માંદગીમાં જેમ કડવી દવા કોઈ આપે તે હું વગર આનાકાનીએ પી જાઉં છું તેમ બધા સૂચનો પણ પ્રતિકાર કર્યા વિના હમેશાં સ્વીકારી લેવાં. તેનું કારણ પણ કહું જગતમાં કહેવત છે કે ‘હા’થી ‘ના’ ઉતાવળી એટલે કે ના પાડીએ એટલે વાતનો તરત અંત આવે એ હમેશાં સાચું નથી એકવાર એક ભાઈ મને માંદગીમાં મળવા આવ્યા મને કહે કે હમેશાં ઊઠીને ગણીને ત્રણ મરી ગળી જાઓ મેં કહ્યું એ તો ગળેલા પણ ફાયદો નહોતો થયો! મને કહે કેવા ગળેલા કાળા કે સફેદ? મેં કહ્યું સફેદ મને કહે ના કાળા ગળો મેં કહ્યું પણ મને ગરમ પડે છે. તો કહે ના તમને ગરમી તરાની છે, કોઠાની નથી મેં કહ્યું પણ મને તો પેટમાં બળતરા થાય છે તો કહે એ તો ખોટી ગરમી છે, સરીરે સાચી ગરમી થશે એટલે ખોટી ગરમી દૂર જશે મેં કહ્યું છાતી બળે છે તો કહે ઘીમાં ચાટો

* અહીં બે અવ્યયો સાથે આવ્યા! એમ વપરાશમાં વધારે અવ્યયો (કેવળપ્રયોગી સિવાયના—એ તો અરર હાય હાય કરીને સૌને ભેગા કરતા આવડે!) કેટલા ભેગા કરી શકાય? નર્મદાશંકરે ચાર તો કર્યા છે. “કોઈ રીતથી તો પણ ને વળી” એથી વધારે તમે કરી શકો છો?

એટલે બળશે નહિ- મને ખાત્રી થઈ કે આમ રદિયા આપવાથી વાત લાબી થશે એટલે તરત હા પાડી અને એ વાત એટલેથી પતી ત્યાર પછી જે જે સૂચના થાય છે તેની બધાની હા જ પાડુ છુ

એવા એકવાર સર્વસ્વીકારના મિજાજમા હતો ત્યારે એક મિત્રે કહ્યુ "અલ્યા તુ ચિંતા કરીને માંદો થાય છે દરેક બાબતમા 'ચોરની માને ભાડ પરણે' એમ રાખ તો તાવ બાવ કશું આવે નહિ "

ત્યારથી મને થયુ કે આપણે 'ચોરની માને ભાડ પરણે' એવો મુદ્રાલેખ શા માટે ન રાખીએ. શુદ્ધ ઘરગથુ ગુજરાતી બધા સમજી શકે એવી ભાષા તો ખરી!

હવે કેટલાક કહેશે કે આ કહેવત કોઈની બદનામી કે બદનક્ષી કરવા જેવી છે તો તેને મારે કહેવાનુ કે એ ભય ખોટો છે પ્રથમ તો આમા બદનક્ષી જ શી થઈ 'કોઈ પણ બે માણસો કહે કે 'અમે પરણવા માગીએ છીએ' તો તેમા કોઈ બદનક્ષી કહેતુ નથી માબાપો છોકરાને કહે કે 'અમે તમને પરણાવવા માગીએ છીએ,' અથવા કહે કે 'અમે અમારા ફલાણા ફલાણા છોકરાને પરણાવવા માગીએ છીએ' તો તેમા પણ કોઈ બદનક્ષી કહેતુ નથી એટલે વ્યાકરણની દૃષ્ટિએ પરણવુ ક્રિયાપદ મૂળભેદમા કે પ્રેરકભેદમા, પહેલા પુરુષમા કે બીજા પુરુષમા બદનક્ષી ભરેલુ નથી તો ત્રીજા પુરુષમા, કોઈ કોઈને પરણે એવી સદિચ્છા જાહેર કરવામા બદનક્ષી કેવી રીતે આવી ગઈ? છતા પણ તમને લાગે કે તેમા બદનક્ષી છે તો મારે કહેવાનુ કે તેમા કોઈ દાવો માડવા આવવાનુ નથી કારણકે પોતે ચોરની મા છે એમ કોણ કહેવાનુ હતુ? દુનિયામા આજ સુધી ઘણાએ પોતે ચોર હોવાનુ કબૂલ કર્યું છે, કોઈએ ચોરની મા હોવાનુ કબૂલ કર્યું નથી!

હવ આવો ધ્યાનમત્ર ગ્રહણ કરતા સૌથી પહેલા આ કહેવત કેમ અસ્તિત્વમા આવી એ પ્રશ્ન ઉત્પન્ન થાય આનો અર્થ જાણવા માટે મે લગભગ બધા પુરાતત્ત્વીઓ, ભાષાકોવિદો, ભાષકોષકારોને પૂછી જોયુ છે, બારોટ, ચારણ, ખુદ ભાડોને પણ પૂછી જોયુ છે,—પૂછવાનુ રહી જવામા માત્ર એક ચોરની મા બાકી રહી છે કારણકે હજી મને મળી નથી, પણ તે તો ઉપર જણાવ્યુ તેમ દષ્ટાપત્તિ છે,—છતા હજી મને તેનો અર્થ જડયો નથી પણ હું તો આગળ જઈને કહુ છુ કે અર્થ ન નક્કી થાય તે ધ્યાનમત્રનો ગુણ છે દોષ નથી અને આ આખા ધ્યાનમત્રનો સૌથી મોટો ગુણ એ છે કે તેનો અર્થ નક્કી થઈ શકતો નથી, અથવા કહો કે તેનો અર્થ તમારે કરવો હોય એવો થાય છે સત્ય પર ધીમહિ। એ ધ્યાનમત્રનો દોષ એ હતો કે પરમ સત્ય એક જ છે, એટલે એને વિશે ગમે તે બોલી શકાય નહિ પણ 'ચોરની માને ભાડ પરણે' તેમા યૌગિક અને લાક્ષણિક અર્થમા ચોરની મા કોણ એ સમજી જ શકાતુ નથી તેથી ધ્યાનમત્ર સ્વીકારનાર માણસ તેનો મરજી મુજબ અર્થ કરીને વર્તી શકે છે "આપણે આપણી મેળે અસહકારમાં ભળો ને, પછી ચોરની માને ભાડ પરણે!" તેમ જ "આપણે આપણી મેળે પરદેશી માલ લ્યોને, પછી ચોરની માને ભાડ પરણે!" "આપણે આપણી મેળે આપણુ કરી લ્યોને પછી૦" એટલુ જ નહિ, પણ આ રીતે તો કોઈવાર બોલનારનુ પોતાનુ હિત પણ 'ચોરની મા' થઈ જાય! "આપણે આપણી મેળે ખાઓને, પછી૦" છેવટે "આપણે આપણી મેળે માદા પડોને પછી૦"

આ મુદ્રાલેખમા જેવી 'ચોરની મા' અજ્ઞાત છે, તેવી જ તે 'હરકોઈ' છે ગણિતમા

જેમ શૂન્ય અને અનંત બન્ને નજીક નજીક આવી જાય છે—હું તો સાંભળીને કહું છું, બન્નેમાંથી કોઇની મને ખબર નથી—તેમ વ્યવહારમાં ઘણીવાર અજ્ઞાત અને 'ગમે તે'—'હરકોઈ' બહુ પાસે આવી જાય છે શું કરવું એ ખબર ન હોય તે ગમે તે કરી બેસે છે, ચોર પકડાયો ન હોય તો ગમે તેને ચોર ધારી બેસીએ છીએ, તેમ 'ચોરની મા' એટલે દુર્લક્ષ કરવાની વસ્તુ કઈ એ ખબર ન હોય તો ગમે તેનું દુર્લક્ષ કરી શકાય છે આ ધ્યાનમંત્રમાં જે 'ચોરની મા' છે તેજ 'ઊંટ તો સાગરતા જ પલાણે'માં 'ઊંટ' છે અને એ અજ્ઞાતતા એ જ આ ધ્યાનમંત્રોની ખરી ખૂબી છે!

માટે આ સ્વભાષાના આગ્રહના જમાનામાં 'ચોરની માને ભાંડ પરણે!' 'ઊંટ તો સાગરતા જ પલાણે' વગેરે ધ્યાનમંત્રો સંઘરવાની અમે સૌને ખાસ ભલામણ કરીએ છીએ

× × ×

શાકુન્તલ વિશે ઘણા મોટા માણસોએ વિવેચન કરેલું છે પણ હજી સુધી તેમને કોઈને શાકુન્તલનું ખરું રહસ્ય સમજાયું હોય એમ લાગતું નથી ખુદ કવિવર ટાગોર, જેમને નોબલ પ્રાઇઝ મળ્યું છે, અને જેમને એ કારણથી જ વહેલું સમજાવું જોઈતું હતું, તેમને પણ શાકુંતલનો ખરો અર્થ સમજાયો લાગતો નથી એટલે હવે મારે એનો જે ખરો અર્થ છે તે જાતે ટીકા કરીને કહેવો પડશે

શાકુન્તલ ખરું કહો તો એક allegory મહારૂપક છે કાલિદાસે એટલા જૂના જમાનામાં હાલના સમયનું ખરું ચિત્ર આપતું આવું મહારૂપક લખ્યું તે ખરેખર એને મહાકવિનું પદ અપાવે એવું જ છે

આ મહારૂપક તમે બધા બરાબર સમજી શકો એટલા માટે મારે જરા વિસ્તારથી એ વાત કહેવી પડશે વિશ્વામિત્ર ઋષિ ક્ષત્રિય હતા અને તેમને બ્રાહ્મણ થવું હતું, પણ બ્રાહ્મણો તેને કબુલ કરતા નહોતા એનો અર્થ એ છે કે વિશ્વામિત્રના વખતમાં હાલના સમયની પેઠે કલાકારો, સાહિત્યકારો વાડા કરી બેઠા હતા અને વાડા બહારના સર્જકોની કૃતિને સ્વીકારતા નહિ, તેને પ્રતિષ્ઠા મળવા દેતા નહિ બિચારો વિશ્વામિત્ર શું કરે? તેણે અતિશય સંકોચમાં એક સુંદર કલાસર્જન કર્યું, પણ તે તેને પોતાની કૃતિ તરીકે દુનિયામાં બતાવી શક્યો નહિ એણે તેને કોઈ જગાએ છેવટે સમાજ તરફની ઘૃણામાં રઝળતી મૂકી દીધી આ કૃતિ તે જ શકુન્તલા!

હવે દુષ્યન્ત એ બીજું કોઈ નથી પણ હાલના જમાનાનો વાચકવર્ગ છે તેને કાલિદાસે રાજાની ઉપમા આપી છે વાચકવર્ગને કંઈ રાજ સરખાની ઝાઝી પડી નથી તેને ઘેર તો ઘણી એ ટાપટીપવાળી રાણીઓ છે, અર્થાત્ હલકા પ્રકારની કલાના નમૂના છે તેમાં તે રાચે છે તે મૃગયા કરવા જાય છે ત્યાં વિદૂષક સાથે ગમ્મત કરે છે અર્થાત્ તેને મોજમજા કરવી ગમે છે પણ તેમ કરતાં કરતાં બીજી હીન કલાના નમૂનાથી છૂટો પડી તે કણ્વના આશ્રમમાં જાય છે ત્યારે એ આશ્રમના વાતાવરણમાં તેને શકુન્તલાની એટલે સાચી અભિનવ કલાની કૃતિની ખરી પારખ થાય છે એ વાતાવરણમાં તે રહે છે એટલી વાર તેને શકુન્તલા ગમે છે તે પોતાના જૂના વાતાવરણમાં જવું પણ પસંદ કરતો નથી, વિદૂષક એટલે કહેવાના રાજની હલકી કૃતિઓને સાથે રાખતો નથી, પાછી મોકલી દે છે, અને એકલો રહે છે એ દરમિયાન તે શકુન્તલાને સ્વીકારે છે સ્વીકારે છે તેનો અર્થ પણ સમજવા જેવો છે આ શકુન્તલા હજી છપાઈ પ્રસિદ્ધ થયેલી કૃતિ નથી, હજી

તો કન્યાવેષમાં છે અર્થાત્ હાથપ્રત છે, તેને સ્વીકારે છે એટલે કે જો પ્રસિદ્ધ થાય તો મોટી સંખ્યામાં ખરીદવાનુ વચન આપે છે

પણ દુષ્યન્ત તો પાછો પોતાની રાજધાનીમા જાય છે દરમિયાન અહીં શકુન્તલાને દુર્વાસા મળવા આવે છે આ દુર્વાસાને શકુન્તલા માન નથી આપતી અને તેથી દુર્વાસા શકુન્તલાને શાપ આપે છે કે જા તને દુષ્યન્ત ઓળખશે નહિ આ દુર્વાસા બ્રાહ્મણ જાતિનો છે અર્થાત્ કલાના અને સાહિત્યના વાડા પંથીનો માણસ છે તેને કોઈ કલાનો ટીકાકાર ગણી શકાય, અથવા એવો કોઈ એ વાડામા પ્રતિષ્ઠા પામેલો માણસ ગણી શકાય જે એ કૃતિ પોતાને અર્પણ થાય એમ આશા રાખતો હોય, અને એમ ન થતા પોતાની લાગવગથી એ કૃતિને યોગ્ય આદર ન મળે એવી ખટપટ કરી મૂકે

પછી કણ્વઋષિ જે આ શકુન્તલાનો પાલક પિતા છે તે તેને છેવટે દુષ્યત આગળ એટલે વાચકવર્ગ આગળ મોકલે છે તે વખતના ચાર શ્લોકો જે ઉત્તમ ગણાય છે તે પણ બરાબર આ મહારૂપકને લાગુ પડે છે કણ્વ ઋષિના જ તે વખતના વાક્યો જુઓને ! તે કહે છે કે કન્યા ગમે તેમ તોપણ પારકુ ધન છે—સાસરે મોકલવાની છે એટલે કે કલાની કૃતિ આખરે તો વાચકવર્ગ આગળ જ મોકલવી પડે તે દુષ્યન્તને કહેવરાવે છે કે આને તમે વિશેષ નહિ તો બીજીની માફક તો રાખજો જ કાલિદાસે આ શ્લોકની છેલ્લી લીટી પણ કેવી મૂકી છે !

माग्यायत्तमत पर न खलु तद्वाच्य वधूबन्धुभि ।

આને બીજાની માફક રાખજો, એથી વિશેષ સારી રીતે રાખો તો તેના ભાગ્ય, બાકી તે અમારાથી કઈ કહેવાય નહિ. તેમાં એવી ખૂબી કરી છે કે તેના છેલ્લા શબ્દો જરા ફેરવવાથી તે બરાબર ગૂઢ અર્થને ખુલ્લો પાડે !

माग्यायत्तमत. पर न खलु तद्वाच्य कलासर्जके ।

કલાસર્જક પોતે એમ ન કહી શકે કે મારી કૃતિને તમે ઉત્તેજન આપજો !

પણ રાજા દુષ્યન્ત તો શહેરની મોજમજ્જામા, આ અભિનવ કૃતિને ઓળખતો પણ નથી ! અને તેનો તિરસ્કાર કરે છે. સ્વીકારવા ના પાડે છે એ કૃતિ આપવા આવેલા માણસો આગળ પણ નીતિની વાતો કરે છે કે એવી કૃતિ લઉં તો મારી નીતિ ભ્રષ્ટ થાય ! ઘણી વાર અભિનવ કૃતિ સામે વિરોધ દર્શાવનાર નીતિનુ જ બહાનુ બતાવે છે શકુન્તલાને મૂકવા આવનારા નિરાશ થઈને ચાલ્યા જાય છે તેઓ કહે છે કે સ્વીકારવી કે તરછોડવી એ દુષ્યન્તના સપૂર્ણ અધિકારની વાત છે અલબત કોઈ પણ કલાની કૃતિ પ્રગટ કરી દીધા પછી જાહેર વાચકવર્ગ તેનુ ગમે તેમ કરે તેને ગમે તેટલા દામ આપી ખરીદે કે તેને પસ્તીમા નાખે !

પણ એટલામાં એક અપ્સરા આવીને તેને મારીચના આશ્રમમા લઈ જાય છે ત્યાં તેને દીકરો અવતરે છે આનો અર્થ આ છે એ અપ્સરા બીજી કોઈ નહિ પણ અત્યારે પશ્ચિમમા વસતી કલાની ખરી રસજ્ઞતા છે એ ખરી રસજ્ઞતા આ કૃતિને પારખીને યુરોપમા લઈ જાય છે ત્યા તેને દીકરો આવે છે અર્થાત્ તેની બહુ સારી કદર થાય છે, તેનો ગૂઢ અર્થ સ્ફુટ થાય છે, અને તેને નોબલ ઇનામ મળે છે આ બધુ થાય છે ત્યાર પછી દુષ્યન્તને થાય છે કે અરેરે એ કૃતિ મને પહેલા આપવા આવ્યા ત્યારે તો મેં લીધી નહિ ! એ કહે છે કે

નદી આવી ત્યારે ઓળખીને પાણી પીધુ નહિ અને હવે અત્યારે મૃગતૃષ્ણિકા માટે ફવાતિયાં મારુ છુ તેનો અર્થ એ છે કે તેણે અસલ કલાની કૃતિ તો જોઈ, હવે તેના યુરોપીય ભાષાન્તર અથવા અસલ ચિત્રની છાપેલી કૃતિઓ જોઈને ગજી થવાનુ રહ્યુ! પણ નહિ નહિ! છેવટે એ અસલ કૃતિ અને નોબલ ઇનામની રકમ હિંદમા પાછા આવે છે! એટલા માટે જ એક બીજા નાટકમા કાલિદાસે કહેલુ છે કે શ્રી-સરસ્વતીનો સગમ હમેશા થજો!

* * *

એક જૂની વાર્તા છે એક કાયસ્થ એક શિવમદિરમા દર્શન કરવા ગયો ત્યાનો ઘટ જોઈ તેને વિચાર થયો કે આવડા મોટા ઘટની અહીં શી જરૂર છે, એટલે એ ઘટથી એક નાનો વેચાતો લઈ ત્યા ટાગી પેલો જૂનો ઘેર લઈ જઈ વેચી નાંખ્યો થોડા દિવસ પછી તે ફરી દર્શન કરવા ગયો ત્યા તેને લાગ્યુ કે હજી આ ઘટ જોઈએ તે કરતા ઘણો મોટો છે ફરી તે ઘટની જગાએ તેણે નાનો મૂકયો એમ દરેક વખત દર્શન કરવા જતા તેને ઘટ મોટો લાગ્યા કર્યો અને તે બદલાવીને નાનો મૂકતો ગયો છેવટે મંદિરમા ઘટને બદલે એક નાની ઘટડી રહી

એ જ પ્રમાણે બ્રિટિશ સરકાર જ્યારે જ્યારે હિદ વિશે વિચાર કરે છે ત્યારે ત્યારે તેને હિંદને આપેલા વચનો હિંદની લાયકાતના પ્રમાણમા ઘણા વધારે ઉદાર લાગે છે એટલે દરેક વિચાર કરવાને સમયે તે પોતાના વચનોને વધારે વધારે સાકડા કરતી જાય છે ૧૮૫૭ના ઢઢેરાના વચનો તો એક બાજુ રહ્યા, પણ સાઈમન રિપોર્ટ કરતા વ્હાઈટ પેપર વધારે સાકડો તે કરતા જોઈન્ટ પાર્લમેન્ટરી કમિટિનો રિપોર્ટ વધારે સાકડો, તે કરતા પાર્લમેન્ટ જે બિલ પસાર કરશે તે વધારે સાકડુ, તે કરતા વાઈસરોય તેનો અમલ કરશે તે વધારે સાકડો હશે અને વાઈસરોય કરતા ઇન્ડિયન સિવિલ સર્વિસના આપણા હિતસ્વિઓ .પણ એ આખી પરપરા કયા ગણાવવી? છેવટે સાધારણ પોલિસ અને રેવન્યુના પટાવાળા સુધી ગણાવવુ પડે! કારણકે એ પણ બ્રિટિશ સરકારના અમલદારો છે અને સરકારની નીતિ કહ્યા વિના પણ જાણી ગયેલા હોય છે! શુ હિંદના લોકોમા બુદ્ધિ નથી?!

# શ્રી અરવિંદકૃત—વિજ્ઞાનયોગ*

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

શ્રી અરવિંદના યોગમાર્ગની પાછળ રહેલા તત્ત્વજ્ઞાનનુ ટૂંકાણમા નીચે પ્રમાણે નિરૂપણ કરી શકાય

સૌથી શ્રેષ્ઠ એવા એક અધ્યાત્મતત્ત્વમાથી એક શક્તિ બહાર આવી, અને તેનામા જે કંઈ શક્તિ હતી તેને અનેક રૂપે આ વિશ્વમા વ્યક્ત કરી વિશ્વમા જે કંઈ છે તેનુ અસ્તિત્વ છેવટ તો આ શક્તિને જ આભારી છે મૂળ અધ્યાત્મશક્તિએ અમુક ઉચ્ચતમ ભૂમિકા પરથી વિશ્વનુ સર્જન કર્યું, અને ત્યારપછી જેમજેમ ઉત્તરોત્તર નીચલી ભૂમિકા પર એ સર્જનનો આવિર્ભાવ થતો ગયો, તેમતેમ મૂળભૂત શક્તિમા રહેલુ અધ્યાત્મતત્ત્વ વિસરાતુ ગયુ, તે એટલે સુધી કે આપણા આજના જીવનમા એ મૂળભૂત અધ્યાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થઈ શકે એવી શ્રદ્ધા સ્થિર થવી બહુ જ કઠિન થઈ પડી છે

મૂળ શક્તિ ચેતનમય છે એમ કહી શકાય, જોકે એનુ ચેતન કંઈ આપણી પૃથ્વી પર જડ દ્રવ્યમા વ્યક્ત થતા ચેતનના જેવુ નથી, તેમ તેની ચેતના આપણી ચેતના જેવી નથી એક દૃષ્ટિએ તો જડ દ્રવ્ય પણ મૂળભૂત શક્તિનો જ આવિર્ભાવ છે, પરતુ જડ દ્રવ્ય અને અનિષ્ટ (evil) ના અસ્તિત્વનો કોયડો આપણી સાધારણ બુદ્ધિથી કે ફિલસૂફીની મદદથી ઉકેલી શકાય તેમ નથી, માત્ર યોગદ્વારા કેળવેલી વિજ્ઞાનમય દૃષ્ટિથી એનુ જ્ઞાન થઈ શકે એમ કહેવામા આવે છે

અત્યારે આપણી પૃથ્વી પર અસ્તિત્વની ત્રણ ભૂમિકાઓ દેખા દે છે—જડ દ્રવ્ય, જીવન અને ચિત્ત દરેક ભૂમિકાના નિયમો નિયત હોય છે, અને દરકોઈ નીચલી ભૂમિકાના નિયમો તેની ઉપરની ભૂમિકાના તત્ત્વને લાગુ પડતા નથી દાખલા તરીકે, દ્રવ્યના જડ વિશ્વમા જે નિયમો પ્રવર્તે છે, તે નિયમોની મદદથી જીવનવ્યાપારોનો ઉકેલ આપણે કરી શકતા નથી, અને સાધારણ જીવનવ્યાપારોના નિયમો આપણા ચિત્તને લાગુ પડતા નથી સામાન્ય દૃષ્ટિએ દ્રવ્યથી ભરેલુ જે વિશ્વ આપણને જડ જેવુ લાગે છે, તે દ્રવ્યના ઊંડાણમા જતા આધુનિક ભૌતિક વિજ્ઞાનને પણ એમ ભાસે છે કે આપણી બાહ્ય ઇન્દ્રિયોને દેખાતુ વિશ્વ પણ કોઈ તેનાથી અતીત એવી શક્તિનો દિક્કાલના પ્રવાહમા થતો આવિર્ભાવ છે, એટલે કે જડ દ્રવ્યને લાગુ પડતા જે નિયમો છે તેનુ ખરું રહસ્ય કદાચ આપણે તેનાથી પર જઈને, જે શક્તિનો તે આવિર્ભાવ છે તેનો અનુભવ કરીએ તો જ આપણને મળી આવે આ રીતનો જો કોઈને અનુભવ થાય, અને એ જો આપણે જડ દ્રવ્યના નિયમોમા

* વિજ્ઞાનયોગ અનુવાદક · અંબાલાલ પુરાણી, પ્રકાશક · શ્રી અરવિંદ કાર્યાલય—આણંદ કિં અઢી રૂપિયા

રહેલા ખરા રહસ્યનુ નિરૂપણ કરે તોપણ કદાચ આપણી સામાન્ય સ્થૂળ બુદ્ધિ, ભૌતિક વિજ્ઞાનના દષ્ટિબિંદુની મદદથી, તે સમજી પણ ન શકે

ભિન્નભિન્ન ભૂમિકાઓના વ્યાપારો ભિન્નભિન્ન નિયમોને અધીન રહીને થયે જાય, અને એ રીતે વિકાસક્રમમા ઉત્તરોત્તર ઉચ્ચતર ભૂમિકાઓ અસ્તિત્વમા આવતી જાય—આ સત્ય આજની રૂશિયન ફિલસૂફીમા પણ સ્વીકારવામા આવ્યુ છે રૂશિયાનુ આધુનિક તત્ત્વજ્ઞાન યાન્ત્રિક જડવાદમા (Mechanical Materialism) માનતુ નથી જડ દેખાતુ દ્રવ્ય પણ એને મન અપૂર્વ શક્યતાઓથી ભરેલુ લાગે છે, અને વિકાસક્રમમા જેમજેમ અવનવા અખતરાઓને પરિણામે દ્રવ્યના નવાનવા સમૂહો અસ્તિત્વમા આવતા જાય છે તેમતેમ જૂના નિયમો ખોટા પડતા જાય છે, અને ઉચ્ચતર ભૂમિકા પર અમલમા આવતા નવા નિયમો દેખા દે છે ફેર માત્ર એટલો જ લાગે છે કે જે મૂલભૂત તત્ત્વમાથી વિશ્વની અનેક ભૂમિકાઓ અસ્તિત્વમા આવી છે તે તત્ત્વને આજની રશિયન ફિલસૂફી 'દ્રવ્ય' (matter) કહે છે, અને જૂના ૧૯મી સદીના યાન્ત્રિક જડવાદથી પોતાનુ મતવ્ય જુદુ પડે તે માટે પોતાની ફિલસૂફીને 'તત્ત્વશોધન થયા પછીનો દ્રવ્યવાદ'—Dialectic Materialism એવુ નામ આપે છે

એ મૂલભૂત તત્ત્વ એક આધ્યાત્મિક શક્તિ છે એમ આપણે જો સ્વીકારી લઈએ, તો શુ બાહ્ય વિશ્વને કે શુ જીવનતત્ત્વને કે શુ આપણા ચિત્તને જો આપણે પૂરેપુરુ સમજવુ હોય, આપણે જો જ્ઞાન મેળવવુ હોય,—તો આપણે એ શક્તિનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવો જોઈએ આપણે આટલો સ્વીકાર કરીએ તો એમ પણ ફલિત થાય કે વિશ્વના આધ્યાત્મિક તત્ત્વ કે શક્તિનો સાક્ષાત્કાર કરવો એનો અર્થ એ કે આપણા ચિત્તની ભૂમિકાથી ઊંચે રહેલી ભૂમિકાઓને અનુભવમા ઉતારવી

ઉચ્ચતર ભૂમિકાને અનુભવમા ઉતારવા માટે આપણી પાસે ઉચ્ચતર સાધન હોવુ જોઈએ માનવજાત પાસે અત્યારે શરીર, પ્રાણમય તત્ત્વ અને ચિત્ત એટલા ત્રણ સાધનો છે આ ત્રણ ભૂમિકાઓ પછી વિજ્ઞાનમય ભૂમિકા આવે છે એમ કહેવામા આવ્યુ છે વિજ્ઞાનમય ભૂમિકાનો અનુભવ કરવા માનવે વિજ્ઞાનમય ચેતનાનો વિકાસ કરવો આવશ્યક છે, એટલે કે એક નવુ સાધન કે કરણ ઉત્પન્ન કરવુ જરૂરનુ છે

આપણે માની લ્યો કે આપણી સામાન્ય ચેતના કરતા ઉચ્ચતર ભૂમિકાની ચેતનાનો અનુભવ આપણા અત્યારના કરણો કરતા ઉચ્ચતર કરણની મદદથી શક્ય છે આવા ઉચ્ચતર કરણોનો પોતામા વિકાસ કરવો, અને એ રીતે ઉત્તરોત્તર વધારે ને વધારે ઊંચી ભૂમિકાઓને પોતાના અનુભવમા ઉતારી અધ્યાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો એ ક્રિયાને આપણે યોગસાધના કહી શકીએ

સામાન્ય જીવનમા જેમ જુદાજુદા માણસો ભિન્નભિન્ન હેતુઓથી પ્રેરાઈને એક જ જાતની પ્રવૃત્તિમાં જોડાય છે, તેમ અતિમ અધ્યાત્મતત્ત્વના સાક્ષાત્કાર કરવાની બાબતમા બને એ સભવિત છે કોઈ માણસ પોતાના દુ ખનો છેવટનો ઉપાય કરવા યોગમા પડે, તો કોઈ ચિત્તની શાતિ મેળવવા, તો બીજો વળી કોઈ પોતાની અમુક મહત્ત્વાકાક્ષાને સતોષવા યોગમાર્ગ ગ્રહણ કરે તો તેમા નવાઈ ન ગણાય મૂળ અધ્યાત્મતત્ત્વ તો એક જ

છે, તોપણ ભિન્નભિન્ન હેતુથી પ્રેરાઈને માણસો જ્યારે એનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે ત્યારે દરેકના અનુભવમા વિશિષ્ટ પ્રકારનો ભેદ હેતુઓની ભિન્નતાને લઈને ઊતરી આવે એ સમજી શકાય એવી બાબત છે અધ્યાત્મતત્ત્વની ઉત્તરોત્તર ઉચ્ચ ભૂમિકાઓનો અનુભવ કરવા અને એ એક જ તત્ત્વમા ડૂબ્યા રહેવાના પ્રયોજનથી પ્રેરાઈને ભૂતકાળમા ઘણા લોકોએ યોગમાર્ગ ગ્રહણ કર્યો હતો આ પ્રયોજન ઉપરાંત શ્રી અરવિંદની યોગ-સાધનામા એક નવુ પ્રયોજન એ ઉમેરાય છે કે અધ્યાત્મતત્ત્વની ઉચ્ચતર ભૂમિકાઓનો અનુભવ કર્યા પછી પણ એ ઉચ્ચતર ભૂમિકાઓમા વસેલા સત્યોને માનવે આપણી આજની ભૂમિકામા ઉતારવાના છે એક જ અધ્યાત્મશક્તિમાથી ઉત્પન્ન થયેલા વિશ્વની વિચક્ષણતા એવી છે કે એની નિરનિરાળી ભૂમિકાઓ જાણે પોતે સ્વયમ્પૂર્ણ ( self-sufficient ) હોય એ રીતે વર્તે છે પરતુ વસ્તુત આમ નથી દરેક ભૂમિકા પર વસતા વિરોધી તત્ત્વો (આપણે તેને અહકારમય તત્ત્વો કહી શકીએ ) એ ભૂમિકા જાણે પોતે બીજી બધીથી સ્વતત્ર હોય તે રીતે તેને પ્રવૃત્ત કરે છે પરતુ બધી ભૂમિકાઓ વચ્ચે સુમેળ તો જ સધાય, કે જો—જે એક અધ્યાત્મશક્તિમાથી એ ભૂમિકાઓ અસ્તિત્વમા આવી છે, તે શક્તિને તે બધી સુસગત રીતે વ્યક્ત કરે

આપણે ઉપર કહ્યુ તેમ માણસ આજે ત્રણ ભૂમિકાઓ પર વસે છે,—શરીર, પ્રાણ અને ચિત્ત આ ત્રણ ભૂમિકાઓ વચ્ચે પણ આજે તો સુમેળ નથી—અને કદાચ જ્યા સુધી માનવ આ ત્રણે ભૂમિકાઓથી ઊંચે જઈ પોતાના તમામ પ્રશ્નોનો ઉકેલ ન કરે ત્યા સુધી એ સુમેળ શક્ય પણ નથી લાગતો ઉચ્ચતર ભૂમિકા તરફ વિકાસ કરવા માટે માનવની અત્યારની ત્રણે ભૂમિકાઓ આજે જેવી છે તેવી ને તેવી તો ઉપકારક થઈ શકે તેમ નથી—કારણ અત્યારે તો તે ત્રણેમા કેટલાએ વિરોધી તત્ત્વો રહેલા છે આ વિરોધી તત્ત્વો ત્રણે ભૂમિકામાથી નીકળી જાય, અને એક માત્ર અધ્યાત્મશક્તિની સુસગતતા જ એમા આવીને વસે, અને એ રીતે એ ત્રણેનુ જો પૂરેપૂરુ રૂપાતર થઈ જાય, તો જ માનવનો તેનાથી ઉચ્ચતર ભૂમિકા પ્રત્યેનો વિકાસ સિદ્ધ થાય વિજ્ઞાનમય ઉચ્ચતર ભૂમિકાના વિકાસને લીધે નીચેની ભૂમિકાઓનુ રૂપાતર થાય છે કે નીચેની ભૂમિકાઓનુ રૂપાંતર થવાને લીધે ઉચ્ચતર ભૂમિકાનો સાક્ષાત્કાર શક્ય બને છે એ કહેવુ અઘરુ છે યોગસાધનામાં જો અધ્યાત્મતત્ત્વનો માત્ર અનુભવ કરવા ઉપરાત તેને નીચલી ભૂમિકાઓમા પણ સ્થિર કે સ્થાપિત કરવાનો પ્રાથમિક હેતુ હોય, તો ઉચ્ચતર ભૂમિકા પરનો વિકાસ અને નીચલી ભૂમિકાઓનુ રૂપાતર એ બને વ્યાપારો એક અખડ અવિભાજ્ય યોગસાધનાના પ્રયત્નની બે બાજુઓ જ ગણાય એટલે કે આપણે એમ કહી શકીએ કે જ્યા સુધી અધ્યાત્મતત્ત્વમા ચિત્તની સ્થિતિ પૂરેપૂરી બધાઈ ન હોય, ત્યા સુધી નીચલી ભૂમિકાઓનુ સમૂળુ રૂપાતર તો ન જ થાય

વિજ્ઞાનમય ભૂમિકાનો સાક્ષાત્કાર એક નવીન સાધન કે કરણદ્વારા જ માનવ કરી શકે અત્યાર સુધી બુદ્ધિદ્વારા, વિજ્ઞાન કે ફિલસૂફીની મદદથી, માણસે વિશ્વનો કોયડો ઉકેલવા પ્રયત્ન કર્યો છે, અને માનવબુદ્ધિ મૂર્ચ્છા પામી જાય ત્યા સુધી જઈ કોઈ અગમ્ય તત્ત્વની માણસને ઝાખી પણ થઈ છે આ અગમ્ય તત્ત્વની ભેદી દીવાલને ઓળગી તેનો સીધેસીધો અનુભવ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી એનુ નામ સાધના. જેઓએ આવી શક્તિ

# (૩) હિંદમાં ગ્રામ્ય પુનઃરચનાનું કાર્ય

## મુશ્કેલીઓ

( છેલ્લા જગદ્દયુદ્ધ દરમ્યાન યુરોપનો ગ્રામપ્રદેશ ખેદાનમેદાન બની ગયો હતો. એટલે ત્યાં ગ્રામોદ્ધારની યોજનાઓ હાથ ધર્યા વિના છૂટકો નહોતો હિંદના ગામડાં તો વિનાયુદ્ધે મેદાન જેવાં સાફ થઈ ગયેલાં છે રાજતંત્રની બેદરકારીથી ખેડૂતોનું લોહી ચુસાઈ ગયું છે છતાં રાજકર્મચારીઓને એ વિષે વિચાર કરવાની ફુરસદ જ નથી એટલે આપણા નેતાઓને એ તરફ લક્ષ દેવાની જરૂર પડી છે )

આપણાં ગામડાં ભાંગી પડવાનાં બે મુખ્ય કારણો છે, રાજકીય પરતંત્રતા ને પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથેનો સંબંધ પશ્ચિમની સંસ્કૃતિના પાયા યંત્રો છે યુરોપના યંત્રોના જમાનાએ હિંદની આર્થિક ને સામાજિક રચનાને ઊથલપાથલ કરી નાખી એ પહેલાં હિંદ સમાજવાદી રાજતંત્ર ભોગવતું એમ કહી શકાય સંયુક્ત કુટુંબ દેશભરનો કાયદો હતો સમાજ કર્તવ્ય પર રચાયો હતો હક્ક માટે કોઈ પણ તકરાર ઉઠાવતું નહિ એવી તકરારની જરૂર પણ નહોતી પશ્ચિમના કલેશ અટકાવવા વ્યક્તિત્વના વિકાસની જરૂર હતી તેને બદલે એ ધૂન હિંદમાં આયાત થઈ નવા શોખથી કેટલાકના મગજ ખસી ગયા વ્યક્તિત્વની ધૂનમાં કર્તવ્યની વાત વિસરાઈ ગઈ એટલે ફરજની મહત્તા સમજ્યા વિનાના ગ્રામ્ય મગજમાં વ્યક્તિત્વનાં બીજ ઊંડાં ઊતરી ગયાં છે ( એ જ અત્યારની સાચી પરિસ્થિતિ છે )

તેથી જ નેતાઓ ચારિત્ર્ય ઉપર ભાર મૂકી રહ્યા છે પરંતુ પશ્ચિમની સંસ્કૃતિ સાથે જ ચારિત્ર્યભ્રષ્ટતાના પ્રસંગો પ્રાપ્ત થયા છે અત્યારના જમાનામાં જૂના ગુણોનાં મૂલ્યાંકન ફરી ગયાં છે એટલે અધાધૂંધી પ્રવર્તી રહી છે અત્યારે અસત્ય ચાલાકી લેખાય છે

અત્યારે સરકાર શું કરી રહી છે? હિલચાલ પ્રબળ બને છે ત્યારે તે સહેજ મચક આપે છે ને થોડાંક કામકાજની ગામડાંમાં શરૂઆત કરાવે છે ખરું જોતાં તે ઘણું કરી શકે તેમ છે વ્યક્તિઓ કે મંડળ પાસે સરકારી સત્તા નથી ગ્રામ્ય પુનઃરચનાના કાર્યમાં આ એક મોટી મુશ્કેલી છે ગામડિયાનો પુનરુદ્ધાર કરવા વાણીસ્વાતંત્ર્ય જોઈએ, કામકાજની છૂટ જોઈએ અત્યારે તો વ્યક્તિસ્વાતંત્ર્ય પર કાપ મુકાયો છે હિંદીઓ વિરુદ્ધ હિંદી જ ઊભા કરવામાં આવ્યા છે સરકાર વિદેશી હોવાથી ઘણી સીલ્લોનો તેને ખોટો ડર છે ગ્રામ્ય જનતાને યથાર્થ ભાન મળે તો તે સમગ્ર વસ્તુસ્થિતિ પારખતાં શીખે એ તેનો મુખ્ય ભય છે એટલે સારા કામ માટે પણ ગ્રામ્ય મત કેળવાય તેથી એ ડરે છે અગ્નિ જ એમનાથી દૂર રાખવામાં આવ્યો છે અગ્નિ હોય તો આગ લાગે ને? પણ અગ્નિની આવશ્યકતા જ ક્યાં જણાય છે ગ્રામ્યપ્રવૃત્તિની શરૂઆતમાં અમલદારો તેને પોતાનો ધમકાવે છે, પરંતુ ન જરા જેટલા માટે છે કે પોલીસ ને આપણા જ માણસો મારફતે આડખીલીઓ ઊભી કરી દેવામાં આવે છે સ્વરાજ્ય વિના આ પરિસ્થિતિનો અંત જ આવવાનો નથી

પરદેશના પવનથી હિંદને પણ પલટાવું પડ્યું છે જૂની રૂઢિ છોડી નૂતન હિંદે બહાર ડોકિયું કરવું જ જોઈએ અમૂલ્ય ફેરફારો તેણે સમજપૂર્વક વધાવી લેવા જ જોઈએ તો જ તે ઉન્નત મસ્તકે ઊભું રહે લગ્નના આદર્શો પલટાવા જ ઘટે સ્ત્રીએ ઘરબહાર નીકળતાં શીખવું જ જોઈએ પડદા જવા જોઈએ સ્ત્રીએ પુરુષનું પ્રકૃતિમય અર્ધાંગ બની રહેવું જોઈએ પરંતુ એ માટે છૂટાછેડા કે વરવિક્રય પોષવાના નથી. વ્યભિચારને શુદ્ધ પ્રેમ

મનાવવાનો નથી માત્ર સત્ય વ્યક્તિત્વ જ ખિલવવાનું છે ઊંચા ચારિત્ર્યની, ઊંચા આત્મભોગની હિંદને જરૂર છે

ઉદારતા, કાયદા ને મરજિયાત સહકારથી આ કાર્ય સિદ્ધ થશે દાનધર્મ બધે જ અપનાવાય છે કાયદા ઘડવાનું કાર્ય કપરું છે, શક્ય છે ત્યા યોગ્ય વ્યક્તિઓનો અંકુશ નથી ત્રીજુ મુશ્કેલ છે, કારણ કે સરકાર લોકો દિલ ખોલીને મળે એ ઇચ્છતી નથી

ગ્રામ્ય પુનરચનાના કાર્યક્રમની સફળતા માટે બે વસ્તુઓની ખાસ જરૂર છે યોગ્ય કાર્યકર્તાઓ ઊભા કરવા જોઈએ એવા કાર્યકરો મળે તો તેમને પોષવા ને તેમના કાર્યનો વેગ આપવા નાણાની જરૂર પડે તે શ્રીમત વર્ગે ધાર્મિક દૃષ્ટિએ ઉદારતાથી પૂરા પાડવા કમર કસવી જોઈએ સરકારના ટેકાની તો બિલકુલ આશા રાખવાની છે જ નહિ, પરન્તુ કોઈ પણ કેન્દ્રસ્થાન વિકાસ પામે ત્યારે સરકારી વિરોધનો સામનો કરવા તૈયારી રાખવી ઘટે છે એવી પરિસ્થિતિમા શ્રીમતો પણ ભય પામી પૈસા આપતા અટકી જાય છે, છતાય પૈસાની તાણ નહિ પડે એમ માની લઈએ તોપણ ગ્રામોદ્ધારનુ કામકાજ ધીમુ જ ચાલવાનુ ને ઘણીવાર નિરાશાજનક નીવડવાનું પરતુ એ નિષ્ફલતામાથી આપણને વિજય મળવાનો છે એ વાત વિસરવા જેવી નથી *

## (૪) મંગળમાં ચેતનસૃષ્ટિ નથી

મંગળ પર ચેતનનુ અસ્તિત્વ નથી છતા જે છે તે આપણે ધારીએ તે કરતા પણ અમૂલ્ય ને વિરલ છે મગળ મૃતપ્રાય થતી દુનિયા છે પાણી ને પ્રાણવાયુનો જથો ત્યા ઘણો જ ઓછો છે સૂર્યના સપાટાથી તે નિરતર ઘટતો જાય છે એટલે ચેતનસૃષ્ટિ ત્યા નભી શકે એમ છે જ નહિ

સૂર્યની છેક જ નજીક આવતાં મગળ પરની ગરમી ૬૦ ડિગ્રી ફેરેન્હીટ થવા જાય છે સૂર્યથી અતિમ અતરે હોય છે ત્યારે એની ટેમ્પરેચર ૦ હોય છે ચાલીસ કે તેથી ઓછી ડિગ્રીની ગરમી તેની શ્યામ બાજૂની લેખાય છે ચોવીસ કલાકમા ગ્રહ ધરીની આસપાસ ફરી રહે છે તે દરમ્યાન તેની સપાટીની ગરમીમા ખૂબ જ ફેરફારો થયા કરે છે

આવા વાતાવરણને લીધે મગળ ગરમ જલદી થાય છે તેમ ઠડો પણ જલદી પડી જાય છે પૃથ્વીના પટ પરનુ કોઈ પણ રણ એની પરિસ્થિતિ ભોગવતુ નથી

એની ધરીના બન્ને છેડે બરફના ટોપ છે તે ખૂબ જ ફેરફારો અનુભવે છે ને તે દ્વારા મગળ પરની ઋતુઓ નિર્માણ છે ગ્રીષ્મમા તેમનુ કદ ઘટી જાય છે જ્યારે શિશિરમા તે સ્વાભાવિક વધે છે આવા પલટાઓને લીધે એ ટોપ જો અસ્તિત્વ ધરાવતા હોય તો ઘણા જ પાતળા હોવા જોઈએ એવી માન્યતા બધાય છે

મગળની સપાટી ઉપર જાળીની ગૂથણી હોય એવુ દશ્ય જણાય છે કેટલાક ખગોળશાસ્ત્રીઓ એને પાણી લઈ જવા લાવવાના ત્યાના મનુષ્યોએ નિર્મેલા માર્ગો કલ્પે છે દડા પ્રદેશમાથી એ નહેરો ગરમ પ્રદેશ તરફ વળે છે એવો નિરધાર કરે છે એના વિષુવવૃત્તના પ્રદેશમા પીળા ધાબા જણાય છે પાનખર નજીક આવતા તે વધારે ને વધારે સ્પષ્ટ બને છે એથી ઘણા ખગોળવેત્તાઓ તેને ભાજીપાલાનુ વાવેતર કલ્પે છે, અને ઉપર જણાવેલી નહેરોનો આ વાવેતર સાથે સબધ સાધે છે

* Rural Reconstruction Work in India, by S Lakshminarayan Sahu, The People, October, 1934

## (૫) લાગણીપ્રધાન લોકટોળાં

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં ઈસ્વીસન ૧૮૮૯ પછી પાંચેક હજારના પ્રાણ લોકોના લાગણીવશ બનેલા ટોળાંએ લીધા હશે, પરંતુ તેમના ઘણાખરા પાછળથી નિર્દોષ પુરવાર થયા છે

આવા પાંચમાંથી ઓછામાં ઓછા એક પર તો અયોગ્ય શારીરિક સંબંધનો આરોપ હોય છે જ એમ પ્રોફેસર લેપી જણાવે છે આવા પ્રાણદંડમાં લોકોની ક્ષણિક ઘેલછા જ કારણભૂત હોય છે સામાન્ય રીતે એક વાત ગળે ઊતરે તેના કરતાં આવા ઘેલછાના પ્રસંગોએ એવી વાત ત્રણગણી ઝડપે સ્વીકારાય છે, એવું અમેરિકન યુનિવર્સિટીના સપ્રમાણ સિદ્ધ કરવામાં આવ્યું છે સામાન્ય સારી કેળવણીવાળા બસો માણસોમાંથી લગભગ સવાસો માણસો આવા ટોળામાં ભળતા કે તમાશો જોવા દોડી જશે એમ પુરવાર થયું છે *

## (૬) સ્વરાજ્યથી છેક જ ઊલટો કોમી ચુકાદો

સ્વરાજ્ય એટલે લોકોનું પોતાનું રાજ્ય અગર તો તેમણે ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓનું રાજ્ય પુરાતન કાળમાં તમામ નગરવાસીઓ ભેગા મળતા ને રાજ્યતંત્ર ચલાવતા અર્વાચીન દેશી રાજ્યોમાં લોકોનું રાજ્ય લોકો માટે છે, પરંતુ લોકોદ્વારા નથી પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં એ તંત્ર મુકાયેલું હોય છે પરંતુ કોમી ફેંસલા નીચે મધ્યસ્થ ને પ્રાંતિક ધારાસભાઓમાં કાયદાથી નક્કી કરેલા બહુમતીના પક્ષોમાં, મદ્રાસ ને સંયુક્ત પ્રાંતોમાં છે તેમ, કાં તો હિંદુઓએ જ ચૂંટેલા હિંદુઓ હશે, અગર તો, પંજાબ ને સરહદ પ્રાંતોની પેઠે, મુસલમાનોએ જ ચૂંટેલા મુસલમાનો હશે, અથવા, બંગાળાની માફક, મુસલમાનોએ ચૂંટેલા મુસ્લિમો અને યુરોપિયનોએ ચૂંટેલા યુરોપિયનો હશે એટલે સમસ્ત હિંદમાં કે પ્રાંતોમાં પ્રતિનિધિત્વવાળું જવાબદાર સ્વરાજ્યતંત્ર નહિ હોય ત્યાં તો, બધીય કોમોના મતદારોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓનું નહિ પણ અમુક કોમના મતદારોના પ્રતિનિધિઓનું એટલે કાયદાથી નિશ્ચિત થયેલી કોમી બહુમતીનું તંત્ર હશે મુસ્લિમ બહુમતીવાળા પ્રાંતોમાં બહુમતીનો એક પણ પ્રતિનિધિ એક પણ બિનમુસ્લિમ મતદારના મતથી ચૂંટાયલો હશે નહિ હિંદુ બહુમતીવાળા પ્રાંતોમાં એક પણ બહુમતીપક્ષનો પ્રતિનિધિ મુસ્લિમ કે ખ્રિસ્તીઓએ ચૂંટી મોકલેલો હશે નહિ અને એવા બહુમતીવાળા પક્ષો પણ કેવળ સાચા રાજ્યકર્તા હશે નહિ એ લોકો તો નામના જ રાજ્યકર્તા કહેવાશે એમનું તંત્ર તો માત્ર દેખાવનું જ રહેશે, કારણ કે ખરી સત્તા તો હિંદી વજીર, ગવર્નર જનરલ કે પ્રાંતોના ગવર્નરો અને સામાન્યતઃ સિવિલ નોકરશાહીને હસ્તક જ રહેશે એ પોતાની ચોક્કસ જ સાચી સત્તા ભોગવશે

પ્રાતિનિધિક ને જવાબદાર રાજ્યતંત્રનું મૂળતત્ત્વ એટલું જ હોય છે કે આજની લઘુમતી પોતાના પ્રતિસ્પર્ધીઓના વિચારો પલટાવી કે બીજાં કોઈ કારણોથી કાલે બહુમતી બની શકે છે આ રીતે દરેક પક્ષને પોતાના ડહાપણ, શક્તિ ને જાહેર હિતની ધગશનો પરચો બતાવવાની ચોક્કસ તક મળે છે વળી સત્તા પર આવેલા પક્ષમાં ફેરફાર થવાના સંભવથી તેને રાજ્ય તંત્રની પોતાની જવાબદારીનો સંપૂર્ણ ખ્યાલ આવે છે ને આપખુદ, અનિયંત્રિત કે ખોટી રીતે કે પ્રજાહિતો ઉપર સજ્જડ કાપ પડે છે પરંતુ જો કોઈ પણ રાજ્યધારણ

* Gleanings, Free Press, 18th October, 1934.

ધાર્મિક કોમને કોમ તરીકે સ્થાયી સત્તાધારી બહુમતી બનાવી દે તો તે દ્વારા દેશને પ્રજાકીય અને જવાબદાર રાજ્યતંત્ર મળી શકે નહિ ને ઉપર ગણાવેલા તમામ લાભો નિરર્થક બને એટલે કોમી ચૂકાદાથી પ્રજાકીય ને જવાબદાર રાજ્યતંત્રનુ મૂળતત્ત્વ કેવળ નાબૂદ થાય છે પરિણામે જો તે અમલમા મુકાય તો હિંદને એવા રાજ્યતંત્રથી મળનાર તમામ ફાયદા હવામા ઊડી જાય

સંયુક્ત મતદારમંડળોની યોજનામા મધ્યસ્થ ને પ્રાંતિક ધારાસભાઓની બહુમતી ગમે તે ધાર્મિક પંથ, કોમ યા વિભાગની હોય તોય એમ કહી શકાય કે દરેક કોમની પ્રજાએ તેમની ચૂંટણીમા ભાગ લીધો હોવાથી એ ચૂંટણી માટે તે જવાબદાર છે એ જ પ્રમાણે આ પ્રતિનિધિઓ પણ એ મતદારો તરફની પોતાની જવાબદારી સમજે ને એમના દરેક લાભ સાચવવા પ્રયત્ન કરવાની પોતાની ફરજ સમજે

જુદા મતદારસંઘોની યોજનામા કેટલીકવાર એવુ પણ બને કે બહુમતી માત્ર હિંદુઓએ અગર તો બિનમુસ્લિમ કે બિનખ્રિસ્તીએ ચૂંટી કાઢેલી જ નીવડે, કેટલીકવાર તે મુસ્લિમોએ જ ચૂંટી કાઢેલી નીવડે, અને બંગાળ જેવા કેટલાક પ્રાંતોમા એ બહુમતી મુસ્લિમો કે મુસ્લિમને યુરોપિયનોએ ભેગી ચૂંટી કાઢેલી નીવડે વળી બ્રિટીશ હકૂમત તો રહેવાની જ છે, એટલે હિંદના દરેક પ્રાંતનુ રાજ્યતંત્ર લોકોના દરેક પક્ષ જેને જવાબદાર ન હોય ને જે જાતે એવા પક્ષોને જવાબદાર ન હોય ને તેથી એમનુ હિત હૈયે ધરતા ન હોય એવા પ્રતિનિધિઓની બહુમતીદ્વારા વિદેશી નોકરશાહીના હાથમા રહેશે આ પરિસ્થિતિ બિલકુલ ઇચ્છવા યોગ્ય નથી એ નથી સ્વરાજ્ય કે નથી જવાબદાર રાજ્યતંત્ર મોટે ભાગે બ્રિટીશ એવી વિદેશી નોકરશાહીનુ એ રાજ થશે, ને તે પ્રજાના પક્ષોને ચૂંટવાની નિસબત ન હોય એવી બહુમતીથી રાજ્ય કરશે

કોમી ચૂકાદો હિંદુઓનુ છેક અપમાન થાય એટલો અન્યાયી છે એમ આથી કહેવાનુ નથી હિંદુઓને કોમી ફેસલાથી ન્યાય મળ્યો હોત તોપણ વિભક્ત ને કોમી કે વર્ગના મતદારમંડળો એક મહાન અનર્થ તરીકે અસ્તિત્વ ધરાવત ને રાષ્ટ્રે તેને જડમૂળથી નાબૂદ કરતા સુધી લડી લેવાનુ જ રહેત

કોમી ચૂકાદાનું ભયંકર પણ સાચુ સ્વરૂપ સમજવાની ખાસ જરૂર છે ને તેથી બધાગ્રહપૂર્વક તેનો મજબૂત સામનો કરવાની અગત્ય ઊભી થઈ છે *

## (૭) ફેસીઝમથી ઇટલી આબાદ થયું છે ?

**ફેસીઝમમાં** રસ લેનારે નીચેની અગત્યની વીગતો પર ખાસ ધ્યાન આપ્યા સિવાય છૂટકો નથી દરેક દેશ આર્થિક મંદી ભોગવી રહ્યો છે એમ બહાનુ કાઢી આ આંકડા ઉડાવી દેવાય તેમ નથી ઝીણવટથી તપાસ કરીશું તો આપણને સમજાશે કે ફેસીસ્ટ આગેવાનો ગમે તેવી બડાશો મારે છતાય ઇટલી ખોટના ખાડામા ઊતરી ગયુ છે, બીજા દેશો કરતા એની પ્રજાને ઓછુ વેઠવુ પડ્યુ નથી

આર્થિક સલામતી અદૃશ્ય થઈ છે ફેસીઝમ સત્તામા આવ્યુ તેના આગલા વર્ષમા એટલે ઇસ્વી સન ૧૯૨૨મા નાદારીનો સરાસરી આંકડો માસિક ૩૨૧ હતો ૭ વર્ષ પછી

* Utter Incompatibility of Communal Decision & Self Rule, by Ramanand Chatterjee, Modern Review, October, 1'34.

એટલે ૧૯૨૮મા એ માસિક આકડો વધીને ૯૭૦ થયો દશ વર્ષના ફેસીસ્ટ રાજ્યમા એટલે ઈસ્વી સન ૧૯૩૨મા તે ૨,૦૦૩ પહોચ્યો એટલે ૧૯૨૨ના આકડા કરતા તે દશગણો વધી ગયો ઈસ્વી સન ૧૯૩૨ની નાદારીઓનો આકડો ઇગ્લડના આકડા કરતા પાચગણો વધારે હતો ઈસ્વી સન ૧૯૨૧મા નાદારીઓનો વાર્ષિક આકડો ૧૮૯૬ હતો તે ઈસ્વી સન ૧૯૩૩મા વધીને ૨૧,૩૦૮ થયો હતો

ઈસ્વી સન ૧૯૨૨મા ભરપાવા ન થયેલી પ્રોમિસરી નોટોની સખ્યા ૩,૦૬,૭૦૩ હતી તે વધીને ઈસ્વી સન ૧૯૩૧મા ૧૬,૬૩,૭૧૬ થયો ઈસ્વી સન ૧૯૨૩મા ઈટલિયન રેલ્વેમા ૧૦,૦૧,૪૫,૦૦૦ ઉતારુઓએ મુસાફરી કરી હતી. ઈસ્વી સન ૧૯૨૫ સુધીમા ૭૨૦ માઈલની રેલવેમા વીજળીની શક્તિનો ઉપયોગ કરવામા આવ્યો છતા ઈસ્વી સન ૧૯૩૨મા ઉતારુઓની સખ્યા ૮,૦૨,૭૨,૦૦૦ ની થઈ ગઈ જે વીસ ટકાનો ઘટાડો સૂચવે છે વ્યાપાર વધારવા જાહેર કામકાજ પાછળ સારી પેઠે પૈસા ખરચાતા હતા, ત્યારે પણ ઈસ્વી સન ૧૯૩૨મા ૪,૪૫,૪૦,૦૦૦ ટન વ્યાપાર હતો તે ઘટીને ઈસ્વી સન ૧૯૩૩મા ૩,૬૯,૭૦,૦૦૦ ટન થઈ ગયો ઈસ્વી સન ૧૯૨૨મા કર ન ભરવાને કારણે ૧,૩૫૭ મિલકતો હરાજ થઈ જવા પામી હતી જ્યારે ૧૯૩૧મા એ આકડો ૮,૧૯૦ સુધી વધી ગયો હતો

ઈસ્વી સન ૧૯૩૨–૩૩ના અદાજપત્રમા ૬૦ કરોડ લાયર શસ્ત્રાસ્ત્રો ખાતે જુદા કાઢવામા આવ્યા હતા ઈસ્વી સન ૧૯૩૧–૩૨ના કરતા એક અબજ આઠ કરોડ રૂપિયા જાહેર હિતના કામકાજમા ઓછા ખર્ચવામા આવ્યા હતા ફેસીઝમ સત્તા પર આવ્યુ ત્યારથી કરવેરા દોઢગણા વધ્યા છે લડાઈની શરૂઆતના વર્ષોમા એટલે ઈસ્વી સન ૧૯૨૦–૨૧ ને ૧૯૨૧–૨૨મા અદાજપત્રોમા અનુક્રમે ૧૭ અબજ ૪૦ કરોડ ને ૧૫ અબજ ૭૦ કરોડ લાયરની ખોટ હતી તે ભૂસી નાખવાની કળામા મુસોલિની ગૌરવ ધરાવે છે, પરતુ નવી મદીના ઝોકમા પાછો ખોટનો ખાડો વધવા જ માડ્યો છે ઈસ્વી સન ૧૯૩૩–૩૪મા તે આઠ અબજેએ પહોચશે ઈસ્વી સન ૧૯૨૮મા લાબી મુદતનુ કુલ દેવુ ૮૪ અબજ ૮૦ કરોડ લાયર હતુ તે વધીને ઈસ્વી સન ૧૯૩૪ના ફેબ્રુઆરીમા ૯૨ અબજ ૭૦ કરોડ લાયર થવા પામ્યુ છે ઈસ્વી સન ૧૯૨૮મા ચાલુ દેવુ એક અબજ ૬૧ કરોડ ૮૦ લાખ લાયર હતુ તે ઈસ્વી સન ૧૯૩૪ના ફેબ્રુઆરીમા વધીને ૯ અબજ ૮૭ કરોડ ૪૦ લાખ લાયર થયુ છે અત્યારે કુલ પ્રજાકીય દેવુ ૯૮ અબજ ૨ કરોડ ૯૦ લાખ લાયર છે આ દેશની કુલ ખાનગી મિલકતના લગભગ ચોથા ભાગ જેટલુ થયુ છે

નીચેના આકડાઓ ઘટતી આબાદી દર્શાવે છે

મિલકત વિરુદ્ધના ગુનાઓ ઈસ્વી સન ૧૯૩૧મા ૨,૫૬,૩૯૫ હતા તે ૧૯૩૨મા ૩,૦૪,૯૦૯ થવા પામ્યા હતા મુખ્યત્વે ખોરાક માટેની નાનીનાની ચોરીઓના ગુનાઓનુ પ્રમાણ વધ્યુ હતુ જન્મસમયની ખોડખાપણથી અગર તો અવિરામને લીધે બાલમરણપ્રમાણ ઈસ્વી સન ૧૯૨૬મા ૨,૯૩૩ હતુ તે વધીને ૧૯૩૧મા ૪,૩૪૦ થયુ હતુ આ લગભગ ૪૮ ટકાનો વધારો ગણાય ઈસ્વી સન ૧૯૨૭મા ૩૪,૭૦,૦૦૦ ક્વીનટલ ખાડ વપરાયેલી પણ ૧૯૩૨મા તે વપરાશ ઘટીને ૨૯,૯૫,૦૦૦ થઈ જવા પામી હતી એટલે માથાદીઠ એ વપરાશ પદર પાઉડ હતો, જ્યારે ગ્રેટબ્રિટનમા માથાદીઠ ૯૮ પાઉડનો વપરાશ હતો. ઈસ્વી સન ૧૯૨૬મા ૨,૯૫,૦૦૦ ટન મીઠુ વપરાયેલુ પણ ઈસ્વી સન ૧૯૩૨માં માત્ર

૧,૭૮,૦૦૦ ટન જ વપરાયેલુ ઇસ્વી સન ૧૯૩૨મા કોલસો ૧૯૨૯ કરતા ૫,૮૦,૦૦૦ ટન ઓછો વપરાયો હતો

પગાર ને મજૂરીના દર પણ ઘટતા જ આવેલા છે ઇસ્વી સન ૧૯૨૧ કરતા અત્યારે પગાર ને મજૂરી ૩૫ થી ૫૦ ટકા ઘટી જવા પામ્યા છે ૧,૮૩,૦૦૦ ચોખા લણનારની મજૂરી ૧૯૩૧માં લવાદના ફરમાનથી દિવસના ૭૨ કે ૫૫ સેન્ટ ઘટાડી નાખવામા આવી પરતુ ઇસ્વી સન ૧૯૨૭ પછી જીવનનિભાવખર્ચમા માત્ર ૧૫.૭૩ ટકા જ ઘટાડો થયો છે* એટલે ખરીદશક્તિ ને જીવનનિર્વાહના ધોરણમા વિશાળ ઘટાડો સૂચવે છે ઇટલી ને બ્રિટનની સરખામણી કરીએ તો ઇટલીમા મજૂરીના દર ઇસ્વી સન ૧૯૨૮ થી ૧૯૩૨ સુધીમા ૧૪ પોઇન્ટ ઘટ્યા જ્યારે બ્રિટીશ મજૂરીના દર પર પોઇન્ટ વધ્યા છે આર્થિક રાષ્ટ્રીયત્વને લીધે ૨૦,૧૮,૫૦,૦૦૦ બુશલ ઉત્પન્નથી વધી ઇસ્વી સન ૧૯૩૩મા ઘઉંનુ ઉત્પન્ન ૨૯,૩૬,૦૦,૦૦૦ બુશલ થવા પામ્યુ હતુ. છતા સામાન્ય જનતા ગરીબાઈને લીધે ખોરાક ખરીદી ન શકવાથી ઘઉંનો વપરાશ ઇસ્વી સન ૧૯૨૯ના જુલાઈની ૩૧મા ૨૯,૩૬,૦૦,૦૦૦ બુશલ હતો તે ઘટીને અત્યારે ૨૨ કરોડ બુશલ થઈ જવા પામ્યો છે બાકીની પેદાશ બહારના દેશોમા વેચવા સરકાર પ્રયાસ કરી રહી છે *

રમણીકલાલ દલાલ

## (૮) હિંદી રાષ્ટ્રીય સભા

આ સભાના વાર્ષિક અને ખાસ અધિવેશનો ૧૮૮૬થી આજ સુધીમા બાવન થઈ ગયા છે, તેમા ૧૯૩૨ તથા ૧૯૩૩ની સાલની ગેરકાયદેસર સભાઓનો સમાવેશ થાય છે. આ બાવન અધિવેશનોમા —

૨૮ હિંદુ નેતાઓ ૩૩ સભામા પ્રમુખ થયા હતા, પાચ જણા બે વખત થયેલા.

૮ મુસ્લિમ નેતાઓ ૮ સભામા પ્રમુખ થયેલા

૫ અગ્રેજો ૬ સભામાં પ્રમુખ થયેલા

૩ પારસીઓ ૫ સભામા પ્રમુખ થયેલા

તેમા શ્રી દાદાભાઈ નવરોજી ત્રણ વખત પ્રમુખપદ પામ્યા હતા

આ સખ્યામા ત્રણ સ્ત્રીઓનો સમાવેશ થાય છે, મિસીસ બિસેંટ, મિસીસ નાયડુ અને મિસીસ સેનગુપ્ત

એ લક્ષમા લેવા જેવુ છે કે લોકમાન્ય ટિળક, બિપિનચદ્ર પાલ અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ જેવા મહાન પુરુષો પ્રમુખ થયા નહોતા.

આ મહાસભા મુબઈ ઇલાકામા ૧૩ વખત મળી છે

સ્વાગત સમિતિના પ્રમુખો થયેલા એવા ૪૮માથી માત્ર ૬ વ્યક્તિઓ ૮ સભામાં પ્રમુખ તરીકે ચુટાયેલી

સુ મ.

## (૯) પ્રજાસંઘમાં રશિયા સામિલ

રશિયા જીનિવાના પ્રજાસંઘનુ સભ્ય બન્યુ છે લીગના સભાસદ તરીકે બીજા જે દેશો છે તે બધા ધનિકોના પ્રભુત્વવાળા દેશ છે, અને જે દેશોનુ લીગમા પ્રભુત્વ છે

* Modern Review, October, 1934 Has Italy prospered under Facism ?

તેઓ સામ્રાજ્યવાદી ધનિક પ્રભુત્વવાળાઓના દેશ છે રશિયા મજૂરોના પ્રભુત્વવાળો દેશ છે લીગના જે અધિવેશનમા રશિયાને તેના સભ્ય તરીકે માન્ય કરવામા આવ્યુ છે, તેમા રશિયાના પ્રતિનિધિ લિટવિનોફે કહેલુ

"પોતાનુ કઈ વિશેષત્વ તજી દીધા વગર તથા પોતાનુ વ્યક્તિત્વ અતૂટ રાખીને, નૂતન આર્થિક તથા સામાજિક વ્યવસ્થાના પ્રતિનિધિસ્વરૂપે રશિયા લીગમા દાખલ થયુ છે, અને જગતમા શાતિ સ્થાપવા માટે મહાજાતિસમૂહની મત્રીસભામા પોતાની શક્તિ અને પ્રભાવ અનુભૂત કરવાનુ એ સ્વીકારે છે"

લીગે નાનીનાની કેટલીક જાતિઓના ઝગડા મટાડીને યુદ્ધનુ નિવારણ કર્યું છે, એ સ્વીકાર્ય છે કિન્તુ પરાક્રમશાળી જાતિઓ (જેવી કે જાપાન)ની વખતે કઈ કરી શકયુ નથી તે ઉપરાત સામ્રાજ્યવાદ એ વસ્તુ જ યુદ્ધને માટે પ્રસ્તુત થવાની એક પ્રકારની વ્યવસ્થા છે સામ્રાજ્યવાદી દેશસમૂહની સરકારો સામ્રાજ્યવાદનો ત્યાગ કરી જો પોતપોતાના સામ્રાજ્યના દેશોને સ્વશાસક કરી દે, તો તેમ થતા જગતમા શાતિ સ્થાપિત થઈ શકે નહિ તો કોઈ શક્તિશાળી દેશ બીજા કોઈ દેશને જીતીને સામ્રાજ્ય સ્થાપન કરવા જશે ત્યારે લીગના ચાલકો યુદ્ધની વિરુદ્ધ શાતિ સ્થાપવાની વકીલાત કરવા જશે, તો તે વખતે જ તે શક્તિશાળી દેશ બોલી ઊઠશે "આપે તો પહેલાપહેલા યુદ્ધ કરીને પોતપોતાનુ સામ્રાજ્ય જમાવી દીધુ છે હવે અમારા આ કામમા શુ મોઢે અટકાવ કરવા આવો છો? પહેલા આપના સામ્રાજ્યના દેશોને સ્વાધીનતા આપો તે પછી અમને ઉપદેશ દેવા આવજો" જાપાન જે ચીનના સાધારણ તત્રના મચૂરિયા વગેરે બૃહદ્ ભૂખડનો ગ્રાસ કરી ગયુ છે, તે કોઈનો પણ નિષેધ માનતુ નથી તેની પાછળ ઉપર્યુક્ત મનોભાવ જ રહેલો છે

રશિયા લીગના બીજા બધા શક્તિશાળી રાષ્ટ્રોને સામ્રાજ્યવાદનો ત્યાગ કરાવી શકશે ખરુ? નહિ કરાવી શકે તો શાતિ સ્થપાશે નહિ રશિયા બીજાઓનો સામ્રાજ્યવાદ ત્યાગ ન કરાવી શકે ને જો પોતે જ સામ્રાજ્યવાદી થઈ પડે, તો તેનો લીગપ્રવેશ સુફલદાયક થશે એમ લાગતુ નથી

## (૧૦) લીગનાં સભ્ય ભારતવર્ષ અને રૂશિયા

પ્રજાસઘની એક કાર્યનિર્વાહક સમિતિ છે, તેનુ નામ લીગ કાઉંસિલ તેની સભ્ય સખ્યા પદર છે એ પદરમાથી પાચ આસનો કાયમના બ્રિટન, ફ્રાન્સ, ઈટલી, જર્મની અને જાપાનને આપેલાં છે જાપાને લીગનો ત્યાગ કરવાથી એક આસન ખાલી છે, તે રશિયાને દેવામા આવ્યુ છે અર્થાત લીગનુ સભ્ય થતા જ તે કાયમનુ લીગ કાઉંસિલનુ પણ સભ્ય થશે, એ શરતથી જ તે સભ્ય થયુ છે

બીજી બાજૂએ ભારતવર્ષ લીગ સ્થાપનાની તારીખથી જ લીગનુ સભ્ય છે કિન્તુ આજ પર્યંત લીગ કાઉંસિલના કાયમના સભ્ય થવાનુ તો દૂર રહ્યુ પણ, એક વર્ષને માટે અસ્થાયી સભ્ય પણ તેને બનાવવામા આવ્યુ નથી પોતાનો એક મત વધારવાને માટે ગ્રેટ-બ્રિટને મુખથી જ ભારતવર્ષને સભ્ય બનાવ્યુ છે કિન્તુ કાઉંસિલ સભ્યોની મર્યાદામા પરાધીન ભારતવર્ષ ઉન્નત થાય એવુ ગ્રેટબ્રિટન ઇચ્છતુ નથી નહિ તો ગ્રેટબ્રિટન પ્રસ્તાવ કરે તો અનત' એકવાર પણ ભારતવર્ષ કાઉંસિલનુ અસ્થાયી સભ્ય બની શકત

રશિયાની સ્વાધીનતા અને પરાક્રમ તથા ભારતવર્ષની પરાધીનતા અને દુર્બળતા એ લીગમા રશિયા અને ભારતવર્ષની મર્યાદાની ભિન્નતાના કારણ છે.

## ભારત સંબંધી લીગનો વ્યહુવાર

લીગનો વાર્ષિક ખર્ચ જે થાય છે તેને ૧૦૧૩ ભાગોમા વિભક્ત કરવામાં આવે છે દરેક ભાગને યુનિટ અથવા એકમ કહેવામા આવે છે શક્તિ, મર્યાદા, ધનવાનપણુ વગેરેનો વિચાર કરી એક એક રાષ્ટ્ર સભ્યને કેટલાક રૂપિયા આપવા પડે છે ભારતવર્ષ ૫૬ યુનિટ આપે છે ભારતવર્ષથી વધારે યુનિટ આપનાર ફક્ત પાચ જ દેશ છે તેથી કેવળ ભારતવર્ષની વિશાળતા અને લોકસખ્યાના પ્રમાણના હિસાબે નહિ, પણ તેણે આપેલા રૂપિયાના હિસાબે પણ, તેનો લીગ કાઉન્સિલના સભ્ય હોવાનો દાવો, પેસા વધારે પૈસા આપનાર ફક્ત પાચ જ દેશોની પછી આવે છે પણ સસ્કૃત વાકયમા કહ્યુ છે કે "ઽઽિદ્રદોષો ગુણરાશિનાશી" એ રીતે જ કહી શકાય, કે પરાધીનતાના દોષમા અન્ય બધા ગુણ વા યોગ્યતા ખડિત થઈ જાય છે

લીગ ભારતવર્ષ પ્રત્યેના અનેક કર્તવ્યો કરતુ નથી, તે અનેકવાર કહ્યુ છે ૧૯૨૬ સાલમા લીગના નિમત્રણથી જીનિવા ગયા બાદ, મે જ એ બાબત તરફ સૌથી પહેલા સર્વસાધારણનુ ધ્યાન દોરેલુ એમ લાગે છે લીગના એક અવિચારની વાત કરીથી કરુ છુ

લીગના ખર્ચના ૧૦૧૩ યુનિટ પૈકી ૫૬ યુનિટ અર્થાત્ સેંકડે સાડા પાચ ટકા કરતા કંઈક વધારે ભારતવર્ષ આપે છે તેથી લીગના તાબાની નોકરીના સેકડે સાડા પાચ ટકા ભારતીય લોકોને મળે એ ન્યાયત ઉચિત લેખાય કિન્તુ ૭૦૦ની અદર ભારતવાસી કાયમના ૬ અને કામચલાઉ ( અસ્થાયી ) ૩ નિયુક્ત થયેલા છે ફક્ત કાયમની નોકરી જ ગણતરીમા લેવા યોગ્ય લેખાય તે હિસાબે ભારતવાસી સેકડે એક પણ નોકરી ( જગા ) પામતા નથી જો અસ્થાયી ત્રણને પણ ગણતરીમા લઈએ તો ભારતવાસી સેકડે ૧ ૩ ટકાથી પણ ઓછા નોકરી પામેલા છે, અને રૂપિયા આપે છે સેકડે સાડા પાચ ટકાથી પણ વધુ તે ઉપરાત એક બીજી વાત પણ ધ્યાનમા રાખવાની છે કે, ભારતવાસીઓ લીગના કોઈ વિભાગ કે ઉપવિભાગમા પણ ચડતા દરજ્જાનુ કામ પામતા નથી નીચી નોકરીમા જ નિયુક્ત થયેલા છે બગાળી 'પ્રવાસી'માથી ]

**શ્રી. રામાનંદ ચટ્ટોપાધ્યાય**

## (૧૧) બાર લાખ પાઉન્ડનું ટેલિસ્કોપ

ખગોળશાસ્ત્રીઓ ૫૨૦૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦ માઈલ નિરીક્ષણ કરી શકે એવા ટેલિસ્કોપનો કાચ હમણા જ ન્યુ યોર્કના કોર્નીંગ ગ્લાસ વર્કસમાથી ખસેડવામા આવ્યુ.

એ કાચનું વજન ૨૦ ટન છે તેનો વ્યાસ ૧૬ ફુટ ૮ ઇંચ છે સાત મહિના પહેલા એને બીબામા ઢાળવામા આવ્યો હતો

એને બીબામાંથી બહાર કાઢવામા આવ્યો ત્યારે કારીગરો તેના પર ચાલી શકે એટલો તે ઠંડો હતો

આ એક અખતરો જ છે એ બીબાનો ફરી ઉપયોગ કરવાનો છે, પરંતુ એ બીજા પ્રયત્નમા જો કાઈ અકસ્માત નડશે તો તેની ખોટખાપણ દૂર કરવા બીજા અગિયાર મહિના મહેનત કરવામાં આવશે

સમે તે કાચની કિંમત એક લાખ પાઉંડ થશે કેલિફોર્નિયાના ટેકનોલોજીના ઇન્સ્ટીટ્યુટમા માઉન્ટ વીલ્સન પર બાર લાખ પાઉંડના ટેલિસ્કોપમા તે જડવામા આવશે.

મંગળ ને તેના મથળા બેટભગ્મો એટલા નજીક પ્રત્યક્ષ થશે કે તેની ઝીણામાં ઝીણી વીગતો નરી આંખે ઝીણવટથી તપાસી શકાશે

મંગળ પર ચેતનસૃષ્ટિ છે કે નહિ, એની નહેરો બુદ્ધિવિકાસ દ્વારા થયેલાં માનુષી સર્જનો છે કે નહિ, કે ટેલિસ્કોપની ઊણપોને લીધે એ બધી માત્ર ઇન્દ્રજાળ જ હતી તે હવે ખગોળવેત્તાઓ પ્રમાણપુર:સર કહી શકશે.

ટેલિસ્કોપ સંપૂર્ણ તૈયાર થતાં હજી બીજાં બે વર્ષ લાગશે *

રમણીકલાલ દલાલ

## (૧૨) ચીનમાં લોકશિક્ષણ

નિરક્ષરતા દૂર કરવા માટે ચીનમાં લોકશિક્ષણના જબ્બર પ્રયત્નો ચાલી રહ્યા છે ઘણી જગ્યાએ પુખ્ત ઉમરના શિક્ષકો મળતા નથી એટલે લખતાંવાંચતાં આવડતું હોય એવાં બાળકો પાસે જ એ કામ કરાવવું પડે છે દિવસે તેઓ પોતે ભણે છે, અને સાંજ પછી તેઓ બીજા લોકોને ભણાવે છે સ્ત્રીઓમાં આ બાળશિક્ષકોએ ખૂબ કામ કરી બતાવ્યું છે એક કુટુંબમાં એક ૭ વરસના દીકરે પોતાની સાઠ વરસની આજીને થોડા જ વખતમાં લખતાંવાંચતાં શીખવી દીધું છે

આપણે ત્યાં પણ આ રીતે કામ કરી શકાય એમ છે તે ઉપરાંત આપણે ત્યાં ભણેલા યુવકયુવતીઓ એટલા બધા બેકાર છે કે ખૂબ થોડા ખર્ચે તેમની મારફતે અક્ષરજ્ઞાનનો ફેલાવો કરી શકાય દેશનો કારભાર જો આપણા હાથમાં હોત તો આપણે ખપપૂરતું સરકારી દેવું કરીને પણ દેશમાં અક્ષરજ્ઞાનનો ફેલાવો કરત

પ્રવાસી ]

## (૧૩) રશિયન પ્રયોગ

એક વર્ષ પહેલાં સોવિયેટની પંચવર્ષીય યોજના ખતમ થઈ. ધાર્યા પ્રમાણે એથી પૃથ્વીનું સ્વર્ગ બન્યું નથી તેમ એ યોજનામાં હિમાલય જેવડી ભૂલો પણ થઈ નથી. પરંતુ એકંદર સરવાળે રાષ્ટ્રની પુનર્રચનાના કાર્યમાં ઠીકઠીક આગળ વધાયું છે ને તેની આપણે નોંધ લેવી ઘટે છે

પ્રજાની અજ્ઞાન દશાનો પ્રશ્ન રશિયાએ પ્રથમ હાથ ધર્યો હતો જ્યાં સુધી દેશમાં અજ્ઞાન દશા છે ત્યાં સુધી રાષ્ટ્રીય પ્રગતિની વાતો નકામી છે એવો લેનિનનો ખાસ આગ્રહ હતો ઇસ્વી સન ૧૯૧૮–૧૯માં ફરજિયાત સાર્વજનિક કેળવણી એ ઉદાર મતવાદીઓ ને બુદ્ધિશાળીઓનું દૂરદૂરનું સ્વપ્ન હતું ઇસ્વી સન ૧૯૩૧–૩૨માં મફત સાર્વજનિક ફરજિયાત કેળવણી આઠથી અગિયાર વર્ષનાં બાળકો માટે ચોક્કસ થઈ છે ઇસ્વી સન ૧૯૩૩–૩૪માં બાર વર્ષની ઉમરનાં તમામ બાળકોને પણ મફત ફરજિયાત કેળવણી લેવી પડશે ઇસ્વી સન ૧૯૨૦માં પુરુષ વસ્તીના ૬૦ ટકા, સ્ત્રીવસ્તીના સિત્તેર ટકા ને સમગ્ર વસ્તીના ૬૮ ટકા અજ્ઞાન દશામાં હતા ઇસ્વી સન ૧૯૩૨માં માત્ર નવ ટકા પ્રજા જ અજ્ઞાન રહેવા પામી છે ઇસ્વી સન ૧૯૧૩માં રશિયામાં ૮૫૯ વર્તમાનપત્રો પ્રગટ થતાં ને માત્ર ૨૭ લાખ નકલો ખપતી અત્યારે સાત હજાર વર્તમાનપત્રો પ્રગટ થાય છે ને ચાર કરોડ નકલો ખપી જાય છે મધ્યપ્રમાણ ઘણું વધી ગયું છે

* Daily Harold, London, People, October 23

રશિયાની અભણ દશા સામે ત્યાંની સરકારની જેહાદની સફલતા ત્યાંના કોમ્સોમોલ—કમ્યુનીસ્ટ યુવકમંડળના સહકારને આભારી છે આ મંડળે દેશના ખૂણેખૂણે પોતાના સ્વયંસેવકો મોકલી આપ્યા હતા સામાન્ય જનતાને જ્ઞાનદાન દેવા તેઓ આવશ્યક તમામ ઉપાયો અજમાવતા તેઓ શાળાઓ ને પુસ્તકાલયો ચલાવતા, ચોપડીઓ ને છાપાં પૂરાં પાડતા, ભંડોળ ઉઘરાવતા ને બીજાં અનેક કામ કરતા

જૂના જમાનાથી ખેડુતો ખેતી કરતા એ રીતમા મહત્ત્વના ફેરફાર કરવાનુ કામ સોવિયેટ સરકારે ઉપાડ્યુ. રશિયા ખેતીપ્રધાન પ્રદેશ છે એંશી ટકા વસ્તી ખેતી પર જીવે છે. પરતુ લાંબીલાંબી પટીઓમા વિભાગો કરવાની પુરાણી પ્રથાને લીધે પુષ્કળ નુકસાન થતુ પાસેપાસે વાડો હોવાથી પરચૂરણ વનસ્પતિ ઊગી નીકળવાથી બીજનો, મજૂરીનો ને મનુષ્યના તથા પ્રાણીઓના પરિશ્રમનો નકામો દુર્વ્યય થતો પચવર્ષીય યોજનાએ સામુદાયિક ને વૈજ્ઞાનિક પાયા પર ખેતીવાડીમા ગજબ વિકાસ સાધ્યો

પચવર્ષીય યોજનાને સૌથી વધારે સફલતા ઔદ્યોગિક ક્ષેત્રમા મળી છે લડાઈ પહેલા જે ઔદ્યોગિક સર્જન હતુ તેમા દશથી પણ ઓછા વર્ષની અંદર ૧૭ થી ૧૮૦ ટકા વધારો થયો છે એમ ઇસ્વી સન ૧૯૩૦ નાં જૂનમા સોળમી કોંગ્રેસમા સ્ટેલિને જાહેર કર્યું હતુ ઇસ્વી સન ૧૯૩૧માં બસો ટકા વધારો થયો જગતભરની મદીમા વિદેશી સહાય વિના આવી પ્રગતિ કોઈ જ કરી શકતુ નથી તેલ, પોલાદ, ધાતુના પતરા, વીજળીના યંત્રો ને ખેતીવાડીના સાધનો પચવર્ષીય યોજનાના અંદાજ કરતા પણ વધારે ઉત્પન્ન કરી શકાયા છે તે ઉપરાત જાણે નવા બાંધકામોનો જુવાળ આવ્યો હોય એમ સમગ્ર રશિયામા નજર કરતા જણાય છે કારખાના, બંધો, વિદ્યુદ્‌ગૃહો, રેલવે, ખાણો, ખેતીવાડી વગેરે દરેક પ્રકારનું કામકાજ ખૂબ જ વધી ગયુ છે

આ ઔદ્યોગિક વિકાસમા પણ કોમ્સોમોલે સારો ફાળો આપ્યો છે જ્યા જુઓ ત્યા કોમ્સોમોલના સ્વયંસેવકો કામ કરવાની ધગશે ઘૂમતા માલૂમ પડે છે

કામદારોને રક્ષણ આપના કાયદા ઘડતા ને સામાજિક વીમાની બાબતમા રશિયા જગતમા સૌની મોખરે આવે છે ઇસ્વી સન ૧૯૧૮ના ૧૯૨૨ના કાયદાથી દિવસમા આઠ કલાક મજૂરી લેવાનુ નક્કી થયુ છે આજે ૭-૨ કલાકનો દિવસ કરી નાખવામા આવ્યો છે સાત દિવસને બદલે પાચ દિવસે એક દિવસ વિરામનો ઠરાવવામા આવ્યો છે એટલે દરેક પાચમે દિવસે વિરામ મળે છે એમ મહિનામા ૭ દિવસ રજા ભોગવાય છે લગભગ નવ દશાંશ મજૂરોના વીમા ઉતરાવેલા હોય છે બીજા દેશોમા વીમા ખાતે કારીગરોને ત્રીસથી ચાલીસ ટકા ભરવાના હોય છે જ્યારે રશિયામા તેમને માથે કશો જ બોજો હોતો નથી સુવાવડ, બાળસભાળ, વૈદકીય મદદ, અપગરક્ષણ, બેકારી, અશક્તિ, વૃદ્ધાવસ્થા, રહેઠાણ ને બીજી સગવડો માટે પુષ્કળ નાણા ફાજલ પાડવામા આવે છે જૂના વખતમા મજૂરણોને પણ સમાન લેખવામા આવતી હવે તેમનુ ખાસ રક્ષણ કરવામા આવે છે તેમને રાત્રે કામ કરવા દેવામા આવતુ નથી કેટલાક આકરા કામોમાથી તેમને સાવ બાકાત રાખવામા આવે છે કારીગર સ્ત્રીઓના બાલકો માટે રમતગમતની ખાસ યોજના હોય છે માત્ર કારખાનામાં જ નહિ પરતુ ખેતીવાડીમા પણ વળી ત્યા વર્તમાનપત્રો, માસિકો ને પુસ્તકો તેમજ અભ્યાસક્રમની પણ વ્યવસ્થા હોય છે અગાઉથી પૂરા પગારે કારીગરોને

રજા મળી શકે છે પહેલાંના અમીરોના રાજમહેલોને આનંદધામો, વિરામગૃહો કે દવાખાનામાં પલટાવી નાખવામાં આવ્યા છે

જૂના જમાનાથી લાતો ખાતા મજૂરવર્ગ તરફના આ પક્ષપાતને બોલ્શેવિક ક્રાંતિની શરૂઆતમા વધાવી લેવામાં નહોતો આવ્યો, કારણ બુદ્ધિશાળીઓનુ સ્વમાન દુભાતુ પરતુ પચવર્ષીય યોજનાથી સામાજિક અર્થશાસ્ત્રમા બુદ્ધિશાળીઓની અગત્ય સ્વીકારાઈ છે એટલે હવે કોઈ પણ જાતની આડખીલી રહેવા પામી નથી

રશિયાની પચવર્ષીય યોજનાથી વેશ્યાવાડો સાવ નિર્મૂળ થયો છે પુરાણા દિવસોમા તો આ દિશામા રશિયા છેક તળિયે જઈ બેઠુ હતુ નવી યોજનાની જોડે રાષ્ટ્રિય સલામતી ખાતર આ પ્રશ્ન ઉપાડી લેવાયો ત્રીસ લાખ વેશ્યાઓને ધધે લગાડી દેવામા આવી છે. વેશ્યાવૃત્તિમા રૂઢ થઈ ગયેલી મહિલાઓ માટે પ્રોફીલેક્ટોરિયમ નામની સસ્થાઓ ઊભી કરવામા આવી છે ગુનેગારોના જીવનને પણ પલટો આપવાના રશિયામા સુદર પ્રયત્નો થયા છે બીજી પચવર્ષીય યોજનાનો પૂરેપૂરો અમલ થતા જ રહીસહી ક્ષતિઓ આપોઆપ શમી જશે એમ ધારવામા આવે છે હિંદને પણ આ પ્રવૃત્તિની ઊજળી બાજૂનો ધડો લેવો ઘટે છે *

રમણીકલાલ દલાલ

---

* The Russian Experiment, by D. W. Indra, Modern Review, October, 1934.

# વિચારચંક્રમણ

રામનારાયણ વિ. પાઠક

**ગામડાંનો આર્થિક પુનરુદ્ધાર**

મુંબઈમાં ભરાયેલી ૪૮મી કૉંગ્રેસનુ મુખ્ય કામ હિંદના ગામડાંનો આર્થિક પુનરુદ્ધાર ગણાવુ જોઈએ એ કામ કૉંગ્રેસના ઉપક્રમથી થતુ હોવા છતાં તેને રાજ્યપ્રકરણથી અલગ કર્યું એ યોગ્ય થયુ છે, કારણ કે અત્યારે સરકારની કૉંગ્રેસની રાજ્યપ્રકરણી હીલચાલ તરફ કરડી નજર છે. કૉંગ્રેસની રાજ્યપ્રકરણી નીતિ તરફ સરકારની ગમે તેવી દૃષ્ટિ હોવા છતાં તેની આ હીલચાલને સરકારે મદદ કરવી જોઈએ અને બધા સરકારી નોકરોને ખાનગી રીતે મદદ કરવાની છૂટ આપવી જોઈએ કારણ કે આ કામ ખરી રીતે સરકારનુ પોતાનું છે પણ એ સરકારે પોતે વિચારવાનુ છે, અને સરકાર ન વિચારે તો પણ કૉંગ્રેસના જે સભ્યો વડીધારાસભામા ગયા હોય તેમણે આ કામને સગવડ કરી આપવાનુ કરવુ જોઈએ એ રીતે એકવાર ફરી વાર ધારાસભા આપણને કેટલી મદદ કરી શકે છે તેની કસોટી થશે.

**મહામદી**

આ સંબધમા એક બીજો વિચાર કરવા જેવો છે અત્યારે દુનિયામા સાર્વત્રિક મદી ચાલે છે જેને માટે આપણે મહામદી નામ વાપરી શકીએ એક જ ધધામા હોય અથવા અમુક ઋતુની જ અમુક વરસની જ હોય તેને સાધારણ મદી કહીએ પણ હમણા ચાલે છે તે મહામદી છે. આખી દુનિયામા અને બધા ધધામા છે આ મદીના બધા કારણો હજી જણાયાં નથી તે અમુક વખત રહે પછી ચાલી જાય છે એવો સામાન્ય અનુભવ છે આ વખતની મદી ગયા વિગ્રહના દેવા ન અપાયાને લીધે વધારે લાબી ચાલી છે પણ હવે તે બધ થઈ પાછી બધા ધધામાં તેજી આવવાના કોઈ કોઈ લક્ષણો જણાય છે મહાત્માજીએ આદરેલો આર્થિક સમુદ્ધાર આ જ મોકા પર હોવાથી કદાચ આ કામને આવતી તેજીની મદદ મળે !

નહિતર સરકારની મદદ વિના આવા કામો ઘણા મુશ્કેલ છે એ સ્થિતિમા પૈસાદાર અને મધ્યમ વર્ગોની, બીજા કશામા નહિ તો વેચાણમા મહાત્માજીની સલાહ સૂચના મુજબ સ્વદેશીને ઉત્તેજન આપી આ કામને મદદ કરવાની ફરજ છે પણ આપણા લોકોમાં વેચાણમા સ્વદેશીની દૃષ્ટિ રાખવાની ટેવ જ હજી સિદ્ધ થઈ નથી।

**કપડવંજ**

પ્રસગે કપડવજ જવાનુ થયુ મહૂગત હરિલાલ દેસાઈએ ત્યાં જાહેર સેવાનું બીજ વાવેલુ તે હજી ધીમે ધીમે પાગર્યા કરે છે કેટલાક જુવાનો સેવાના કાર્યો કરે છે અને અખાડો ચલાવે છે પણ તે સિવાય આખા શહેરમા કશુ જ આશાપ્રદ નથી આ જુવાનોને મદદ કરવાને બદલે ત્યાંના ન્યાતના મોટા ગણાતા તેમને હરકત કરે છે. તેમને અખાડો ચલાવવા માટુ કાયમી

શકે ? એટલે મહાસભાએ પોતાની નીતિ તટસ્થતાની જાહેર કરી, જોકે સાથેસાથે એટલું સ્પષ્ટ રીતે જણાવ્યુ કે કોમી ચુકાદો નાબૂદ થવો જોઈએ અને શ્વેતપત્ર સાથે એને પણ દફનાવવાનો રહેશે

પરતુ પડિત માલવીયજી અને શ્રી અણે આ બાબતમા મહાસભાથી જુદો મત ધરાવતા હતા તેમણે તો હિંદુદૃષ્ટિ ધારણ કરી ચુકાદો અસ્વીકારવાની વાત રજૂ કરી તેમનુ દષ્ટિબિંદુ મહાસભાના બીજા આગેવાનો ન સ્વીકારી શકયા પરિણામે માલવીયજીએ જુદો પક્ષ સ્થપાવ્યો આ મતભેદનો પડઘો મુસલમાનોમા પણ પડચો અને એમણે પણ કોમી ચુકાદા ઉપર કમર કસી લડી લેવાનો વિચાર કર્યો

દેશમા—મહાસભામા—આ ઉપરાત એક બીજુ બળ વધતું જતુ હતુ અને તે સમાજવાદીઓનુ. મહાસભા મજૂરો અને ખેડૂતોનુ હિત વિચારતી નથી પણ તે તો મૂડીદારો અને મૂડીવાદીઓને પોષક છે એમ માનનારા કેટલાક યુવાન કાર્યકર્તાઓએ પોતાનો એક પક્ષ સ્થાપ્યો અને દેશમા પોતાની બહુમતી કરવા કમર કસી આજે દેશનો મૂડીદાર વર્ગ મજૂરો અને ખેડૂતોને ચૂસી રહ્યો છે તેનો કોઈ પણ ઉપાયે અત લાવવો જોઈએ એ લક્ષ્યને સિદ્ધ કરવા વર્ગવિગ્રહનો સિદ્ધાત રજૂ કર્યો અને સાધન તરીકે હિંસા પણ અનિવાર્ય માનવા લાગ્યા આ મત ધરાવનારો વર્ગ સવિનય ભગની લડતમા સાપડેલી નિષ્ફળતા અને તેમાયે ખાસ કરીને આગળપડતા આગેવાનોના મોળા વલણના પ્રત્યાઘાતરૂપે હોઈ તેનો પડઘો દેશમાં પડવા લાગ્યો અને મહાસભાના કેટલાક કાર્યકર્તાઓ તેના વહેણમા તણાવા લાગ્યા

મહાસભાના તત્રમા પણ ખૂબ સડો વધી ગયો હતો પક્ષાપક્ષી, ગાળાગાળી અને દગોપ્રપચ હોવાના અનેક દાખલા ઊભા થવા લાગ્યા અને નવી ચૂટણીમા આ કારણે સ્થળેસ્થળે ઝઘડા ઊભા થયા ખાદીની બાબતમા કાર્યકર્તાઓને આગ્રહ મોળો અને કેટલાક દાખલામા દબી દેખાયો આનાથી અકળાઈને ગાધીજીએ મહાસભાના રૂપરગ બદલી નાખવાની જરૂરિયાત જણાતી એના પાયામા જ કેટલાક સુધારા કરવા સબધી નિવેદન બહાર પાડયુ અને પોતે સૂચવેલા સુધારા મજુર ન થાય તો પોતે મહાસભામાથી ખસી જવાનુ જાહેર કર્યું આ નિવેદન બાદ તેમણે પાછળથી બીજુ નિવેદન બહાર પાડી પોતાના અગાઉ સૂચવેલા સુધારા વિષેનો આગ્રહ જતો કર્યો પણ પોતે હાલને તબક્કે મહાસભામાંથી ખસી જવાનો પોતાનો નિશ્ચય મક્કમપણે જાહેર કર્યો આ નિવેદનમા પણ તેમણે મહાસભાનુ બધારણ એવી જાતનુ ઘડવાની સૂચના કરી કે મહાસભા સાચી કાર્યકર સસ્થા બને અને દેખાવો પાછળ વેડફાતી શકિતનો બચાવ થાય ઉપરાત તેમણે ગામડાના ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવા એક સ્વતત્ર મડળ સ્થાપવાની જરૂરિયાત જણાવી

આ સ્થિતિમા એટલે કે એક બાજુ ધારાસભાપ્રવેશના, કોમી ચુકાદા પ્રત્યેના વલણના, સમાજવાદી કાર્યક્રમના અને ગાધીજીની નિવૃત્તિના મુખ્ય પ્રશ્નો ઊભા થયા એ વિષે વિચાર કરી પોતાનો છેવટનો નિર્ણય જાહેર કરવા ગયા માસમા મુબઈને આગણે ૪૮મી રાષ્ટ્રીય મહાસભાની બેઠક મળી

આ મહાસભા હિંદની ઔદ્યોગિક રાજનગરી—વૈભવનગરી મુંબઈમા ભરાનારી હોવાથી બધી તૈયારી બાદશાહી હતી બહુ જ ઓછા સમયમા તૈયારી કરવાની હોવા છતા છેલ્લી ઘડીએ બધુ બરાબર તૈયાર કરી દીધુ અને કાર્યવાહી સપૂર્ણ રીતે પાર ઉતારી

મહાસભાનુ પ્રમુખપદ બિહારના પ્રાણરૂપ આગેવાન રાજેન્દ્રબાબુને આપવાનું સમસ્ત

દેશે સર્વાનુમતે ઠરાવ્યું હતું સામાન્ય રીતે મુંબઈને આંગણે મહત્ત્વના પ્રસંગોએ જ મહાસભાની બેઠકો મળી છે અને ૧૯૧૫ થી ૧૯૩૪ સુધીમા મુંબઈએ ત્રણ બેઠકો ભરી અને તે ત્રણે ઐતિહાસિક બની સંજોગની વાત છે કે ત્રણે વખતે પ્રમુખ બિહારી આગેવાન જ હતા બિહાર અને મુંબઈનો એ સબંધ સનાતન રહે એવી આશા રાખીએ તો નિષ્ફળ નહિ નીવડે

રાજેન્દ્રબાબુનુ સ્વાગત અદ્વિતીય હતુ એની સરખામણીમા શહેનશાહના રાજ્યારોહણના તથા ગાંધીજીની લડનથી પધરામણી વખતના પ્રસગો જ મૂકી શકાય. આખુ મુબઈ શહેર રાષ્ટ્રપતિના દર્શન અને સ્વાગત માટે અધીરુ બન્યુ હતુ સ્વાગતની સઘળી તૈયારીઓ પ્રજાએ સ્વયપ્રેરણાથી કરી હતી અને પોતાનો મહાસભાને હાર્દિક ટેકો છે તે સિદ્ધ કરી બતાવ્યુ હતુ

મહાસભાની વિધિસરની બેઠક શરૂ થાય તે અગાઉ મળેલી વિષયવિચારીણી સમિતિની બેઠકની શરૂઆતમા વિદાય થતા પ્રમુખ સરદાર વલ્લભભાઈએ સ્થાનનિયુક્ત પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદને પોતાનુ સ્થાન સોપ્યા બાદ ગાંધીજીએ પોતાની સ્થિતિ સમજાવતુ નિવેદન કર્યું પોતાના નિવેદનમા એમણે સ્પષ્ટ રીતે જણાવ્યુ કે મહાસભા છોડવામા એમનો હેતુ મહાસભાને પાંગળી નહિ પણ સશક્ત બનાવવાનો જ છે આજ સુધી મહાસભાએ તેમની સામે જોઈને જ કામ કર્યે રાખ્યુ છે, હવે તેણે પોતાના પગ ઉપર ઊભા રહીને કામ કરવાનુ શરૂ કરવુ જોઈએ વળી મહાસભામા આજે જે નીતિભ્રષ્ટતા પેસી ગઈ છે તેમજ સત્ય અને અહિંસા પ્રત્યેની તમન્ના ઘટી છે તેનાથી પોતાને ખૂબ દુ:ખ થવાની વાત જણાવી તેમના નિવેદનના નીચેના શબ્દો તેમની સ્થિતિ બરાબર રજૂ કરે છે

"મારી ફરજનો હોદ્દો છોડી દેવાની અગર મહાસભાનુ કાર્ય છોડી દેવાની મારી જરાયે ઇચ્છા નથી મહાસભાને જે વજન દબાવી રહ્યુ છે તે ઊંચકી લેવા હુ મહાસભાને છોડુ છુ, જેથી મહાસભા વિકાસ સાધે અને હું પણ મારી શકિતઓને વિકસાવી શકુ હું તમારાથી એ બીના છુપાવી શકતો નથી કે અહિંસામા—મનસા, વાચા, કર્મણા અહિંસા— વિશુદ્ધ અહિંસામા જે સામર્થ્ય રહેલુ છે તેને વિકસાવવા માટે હુ મહાસભા છોડુ છુ જો તમે એમ પુરવાર કરશો કે તમે બધા અહિંસક છો તો જો હું હિમાલયના ગિરિશૃંગોએ વસ્યો હોઈશ કે ભૂગર્ભમા આવાસી રહ્યો હોઈશ તોપણ હું તમારી સમક્ષ હાજર થઈશ અને આપણા આદર્શોની સિદ્ધિ અર્થે તમને દોરીશ "

ગાંધીજીના નિવેદન બાદ પંડિત માલવીયજી સુદ્ધાત કેટલાક આગેવાનોએ તેમને ફરીથી વિચાર કરવા વિનતિ કરી પણ, ગાંધીજીએ પોતાનો નિશ્ચય મક્કમ હોવાનુ જણાવી ચાલુ મહાસભાનુ કાર્ય પૂરુ થતા પોતાને નિવૃત્ત થવા દેવાની રજા આપવા માગણી કરી

વિષયનિર્ણાયક સમિતિમા ગાંધીજીએ કરેલુ બીજુ નિવેદન ગ્રામઉદ્યોગ સઘ સ્થાપવાનો ઠરાવ રજૂ કરતી વખતે હતુ આ સંઘને રાજકારણથી એટલા પ્રમાણમા અલગ રાખવામા આવશે કે સરકારી નોકર પણ તેમાં ભળવામા અડચણ ન માને આજે હિંદુસ્તાનના લાખો ગામડામા પ્રવર્તતી બેકારી મટાડવાના ઉપાયો આ સઘ યોજશે અને યત્રવાદના અનિષ્ટ પરિણામોનો સામનો કરશે ગાંધીજીએ જણાવ્યુ હતું 'હુ તો એ ઇચ્છુ છુ કે આપણે યંત્રોના ગુલામો બનવાનું નથી મારે તો યત્રોને ગામડિયાના ગુલામો બનાવવા છે ' તેમની ઉપર મૂડીવાદીઓના એજન્ટ હોવાનો આરોપ મૂકવામા આવે છે તેના જવાબમા તેમણે જણાવ્યુ "હુ તેમનો એજન્ટ નથી હુ તો જે નાણા મૂડીવાદીઓ બીજા પાસેથી લે છે તે તેમની પાસેથી પડાવી મજૂરોના ભલા માટે તેમની લૂટ ચલાવુ છુ, અને તેઓ પણ ગરીબોના ભલા માટે ઉપયોગ કરવા મને આપે છે "

આ સંઘની સ્થાપનાનો ઠરાવ મહાસભાની ખુલ્લી બેઠકમાં મહેલાઈથી પસાર થયો હતો. ગઈ મહાસભાએ રચનાત્મક કાર્યની દિશામાં મોટામાં મોટું પગલું ભર્યું હોય તો આ સંઘની સ્થાપનાનો ઠરાવ કર્યો એ જ હતું.

વિદાય થતી વખતની ગાંધીજીની ભેટ એ બંધારણના ફેરફારો. પોતે મહાસભાની બેઠક પહેલાં સૂચવેલા બધા સુધારા તો મંજૂર ન થયા, પણ એ દિશામાં પગલું ભરાઈ ચૂક્યું છે. બંધારણના ફેરફારનો ઠરાવ વિષયનિર્ણાયક સમિતિમાં છેવટના જે સ્વરૂપમાં પસાર થયો તે સ્વરૂપમાં મહાસભા પાસે રજૂ થયો ત્યારે તેનો મુસદ્દો કોઈની પાસે ન હતો. છતાં મહાસભાએ ગાંધીજી પ્રત્યેની પોતાની લાગણી પ્રદર્શિત કરી તેમના વચન ઉપર તેને પસાર કરી દીધો. બંધારણનો ઠરાવ વિષયનિર્ણાયક સમિતિમાં રજૂ કરતી વખતે તેમણે લગભગ બે કલાક સુધી પ્રવચન કર્યું હતું. તેનો સાર એ હતો કે આપણી કાર્યપદ્ધતિ સરળ અને કાર્યસાધક બનાવવી જોઈએ, અને તેમ કરવા જતાં સંખ્યાબળનો વિચાર ન કરવો જોઈએ. તેમણે જણાવ્યું: "શું તમો એમ માનો છો કે ૫૦ પેઢી પછી કોઈ સમયે તમો સંપૂર્ણ સ્વતંત્રતા મેળવી શકશો? સમાજવાદના સિદ્ધાંતો તો તેની પણ હદ વિતાવે છે. મારી તો સૂચના છે કે આપણી પાસે માપણીનું સાધન હોવું જોઈએ. હું એમ કહું છું કે જે દિવસે માનવઉન્નત આદર્શોમાં માન્યતાનો ત્યાગ કરશે તે દિવસે માણસો પશુસમાન બનશે.

"જો આજે તમે સત્ય અને અહિંસામાં માનતા હો તો તે જાહેર કરો. આથી એમ નથી કે તમો ૧૦૦ એ ૧૦૦ ટકા સાચા છો. હું પોતે જ અણીશુદ્ધ સાચો નથી. જો હું તેવો હોત તો મારા શબ્દો તાતા તીરની માફક તમને ભેદત અને તદ્દન સ્વચ્છ પાછા ફરત. મારે તો મારા આદર્શોની સિદ્ધિ અર્થે યત્ન આદરવો જોઈએ. શું 'કાર્લ માર્ક્સ' પોતાના આદર્શોની સિદ્ધિ જોવા જીવત રહ્યો હતો? શું તેમાં પરિવર્તનકાળ પ્રાપ્ત થયો નથી? અને શું જે અર્થો કાર્લ માર્ક્સે વિચાર્યા પણ નહોતા તેવા ભિન્નભિન્ન અર્થ હવે તેને લગાડવામાં આવ્યા નથી?

"જો તમો 'ન્યાયી અને શાંત' સાધનોનો અર્થ 'અહિંસા અને સત્ય'નો માનતા હો તો તમારા આદર્શોની સિદ્ધિઅર્થે તમો જે સિદ્ધાન્તો યોગ્ય માનો છો તેનું વર્ણન કરો અને તે તમારું માપણીયંત્ર બનશે. પણ હું જે માનું છું તે એ છે કે તમારી પાસે તમારું માપણીયંત્ર હોવું જોઈએ. તમારે તમારા આદર્શોપરત્વે સંપૂર્ણ વિચારો અને સાધનો હોવાં જોઈએ અને તે તો બદલી શકાય તેવી શબ્દરચના છે, એ તો તમો જાણો છો. સ્વરાજ્ય એ તમારું ધ્યેય છે તેનો અર્થ પૂર્ણ સ્વરાજ્ય છે. પણ કોઈકે કહ્યું છે કે સ્વરાજ એટલે સંપૂર્ણ સ્વતંત્રતા નહિ. એથી આપણે સ્વરાજ્યને પૂર્ણ સ્વરાજ એવું નામાભિધાન કર્યું."

"સાચી રીતે હિંદી પ્રજાના સમૂહ સાથે ઓતપ્રોત થયેલા અને જેઓ પોતાના દરેક શ્વાસોચ્છ્વાસે પોતાનો નહિ પણ હિંદના ગામડાંનો જ વિચાર કરે છે તેવા થોડાક માણસો પણ આપણી પાસે હોય તો એથી આપણા આખા પ્રશ્નનું નિવારણ આવી જાય, અને સ્વરાજ લાખો માઈલ નજીક લાવી શકાય તે જ આશા હું સેવું છું અને તેને માટે મારી ઝંખના છે."

× × ×

મહાસભાની વિધિસરની બેઠકની શરૂઆત ભારે દબદબા વચ્ચે થઈ હતી. હજારો વીજળીના દીવાની રોશની વચ્ચે, આકાશના છત્ર નીચે, વરલીને સાગરતીરે લગભગ ૫૦ હજાર માણસોની હાજરીમાં બેઠકની શરૂઆત થઈ. શરૂઆતમાં પ્રમુખનું સરઘસ મંડપમાં દાખલ થતી વખતના દશ્યે દરેકના હૃદયને અસર કરી હતી. સ્વયંસેવકો અને સેવિકાઓના

સાથમાં મહાસભાના પ્રમુખ અને અન્ય આગેવાનો સુમધુર બેંડની આગેવાનીવાળા સરઘસમાં દાખલ થયા હતા. સભાની શરૂઆતમાં સંગીત થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી નરીમાને દેશના કયા સંજોગોમાં અને સ્વાગતસમિતિની કેવી મુશ્કેલીઓ વચ્ચે મહાસભા ભરાતી હતી તેનું વર્ણન કર્યું હતું. પોતાના વ્યાખ્યાનમાં તેમણે મુંબઈએ લડતમાં આપેલા ગૌરવભર્યા ફાળાનો ઉલ્લેખ કર્યો હતો અને જુદાજુદા રાજકીય મુદ્દાઓ ઉપર દેશમાં પ્રવર્તતી સ્થિતિની રજૂઆત કરી હતી

રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે પોતાના વ્યાખ્યાનમાં દેશની રાજકીય પરિસ્થિતિનો ઉલ્લેખ કરી ૧૯૩૧ના મધ્યકાળ પછી સરકારે એક પછી એક ભરેલા જુલ્મના પગલાનું વર્ણન કર્યું હતું ભાષણમાં તેમણે શ્વેતપત્રની લંબાણથી પરીક્ષા કરી તેની સખત ઝાટકણી કાઢી હતી તેમણે જણાવ્યું હતુઃ " બધારણમાં સ્વયવિકાસ માટેની કાંઈ પણ જોગવાઈ નથી દરેક બાબત બ્રિટિશ પાર્લામેન્ટની મરજી અને મનસ્વીપણા પર અવલંબે છે આત્મનિર્ણયનો દભ તેમાં નથી અને પુરોગામી સંખ્યાબંધ શરતોના પાલન બાદ જે સમવાયતંત્ર આવવાનું છે તે પણ પાર્લામેન્ટની મજૂરી પછી જ "

પોતાના ભાષણના અતમાં તેમણે મહત્ત્વના વક્યો કહ્યા તે નીચે ઉતાર્યાં છે.

"આપણા સાધનો શુદ્ધ વચન અને સ્ફટિક સમા પારદર્શક છે તે સક્રિય અને ચેતનવંતી સામુદાયિક અહિંસા છે આપણે એક વખત નિષ્ફળ જઈશું, કદાચ એ વખત નિષ્ફળ જઈશું, પરંતુ કોઈક દિવસ વિજય આપણને જરૂર વરશે ઘણાઓ પોતાના જીવન અને સર્વસ્વ ગુમાવી બેઠા છે સ્વાતંત્ર્યની લડતમાં બીજા ઘણાઓએ આત્મબલિદાન આપ્યું છે તમારા માર્ગમાં આવતી મુશ્કેલીઓથી છટકી ન જાઓ અગર તો ભય અગર કૃપાથી આપણા સીધા માર્ગમાથી અન્યમાર્ગે ન ચડી જાઓ આપણા શસ્ત્રો અજેય છે અને સકળ જગત આ મહાન પ્રયોગની પ્રગતિ રસપૂર્વક અને આતુરતાથી નિહાળી રહ્યું છે આપણા ધ્યેયને આપણે સાચા રહીએ અને આપણા નિશ્ચયને મક્કમપણે વળગી રહીએ સત્યાગ્રહનો અમલ કરવામાં કામચલાઉ પ્રત્યાઘાતો ભલે લાગે પરંતુ તે પરાજયને કદાપિ નહિ પામે તે સ્વયં એક મહાન વિજય છે કારણ કે જેમ્સ લોવેલે કહ્યું છે કે "સત્યવાદી હમેશા ફાંસીને માંચડે લટકે છે, અસત્યવાદી નિરતર સિંહાસન ઉપર આરૂઢ થાય છે છતાં તે ફાંસીનો માચડો ભાવી ઉપર પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવે છે અને અસ્પષ્ટ અજ્ઞાત ભાવીની પાછળ નિજજનોની ચોકી કરતો તે સર્વેશ્વર અધાર ઘેરી છાયામાં ઊભેલો હોય છે"

મહાસભાએ પસાર કરેલા ઠરાવોમાં મુખ્ય ધારાસભાપ્રવેશને મજૂરી આપનાર, કોમી ચુકાદા સબંધી તટસ્થ રહેવાના, ગ્રામ ઉદ્યોગ સઘ સ્થાપવાના, ગઈ લડતમાં રાષ્ટ્રે આપેલા ભોગ માટે મુબારકબાદી આપનાર, ગાધીજીની નેતાગીરીમાં વિશ્વાસ જાહેર કરનારા વગેરે મુખ્ય હતા

× × ×

આ વખતની મહાસભા લાંબા વખતે મળતી હોવાથી સર્વેને એકમેકને મળવાનો આનંદ લાગતો હતો. ભારે મુશ્કેલીઓ બાદ ભેગા મળેલા હતા અને તે મુશ્કેલીઓ સહન કર્યા છતાં પણ પોતાનું લક્ષ્ય પાર પાડી શકાયું નહોતું. પણ આ કારણે બધા નિરાશ કે હતાશ નહોતા સૌ પોતાની અશક્તિઓનો ખ્યાલ કરી ભવિષ્યમાં તે અશક્તિઓને દૂર કરવાનો વિચાર કરતા જણાતા હતા અને કોઈ પણ સજોગો હોય તોપણ મહાસભા પ્રત્યેની પોતાની વફાદારી અચળ હોવાની ખાત્રી આપતા હતા

કાયર થઈ બીજીવાર પરણે તેમાં અમને નવાઈ નથી લાગતી, પણ તે પોતાના જ નાના ભાઈ હૃદયનાથ સાથે સગાઈ કરેલી અને પછી હૃદયનાથે અખાડાની એકનિષ્ઠા ખાતર છોડી દીધેલી રમા સાથે પરણવાનું કબૂલ કરે છે તે જરા અજુગતું લાગે છે હિંદુસમાજમાં મોટા ભાઈની કન્યા પાછી વળી હોય તો નાનાભાઈને ન્યાય પણ નાનાની કન્યા, નાનો જીવતાં, મોટો સ્વીકારે એવું ન બને, અને એ રિવાજમાં હિંદુ અવિભક્ત કુટુંબ રચના જોતાં, રહસ્ય રહેલું છે એટલું અરવિન્દ ન સમજે તેવો નથી, તેમજ જાણી જોઈને આવી પ્રણાલી તોડે તેવું તેવું સ્વભાવનિરૂપણ નથી

આખી નવલકથામાં સુંદરપુર રાજ્યનો પ્રસંગ અને તેના પાત્રો વણાઈને ઓતપ્રોત થયેલા છે શ્રી રમણલાલની ગૌણવાર્તાને મુખ્ય વાર્તા સાથે વણવાની કળા આમાં સારી જણાઈ આવે છે લેખકનો દેશી રાજ્યનો અનુભવ, દેશી રાજ્યનો સડો, અને તેને સુધારવાનો અનવકાશ, સુધારાને અટકાવનાર એક તરફથી વધારે સડતી જતી રાજ્ય-વહીવટની પરંપરા અને બીજી તરફથી બ્રિટિશ સામ્રાજ્યની અંદરખાનેથી સ્વતંત્રતાને ભીંસી નાખતી રાજનીતિ એ સર્વનો સારો ચિતાર છે નિરંજનનો પિતા મહેશચંદ્ર શ્રી રમણલાલના હરામખોર પાત્રોમાં ઠીક ભાત પાડે છે અને આવો માણસ સરકારની કેટલી બધી મહેરબાની અને વિશ્વાસ મેળવી શકે છે તે જોવા જેવું છે મહેશચંદ્ર અને રૂપાજી બેમાંથી કોણ વધારે ખરાબ તે કહેવું મુશ્કેલ છે

કર્તાએ વાર્તામાં પ્રસંગેપ્રસંગે પોતાના અભિપ્રાયો દર્શાવેલા છે એ નવલકથામાં સ્વાભાવિક છે છતાં કંઈક ટૂંકા થાય તો વધારે સારું

**ખુશ્કી અને તરી**—લેખક વિજયરાય કલ્યાણરાય, પ્રકાશક મૂળશંકર સોમનાથ ભટ્ટ, રાવપુરા વડોદરા રૂપિયો એક

લેખકે આ પુસ્તકને 'પ્રવાસ ડાયરીના થોડા પાના' કહ્યું છે આમાં બે પ્રવાસની નોંધ છે—કરાચીના અને રંગૂનના લેખકે કેટલીક નોંધ નર્મશૈલીમાં લખવા પ્રયત્ન કર્યો છે. આમ કરવા તેમણે ઘણી અતિસામાન્ય હકીકત લીધી છે, જેમાં કશું જાણવા જેવું હોતું નથી હાસ્યને માટે, સદ્ગત રમણભાઈ કહે છે તેમ, અમુક વર્ગને સામાન્ય ( typical ) હકીકત લેવી પડે, એ ખરું, પણ તે સાથે તે ચમત્કારક હોવી જોઈએ ચમત્કારકના બધા રસોને છૂટ છે પણ અહીં તો નર્મ સાધવા જતાં કેટલીક અરસિક હકીકત આવી ગઈ છે જ્યાં જ્યાં કર્તાએ નર્મનો પ્રયત્ન છોડી દઈ સીધી રીતે હકીકતની નોંધ કરી છે ત્યાં વસ્તુ પણ મહત્ત્વવાળી નોંધાઈ છે, અને લેખ સુવાચ્ય થયો છે કલકત્તા અને રંગૂનની હકીકત આવી સ્વાભાવિક શૈલીમાં છે અને તેની માહિતી ઉપયોગી છે

સિન્ધના કેટલાક ભાગના અને રંગૂન તથા કલકત્તાના પ્રવાસના પુસ્તક તરીકે આ પુસ્તક વાંચવાયોગ્ય છે

**સાબરમતી** (પ્રથમખંડ)—પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે અમદાવાદ રૂ ૧—૪—૦

ગુજરાત વિદ્યાપીઠ ચાલતું હતું તે દરમિયાન મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ 'સાબરમતી' નામનું ત્રૈમાસિક કાઢતા હતા તેમાંથી ઉપયોગી લેખો લઈ અહીં સંગ્રહેલા છે આ પુસ્તક સ્વ શાન્તિલાલ બૅંકર જેઓ વિદ્યાપીઠના એક આશાપ્રદ યુવક હતા તેમના આત્મીય જનોએ તેમના સ્મારક તરીકે પ્રસિદ્ધ કરેલ છે.

આ સંગ્રહમા પૂજ્ય ગાંધીજી સાથે થયેલી પ્રશ્નોત્તરીમાની કેટલીક નોંધ છે અને તે ઉપરાંત શ્રી કાલેલકર, મશરૂવાળા, મહાદેવ દેશાઈ, આચાર્ય કૃપાલાની, ધર્માનન્દ કોસબી, રામનારાયણ પાઠક, વગેરેના નિબંધો છે દિ બ કેશવલાલ ધ્રુવ સાથે થયેલ પ્રશ્નોત્તરીની નોંધ છે અને શ્રી વિનોબા ભાવેના લેખોમાથી ચૂંટેલી વિચારકલિકા છે. શ્રી ફીકુભાઈ દેશાઈ, નગીનદાસ પારેખ, ચુનીલાલ બારોટ, ચન્દ્રશંકર શુક્લ વગેરેના વિદ્યાર્થી તરીકેના લેખો છે, જેઓએ લેખોમા આપેલી આશા અત્યારે લેખકો બની ખરી પાડી છે શ્રીયુત ગોપાળરાવ પ્રધાનનો લેખ પણ આશાજનક છે અને તેમને પણ અમે લેખનકાર્યને પાછુ અપનાવવા સલાહ આપીએ છીએ

અંતમાં સ્વ શાન્તિલાલ બેંકરના ચાર લેખો છે જે જોતા જણાશે કે તેમને માટે આવુ સાહિત્યસ્મારક જ સર્વથા ઉચિત છે

આ પુસ્તક આપણા હજી સુધી અત્યત પરિમિત રહેલા નિબંધસાહિત્યમા ઉપયોગી ઉમેરો છે

**ચીન-જાપાનની યાત્રા** —લેખક શ્રી ક્ષિતિમોહન સેન, પ્રકાશક• રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ કિંમત વાર્ષિક ફાળે ૬-૦-૦, છૂટક ૦-૮-૦

શ્રીયુત બાબુ ક્ષિતિમોહન સેને કોસીન્દ્રામા આ પ્રવાસ વિશે હિંદીમા ભાષણો આપેલા તેની તે વખતે લેવાયેલી નોંધ ઉપરથી 'પ્રસ્થાન'મા એક લેખમાળા પ્રગટ થયેલી અહીં તે લેખમાલાને શ્રી બાબુજી પાસે સુધરાવી પ્રગટ કરેલી છે શ્રી બાબુજી કવિવર રવીન્દ્રનાથ સાથે ગયેલા હતા એટલે ચીન-જાપાનની સસ્કૃતિના ઉત્તમ ઉત્તમ પ્રતિનિધિઓ, વિદ્વાનો અને વસ્તુઓ જોવાનો તેમને લાભ મળેલો શ્રી બાબુજી પોતે વિદ્વાન હોઈ તેમણે પોતાની દષ્ટિએ જોયેલી અને અનુભવેલી વસ્તુનુ અહી બયાન કર્યું છે અને તેનો પોતે પોતાની લાક્ષણિક દષ્ટિએ અર્થ કર્યો છે આ પુસ્તક બાબુજીનો ગુજરાતી સાહિત્યને એક લાક્ષણિક ઉપહાર છે

**યુરોપીય સંસ્કૃતિનાં શબ્દચિત્રો** —લેખકઃ વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા આ લેખકને યુરોપની કેળવણી પરિષદોમા હાજરી આપવા જવાનુ થયેલુ તે દરમિયાન તેમણે પોતાના બાળકો માટે પ્રવાસના વર્ણનાત્મક લેખો મોકલેલા તે અહીં પ્રસિદ્ધ થયા છે પુસ્તક ખરેખર ઘણી સાદી ભાષા અને શૈલીમા લખાયેલુ છે અને બાળકોને માહિતી આપવાને માટે ઘણુ ઉપયોગી છે આવા પુસ્તકને છેડે સ્થળોના નામોની સૂચિ હોય તો વાચનારને વધારે સગવડ પડે

**ચાર પ્રવાસો:**—લેખક રામભાઈ પાઠક, પ્રકાશક ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, દશ આના

આ નાના પુસ્તકમાં ગિરનાર, આબુ, શિવાજી મહારાજના દેશમા અને પૂર્વ આફ્રિકા એમ ચાર પ્રવાસો છે દક્ષિણના પ્રવાસમાં ગનાગિરિથી પૂના સુધીનો છે અને તેમા ગોકાક, કોલ્હાપુર, મહાબળેશ્વર, સિંહગઢ, વગેરે જોવા જેવા સ્થળો આવે છે

આ લેખક જેટલા વાર્તાલેખક તરીકે પ્રસિદ્ધ છે તેટલા જ વાર્તા કહેનાર તરીકે પણ પ્રસિદ્ધ છે આ ચારેય પ્રવાસો તેમણે વાર્તા કહેવાની શૈલીમા કહેલા છે વાર્તા કહેવાની શૈલી ઠર્ક આડંબરવાળી અને અતિશયોક્તિવાળી સાધારણ રીતે હોય છે, પણ તેમાથી આ મુક્ત છે લેખકનો સાહસિક, રમુજી અને દેશપ્રેમી સ્વભાવ તેમની શૈલીમા અને પુસ્તકના વસ્તુમા જણાઈ આવે છે. કિશોરોને માટે આ ઘણુ જ તાઝગી બક્ષનાર સાહિત્ય છે.

Shree Bhagvatsinhjee, The Maker of Modern Gondal

by St Nihalsinh.

આ ૩૮૦ પાનાનુ અંગ્રેજી પુસ્તક, પ્રસિદ્ધ અંગ્રેજી લેખક સત નિહાલસિંહને હાથે ગોંડલ મહારાજાસાહેબ શ્રી ભગવતસિંહજીને ૭૦ વરસ થયાને પ્રસંગે લખાયેલુ છે અને ગોંડલ જ્યુબિલી કમિટી તરફથી બહાર પડેલુ છે માત્ર લાંબુ આયુષ્ય ભોગવનાર તરીકે જ આવા પુસ્તકનુ ઔચિત્ય નથી, પણ તેમની સફળ લાંબી કારકિર્દીને પણ તે ઉચિત છે

આ પુસ્તકને અંતે મહારાજા સાહેબ ગાદીનશીન થયા તે વરસના એટલે ૧૮૮૪ના અને ૧૯૩૪ની સાલના કેટલાક આંકડા આપ્યા છે તે ઉપરથી એટલુ તો જરૂર કહી શકાય કે મહારાજા સાહેબે ગોંડળ રાજ્યના ઇતિહાસમા એક લાંબી યશસ્વી કારકિર્દી નોંધાવી છે આવા પ્રસંગે પુસ્તકની વિષયભૂત વ્યક્તિના ગુણગાન કરવાનો રિવાજ પડી ગયો છે, પણ આ પુસ્તકના લેખકે એ બાબતમા સંયમ રાખ્યો છે અને જાતે બોલવાને બદલે આંકડાને જ બોલવા દીધા છે આટલી સફળતા થોડા જ રાજવીઓની કારકિર્દીમા જોઈ શકાશે

મહારાજાસાહેબની કારકિર્દી જોતા એમ કહી શકાય કે તેઓ રાજકુટુંબને બદલે સામાન્ય કુટુંબમા જન્મ્યા હોત તોપણ તેઓ પોતાના જીવનમા સફળતા મેળવી શક્યા હોત, અને આમ આપણે થોડા જ રાજવીઓને માટે કહી શકીએ પણ રાજાની સફળતા સામાન્ય માણસની સફળતાની પેઠે અંકાતી નથી સામાન્ય માણસ માત્ર મોટી કમાણીથી પોતાના વર્ગમા મોટો ગણાઈ શકે, પણ રાજા માત્ર ઊપજ વધારવાથી સફળ ગણી શકાય નહિ અને એ રીતે જોતા પણ સર ભગવતસિંહજીએ પ્રજાને માટે જે કર્યું છે તેની કદર થવી જોઈએ રાજ્યના સર્વોપરી એટલે બ્રિટિશ સત્તા સાથેના વહીવટ સબધી આ પુસ્તકમા કશુ લખાયું નથી રાજ્યવહીવટના અગત્યના ઘણા કામોની કૂંચી એમા રહેલી હોય છે પણ એ નથી લખ્યુ તેનુ કારણ કદાચ એ સઘળી હકીકત પ્રકાશમા મૂકી શકાય એવી ન હોય એ પણ હોય .

રાજાની કારકિર્દીની કદર કરવામા અત્યારે એક બાબત ધ્યાનમા રાખવી જોઈએ હિંદના રાજ્યપ્રકરણમાં દેશી રાજ્યનુ અને તેની પ્રજાનુ કેવુ સ્થાન જોઈએ તે વિષે અનેક પ્રકારના અત્યારે અભિપ્રાયો પ્રચલિત છે વળી આજથી ૬૦–૭૦ વરસ પૂર્વે આ વિષે જે અભિપ્રાયો હતા તે કરતાં અત્યારે ઘણા ફર્યા છે. અને આ રાજ્યપ્રકરણી આદર્શો અને અભિપ્રાયોની દૃષ્ટિએ એક રાજાના કાર્યોની આંકણી જુદાજુદા મતાગ્રહીઓ જુદીજુદી રીતે કરે એ સ્વાભાવિક છે પણ આ બધા મતને એક બાજૂ રાખતા હરકોઈ એટલુ તો કહે કે સર ભગતસિંહજીએ રાજ્યના શાસનમા ઘણી બાહોશી, વ્યવસ્થાશક્તિ, વ્યવહારકુશળતા, ખંત અને બુદ્ધિચાતુર્ય બતાવ્યા છે ખેડૂતોની સ્થિતિ તેમણે સારી કરી છે. પણ આ બધા ગુણોએ તેમની અંગત શક્તિઓ તરીકે કામ કરેલુ છે પણ રાજા એકલો કામ કરે તે બસ નથી તેણે યોગ્યશક્તિશાળી માણસોનો સહકાર મેળવી તેને યોગ્ય સ્થાને નીમી તેને કામ કરવાને સ્વતંત્ર કાર્યક્ષેત્ર સોંપવુ જોઈએ ગમે તેવી શક્તિશાળી વ્યક્તિ પણ દરેક ક્ષેત્રમા એકસરખુ કામ ન કરી શકે કેળવણી, કાયદો, પશુસંવર્ધન, વેપાર, હુન્નરઉદ્યોગ, વગેરે સર્વ ખાતાં એવી જુદીજુદી તે તે વિષયમા નિષ્ણાત વ્યક્તિનો સહકાર માગે છે ચાણક્ય કહે છે 'રાજત્વ સાહાય્યસાધ્ય છે' અને આ પુસ્તકમા એવી સમર્થ વ્યક્તિઓનો સહકાર

કે તેમની કોઈ તંત્રમા નિયોજના અમે જોતા નથી આપણા દેશમા જે જોઈએ છીએ તે એ છે કે પ્રજામા એવુ તંત્ર સ્થપાવુ જોઈએ કે જેથી ઉપરિ સ્થાનેથી અમુક શક્તિશાળી વ્યક્તિ ચાલી જાય તોપણ તંત્ર પોતાની મેળે કામ કરે, અને એ શક્તિઓ રાજામા ન હોય તોપણ પ્રજામાથી ભેગી થઈને તંત્રને ચલાવ્યા કરે અમે આશા રાખીએ છીએ કે આ પ્રગતિ પણ ગોંડળના ઇતિહાસમા વખતસર નોંધાશે

આ રાજવીની ઊજળી કારકિર્દી પ્રજાના હિતાર્થે હજી લબાય અને વધારે યશસ્વી થાય એમ ઇચ્છીએ છીએ

આખા પુસ્તકની ભાષાશૈલી મત નિહાલસિંહને છાજે એવી છે એમા તો કહેવુ જ શુ?

**સર લાખાજીરાજનાં સ્મરણો**—લેખક અને પ્રકાશક જયંતિલાલ લાલજીભાઈ જોબનપુત્રા અને ત્રિભુવન ગૌરીશકર વ્યાસ પુસ્તક મળવાનુ ઠેકાણુ ત્રિભુવન ગૌરીશકર વ્યાસ, ગુંદાવાડી, રાજકોટ કિંમત રૂ ૧-૮-૦

રાજકોટના ઠાકોરસાહેબ શ્રી લાખાજીરાજનુ ૧૯૩૦ મા અવસાન થયુ આ તેમના સ્મરણો તેમના પ્રજાજનોમાથી બેએ લખેલા છે સ્મરણો કઈક ઊર્મિલ ભાષા અને શૈલીમા લખાયા છે પણ માત્ર હકીકત ઉપર ધ્યાન આપતા પણ જણાય છે કે સદ્ગત લાખાજીરાજ એક બહાદુર અને પ્રજાવત્સલ રાજા હતા તેમણે રાજ્યનો વહીવટ ૧૯૦૭ થી ૧૯૩૦ કર્યો તેમા તેમની ઊપજ ૪,૦૯,૧૨૦થી વધી ૧૧,૪૫,૦૪૫ થઈ અને તે પ્રમાણે પ્રજોપયોગી ખાતાનુ ખર્ચ પણ નીચે પ્રમાણે વધ્યુ છે

| | ૧૯૦૭ | ૧૯૩૦ |
|---|---|---|
| પોલીસ ખાતાનો ખર્ચ | ૪૭,૬૮૦ | ૧,૧૫,૮૦૯ |
| મ્યુનિસિપલ | ૨૩,૧૦૭ | ૬૨,૯૧૬ |
| પબ્લિક વર્કસ | ૭૪,૦૦૦ | ૧,૪૦,૦૦૦ |
| દવાખાના | ૮,૦૨૦ | ૨૧,૫૦૦ |
| કેળવણી | ૧૭,૭૫૦ | ૧,૨૦,૦૦૦ |

આ કારકિર્દીમા ઝાડની સંખ્યા પણ ૧૯,૩૭૧ થી ૨૮,૩૯૩ થઈ છે કાઠિયાવાડમા પ્રજાને માટે આ પ્રમાણે બધા દરબારો ઠાકોરો જો કાળજી રાખે તો કાઠિયાવાડની પ્રગતિ સંતોષકારક થતા વાર ન લાગે

**મિરાતે અહમદી** (વૉ ૨, ખંડ ૧) અનુવાદક દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ એ, એલએલ બી, **કીથકૃત સસ્કૃત નાટક ભાગ ૧**, અનુવાદક નર્મદાશકર ભોગીલાલ પુરોહિત એમ એ બી, ટી **હિંદુ રાજ્યવ્યવસ્થા**, કર્તા પ્રોફેસર કે પી જાયસ્વાલ, અનુવાદક: ચપકલાલ લાલભાઈ મહેતા, બી એ એલએલ બી, **રસિકવલ્લભ**, સંપાદક પ્રો જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ; એમ એ, **મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ**, વ્યાખ્યાનદાતા રાવબહાદુર મહામહોપાધ્યાય ગૌરીશકર હીરાચદ ઓઝા, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ **વિભાગ બીજો** સયોજક હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી એ; **ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧** તૈયાર કરનાર ઉપર મુજબ દરેકની કિંમત રૂપિયો ૧ **મન્ત્ર તત્ર, ચિત્તશાસ્ત્ર, ભૌતિક વિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર** વ્યાખ્યાતા પ્રાણજીવન વિશ્વનાથ પાઠક એમ એ કિંમત ચાર આના, **શિક્ષણનું રહસ્ય**, અનુવાદક નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ એ, કિંમત ૭ આના, **રમાબાઈ રાનડે**, લેખિકા શ્રીમતી સાવત્રીબહેન ઈશ્વરપ્રસાદ પંડિત, કિંમત ૭

આના; **ગૃહલક્ષ્મી કેવી જોઈએ?** લેખિકા શ્રીમતી દિવાળીબહેન વાલજી ભટ્ટ, કિંમત બે આના, પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ, આસિ સેક્રેટરી, અમદાવાદ.

ઉપરના બધા પુસ્તકો સને ૧૯૩૩ની સાલમાં ગુ વ સોસાયટીના પ્રકાશનો છે. આમા ઘણાંખરા ભાષાન્તરો છે. પણ આ વખતની પસંદગીને માટે સોસાયટીને અભિનન્દન ઘટે છે 'મિરાતે અહમદી' આપણા ઇતિહાસના સાધનના એક પુસ્તક તરીકે ઘણુ મહત્ત્વનું છે અને તેનું ભાષાન્તરનુ કામ હાથમા લઈ શ્રી ઝવેરીએ ગુજરાતી સાહિત્યની પોતાની સેવામા એક અગત્યનો ઉમેરો કર્યો છે 'હિંદુ રાજ્યવ્યવસ્થા' અને 'મધ્યકાલીન સંસ્કૃતિ' બન્ને તે તે વિષયના પ્રમાણભૂત અભ્યાસીઓના પુસ્તકો હોઈ તે આપણી ભાષામા ઉતારવાને યોગ્ય હતા સંસ્કૃત નાટકોના વિષયમા કીથનુ ભાષાન્તર કરાવવાને બદલે કોઈ યોગ્ય અભ્યાસીને તે કામ સોંપી શકાયુ હોત તો વધારે સારુ પણ તેમ ન થયુ તો કીથનો ગ્રંથ પણ તે વિષયના અભ્યાસીને મહત્ત્વનો તો છે જ અમે એટલુ વિશેષ ઇચ્છીએ છીએ કે ભાષાન્તરકાર પુસ્તક પૂરું કરી અંદરના પ્રશ્નો ઉપર આપણા સંશોધકોએ જે સ્વતંત્ર વિચાર કર્યો હોય, તેના પરિણામો પણ દર્શાવે, અને કેટલાક પ્રશ્નોની સ્વતંત્ર ચર્ચા કરે 'રસિકવલ્લભ'નુ સંપાદન ગુજરાતીના અભ્યાસને માટે આવશ્યક હતુ અમે એટલુ વિશેષ ઇચ્છીએ છીએ કે સંપાદકે લાંબા ઉપોદ્ઘાતમા માત્ર શુદ્ધાદ્વૈત વિશે લખવાને બદલે બધા અદ્વૈત દર્શનોનો પરસ્પર સંબંધ, અને વિકાસ ટૂંકમા બતાવ્યા હોત તો વધારે ઉપયોગી થાત 'શિક્ષણનુ રહસ્ય' કેળવણીનું નવુ દૃષ્ટિબિન્દુ બહુ સચોટ રૂપે નિરૂપે છે અને તે નાનુ પુસ્તક શિક્ષકોએ અભ્યાસ કરવા યોગ્ય છે 'સત્યાજાતંત્ર' વગેરે ત્રણ વ્યાખ્યાનો ઊંડા અભ્યાસના પરિણામો છે અને ગુ વ. સોસાયટીએ આવા વ્યાખ્યાનો અપાવવાનો ઉપક્રમ કર્યો તે પ્રશંસનીય છે. પણ આ વિષય અહીં સ્થલસંકોચને લઈને બહુ જ ટૂંકાણમા નિરૂપાયો છે તે વધારે વિસ્તારપૂર્વક ચર્ચવાની હજી જરૂર રહે છે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ' અને 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પુસ્તકો માહિતી-પૂર્ણ છે અને અન્યથા દુર્લભ હકીકતને તેમા સારી રીતે વ્યવસ્થિત કરીને મૂકેલી છે

એક સૂચના અમને કરવાની જરૂર જણાય છે આવા પુસ્તકોમા બધી ઝીણી વિગતોની સૂચિઓ મૂકવાનો એક સામાન્ય નિયમ રખાય તો પુસ્તકો વધારે ઉપયોગી બને અને જોગણી કોઈ પણ રીતે એકધારી થાય તે ઇષ્ટ છે

**સંગીત વિદ્યાસાર ભાગ ૧લો,** રચનાર તથા પ્રકાશક ડૉ ભીમભાઈ કે મહેતા, કેશાણ માંડવીની પોળ, અમદાવાદ કિંમત ૨-૦-૦

આ પુસ્તક શ્રીયુત ભાતખંડેની પદ્ધતિ અનુસાર લખવામા આવ્યુ છે જે પદ્ધતિ શાસ્ત્ર અને શિક્ષણ બન્નેની દૃષ્ટિએ ઉત્તર હિંદના સંગીતને માટે પ્રમાણભૂત ગણાઈ છે શ્રી ભાતખંડેનાં પુસ્તકો મરાઠી અને સંસ્કૃત ભાષામાં હોવાથી ગુજરાતીઓને સુગમ નહોતા, એટલે આ પુસ્તકદ્વારા તેનો લાભ વિદ્યાર્થીઓ લઈ શકશે. રાગના ગાયનો પણ તેમણે નવા નહિ રચતા, ચાલુ અનુભવમા અનુકૂળ પડેલાં જ લીધા છે રાગનુ સ્વરૂપ તેમણે સ્વરચિત દોહરામા આપેલ છે એટલે વિદ્યાર્થીને મોઢે કરતા અનુકૂળ પડશે. સંગીત શિક્ષકોએ આ પુસ્તકને વિચારી જોઈ તેને ઘટતુ ઉત્તેજન આપવુ જોઈએ.

**નડિયાદ ગવર્નમેન્ટ હાઈસ્કૂલ સ્નેહસંમેલનસ્મારકઅંક,** નડિયાદની ગવર્નમેન્ટ હાઈસ્કૂલ તરફથી પ્રકાશક મગનલાલ કેશવલાલ મુલાણી, કિંમત ૦-૬-૦.

આવા સંમેલનો શાળાના કાર્યક્રમમાં અનેક રીતે ઉત્કર્ષક થાય છે તેની સફળતા જેટલા જુના અને નવા જૂના વિદ્યાર્થીઓ મળી શકે તેના ઉપર છે અને તેવાં સંમેલનો વારંવાર ભરવાની સંભવિતતા મહેમાનો કાર્યકર્તાઓ ઉપર જેટલો ભાર ઓછો નાખે અને સંમેલનો ઓછા ખરચાળ થાય એના ઉપર છે

આવા શાળાનાં સંમેલનોનો સારામાં સારો ઉપયોગ જૂના વિદ્યાર્થીઓ પોતાના સંસ્મરણો આપે, પોતાના વખતમાં કેળવણી અને શિક્ષકો કેવા હતા, અત્યારે કેવા છે, અને એ ફેરફારમાં સુધારો કેટલો, બિગાડ કેટલો, તેની ચર્ચા અને ઉપાયચિંતન કરે, અને કેળવણી કેવી રીતે સારી થઈ શકે તેની ચર્ચા કરે તે છે

આવા સંમેલનોનો સઘળો કાર્યક્રમ સ્વભાષામાં ચાલવો જોઈએ સ્વભાષા સિવાય ખરો હાર્દિક સંબંધ મહેમાન યજમાન વચ્ચે થાય એમ અમે માનતા નથી એક લેખકે આપણી કેળવણીથી સ્વભાષાનું શિક્ષણ કેટલું બગડતું જાય છે તેના દાખલા આપ્યા છે પણ તે લેખ પણ લખેલો છે અંગ્રેજીમાં ! આપણી કેળવણીમાં સ્વભાષાને પૂરતું સ્થાન મળ્યું નથી, તેને પૂરતું માન મળતું નથી ત્યારે આવા સંમેલનોનો વ્યવહાર ગુજરાતીમાં ચલાવવો એ આપણી ગણુગણી ફરજ છે

**તપોધન રજત મહોત્સવ અંક** તંત્રી અને પ્રકાશક અંબાલાલ શામળદાસ ભટ્ટ, નવા દહેગ રોડ, ભરૂચ, વાર્ષિક લવાજમ રૂા ૨, છૂટક નકલનો રૂા ૧

અમે આ જ્ઞાતિ માસિકના રજતમહોત્સવ અંકમાં તપોધન જ્ઞાતિ વિશે વધારે માહિતીની આશા રાખી હતી ચારસેથી વધારે પાનાના આ મોટા અંકમાં નાતની હકીકતનો કહી શકાય તેવો માત્ર એક જ લેખ છે—શ્રી ત ધા ગોળ પરિચયનો તેમાં પણ હકીકત ઘણી ઓછી છે ૨૩ ગોળમાં ઘણાની સ્થિતિની કે વસ્તીની પણ માહિતી તેમાં નથી આ ગોળ ઉપરથી જણાય છે કે કેટલાકની વસ્તી ઘણી ઓછી હોવી જોઈએ કેટલાકની ૩૦૦–૪૦૦ ની છે એવા નાના ગોળમાં કન્યાની લેવડદેવડની ઘણી મુશ્કેલી પડતી હશે પણ આખા અંકમાં આવા પ્રશ્ન વિશે ક્યાંય ચર્ચા નથી તે સિવાય પણ નાતના નાતવરા, લગ્નની ઉમર, કન્યાવિક્રય વગેરે ખરાબ રિવાજો વિશે પણ કશો ઉલ્લેખ નથી આપણા આખા સમાજમાં, ઉત્સવો કરવા, થોડા દિવસ ઉત્સાહથી કામ કરવું અને છેવટ કશું નક્કર પરિણામ નહિ એ લગભગ દરેક સામાજિક પિંડનો સ્વભાવ પડતો જાય છે તેમ જ તપોધન બ્રાહ્મણનો ઇતિહાસ, જૂના પુરાણોમાં તેમના ઉલ્લેખો, હિંદના બીજા પ્રાંતમાં તેમની વસ્તી, તેમના કુલાચારો, ગોત્રો, પ્રવરો, વેદ, શાખા, વગેરે કશાયની માહિતી નથી છતાં ત ધા ના આ મંડળે કશી જ સેવા નથી કરી એમ અમારું કહેવું નથી કેળવણીને ઉત્તેજન આપેલું છે, સ્ત્રીઓ પણ નાતના ઉત્સવોમાં ભાગ લેતી થઈ છે, વગેરે શુભ ચિહ્નો છે

આ માસિકો સ્વતંત્ર સાહિત્યના લેખો લખવા પ્રયત્ન કરે તેનું એક પરિણામ એ આવવા સંભવ છે કે પરિમિત ક્ષેત્રની જ ઉત્પત્તિ હોવાથી અને છૂટા વિવેચનને અવકાશ ન હોવાથી, સાહિત્યનું અને કલાનું ધોરણ હલકું પડી જાય અને નાતમાં આવી વસ્તુઓ વખણાવાના 'ગોળ' બંધાઈ જાય અમે પહેલાં સૂચના કરેલી તે ફરી કરીએ છીએ કે નાતના માસિકોએ બીજી નાતના રિવાજો, સુધારા, ચર્ચાઓ, માહિતી, વગેરે છાપવા જોઈએ, અને નાતને ઉપકારક વસ્તુ વર્તમાન કે પુસ્તકારૂઢ સાહિત્યમાંથી હર્ષ ઉતારવી જોઈએ

૧૮-૧૦-૩૪ · શ્રીમતી સરોજિની નાયડુએ મહાસભાના મુંબઈ અધિવેશન માટેના સ્વયંસેવકોની ખુલ્લી મૂકેલી છાવણી, સામ્યવાદી શ્રી એમ એન. રોયની જેલમાં સખત માંદગીની ખબર, નિઝામ રાજ્યમાં હિંદુ વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપનારો ધારાસભામાં પસાર થયેલો ઠરાવ.

૧૯-૧૦-૩૪ . શ્રી મીરાબહેને અમેરિકન પ્રજાસત્તાકના પ્રમુખ રૂઝવેલ્ટની પત્નીની વૉશિંગ્ટન ખાતે લીધેલી મુલાકાત; જલાલપોર તાલુકાના કરાડી ગામમાં 'ગાંધીકુટિર' ખુલ્લી મુકાયાની ખબર, નડિયાદમાં સ્વ મણિભાઈ દ્વિવેદીની ઉજવાયેલી જયંતી, 'સરહદના ગાંધી' અને ડૉ. ખાનની મુંબાઈમાં પધરામણી ને તેમને ભવ્ય સ્વાગત, મુંબાઈના કામદાર નેતા શ્રી. જાબ્વેકરની મુંબાઈ હાઈ કોર્ટે વધારેલી સજા, મુંબાઈની પ્રભાતફેરી મંડળીના એક સભ્ય શ્રી. હરિગોવિંદ લાલજી ઉપર, સરઘસ વિખેરતા, પોલીસ તરફથી ફટકા લાગ્યા હતા અને પરિણામે તે ગુજરી ગયા હતા એવું જણાવી શ્રીમતી નર્મદાએ હિંદી વજીર પાસે બદલા તરીકે એક લાખ રૂપિયાની નુકસાનીનો હાઈકોર્ટમાં માંડેલો દાવો; અમદાવાદ મ્યુ. ગર્લ્સ હાઈસ્કૂલનો શ્રી જીવણલાલ દીવાનના પ્રમુખપણા હેઠળ મેળાવડો, હિંદને સ્વરાજ આપવાની સંપૂર્ણ તરફ કરનારું જનરલ સ્મટ્સનું ડંડી ખાતે ભાષણ, આયર્લૅંડમાં ખેડૂતોનો 'સત્યાગ્રહ', જમીનજપ્તી, પરિણામે ખેડૂતોની ધરપકડ.

૨૦-૧૦-૩૪ : મુંબાઈમાં ગાંધીજીની પધરામણી, શ્રી અબ્દુલ ગફારખાને મહાસભાના અધિવેશન અંગેનું ખુલ્લું મૂકેલું સ્વદેશી પ્રદર્શન, મહાસભાની કારોબારી સમિતિમાં ગાંધીજીએ પોતાની નિવૃત્તિ સંબંધમાં કરેલું નિવેદન, કારોબારી સમિતિમાં ખાદીની કલમ તથા પાર્લમેન્ટરી બૉર્ડ સંબંધમાં ચર્ચા, અખિલ હિંદ સમાજવાદી પરિષદની વિષયવિચારિણી સમિતિની બંધબારણે બેઠક

૨૧-૧૦-૩૪ મહાસભાના વરાયેલા પ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુની મુંબાઈમાં પધરામણી, તેમનો ભવ્ય સત્કાર, કારોબારી સમિતિમાં ગાંધીજીએ કરેલું પ્રવચન, ગ્રામ ઉદ્યોગોના કાર્યક્રમ બાબત આપેલી સમજૂતી, મહાસભાના બંધારણમાં ફેરફાર સૂચવવા માટે પેટાસમિતિએ ચલાવેલી વિચારણા, સમાજવાદી પરિષદની વિષયવિચારિણી સમિતિની બીજા દિવસની બેઠક, સમાજવાદી પરિષદની ખુલ્લી બેઠક, સ્વાગત પ્રમુખ શ્રી પુરુષોત્તમદાસ ત્રિકમદાસ તથા અધિવેશનના સરનશીન બાબુ સંપૂર્ણાનંદના ભાષણો, બંધારણનો પસાર થયેલો ખરડો

૨૨-૧૦-૩૮ સમાજવાદી પરિષદની બેઠક, સ્વ શ્રી વિઠ્ઠલભાઈ પટેલની મુંબઈ તથા અમદાવાદ વગેરેમાં સંવત્સરીની ઉજવણી.

૨૩-૧૦-૩૪ મહાસમિતિની સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા હેઠળ શરૂ થયેલી બેઠક, વિધિપુર:સર નવા રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદને સોંપાયેલું પ્રમુખપદ, ગાંધીજીએ પોતાની નિવૃત્તિ સંબંધમાં કરેલું સ્પષ્ટ નિવેદન

૨૪-૧૦-૩૪ : મહાસભાની કારોબારી સમિતિની બેઠક; મહાસભાની પાર્લમેન્ટરી બોર્ડની બેઠક, ડૉ અનસારી પ્રમુખસ્થાને, શ્રીમતી મીરાબહેન અમેરિકાથી ઇંગ્લંડ માટે ઊપડ્યાં

૨૫-૧૦-૩૪ . મહાસભાની વિષયવિચારિણી સમિતિની બેઠક, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ તથા ડૉ અનસારીના ભાષણો ટોકીમાં ઊતર્યાં કોમી ચુકાદા વિરોધક પરિષદમાં પ્રમુખ શ્રી. રામાનંદ ચેટરજીનું ભાષણ, દવાઓ માટેનું નોબેલ ઇનામ અમેરિકન દાક્તરો જી. આર. મિનોટ, જ્યૉર્જ વીપલ, અને વિલિયમ મર્ફીને અપાયાની જાહેરાત, જૂનાગઢ રાજ્યમાં વેરાવળની એક વણિક વિધવા બાઈ સામે 'નૈતિક સ્ખલન'નો મુકદ્દમો ચાલતાં ન્યાયાધીશે એ સ્ખલન માટે હિંદુ સમાજને જવાબદાર ગણી એ બાળવિધવા બાઈને છોડી મૂકી

૨૬-૧૦-૩૪ : મહાસભાની વિષયવિચારિણી સમિતિની બેઠક; મહાસભાના બંધારણમાં સૂચવાયેલા સુધારાને મંજૂર રાખવા બાબત તથા પોતાની નિવૃત્તિને આશીર્વાદ આપવા ગાંધીજીએ સમિતિ આગળ કરેલું હૃદયસ્પર્શી ભાષણ, મહાસભાના ધ્યેયમાં 'સત્ય અને અહિંસાનાં' સાધનો દ્વારા પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ એવા સુચવાયેલા સુધારા ઉપર ગાંધીજીનું વિવેચન, મહાસભાની પ્રથમ દિવસની ખુલ્લી બેઠક, સ્વાગતપ્રમુખ શ્રી. નરીમાન અને રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુના ભાષણો

૨૭-૧૦-૩૪ વિષયવિચારિણી સમિતિની બેઠક, ગુજરાત વિદ્યાપીઠ સરકારે કાયદેસર જાહેર કરી; પંડિત જવાહરલાલ નહેરુની નૈની જેલમાંથી આલ્મોડા જેલમાં બદલી, હિમાલય ઉપર ચડવા માટે ફ્રેંચ આલ્પાઈન ક્લબ તરફથી ટુકડીની ગોઠવણ.

૨૮-૧૦-૩૪ મહાસભાની ત્રીજા દિવસની બેઠક, રાતના સાડાબારે મહાસભાનું ખતમ થયેલું અધિવેશન

૨૯-૧૦-૩૪ . ગાંધીજીનું વર્ધા માટે મુંબઈથી પ્રયાણ, મતદારોએ વડી ધારાસભાની ચૂંટણીમાં મહાસભાના ઉમેદવારોને મત આપવો એવી ગાંધીજીએ નિવૃત્તિઆરંભમાં બહાર પાડેલી પ્રજાજોગી વિનંતિ, કાનપુરના મુસાફરખાન તહેસિલમાં ત્રણ મહાસભાવાદી આગેવાનોની ધરપકડ, પોલીસે તેમને મારેલો માર તથા પહેરાવેલી બેડી, નેતાઓ ઉપરના તારની કરેલી બંધી, મુંબઈમાં કારોબારી સમિતિએ અજમેરના ઝગડા સંબંધમાં નીમેલી તપાસ સમિતિ, મહાસમિતિની બેઠક, નવી મહાસમિતિ ૧૬૬ સભ્યોની રહેશે એવી જાહેરાત, જૂનાગઢમાં 'રોશની' પત્રને મનાઈ, સિયામના રાજાએ ગાદીત્યાગ કર્યાની ખબર, ઉપનિષદના વર્ણન પ્રમાણેનું સ્વર્ગ હું કાશું છે એવો જર્મન અધ્યાપક મૂલરે જાહેર કરેલો અભિપ્રાય

૩૦-૧૦-૩૪ નવી કારોબારી સમિતિના સભ્યોનાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ જાહેર કરેલાં નામો, અન્નામલાઈ વિદ્યાપીઠના પદવીદાનસમારંભ વખતે દીવાન બહાદુર કૃષ્ણમાચારે ભારતમાં અપાતા શિક્ષણને જીવનોપયોગી બનાવવા માટે એક સમિતિ નીમવાની કરેલી સૂચના, વડોદરાની સુધરાઈએ ભંગી હરિજનો માટે સ્થાપેલી સહકારી મંડળી

૩૧-૧૦-૩૪ મહાસભાની કારોબારી સમિતિએ અજમેરના ઝગડા સંબંધમાં સરદાર વલ્લભભાઈનો કાયમ રાખેલો ચુકાદો, અજમેરના મહાસભાવાદીઓ શ્રી હરિભાઉ ઉપાધ્યાય વગેરેએ ગાંધીજીની સૂચના સ્વીકારીને પોતાના હોદ્દાઓનાં આપેલાં રાજીનામાં.

૧-૧૧-૩૪ . રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ ચૂંટણીના કાર્યમાં મહાસભાને વિજયી બનાવવા તથા શારીરિક શ્રમમાં રેંટિયાને અપનાવવા આપેલો પ્રજાજોગો સંદેશો, મદ્રાસ સરકારે મદ્રાસની મ્યુનિ. ને હિંદી ભાષાના પ્રચાર માટે મંજૂર કરેલી રૂ. ૪૭,૦૦૦ ની રકમ નામંજૂર કરી, કાઠિયાવાડના હરિજન સેવાસંઘે હરિજનો માટે દાક્તરી મદદનો કરેલો પ્રબંધ, કુરલા મ્યુનિ. ને સસ્પેન્ડ કર્યાનો સરકારી ઠરાવ, કરાંચીમાં હિંદી વેપારીઓએ યુરોપિયનોનો કરેલો બહિષ્કાર

૨-૧૧-૩૪ . ગાંધીજીએ મહાસભાના સભાસદ તરીકેનું પોતાનું નામ રદ કરવાની ગુજરાત પ્રાંતિક સમિતિને કરેલી વિનંતિ, મુંબઈના મિલમાલિકોના મંડળ તરફથી શ્રી મોદી ઓનરરી ચૂંટાયાની ખબર

૩-૧૧-૩૪ . રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ ઉપર ગાંધીજી તરફથી મહાસભામાંથી રાજીનામું આપ્યાને લગતો પત્ર, 'જલિયાનવાલા' નામની ચોપડી માટે અમદાવાદમાં એક બૂકસેલરની દુકાને પોલીસે પાડેલો દરોડો, ઇંડિયા લિગના શ્રી કૃષ્ણ મેનનને ઇંગ્લંડની મ્યુ. ચૂંટણીમાં ફતેહ; હિંદી વેપારીઓની માગણીને યુરોપિયનોએ કબૂલ રાખ્યાથી કરાંચીમાં યુરોપિયનો સામેનો હિંદીઓએ ખેંચી લીધેલો બહિષ્કાર, જબલપુર મ્યુનિસિપાલિટીમાં જેલ જઈ

આવેલા શ્રી શીલની જગાએ સરકારી પ્રધાને મૂકવા ધારેલા શ્રી શર્મા બાબતમા ચર્ચા, ૧૪૪ મી કલમનો નાખવામા આવેલો અમલ, મુલતવી રહેલી મ્યુ. ની સભા.

૪-૧૧-૩૪ : ગાધીજીની નિવૃત્તિ વિશે 'મેંચેસ્ટર ગાર્ડિયન'ની ટીકા 'ગાધીજીનુ તત્ત્વજ્ઞાન માનવની વધારેપડતી કસોટી કરે છે,' એજ સબધમા 'ન્યુઝ ક્રોનિકલ'ની ટીકા 'ગાધીજી એક આદર્શ રાજકીય નેતા છે,' 'સ્પેક્ટેટર' પત્રની ટીકા 'મહાત્માજી ગ્લૅડસ્ટનની માફક નામની જ નિવૃત્તિ લે છે'; અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટે ગાદીને રાષ્ટ્રીય અકુશમાથી મુક્ત કર્યાનો કરેલો ઠરાવ.

૫-૧૧-૩૪ મદ્રાસ સરકારે લોકલ બોર્ડોને એવી મતલબનો હુકમ આપ્યો કે સામ્યવાદી વિચારો ધરાવતા શિક્ષકોને નોકરીમા રોકવા સલાહભર્યું નથી, મુબાઇ સરકારે મુબાઈની યગ વર્કર્સ લિગ, લાલ વાવટા ગિરણી કામગાર મડળ, વર્કર્સ લિટરેચર પબ્લીશિગ કપની, માર્કસીસ્ટ લિગ તથા અમદાવાદના મિલમજૂર યુનિયનને ગેરકાયદેસર સસ્થાઓ જાહેર કરી.

૬-૧૧-૩૪ અમદાવાદની મિલોના પગારકાપના ઝગડામા માજી ન્યાયાધીશ શ્રી પાટકરની સરપચ તરીકે નિમણૂક, બ્રિટિશ રેસિડેન્ટના 'વણમાગ્યા હસ્તક્ષેપ'ને કારણે મિસરના પ્રધાનમડળે આપેલુ રાજીનામુ, ખાન અબ્દુલ ગફારખાન તથા ડૉ ખાન તેમજ લાલ ખમીસવાળાઓ ઉપરના પ્રતિબધો સબધમા સરહદની ધારાસભામા પ્રશ્નોત્તરી, કોટા સ્ટેટે ઉદયપુરમા આવેલી શ્રીનાથજીના મદિરને અર્પણ થયેલી જાગીર જપ્ત કર્યાના ખબર, લૅંકેશાયરની હિંદી રૂ સમિતિના એક પ્રતિનિધિ મિ શોર્ટ મુબઈમા, લૅંકેશાયર હિંદી રૂ મોટા પ્રમાણમા લેશે એવી તેમણે આપેલી ખાતરી.

૭-૧૧-૩૪ . શ્રી. શરદ્‌બોઝ સબધમા સર હોરનો જવાબ બોઝ બગાળમા એક ભયરૂપ લેખાય છે, રશિયાની રાજ્યક્રાતિની ૧૭ મી જયતીનો મુંબઈમા ઉજવાયેલો ઉત્સવ, મિસરના નવા વડા પ્રધાન તરીકે નીશિમ પાશાએ સ્વીકારેલો હોદ્દો, મિસરમા રાજા અને પ્રધાન વચ્ચે મતભેદ, પાર્લામેન્ટ રદ કરી બધારણીય ફેરફારો કરવાની માગણી.

૮-૧૧-૩૪ . ભરૂચની મ્યુ ફરી સ્થાપિત કરવાનો મુબાઈ સરકારનો હુકમ, ફ્રાંસના વડા પ્રધાન મો ડુમર્ગે આપેલુ રાજીનામુ, નવા પ્રધાન તરીકે મો ફ્લેંડિનની નિમણૂક, આસામમા વડી ધારાસભા માટેના મહાસભાના ઉમેદવાર શ્રી નવીનચદ્ર બારોલાઈને શ્રી ફૂકન સામે મળેલો વિજય

૯-૧૧-૩૪ પડિત માલવીયજીની રદ થયેલી ઉમેદવારી સબધમા ગવર્નર જનરલે વચ્ચે પડવાની પાડેલી ના, આસામમા મહાસભાના ઉમેદવાર શ્રી વસતકુમાર દાસને મળેલો વિજય, પડિત જવાહરલાલની મુલાકાત લેવા માટેની નૈનિતાલની કૉલેજના એક અગ્રેજ અધ્યાપકની અરજી નામજૂર, પડિતજીની પુત્રીએ તેમની લીધેલી મુલાકાત

૧૦-૧૧-૩૪ . ધોળકા પ્રાતના મૅજિસ્ટ્રેટે વૌઠામા દાખલ કરેલો ૧૪૪ મી કલમનો અમલ, સિલોનની સરકારે સરકારી નોકરોને આબકારીમાથી મુક્ત કર્યા, રોમમા મુસોલિનીએ ધધાદારી કોરપોરેશન ખુલ્લુ મૂકવાની કરેલી વિધિ, સ્ત્રીઓ ઉપર બળાત્કાર કર્યાના ગુના માટે ૧૧૧ ગુનેગારોને જર્મનીમા નિષ્ક્રિય કરવામા આવ્યા

૧૧-૧૧-૩૪ મદ્રાસ શહેર તરફથી મહાસભાના ઉમેદવાર શ્રી. સત્યમૂર્તિને મળેલી ઝળકતી ફતેહ, ગાધીજી સાથેની મસલતો ને પરિણામે હરિજન આશ્રમ અમદાવાદથી ગોવરા ખસેડાશે, અમદાવાદમા હવે સઘની ઑફિસ, ચર્માલય વિભાગ અને કન્યા છાત્રાલય રહેશે, ખેડા જિલ્લા સમિતિનુ પાયુ મળેલુ મકાન, મુબાઈમા સમાજવાદીઓ તરફથી યુદ્ધ વિરોધદિનની ઉજવણી મિસરનો રાત પડેલો મામલો, રાજા ફુઆદે સ્વીકારેલી સરતો, નીશિમ પાશા અને રાજા વચ્ચે સમાધાન.

# અનુક્રમણિકા

પુ૦ ૧૯ આશ્વિન : ૧૯૯૧ અંક ૧



લવાજમ હિંદમાં રૂા. ૫ પરદેશમાં રૂા ૭ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય' પારસી અગિયારી સામે ખમાસાચોકી અમદાવાદ
મુદ્રક ગજાનન વિશ્વનાથ પાઠક આદિત્ય મુદ્રણાલય રાયખડરોડ અમદાવાદ તા, ૩-૧૨-૧૯૩૪

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૧૯ માગશર • ૧૯૯૧ અંક ૨


## શ્રીમદ્ રાજચંદ્ર


મગનભાઈ પ્રભુદાસ દેસાઈ


કવિશ્રી રાજચંદ્રની આપણી ઓળખ પૂ ગાંધીજીને આભારી છે મુબઈ શહેરમા આજથી પચાસેક વર્ષ પર શ્રી રાજચદ્રે તેમના શતાવધાનનો સફળ પ્રયોગ કરી બતાવ્યો ત્યારે તે કાળના આપણા પૂર્વજ ગુજરાતીઓ એથી આશ્ચર્યચકિત થયા હશે. ત્યારે એમની કીર્તિ પ્રાતબહાર પણ પ્રસરેલી. પરતુ કાળને જોરે એ સ્મૃતિ આજ ઘસાઈ ગઈ છે તેને તાજી કરવાનુ આપણને ગાંધીજીના તેમની પ્રત્યેના પૂજ્યભાવને લઈને સૂઝ્યુ. આ બાબતમાં આપણે શેઠ પૂજાભાઈનુ ઋણ પણ ન ભૂલી શકીએ શ્રીમદ્ રાજચદ્રના એ અનન્ય ભક્ત હતા એમની જયતી ઊજવવાનુ અને એ નિમિત્તે એમનો જીવનબોધ આપણી આગળ તાજો રાખવાનું એક મુખ્ય કામ એમણે અપનાવ્યુ હતુ આ બે પુરુષોના પ્રયત્નને લઈને આજ કેટલાક વર્ષથી આપણે દેવદિવાળીએ શ્રીમદ્ રાજચદ્ર જયતી ઊજવતા આવ્યા છીએ શ્રી રાજચંદ્રના જીવનમા એવી કઈ વસ્તુ હતી કે જેણે આપણા આધુનિક યુગના વિશ્વવિખ્યાત ધર્મપુરુષને આકર્ષ્યા અને એમના પૂજ્યભાવપાત્ર બનાવ્યા એ સમજવાનો પ્રયત્ન કરવા આજ આપણે ભેગા મળ્યા છીએ

હુ શ્રીમદ્ના લખાણોનો કોઈ રીતે અભ્યાસી તો નથી જ, કે નથી તેમના ભક્તોના અગત પરિચયનો માણસ, કે જેથી મને તેઓશ્રીના વિષે કાંઈ વિશેષ જાણવા મળ્યુ હોય. એક સામાન્ય ધર્મજિજ્ઞાસાથી હુ એમના વિષે એમનાં લખાણોમાંથી કાંઈક જાણ્યાનો દાવો કરી શકું અને તે જાણને પણ આજ બારેક વર્ષ થયાં હશે 'ગાંધીજીની વિચારસૃષ્ટિ' વાંચતા મે કવિશ્રીની તેમની ઉપરની અસર વિષે જાણ્યું, અને મનમા થયુ કે એ પુરુષનો પરિચય કાંઈક તો મેળવવો જ જોઈએ ત્યારે એક મિત્રે મારા હાથમા 'શ્રીમદ્ રાજચદ્ર'-નો ગ્રંથ મૂક્યો, અને મને આજ યાદ છે તે પ્રમાણે, હું તેને ઠીક રીતે જોઈ ગયો 'ઠીક' કહું છુ એટલા માટે કે તે વર્ષની મારી નોંધપોથી જોતા એ ગ્રંથમાના કેટલાંક ટાચણ પણ તેમા મને મળી આવ્યા.

અને, એ પુસ્તક વાંચ્યાથી મારા પર પડેલી શ્રીમદ્‌ની છાપ તો આજે પણ બરાબર યાદ કરી શકુ છુ એ છાપને આધારે આજને નિમિત્તે કાંઈક કહેવાની મે હિંમત કરી છે. અગાસના રાજચદ્ર આશ્રમના ઉપાસક શ્રી ગોવર્ધનભાઈએ, શ્રીમદ્ રાજચદ્રના એમના અભ્યાસ દ્વારા, તે છાપ તાજી કરવામાં મદદ કરી છે એની આ પ્રસંગે નોંધ લઈ, વસ્તુ તરફ વળુ છુ

૧

**શ્રીમદ્** રાજચદ્રનો જન્મ સ ૧૯૨૪ ની કારતકી પૂર્ણિમાને દિવસે કાઠિયાવાડના વવાણિયા ગામમા થયો હતો તેમના પિતાજી શ્રી રવજીભાઈ પચાણભાઈ મહેતા વૈષ્ણવ હોઈ કૃષ્ણભક્ત હતા એટલે શ્રીમદ્‌નો કુટુબધર્મ વૈષ્ણવ હતો પોતાની આત્મકથારૂપે તેમણે 'સમુચ્ચયવયચર્યા' નામનો એક નાનો લેખ તેમની ૨૨ વર્ષની ઉંમરે લખેલો તેમા તે જણાવે છે

> "મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા તેમની પાસે તે વયમાં કૃષ્ણ-કીર્તનના પદો મે સાભળ્યા હતા, તેમજ જુદાજુદા અવતારો સબધી ચમત્કારો સાભળ્યા હતા, જેથી મને ભક્તિની સાથે એ અવતારોમા પ્રીતિ થઈ હતી"

શ્રીમદ્‌ના માતા દેવબાઈ જૈન કુટુબમાથી આવેલા હતા. આમ તેમના જીવનમા આપણા ધર્મના બે મોટા પ્રવાહો—જૈન અને વૈષ્ણવ—એ બેઉનો સુદર સગમ થયો હતો વવાણિયાના બીજા વણિક કુટુબો જૈન હતા એટલે માતાની જૈન અસર ઉપરાત એમને આસપાસથી પણ જૈન વાતાવરણ મળ્યુ હતુ એને પ્રભાવે તે વૈષ્ણવધર્મી જ્ઞાન ઉપરાંત જૈનધર્મી જ્ઞાન પણ મેળવવા લાગેલા ઉપર ઉલ્લેખેલા લેખમા તે કહે છે

> "જન્મભૂમિકામા જેટલા વાણિયાઓ રહે છે તે બધાની કુળશ્રદ્ધા ભિન્ન-ભિન્ન છતા, કાંઈક પ્રતિમાના અશ્રદ્ધાળુને જ લગતી હતી... કઠીને માટે વારવાર તેઓ મારી હાસ્યપૂર્વક ટીકા કરતા, છતા હુ તેઓથી વાદ કરતો અને સમજણ પાડવા પ્રયત્ન કરતો પણ હળવેહળવે મને તેમના 'પ્રતિક્રમણસૂત્ર' ઇત્યાદિ પુસ્તકો વાચવા મળ્યા તેમા બહુ વિનયપૂર્વક સર્વ જગત અને જીવથી મિત્રતા ઇચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમા પણ થઈ અને પેલામા પણ રહી હળવેહળવે આ પ્રસંગ વધ્યો છતા સ્વચ્છ રહેવાના તેમજ બીજા આચારવિચાર મને વૈષ્ણવના પ્રિય હતા, અને જગતકર્તાની શ્રદ્ધા હતી"

આ તેમનુ કથન તેમના ૧૩ વર્ષના આયુ માટેનુ છે આવા પ્રચુર ધર્મવારસાની સાથે એમણે પોતાનુ જીવન શરૂ કર્યું હતુ

પ્રથમથી જ તે પ્રતિભાશાળી બાળક હતા સાત વર્ષે એમણે શાળામા અભ્યાસ શરૂ કર્યો ૧૧મા વર્ષ સુધી તે ચાલ્યો. સ્મૃતિ તેમની એટલી બધી તીવ્ર હતી કે એક-વાર પાઠ સાભળ્યો કે તે યાદ રહી જતો પોતે તે વિષે જણાવે છે:

> "અભ્યાસ એટલી ત્વરાથી કરી શક્યો હતો કે જે માણસે મને પ્રથમ પુસ્તકનો બોધ શરૂ કર્યો હતો તેને જ, ગુજરાતી કેળવણી ઠીક પામીને, તે જ ચોપડીનો પાછો મે બોધ કર્યો હતો !"

આ તેમની શક્તિની તેમને પોતાને પણ પારખ હતી દરેક મનદુરસ્ત બાળકને હોવું ઘટે એમ એમને પોતાની શક્તિ અજમાવવાની તથા તેને ખીલવવાની પૂરી મહત્ત્વાકાક્ષા હતી "રમતગમતમાં પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊંચી પદવી મેળવવાની પરમજિજ્ઞાસા હતી" એને લીધે એમણે આ તેમની સ્મૃતિશક્તિને સારી રીતે કસી અને કેળવી એમ કહેવાય. આ તેમની શક્તિના તે પ્રદર્શન પણ કરતા એટલી નાની વયે પણ એમ ન કરવાનુ એમનામા શરમાળપણુ નહોતુ. કેટલાય લોકો એમની પાસે આ શક્તિનુ પારખુ જોવા આવતા અને તે તેમને બતાવતા, અને સાથેસાથે તેમનામા પ્રથમથી જ હતી તે ધર્મજિજ્ઞાસાનો પણ કાઇક પરિચય વાર્તાલાપદ્વારા આપતા. સામાન્ય સમાજમાં શક્તિના આવા ચમત્કારની ધાર્મિક અસર ઊપજે છે એ આપણે જાણીએ છીએ કવિશ્રીની અવધાનશક્તિની આવી ચમત્કારી અસર પણ થઈ હશે એમા નવાઈ નથી

અને એ શક્તિ સાચે જ ચમત્કારી હતી. સાડાસાત વર્ષે તે શાળામા દાખલ થયા એક માસમા તો તેમણે આંક પૂરા કર્યા વડા વિદ્યાર્થીએ તેમને પહેલી ચોપડી પૂરી કરાવી હતી પછી તો તેમણે પોતે સાતે ચોપડી પૂરી કરી અને પોતે શીખેલી પહેલી ચોપડી એના શિક્ષક પેલા વડા વિદ્યાર્થીને જ શીખવાડી! એ પરથી તમે જોશો કે એ કેવી શક્તિ ધરાવતા હતા. આઠ વર્ષની વયે તે કવિતા લખવા લાગ્યા શીઘ્રકવિની શક્તિ તેમનામા હતી તેરમે વર્ષે તેમણે રાજકોટમા અગ્રેજી ભણવાનુ શરૂ કરેલુ તેમા તેમણે કેટલુ કરેલુ એ ખબર નથી પણ પછી તરતમા શાળાનો અભ્યાસ છોડી, ઘેર ખાનગીમા નવાનવા વિષયોનું તે જ્ઞાન મેળવવા લાગ્યા હતા સસ્કૃત અને પ્રાકૃતના નિયમિત અભ્યાસ વગર તેઓ તે ભાષાના ગ્રથો સરળતાથી વાચી લેતા ને યથાર્થ સમજતા તત્ત્વજ્ઞાન એમનો શોખી વિષય લાગે છે ષડ્દર્શન, જૈનગ્રથો વગેરે તેમણે વાચ્યા હતા, એવી માહિતી મળે છે. એમ કરતા તેમણે પોતાના વિચારોને ઠીક ઠરેલ અને ચોકસ કર્યા હોય એમ લાગે છે પદરમા વર્ષમા લખેલા તેમના 'સ્ત્રીનીતિબોધક' નામના કાવ્યગ્રથ પરથી અને સત્તરમે વર્ષે લખેલા 'બાલાવબોધ – મોક્ષમાળા' નામની ૧૦૮ શિક્ષાપાઠોની એક માળા પરથી' આ અનુમાન કઢાય. એ ગ્રથોમા એમણે જે નીતિ બોધી છે અને ધર્મતત્ત્વ પ્રતિપાદન કર્યું છે એ પદર વર્ષના કિશોર પાસેથી, બાકી, કેમ કરીને મળવે? એમ કહી શકાય કે જે જ્ઞાનપ્રાપ્તિ એમણે આ વર્ષો દરમ્યાન કરી એને અક્ષરબદ્ધ કરી ચોકસ કરવાનું એમને સહજસ્ફુરણુ થયુ અને એમણે આ બે ગ્રથો લખ્યા એમ લખીને એમણે પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપ્યુ અને જ્ઞાનપ્રાપ્તિની શ્રવણ આગળની મનનની પાયરી સાધી. સાધકની શ્રવણદશા પછી આ દશા સહજભાવે આવે છે શ્રીમદ્દના જીવનમા એ આટલી નાની વયે બન્યું એ એમની તીવ્ર પ્રતિભાને જ આભારી ગણાય.

આ પ્રતિભાનો દર્શક વિભાગ તે તેમની અવધાનશક્તિ હતી એ શક્તિ એમણે જ્ઞાનપૂર્વક ખીલવતાખીલવતાં શતાવધાન સુધી પહોચાડી ને તેનો જાહેર પ્રયોગ પોતાની ૧૯ વર્ષની વયે દેખાડચો તે વેળાના અગ્રેજી તથા ગુજરાતી છાપામા તેને માટે તેમની જે પ્રશંસા કરવામા આવી હતી એ એટલી જ ભારે હતી પણ પ્રશસા અને અવધાનશક્તિનો આ ઉપયોગ સાધકને આડરૂપ બને એ એમણે તરત જોયુ, અને પછી ાા વર્ષોમા તેમણે એવો શક્તિવ્યય અટકાવ્યો નાનપણની એમની મહત્ત્વાકાક્ષાએ પણ એવા જ અનુરૂપ પલટો લીધો: હવે તે વધારે આત્માર્થી બન્યા હશે, ધર્મલાભ માટે પોતાની શક્તિનો સયમ

કરવો ઘટે એમ તેમણે જોયુ હશે ૨૨મા વર્ષના એક લેખમાં આ દિશાપલટા વિષે તે લખે છે તે અહીં યાદ કરવા જેવું છે

"આ દેહમા મુખ્યત્વે બે ભવ કર્યા છે .. નાનપણની નાની સમજણમા કોણ જાણે કયાથીયે મોટી કલ્પનાઓ આવતી સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી, અને સુખમાં પણ મહાલય, બાગ, બગીચા, લાડીવાડીના કાંઈક માન્યા હતા મોટી કલ્પના તે, આ બધુ શું છે, તેની હતી તે કલ્પનાનુ એકવાર એવુ રૂપ દીઠુ કે પુનર્જન્મે નથી, પાપે નથી, પુણ્યે નથી, સુખે રહેવુ ને સમાર ભોગવવો એ જ કૃતકૃત્યતા છે એમાથી બીજી પચાતમા નહિ પડતા, ધર્મની વાસનાઓ કાઢી નાખી, કોઈ ધર્મ માટે ન્યૂનાધિક કે શ્રદ્ધાભાવપણ રહ્યુ નહિ થોડો વખત ગયા પછી એમાથી ઓર જ થયુ જે થવાનુ મે કલ્પ્યુ નહોતુ, તેમ તે માટે મારા ખ્યાલમા હોય એવુ કાંઈ મારું પ્રયત્ન પણ નહોતુ, છતા અચાનક ફેરફાર થયો કોઈ ઓર અનુભવ થયો અને એ અનુભવ પ્રાયે શાસ્ત્રમા લેખિત ન હોય, જડવાદીઓની કલ્પનામા પણ નથી, તેવો હતો તે ક્રમે કરીને વધ્યો, વધીને અત્યારે એક 'તુહિ તુહિ'નો જાપ કરે છે"

એટલે શ્રીમદ્‌ના જીવનમા વીસ વર્ષ પછી નવો ભવ ઊઘડયો, નવુ દર્શન થયુ, ને પોતે દ્વિજ બન્યા

એ ઘટના કેવી રીતે બની એનુ અવલોકન કે પૃથક્કરણ કરવુ મુશ્કેલ છે આવા પ્રકારના જીવનપલટા જેને થાય છે એને એ 'અચાનક ફેરફાર' જ લાગે, નવો ભવ જ લાગે. અને એમા બીજાએ કાર્યકારણભાવ સાધવો એ મુશ્કેલ છે પણ એટલુ ચોક્કસ લાગે, કે જે પ્રતિભાશક્તિ ને જિજ્ઞાસા શ્રીમદ્‌મા હતી તેણે ધર્મસાગરને વલોવી તેમાથી આ નવનીત નિપજાવ્યુ હતુ ઉપરાત, આ અરસામા એક બીજી મહત્ત્વપૂર્ણ ઘટના એ બની, કે તેમણે સં ૧૯૪૪ની સાલમા, એટલે વીસ વર્ષની વયે, લગ્ન કર્યુ ને પોતાના જીવનમા એક ભારે ફેરફારની શરૂઆત કરી તેમના પત્ની તે ગાધીજીના પરમમિત્ર સ્વ ઝવેરી રેવાશંકરભાઈ મહેતાના મોટાભાઈના પુત્રી થાય આ લગ્નથી શ્રીમદ્‌ને બે પુત્ર અને બે પુત્રી હતાં, જેમાંનુ આજ કોઈ વિદ્યમાન નથી તે અહીં કહી દઈ આગળ ચાલુ

શ્રીમદે વીસમે વર્ષે આશ્રમફેર કર્યો—બ્રહ્મચર્ય છોડી ગાર્હસ્થ્યનો સ્વીકાર કર્યો ઉપર કહ્યુ એમ, મને આ એક ભારે મહત્ત્વની ઘટના લાગે છે એણે શ્રીમદ્‌ના જીવનને નવો ઝોક આપવામા એક બાહ્ય પણ અસરકારક નિમિત્ત ઊભુ કર્યું કઈ મનોદશામાં એમણે આ ફેરફારનો નિશ્ચય કર્યો એ તપાસવા આપણી પાસે પૂરતી સામગ્રી નથી જે થોડીઘણી છે તે પરથી એટલુ જણાય છે કે શ્રીમદ્‌ તેમના વીસમા વર્ષ સુધીમા એટલા બધા વૈરાગ્યદૃઢ નહોતા થયા કે જેથી લગ્નની જંજાળમાં પડવાનુ નિશ્ચિતરૂપે તે નકારે વીસમા વર્ષમા 'સ્ત્રીના સબંધમા મારા વિચાર' એ મથાળે કરેલી નોધમાથી આ ઉતારો તેમની ત્યારની મનોદશાનો કાંઈક ઘોતક છે:

"સ્ત્રીમા દોષ નથી, પણ આત્મામા દોષ છે, અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે, તે અદ્‌ભુત આનંદમય જ છે માટે એ દોષથી રહિત થવુ એ જ પરમ-જિજ્ઞાસા છે શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયેસમયે પૂર્વોપાર્જિત મોહનીયને (એટલે કર્મને) ભસ્મીભૂત કરી શકશે ..પણ પૂર્વોપાર્જિત હજી સુધી મને

પ્રવર્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય, એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયું સ્ત્રીના સંબંધમાં કાંઈ પણ રાગદ્વેષ રાખવા મારી અંશમાત્ર ઇચ્છા નથી, પણ પૂર્વોપાર્જનની ઇચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું ”

‘શ્રીમદ્ રાજચંદ્ર’ ગ્રંથમાં આ ૨૦–૨૧મા વર્ષની નોંધ ચાર જ પાના જેટલી ટૂંકી છે તે જોતાં શ્રીમદ્ રાજચંદ્રના આંતરયુદ્ધનું અનુમાન કરી શકાય છે એક જ દુઃખ એમાં એ રડે છે

"હે જીવ, તું ભૂલ મા સુખ અંતરમાં છે, તે બહાર શોધવાથી નહિ મળે . અત્યારે, હું કોણ છું, એનું મને ભાન નથી ”

એ ભાન આવે, એ ભૂલમાંથી નીકળી જવાય એનો ઉદ્દાન પ્રયત્ન આ વર્ષોમાં જોરથી જાગ્રત થાય છે. દરેક સાધકના જીવનમાં મારનો જય કરવાનું કોડ ને કોકરૂપે તો આવે જ છે શ્રીમદ્‌ના આ વર્ષો એવા સમયના હતાં એમ એમના જીવનની આરસી જેવી તેમની નોંધપોથી જોતાં જણાય છે એ જયનું એક જ સાધન છે, અને તે અનન્ય તથા ભક્તિનમ્ર સતત જાગૃતિ અથવા અપ્રમાદ છે પુરુષાર્થમણિ રાજચંદ્રે એ અપ્રમાદ ઘડો લેવા જેવી રીતે સાધ્યો હતો

આ અરસામાં એમણે ધનપ્રાપ્તિ પણ કરવા માંડી હતી શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા એમ, કામિની ઉપરાંત કાંચન એ જીવનું બીજું પ્રલોભન છે કવિશ્રીની એ વિષે પણ સ્પષ્ટ મતિ હતી એમાં ભૂલ ન ખવાય એટલા એ જાગૃતાત્મા હતા લક્ષ્મી વિષે એમણે એક સ્નેહીને લખેલું

“ લક્ષ્મી પર પ્રીતિ નહિ છતાં કાંઈ પણ પરાર્થિક કામમાં તે બહુ ઉપયોગી થઈ પડત એમ લાગવાથી મૌન ગ્રહી તે સબંધી સંગતડમાં હતો ”

પણ એ સારુય લક્ષ્મીની લાલસા કેમ રખાય ? એટલે એ જ પત્રમાં ઉમેર્યું છે

"પરાર્થ કરતા વખતે લક્ષ્મી અધાપો, બહેરાપણું ને મૂગાપણું આપી દે છે, જેથી તેની દરકાર નથી ”

તેમનો ધંધો ઝવેરીનો હતો એમની શક્તિ અજાણે પણ અહીં ઝળકી ઊઠી એક-વીસમા વર્ષમાં એ આ ધંધામાં પડ્યા અને ‘ઘણા ટૂંક વખતમાં એક સારા ઝવેરી તરીકેની નામના મેળવી.’ આમ ધંધો કરતા ને તેમાં ફાવતા છતાં, તેમનું તત્ત્વચિંતન અને ઉદાસીભાવ બન્યાં જ રહેતાં ધંધામાં ઘરાક સાથે સોદો પરવારીને તરત પાછા તત્ત્વની અગાધ ગુફામાં ગરક થઈ જતાં તેમને વાર નહિ લાગતી પાસે જ નોંધપોથી હોય તે લઈને, આજ આપણે જે જ્ઞાનભંડાર તેમની પાસેથી પામ્યા છીએ, તે તેમાં ટપકાવતા આ નિરંતર ધ્યાન ઉપરાંત વર્ષમાં થોડોક કાળ તે ધંધામાંથી ફારેગ થઈ એકાંતમાં ક્યાંક જઈને રહેતા ને ચિંતનમનનમાં કાઢતા આપણને એમ જ લાગે કે એ પુરુષ તે મુખ્યત્વે ધંધાદારી હતા કે જગતમાં ભૂલા પડેલા જ્ઞાની પુરુષ હતા !

ધંધામાં પડ્યા પહેલાં તે તેમના પિતાની દુકાને બેસતા, તે વિષે ‘સમુચ્ચયવય-ચર્યા’માં’ તે જણાવે છે

“દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે, અનેક પુસ્તકો વાંચ્યાં છે ... ત્યાં કોઈને મેં ઓછાઅધિકા ભાવ કહ્યો નથી, કે કોઈને ઓછુંઅધિકું તોળી દીધું નથી એ મને ચોક્કસ સાંભરે છે”

આની પવિત્ર ભાવનાથી તે પોતાનુ કામ કરતા હતા પરતુ તેમની મનોદશા એક અધારમય ઓરડામા પુરાયા જેવી હતી સ્વામી વિવેકાનંદે એક જગાએ કહ્યુ છે કે ધર્મોદય થતા પહેલાની ઘડી સાવ અધારમય હોય છે કવિશ્રીએ આ દશાનુ જે ચિત્ર આપ્યુ છે તે મહાત્મા ટૉલ્સ્ટૉયની તેની ધર્મોદયવેળાની યાદી આપે એવુ છે કવિ લખે છે

"દુખિયા મનુષ્યોનુ પ્રદર્શન કરવામા આવ્યુ હોય તો ખચિત તેના શિરોભાગમા હુ આવી શકુ આ મારા વચનો વાચીને કોઈ વિચારમા પડી જઈ, ભિન્નભિન્ન કલ્પનાઓ કરશે, અને કા તો ભ્રમ ગણી વાળશે પણ તેનુ સમાધાન અહીં જ ટપકાવી દઉ છુ તમે મને સ્ત્રી સબધી કાઈ દુ ખ લેખશો નહિ, લક્ષ્મી સબધી લેખશો નહિ, પુત્ર સબધી લેખશો નહિ, ભય સબધી લેખશો નહિ મને દુ ખ બીજી રીતનુ છે. તે દરદ વાતનુ નથી, કફનુ નથી, કે પિત્તનુ નથી, તે શરીરનુ નથી, વચનનુ નથી કે મનનું નથી ગણો બધાંયનુ છે અને ન ગણો તો એકેનુ નથી. પરતુ મારી વિજ્ઞાપના તે નહિ ગણવા માટે છે, કારણ એમા કોઈ ઓર મર્મ રહ્યો છે"

અને મર્મ બીજો કશો નહિ, પણ દરેક ધર્મપુરુષને જીવનના અતિમ રહસ્યરૂપ જણાતી જે બ્રહ્મજિજ્ઞાસા છે તે હતો આ એમનુ દુ ખ, જીવનની મૂળખોજ વિષેની આ એમની અશાતિ, સતત પુરુષાર્થથી જ ટળે, અને એ કરનાર શ્રીમદ્ હતા

ધર્મજાગૃતિના એમના આ વર્ષોમા એમને અનેક સત્સગીઓ મળ્યા કેટલાય લોકો એમની પાસે ધર્મજિજ્ઞાસાથી આવતા તેમના તે શકાસમાધાન કરતા, અધ્યાત્મશાસ્ત્રના સનાતન સત્યો પોતે જે સમજતા હતા તે તેમને સમજાવતા ગાધીજી આ વેળા દક્ષિણ આફ્રિકા હતા બેઉની ઓળખાણ તો આ અગાઉની થઈ હતી ગાધીજી માટેય આ વર્ષો ભારે ધર્મમથનના હતા દક્ષિણ આફ્રિકાના ખ્રિસ્તી સમાજમા તેમને સ્વધર્મ વિષે શકાઓ ઊઠતી એના નિવારણ સારુ એમણે શ્રીમદ્‌નુ શરણ ખોળ્યુ, અને, મને યાદ છે એમ, એથી જ પોતે ધર્મપરિવર્તન કરતા અટક્યા ને હિંદુધર્મમા પોતાની શ્રદ્ધા પુન સ્થાપિત થઈ, એમ એમણે ક્યાક એકરાર કર્યો છે

આમ અનેક સત્સગીઓને સાથ આપી, જ્ઞાન તથા સાધનાનુ સવર્ધન કરતાકરતાં તેઓ પોતે નિશાને પામ્યા અને શાત થયા, એમ એમના ૨૩મા વર્ષ પછીના લખાણો જોતા લાગે છે જે દુ ખ, જે આત્માની કળકળ, તે તેમના ૨૦મા વર્ષથી તીવ્રતાએ અનુભવતા હતા તે હવે શમી જાય છે, અને તેમનો ધીરોદાત્ત જીવનપ્રવાહ સપૂર્ણ વીતરાગપણા તરફ અવિઘ્ન વહે છે આ પ્રથમ શાતિસ્વાદ ચાખ્યાની મસ્તીમા તે વેળાના તેમના પત્રો નીચે સહી કરતા તે આવાઆવા ઉપનામો વાપરે છે 'યથાર્થ બોધસ્વરૂપ,' 'સ્વરૂપસ્થ,' 'સમાધિરૂપ,' 'બોધબીજ,' 'સમસ્થિતભાવ,' 'પ્રારબ્ધદેહી,' 'વીતરાગભાવ,' વગેરે, વગેરે તે શાતિસપાદનનો આનદોદ્‌ગાર તેમણે એક કાવ્યમા ગાયો છે તે અહીં ઉતારુ તો ખોટુ નહિ થાય.

"ધન્ય રે દિવસ આ અહો,
જાગી રે શાતિ અપૂર્વ રે,
દશ વર્ષે રે ધારા ઉલસી,
મટ્યો ઉદયકર્મનો ગર્વ રે. ધન્ય૦

ઓગણીસેં સુડતાળીસે
સમકીત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા
નિજ સ્વરૂપ અવભાસ્યું રે" ધન્ય૦

સંવત ૧૯૪૭ માં શ્રીમદ્‌ને જ્ઞાનનિષ્ઠા સાંપડી અને તે શાંત થયા—જે અંધારઓરડામાં પોતે પુરાયા હતા તેમાં જ્ઞાનસૂર્યનું કિરણ પ્રવેશતું જોયું અને એ સ્થિર થયા, શાંત થયા, જીવન્મુક્ત બનવાની હિંમત અને ધીરજ મેળવી શક્યા. આ કાળ પછીના એમના લખાણો તથા પત્રોમાં આ સ્થિરતા તથા શાંતિ થોડી દેખાઈ આવે છે. જે ઉદ્વેગ તથા અપ્રાપ્તિનો ખેદ અને વિમાસણ તેમના ૨૩મા વર્ષ સુધી જણાય છે તે આ કાળે શમેલાં દેખાય છે. હવે પછી કવિશ્રી તેમના ઉત્તમ ભજનમાં ગાયેલા નિર્ગ્રંથપદને પામવા તરફ વળે છે. ભૂલેલો મુસાફર રસ્તો ગોતતો હોય ને પછી સાચો માર્ગ સીધો રસ્તો તેને લાધી જાય એટલે એ સ્થિર પગે તે પર વળી જાય, એની જેમ હવે શ્રીમદ્ અધ્યાત્મમાર્ગે વળી જાય છે. તેમાં ૩૧મે વર્ષે પાછો તેમને નવો તબક્કો સર કરવાનું સૂઝે છે. તેમની ટૂંકી જીવનસમીક્ષા કરતાં એક લેખક આ વિષે કહે છે:

"વ્યાપાર કર્યાને દશ વર્ષ થયાં પછી તેમને લાગ્યું, કે જે હેતુથી વ્યાપાર-ધંધામાં પ્રયાણ કર્યું હતું તે હેતુ પોતે પૂર્ણ કર્યો હતો, તેથી વ્યાપારની સાથેનો પોતાનો સબંધ નિવૃત્તવાની ઇચ્છા તેઓએ જણાવી. જ્ઞાન, ધનસંપત્તિ, સાંસારિક પદવી, કૌટુંબિક સુખ પ્રાપ્ત કરી, સંસારનો ત્યાગ કરી, સાધુમુનિનું જીવન ગાળવાની તેઓએ તૈયારી કરી." (કારણ કે, તેઓને હયાત માતાપિતા, એક પરિણીત બંધુ, ચાર પરિણીત બહેનો, બે પુત્ર, બે પુત્રી હતાં.)

ધર્માનુસાર યોગ્ય ગાર્હસ્થ્યના સુવિપાકરૂપ વાનપ્રસ્થ ને સંન્યાસ તેમને યોગ્ય કાળે હવે સાંપડ્યા હતાં, અને સહજભાવે તેમણે તે ગ્રહણ કરવાનું મન કર્યું. પણ યોગ એવો, કે પછી ૩૨મા વર્ષમાં તે માંદા પડ્યા ને એ માંદગી જીવલેણ નીવડી. અનેક ઉપાય ને બરદાસચાકરી છતાં તેમને સારું ન જ થયું, અને તેમણે સં. ૧૯૫૭ના ચૈત્ર વદી પાંચમને દિવસે દેહ છોડ્યો,—તેત્રીસ જ વર્ષનું ટૂંક આયુ ભોગવી તે સ્વધામ પધાર્યા.

૨

આ પ્રમાણે આ ધર્મપુરુષના જીવનની ટૂંક કથા હું કાંઈક લંબાણથી આપને કહી ગયો. જ્યારે મેં એમનો ગ્રંથ વાંચ્યો ત્યારે એ કથાની સાથે મારા પર એ જ છાપ પડી હતી કે શ્રીમદ્ સાચા અર્થમાં એક ધર્મપુરુષ હતા—જે પોતે માનતા ને સંતશાસ્ત્રના શુદ્ધ બોધ તરીકે સમજતા તેને જીવનમાં ઉતારવા મથતા. અને આ મથામણે એમના જીવનમાં કેવી ઘમસાણ મચાવી મૂકી હશે એ તો તેમના ટૂંકા આયુ પરથી અનુમાની શકાય. એમ જ લાગે છે કે જાણે અમસ્ય સામે ઝૂઝતાં તેમણે શરીરને સાવ ઘસી નાખ્યું. એમની ચિત્તશક્તિ અને જિજ્ઞાસા તો દિનપ્રતિદિન સતેજ થતાં જતાં હતા, પણ શરીર તેની સાથે ન ટકી શક્યું—તેમની કેડે ધમડાવામાં તે વચ્ચે ભાગી પડ્યું.

છતાં જેટલું તેમણે સાધ્યું તે કાંઈ ઓછું બોધપ્રદ છે? જીવન મનન પુરુષાર્થમાં સમાયેલું છે, અને તેની પરિસમાપ્તિ માત્ર સમાજની ઐહિક પ્રાપ્તિથી નથી થતી, પણ

તેનાથી પર રહેલી એવી આત્મસિદ્ધિથી થાય છે, એ એમના જીવનનો મોટામાં મોટો બોધ હું માનું છુ આજના સંઘસત્તાના ને સમૂહબળના યુગમાં સામાજિક સિદ્ધિઓ પર આપણે સહેજે વધારે ભાર મૂકીએ છીએ અને તે યુગાનુકૂળ છે પણ એ ભાર જો આખા જીવનની વ્યાપ્તિમા યોગ્ય પ્રમાણમાં નહિ હોય તો તે વિકૃતિ જ કરશે એ આપણે જોતા જઈએ છીએ ધન, કીર્તિ, સુખ, સગઠન ઇત્યાદિની સમાજસિદ્ધિઓ એવી પરિમિત વસ્તુઓ છે કે એમને જો જીવનમા અતિમ સાધ્યો મનાય ને એ અનુસાર વર્તાય તો પરસ્પર ઝઘડા, ઈર્ષ્યા, મદમત્સર વગેરે જાગવાનાં ને જામવાના જ, કોઈ પણ રીતે જીવનના મૂળ સિદ્ધાત સહકારને નહિ સાચવી શકવાના, અનિષ્ટ હરીફાઈ જાગ્યા વિના નહિ રહેવાની પરિમિત વસ્તુ માટે અપરિમિત આકાક્ષા રાખનારા અનેક જણ હોય ત્યા બીજુ શુ થાય ? એટલે આ સમાજ-સિદ્ધિઓ એ જ ને એટલી જ માનવસિદ્ધિઓ છે ને તેની પાર કાંઈ નથી એવી જે માન્યતા આજે વ્યાપતી જાય છે એ ખોટી છે, એમ શ્રીમદ્‌ના જીવનનો પ્રમુખ બોધ આજ યાદ કરવા જેવો છે

માણસે સમાજમા રહીને પોતાનો વિકાસ સાધવાનો છે એ નિયમ શ્રીમદે બરાબર જીવી બતાવ્યો હતો તેઓશ્રી ગૃહસ્થાશ્રમ ધર્મપૂર્વક બરાબર પાળવા મથ્યા હતા પણ એટલુ જ માત્ર માનવ્યના વિકાસને માટે પૂરતુ નથી માણસે તો દરેકને સરખી રીતે સુપ્રાપ્ય અને તેથી અનિષ્ટ હરીફાઈને કદી નહિ જન્માવનાર એવુ જે લક્ષ્ય કે આદર્શ હોય તે સાચું માનવુ જોઈએ, ને તેને પહોચવુ એ પોતાનુ કામ ગણવુ જોઈએ અને તે લક્ષ્ય તે આત્મજ્ઞાન છે, જે માનવ્યના પૂર્ણ વિકાસની છેવટની હદ છે આ જો ધ્યાનમા રાખીએ ને એ અનુસાર આપણે સમગ્ર વ્યવહાર ગોઠવીએ તો જ સામાજિક તેમજ વૈયક્તિક જીવનમાં સમતોલપણુ, પ્રમાણબદ્ધતા, ને યોગ્ય આકણી તથા સુખમેળ સચવાઈ શકે સમાજસિદ્ધિ ઉપરાત કાંઈ જ નથી, એ જ આપણી ઇતિકર્તવ્યતા છે, એથી આગળનુ બધુ ધૂર્ત લોકે રચેલુ જાળુ છે કે તરગમાત્ર છે, એવી જાતની નાસ્તિકતાના જમાનામા શ્રી રાજચંદ્રના જીવનનો આ બોધ આપણે પ્રયત્નપૂર્વક સંઘરવા જેવો છે

ધર્મ અને ધાર્મિક પુરુષોના જીવન પ્રત્યે આજ એક પ્રકારની જે ઉદાસીનતા જોવામા આવે છે એ કાંઈક સકારણ છે, પણ તે સજ્ઞાન અને સમજપૂર્વક છે એમ નથી લાગતુ આપણા દરેકમા રહેલી જડતાને કારણે કાળાતરે ધર્મનુ જીવત સ્વરૂપ આવરણોથી ઢકાઈ જાય છે, ક્રિયાકાડ અને વહેમી માન્યતાઓમા તે આવીને અટકી જાય છે એ અજ્ઞાન ઉપર જીવનારા લોકો પણ ઊભા થાય છે પણ એ બધુ ધર્મ નથી આત્મા ઊડી ગયા પછી દેહને જો માણસ કહો તો આવા ક્રિયાકાડ અને વહેમને તમે ધર્મ કહી શકો શ્રીમદ્ રાજચંદ્ર એવા પ્રકારના ધર્મને વરેલા નહોતા કે નહોતા તે કોઈ સાપ્રદાયિક દૃષ્ટિવાળા સાચો ધર્મ જીવવાની જેને તમન્ના છે તે કદી પણ એવુ ન જ કરી શકે, એ ધર્માત્માઓના જીવનનો પ્રધાન સૂર છે આપણે જોયુ કે શ્રીમદ્ નાનપણથી બે સપ્રદાયોના વાતાવરણમા ઊછર્યા ને બેઉના શુભ સંઘરી આગળ ચાલ્યા એમના લખાણોમા ક્યાય સાપ્રદાયિક આગ્રહ કે અનુદારતા તમને જોવાની નહિ મળે વીસ વર્ષની વયે એમણે એક પત્રમા લખેલું તે એમના આખા જીવનમા રહેલી ધર્મવૃત્તિનું દ્યોતક છે

"આત્મભાવમા સઘળુ રાખજો, ધર્મધ્યાનમા ઉપયોગ રાખજો, જગતના કોઈ પણ

પદાર્થ, સગાં, કુટુંબી, મિત્રનો કંઈ હર્ષશોક કરવો યોગ્ય જ નથી. પરમ શાંતિપદને ઇચ્છીએ એ જ આપણો સર્વસંમત ધર્મ છે, અને એ જ ઇચ્છામાં ને ઇચ્છામા તે મળી જશે, માટે નિશ્ચિંત રહો હું કોઈ ગચ્છમા નથી, પણ આત્મામા છુ એ ભૂલશો નહિ ” ધર્મ એ માત્ર માન્યતાનો કે જાહેરાતનો કે કોઈ લેબલપ્રાપ્તિનો વિષય નથી, પણ જીવનમા જીવી બતાવવાનો, આચારનો, અનુસરણનો વિષય છે, અને એવો ધર્મ સર્વસંમત છે,—ત્યા જૈન, વૈષ્ણવ, હિંદુ, મુસલમાન કે એવુ એકે લેબલ નથી લાગેલુ આ સાચા ધર્મનો મંત્ર શ્રીમદ્‌ના જીવનમાં ધ્વનિત થાય છે ધર્મપાલન એ કોઈ ગચ્છમા હોવાપણુ નથી, એ પોતાના આત્માથી ઊગતી વસ્તુ છે. આજના જીવનમા આ વસ્તુ ભુલાઈ જવાથી આપણે કેવીકેવી વિચિત્રતાઓ આપણા સમાજજીવનમાં જોઈએ છીએ! શ્રીમદ્‌ના જીવનનો આ એક બીજો બોધ આપણે યાદ રાખવા જેવો છે સાચા ધર્મજીવન તરફ વળીએ તો વાડાબંધી ન જ રહે પ્રેમ, દયા, ક્ષમા, શાંતિ જેવી દૈવી સંપદ જ આપણને અનુશીલનયોગ્ય લાગે શ્રીમદ્‌ને એ નાનપણથી સ્વાભાવિક હતી એક જગાએ તે કહે છે

> “પ્રીતિ—સરળ વાત્સલ્ય—મારામા બહુ હતુ સર્વથી એકત્વ ઇચ્છતો, સર્વમાં ભ્રાતૃભાવ હોય તો જ સુખ, એ મને સ્વાભાવિક આવડ્યુ હતુ લોકોમા કોઈ પણ પ્રકારથી જુદાઈના અંકુરો જોતો કે મારુ અંતઃકરણ રડી પડતુ ”

આવુ હૃદયમાર્દવ ન હોય તેવી ભૂમિકામા સુખ, શાંતિ કે જ્ઞાન ન ઊગી શકે એ માર્દવ, શ્રીમદ્‌ના શબ્દોમા કહુ તો, સર્વસંમત ધર્મ છે એ ધર્મના પોતે અનન્ય ઉપાસક હતા, અને એનો તે આપણને જીવનસંદેશો આપી ગયા છે એ સંદેશાના જીવંત વાહક બનવા મથીએ તો આપણે એ ધર્મપુરુષની જયંતી યોગ્ય ઊજવી કહેવાય. પ્રભુ આપણને તેમ કરવા બળ આપો એ પ્રાર્થના સાથે, અને શાંતિથી મને વાચતો સાંભળવા માટે ઉપકાર માની, હુ બેસી જવાની રજા લઉં છુ *

* ગઈ શ્રીમદ્ રાજચન્દ્ર જયંતી ઉપર (તા. ૨૧-૧૧-૩૪ કાર્તિક પૂર્ણિમાએ) વંચાયેલુ.

# દર્દ દુર્ઘટ

સુન્દરમ્

( અનુષ્ટુભ )

અરે રે આ બિચારીને જુઓ કૈં કંઈ થાય છે,
નાકનું ટેરવું કેવું વળાંકા શત ખાય છે ! ૧

ઊડે છે અહીંથી ત્યાં ને ત્યાંથી એ આવતી અહીં,
મારા દીવાનખાનામાં દીવાની દર્દથી બની. ૨

બેસતાં ગુલદાને ત્યાં તીવ્ર આઘાત પામતી,
સ્વચ્છ આ શ્વેત શય્યામાં કારમા કંપ વામતી. ૩

છબીની પરીને ગાલે અડતાં ઊડી જાય છે,
મારા સુશ્રીક આ ખંડે લીલા કુશ્રીક થાય છે. ૪

છાતી છે હાંફતી બેદમ, પાંખો પૂર્ણ વીંઝાય છે,
લચે છે આંખના ડોળા કીકી ટગુટગુ થાય છે ૫

જીવડો દેહ છોડી ને ધસવા બ્હાર ધાય છે,
વિશ્વના વૈદ લોકો હે, દર્દ એનું કળાય છે ? ૬

દવા છે દર્દની સ્હેલી, દર્દ દુર્ઘટ જાણવું.
પ્હોંચાડો આવી એ જ્યાથી, માખી એ જાજરૂતણી. ૭

# કળાનું ક્ષેત્ર

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

કળા અને નીતિ વચ્ચે કેવો સબધ હોય એની ચર્ચા ઘણીવાર થાય છે કળા શ્રેષ્ઠ કે નીતિ શ્રેષ્ઠ એ સવાલ પણ અનેક ગોટાળા ઉત્પન્ન કરે છે કળા એ નીતિનુ જ એક અંગ છે, એમ કેટલાક લોકો પ્રતિપાદન કરે છે, ત્યારે બીજા કેટલાક બરાબર એની વિરુદ્ધ જઈ કહે છે કે નીતિ એ જ કળાનુ એક વિશિષ્ટ અંગ છે. કળા એ વ્યાપક સાર્વભૌમ વસ્તુ છે નીતિ એ એક પ્રાતનો જ વિચાર કરે છે. આમ સદાચાર અને સદ્ અભિરુચિ વચ્ચેનો વાદ બહુ ચાલ્યો છે

બેમાથી વ્યાપક ક્ષેત્ર કોનુ એટલો જ સવાલ હોય, તો એ સવાલનો અંત સહેજે આવી શકે એમ છે કેમકે, કળાનુ ક્ષેત્ર કલ્પનાપૂરતુ જ છે, જ્યારે નીતિનુ ક્ષેત્ર જીવનવ્યાપી છે જીવન કરતા બહોળુ આપણે કશુ કલ્પતા જ નથી. વાસ્તવિક જીવન અને આદર્શ જીવનનો સામટો વિચાર કરવાની જેની શક્તિ અથવા ટેવ છે, તે જીવન કરતા ઉચ્ચ અથવા વ્યાપક એવુ ક્ષેત્ર કોઈ કાળે સ્વીકારવાનો નથી કળાનો વિસ્તાર કલ્પના અને ભાવના બહાર જઈ જ ન શકે

પણ આ નિર્ણય ઉપરથી એવુ અનુમાન કાઢવાની જરૂર નથી કે સદભિરુચિએ સદાચારને અંકિત જ રહેવુ જોઈએ.

કળા અને નીતિ એ પરસ્પર નિરપેક્ષ છે એમ માની શકાય એ પરસ્પરવિભિન્ન તો છે, પણ પરસ્પરવિરોધી નથી ઊલટું, જ્યારે એ પરસ્પરવિરોધી થાય ત્યારે નિશ્ચિત જાણવુ, બેમાથી એક અથવા બન્ને ભાન ભૂલ્યા છે, સ્વધર્મથી વિમુખ થયા છે, અને તેથી વ્યર્થ છે કળાને નીતિની ભાષામા સિદ્ધ ન કરી શકાય, નીતિને કળાની ભાષામા ઉદ્દીપિત ન કરી શકાય પણ કળાને નીતિની કસોટી ઉપર કસી શકાય, અને નીતિને પણ કળાની કસોટીએ ચડાવી શકાય

સચ્ચિત્ અને આનંદ આ ત્રણે વસ્તુ એક જ પરબ્રહ્મના પાસા છે એ ખરું, છતા એક પાસાને બીજા પાસાનુ રૂપ ન આપી શકાય તેથી ત્રણને સ્વતત્ર રીતે માનવા પડે છે. સત્ય શિવ સુદરમ્ આ ત્રણને જો એક જ રૂપ આપી શકાત, તો ઋષિઓએ આ ત્રિવિધ ગૌરવ ન જ કર્યો હોત સત્ય જ્ઞાનરૂપ છે, શિવ આચારપ્રધાન છે, અને સુંદર અભિરુચિને વ્યક્ત કરે છે.

કલ્પનાના ક્ષેત્રમાં અભિરુચિ અથવા કળા સર્વોપરિ છે. તત્ત્વજિજ્ઞાસાના ક્ષેત્રમા સત્ય સર્વોપરિ છે. જ્યારે જીવનના સાર્વભૌમ ક્ષેત્રમા શિવ અથવા નીતિ શ્રેષ્ઠ છે

આજના કેવળ કળાના ઉપાસકો આ ત્રણે વચ્ચે જાણે વિરોધ હોય એમ પહેલા માની લે છે. તેઓ કળાના એકાગી સ્વરૂપને સર્વશ્રેષ્ઠ માને છે અને એના તાબામા જીવનને સોપવા માગે છે. આમ પોતાના ક્ષેત્રનુ અતિક્રમણ કરીને કળાને જ જીવનનું આવરણ બનાવવાનો

પ્રયત્ન તેઓ કરતા હોય ત્યારે જો કોઈ એમને રોકે, તો 'એ અબળા ઉપર અત્યાચાર થાય છે, નીતિ શિરજોર થઈ છે' એવી બૂમાબૂમ કરી 'परित्रायतां परित्रायताम्'ના પોકાર કરે છે કલ્પનાનુ ક્ષેત્ર છોડી જીવનક્ષેત્રમા કળાની આણ વર્તાવવા માગનાર આ 'સામ્રાજ્ય-વાદીઓ જ્યારે સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય અને સ્વયનિર્ણયની વાતો કરે છે, ત્યારે એમના દભ અથવા આગ્રહીપણાનુ આશ્ચર્ય થયા વિના રહેતુ નથી

જીવન પ્રત્યે સાવ બેદરકાર થઈ જેઓ ફક્ત કલ્પના કેળવે છે, તેમણે ફક્ત કલ્પના-પૂરતી જ સહાનુભૂતિ માગવી જોઈએ એના બદલામા જીવનમા પણ કલ્પનાપ્રવીણને માટે જ્યારે તેઓ ઉચ્ચ સ્થાન માગે છે, ત્યારે તેઓ સમાજ ઉપર અત્યાચાર કરે છે શેલીના કાવ્યોનાં વખાણ આપણે જરૂર કરીએ, પણ એની કાવ્યશક્તિથી અજાઈ જઈ આપણે એના જીવનના સ્ખલનો પણ રૂપાળા જ હતા એમ કહેવા બેસીએ તો આપણે જીવનનો દ્રોહ કરીએ ઓસ્કર વાઇલ્ડની નવલકથાઓ લોકોને રોચક લાગે છે એટલા માટે એમને જીવનશિક્ષણમા સ્થાન આપવાની કોઈ વાત કરે તો તેને કલામત્ત જ કહેવુ જોઈએ. કલાપી કાવ્યરસિકોનો ભલે રસેશ્વર હોય, પણ એટલા માટે એ આદર્શ રાજા હતો અથવા આદર્શ પતિ હતો અથવા આદર્શ પ્રેમી હતો એમ કોઈ કહેવા જાય, અથવા યુવકોને કલાપીની ઉપાસના બતાવે તો તેની સામે વાંધો જ ઉઠાવવો જોઈએ પ્રેમનુ ઉદાત્ત સ્વરૂપ જાણ્યા વગર પ્રેમની વાતો કરનાર ઘણા જ મળી આવે છે સાચો ઉપાસક જીવનમા વીરધર્મને અનુસરે છે એ સિદ્ધાતને ઊંધો કરી, આસક્ત થવામા જ જાણે બધી બહાદુરી આવી જાય છે અને આશક્નુ વેવલાપણુ દરગુજર કરવુ જ જોઈએ એ જાતનો આગ્રહ રાખનાર લોકો દયાને પાત્ર ભલે હોય, આદરપાત્ર તો તેઓ નથી જ જીવનની દૃષ્ટિએ કલાપીની કિંમત ખૂબ ઊંચી છે, એ વિષે શકા નથી પણ એનુ કારણ જુદુ છે મનના વિકારોને દબાવવા એ ખૂબ પ્રયત્ન કરતો હતો, મેલને એ મેલ તરીકે ઓળખતો હતો કલાપીની નિખાલસતા અદ્ભુત હતી. મલિન વાસના સામેના યુદ્ધમા જેઓ આખર સુધી ફાવ્યા એટલાની જ કદર કરાય એવો જીવનશાસ્ત્રનો નિયમ નથી વીરતા વિજયથી જ સિદ્ધ થાય છે એમ નથી વીરતા તો સતત પ્રયત્નમા રહેલી છે, સત્યનો, આદર્શનો, સદાચારનો ઇનકાર ન કરવામા રહેલી છે.

સત્યનિષ્ઠા, સદાચાર અને સદભિરુચિ આ ત્રણેના સાહચર્યથી જ જીવન સમૃદ્ધ અને કૃતાર્થ થાય છે એ સમજનાર કળા તે જ સાચી કળા એ સમજનાર નીતિ તે જ સદાચાર *

* એક જૂની નોધ.

# ઈનામી વાર્તા

'વાસુકિ'

ઘણે વરસે અચાનક અહીં શહેરમા કિશોરને ભાળીને મનમા હુ અરધોઅરધો થઈ ગયો, પણ કોઈ નહિ ને અહીંની આજકાલની એક યુવતી જોડે એને ઊભેલો જોઈ જાણે એને તોપને મોઢે ચડેલો દેખતો હોઉં એમ તરત બીજી ક્ષણે જ હુ ધાક ખાઈ ગયો વાતાવરણ પ્રસન્ન હતુ એટલુ જરી આશ્વાસન હતુ

બેબિલોના બાગના પશ્ચિમ તરફના મડપો જેને આકર્ષે છે તેને જરી વધારેપડતા આકર્ષે છે, અને ખાસ આંખવાળા લોકો ત્યાંથી પ્રવેશે છે એટલુ જ નહિ પણ નીકળે પણ છે ત્યાંથી અને એ ભાગની આખી રચના જ એવી છે કે જાણે કુદરતના ઊંડાણમાથી તમે બહાર આવતા હો એમ મનને લાગ્યા વિના ન રહે હુ ધંધાદારી માણસ કોક દિવસ ફરવા જાઉં ત્યારે સહજ એ તરફ પગલા વળી જાય અને બગીચાઓમા જોવાનું—બગીચાઓમાં ન્યા જોવું એ કરતા જોવાવુનુ સૂત્ર લઈને ઘણો ભાગ જતો હોવાથી જોવાનુ ક્ષેત્ર બહોળુ, રંગીફાઈરિંગનુ અને છતા વિસારે પડેલુ જ રહે છે—ઘણીવાર ઘણુંઘણુ જોયુ છે, પણ આજનુ દશ્ય તો તદ્દન વા—ન—વા! અને તેમા પણ મારા જૂના લગોટિયા મિત્ર કિશોરને આ બધી ઇંદ્રજાળમા ફસાયેલો જોઈ ને મારા હોશકોશ ઊડી ગયા

લીલોછમ ભરચક મડપ, વચ્ચે છાયાચિત્ર જેવી બે પુરુષસ્ત્રીની આકૃતિઓ ને પશ્ચાદ્ભૂ રંગે છાંટેલા આકાશની. વાંસ એક ઊંચે રહેલો સૂરજ આથમતા પહેલા વાદળાના બાકોરામાથી કિરણરંગોનો વિશાળ વીંઝણો રચી શુ નુ શુ કરવા ધારતો હતો તે સમજાતુ નહોતુ મેઘ-ધનુષની કમાનો સીધી કરવા જતા છટકી ગઈ હોય એવી રંગછટા બધે રેલાઈ હતી અને આ બધા વચ્ચે મારો મિત્ર કિશોર! બાળો ને ભોળો!!

હું અચબામા એકબે ડૂબકી મારી લઉં તેટલામા તો પેલી યુવતી મડપમા ભરાઈ ગયેલો સાડીનો છેડો જેમથી ખેંચી લઈ નીચે ઊતરવા માંડી કિશોરે નીચા નમીને બોર્ડ પર પડી ગયેલું છાપા જેવુ કંઈક હાથમા લીધુ ને ઉતાવળોઉતાવળો બોલ્યો·

'આ તમારુ વર્તમાનપત્ર!'

'હં!' કરીને એણે પૂંઠ વાળી અડધી પળના એ પ્રશ્નસૂચક વળાંકમા આંખના અને ચહેરાના ડાબા ભાગના રંગોને સૂર્યકિરણના વીંઝણાએ એવા પ્રજ્વાળ્યા કે એનુ જાણે એને પોતાને જ ભાન થઈ જવાથી એ 'ટ્રાંકનુ રંગે' એમ ઠસ્સાથી બોલી, ને જોયુ ન જોયુ કરી મોઢું ફેરવી લઈ ઝટપટ પગથિયા ઊતરી ગઈ.

સાચે, મને ખાતરી હતી કે પૂછ્યા પછી કિશોર કંઈ એવુ કબૂલ કરવાનો નહોતો, પણ સાથે એનું હૃદય પણ નીચે ઢગલો થઈ ગયુ લાગ્યુ સામે કોઈ પ્રચંડકાય વાદળાએ સૂરજને એવો ઢાંક્યો કે કિરણોનો રંગવીંઝણો કાગળના ચીની પંખાની પેઠે સમાઈ ગયો. પવનના એક સુસવાટાએ આવીને મડપની વેલને કોઈ ગાંડીની લટોની જેમ વીંખી નાખી.

આકાશના કાળા ધાબાની ભો આગળ કિશોરની છાયાછબી કોઈ કરુણ શિલ્પ જેવી ઊપસી રહી

મેં એને ખભે હાથ મૂક્યો ત્યારે એણે પેલી યુવતીની દોડી જતી મોટર પાછળથી દૃષ્ટિને ખેચી લીધી ને ગુનેગાર હોય એમ મારી તરફ જોઈ રહ્યો

'કેમ, સાહેબ, ઓળખાણ પડે છે કાઈ?'

'એમ સાવ માણસમાથી મને શા સારુ કાઢી નાખે છે?' અને અવાજ સમો કરીને બોલ્યો, 'અહીં આવડા શહેરમાં તારો પત્તો ક્યાથી મેળવવો? અહીં આવ્યો તોયે ગામડે હતો ને હતો, એટલો જ દૂર!'

'તે અહીં બેખિલોનામા પત્તો શોધના નીકળ્યા હશો!' અને મારી ટકોરનો એ ખુલાસો આપે તે પહેલા મેં બીજુ પણ સભળાવ્યુ, 'આ આપણુ ગામડુ નથી કિશોર, અહીં બે ડગલા ચાલતા પહેલા તારે મારા જેવા અહીંના અનુભવી કનેથી ચાર વાત આગળથી જાણી લેવી જોઈએ'

'પણ આ ત્રણ દિવસથી આવ્યો છુ, તે તારી નપામ કર્યા વગર રહ્યો હોઉં તો કહેજે ને કે મારો વાક છે અને ત્રણ દિવસે પણ તુ મળી ગયો એ ઓછુ છે?'

'હવે મળ્યા એ શા કામનુ?'

'કેમ?'

'કેમ શુ? એ તો સારુ છે તે, ભાઈસાહેબ, એ બોમ્બ હોત ન હતા નહિ તો પછી મને શુ મારા જેવા હજારને મળત તોયે તમારો પત્તો ન લાગત,' મેં પરખાવ્યુ જ છેવટે

'પણ છે શુ?'

'વાહ! કિશોર મારો ડાહ્યોડમરો!'

એણે સ્થિરતાથી મારી મજાકને ગળી જઈને ફરી પાછુ પૂછ્યુ,

'પણ છે શુ?'

એના હાથમાથી વર્તમાનપત્ર ઝૂટવી લઈને મેં એના પૂઠા તરફ જોયુ

'આ ચારુસ્મિતા રહો!'

'ચારુસ્મિના કેવી વળી?' અને એ પણ કઈ નવુ જ જોતો હોય તેમ પૂઠા પર સફાઈથી લખેલુ નામ જોઈ રહ્યો, દોડી જતી મોટર પાછળ દોડાવી હતી તે જ નજરથી

પણ એની આખી વાતમા કાઈ માલ ન નીકળ્યો ગામડેથી અહીં નોકરી માટે આવ્યો હતો મારા જેવા ચાર ઓળખીતાપાળખીતાને મળી ક્યાક લાગવગ ચલાવવાનું કહી દિવસનો બાકીનો વખત શહેરના જુદાજુદા સ્થળો જોવા નીકળી પડતો કિશોર વિષે આગળથી જ કહી દેવાની જરૂર હતી કે એ નાનપણથી જ મોજીલા સ્વભાવનો બુદ્ધિશાળી પણ ઓછો નહિ સજોગોને લીધે કૉલેજનુ એનાથી પૂરુ થયુ નહિ, નહિ તો...નહિ તો શા માટે? આમ પણ એની જુદાજુદા ક્ષેત્રોમા પહોચ સાધારણ પ્રકારની નહોતી

બીજે દિવસે સવારે મોડામોડા ઊઠીને કિશોર કાલવાળુ વર્તમાનપત્ર વાચતો બેઠો હતો ત્યા સુમિત્રા ચા લઈને આવી.

'કેમ કિશોરભાઈ, ચારુસ્મિતા આગળ આ ચા ભાવશે કે તમને?'

'શુ તમેય!' અને બોક્થી મારી તરફ એકવાર નજર ફેરવી એને કહેવા લાગ્યો,

'સુમિત્રાભાભી, તમે પણ શું એને વાદે જેમતેમ લઈ પડો છો ? એને તો વાતનું વતેસર કરવાની આદત પડી છે હું મારે નવરો કામધધાવગરનો ફરતો હતો બેબિલોનાના બાગ વિષે પણ ઘણુંબધું સાંભળ્યુ હતુ ત્યાં જતો હતો અને આ ચારુસ્મિતા લખ્યુ છે તે જ એ છોકરી કે કોણ તેની કાંઈ આપણને ગમ નથી ! હુ પગથિયા ચડવા જતો હતો ને એ ઊતરવા કરતી હતી આથમણી તરફથી બધા રગ એની ઉપર પડતા હતા તે એના ચહેરાએ લાંબીવાર ઝીલવા જોઈએ એમ પવનને લાગ્યુ કે શુ, પણ સામે માગ જેવાને આવતો જોઈ મોઢા પર સૌ દર્યભાનથી ઊપજતા સંકોચનો રગ ઉમેરી એ ઝટપટ ઉતાવળે ઊતરી જવા કરતી હતી ત્યા સાડીનો છેડો મડપના સળિયામા ભરાયો મે જરી મદદ કરી ને આ છાપુ આપવા કર્યું, ' પણ એટમા ને એટમા એણે નહિ લીધુ. શુ તમારા શહેરના લોક માનવાળા !'

મારી તરફ ફરીને સુમિત્રા બોલી, ' લાગે છે તો સાચુ ! પણ આ છેડો ભરાવાનુ તો તમે 'શાકુતલ'માથી વાચ્યુ હતુ ને સિવાય આપણે તો કયાય એમ જ્યાંત્યા છેડો ભરાયાનું સાભળ્યુજોયુ નથી' અને કિશોર તરફ ફરીને બોલી, ' જુઓ, આમને તો હુ થોડુઘણુ ભણેલી પણ ચાલી, પણ તમે લાવો તો હવે આવી નવા નામવાળી ધડધડાટ ' શાકુતલ ' વાંચે એવી લાવજો હ !'

આ પીતાપીતાયે કિશોરનુ વાચવાનુ કામ તો ચાલુ જ હતુ સુમિત્રાની શિખામણ એણે સાભળી કે નહિ તે કોણ જાણે, પણ વચ્ચેથી જ એ બૂમ પાડી ઊઠયો,

'મહિનાની ચિંતા તો ટળી, ચાલો!'

'કેમ કઈ નોકરીની જાહેરાતથી આશા આવી કે શુ ?' મે પૂછ્યુ

'ના, ના, આ તો આ 'પરિન્દા'ના તત્રીએ આવતા અઠવાડિયાના અંકની ઉત્તમ વાર્તા માટે પચાસ રૂપિયાનુ ઇનામ જાહેર કર્યું છે.'

'તે તમને મળી ગયુ !' મેં જરી કટાક્ષમા કહ્યુ, ' આપણે નાનપણમા લખતા તે વાર્તાઓ જુદી ને આ જુદી અહીં તો કેવકેવા ધુરંધર.. '

'હવે એનુ તો જોઈ લેવાશે...તારી કને સારા કાગળ હોય કોરા, તો આપને .. અને સુમિત્રાભાભી, કલાક પછી બીજા એક પ્યાલા માટે હક્ક નોધાવી રાખુ છુ '

અને ખરેખર એણે વાર્તા લખી તોબાહ માણુમ ! કાગળની સાથે લડતો હોય એમ બેત્રણ કલાક સુધી એણે ધૂણીધૂણીને કલમ વીંઝયા કરી અને તે જ દિવસે વાર્તા ' પરિન્દા ' ના તત્રીને પહોચતી પણ કરી દીધી નાના હતા ત્યારે અમે છેલ્લી પાટલીએ બેસી વાર્તાઓ લખતા, આગલા પિરિયડમા લખતા અધૂરી રહેલી વાર્તા એકની બીજો પૂરી કરે, એમ પણ ઘણીવાર કરેલુ. પણ એવુ તો સૌ કોઈ લખે છે કહેનારે વાજબી જ કહ્યુ છે કે અમુક ઉમ્મર થાય એટલે મોઢા પર ખીલ થાય છે તેટલી જ કુદરતી રીતે અમુક ઉમ્મરે સૌ કોઈને સાહિત્ય સર્જવાનું પણ થઈ આવે છે, પછી તે કવિતારૂપે, નાટકરૂપે કે વાર્તારૂપે. પણ મે તો વેળાસર એ લત છોડી દીધી અને અહીં કાગળની દુકાન ખોલી ધધામા જ સાર ગણ્યો જાણે એમ મન વાળ્યુ કે કાગળ પર સાહિત્ય સર્જવા કરતાં સાહિત્ય માટેનાં સાધન પૂરાં પાડવાનુ આપણે માટે સર્જાયું છે કિશોરે પણ ત્યારપછી કદી વાર્તા કે એવું લખ્યુ હોય એવો ખ્યાલ નથી. પણ આ વાર્તામા તો એણે કમાલ કરી.

ઇનામ તો જાણે મળ્યું જ, પણ તંત્રી તરફથી બીજી એવી વાર્તાઓની માગ આવી વાર્તા વિષે બીજા વર્તમાનપત્રોમા પ્રશસાત્મક વિવેચન પણ આવ્યુ

શહેરમા નોકરી માટે આવેલા નવા માણસને આપણે નિરાશાત્મક મુરબ્બીવટથી કહીએ એમ મે પણ એને 'મળી રહેશે નોકરી,' 'આ પણ તારુ જ ઘર છે ને ?' 'જમાનો જ એવો છે,' એમ ઘણુઘણુ કહીને એની પ્રતિભાને ઓળખ્યા વિના એનુ અપમાન કર્યું હતુ એમ મને લાગ્યુ અને આ વાર્તાઓવાળી વાત આટલે પહોચી એ જોઈ મે તો એના ધધા વિષેની ચિંતા છોડી દીધી પણ એ પોતે હજી અસ્વસ્થ હતો

'કામધધાનુ તો હવે ઠીક છે,' કહી એણે મને એના કાવતરામા શામેલ કર્યો. પણ મારે એને કહેવુ પડ્યુ.

'એની મે ભાળ કાઢી હતી કહું છુ, વાત જવા દે અહીં તને આટલી નાણાંની પણ સફળતા મળી એ જ તારુ ભાગ્ય બાકી, બહુ આગળ જવામા સાર નથી ને આજની છોકરીઓ! આ, તને કહી રાખુ છુ, પછી કહીશ કે કીધુ નો'તુ, આ આરસ્મિતા બહુ પ્રતાપી સ્ત્રી છે હો !'

'પ્રતાપી! એમ હોય તો વધારે સારુ પણ એ તમારા હજારો વિશેષણોનુ વિશેષ્ય તો 'સ્ત્રી' છે ને ? એ ગમે તેવી હોય, એ પોતે સ્ત્રી છે એ બસ છે'

આવુ બધુ એણે કહેલુ ફરી કહેતા પણ મને પૂરુ નહિ આવડે 'પરિન્દા'માની એની પ્રખ્યાત વાર્તા 'પુરુષ અને સ્ત્રી'મા એણે એ જ કહ્યુ હતુ એક માલદાર ભરવાડની છોકરી કોઈ અજાણ્યા યુવાનના પ્રેમમા પડે છે એટલા ઉપર એણે વાત રચી હતી ઊચે ટેકરી પર એ ઘેટા વચ્ચે ફરતી હતી તેને જોઈને કે પછી મોજથી જ આ યુવાન ગાવા લાગે છે, 'પાદડી, છેડો ઢળકતો મેલ્ય ! અલી પાદડી ' અને પછી થોડીવારે ઊચે જુએ છે તો ઘેટાની શીંગડીમાથી ઓઢણુ છોડવવા એની પાછળ બૂમ પાડતી એ દોડતી હોય છે ઉપર ચડી ઘેટાને પકડી એની શીંગડીમાથી ઓઢણુ છોડાવવામા યુવાન મદદ કરે છે, ને આખો વખત 'પાદડી, છેડો ઢળકતો મેલ્ય!' એમ 'પાદડી' બોલતાં લહેકા કરીને ગાયા કરે છે અને એવડી ખીજથી છોકરી રડી જાય છે ત્યારે એનુ પ્રત્યેક આસુ ચૂમી લઈ એને રાજી કરી દે છે પણ આખો વખત એનુ લહેકાદાર ગીત તો ચાલતુ જ હોય છે. છેવટે માજનુ દશ્ય આપ્યુ છે તે માગથી ઉતારાય એમ નથી ટેકરી પર વૃક્ષકમાન નીચે મેઘરગ્યા આકાશની ભો આગળ બને ઊભા રહે છે પુરુષ અને સ્ત્રી કિશોરે પોતે કરેલા એના વર્ણનમાથી ઉઠાવીને જ બેબિલોના ગાર્ડનવાળી મડપની વાતમા મે રગ પૂર્યા છે કિશોરના એ પ્રેમીઓ વચ્ચેની થોડીક ઘટના સાભળ્યા સરખી છે

એની નમણી દષ્ટિ વિશ્વાસપૂર્વક યુવાનની આખોને અઢેલીને થભી અને ધ્રૂજતા હોઠને સ્થિર કરવા એને બોલવુ જ પડ્યુ

'મારે મા છે, બાપ છે, ભાઈઓ, બહેનો, મૌ છે અમારા તો ઘેટા પણ ગણ્યા ગણાય એમ નથી બધુ હતુ, પણ આમ સૂરજની સામે મારી પડખે એક પળ પણ ઊભા રહીને 'પાદડી' કહીકહીને ખીજવનારની મને આવડી ખોટ હતી એ તો અત્યારે જ સમજાયુ.'

અને બધા રગોનો એક રગ આખમાથી રેલાવતો એ નાચી ઊઠ્યો,

'પાદડી, છેડો ઢળકતો મેલ્ય! અલી પાદડી .'

આખું વાતાવરણ કિશોરે એવું પ્રસન્નમંગલ ચીતર્યું હતું કે દુનિયાના ગમે તે પ્રદેશનાં કે ગમે તે સમયના વિવિધ બાહ્ય આલંબનો અને ઉપાધિઓમાંથી દૂર ખેંચી લીધેલા એવા માત્ર પુરુષ અને સ્ત્રી એ એકમેકને માટે શું છે તેનો દૂબહૂ ખ્યાલ આવે. માનવતાના એક મંગલદર્શન સિવાય વાર્તામાં અત્યારની દૃષ્ટિએ કંઈ ઝાઝું હતું નહિ. પણ એ દર્શન યુગયુગના જાતઅનુભવ પછી કોઈએ વ્યક્ત કર્યું હોય એવી સહૃદયતા અને તીક્ષ્ણતા કિશોરે એમાં પૂરી હતી

ગતે આવીને એણે પોતાના પરાક્રમની વાત કરી એ જ મંડપ નીચે રસ્તા પર એ મોટરમાં બેસવા જાય છે ને હું જઈ ચડ્યો કહ્યું કે આ વર્તમાનપત્ર તમારું જ છે ને તમારે લઈ લેવું જોઈએ, પછી તમે એનું ફાવે તે કરો—મને આપશો તો હું..."

"પણ એ મારું છે જ નહિ," અને શોફરને ગાડી હાંકવા એણે ઇશારો કર્યો, "'પદ્મિની' કરતાં સારાં પત્રો બીજાં કેમ નથી" અને એ જ વખતે એની પેલી બાજૂ બેઠક પર પડેલા છાપા પર મારી દૃષ્ટિ પડી, 'પુરુષ અને સ્ત્રી'વાળો જ અંક હતો

મેં કહ્યું 'તમે ના કહો છો પણ જુઓ આ રહ્યું તમારું નામ પૂંઠા પર, પેલા મંડપ નીચે પડી ગયેલું '

એણે નામ જોયું, 'ક્યાં પડી ગયેલું?' કહી મંડપ ભણી જોયું, અને પોતાના નામને સાર્થક કરી મહેજ મલકાઈ પણ વધારેપડતી ભેટ અપાઈ ગઈ હોય એમ સ્મિતને વાળી લઈને કડકાઈથી બોલી, 'એક નામવાળા તો અહીં હજારો આવતા હશે. માધુ, ચલાવ ' માધુ પાછળ જોવાનો અવિનય કર્યા વગર માત્ર બે કાનનો જ હક્કપૂર્વકનો લાભ ઉઠાવતો હતો તે જરી પાછળ ફર્યો અને 'બાઈ'ના ગુસ્સાને શોભે એવા જ દમામથી મારી તરફ હાથ લંબાવી બોલ્યો 'ભલા માણસ, જિકર કશાની? મલા દ્યો ' પણ એને મેં ભળતો જ 'પુરુષ અને સ્ત્રી'વાળો અંક આપ્યો અને એની નોંધ લઈને એ નીચે કાંઈ પડી ગયું હોય એ જોવાને બહાને મોટર ઊપડ્યા પછી પણ મોઢું બહાર કાઢી પાછળ જોઈ રહી મંડપના પગથિયાં ચડતાંચડતાં મેં એ જોઈ લીધું હું માનું છું કે એનું ચાલત તો એ મોટરમાં દોડી જવા કરતાં મંડપ નીચે ઊભા રહેવાનું પસંદ કરત,—આથમતા સૂરજની સામે, એક સ્ત્રી તરીકે '

'એક પુરુષને પડખે!' વચ્ચે હું બોલી ઊઠ્યો

એ જરી છોભીલો પડી ગયો. પણ તરત આત્મશ્રદ્ધાથી બોલ્યો 'તું ગમે તેમ કહે મેં કંઈ નવું કહ્યું નથી એ દિવસે અમે પ્રથમ મળ્યા ને એના મોઢા પર રંગોની છટાને પણ પ્રાણ અર્પતી જે પલક માટેની લાલસાતૃપ્તિ હતી તે જ મેં 'પુરુષ અને સ્ત્રી'માં યુવાનને પડખે ઊભેલી ભરવાડબાલાના શબ્દોમાં ઉતારી છે તને ને મને ખબર પડે તે કરતાંય એને એ વિશેષ સમજાઈ ગયું હશે ફેર માત્ર એટલો કે એ પોતાનો ભાવ કહે નહિ કે કહી શકે નહિ, ને મેં ચોરની માફક એની ભીતરની એ વાત પ્રગટ કરી દીધી એણે મોટર ઊપડ્યા પછી મારી તરફ જોયું તેમાં એ જ શબ્દો હતા 'ચોર!' 'ચોર!'

મેં એને અટકાવ્યો, 'તું તો મેસ્મેરિઝમની કે હિપ્નોટિઝમની વાત કરતો હોય એમ લાગે છે બધું આ વીસમી સદીમાં વાસ્તવિક લાગતું નથી હજી ચેતે તો તને કહી રાખું છું કે આ વીસમી સદીની છોકરીઓ અજબ માયા છે, એ એટલી બધી બુદ્ધિશાળી અને વાસ્તવિકતાપ્રિય છે કે સૈકાઓજૂની એમની આસપાસ વિંટળાવવામાં આવેલી આસમાની

(romance)ની એમની પાસે આશા રાખીશ નહિ. આ ચારુસ્મિતાની જ વાત લે. એને બેબિલોના ગાર્ડનમાં જ તારા જેવા, તને પણ ટપી જાય એવા કેટલા મળતા હશે? અને એ એક બેબિલોનામાં જ જઈને બેસી રહેતી હશે એમ માને છે? નિશાળ કે કોલેજ, જ્યાં જતી હોય તેમાં, સિનેમામાં અને બીજી જાહેર જગાઓએ એને કેટકેટલા ને કેવાકેવા માણસો મળતા હશે! પછી તું તારે ભ્રમણામાં રહેવું હોય તો રહ્યા કર કે એ એક તારું જ અખંડ ધ્યાન ધરી રહે છે.

હું બોલતા બોલી ગયો, જરી ભાષણની ધૂનમાં આવી ગયો હતો પણ તરત મને લાગ્યું કે મેં એના અન્તસ્તલ પર કરપીણ આઘાત કર્યો હતો.

'પરિન્દા'ના બીજા અંકમાં કિશોરની 'અનંત ક્ષણ' નામની વાર્તા પ્રગટ થઈ એણે હજારોનાં હૈયાં નિચોવ્યાં હશે. પહેલી વાર્તા જેટલી પ્રસન્ન અને મંગલ હતી તેટલી જ આ કરુણ અને અમંગનિરાશાભરી હતી. એમાં નાયક પ્રિયતમાને સમજાવે છે

'ભૂસી નાખ, ભૂસી નાખ, આયુષ્ય ઉપરથી આ આટલી ક્ષણને ભૂસી નાખ તારા કુટુમ્બી ખાતર, તારા પૂર્વજીવન ખાતર, ભાવિ જીવનની આશાઓની ખાતર. પાટી પર ખોટો આંકડો પડે તેને મહેતાજીની ધાકે નાનું બાળક ઝાઝા મથન વગર આસાનીથી ભૂંસી નાખે છે એમ જ વળી.'

'નાનું બાળક!, ખોટો આંકડો!.. મહેતાજીની ધાક!.. આસાનીથી!.. હવે તું બસ કરીશ. આ એક ક્ષણને ભૂસી નાખું તો પછી સાગરમાં રહ્યું શું? આ એક ક્ષણ માટે તો સત્તર વરસ સુધી મહાકાળને આરે મેં અનિમિષ રાહ જોઈ છે.'

'તો આ આટલી ક્ષણ પર મુસ્તાક રહીને બીજાં સિત્તેર એમ ન કાઢી શકે?'

'ન શકું એ પ્રશ્ન કેવો? પણ તું ક્રૂર શા માટે થાય છે? એની વ્યથા, એનો ભાર, એની મૂલ્યવત્તા, કશાનો તને ખ્યાલ છે? ભારેલું સ્ત્રીત્વ એકવાર સંકોરીને એને શમાવી દેવું, એનો શો અર્થ તે સમજે છે જરી?'

'તેથી તો કહું છું આ ક્ષણને ભૂંસી નાખ. કાળના લહેરતા મહાસાગરમાં એક ટીપાને પકડી રહેવામાં માલ શો? આયુષ્યમાં એવી તો લાખોકરોડો ક્ષણો આવશે ને જશે, બધાની પાછળ ઘેલા ન થવાય.'

'આખું આયુષ્ય ભલે કે ચાર ક્ષણોનું જ બનેલું હોય છે બસ, હવે તો મને મળે આવી એકાદ અનંત ક્ષણ અને મૃત્યુ.'

પછી નાયકનાયિકાનું શું થયું તે પૂછશો નહિ બધું 'પરિન્દા'માં પ્રગટ થઈ ગયેલું છે, ને એ વાતોવાતોને મેં કોઈ આખરાણું રચ્યું છે. આ વાર્તા વિષે પાછળથી સાંભળ્યું હતું કે એના એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં ભાષાંતર થતાં ગયાં ને છેવટ 'પરિન્દા'ના જ કોઈ ભાઈબંધ પત્રમાં પરપ્રાંતની ઉત્તમ વાર્તા તરીકે એના નવા સુધારા-લેબાસમાં દર્શન થયાં હતાં.

એક રાતે મેં ધીરે આવીને કિશોરને અભિનંદન આપ્યાં 'ભાઈ, તારામાં પણ કોઈ વશીકરણવિદ્યા જેવું લાગે છે. એ જ મંડપ નીચે એ જ ચારુસ્મિતા 'પરિન્દા'નાં પાનાથી આંસુ લૂછાવતી આજે વિનવતી હતી.'

'હું કહું છું ને કે એ દિવસના અમારા આકસ્મિક મિલનમાં બધું જ મને સ્પષ્ટ

દેખાઈ ગયું હતું મને એ બધુ વ્યક્ત કરવાનો જોગ છે, ને એને નથી એટલુ જ. એ ગાજના અનુભવની પકડમાથી એ છૂટી શકે એમ નથી પણ પોતાના ભાવને મોકળાશથી વ્યક્ત કરતા એને વખત લાગશે જગત જ એવુ ગ્યાયુ છે કે ધ્યેયનો ખરો રસ્તો છોડીને તમારે આટીઘૂટીઓમા આખડતા જ જવુ પડે પણ હુ રસ્તો મોકળો કરવાની જ પેરવીમા છુ '

એ આ બોલ્યો ત્યારે કોઈ જાદુગર જેવો મને ભાસ્યો બરોબર ગણતરી પ્રમાણેના ચોક્કસ પરિણામો લાવવા માટે એકેએક દમ લેતો હોય એવી એની મુખમુદ્રા હતી.

'પરિન્દા'મા પછી તો એની ત્રીજી ને ચોથી ને પછી પાચમી એમ એક પછી એક વાર્તાઓ આવતી જ ગઈ. દરમ્યાન માગ કાગળના કારખાનાની સ્ટેશનરીની શાખાને અગે કેન્વાસરનુ કામ પણ એને ફાવે તેટલુ એ કરતો ત્રીજી વાર્તા 'અનત ક્ષણ'ના લખનારે લખી જ ન હોય એવી બુલદ આશાભરી હતી એમા આદર્શના ગગનસ્પર્શી ધબકાર હતા. ખુદ કાળ (સમય) મરે છે પણ પ્રેમ કદી મરતો નથી એવી એમા ઘોષણા હતી પછીની વાર્તા 'આત્મહત્યા' તે તીણો કટાક્ષ જ હતી મુદ્રા નામની નાયિકા પોતે થઈને નાયક હરીન્દ્રના હૃદયમા પ્રવેશે છે ને પછી એને છેહ દેવા પ્રયત્ન કરે છે

'મુદ્રા, ભૂલી ગઈ, તુ જ કહેતી હતી ને કે તુ મારા હૃદયના ઊંડામા ઊંડા ભાગમા પ્રવેશી ગઈ છે ' પણ મારુ હૃદય તો તેં ભાગી નાખ્યુ ! ભલે ! પણ એમા રહેલી તારી જાતને પણ તેં ભાગી નાખી. તારી આ આત્મહત્યા માટે તને તુ શી રીતે માફ કરીશ ?'

હરીન્દ્રનો આવો કાગળ મુદ્રાને મળે છે અને રખે પોતે એને આઘાત લગાડે ને અતે પોતાનો પણ ઘાત કરે એ ડરથી એની કને દોડી જાય છે, અને વાર્તાનો સુખી અત આવે છે

એક સવારે કિશોર વિજયી યોદ્ધાની માફક દાદર ચડતો ઉપર આવ્યો 'કેમ, છે કઈ ?' મે પૂછ્યુ અમે ઓફિસમા જવા માટે મોડુ ન થાય તેથી જમતાજમતા જ વાત ચલાવી.

'એ તો તમારી આ સ્ટેશનરીના ઓર્ડર લેવા ગયેલો .' અને એ પાણી પીવા થભ્યો વચ્ચે પાણી નાકે ચડી ગયુ ને ઉધરસ ખાવા લાગ્યો એટલે પીરસનાપીરસતા સુમિત્રા બોલી, 'તમને ચારુસ્મિતાએ સભાર્યા ખરા !'

' હ ! બોલ, ઓર્ડર કેટલા લીધા આજે ? કે પછી સુમિત્રા કહે છે તેમ જ ?'

'અંધુધાર પર ગયો હતો,' અવાજ ઠેકાણે લાવીને એણે કહ્યુ

' ચારુસ્મિતાને ત્યા ?—જો, તને કહું, આ તેં ઠીક ન કર્યું તુ ગમે તેવો પ્રતિભાશાળી એ કબૂલ. પણ છેક એટલે સુધી પહોચી જવાની જરૂર ન હતી

' તમારી શિખામણ બધ કરશો ? કહો, કહો, કિશોરભાઈ, ક્યારે ભાભી લાવો છો ?' સુમિત્રાથી ન રહેવાયુ અને વેળાસર એ કિશોરની બહેન પણ બની ગઈ

'તુ ખોટો ગભરાય છે કેમ હુ કઈ માણસ નથી તે કશુ સમજુ જ નહિ ? અંધુધારને બારણે એ મોટરમા બેસવા આવતી હતી ત્યા પગથિયા આગળ જ મેં એને રોકી અને પૂછ્યુ કે સ્ટેશનરી જોઈતી હોય તો મને કહે એણે એવી તો તુમાખીથી મારી સામુ જોયુ કે મને થયું કે ક્યા મે આટઆટલી વાર્તાઓ પાછળ સમય ગુમાવ્યો !'

' નહોતો કહેતો ?'

' એમને બોલવા તો દો પૂરુ,' સુમિત્રા બોલી

" પછી તોયે મે ફરી પૂછ્યુ. અને એનો મિજાજ હાથમાં ન રહ્યો. બોલી, 'મારે કંઈ પણ જોઈએ તો નોકરો મારફત હું મગાવી શકુ છું માફ કરજો' શી કદી ભાવહીનતા!"

'પણ તમે તમારું નામ નહિ કહ્યું?' સુમિત્રાએ કિશોરને ચિંતાથી પૂછ્યું

"નામ આપવામાં શી મઝા? પણ હું એ વાત પર જ આવું છું. પછી મેં પણ કહ્યું 'નોકરો મારફત જ ચીજો મેળવવાનો તમને મહાવરો હોય તો મારે કંઈ કહેવું નથી માફ કરશો' અને તરત જ હું પાછો ફરી ગયો, મારી છેલ્લી વાર્તામાં સુમત વિદ્યુલ્લતાની બારીએ જરી ડોકયા પછી વળી જાય છે તેમ"

'સુમતની જેમ? એને તો તમે પછી નદીકિનારે આપઘાત કરવા મોકલ્યો છે!' સુમિત્રા ચોંકી ઊઠી

'પણ મને તો આ વિદ્યુલ્લતાએ બચાવી લીધો એ ડગલાં ચાલ્યો એટલે ડેલાણે આવી ને બોલી—વધારે મોટા પણ કૃત્રિમ જોસવાળા અવાજથી, 'ઠીક ત્યારે, તમારી ઑફિસનું એડ્રેસ નાખતા જાઓ ફાવશે તો બીજે કરતા તમારે ત્યાંથી મગાવશું' અને પછી મેં સરનામાની ચબરખી આપી તે માધુને લઈ લેવા એણે કહ્યું ત્યારે એ બરોબર ચારુસ્મિતાની પેઠે જ મલકાઈ, પોતાની કુશળતા પર, મારી શક્તિની દીનતા પર"

'કંઈ નહિ, એ તો પણ હવે તમારી ઉપર કાગળોના વરસાદ વરસવાના!' સુમિત્રા બોલી

'હું વાર્તા લખીશ,' કહી કિશોર એ બપોરે ઑફિસે નહિ આવ્યો. 'મૂંઝવણ' નામની એક નાની તોફાની વાર્તા સાંજ થતામાં તો એણે તૈયાર કરી દીધી. સુહાસિની નામની એક કુમારી પ્રથમ પ્રેમપત્ર લખવા માટે કલમ ઉપાડે છે ને એના હૃદયમાં જે જે ઊર્મિઓ ઊઠે છે તે એણે એક નાનકડા સરળ વાક્યમાં જ સમાવી હતી.

'હું મારી જાતને ઓળખું તે કરતાં તમે વધારે સારી રીતે ઓળખો છો, પછી હું તે તમને શું લખું?

મેં કહ્યું, 'વાર્તા સુંદર છે 'પરિન્દા'પ્રિય લોકો તને મુબારકબાદી આપશે'

'જાય એ સૌ જહાન્નમમાં! મારે પોતે એને એવું સૂચન આપવું નથી કે એ મારા એડ્રેસનો ઉપયોગ કરી પત્ર લખે એમાં મને સુરુચિનો ચોખ્ખો ભંગ જણાય છે આ વાર્તા પ્રગટ નહિ થાય'

અને બીજી વાર્તા લખવી એમાં શું? બીજી સવારે એણે 'કદી નહિ, રે! કદી નહિ!' નામની વાર્તા લખી ને 'પરિન્દા'માં એ પ્રગટ પણ થઈ એ વાર્તા રૂપકાત્મક હતી આશાની સભરતા અનુભવ્યા પછીના નૈરાશ્યથી એ ઊભરાતી હતી; પળચૂક્યા એ પ્રેમી પછી કદી જ મળી શકતા નથી એની કરુણગાથા એણે ઉતારી હતી

તે પછીના અંક માટે 'આવતી કાલ વિનાની આજ' નામની વાર્તા એણે માંડી હતી ત્યાં 'આ તમારી ચારુસ્મિતાનો પત્ર' કરતી સુમિત્રાએ જઈને એના કામમાં ખલેલ કરી.

'હવે તમે રોજ રોના ચીડવો છો? મને તમે ચીડવશો, રડાવશો તો યાદ રાખજો તમારે, આખા જગતને પણ મારે આંસુએઆંસુએ હૈયાં હાલવવાં પડશે આ વાર્તા એકવાર પૂરી તો થવા દો'

'ના, પણ, મશ્કરી નથી જુઓ આ!'

અને કાગળ વાંચીને કિશોર શું ઉલ્લાસમાં આવી ગયો! "જુઓ, ભાઈસાહેબ, પેલી 'મૂંઝવણ' વાત આપણે દબાવી રાખી તે ઠીક જ કર્યું ને? નહિ તો એમાંનું સુહાસિનીનું જ વાક્ય અહીં નવેસરથી શી રીતે જોવા મળત?"

એણે આ ચારુસ્મિતાના પ્રકરણમાં અમારાથી પડદો રાખ્યો જ નહોતો. સુમિત્રાએ મોટેથી કાગળ વાંચ્યો.

'હું મારી જાતને ઓળખી શકું તે કરતાં વધારે સારી રીતે તમે મને શી રીતે ઓળખી ગયા? એ સાંજે પેલા મંડપ નીચે, ભરવાડની છોકરીના હૃદયમાં જાગે છે (પુરુષ અને સ્ત્રી) તેવી ઊર્મિઓ મારા હૃદયમાં જાગી હતી એની તમને શી રીતે ગમ પડી? અને એ 'અનંત ક્ષણ'ની પ્રાપ્તિ માટે મેં મારું આયુષ્ય રાહ જોઈજોઈને ગાળ્યું છે એમ મને સમજાય તે પહેલાં તમે શી રીતે જાણી લીધું? 'આત્મહત્યા' વાંચીને તો હું ત્રાસી ગઈ હતી. હું મુગ્ધા છું એમ તમે કહેવા માગો છો? તો તમારી ભૂલ છે. હું એવી રીતે તમારા હૃદયમાં પ્રવેશવા ક્યારે આવી હતી—એવુંએવું મને થયું. પણ એ સવારે મને, તમારી જ વાર્તાની વિશ્રુંખલતા પેઠે, તમને હાંકી મૂકવાની તક મળી ત્યારે મને કંઈ સમજ પડી હશે, કહો! પણ હું વિશ્રુંખલતા છું એમ તમે કહેવા માગતા હતા? એણે તો સુમતને તિરસ્કારનો તે શબ્દ સુદ્ધાં ન કહેલો, ને હું? ચાલો આત્મપ્રશંસા નહિ કરું. આ કાગળ તમને લખું છું તે મારી જ કુશળતાને આભારી છે એ તમે પણ કબૂલશો. બાકી તમે તો 'કદી નહિ, રે કદી નહિ!' કરીને બેસી ગયા એ જ.'

પછી એ બેની વચ્ચે કાગળવ્યવહારનું બહુ લાંબું ચાલ્યું. પ્રમાણમાં વર્તારો ઓછી થતી ગઈ. જોકે વચ્ચેવચ્ચે 'પરિન્દા'માં એકાદ ચમકતી વાતો આવી જતી.

બેબિલોના ગાર્ડનના એમના મંડપ તળે એ ઘણીવાર મળતાં, અને સાથે ફરતાં. એમનાં અને વાતો કરતાં કિશોરોની સાથે ફરવું એમનું, વાતો કરવી, એ આટલા સમય દરમ્યાન ખાસ અધિકાર જેવું થઈ ગયું હતું. લોકોમાં ખાસ કરીને 'પરિન્દા'ના 'વાચકવૃંદ'માં ગણગણાટ શરૂ થઈ ગયો કે અમુક વાર્તાલેખક અમુક શિક્ષિત કન્યા જોડે પરણવાનો છે.

અને ખરેખર 'ચારુકિશોર લગ્ન' એવા મથાળા સાથે એક સુંદર સમાચાર વર્તમાનપત્રો નગરમાં વહેંચાયા. પણ ખરા અને 'પરિન્દા'એ પણ પોતાના માનીતા લેખકનો અભ્યુદય વાંછી અભિનંદન આપ્યાં.

કોઈ કોઈએ આલોચનાઓ પણ કરી.

'વાર્તા લખે એટલે શું ગઈ ગયું?' એમ તો આગારે ભાનુ શાક મકાનથી સમારી જાણે છે!'

'ચારુસ્મિતાને કોઈ પૈસેટકે સુખી એવો ભણેલોગણેલો વર ન મળ્યો તે આ છાપાવાળાને ..?'

'ભાઈ, આજના છોકરા ક્યાં જઈને ઊભા રહેશે તે જ સમજાતું નથી!'

'કોણ જાણે કોનો છોકરો છે? ક્યાં એના ઘરબાર હશે? એવાને તે રસ્તા પરથી હાથ ઝાલીને પરણી બેસાતું હશે? એવા તો ઘણાય રખડતા આવે છે.'

પણ કોઈ કહેતું નહિ કે ત્યારે પરણવામાં ખાસ કરીને જોઈએ શું. ચારુસ્મિતા સૌને એક જ જવાબ આપતી, 'મારે એ છે એથી મારાની ગરજ નથી. હું પાછી બાહુ મારી!'

સાંજની ગાડીમાં બન્ને કોઈ સારે ઠેકાણે પ્રથમ માસ માટે ચાલ્યાં જવાનાં હતાં. એની તૈયારી થતી હતી.

'જતાં પહેલાં એક વાત જરી પૂછી લેવાની છે,' મેં કહ્યું. 'મારા ટેબલના ખાનામાં

વાર્તા પડી છે તે 'પગિન્દા'ને મોકલી આપુ કે?' હુ લગભગ એના સેક્રેટરી જેવો થઈ ગયો હતો

'ના, ના જોજો મોકલતા '

'એ પૈસા મળશે, કામમા આવશે શો વાધો છે?' મેં દલીલ કરી

ચારુસ્મિતા સુમિત્રા જોડે વાતો કરતી હતી તે વચ્ચે બોલી પડી, 'નથી જોઈતા પૈસા'

કિશોરે આશ્ચર્યથી અને સહેજ ગુસ્સાથી—કદી નહિ ને આજે—મને કહ્યુ, 'તે એમ માન્યુ હતુ કે પૈસા માટે મેં લખ્યા કર્યું છે?'

'નહિ? હું તો કહુ છુ બીજી પણ વાર્તાઓ લખે તો સારુ'

'અરે! વાર્તાઓ તો છેલ્લો જ્યારે જીવનમાં કંઈ નહિ રહે ત્યારે વાર્તાઓ પાછી ક્યા ચાલી જવાની છે? જે જીવી ન શકાય તેને આપણે કલ્પિત પાત્રો મારફત જીવવા પ્રયત્ન કરીએ છીએ આપણા જ પાત્રોના જીવનનો દશમો ભાગ આપણા જીવનમા ઉતારવા આપણે ક્યારે પ્રયત્ન કર્યો? મારી હમણાહમણાંની વાર્તાઓના નાયકો—મેઘનાથ, પર્ણકેતુ, મન્જુલ જાણે મારી હાસી કરી રહ્યા છે. 'પુરુષ અને સ્ત્રી'માના યુવાનના આદર્શને તો પહોચુ, પછી વાર્તાઓ તો છેલ્લો! ચાલ, ચારુસ્મિતા, 'છેડો ઢળકતો મેલ્ય?"

એમને સ્ટેશને વળાવી આવીને ટેબલનુ ખાનુ ખોલીને મે અદર તૈયાર પડેલી વાર્તા વાચી એમા નાયક ધનજય પોતાના પરાક્રમોની પરપરાથી શશિલેખાનો પ્રેમ મેળવે છે ને એને પરણે છે પણ એમા શશિલેખાનુ પાત્ર એવુ છે કે શરૂઆતમા એ ધનજયને પરાક્રમમા પ્રેરે તેવી છે, પણ પછી પરાક્રમી ધનજય આગળ એનુ વ્યક્તિત્વ એટલુ દબાઈ જાય છે કે ધનજયના પ્રત્યેક કાર્યમાથી વિશિષ્ટ ગુણનુ દર્શન કરી તે પોતાનો વિકાસ સાધે છે આમ ધનજય કોઈએક કાર્ય કરે એટલે એનુ માનવની દષ્ટિએ જે કઈ મૂલ્ય હોય તે ચકોર શશિલેખા પકડી લે અને પોતામા પચાવી જાય ધનજયને થાય છે કે શશિલેખાના સ્વતત્ર વિકાસ ખાતર એણે પરાક્રમો ખેડવાનુ બધ કરવુ જોઈએ, કારણ કે એના કાર્યમાંથી આત્મસૂચન મેળવ્યા વિના શશિલેખાને ચાલે જ નહિ તો તો અસહ્ય સ્થિતિ ઊભી થાય એવી છાયાને શુ કરે? અને એની આગળ પરાક્રમ કે પ્રેમ એવી દ્વિધા ઊભી થાય છે ..વાર્તા આગળ વાચતા થભીને હુ વિચારમા ઊતરી પડ્યો કે શુ કિશોરે પોતે ચારુસ્મિતાને પોતા તરફ એનામા પ્રેમ ઉત્પન્ન કરવા વાર્તાઓ દ્વારા આત્મસૂચન આપ્યા હતા? હવે એ આત્મસૂચનોનુ ફળ મળી ગયુ એટલે અને ચારુસ્મિતા પોતાની વાર્તાઓના સ્ત્રીપાત્રોના પડછાયા સમી ન બની જાય માટે એ વાર્તાઓ લખવાની ના પાડે છે? મને થયુ કે વિદ્વાનો કહે છે કે સૌ કળાનુ મૂળ જાતીય (sex) સવેદન છે એ વાત સાચી છે કિશોરના જાતીય જીવનમા હવે વાર્તાકળાની ઝાઝી જરૂર રહી નહિ પછી શા માટે એ એને વળગી રહે?

અને મને ખાતરી હતી કે આ મોજીલો યુવાન પોતે ઇનામની વાર્તા લખી ત્યાંથી ચારુસ્મિતાને મેળવી એ દરમ્યાનની આ રસિક વાત કદી લખવાનો નથી એટલે જેવીતેવી પણ મારે જ એ લખવી જોઈએ.

એ શા માટે લખે?

એને એનુ ઇનામ મળી ગયુ હતું.

# સોશિયાલિઝમ વિષે કંઈક

ડૉ. સુમન્ત મહેતા

જગતમાં લાખો વિચારકો એવા છે કે જેમને હાલની સમાજવ્યવસ્થા ગાંડી, ઘેલી, અન્યાયી, અને અસહ્ય લાગે છે આજના સમાજમા થોડા માણસો એટલા બધા સાધનસંપન્ન છે કે તેમને નાણાનું શુ કરવું તે સૂઝતુ નથી અને બીજી બાજૂએ લાખો કરોડો માણસોને ખાવાના સાસા પડે છે અમેરિકા બધા દેશો કરતા વધારે પૈસાદાર ગણાય છે, ત્યા કપાસ અને ઘઉંનો પાક એટલો બધો ઊતરે છે કે એ બન્ને ચીજોને બાળની પડી છે, અને હાલમા જ ખબર આવે છે કે આ શિયાળામા ૨ કરોડ માણસોને માટે રાષ્ટ્ર તરફથી ખાવા—રહેવા માટે યોજના કરવાની છે ૧૨ કરોડની એકંદર વસ્તીમાથી ૨ કરોડ ('મુંબઈ ટાઇમ્સ,' ૨૯–૧૦–૧૯૩૪)

જે સ્થાપિત ધર્મો છે તેના મંદિરો, દેવળો કે મસ્જિદોમાથી અગર તેમના ધર્માચાર્યો કે પૂજારીઓ તરફથી જનસમાજને કેટલી પ્રેરણા મળે છે તે પણ આપણે જાણીએ છીએ

સમાજના બંધારણમા સમાનતા પ્રેમભાવ (અહિંસા) અને બંધુત્વનુ કેટલુ સ્થાન સચવાઈ રહ્યુ છે તે પણ આપણા જોવામા દરરોજ આવે છે

આ બધી અવ્યવસ્થા, પ્રેમનો અભાવ, સ્વાર્થને અપાતુ મહત્ત્વ ટાળી શકાય તેવા અજ્ઞાન, ગંદવાડ, અનારોગ્ય અને પીડા, ક્લેશ અને કુસંપ આ સર્વેને દૂર કરવા માટે લાખો માણસો આતુર છે, તેમ કરવા માટે પોતાની બધી શક્તિ અર્પણ કરવાને ઝંખી રહ્યા છે

ઘણાઘણા પ્રયોગો થયા છે, ઘણી યોજનાઓ છે ઘણા માને છે કે રાષ્ટ્રનો વહીવટ એટલે રાજકીય સત્તા મેળવીશુ ત્યારે જ આપણે સમાજવ્યવસ્થા સુધારવામા સફળ થઈશુ તે રશિયામા થયેલા અથવા ચાલતા સુધારા બતાવે છે કોઈ કહે છે કે હિંદમા ૯૨ ટકા જેટલી વસ્તી નિરક્ષર છે ત્યાસુધી સુવ્યવસ્થાની વાતો કેવળ નિરર્થક છે અને કોઈ કહે છે કે તમારુ આધ્યાત્મિક બળ કેળવો એટલે જગતમા ઈશ્વરનુ સામ્રાજ્ય સ્થપાશે, માણસોમાં ઈશ્વરના ગુણો ઊતરશે, ઈશ્વરી શક્તિ આવશે, આજે કલ્પી ન શકાય એવું તેજ મનુષ્યમાત્ર મેળવી શકશે.

× × ×

સોશિયાલિઝમનો અર્થ સમાજવાદ નથી શબ્દો વાપરીએ એટલે મૂળ ભાવનાને અમુક મર્યાદા અથવા સંકોચમા બાંધી લેવી પડે સોશિયાલિઝમ એ એક 'વાદ' નથી, એ ધર્મ છે, ઉચ્ચ જીવન છે દરેક માણસ જે સમાજવાદી અગર સામ્યવાદી કહેવડાવે છે તે ઉચ્ચ જીવન ગાળે છે એવુ કહેવાનો મારો આશય નથી પણ જે માણસ સોશિયાલિઝમનુ રહસ્ય સમજે છે તે તેના સિદ્ધાંતોમા ઊંચામા ઊંચા આદર્શો જોઈ શકે છે, અને તેને અમલમા મૂકવાના એટલે જીવનમા ઉતારવાના માર્ગો જાણે છે તે પ્રમાણે કરવાના તે પ્રયત્નો કરે છે કે કેમ અને તેમ કરવામા તે કેટલે અંશે સફળતા મેળવે છે એ જુદો પ્રશ્ન છે

અંગ્રેજ કવિ બ્લેઈકે એક સૂત્ર કહ્યુ છે, તેનો ખૂબ ઊંડો વિચાર કરવા જેવુ છે

" Religion is politics and politics is brotherhood "

ધર્મ એટલે રાજકારણ અને રાજકારણ એટલે બંધુત્વ છે

સ્વામી વિવેકાનદે કહ્યુ છે કે જો તમારે ઈશ્વરને સાધવો હોય તો મનુષ્યસેવા કરો: "If you want to find God serve Man" આ સેવાને હું રાજકારણ કહુ છુ મારી દૃષ્ટિએ ધારાસભા અને મહાસભા એ બન્ને મનુષ્યસેવા કરવાના સાધનો છે પણ રાજકારણમા ધર્મ જેવો એ સહેલુ કામ નથી તેને માટે સાધના કરવી પડે છે, અથવા જેને તપશ્ચર્યા કહે છે તેનો આશરો લેવો પડે છે ધૂણીનો તાપ નહિ એ તો સૌ સમજે છે પણ હુપદ અને સ્વાર્થને બાળી નાખવાની ધૂણી ખરી, અને તે પ્રકારની તપશ્ચર્યા

બીજા એક કવિએ કહ્યુ છે

" None can usurp this height
But those to whom the miseries of the world
Are misery, and will not let them rest "

ખરો સોશિયાલિસ્ટ તો એવો હોય કે જેણે બુદ્ધભગવાનની માફક જગતના દુ ખોને પોતાના કરી લીધા હોય, જેનુ હૃદય બીજાના દુ:ખોથી રડ્યા કરતુ હોય અને સુખ કે શાતિ ભોગવવા ન દે આપણા આર્યસસ્કારોનુ એક મહત્ત્વ એ છે કે આવા દુ:ખોના કારણો શોધી કાઢ્યા પછી અને તેના નિવારણોના તત્ત્વો શોધીને એવા તપસ્વીઓ પોતે સુખદુ:ખથી અને અશાન્તિથી પર થઈ ગયે છે

તપસ્વી કે ઋષિ એવા પ્રચલિત શબ્દો હુ વાપરુ છુ તેમા એવો જરા પણ ભાવ નથી કે બે, ત્રણ, ચાર કે દસ હજાર વર્ષ પહેલાના તત્ત્વચિંતકો આપણા કરતા અતિ ઉત્તમ હતા, જેમના જેવા માણસો આ યુગમા પાકી શકે જ નહિ હુ તો તેનાથી ઊલટુ એવુ માનનારો છુ કે ડુગર દૂરથી બહુ રળિયામણા લાગે છે અને આજના જગતમા એવી વ્યક્તિઓ છે જેમનુ જ્ઞાન, ચારિત્ર્યબળ અથવા આધ્યાત્મિક શક્તિ એ પુરાણા મહાત્માઓના જેટલા અથવા તેનાથી વધારે છે જૂના વખતના મહાત્માઓ સર્વગુણસપન્ન હતા જ નહિ, તેવુ હોવાનો તેઓ દાવો પણ કરતા નહોતા, માત્ર આપણે આપણી હાલની નબળાઈને લીધે અને ગુલામી દશામાથી ઉદ્ભવેલી પોતાની પામરતાની ગ્રન્થિ ( inferiority complex ) ને લઈને તેમને વિશે અતિશયોક્તિ કરી ગયા છીએ વારપૂજા સ્વાભાવિક છે, આવશ્યક છે, પણ તેનો અતિરેક અધોગતિએ પહોચાડે છે

× × ×

સોશિયાલિઝમનુ મુખ્ય લક્ષણ તો ભ્રાતૃભાવ છે, જેને ગાધીજી અહિંસા તરીકે ઓળખાવે છે પુરાણા ગ્રીસના લોકો સૌન્દર્યના પૂજક હતા, પણ તે સૌન્દર્યનો અર્થ સત્ય પણ થઈ શકે છે ઊંડો વિચાર કરીએ છીએ ત્યારે સત્ય, સૌન્દર્ય, અહિંસા, પ્રેમભાવ એ દરેક શબ્દમા બધાનો સમાવેશ થઈ જાય છે હવે આ બધુત્વ, પ્રેમભાવ, અહિંસાની લાગણી એવી તીવ્ર હોવી જોઈએ કે સામા માણસને તેની પ્રતીતિ થાય, પ્રેમભાવ આખમાથી

નીતરતો હોય, બીજાંના દુખોથી આપણા સ્વાર્થી ગણી જાય, અને તેમને સહાય કર્યા સિવાય ચેન ન પડે દુખીની સેવાથી જ પરમસુખ અને શાન્તિ મળે

સોશિયાલિઝમનુ બીજુ તત્ત્વ એ છે કે દરેક વ્યક્તિએ પોતાની બધી શક્તિનો લાભ સમાજને આપવો મનુષ્યોમા સરખી શારીરિક કે માનસિક શક્તિ હોતી નથી દરેક માણસની જરૂરિયાત સરખી છે શરીરે જબરા માણસના મનમાં કદી એવો વિચાર ન આવે કે બીજા આટલુ જ કામ કરે છે હુ શા માટે વધારે ભાર ખેચુ? બુદ્ધિવાળો એવો ન હોય કે જે પોતાને ઊંચો માને, અગર પોતાની બુદ્ધિનો લાભ બધાને ન આપે, અર્થાત્ દરેક માણસ બીજાની ઊણપોને પૂરી પાડવામા મથી રહે અને એવુ કરવામા આનદ માને પોતા અને બીજા વચ્ચેનો ભેદભાવ ભૂલે

કોઈ મસ્કરી કરીને કહેશે કે આ તો નવા મહાત્માઓ, supermen ની સૃષ્ટિની કલ્પના છે મનુષ્યનો સ્વભાવ, તેની વૃત્તિઓ, તેની શક્તિઓ ઘણા સુધરી શકે અને વધી શકે એવી શ્રધા જેને ન હોય તેને માટે સોશિયાલિઝમ છે જ નહિ સોશિયાલિઝમ નવી સૃષ્ટિ પેદા કરવા માટે છે, વધારે શક્તિવાન સ્ત્રીપુરુષોની સૃષ્ટિ, જેમાં તેમના સદ્ગુણો પણ ખીલશે. જ્યા જ્યા પ્રજા પરતત્રતામાથી મુક્ત થઈ છે—રાષ્ટ્રીય કે ધાર્મિક, કે સામાજિક—ત્યાની પ્રજા દરેક રીતે સુધરી છે. આપણા જ યુગમા વિચાર કરો જાપાનીઝ પ્રજાનો. તેમના કદ પણ બદલાયા અને તેમના બધા ગુણોનો વિકાસ થયો નવુ તુર્કી, નવુ રશિયા, અને હુ તો કહુ કે નવુ હિંદ છેલ્લા દસ વર્ષમા છોકરા અને સ્ત્રીઓનો વિકાસ કેટલો થયો છે? અને હજી તો આપણે મુક્તિને પહેલે પગથિયે ચડયા છીએ

કવિ લોરેન્સે કહ્યુ છે કે The world is waiting for a new great movement of generosity, or for a great wave of death આ જગતમા બધુત્વ અગર ઉદારતાની ભરતી થશે અથવા સત્યાનાશ ફેલાઈ જશે આખા યુરોપ અમેરિકામા અદેખાઈ, હરીફાઈ, અવિશ્વાસ અને શસ્ત્રસજ્જનનુ વાતાવરણ ચોમેર ફેલાયુ છે અને તાડવનૃત્ય ગમે તે ક્ષણે શરૂ થઈ જાય એવા ચિહ્ન છે તે છતા આત્મ-શુદ્ધિ, આત્મવિકાસ પણ સાથે સાથે થઈ રહ્યા છે આપણા યુગમા દુષ્ટતા વધતી જાય છે, સહૃદયતા પણ વધે છે. મૂડીવાદની અતિશયતાથી માઠામા માઠા ફળ જનસમાજે ચાખ્યા છે. હવે ઝેરનુ મારણ શોધવામા પ્રજાશક્તિ ખર્ચાઈ રહી છે

મનુષ્યની સામાન્ય જરૂરિયાતો વિશે ચર્ચા નહિ કરી લગ્ન અથવા mating ની ભૂખ ખોરાકના કરતા અનેક દરજ્જે વધારે તીવ્ર છે. પણ તે ઉપરાંત દરેક મનુષ્યમાં સ્વાર્થરહિત સેવાની ભાવના છે, દરેક મનુષ્યમા ઉત્પાદક શક્તિ છે, તે એના સ્વભાવમા છે એને ઉત્પાદન કર્યા વિના ચેન પડતુ નથી એ તેની રમત છે, આનંદ મેળવવાનો માર્ગ છે તે માર્ગે એણે કળાઓ ખીલવી છે, જ્ઞાન વધાર્યુ છે, વિજ્ઞાનની શોધ ખોળ કરી છે અને આજે મોટરને કલાકના ૩૪૫ માઈલની ઝડપથી દોડાવે છે મધુર સગીત અને તાપો નૃત્યના કિરણો અને ચિત્રકળા એ બધા એક જ શક્તિમાથી પેદા થાય છે પણ કરોડો માણસોનુ જીવન અજ્ઞાન, ગરીબાઈ અને રોટલાની શોધમા વીતી જાય છે. દુખના ડુગરોના ભાર નીચે આ ઉત્પાદન શક્તિનો વિકાસ અટકી પડે છે જો પ્રજાને સારું અનુકુળ વાતાવરણ મળે

તો દરેકની શક્તિ ખીલે અને તેનો લાભ સમસ્ત જનસમાજને મળે આજે ખોટી હરીફાઈ છે તેને બદલે સહકાર જામે, અને જ્યાં જરૂરિયાતો પૂરી પડતી હોય ત્યાં લોભને માટે સ્થાન જ નથી.

પણ આ કાલ્પનિક સ્વર્ગ શી રીતે મળે? આપણે નરકનો અનુભવ તો લઈ રહ્યા છીએ. મૂડીવાદી વ્યવસ્થાથી થતો ભયંકર અન્યાય પણ અનુભવીએ છીએ સોશિયાલિઝમ વિશે રૂડા અને ભૂડા બન્ને રિપોર્ટ સાંભળ્યા છે ત્યારે આપણે કરવુ શુ? સોશિયાલિઝમથી આપણી સ્થિતિ સુધરશે ખરી?

આ પ્રશ્નનો જવાબ મિડલટન મરેએ બહુ સારી રીતે આપ્યો છે એ કહે છે કે "હા, તમે તેમા જોડાઓ પણ સાથે સાથે એ નિશ્ચય કરજો સોશિયાલિઝમમા જે ઉત્તમ ઉદાત્ત તત્ત્વો હોવા જોઈએ તે ન જુઓ તો નિરાશ થશો નહિ, અને જે તત્ત્વોની ખામી લાગે તે દાખલ કરવા માટે તનતોડ પ્રયાસ કરજો"

આકાશના તારા બહુ દૂર અને ઊંચે છે, તેવી જ રીતે આપણા આદર્શો પણ ઊંચા હોઈ દૂર છે દરેક માણસે તેને પહોચવાનો પ્રયત્ન કરવાનો હોય આદર્શોને નીચા પાડવાનો માર્ગ કાયરનો છે એમર્સને ઠીક કહ્યુ છે કે 'Hitch your wagon to the star' તમારા ગાડાને તારા સાથે જોડો એ સબબથી કોઈ દિવસ ઊંચા ચડશો બહુ નહિ તો થોડા ઊંચા જશો, પણ જો ગાડાને ઉકરડા તરફ જ હાકશો તો?

× × ×

હમણા વાતો થઈ રહી છે સ્વદેશી અને વિદેશી સોશિયાલિઝમની કોઈ પણ પ્રજા પોતાના સસ્કારો બિલકુલ ભૂસી શકતી નથી, પણ કોઈ પ્રજાએ મુડદામા જીવ મૂક્યો નથી મુડદાલમા જીવ મૂકી શકાય પણ મુડદામા નહિ આપણી પ્રજાનુ પુનર્જીવન કાઈ નવુ જ સ્વરૂપ લેશે. જૂની વર્ણવ્યવસ્થા પાછી આવવાની નથી આપણી વ્યવસ્થામા એવાં તત્ત્વો હતા કે જેને લીધે સમાજની પાયમાલી થઈ સ્થિતિ-રક્ષકો તેને ચોટી રહેવા ઇચ્છે છે, સ્વદેશી સોશિયાલિઝમ તેમાથી કચરો કાઢવા ઇચ્છે છે, પણ નવો હિંદી તો આપણા સસ્કારવારસા (social heritage)ને અનુકૂળ એવી નવી સમાજરચના કરવાનો છે બધા દેશોનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે અતે તો નવા જીવનને પરિણામે, નવા ઉત્સાહથી અને નવી પ્રેરણાથી આખાં સમાજની રચના નવા આદર્શો પ્રમાણે નવી રીતે ઘડાશે રૂઢિચુસ્તો રોકી શકવાના નથી, સ્વદેશી સોશિયાલિસ્ટો ઢીલ કરી શકવાના નથી તેમની યુક્તિ (tactics) વ્યર્થ છે.

× × ×

સોશિયાલિઝમમા હિંસાનુ તત્ત્વ છુપાયેલુ છે એવુ એકવાર ગાધીજી જેવા મહાન પુરુષને પણ લાગતુ હતું છેવટે તેમણે તે અભિપ્રાય બદલાવ્યો હતો એમ તો સવિનય કાયદા-ભગમા તેના કરતા વધારે હિંસાનો ભય રહે છે. સરકાર અને વિનીતો સૌ એમ કહેતા હતા, અને આપણે પુરવાર કરી આપ્યુ કે એ વાત ગલત છે હિંસા થઈ જાય ત્યા વિનય નથી એવો બચાવ આપણે કરીએ જો સોશિયાલિઝમમા અહિંસા ન હોય તો તેને સાચુ સોશિયાલિઝમ ન કહીએ હિંસાની વૃત્તિ હોય તો હિંસા વધવાની, અહિંસાની વૃત્તિ હોય તો સયમ શક્તિ ખીલવાની છે.

પણ ઉત્પાદનના સાધનોને રાષ્ટ્રના કરવાના તેમા હિંસા નથી? વર્ગવિગ્રહમા હિંસા નથી? ગાંધીજી અને માલવીયજી વચ્ચે સખત મતભેદ અને વિગ્રહ ચાલી રહ્યો છે, તેમા હિંસા છે? અમદાવાદના મિલમાલેકો અને મિલમજૂરો વચ્ચે મતભેદ અને વર્ગવિગ્રહ છે, તેમાં અહિંસા જળવાઈ રહેતી નથી? બીક અને શંકા, અણવિશ્વાસ, અશ્રદ્ધા એ મનુષ્યના ભયંકરમા ભયંકર દુશ્મનો છે

× × ×

આપણા દેશમાં સોશિયાલિઝમ વિશે જે વહેમો છે તે દૂર કરવા અને વધારે મનુષ્યોને નવા પથમા આણવા એ પહેલું કામ છે. એ કામ સહેલું નથી કારણ, કે દેશના ઘણા આગેવાનો સમજ્યા વિના તેની વિરુદ્ધ પ્રચાર કરી રહ્યા છે કેટલાક થોડા સમજે છે પણ તેમનુ માનસ આજથી ચાળીસ વર્ષ પહેલા બંધાઈ ગયેલુ એટલે તેમને આ નવો "ટેસ્ટ" રુચતો નથી. દરેક નવા વિચારને આ વિરોધ સહન કરવાનો હોય છે. એ કસોટી જરૂરની છે હાલમા દરેક વિરોધી પક્ષને થાબડીને શાંત રાખવાની પોચી કાર્યનીતિ કામમા આવશે નહિ યુરોપમા હથિયારો એકઠા કરતા કરતા શસ્ત્રબંધીની વાત થાય છે તેના જેવી આ નીતિ છે સત્યાસત્યનો વિચાર કર્યા પછી સત્યને માટે આગ્રહ કરવો અને અસત્યને દૂર કરવું એ જ આપણો ધર્મ હોઈ શકે.

# લીઓનાર્દો દા વિન્ચી

પૂજાલાલ

અહો ! અજબ સુંદરી ! નયન તારકા તેજથી
મનુષ્યમન આંજતી, દીસત રાજ રાજેશ્વરી
સમાન વદન પ્રભાવ, સુવિશાલ ભાલે કથી
શકાય નહિ એવી રેખ, અવહેલના કે' કરી

રહી જગત-ક્ષુદ્રતાની, કરખેલડી શી નરી
સુહે લલિત રૂપમા, ઉર જરા જરા ઊછળી
ઊછાળી રહ્યું વિશ્વનું હૃદય સ્કંધને છાવરી
રમત અલકાવલી મુખ કને યથા વાદળી

શશી નિકટ. શા ભિડાઈ અધરો ફૂણા આનરે
કળાય નહિ એવું ગૂઢ સ્મિત ! સર્વ આ શું જશે ?
નહિ શું સ્મૃતિ યે રહે સમયને પટે ? 'કાં નહીં'
કહી કુશલ વિન્ચીએ તરત પીંછી લીધી કરે

અને અજબ સૂરથી તરલ કાંતિ આણી વશે
કરી અમર રંગ રેખમય મોહિનીની મહીં.

# મોના લીઝા

પૂજાલાલ

હતી ન રૂપમા તું ઉર્વશી, તિલોત્તમા યે નહીં;
પરંતુ હતી અદ્વિતીય નરી મોહિનીથી ભરી,
પ્રભાવમય કાંતિ તારી, ન ટળાયું કો'થી જરી
'હતું શુ તુજમા કરંત મન મુગ્ધ જોતા મહીં'

કલારસિક કોવિદો પણ લવે શકયા ના કહી,
નહીં ય મન માપનાર તવ ભર્મ ખુલ્લુ કરી
શકયા તું હતી ગૂઢ ભેદ ભરી, જેમ છે શર્વરી.
હજુ ય જગની સમક્ષ અણઉકલી તું રહી

છુપાયલ હતું શુ જાદુ તવ ઊજળા ભાલની
પરે તરત રેખમા? અગર ફેન શા વક્ષમા?
હતું ઝ્ લકમા? અજોડ કરભેલ કે ગાલની
સરોજ સમ રંગની ઝલકમા? હતું કયા ન વા?

સરી અધર ધારથી સ્મિત ચમત્કૃતિ જે જરા,
છણી મહીં છતાંય જોઈ જન થાય હૈં ન્હાવરા!

# ફિરદુસી તૂસી

શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈ
બી એ એલ્એલ્, બી

“દર શઅ્અર સે તન પયમ્બરાનન્દ,
(વ) હર ચન્દ લા નબીયે બઅ્દી,
અબયાતો કસીદેઓ ગઝલરા,
ફિરદુસીઓ અન્વરીઓ સઅ્દી”

ભાવાર્થ—જો કે શાસ્ત્ર વચન છે કે હઝરત મુહમ્મદ (સ અ,) પછી બીજા પેગમ્બર થવાના નથી તોપણ કાવ્યમા ત્રણ વ્યક્તિઓ પેગમ્બર છે—બેતોમા ફિરદુસી, કસીદામા અન્વરી અને ગઝલમા સાદી

ફારસી સાહિત્યના યુગેયુગે અવિચળ મહત્ત્વ ધરાવી રાખે તેવી કોઈપણ વ્યક્તિ હોય તો તે ફિરદુસી તૂસી છેક સુલતાન મહમૂદ ગઝનવીની રાજસભાના યુગથી તે આજે આલા હઝરત રિઝાશાહ પહેલવીની કચેરી સુધી, અર્થાત્, ઈસ્વી સનના દશમા સૈકાથી વીસમા સૈકા સુધી ફારસી ભાષાની અનેક ચડતીપડતીમા એક અને અચળ ઊભો રહેલો મહાસ્તંભ તે ફિરદુસી તૂસી પતિત, ધર્મચ્યુત, સત્વહીન ઈરાની જાતિને વિદેશીઓના રાજકીય અને સાસ્કૃતિક આક્રમણોને પરિણામે પોતાનુ સર્વસ્વ—સાહિત્ય, અને ઇતિહાસ ખોઈ બેઠા પછી પણ એમના ઈરાનીપણાની અસ્મિતાથી સદા સજાગ રાખનાર, એમની જાતીયતા અવિચ્છિન્ન રાખનાર, એમની આત્મગૌરવની ભાવના જાગ્રતી રાખનાર, ઈરાનીઓનો ઈરાની તે ફિરદુસી તુસી આજે આઝર બાઈઝાથી ફાર્સ અને યઝદથી ખુઝિસ્તાન સુધી ઈરાનના ખૂણેખૂણામા આધુનિક રાષ્ટ્રવાદની આગ પ્રગટાવનાર, ઈરાનને રાષ્ટ્ર બનાવનાર, ઈરાનીઓની મહત્વકાક્ષાઓ ઉત્તેજિત કરનાર જો કોઈ વ્યક્તિ હોય તો તે ફિરદુસી તૂસી

અને ઈરાન કોઈ દિવસ ફિરદુસીનો ઉપકાર ભૂલ્યો નથી છેક તેના જીવનકાળથી આજે તેના જન્મની સહસ્રાબ્દિના મહોત્સવ વેળા સુધીમા વહી ગયેલા સાડા નવસો વર્ષમા ઈરાની પ્રજાએ એ મહાઈરાની પ્રત્યેનુ પોતાનુ ઋણ ઘડીઘડી સ્વીકાર્યું છે આજે ઈરાની પ્રજા ઉન્નતિને પંથે પ્રગતિ કરતે કરતે પણ ફિરદુસીની બેતો બોલતે બોલતે આગળ વધે છે અને તેની અમર કૃતિમાથી પ્રોત્સાહન મેળવે છે ટૂકમા કહો તો ફિરદુસી એટલે ઈરાન અને ઈરાન એટલે ફિરદુસી

ફિરદુસીનુ આટલુ બધુ મહત્વ શા માટે? તે ઈરાનનો આદિ કવિ નથી તેનું શાહનામુ નાનોસૂનો કે સરળતાથી લોકપ્રિય થઈ જાય તેવો નાનકડો ગ્રથ નથી તેના કરતા વિશેષ સુંદરતાવાળી ભાષા લખનારાઓ ઈરાનમા ઘણા થયા છે તેના પુસ્તક પ્રત્યે મુસલમાની ધર્મના કેટલાક આચાર્યો અને ધર્મગુરુઓએ કાઈક વિરોધ પણ દર્શાવ્યો છે અને તેમ છતાં આજે પણ એ કવિ અને એ ગ્રથ ઈરાનના રાષ્ટ્રકવિ અને રાષ્ટ્રગ્રથ શા માટે, એ પ્રશ્નની મીમાસા જ આ લેખનો વિષય છે. ફિરદુસીનુ ચરિત્ર મુસાફરી પ્રસિદ્ધ થતા નોખા નોખાં

પારસી પત્રોના પનેતી અંકોમાં પ્રતિવર્ષ એક કે બીજે રૂપે પ્રસિદ્ધ થાય છે અને ગુજરાતી વાચકો તેનાથી પરિચિત છે, એટલે એ માટે વિશેષ લખવાની આવશ્યકતા લાગતી નથી.

પણ ટૂંકમાં કહીએ તો ફિરદુસીનો જન્મ ઇરાનના તૂસ ગામમા ઇસ્વી વર્ષ ૯૩૫ના આશરામાં થયો હતો. તેનો પિતા સામાન્ય ગામડિયો હતો, પણ તે પ્રાચીન યુગના ઇરાની શૂરવીરો વિષેની બચી ગયેલી પહેલવી કવિતાઓ જાણતો એમ કહેવાય છે ફિરદુસી પણ આ જ પ્રમાણે ગ્રામજીવન ગાળતો, પણ ગ્રામજીવનમાં પણ તેણે ફારસી, અરબી અને પહેલવી ભાષાઓનો સારો અભ્યાસ કર્યો હતો અને પ્રાચીન ઇરાનના મહાકાવ્ય જેવો "નામ એ બાસ્તા" નામનો પહેલવી ગ્રંથ તે એક પારસી ધર્મગુરુ પાસે ભણ્યો હતો એમ કહેવાય છે એ જ સમયમા તેણે ઇરાનના "ખ્યાન" ઇતિહાસનુ અદ્‌ભુત જ્ઞાન મેળવી લીધુ હતુ પરંતુ, તેના ઉપર કોઈ ગ્રામ્ય ઝઘડામા અન્યાય થયો અને તેના ઉપર ન્યાય મેળવવાને તેણે તે વેળા તેના પ્રાન્ત પર શાસન કર્તા સુલતાન મહમૂદ ગઝનવીની રાજ્યધાની ગઝની ભણી પ્રયાણ કર્યું

ઇરાન માટે એ ધન્ય ઘડી હતી. પગે પાળો ચાલતો ફિરદુસી જ્યારે ગઝનીની સમીપ આવી પહોચ્યો, ત્યારે વિશ્રામ લેવાને એક વાડીમા પેઠો ભાગ્યયોગે ત્યા સુલતાન મહમૂદના ત્રણ રાજકવિઓ ગેલ કરવા આવ્યા હતા પ્રતિભાશાળી વ્યક્તિઓ સમજી તેમની પાસેથી કાઇક સહાયતા મળશે એમ ધારી ફિરદુસી એમની પાસે ગયો. કવિઓને લાગ્યુ કે આ ગામડિયો આપણા વિનોદમા વિઘ્ન પાડશે, તેથી એ લપ ટાળવાને તેમાના એક તેને કહ્યુઃ "અમે કવિઓ છીએ અમારો નિયમ છે કે અમો ત્રણે જણા એક એક ચરણ કવિતાનુ કહીએ તેનુ ચોથુ ચરણ કહી શકે તેની સાથે જ અમે વાત કરીએ છીએ" ફિરદુસીએ કહ્યુ, "હું પણ થોડી ઘણી કવિતા કરી જાણુ છુ, માટે મને એક તક આપો" અત્યારે આ લખતા આપણે લાગે છે કે એ સમયના એ ધુરંધર કવિઓએ આ મેલાઘેલા ગામડિયાની આ વાત પર સ્મિત કર્યું હશે, કારણ કે ત્રણે ચરણોના અંતમા ત્રણ એવા શબ્દો હતા કે જેની સાથે પ્રાસ મળે તેવો ચોથો શબ્દ જ ફારસી શબ્દકોષમા નથી

પહેલો કવિ કહે. "ચબ કે રુખે તુ માનન્દે માહ રૂશન."
બીજો કવિ કહે "ચબ કે રુખ્સારત માનિન્દે ગુલ્શન,
ત્રીજો કવિ કહે, "મુઝગાનત ગુઝર હમી કુનન્દ અઝ જુશન,
ફિરદુસી કહે, "માનિન્દે સિનાને ગેવ દર જંગે પુશન"

અર્થાત્-પહેલો કવિ કહે અહો, તારી મુખાકૃતિચંદ્રની જેમ પ્રકાશિત છે, બીજો કવિ કહે તારા કપોલ ગુલાબની વાડી જેવા (ખીલ્યા) છે, ત્રીજો કવિ કહે, તારા નેત્ર-બાણો કવચને ભેદીને આરપાર નીકળી જાય છે, ફિરદુસી કહે, જાણે પુશનના યુદ્ધમા ગેવના ભાલા!"

કવિઓ સ્તબ્ધ થઈ ગયા આ એક નાની લીટીમા ફિરદુસીએ તેમને પોતાના ફારસી ભાષાના, ઇરાનના પ્રાચીન ઇતિહાસના અને શીઘ્ર કવિતાના જ્ઞાનનુ ભાન કરાવી દીધુ તુરાનના મહારથી પુશન અને ઇરાનના યોદ્ધા ગેવ વચ્ચે થયેલા તુમુલ યુદ્ધમા ગેવના ભાલા પુશનના કવચને ભેદી નાખતા હતા એ ઉપમાએ એ કવિઓને તેના પર મોહિત કરી નાખ્યા, અને ફિરદુસીને તેઓ સીધો સુલતાન મહમૂદની રાજ્યસભામાં લઈ ગયા સુલતાન

કવિતા સાંભળી અતિ પ્રસન્ન થયો અને બોલી ઊઠ્યોઃ "આયા! દરબારે મારા ફિરદુસ સાખતી" અર્થાત્ "અહો! તેં તો અમારી સભાને સ્વર્ગ બનાવી દીધી" ત્યારથી આ કવિનું ઉપનામ ફિરદુસી થયું તેનું મૂળ નામ તો અબુલ્કાસિમ હતું

સુલતાન મહમૂદે ફિરદુસિ પાસે પ્રાચીન શૂરવીરોની કીર્તિનો ગ્રંથ રચાવવાનો વિચાર કર્યો તેણે ફિરદુસીને વચન આપ્યું કે તેણે રચેલા પ્રત્યેક શ્લોક (બેત)ની એક સુવર્ણમુદ્રા ભેટ મળશે આ વચન પર શ્રદ્ધા રાખી ફિરદુસીએ શાહનામું લખવાનો આરંભ કર્યો અને તે પોતે કહે છે તેમ —

"બસી રંજ બુર્દમ દરી સાલ સી
અજમ ઝિન્દા કર્દમ બદીં પારસી."

અર્થાત્ "આ ત્રીસ વર્ષમાં મેં ઘણો પરિશ્રમ કર્યો (અને) આ (મારી) ફારસી (કવીતા) વડે મેં ઈરાનને પુનઃ જીવતો કર્યો"

ત્રીસ ત્રીસ વર્ષ સુધી ફિરદુસી લખે જ ગયો અને ત્રીસ વર્ષે જ્યારે શાહનામું પૂર્ણ થયું, ત્યારે સુલતાન મહમૂદે કહ્યું કે મેં પ્રતિશ્લોકે એક સુવર્ણ મુદ્રા નહિ પણ રૂપિયો આપવાનું કહેલું ફિરદુસી છેડાયો સુલતાને મોકલેલું રૂપાનાણું તેણે જેને તેને ભેટ આપી દીધું અને પછી ખાંડાની ધાર જેવી તીખી વાણીમા સુલતાન મહમૂદ પર નિંદા કાવ્ય લખી મોકલ્યું

"અયા શાહ મહમૂદે કિશવર કુશાય,
ઝર અઝ કસ નતર્સી બતર્સ અઝ ખુદાય
× ×
અગર શાહરા શાહ બૂદી પિદર,
બસર બર નેહાદી મરા તાજે ઝર,
અગર બાનુએ શાહ બાનૂ બુદી,
મરા સીમો ઝર તા બઝાનૂ બૂદી
કનીઝક નઝાયદ બગૌહર અઝ ગુલામ,
પિદર ગર પયમ્બર બવદ યા ઇમામ.
ચુ અંદર તબારિશ બુઝુર્ગી ન બૂદ,
નિયારસ્ત નામે બુઝર્ગાં શનૂદ." ઈત્યાદિ

**ભાવાર્થ** અહો, રાજ્ય વિસ્તારનાર શાહ મહમૂદ, જો તું મનુષ્યથી ન બીતો હો તો પ્રભુથી તો ડર જો શાહનો બાપ શાહ હોત તો તે મારા મસ્તક પર સુવર્ણનો મુકુટ જ મૂકતે. જો શાહ રાજ્યવંશી મહિલાનો પુત્ર હોત તો તેણે મને ગોઠણ સુધી સોનારૂપાથી (દાટી દીધો) હોત દાસી દાસને જ જન્મ આપે, પછી ભલેને તેનો પિતા પેગમ્બર કે ઇમામ ન હોય! તેના વંશમા મોટપ નહોતી એટલે તેનાથી મોટાઓની પ્રશસ્તિ સાંભળી શકાઈ નહિ આવા તીખાં વચનોમાં સામાની સુલતાનોના એક વેળાના "ગુલામ" સબક્તગીનના પુત્ર મહમૂદની અતિ નિંદા કરી ફિરદુસી પોતાના તૂસ ગામમા ચાલ્યો ગયો ત્યા પણ તેણે "યુસુફ ઝુલેખા"નું પ્રેમકાવ્ય ઇત્યાદિ કેટલાક ગ્રંથો લખ્યા છે

ફિરદુસી પ્રત્યે સુલતાન મહમૂદના વર્તનના અનેક કારણો કહેવાય છે કેટલાકને મતે સુલતાનનું આ કૃત્ય તેના લોભી સ્વભાવનું પરિણામ હતું કેટલાકને મતે ફિરદુસીનો ઈરાની

પ્રજા અને તેના ઝરથોસ્થી પૂર્વજો પ્રત્યેનો પક્ષપાત તે કાળના મુસલમાનોને સાલતો હતો કેટલાકની કલ્પના ફિરદુસી પ્રત્યેના સુલતાન મહમૂદના વર્તનમાં રાજનૈતિક કારણો જુએ છે ખરી વાત ગમે તે હોય, તોપણ કહ્યા વિના ચાલે તેમ નથી કે સુલતાન મહમૂદે ફિરદુસીને આશ્રય આપ્યો તેમાં ફિરદુસીનુ ગૌરવ વધવા કરતા સુલતાનનુ પોતાનુ મહત્ત્વ વધ્યુ છે સુલતાનના આશ્રય વિના પણ ફિરદુસી જેવો સર્જક છાનો તો થોડો જ પડ્યો રહેવાનો હતો ? પાછળથી એકવેળા ભારત ઉપરના તેના એક આક્રમણવેળા કનોજના મહારાજાને પોતે મોકલેલા સદેશાના ઉત્તર માટે ચિંતા કરતા સુલતાને તેના પ્રધાન મલિકઅયાઝનો અભિપ્રાય પૂછ્યો અયાઝે ઉત્તર આપ્યો

"અગર જુઝ બકામે મન આયદ જવાબ,
મનો ગુર્ઝો મયદાને અફ્રાસિયાબ."

અર્થાત્, "જો મારી કામના વિરુદ્ધનો ઉત્તર આવશે તો હું છુ, મારી ગદા છે અને અફ્રાસિયાબનો પટ છે." આ વચન ફિરદુસીએ રૂસ્તમના મુખમા મૂકવા છે સુલતાનને આ વેળા ફિરદુસીને થયેલો અન્યાય સાભર્યો તેણે ગઝની જઈ તુરત પોતે આપેલા વચન પ્રમાણે સુવર્ણમુદ્રાઓ અને બીજી બહુમૂલ્ય ભેટો ઊંટો પર લાદીને પોતાના વિશ્વાસુ માણસો સાથે ફિરદુસીને મોકલાવી પણ તૂસને એક ઝાંપેથી આ વણજાર ગામમા પેઠી, ત્યારે બીજે ઝાંપેથી ફિરદુસીની સ્મશાનયાત્રા બહાર નીકળી. વણજારવાળાઓએ આ બધુ ફિરદુસીની પુત્રીને આપવા માડ્યુ, પણ સ્વમાની પિતાની ટેકીલી દીકરીએ તે ન જ સ્વીકાર્યું ફિરદુસીનુ મરણ ઇસ્વી વર્ષ ૧૦૨૫ ના અરસામા થયુ એટલે તેણે લગભગ ૯૦ વર્ષનું આયુષ્ય ભોગવેલુ

ફિરદુસીનો જન્મ થયો ત્યારે પારસી સામ્રાજ્યના વિનાશને લગભગ ત્રણસો વર્ષ વીતી ગયા હતા ઇરાનનો ધર્મ સર્વથા ફરી ગયો હતો. જરથોસ્થીઓ છુટાછવાયા ખૂણે-ખાચરે પડ્યા હતા એક જાતિરૂપે તેમનુ અસ્તિત્વ નામમાત્ર રહ્યુ હતુ પ્રથમના આરબ વિજેતાઓએ નિશ્ચય અને ખતથી શોધીશોધી જરથોસ્થી સાહિત્યનો નાશ કર્યો હતો, એટલુ જ નહિ પણ પહેલવી ભાષામા કાવ્ય લખનારા કે તેનુ શિક્ષણ આપનારાઓને પણ તેમણે મારી નાખ્યા હતા પરિણામે, પ્રાચીન ઇરાનના યશગૌરવના યુગની ખ્યાતિઓ પણ નાશ પામી હતી, અને જોકે પહેલવી ભાષા તો જીવંત રહી હતી પણ તે માત્ર એક ગ્રામ્યભાષારૂપે. ઉચ્ચ ભાવવાળા શબ્દોનો તેમા સર્વથા અભાવ હતો તેવા શબ્દો આવશ્યકતા પડચે અરબીમાથી ઉછીના લઈ વ્યવહાર ચાલતો ઇરાનીઓ પોતાના પૂર્વજોને અધર્મી, અગ્નિ-પૂજકો ગણી નિંદતા અને ઇરાન કરતા અરબસ્તાન પ્રત્યે તેમને વિશેષ શ્રદ્ધા અને ભક્તિભાવ હતો

આ પરિસ્થિતિ લાબુ ચાલી નહિ એક વિદેશી ભાષાદ્વારા કોઈ પણ પ્રજાનુ માનસ કોઈ કાળે વ્યક્ત થઈ શકે જ નહિ, અને ઇરાની પ્રજાને પણ અરબીમા જ શિષ્ટ સાહિત્ય લખવાનુ પાલવ્યુ નહિ પછી, બગદાદના ખલીફાઓની સત્તા નબળી પડ્યા બાદ ધીમેધીમે તુર્ક જાતિઓનો ઉદય થયો, અને ઇરાનનુ શાસન તુર્કોની નોખીનોખી ટોળીઓના હાથમા ગયું, ત્યારે અરબીનુ એકતત્ર સામ્રાજ્ય ઢીલુ પડ્યુ અને ઇરાની પ્રજાએ ફરીથી પોતાની ભાષામા પોતાનુ માનસ વ્યક્ત કરવાનો આરભ કરી દીધો પણ એ ભાષા નામશેષ ઇરાની

હતી. તેના ભાવ, વ્યંગ અને ઉલ્લેખો અરબી હતા અને સઘળા ઉચ્ચ ભાવદર્શક શબ્દો અરબીમાંથી લીધેલા હતા તે યુગમાં રૂદકી કવિ, જેને હવે આપણે પહેલવી નહિ પણ ફારસી ભાષા કહીએ છીએ, તેનો આદિકવિ થયો અને તેના પછી થયો દકીકી. દકીકી ફિરદુસીનો પૂર્વપુરુષ ગણાય તેણે પ્રાચીન ઇરાની સામ્રાજ્યના યુગના મહાપુરુષોની પ્રશસ્તિ-રૂપે એક મહાકાવ્ય રચવા માંડેલું, પણ તેની માત્ર એક હજાર બેતો અત્યારે પ્રાપ્ય છે તેની ભાવના ફિરદુસીના જેવી જ હતી, અને તેના કાવ્યોના આતરિક પુરાવા ઉપરથી કેટલાક લેખકો દકીકીને જરથોસ્થી ગણાવે છે દકીકીના શ્લોકો ફિરદુસીએ પોતાના શાહનામામાં મેળવી લીધા છે, અને તેનો લેખક દકીકી છે એમ સ્વીકારીને તેણે દકીકીને ફારસી સાહિત્યમાં જીવિત રાખ્યો છે

પણ ફિરદુસીનો પ્રાદુર્ભાવ થયો ત્યાં સુધી અનેક શાસકોએ વહેંચી લીધેલા ઇરાનની પ્રજાનું એ ગૌરવ ન હતું કે તેની ભાષા કે સાહિત્યનું પણ ગૌરવ નહોતું અરબી જેવી અઘરી ભાષા વાપરવી પાલવે નહિ અને તુર્કી જેવી તે કાળે અસંસ્કૃત ભાષાથી કામ ચાલે નહિ, એટલે ફારસી ઇસ્લામની વહીવટી ભાષા થઈ ગઈ હતી અને ફારસીમાં નોખાનોખા કવિઓ અને લેખકો લખતા પણ થયા હતા, પણ એક સંસ્કૃત અને ગૌરવશાળી ભાષા-રૂપે ફારસીનું જે સન્માન પાછળથી થયું તે તો ફિરદુસીને પ્રતાપે જ એ જન્મે અને ધર્મે મુસલમાન હતો તે પોતે પોતાને હજરત પેગમ્બરસાહેબ અને હજરત અલીનો ગુણ ગાનાર ગણાવે છે. પણ તેમ છતાં પણ, તેના હૃદયમાં બળતી જાતીયતા અને રાષ્ટ્રપ્રેમની આગમાં બીજી બધી ભાવનાઓ નાશ પામી હતી, અને તેને મન ઇરાન અને ઇરાનીઓથી વિશેષ કોઈ વસ્તુ વિશેષ નહોતી મુસલમાનોને તેના માટે ભારે શકા હતી તેણે ખુલ્લી રીતે અરબો વિરુદ્ધ કઠોર શબ્દો વાપર્યા છે ભારતીય મુસલમાનોમાં ફારસી કવિતાસાહિત્ય પર સર્વોત્તમ મીમાંસા લખનાર મૌલાના શિબ્લી નઓમાની પોતાની 'શઅરુલઅજમ'માં ફિરદુસીને મુસલમાનને ન છાજે તેટલે સુધી પ્રાચીન ઇરાન પ્રત્યે પક્ષપાતી ગણાવે છે સુલતાન મહમૂદની રાજસભામાં પણ તેને માટે એ જ આક્ષેપ હતો, અને તેના મરણ પછી પણ તેના ગામના મુસ્લિમ ધર્મગુરુએ તેના જનાજાની નીવાજ પઢાવવા ના પાડી હતી

ફિરદુસીનું શાહનામું જેમજેમ ઇરાની પ્રજામાં પ્રસરતું ગયું તેમતેમ ઇરાનીઓની અસ્મિતા વિશેષ પ્રમાણમાં પ્રકટવા લાગી મુસ્લિમ હોય કે જરથોસ્થી બધા ઇરાનીઓ પોતાની જાતિ, પોતાનો દેશ અને પોતાના પૂર્વજો પ્રત્યે ભારે માન અને પ્રેમથી જોતા શીખ્યા, અને ધીમેધીમે જેમ ફારસી ભાષામાં કુરાન પ્રભૃતિ અરબી ગ્રંથોમાંના વાક્યો ઇત્યાદિના ઉલ્લેખ થવા લાગ્યા તેમ પ્રાચીન ઇરાનીઓના પણ ઉલ્લેખ કરવાની રૂઢિ ચાલુ થઈ ફરીથી જમશેદ અને રુસ્તમના આખ્યાનો લોકો સાંભળતા થયા, અને ધીમેધીમે ઇરાની પ્રજા એક પ્રજા થઈ, એક રાષ્ટ્રના ઝુંડા નીચે આવી ગઈ એ રાષ્ટ્ર પર અનેક શાસકો થઈ ગયા, પણ તે સર્વેને ઇરાનનું ઇરાનીપણું સ્વીકારવું પડ્યું, ફારસી ભાષા વાપરવી પડી અને શાહનામાના શૂરવીરોના નામો પણ ચાલુ રાખવા પડ્યા તેમનાથી મહિનાઓના પ્રાચીન જરથોસ્થી નામો ફેરવી શકાયા નહિ તેમને જમશેદી નવરોજનો જરથોસ્થી તહેવાર પાળવો પડ્યો એ ફિરદુસી અને તેના શાહનામાના પ્રતાપ ભારતના મુગલ બાદશાહો પણ ફિરદુસીના શાહનામાની ઘેરી છાયામાં હતા, અને હજુએ એ કાળના અવશેષરૂપ નિઝામ હૈદરાબાદમાં પારસી મહિનાઓ વપરાય છે.

ફિરદુસીનું શાહનામુ એક વિલક્ષણ ગ્રથ છે ઇરાનનો સાગોપાંગ ઇતિહાસ તેમાં વર્ણવ્યો છે માત્ર રાજાઓની વશાવળીઓ કે રણસગ્રામના રોમાચક પ્રસગો જ નહિ પણ સંસ્કૃતિનો ઇતિહાસ આલેખવાનો ફિરદુસીએ પ્રયત્ન કર્યો છે ફિરદુસીને આ બધી માહિતી કયાંથી મળી તે જાણવું કઠણ છે, કારણ કે ફિરદુસીએ શાહનામાના પ્રારભના રાજાઓ કયોમર્સ, તેનો પાટવી અવસ્થામા માર્યો ગયેલો કુમાર સિયામક, હોશગ, તહેમુરગ્સ ઇત્યાદિ રાજાઓના સમયમા સસ્કૃતિ શી રીતે આગળ વધી તેનો કડીબદ્ધ ઇતિહાસ આપ્યો છે શાહનામામા આપેલુ કયોમર્સનુ ચરિત્ર મોટેભાગે જૈનોના 'કલ્પસૂત્ર'મા આપેલી આદિનાથ ભગવાન શ્રી ઋષભદેવજીની કથા સાથે મળતુ આવે છે તેના પુત્ર સિયામક અને 'દેવ' વચ્ચેના સગ્રામમા ફિરદુસી જણાવે છે કે આખો સગ્રામ ડાગ, લાકડાની ગદા ઇત્યાદિ આયુધોથી થયો નહોતો તે પછી એક સ્થળે લખે છે કે

"બપૂશીદ તનરા બચર્મે પલગ, કે જૂશન નબુદ આગાહ આઈને જગ"

અર્થાત, "તેણે (સગ્રામવેળા) ચિત્તાનુ ચામડુ પહેર્યું કારણ કે તે સમયે કવચ ધારણ કરવુ તે યુદ્ધનો નિયમ નહોતો" પશુપાલન, ખેતીનો આરભ, સારણોની રચના, લોખડની ઉત્પત્તિ, અગ્નિનો ઉપયોગ, સુરાની શોધ જેવી અનેક વસ્તુઓનુ તેણે વર્ણન કર્યુ છે પરતુ સર્વથી ચમત્કારિક તો તેણે લેખનના આરભ વિષે આપેલી માહિતી છે ઇરાનના આદિયુગના રાજાઓ પૈકી તહેમુરગ્સ દેવબદ અર્થાત્ દેવોને બાધનારના વૃત્તાતમા ફિરદુસી જણાવે છે કે તેણે કેટલાક દેવોને પકડી લીધા હતા એ "દેવો" ઘણા વિદ્વાનોને મતે ભારતવાસીઓ હતા એમણે તહેમુરસને લખતા શીખવ્યુ ફિરદુસી લખે છે.–

"નવિશ્તન બલિકરા ગર આમૂખતન્દ,
ચે હિન્દી ઓ ચીનીઓ ચે ફારસી."

અર્થાત્, "તેમણે રાજાને હિંદી, ચીની અને ફારસી લખતા શીખવ્યુ"

પણ આ પ્રમાણે આપણે વિસ્તારથી શાહનામા ઉપર લખવા બેસીએ તો એકાદએ પુસ્તકો લખો પણ પાર આવે નહિ એવો એ મહાન ગ્રથ છે શાહનામુ એ એકાદ વ્યક્તિ કે રાજવશનુ પ્રશસ્તિકાવ્ય નથી, એ તો એક પ્રજાનો સહસ્રાબ્દિઓનો ઇતિહાસ છે, અને તેમા જ્યા જ્યા વ્યક્તિઓનુ મહત્ત્વ આવે છે ત્યા ત્યા પણ વ્યક્તિનુ ગૌરવ ગૌણ અને જાતિનુ પ્રધાન છે રૂસ્તમ તૂરાનીને મારી કાઢે છે તેમા રૂસ્તમનુ મહત્ત્વ તે ઇરાનીઓનો નેતા હતો તેથી છે અર્વાચીન રાષ્ટ્રવાદ કિંવા 'નેશનાલિઝમ'નુ સર્વથી પ્રથમ પુસ્તક શાહનામુ ગણો તો લેશ પણ વાધો આવે નહિ

જ્યારે આરબ આક્રમણકારો ઇરાનના છેલ્લા રાજા યઝદેઝર્દને હરાવે છે, તેનુ સિંહાસન છીનવી લે છે અને ઇરાની સામ્રાજ્ય નાશ પામે છે, ત્યારે ફિરદુસી પોતે મુસલમાન છે તે વાત ભૂલી જઈ, આરબ વિજેતાઓ ઇસ્લામના 'મુજાહિદીન' હતા તે વાત પણ ભૂલી જઈ, પોતે ઇરાની હતો તેટલુ જ સ્મરણમા રાખે છે અને લખે છે.

"જ શીરે શુતુર ખુર્દનો સુસમાર,
અરબરા બજાયે રસીદસ્ત કાર,
કે તખ્તે કયારા કુનદ આરઝુ,
તફુ બર તુ અય ચર્ખે ગર્દા તફુ બરતુ."

અર્થાત્, "ઊંટનું દૂધ અને ઘો ખાનાર આરબો સફળ થયા અને કયાનનું સિંહાસન જીતાયું હે આકાશ, તને પણ ધિક્કાર હજો!" ફિરદુસીનો રાષ્ટ્રપ્રેમ આવો જ્વલંત હતો તેના સબંધમાં એક બીજી કિંવદંતી એવી છે કે જ્યારે અમીર તૈમુરલંગે ઇરાન દેશ જીતી લીધો ત્યારે તેણે ફિરદુસીની સમાધિ આગળ જઈ બડાઈ મારી કે ઇરાની કવિ! જો અમો તુરાની શૂરવીરોએ આ તારું ઇરાન જીતી લીધું! કહેવાય છે કે ફિરદુસીની સમાધિમાંથી શબ્દ પ્રકટ થયો

"ગુઝશતન્દ શીરા અઝીં મર્ગઝાર,
કુનદ રોબેએ લંગ ઈંજા શિકાર"

અર્થાત્, "જ્યારે આ ભૂમિમાંથી સિંહો ચાલ્યા ગયા ત્યારે બાપડું લંગડું કહોલું મૃગયા રમવા નીકળી પડ્યું છે!" ખરી ન હોય તોપણ આ વાત ફિરદુસી પ્રત્યેની ઇરાની પ્રજાની લાગણીની લાક્ષણિક વાનગી છે મુસલમાનો સામાન્યત પ્રાચીન ઇરાનીઓને અગ્નિપૂજક કહી તેમની નિંદા કરતા તે ફિરદુસીથી ખમાતું નહિ તેથી તેણે એક સ્થળે લખ્યું છે

"મગુઈ કે આતશ પરસ્તા બુદન્દ, પરસ્તન્દેએ પાક યઝદા બુદન્દ"

અર્થાત્, "ન કહેશો કે તેઓ અગ્નિપૂજકો હતા તેઓ તો પવિત્ર પ્રભુના પૂજકો હતા"

આવો એ નરવીર હતો જેણે પોતાના પ્રાચીન દેશ અને જાતિના ગૌરવને ફરીથી સ્થાપન કર્યું, પોતાની જાતિના અવશેષોમાં અસ્મિતા પ્રકટાવી અને ઇરાની જાતીયતા અને ફારસી ભાષાને આજ સુધી ટકાવી રાખ્યા જ્યારે ઇસ્વી વર્ષ ૧૯૦૫ માં સમસ્ત એશિયાના સર્વ દેશો જોડે ઇરાનમાં પણ નવજીવનનો સંચાર થયો ત્યારે ઇરાની દેશભક્તોએ ફિરદુસીના ઝંડા નીચે જ પોતાની લડતનો આરંભ કર્યો ઇરાની પ્રજાને પાનો ચડાવવામાં ફિરદુસીની કવિતા જ વપરાઈ છે, વપરાય છે અને વપરાશે, અને આજના ઇરાનના જેટલા રાષ્ટ્રીય કવિઓ છે તેમને પ્રેરણા લેવાનું એકનું એક સ્થાન છે એ અમર ફિરદુસી અને તેનું અમર શાહનામું આ વિષય ઉપર 'પ્રસ્થાન'માં થોડા સમયમાં આ લેખકના લેખોની એક હારમાળા પ્રસિદ્ધ થવાની હોવાથી આટલેથી જ વિરમશું

પણ એ સઘળા નવસર્જનનું આદિકારણ ફિરદુસી હોવાથી જ નવીન ઇરાનના નેતાઓ આજે ઇરાનની રાષ્ટ્રીયતા અને જાતીયતાના આદિસર્જક ફિરદુસી પ્રત્યેનું પોતાનું ઋણ ફેડી રહ્યા છે આજે ઇરાનના ઉદ્ધારક અને તેરસો વર્ષના ગાળા પછીના રાષ્ટ્રીય શહેનશાહ રિઝાશાહ પહેલવીના નેતૃત્વ નીચે ઇરાનીઓ એ ઇરાનીઓના ઇરાની ફિરદુસીની સહસ્રાબ્દિ ઊજવે છે ફિરદુસી ઇરાનનો જ કવિ નથી, એ આર્યવંશના ગૌરવરૂપ છે મહાકાવ્ય એ આર્યજાતિની વિશેષતા છે વેદો અને સાગા, ઇલિયડ અને ઓડીસી, રામાયણ અને મહાભારત, વર્જિલની ઈનીઅડ, કૅમોએન્સની લુસિઆડ અને શાહનામાને તોલે આવે એવું કંઈ પણ બીજા સમુદાયો પામે નહી આજથી બરાબર ૯૫૦ વર્ષ પહેલાં આધુનિક પ્રકારનો રાષ્ટ્રવાદ પ્રકટાવનાર એ અમર કવિને અમારા આ તેની સહસ્રાબ્દિને દિન અનેકાનેક વંદન લેખિની અને વાણીદ્વારા મૃત ઇતિહાસને સજીવન કરનાર ફિરદુસીની કીર્તિનો ધ્વજ સદા ફરફરે અને તેની પ્રેરણાથી ઇરાનનો અભ્યુદય થાય એ જ આજની અભિલાષા હોઈ શકે.

# રજકણ

ધૂમકેતુ

તે રાત્રિ કેટલી સુંદર હતી !

મને ઘણી વખત લાગ્યું છે કે દિવસ જ્યારે સુંદર–સ્વચ્છ હોય છે અને રાત્રિ ખુશનુમા, ત્યારે પ્રકૃતિની એ પ્રસન્નતાની પાછળ કાંઈક ઊંડો ભેદ છુપાયેલો હોય છે તે રાત્રિ પણ એવી સુંદર હતી એની પાછળ ભેદ હો કે ન હો, પણ એની મોહક સુંદરતા હજી પણ સ્મૃતિમાં સ્ફુર્યા કરે છે

નર્મદાનો એ સુંદર તટ, શાંત, ધીંગાં, ગંભીર જલ, પેલી સ્વચ્છ આરસના ડુંગરની હારની હાર અને વનલક્ષ્મીને—જનલક્ષ્મીને—સારી સૃષ્ટિને ચાંદનીના રૂપેરી જળથી નવરાવતી આકાશની રજનીરાણી, આજ પણ, એ બધું ફરીફરીને યાદ આવ્યા કરે છે

એવું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે મને કૈલાસપર્વતની મનોરમ સૃષ્ટિ યાદ આવે છે

એવું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે મને ઉમામહેશની પ્રતિમા નજરે ચડે છે

કાંઈ પણ અત્યંત સુંદર હું જોઉં છું ત્યારે હમેશાં મને મારી મા સાંભરે છે

વર્ષો પહેલાં નર્મદાતટ પર રજનીરાણી આવી જ સુંદર બની હતી અને નિરભ્ર આકાશમાંથી સ્વચ્છ રૂપેરી રસધારા સ્ફટિક જેવા નિર્મળ આરસના પહાડો પર પડી રહી હતી

પણ નર્મદાતટનો એ એકાકી સાધુ, આવી મનોરમ રાતે પણ, પોતાના ભજનમાં તલ્લીન બેઠો હતો આવી અમૂલ્ય પળને એ પોતાના એકતારામાં ગૂંથી રહ્યો હતો.

શાંત, સ્થિર, એકચિત્ત બેસીને એ પોતાની વેદનાની—પશ્ચાત્તાપની—જીવનતાપની ગાથા ગાઈ રહ્યો હતો

રજનીરાણીએ સ્ફટિક જેવા નિર્મળ પહાડો પર ઓઢાડેલું બેનમૂન વસ્ત્ર એટલું શોભી રહ્યું હતું કે સૃષ્ટિસૌન્દર્યનો રસિયો કવિ તો એને 'હજાર રાતની એક રાત' ગણે

પણ એને એકાકીને—જીવનતાપની ગાથા ગાનારને—રજનીના આવા રૂપેરી સ્વાંગની શી પડી હતી ?

એ તો એકધ્યાની—આંતરચક્ષુ—સઘળું સૌન્દર્ય હૃદયની અંદર સમજી બેઠેલો એવો પ્રશાંત સાધુ હતો એક વખતનો સૈનિક આજે સાધુ બની બેઠો હતો, જીવનના થાકથી નહિ, અંતરના તાપથી, વ્યગ્રતાથી નહિ, સિદ્ધાન્તથી

અને છેક મધરાતે એણે તો માત્ર બે શબ્દ જ કહ્યા કદાચ પોતાને જ સંબોધીને, 'હવે છેલ્લી—છેલ્લી કસોટી પણ પસાર થઈ જાય એટલે જગ જીત્યા દેહનૌકા આ તોફાન પસાર કરે એટલે બસ'

આવા એકાકી નરને પણ કસોટી ! શી ખબર ?

અને કસોટીનો દિવસ નજીક આવ્યો.

જેવી મનમોહન પેલી ચાંદની રાત હતી એવી જ બીહામણી એક બીજી અંધારી રાત આવી તે રાતે નર્મદાની ઊંચી ભેખડો જાણે અંધકારની ભયંકર ગુફાઓ હોય એવી ઊભી હતી. અને તેમાં દૂરદૂરથી સંભળાતો પાણીનો અવાજ રાત્રિના ઘોર રુદન જેવો લાગતો હતો. જ્યારે પાંદડું પણ ન ફરકે એવી શાંતિ થઈ જતી ત્યારે તો લાગતું કે હવે બીજી પળે

કોઈ ભયાનક અવાજ ફાટી ઊઠશે પ્રચંડ શબ્દો કયાંયથી સંભળાતા ન હતા—પણ સ્થળ-સ્થળમાંથી જાણે હમણાં જ ઊઠશે એમ વાતાવરણમાં સભર ભર્યાં હતા અને એવી અંધારઘેરી રાતે પેલો સાધુ ભજન કરી રહ્યો હતો જગતને અમૃતરસમાં નવરાવે એવું મૃત્યુગીત ગાઈ રહ્યો હતો

પણ કુદરતમાં વચ્ચેવચ્ચે આવી જતી ભયાનક શાંતિ એક હૃદયને વધારે ને વધારે અશાંતિ આપી રહી હતી

એક સશસ્ત્ર સૈનિક પોતાની અર્ધખુલ્લી તલવાર પર હાથ મૂકી ત્યાં ઊભો હતો, બરાબર સાધુની પાછળ—સાધુ બની બેઠેલા સૈનિકને હણવા

અંતે તેણે તરવાર ઉપાડી—અંધકારને અજવાળી દેતી વીજળીની જેમ એ ચમકી અને સાધુના શરીર પર પડી લોહીની ધારાથી પૃથ્વી ભીંજાઈ

સાધુનું સંગીત ઘડીભર અટક્યું—પાછું કાંઈ ન હોય તેમ અવિરામ ચાલતું રહ્યું.

ભોંય પડેલા બેરહમ સૈનિક અંધકારમાં બોલ ફેંક્યો 'એલા તું.. તું જ કાનપુરના સત્તાવનના બળવાનો નેતા નાનાસાહેબ તો નહિ કે?'

પ્રશાંત જવાબ આવ્યો 'ના ના હું?—હું તો એની ચરણરજ હું તો લાખનીનો... એનો દાસાનુદાસ'

'હા હા, ઓળખ્યો હું તને જ શોધી રહ્યો હતો'

સંપૂર્ણ શાંતિથી જવાબ મળ્યો

'મને ખબર હતી. તું આવ્યો છે તું આવીશ સંન્યાસ સ્વીકાર્યા પછી આજની આ કસોટી મારે માટે આકરી હતી'

'કસોટી?'

'ત્યારે બીજું શું? જેણે જીવનસંતાપને તાનને ચરણે ધર્યાં, તેને પછી ફરિયાદ કરવાની રહી જ ક્યાં?—હું આ કસોટી માટે તૈયાર જ હતો'

જીવનરસ જેવા લોહીના વહેવાથી સાધુના શબ્દો મંદ પડવા લાગ્યા.

'મારા સ્વીકારેલા સંન્યસ્તધર્મની આ આકરી કસોટી હતી મને ડર હતો કે મારા ભૂતમાંથી જાગીને અલ્પ મેળવેલી જીવનલક્ષ્મી વડશી મારશે

'પણ હવે એ ગયો તું આવશે—આવ્યો છે, એ મને ખબર હતી જીવનમહોત્સવની આ પળ માટે હું રાહ જોઈ રહ્યો હતો'

અને વધુ કાંઈ પણ બોલ્યા વિના એ નીચા નેણે ધરતીમાતાને નિહાળી રહ્યો 'માતા ધરતીના અંતરમાં કેટલું અમી વહી રહ્યું હતું' આ જર્જરિત દેહને કેટલા પ્રેમથી એ સાચવશે!'

માતાના એવા વહાલની કલ્પનાથી એના મો ઉપર અજેય એવું સ્મિત ફરક્યું ને એવી જ સ્થિતિમાં તે શત્રુના ચરણે ઢળી પડ્યો સશસ્ત્ર રહી અને સશસ્ત્રને જીતવાની સંન્યાસીધર્મની કસોટી એ પસાર કરી ગયો હતો.

સૈનિક નીચે નમ્યો—આવા શાંત આત્માને જોવા પણ રાતના અંધારામાં, પૃથ્વીના શણગાર જેવું એનું મો પરંતુ પેલું અજેય સ્મિત એને જોવા મળ્યું નહિ

અને એ ક્યાં એને માટે હતું?

પૃથ્વીને સાજસવાર શણગારનો અર્થ બીજું કાંઈ હતો નથી—થોડાક આવા નરવીરોના મૃત્યુંજય સ્મિત એકઠા કરી એનો મુગટ ધારણ કરે છે એટલું જ *

---

* લેખકના થોડા સમયમાં પ્રગટ થનાર 'રજકણ' નામના પુસ્તકમાંથી.

# ટ્રેનમાં એક સંવાદ

[ એક દૃષ્ટિકોણ ]

હેમન્તકુમાર નીલકંઠ

ઉનાળાની રાત અને તેમાયે થર્ડ ક્લાસની મુસાફરી વ્યાવહારિક ડહાપણ વાપરી હું ઉપરના પાટિયા ઉપર પહેલેથી જ લાંબો થઈને સૂતો હતો, પણ તેથી કંઈ ખાસ ફેર પડે એમ હતું જ નહિ નીચે ભીડ હતી અને મને પાટિયું મળ્યું હતું એટલું, બાકી, ઉનાળાના બફારામાં આંખની સામે જ ઝગઝગતો દીવો ઊંઘ કે શાન્ત વિચાર એ બેમાંથી કશાને આવવા દેતો ન હતો શું કરવું તે સૂઝતું ન હતું નીચે પાના રમતા લોકોની વાતો અને હાહાહીહી સાંભળ્યા કરવા સિવાય કે વચમાંવચમાં પાસું ફેરવ્યા સિવાય બીજો ઉપાય સૂઝતો ન હતો

એટલામાં મારી જોડેના પાટિયા ઉપરથી ‘ગાંધીજીનું આ સ્ટેટમેંટ તો મને જરાય ન ગમ્યું,’ એવા શબ્દો સંભળાયા મારા કાન સરવા થયા અને અર્ધમિંચેલી આંખે મેં વાત કરનાર તરફ જોયું તેઓ સર્વાંગ ખાદીધારી યુવાન અને યુવતી હતા મારું કુતૂહલ સ્વાભાવિક રીતે વધ્યું, અને તેથી જાણે હું ઊંઘી ગયો હોઉં એવો સ્વસ્થ પડી રહીને ધ્યાનથી વાત સાંભળવા લાગ્યો. મારી મૂંઝવણનો તમામ પ્રશ્ન ઊકલી ગયો, કારણ ખૂબ ચર્ચાસ્પદ થયેલા સત્યાગ્રહ મોકૂફ રાખતા ગાંધીજીના સ્ટેટમેંટનો વિષય હતો, અને વાત કરનાર જેલમાંથી તરત છૂટી આવનારા યુવાન અને યુવતી હતાં ઉનાળાની રાતે થર્ડ ક્લાસના ઉપલા પાટિયા ઉપર ઊંઘ ન આવવાથી થતા કચવાટ માટે આનાથી વધારે સારું બીજું કયું ઔષધ હોય?

“ના, એમ નહિ,” યુવતીએ જવાબ આપ્યો

“ગાંધીજી બિચારા કરે પણ શું? આપણા ગામની જ વાત લો આપણે શરૂઆતથી જ કેટલું પોચું જોયું હતું? બહેનો તો ઠીક, પણ ભાઈઓ જ કેટલા તૈયાર હતા? એ તો કંઈક લાજ અમે—બહેનોએ—રાખી ”

યુવાન હસી પડ્યો, “હા, હા, ગાંધીજીએ તમને ખૂબ ચડાવી દીધાં છે એટલે તમે તો એમનો જ પક્ષ લો ને?”

“સુશીલકુમાર, એમ કહીને વાત ઉડાવી ન દો સાચું કહો આપણે લડતમાં શરૂઆતથી જ હતા બોલો, સૈનિક ઊભા કરતા કેટલી તકલીફ પડતી?”

“પણ તેથી શું? ગાંધીજી તો કહેતા હતા કે ‘આ તો ચાળણી છે કાંકરા બધા એની મેળે જ નીકળી જશે’ જે થોડા રહ્યા તેટલાથી યુદ્ધ ચાલુ રાખવું હતું ”

“એટલે બાકીના થોડા—એટલે સૌથી સારા માણસોને જેલમાં કચરાવા દેવા, એમ ને? એવા માણસો છેક નકામા થઈ જાય ત્યાં સુધી જેલ ગયા કરે એટલે બાકીની રહે તે બાપલી પ્રજા એવી પ્રજા શું કરે? સત્યાગ્રહમાં શુદ્ધિ જોઈએ તેટલી રહી ન હતી એ પણ અમે તો જેલમાં ખૂબ જોયું. અને છતાં તમને બહુ હોય તો ફરી જેલમાં જાઓ.

'એકલો જાને રે, એકલો જાને રે, તારી સાથે કોઈ ન આવે તો જેલમાં એકલો જાને રે' અમે તમને અંતરની આશિષ આપીશું, અક્ષતકુંકુમથી વિદાય દઈશું"

"મનોરમાબહેન, હવે એ વાત જ જવા દો. જેલમાં હાલ એકલા જવાથી કંઈ જ વળે એમ નથી અને તેથી જ ગાંધીજીનું આ સ્ટેટમેંટ મને બહુ સાલે છે પણ હશે. તમે કહો છો તે પણ ખરું હોય."

"ત્યારે હવે શું કરશો?"

"તમે શું કરશો?"

"હું શું કરું? મારે માટે તમે શી સલાહ આપો છો?

"કંઈ સમાજસેવા કરો."

"લોકો કુમારી છોકરી ઉપર વહેમની નજરે જ જુએ ને? ને હું એકલીએકલી કેવી રીતે કરું? ઘણાખરા પુરુષોને પણ આગેવાન હોય તો જ કામ સૂઝે છે, તો પ્રમાણમાં ઓછી કેળવાયેલી સ્ત્રીઓને તો કોઈ સલાહકાર જોઈએ જ ને?"

"માબાપ પાસે રહીને અભ્યાસ કરો."

"એમ એકલા અભ્યાસથી હવે સંતોષ વળે ખરો? અને માબાપને હમેશ ચિંતાનું કારણ ન થાઉં તોપણ મને હવે ઘરમાં પરાશ્રયી જેવું ન લાગે? હું જેલમાં ગઈ તે વખતે તમને કંઈ ઉમળકો નહોતો આવ્યો."

"ત્યારે ત્રીજું તો છે જ—પરણો."

"કોને પરણું? મારા જેવી છટકેલી છોકરીનો સત્યાગ્રહી સિવાય કોઈ બીજો ભાવ પણ પૂછે ખરો? અમારા મનમાં શું શું થતું હશે, કેવા કપરા સંજોગોમાં અમારે આવવું પડયું છે તે તો અનુભવી જ જાણે."

"ત્યારે તમે પોતે તમારે માટે કંઈક વિચાર તો કર્યો જ હશે ને? બોલો, શું કરશો?"

"હું હું? જુઓને, આપણે સાથે લગભગ ચાર વરસ કામ કર્યું ત્યારે હજુ પણ સાથે જ કામ કરીએ તમે કરશો તે હું કરીશ."

"તે વખત જુદો હતો હવે કંઈક કાયમનું કામ કરવાનું છે, કંઈક સંગીન કામ તે કેવી રીતે સાથે થાય?"

"કેમ? ધારો કે આપણે ગામના પછાત વર્ગો માટે એક આશ્રમ કાઢીએ તો ?"

"વાહ! વાહ! અને એક જુવાન છોકરો અને એક જુવાન છોકરી—બન્ને કુંવારા આશ્રમ કાઢે તો ગામમાં ઊભા રહેવાય ખરું?"

"તો તમને ખરા દિલથી મદદ આપે તેવી તમને જે લાગે તેની સાથે પરણીને આશ્રમ કાઢો."

"હજી પણ તમને ખબર છે મારો મત? ગાંધીજીની સાથે ગમે તેટલો મતભેદ હોય પણ આ બાબત એમના શબ્દોમાં કહું તો 'દીવા જેવી સ્પષ્ટ' મને દેખાય છે કે હાલ બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓના સૈન્યની દેશને જરૂર છે સંપૂર્ણ ત્યાગ કરી શકે—દેશને માટે, કહેવાતી નહિ પણ સાચી, ફકીરી લઈ શકે—ગામડાની ધૂળમાં કે શહેરની ગલીચ વસ્તીમાં જઈ કે વસી શકે, અથવા એવી કોઈ રીતે સર્વસ્વ અર્પણ કરી શકે, એ તો આવી સેના જ. પેલાને બીચારાને તો પેલીની પડી હોય અને લડત જાગે—ગમે ત્યારે ગમે તે રૂપમાં પણ જાગશે જ એ તો ચોક્કસ છે—ત્યારે એને એનું આશ્રમ, એનું કુટુંબ,

બધું જ જાણે ઘડીના પડ જેવું થઈ પડશે કારણ માણસ બધુ જતું કરે, અને બધું સહન કરે પણ ભાગ્યે જ કોઈ પોતાના સ્વજનને દુઃખ વેઠતુ જુએ અને છતા નિશ્ચલ રહી શકે "

"પણ એ બધુ તો તમે પુરુષો જ કરી શકો સ્ત્રીઓ શું કરે? તમારી બહેનોનો વિચાર કઈ કરવાનો કે નહિ?"

"હા, જરૂર હમણા જ તમારી મુશ્કેલીઓ જાણી તે પછી તો ખાસ તમારે માટે ઘણી કપરી કસોટી છે પણ તેથી કઈ બહેનોનો ઉદ્ધાર એકમાત્ર પોતાને ફાવે એવા વર શોધી પરણી જવામા નથી ભલે, જેને એમ કરવુ હોય તે કરે પણ તે જ કઈ એક રસ્તો નથી "

"ત્યારે બીજો શો છે?"

"મને તો લાગે છે કે બહેનોએ ઉત્તમમાં ઉત્તમ સેવા કરવી જ હોય, અને સાચું સ્વતત્ર જીવન ગાળવુ હોય, તો પહેલા તો જાતે કમાવા જેટલી શક્તિ મેળવી લેવી જોઈએ"

"એટલે રેંટિયો અને હાથસાળ?"—

"ના, રેંટિયો કોણે કહ્યો? આવી બહેનો મુખ્યત્વે મધ્યમવર્ગની હશે, અને બહુબહુ ભાવના રેડચા છતા છેલ્લા ચૌદ વર્ષની અંદર મધ્યમવર્ગનો ભણેલોગણેલો એવો એક પણ યુવાન નથી જડ્યો કે જેણે ગાંધીવાદના આદર્શને સાચી રીતે આચરણમા મૂકી હાથસાળ ઉપર નભવા પ્રયત્ન પણ કર્યો હોય,—તો બહેનોની તો વાત જ ક્યા છે? હુ તો કહુ છુ, 'બહેનો ફાવે તે શીખે—ટાઈપિંગ, શિવણ, ભરતગૂંથણ, શિક્ષણપદ્ધતિ, ગ્રેજ્યુએટ પણ થાય કોઈ પણ માર્ગે પોતાની પ્રમાણમા ઓછી કરેલી જરૂરિયાતો પૂરી પડી શકે એવી સ્થિતિમા તેણે મુકાવુ જ જોઈએ જો સાચી દેશસેવા કરવી હોય, તો આવી સ્વાશ્રયી થવાની વૃત્તિવાળી બહેનો સંગઠન કરી ગામડામા કે શહેરમા એક સંસ્થા કાઢે, અને અભ્યાસ સાથે તે મારફત એકાદબે કલાક સામાજિક સેવા ચાલુ રાખે તો એ એમને માટે ઉત્તમ માર્ગ છે"

"હા, બધુ કહેવુ સહેલુ છે, પણ કરવુ કેટલુ કઠણ છે તેનો વિચાર આવે છે?"

"જેલમા સ્વતત્રતા માટે ઝૂઝી આવેલી બહેનો એટલુ સગઠન ધારે તો ન કરી શકે? અને એવી સામાજિક પ્રવૃત્તિ માટે જરૂર જેટલા પૈસા શુ ન મળે? એ તો સહકારી, અસહકારી બધા પાસેથી મેળવાય "

"હા, અને તમે બધુ તૈયાર કરો, સીવવાના સાચા વગેરે સરંજામ મેળવો, અને ઉપર ઑર્ડિનન્સની તરવાર તો ઝઝૂમતી જ હોય' તે પડે એટલે બધુ સરકારને ચરણે ભેટ ધરવાનું?"

"તેટલા માટે તો એક કાયમી, રાજકારણ સાથે સબધ ન ધરાવતી સંસ્થા ઉઘાડવી અને યુદ્ધ વખતે એમાથી જેને જવું જ હોય તે રાજીનામુ આપી ચાલી જાય. બાકીની કુમારિકાઓ કાયમની સમાજસેવા કરે તોયે ખોટું નથી સ્ત્રીઓ જેવી દલિત કોમને જગાડવી એ પણ .. ..."

આવો ગભીર વિષય આમ એકાએક અટકી પડચો એ ખ્યાલથી હું કચવાયો. પણ ટ્રેન એક સ્ટેશને આવેલી હોવાથી દાખલ થનાર અને પહેલાના બેસનાર વચ્ચેની હમેશની

ટકોરે બરાબર આ વખતે જ જરા વધારે ઉગ્ર રૂપ લીધું અને અમારા બધાનું ધ્યાન તે બાજૂ ગયું.

આખરે ટ્રેન ઊપડી અને પેલી તકરાર પણ શાંત પડી તેમની વાત પણ ચાલુ થઈ, પણ પ્રવાહ બદલાઈ ગયો.

"જોયું ? પેલો માણસ માથે એની બૈરી હતી તેથી કેટલો જોરથી લડયો ? તમે પુરુષો બહાદુરીથી લડો છો, તે જાણ્યેઅજાણ્યે સ્ત્રીઓને બતાવવા જ. સિંહોમાં તો કહે છે કે બે હરીફ સિંહોની લડાઈમાં જે જીતે તેને શાન્ત રીતે જોતી સિંહણ કુમારિકા વરે છે"

"પણ તેનું અહીં શું છે ?"

"શું છે શું વળી ? આટલુંય ન સમજ્યા ? તમે એ બધી આત્મસંયમની વાતો કરો છો, અને આ બધા બ્રહ્મચારીઓના જૂથ ઊભા કરવાનું કહો છો, પણ મનુષ્યસ્વભાવ જ ભૂલી જાઓ છો હું તો કહું છું કે જેણે કાયમની દેશસેવા કરવી હોય તેણે ખાસ પરણવું કે જેથી ભવિષ્યમાં કંઈ છબરડો ન વળે અને સેવા કરવા જતાં કુસેવા ન કરી બેસાય !"

"હા, એ વાત જરૂર વિચારવા જેવી છે પણ શું કૌમારવ્રત અશક્ય છે ? અથવા એટલું બધું અઘરું છે કે કોઈએ તેને સ્વીકારવું જ નહિ ?"

"એમ ન હોત તો જૂના જમાનામાં એક ભીષ્મપિતામહને આટલું બધું માન ન મળત"

"તેથી જ હું તો એ જૂનો જમાનો એટલે સુવર્ણયુગ એવીએવી વાતો માનવાની ના પાડું છું એ જમાનાના લોકો કેટલી હલકી વૃત્તિના હશે કે એક ભીષ્મ જ બ્રહ્મચર્ય પાળનારા નીકળ્યા અને તેમને પણ સ્ત્રીનું મો સરખું ન જોવાનું કડક વ્રત લેવું પડયું ! એના કરતાં તો યુરોપિયનોમાં અને હવે આપણામાં સર પી સી રોય જેવા કેટલાય બ્રહ્મચારી પુરુષો ખુશીથી કુંવારા રહી શકે છે તેથી આપણો જ જમાનો ચડિયાતો"

"હવે એ ચર્ચા નકામી છે, અને લાંબી થાય પણ આ તમારા નવા યુગના નાનાલાલ કવિ પણ પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવા એવું ક્યાં નથી કહેતા ?"

"સારું જ થયું કે એ નાનાલાલી યુગ ગયો—બસ, નાનાલાલ અને કલાપી એક વખતે આપણા જુવાનોના વહાલા કવિઓ ! કવિ ગમે તેટલા ઉચ્ચ ગગનવિહારી હશે, પણ પ્રજાને જોમ આપનારી, બળદાયી પ્રેરણા આપી શક્યા નથી. એટલું જ નહિ, પણ એમણે તો શબ્દોને પણ લડાવી મૂકયા પેલી 'બેમલડી'ની ટીકા યાદ છે ને ? જે કવિ 'પ્રારબ્ધના પૂર સામે ઝૂઝશો મા' એવો પગ ભાંગી નાખનારો ઉપદેશ કરે તે કવિ પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવા સિવાય બીજું શું લખે ! કયાં એવો તુચ્છ ઉપદેશ, અને કયાં રવીન્દ્રનાથ જેવા રાજદ્વારણથી દૂર રહેનારનો પણ 'એકલો જાને રે' નો ઉપદેશ ! તેથી જ તેમને રાસ લખવા બહુ ફાવે છે, અને સ્ત્રીઓને રાસ રમતો આવી જાય એટલે બસ, અર્થની પરવા જ કયાં કરે છે ! તેમાં કલાને બહાને પોતામાં છૂપેલો શૃંગારભાવ પોષાય છે તેથી આજકાલ રાસગરબા ખૂબ વધી પડયા છે અને 'રસિક' પુરુષો તે જોવા જાય છે ! વળી કલાપીને તો અશ્રુકવિ કહીને આપણે ખૂબ ફુલાવ્યા !"

"એમ અન્યાય નહિ થાય 'જયાજયન્ત'માં સ્નેહલગ્નનો આદર્શ અને 'સિંહને શસ્ત્ર શાં' જેવી કવિતા ઉપજાવનાર પણ કવિસમ્રાટ નાનાલાલ જ છે"

"એ સ્નેહલગ્ન હું તો સમજતો જ નથી એ તો એક જાતની ઠેકાણપિંડી છે,

આત્મવંચના જ છે છેવટે પણ જયા અને જયન પરસ્પર આકર્યાયા તો ખરા જ ને?—જાણે કે દુનિયામાં કોઈ માણસને કોઈ ને કોઈ સ્ત્રી તરફ પ્રિયાભાવ હોવો જ જોઈએ! આપણા જ જમાનાના આ માઈકલ કોલિન્સ! તેને એક પણ 'રોમેન્સ' નહિ! આપણા કવિને એવી કલ્પના સૂઝે જ ક્યાંથી? અને એકાદએ રડીખડી વીરરસની કવિતા લખી તેથી શું? નર્મદાશંકર પછી એવો વીરરસ ચખાડનાર કોઈ પાક્યો જ નથી કારણ એમણે જેવો જીવનસંગ્રામ કર્યો તેવો હાલના કોઈએ કર્યો જ નથી"

"વારુ, ત્યારે, નરસિંહરાવભાઈ કેવા લાગે છે!"

"બસ જવા દો એ વાત એ બધા જ સાક્ષરો નકામા જ્યારે પ્રજાની રગેરગમાં લોહી ઠેકડા મારતું હોય, ફૂદાફૂદ કરતું હોય, ત્યારે સનાતન ચિરંજીવી વિષયો ઉપર કાવ્યો લખું છું એમ કહી દિવ્ય, ઉષા, સંધ્યા વગેરે એકના એક વિષય ઉપર જુદીજુદી રીતે લખ્યા કરવું એ શું કહેવાય? ટેરેન્સ મૅકસ્વિની કવિ કોને કહે છે તે ખબર છે? જરૂર પડે ત્યારે સૈનિક માથે ખભેખભો અડાડીને ઊભો રહે તે કવિ કવિ જીવનસંગ્રામનો વીર પહેલો હોય, પછી કવિ હોય આ સામણીએ આપણા ગુજરાતમાં કયા સાક્ષરો સાચા નીકળે? રશિયન કે ફ્રેંચ ક્રાન્તિ આણનાર સાહિત્યકારોની હરોળમાં ઊભા રાખી શકાય એવા કેટલા ગુજરાતી સાક્ષરો નીકળે?

"આપણે એક નવું જ સાહિત્ય સર્જવાનું છે અત્યારસુધીની આપણી વાર્તાઓમાં છેવટે એ જણ પરણ્યા કે એમાંથી એક, ઘણુંખરું સ્ત્રી, દુ ખી થઈ કે એક એવું જ કંઈ આવવાનું તેથી તો 'કુમાર' માસિક સ્વતંત્ર વાર્તા માટે ચાતકની જેમ આતુર રહે છે અને નિરાશ થાય છે. એની 'દિગ્ગિની વાતો' ઘણુંખરું અનુવાદ જ છે"

"ત્યારે તમે શું એમ કહો છો, કે પ્રેમની વાતો જ ન જોઈએ? દુનિયામાં સ્ત્રીપુરુષો છે ત્યાં સુધી પ્રેમ વગર ચાલવાનું છે? અને તેથી તે વિષય ઉપર લખાય એ જ કુદરતી છે ને?"

"તે હું ક્યાં ના કહું છું? પણ ગુજરાતી સાહિત્યમાં પેમલાપેમલીનું સાહિત્ય અતિશય વધી પડ્યું છે એ તો જૂની ફરિયાદ છે—કંઈ મારા એકલાની નથી"

"આટલું બધું બીચારા સાક્ષરો ઉપર ઊતરી પડો છો તો જરા લખી જુઓ તો ખરા, લખવું એક વાત છે ને ટીકા કરવી બીજી વાત છે'

"તો ન લખવું પણ હવે 'હાસ્યમંદિર'માં 'કોયલડી'ની પેલી ફરિયાદ આવે છે તેમ આ વિષય જો માનવી સ્વરૂપ ધારણ કરે તો કહે 'Save me from my friends.'"

"એ બધું તો ખરું આટલો બધો રોફ મારો છો, પણ તમે જાણો છો કે—

"જાગે સ્વયંભૂ ઉરમાંહિ મન્મથ,
તેના નથી કો નિયમો, ન કારણ"

"હા, પણ કવિઓ એમ જ કહે છે પણ મને એ તદ્દન સાચું લાગતું નથી એ જ રાઈએ લીલાવતીને જોઈ ત્યારે પેલો સ્વયંભૂ મન્મથ કેમ ન જાગ્યો અથવા જાગ્યો તો કેવો દાબી દીધો! એ તો એણે વીણાવતી જેવી જુવાન કુમારિકા—કે વિધવા પણ ખરું જોતાં કુમારિકા—જોઈ એટલે પોતાના મનના ભાવો જાતે જ પોષ્યા અને વાંક બધો બીચારા મન્મથ ઉપર ઢોળ્યો એ તો પક્ષી ઊડતુંઊડતું જાય અને બિયાં વેરતું જાય પછી ઉજ્જડ

ભૂમિમા અનાજ ન થાય અને ફળદ્રુપમા થાય, તેમ માણસનુ મન જાણેઅજાણ્યે 'શોધમા' હોય છે એટલે પછી મન્મથ એમની મદદે આવે છે ને તે પ્રેમમા પડે છે"

"ત્યારે બધા ઉપર ઊતરી પડો છો તો પછી આપ શુ કરવાના છો? ગામડાંમા જઈ 'સંગીન કામ' કરશો કે શહેરમા રહીને નવું સાહિત્ય સર્જશો?"

"એ તો દરેક જણે પોતાની રુચિ-શક્તિ પ્રમાણે કરવાનુ છે હુ? હુ શું કરીશ તે મેં નક્કી કર્યું નથી કદાચ કરી શકીશ પણ નહિ"

"એટલે આખરે પેલા હેમ્લેટ જેવી જ સ્થિતિ ને? संशयात्मा विनश्यति।"

"હા, મનોરમાબહેન એ બને ખરુ"

"અરરર! આટલુ બધુ જોરદાર ભાષણ અને ભાષણકર્તા પોતે જ નિશ્ચય ન કરી શકે?"

"કારણ, મગજ ઉપર પણ આપણા માસ્તરોની અસર પડી હશે જ ને? એ કાઢી નાખવાનો પ્રયત્ન કરતા છતા રહી જાય છે"

"શ્રીમાન માસ્તરો કરતા પોતાનો જ વાક કાઢો ને?"

"વાત એક રીતે ખરી છે, પણ એક રીતે જ અત્યારના ખૂબ ફેરફારના જમાનામા સત્યાગ્રહનો પ્રચડ ધક્કો હમણા જ વાગ્યો છે એ જમાનામા, ગ્રન્થ થના કેટલીક મમથ વ્યક્તિને તેમજ પ્રજાને પણ લાગશે"

"ચાલો હવે પોતાનો વાક સત્યાગ્રહ પર ઢોળ્યો!"

"ના, એમ નહિ પણ જુઓ સ્ટેશન તો આવ્યુ એટલે હવે રસ્તામા વાત કરીશુ"

બન્ને ગયા તેમની વાત મારે માટે તો અટકી તરુણ ગુજરાત, આચારમા અને વિચારમા પણ, આટલે સુધી જ આવીને અટકયુ નથી?

# સ્વતંત્રતા અને સંયમ

આચાર્ય શ્રી કૃપાલાની

આજકાલ અનેક પરિસ્થિતિ અને અનેક મતભેદને અંગે સ્વતંત્રતા અને બંધન એ બે શબ્દો ગમેતેમ ફેંકાતા આપણે સાંભળીએ છીએ ઘણાખરા માણસો તો પોતાને ન ગમતી સ્થિતિને બંધન અને ગમતી સ્થિતિને સ્વતંત્રતા માની બેસે છે. પણ વ્યક્તિગત સગવડઅગવડની વાત કોરાણે રાખી સ્વતંત્રતા અને બંધનનો અર્થ વિચારવાની ખૂબ જરૂર છે

દરેક શબ્દના બે અર્થ થાય છે—નિરપેક્ષ ( absolute ) અને સાપેક્ષ ( relative ) સાપેક્ષ અર્થને અનુબંધ (corelative)ની જરૂર રહે છે સ્વતંત્રતાનો અનુબંધ (corelative) સંયમ છે સાપેક્ષ સ્વતંત્રતાની એક વ્યાખ્યા એવી બાંધી શકાય કે મારા વિકાસની આડે બીજા ન આવે અને બીજાના વિકાસની આડે હું ન આવું આ વ્યાખ્યાના પહેલા ભાગમા જ આખો અર્થ સમાઈ જાય છે એમ આપણે સમજીએ છીએ, અને બીજા ભાગની અવગણના કરીએ છીએ. આને લીધે બુદ્ધિભ્રમ પેદા થાય છે અને સ્વતંત્રતાને નામે સ્વાર્થી માન્યતાઓ પોષાયા કરે છે.

સાપેક્ષ અર્થમા બંધન અને સ્વતંત્રતા પરસ્પરવિરોધી શબ્દો છે, એ માન્યતા ભૂલભરેલી છે કોઈ પણ પ્રકારના બંધન વિના સાચી સ્વતંત્રતા સંભવતી જ નથી, કારણ કે 'આપણા વિકાસની આડે કોઈ ન આવે' એ સૂત્ર કદાચ પળાય, તોપણ 'આપણે કોઈના વિકાસની આડે ન આવીએ' એ સૂત્ર તો નથી જ પળાવાનું પણ અહીં મહત્ત્વની વાત તો એ બંધન કેવા પ્રકારનું હોય એ છે તેમાં બે ગુણ તો હોવા જ જોઈએ (૧) આ બંધનમાથી છૂટી નિરપેક્ષ સ્વતંત્રતાના અંતિમ ધ્યેયને આપણે પહોચવાનું છે, એટલે એ બંધન તો વિકાસના પગથિયારૂપ છે આપણે ત્યા જ ઊભી જવાનું નથી, પણ એને વટાવીને આગળ જવાનું છે એ કદી નજરબહાર ન જવુ જોઈએ (૨) દેશ, કાળ, ધર્મને અનુસરીને સાધકના શ્રેયને અર્થે જ એ બંધન હોય

કોઈ પણ પ્રકારનું નિયમન ( control ) ન હોય એવી સ્થિતિને સ્વતંત્રતાનું નામ આપવામા આવે છે, પણ એનું કારણ વિચારનો ગોટાળો હોય છે કારણ કે કોઈ પણ જાતના નિયમનવિનાની સ્થિતિ સંભવી શકતી જ નથી એ નિયમન એવું તો સ્વાભાવિક થઈ જાય છે કે લેશ પણ ખેંચાતાણ રહેતી નથી વનમા પશુપક્ષીઓ ભૂખતરસ વગેરે પોતાની પ્રાથમિક જરૂરિયાતો અથવા સહજસ્ફૂર્તિઓથી ઘડાય છે સામાન્ય મનુષ્ય પોતાના સંસ્કાર, કેળવણી, સારાસારની કલ્પના અને સ્વાર્થદૃષ્ટિ પ્રમાણે લાગણી અને બુદ્ધિને અનુસરે છે, અને જીવન્મુક્ત સન્યાસી પ્રયત્ન કરીને પોતાની જાતના તારને એટલા સુરેલ રાખી શકે છે, કે એ નિયમન પરમાનંદમા પરિણમે છે. આ છેલ્લા પ્રકારની સ્વતંત્રતાને જ સાચી સ્વતંત્રતા કહી શકાય, અને એ નિયમન વિના ન જ મળે એ વિષે પૂર્વના કે પશ્ચિમના ફિલસૂફોમાં મતભેદ નથી

સૌથી વધારે નિયમિત મનુષ્ય સૌથી વધારે સ્વતંત્ર છે પણ એ નિયમન કોનું ? બાહ્ય નિયમનમા રાજ્ય, સમાજ, વડીલો અને ગુરુના નિયમન ( control ) નીચે માણસે પસાર થવુ પડે છે, અને પછી પોતાની દૈવી અને આસુરી વૃત્તિઓને પારખીને દૈવી વૃત્તિના નિયમનમા રહેવુ પડે છે. એમ કરતાકરતા જ્યારે દૈવી વૃત્તિઓ સપૂર્ણ રીતે વિજયી રહે

ત્યારે જ માણસ ખરો સ્વતંત્ર કહેવાય છે. સુકાનીવગરની હોડી પવનના જોરથી ગમે તેમ ઘસડાય તેવી રીતે ક્ષણિક વૃત્તિઓથી ધ્યેય વિના ઘસડાઈ જતા માણસને આપણે મુક્ત કહીશું? પરસ્પરવિરોધી વૃત્તિઓની તુલના કરી આસુરી વૃત્તિઓને દબાવી શકે તેજ માણસ ખરો મુક્ત છે.

પણ દરેક માણસને પોતાની દૈવી સંપત્તિનું પૂરું ભાન નથી હોતું, અને એ ભાન તેણે બીજા કોઈની મદદથી જ મેળવવું પડે છે. ટેબલ ઉપર પડેલી કોઈની ઘડિયાળ બાળક લેવા જાય અને માતા તેને રોકે અને સમજાવે, તો એ દાખલામાં માતાને બાળકની દૈવી સંપત્તિનું જેટલું ભાન છે એટલું બાળકને નથી, એમ આપણે જોઈ શકીએ છીએ. આવી જ રીતે રાજ્ય અને સમાજ પણ મનુષ્યની દૈવી સંપત્તિના વિકાસ માટે યોજાયેલા છે. કેળવણી અને શાસ્ત્રનું જ્ઞાન પણ એ જ કામ કરે છે. કોઈ પણ જાતના સંસ્કાર વિના માણસ આત્માને પારખી શકતો નથી—આત્માના એ કોમળ અવાજને સ્પષ્ટ સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે ખાસ ઘડતરની જરૂર હોય છે. માણસ જન્મથી જ પોતાના આત્માના અવાજને સમજી શકે અને અનુસરી શકે એવું જો આપણે સ્વીકારી લઈએ તો તો કેળવણીનો કંઈ અર્થ જ રહેતો નથી. અને ખરી કેળવણીનું અંતિમ ધ્યેય તો એ જ છે કે માણસ આત્માનો અવાજ પારખે અને મનમાં કંઈ પણ ઘડભાંજ વિના સ્વાભાવિક આનંદથી તેને અનુસરે.

પણ પશ્ચિમના સંસ્કારને લીધે આપણે ત્યાં એક એવી માન્યતા ફેલાઈ છે કે આત્માનો અવાજ સાંભળવા અને સમજવા દરેક માણસ શક્તિમાન હોય છે જ, અને એ અવાજ પારખવો એ કંઈ અઘરું નથી. આ માન્યતામાં ખૂબ ગરબડ અને આશ્વાસન રહેલાં છે. આને લીધે આજનો યુવાન આવી સહેલી માન્યતાથી દોરાય એમાં નવાઈ નથી. એ યુવાન સ્વાર્થ અને વાસનાના અવાજને સહેજે આત્માનો અવાજ માની બેસે છે અને એ પ્રમાણે વર્તીને દુઃખી થાય છે, ત્યારે આત્માના અવાજને અનુસરતા મહાત્માઓ અને સંતોએ પણ ઘણાં દુઃખો ભોગવ્યાં છે, એટલે પોતે પણ મહાત્મા અને સંત છે, એમ માની પોતાની જાતને સાચે જ કૃતકૃત્ય માને છે. જો આમાં તાત્કાલિક દુઃખ નથી પડતું તો તે એમ માને છે કે પોતે સત્યપથે છે અને સુખ અને સગવડપૂર્વક એ પથ કાપવા પોતે શક્તિમાન છે.

પણ આત્માના અવાજને પારખવા માટે બીજું એ કે મૅટ્રિક થતાં કરતાં વધારે પ્રયત્ન અને જિજ્ઞાસાની જરૂર હોય છે, એ વાત સ્વીકારવા તે કદી તૈયાર નથી હોતો. દરેકદરેક ભૌતિક બાબતમાં તે નિષ્ણાતની સલાહ લેવા દોડી જશે, પણ આધ્યાત્મિક અને નૈતિક બાબતમાં પોતે જ જન્મથી નિષ્ણાત છે એમ તે માની લે છે. આવી બાબતમાં જો કોઈ ઋષિ તેની પાસે આવે અને તેને કહે કે પોતાની જાતને મુક્ત કરવા માટે પ્રયત્નની જરૂર છે, વાસના અને આત્માનો અવાજ જુદી વસ્તુ છે, અને વાસનાને સંયમમાં રાખો, તો તે અકળાઈને ગુસ્સે થઈ જશે અને કહેશે કે મારી સ્વતંત્રતામાં ડખલ કરવાનો તમને શો હક્ક છે? તમે કોણ મને શિખામણ આપનાર? કારણ કે તે માને છે કે આવી બાબતો એટલી સરળ હોય છે કે આમાં કોઈની સલાહ લેવી જરૂરની પણ નથી અને ઇષ્ટ પણ નથી.

પણ તમારે ત્યાં કોઈ માંદું પડે તો તમે ડૉક્ટરને બોલાવો છો કે નહિ? તમારે ઘર બાંધવું હોય કે કોર્ટમાં કેસ લડવો હોય ત્યારે ઇજનેરને કે વકીલને બોલાવવો જ પડે છે. તો પછી આધ્યાત્મિક નૈતિક બાબતોને એવી નજીવી શા માટે ગણો છો કે એમાં નિષ્ણાતની જરૂર ન પડે! અને તમે એમ કેમ માનો છો કે કોઈ પણ દિવસ એનો અભ્યાસ કર્યા વિના

અને તેના પ્રત્યે ધ્યાન આપ્યા વિના પણ અંતરાત્માને બરાબર સમજી શકાય? એના કરતાં કોઈ યોગ્ય ગુરુનું શરણ લેવું એમાં ઘણી દીર્ઘદૃષ્ટિ રહેલી છે એ ગુરુ ગોધવાનું કામ સહેલું નથી, અને યોગ્યને બદલે અયોગ્ય ગુરુના હાથમા ફસાઈ પડવાનો ભારે ભય રહેલો છે, એ વાત તદ્દન સાચી છે. પણ કોઈ રસ્તાનો ભોમિયો મળવો ઘણો મુશ્કેલ હોય એટલા માટે એ રસ્તો જ ખોટો છે, એમ માનવું એ ભૂલભરેલું છે પણ એ ગુરુવાદ સમજાવવા માટે તો આખું પ્રકરણ જોઈએ અહીં તો એટલું જ બસ થશે કે કોઈને પોતાના ગુરુ કરવાની પાછળ જે વિચારસરણી રહેલી છે તે બુદ્ધિની દૃષ્ટિએ સૌથી ઠરેલ (balanced) અને તર્કશુદ્ધ છે.

અત્યારે રાજકીય અને સામાજિક સ્વતંત્રતાની ચર્ચા કરવાનો મને સમય નથી, પણ આજે આપણે જે એમ કહીએ છીએ કે હિંદીઓ ગુલામ છે, કારણ કે પરદેશીઓ આપણા ઉપર રાજ્ય કરે છે, એ રાજ્ય જુલમી છે, અયોગ્ય છે, તે સાચું છે પણ તેનો અર્થ એવો નથી કે હિન્દ સ્વતંત્ર હોય તો આપણે ત્યા કાયદાના બધન ઓછા થશે માત્ર એ કાયદાનો પ્રકાર બદલાશે એ રીતે તો આપણે ત્યાના કરતા સ્વતંત્ર ગણાતા રાષ્ટ્રોમા કાયદા વધારે બધનકારક હોય છે, પણ એ બધન પ્રજાના હિતની દૃષ્ટિએ નાખેલા હોય છે જેટલે અંશે આ દૃષ્ટિ ઓછી તેટલે અંશે સ્વતંત્રતા ઓછી જ્યા પ્રજાના મોટા ભાગને દૃષ્ટિ સમક્ષ રાખીને કાયદા ઘડવામા આવે ત્યા પ્રજા સ્વતંત્ર કહેવાય અલબત્ત, ઘણી વખત સમાજ અને રાજ્ય દૈવી વૃત્તિને મદદ કરવાને બદલે આસુરી વૃત્તિઓને ઉત્તેજન આપીને પોષે છે આના તો ઘણા કારણો છે, રાજ્ય અયોગ્ય હોય અને બહુમતિને માન્ય ન હોય તો આવું બને તદ્દન નજીવી (microscopic) લઘુમતિના હાથમા સત્તા હોવાથી તેમનો જ સ્વાર્થ સરે તેવા કાયદા ઘડાય તેમા નવાઈ નથી.

સામાજિક સ્વતંત્રતાની ચર્ચામા આજે એ વસ્તુ ખાસ યાદ રાખવાની છે કે સમાજે વ્યક્તિ કરતાં સમષ્ટિનુ હિત સાચવવા તરફ વધારે ધ્યાન આપવું પડે એથી સ્વાભાવિક રીતે જ દરેકેદરેક વ્યક્તિને પૂરેપૂરો ન્યાય ન પણ મળે પણ સમષ્ટિના હિતમા વ્યક્તિનું પણ થોડું હિત અને વિશેષભાવે સરક્ષણ સમાયેલું જ છે અને રક્ષણનીતી અને વિકાસ-નીતિ ભલે પરસ્પરવિરોધી દેખાય, પણ છેવટે તો પરસ્પરાવલબી જ છે. તેથી સમાજ અને રાજ્યના મૂળ વૈયક્તિક વિકાસને રૂંધનારા છે, અને તેને લીધે બધા જ સામાજિક કાયદા કાંઈ પણ પરીક્ષા વિના ભૂસી નાખવા જોઈએ એ માન્યતા તેમજ બધા જ સામાજિક કાયદાઓ ઈશ્વિરદત્ત છે એ માન્યતા—બંનેની પાછળ કેવળ લાગણીનો ઉભરો જ રહેલો છે

આ ઉપરથી હું એવું કહેવા તો નથી જ માગતો કે સામાજિક કાયદાઓ કદી તોડવા જ ન જોઈએ. પણ હું એટલું તો કહું જ છું કે કાયદાઓ તોડો તો તે લગારે લાગણીવશ થયા વિના અને તેના પરિણામો ખમવાની તૈયારી કરીને તોડો અત્યારે આપણે અંગત સ્વાર્થને ખાતર કાયદા તોડવા તૈયાર થઈએ છીએ, પણ એમા કઈ ભારે પરાક્રમ નથી, કારણ એ તો સ્વાભાવિક છે અને પશુપખીઓ પણ એ પ્રમાણે વર્તે છે

આ બધા વિચારો આજના ઉત્તેજિત વાતાવરણમા તમને ખૂબ જૂનવાણી લાગશે, પણ મારી પાસેથી તો તમે સીધા અને સ્પષ્ટ વિચાર સિવાય બીજા કશાની ભાગ્યે જ આશા રાખી હશે નવું શું કે જૂનું શું—આ લાગણીના યુગમા બધુંય છેવટે વિવેકની કસોટીએ ચડે તો જ ગ્રહણ કરવા યોગ્ય લેખાય એટલું ધ્યાનમા રાખજો લાગણીની કસોટીને પૂરતી ગણશો તો તાત્કાલિક સ્વાર્થ સાધવાને માર્ગે ચડી જશો, એ ભૂલશો નહિ

# સહજિયા સંપ્રદાય

જયંતીલાલ આચાર્ય (વિદ્યાભવન, શાન્તિનિકેતન)

જગતના દરેક ધર્મમા બે ધારાઓ વહેતી જણાય છે એક ધારામાથી પંડિતો, જ્ઞાનીઓ જલપાન કરે છે, બીજી ધારામાથી સમાજનો મોટો અજ્ઞાન ભાગ જલપાન કરે છે આમાની પ્રથમ ધારાના અભ્યાસકો ઘણાય હોય છે, પણ લુપ્ત થતી જતી બીજી ધારાના અભ્યાસકો ઓછા હોય છે કારણ કે પ્રથમને માટે સામગ્રી તૈયાર છે, જ્યારે બીજાને માટે જાતમહેનતની અને ધીરજની જરૂર છે પણ થોડા વખતથી બધાને જણાતુ આવે છે કે લોકજીવનના ધર્મનો, સાહિત્યનો, આચારવિચારનો અભ્યાસ ખૂબ જ ઉપકારક તેમજ તુલનાત્મક દૃષ્ટિથી ફાયદાકારક છે આથી જ ઘણાય દેશોમા લોકસાહિત્ય, લોકધર્મ, લોકાચાર ઉપર ચર્ચાઓ થતી જણાય છે

જે સપ્રદાય વિષે આપણે વિચાર કરવાના છીએ તે બગાળનો સપ્રદાય છે ચૈતન્ય મહાપ્રભુના આવિર્ભાવ પહેલા અને પછીના સાહિત્યમા ઘણો જ ફેર છે તેમના વૈષ્ણવભાવથી તેમનુ પરવર્તી સાહિત્ય અજબ રીતે રંગાયેલુ છે આ ઉપરાત નાથપથ, નિરજનપથ ધર્મસપ્રદાય વગેરે ઘણાય જૂના કાળથી બગાળમા ચાલતા આવે છે અને તેને અગેનું વિપુલ સાહિત્ય મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ ઘણે ભાગે બહાર આણ્યુ છે આ સાહિત્યની ઝાંખી માત્રથી આપણને જણાય છે કે ભારતીય સંસ્કૃતિના સ્તરો કેટલા ઊંડા છે, તેનુ ક્ષેત્ર કેટલુ વિશાળ છે આ વિષે ભવિષ્યમા વિચારીશુ અહીંયા તો આપણે કેવળ સહજિયા સંપ્રદાય વિષે જ વિચારવાનુ છે

ઉપર જણાવ્યુ તેમ આ સપ્રદાય પ્રધાનત બગાળમા છે તેના પ્રધાન કેન્દ્રો મિદનાપુર, બીરભૂમ અને બાકુડા જિલ્લામા આવેલા સાંબેલી, નદિયા, શાતિપુર, કેન્દુલી વગેરે સ્થલોમા છે

આ સપ્રદાયમા અનેક સપ્રદાયો છે જેમાના કેટલાક આ છે—આઉલ, બાઉલ, સાંઈ, દરવેશ, નેડા વગેરે ગૌરવાદી, કરતાભજા, સાહેબધની, હઝરત, ગોબરાઈ, પાગલનાથી, રાધીભાવક, સ્પષ્ટદાયક, કિશોરીભજની, રામવલ્લભી અને જગન્મોહની ઇત્યાદિ પંથો આને ઘણે અંશે મળતા છે

આ સપ્રદાયની કેટલીક વિશેષતાઓ તેના 'પરકીયા' તત્ત્વમાં, તેમની 'સહજમાનવ'ની કલ્પનામા અને 'માધુર્ય' પ્રેમના સ્વાદ માટેની સાધનામા સમાયેલી છે તેમનાં કેટલાક તત્ત્વો આપણે હવે વિચારીએ

ભક્તિ બે પ્રકારની છે (૧) વૈધી અને (૨) રાગાનુગા વૈધી ભક્તિ એટલે તે કે જેમા શાસ્ત્રોના વિધિનિયમ પ્રમાણે ભક્તિ કરવામા આવે આથી શાસ્ત્રોનું ઉલ્લંઘન આમા ત્યાજ્ય છે પણ રાગાનુગા ભક્તિમાં વ્યક્તિસ્વાતંત્ર્યને પ્રધાનસ્થાન છે શુદ્ધ સાત્ત્વિક પ્રેમમા તર્કને કે સીમાબંધનને સ્થાન જ ન હોય. તેથી જ 'ચૈતન્યચરિતામૃત 'કાર જણાવે છે કે સમસ્ત જગત વૈધીના ઐશ્વર્યમાં ડૂબેલુ છે કોઈ વિરલ જ રાગાનુગાનુમાની

થઈ શકે, કારણ કે 'પ્રેમ અંશ'જ 'પ્રેમ રસ' મચાવી શકે આ વૈધી ભક્તિ ગૌણ મનાય છે, ઉચ્ચ ભૂમિકામા તેનું સ્થાન નથી

મુખ્ય આર ગૌણ, દુઈ વિધ ભક્તિ હય ।
ગૌણ વેદમાતા, મુખ્ય વેદાતીત હય ॥

(રસસાર, પૃ ૩૩)

[ભક્તિ બે પ્રકારની છે મુખ્ય અને ગૌણ મુખ્ય એટલે કે રાગાનુગા વેદાતીત છે, અને ગૌણ એટલે કે વૈધી વેદમાતા છે—વેદને આધીન છે]

આથી જ આપણે મહાન ભક્તો અને સતોના જીવન અને કવનમા તેમની સાચી પ્રતિભા શુદ્ધ મુક્ત વ્યક્તિગત સાધનાપૂત ભક્તિમા પ્રકાશ પામતી જોઈએ છીએ

વૈષ્ણવધર્મની માફક સહજિયાઓ આધ્યાત્મિક જીવન માટે કેટલીક ભૂમિકાઓનો ક્રમ માને છે 'સહજિયા'મા દીક્ષિત થયેલાને માટે ત્રણ અવસ્થાઓ છે પ્રવર્ત, સાધક અને સિદ્ધ પ્રથમ અવસ્થામાં દીક્ષિત હરિના નામનો જપ કરે છે, બીજી અવસ્થામા પચાક્ષર મત્રનો જપ કરવાનો હોય છે, અને ત્રીજી અવસ્થામા કામબીજની ઉપાસના કરવાની છે. પ્રથમ ભૂમિકામા ચૈતન્યની પ્રાપ્તિ થાય છે, બીજી ભૂમિકામા રાધાની ઉપલબ્ધિ થાય છે અને ત્રીજી ભૂમિકામા કૃષ્ણનો અનુભવ થાય છે આ ત્રણે અવસ્થાએ માટે પાચ આશ્રયો લેવા પડે છે 'પ્રવર્ત'મા 'નામ' અને 'મત્ર'નો આશ્રય છે, 'સાધક'માં 'ભાવ' અને 'પ્રેમ'નો અને 'સિદ્ધ'મા 'રસ'નો

વૈધી ભક્તિના ઘણાય ભેદો છે જેના વિવરણમા આપણે અહીં ઊતરવાની આવશ્યકતા નથી તે ગૌણ છે તે પૂરતી તેની જરૂરિયાત સ્વીકારવામા આવે છે

રાગાનુગા ભક્તિ પાચ પ્રકારની છે શાત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર (સૂફી-મતોમા, ખ્રિસ્તી મતોમા તેમજ મીરા, નરસિંહના પદોમા આપણે આ ભાવો જોઈએ છીએ)

આ વૈધી અને રાગાનુગા ભક્તિ અનુક્રમે ઐશ્વર્ય અને માધુર્યને મળે છે ઐશ્વર્ય-ભક્તિમા ભક્ત કૃષ્ણનુ ઐશ્વર્ય જુએ છે, તેમા તે કૃષ્ણના ઐશ્વર્યથી આશ્ચર્યચકિત થાય છે, તેમા ભક્ત ભગવાનને ઉન્નત ભાવે જુએ છે પણ માધુર્યમા ભક્ત અને ભગવાનમા સમાનતા છે. પુત્રભાવે, મિત્રભાવે, કે સખીભાવે ભક્ત અને ભગવાન અરસપરસ ખેલે છે

આ પ્રમાણે રાગાનુગા ભક્તિનો માર્ગ સ્વીકારવાથી સહજિયાઓએ 'પરકીયા'નો માર્ગ સ્વીકાર્યો છે આ 'પરકીયા' તેમનો પારિભાષિક શબ્દ છે નીચે તેની આલોચના કરીએ

'પરકીયા'ની ભાવના ઉપર સહજિયા સપ્રદાયના આચારવિચારનુ ઘડતર હોવાથી આપણે તે વિષે વિસ્તૃત ભાવે વિચારશુ

'સ્વકીયા' કે 'પરકીયા' બન્નેમા પ્રધાન વસ્તુ પ્રેમ છે સ્વકીયા એટલે—

करग्रहविधिं प्राप्ता पत्युरादेशतत्परा ।
पातिव्रत्यादविचला स्वकीया कथिता इह ॥

(ઉજ્જ્વલનીલમણિ કૃષ્ણવલ્લભ, ૩)

પાણિગ્રહણ કર્યાથી પ્રાપ્ત થઈ હોય, પતિના આદેશ માટે તત્પર હોય, અને પાતિવ્રત્યાદિ વ્રતમા અચલ હોય તે છે સ્વકીયા એટલે કે શાસ્ત્રોક્ત વિધિદ્વારા જનસમાજની સમક્ષ સ્વીકારમા આવેલ સ્રી તે સ્વકીયા અને પરકીયા એટલે—

रागेणैवार्पितात्मानो लोकयुग्मानुपेक्षिणा ।
धर्मेणास्वीकृता यास्तु परकीया भवन्ति ता ॥

(ઉજ્જ્વલનીલમણિ, કૃષ્ણવલ્લભા, ૬)

આલોક કે પરલોકની દરકાર કર્યા વિના પોતાના પ્રેમ પ્રમાણે ગમે તે પુરુષને ધર્મ-બધન વિના પોતાની જાતને સમર્પણ કરે તે પરકીયા છે

આ પરકીયા ભાવના મૂળ રાધાકૃષ્ણની લીલામા રહેલા છે વૈષ્ણવો માને છે કે રાધાનો પ્રણયમહિમા કેવો છે તેનો આસ્વાદ લેવા માટે કૃષ્ણ સ્વય શચીમાતાના ગર્ભદ્વારા ચૈતન્યમહાપ્રભુના સ્વરૂપે અવતર્યા આ પરકીયાનો સિદ્ધાત સમાજને માટે આચારમા નુકસાનકારક હોવાથી વૈષ્ણવના રસશાસ્ત્રોમા તેની ખૂબ જ સૂક્ષ્મભાવે તાત્ત્વિક દૃષ્ટિથી આલોચના કરવામા આવી છે એટલે પરકીયા વાસ્તવિક (concrete) મટીને કેવળ ભાવના-ગમ્ય (abstract) બની જાય છે

પ્રત્યેક માનવમા સ્રીસભોગની વાસના પ્રકટ કે ગૂઢ ભાવે રહેલી હોય છે સર્પની માફક આ કામવાસના માનસને અહોરાત દશન કરી રહી છે આ કામવાસનાને દબાવવાથી પ્રતિક્રિયા (reaction)નો ભય છે માટે તેને જો યોગ્ય વલણ આપવામા આવે અને સાથે-સાથે લક્ષ્યબિંદુ સ્પષ્ટ રાખવામા આવે તો સાચો પ્રેમ ભવિષ્યમા જન્મે તેથી જ 'ચૈતન્ય-ચરિતામૃત'કાર જણાવે છે પોતાની ઇન્દ્રિયોની વાસના કેવળ પૂર્ણ કરવી તે કામ છે અને કૃષ્ણ તરફ રતિ કરવી તે પ્રેમ છે

સહજિયા સપ્રદાયમા પોતાની આધ્યાત્મિક ઉન્નતિને માટે સ્રીને પ્રધાનપદ આપવામા આવ્યુ છે તેઓ માને છે કે સ્રીનો પોતાના જીવનમા અનુભવ કરવાથી જ સ્રીથી પર થવાય છે માનવમા રહેલા સ્રીભાવને સ્રીના જ આસ્વાદથી જીતવાનો છે, અને ત્યારે જ ઉત્પન્ન થાય સાચો સહજમાનવ પણ કામની ગતિમાથી મનને સ્થિર રાખવા માટે તેઓ કેટલીક પ્રક્રિયાઓ માને છે તેઓ જણાવે છે કે સાધકે પ્રથમ સુદર સ્રી શોધી કાઢવી પ્રથમ ત્રણ માસ સુધી તેણે તે સ્રીના પગ આગળ તેને સ્પર્શ કર્યા વિના સૂવુ બીજા ત્રણ માસ તેને પડખે સૂવુ અને ત્રીજા ત્રણ માસ તેની બાથમા સૂવુ આ પ્રમાણે નવ માસની સાધનામાંથી જે સાધક નિર્લિપ્ત ભાવે પસાર થાય છે તે જિતેન્દ્રિય ગણાય છે સહજિયાઓ માને છે કે જેઓ સસારને છોડીને ચાલ્યા જાય છે કે ઉગ્ર તપશ્ચર્યાદ્વારા દેહવાસનાઓને દમે છે તે સાચા સાધક નથી સાચી સાધના છે કામને પલટાવવામા સમાયેલી (transmute). પ્રેમરૂપ સ્પર્શમણિથી કામને સોનામા પરિણત કરવો જોઈએ તેમ બાઉલ લોકો પણ જણાવે છે શરૂઆતમા માણસ સ્થૂલ જીવનના મોહમા પડે તો તેથી ગભરાવાનું નથી પણ લક્ષ્ય ધ્યાનમા રાખવુ એ પણ તેટલુ જ જરૂરી છે સાધકે ધ્યાનમા રાખવાનુ છે કે

તેની સાધના આધ્યાત્મિક જીવનની પ્રાપ્તિને માટે છે, સહજમાનવની ઉપલબ્ધિને માટે છે. આ સાધનાનો તેમનો ક્રમ નીચે પ્રમાણે છે

ગતિ
|
પ્રેમ
|
સ્નેહ
|
પ્રણય
|
રાગ
|
અનુરાગ
|
મહાભાવ

યુરોપના પ્લેટો ઇત્યાદિ તત્ત્વવિદો પણ સ્વીકારે છે કે પ્રેમની શરૂઆત સ્થૂલ ભાવે થાય છે, ક્રમશ તેની શુદ્ધિ થતી જાય છે

પણ આ પ્રેમનો આસ્વાદ કેવી રીતે થાય? શાસ્ત્રોક્ત વિધિદ્વારા ગ્રહણ કરેલ સ્વકીયામા સાચો પ્રેમ ન થાય, કારણ કે તેમા સબધ, સમાજ વગેરેના બધન છે અને પ્રેમમા બધન હોઈજ ન શકે તેથી જ પરકીયા સ્વીકારવી રહી પરકીયામા વિરહ, સમર્પણ વગેરે મહાભાવોની વેદના વ્યક્ત થાય છે. અને તે વેદના જ શુદ્ધ સાત્વિક મુક્ત પ્રેમનો આસ્વાદ આપે છે આ બાબત ઉપર શ્રી ડી સી સેનનો એક સહજિયા બાઈ સાથે થયેલો આલાપ વધારે પ્રકાશ પાડશે તે બાઈ જણાવે છે કે

"સીતા અને સાવિત્રી જેવી સ્ત્રીઓ સમાજ અને શાસ્ત્રની સાક્ષીથી સ્વીકારાઈ હતી તેથી જ પાતિવ્રત્ય પાળ્યે જ છૂટકો આ અને પરલોકમા યશ મેળવવા માટે તેઓએ શાસ્ત્રો કે સમાજનુ ઉલ્લઘન કર્યું નહિ પણ વિચારો અમારી વાત પરકીયા પોતાના પ્રેમમા ઘરનુ, સબધનુ, સમાજનુ ભાન ભૂલી જાય છે લોકો તેને વિષે ખરાબ બોલે છે, પણ તે સાભળતી નથી, લોકો ગમે તે કહે કે કરે તે તે સહે છે આવા અનેક કષ્ટો વેઠવા છતા તે પોતાના માર્ગમાથી ચ્યુત થતી નથી શુ આ રીતે પસાર થવુ તે ઓછુ વિકટ છે, ઓછુ શુદ્ધ છે? રાધાએ આ પ્રમાણે કર્યું તેથી તો તેનો દાખલો અનુપમ છે પ્રેમ પ્રધાન પરખ છે, અને તેની શુદ્ધ હયાતી પરકીયામાં જ સભવી શકે."

આ પરકીયાના બે પ્રકારો છે ગૌણ અને મુખ્ય. પ્રેમ ઉત્પન્ન કરવા માટે સ્વીકારવામા આવતી દેહધારી સ્ત્રીને ગૌણ ગણવામા આવે છે, કેવળ આધ્યાત્મિક જીવન માટે ભાવનારૂપી જે પરકીયા સ્વીકારવામાં આવે તેને મુખ્ય કહેવાય છે બાહ્ય અને મર્મ પણ બીજાં નામો છે વળી સ્વકીયાને કામ અને પરકીયાને નિષ્કામ પણ માનવામા આવે છે

આ રીતે પૃથગ્ભાવે આલોચના કરવાની પ્રથા વૈષ્ણવના ગ્રંથોમા ખૂબ જ જોવામાં આવે છે નાયકનાયિકાના ભેદો અને રૂપના પેટાવિભાગો એટલા સૂક્ષ્મ રીતે તપાસવામા આવે છે કે કાઈ પણ ભાગ્યે જ બાકી રહી જાય.

અહીં એક વાતનો ખુલાસો કરવાની કરવાની જરૂર છે ભારતમા દરેક પદ્ધતિમાં એક જાતની પ્રથા થઈ ગઈ છે કે પોતાના વિષયને વેદકાળથી શરૂ થયો બતાવવો સ્વાભાવિક છે કે કોઈ પણ ધર્મ કે સમ્પ્રદાય પોતાના ધર્મને પ્રમાણિત કરવામા પ્રાચીન ધારાની સાથે પોતાના સિદ્ધાતો અને આચારોને મેળવી દે અને આ વાતો ઉપર નિર્ભર રહીને આપણા આધુનિક સશોધકો ( research scholars ) લાબાલાબા પ્રકરણો લખે છે સહજિયાઓના આગમગ્રથોમા પણ જણાવવામા આવ્યુ છે કે તેમનુ 'સાધનભજન' પગપૂર્વેથી ચાલ્યુ આવે છે આ વસ્તુને યથાર્થ માની આ સમ્પ્રદાયને બહાર આણનાર વિદ્વાન લેખક તેમના પુસ્તકમા (*Post-Chaitanya Sahajia Cult*—M M Bose, Calcutta University ) પરકીયાની ભાવનાનો ઇતિહાસ પ્રાચીન કાળની સાથે જોડે છે વેદના, ઉપનિષદના, બૌદ્ધશાસ્ત્રના, તેમજ યુરોપીય અને ગ્રીક તત્ત્વવિદ્યાના પ્રમાણો અને ઉતારાઓ સાથે લેખક જણાવે છે કે પરકીયાનો સિદ્ધાત તદ્દન નવો નથી મને આવા શુષ્ક અને પુરાપ્રેમી પાડિત્યમા બહુ શ્રદ્ધા નથી, તેથી તે વાતમા ઊતરવુ ઉચિત નથી માનતો અધમમા અધમ પણ એવો કયો સમ્પ્રદાય હશે કે જે પોતાની વાતોમા પ્રાચીનની સાક્ષી પૂરતો નહિ હોય ?

અલબત્ત, તત્રોમા આ પરકીયાવાદ ખૂબ જ સ્પષ્ટ ભાવે જણાય છે અને તેમાંથી સહજિયાઓએ ઘણીએ વસ્તુઓ લીધી છે, જે તેમણે પણ સ્વીકારી છે કદાચ આ સહજિયાની શરૂઆત તત્રયુગથી થઈ હોય તત્રોમા છે કે—

विना शक्ति न पूजास्ति मत्स्यमास विना प्रिये ।

અને— विना परक्रिया देवि जपेद् यदि तु साधकः ।
शतकोटिजपेनैव तस्य सिद्धिर्न जायते ॥

[ હે પ્રિયે, શક્તિ કે મત્સ્ય કે માસ વિના પૂજા ન હોઈ શકે હે દેવિ, જો સાધક પરક્રિયા વિના જપ કરે તો ભલેને શતકોટિ જપ હોય છતા તેની સિદ્ધિ નથી ]

સહજિયાઓ મત્સ્ય કે માસને સ્વીકારતા નથી આ બાબતમા તેઓ વૈષ્ણવને મળતા છે

તત્રોમા જણાવે છે કે—

स्वकीयां परकीयां वा मानस तु रमेत् स्त्रियम् ।
सर्वन्तु मानस कुर्यात्तेन सिध्यति साधक ॥

(સ્વકીયા કે પરકીયા હોય પણ માનસિક સ્ત્રી હોવી જોઈએ. સાધક માનસિક સાધનાથી જ સિદ્ધિને પામે છે )

મનેતે કરહ રતિ, શ્રીરૂપ પરાણપતિ,
શ્રીકૃષ્ણ ભજન કર સાર ॥

તદુપરાત સહજિયાઓના તેમજ તત્રના કામભોગમા પણ સામ્ય છે તત્રોમા ષટ્ચક્રો જણાવ્યા છે જ્યારે સહજિયાઓએ સરોવરો જણાવ્યા છે સરોવરો સાત છે અક્ષય, ક્ષીર, માન, પ્રેમ(?), યોગ અને જડ એ પ્રમાણે સાત સરોવરો છે તત્રોમા પણ ૭ ચક્રો અને સાતમુ સહસ્રાર છે તત્રોમા સાડાત્રણ કરોડ નાડીઓની કલ્પના છે તેમાથી ૧૪ મુખ્ય છે અને તેમાથીય ૩ પ્રધાન છે સહજિયાઓમા પણ આ પ્રમાણે નાડીની કલ્પનાઓ છે

સહજિયાઓ માને છે કે દરેક સાધકે—માનવે—પોતાના શરીરની રચના જાણવી જોઈએ તેથી તેઓની સાધનાનો ક્રમ આ પ્રમાણે છે.

(૧) ગુરુની દીક્ષા,
(૨) આત્મજ્ઞાન,
(૩) આધ્યાત્મિક જીવનને માટે ભૂમિકાઓ, અને
(૪) લાગણીઓને વશ રાખવા માટે શરીરશાસ્ત્રનુ સપૂર્ણ જ્ઞાન

હઠયોગ, મધ્યકાળના સંતોનો કામભોગ, તાન્ત્રિકોનો કામભોગ તેમજ સહજિયાના કામભોગનો તુલનાત્મક અભ્યાસ કરવા જેવો છે

મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીની શોધખોળ ઉપરથી જણાય છે કે બુદ્ધધર્મમા પણ સહજભાવનો વિકાસ થયો હતો સર્વપ્રથમ મત લુઈએ નવમી સદીમા બુદ્ધોમા સહજ-ધર્મનો પ્રચાર કર્યો આ ધારા અસ્ખલિત રીતે તેરમી સદી સુધી ચાલી આવી

સ્ત્રીપુરુષના સંયોગથી થતા આનદને તેઓ 'સહજાનદ' કહે છે આને તેઓ વજ્ર અને કમળના સગની સજ્ઞાથી દર્શાવે છે વેદની પ્રણાલીને તેઓ માનતા નથી. ઈશ્વરની સત્તામા તેમની શ્રદ્ધા નથી ગુરુદ્વારા જ શુદ્ધ જ્ઞાનની પ્રાપ્તિમા તેઓ માને છે સાધકને માનવસ્વભાવનુ જ્ઞાન હોવુ આવશ્યક છે તેઓ માને છે કે—

આપનિ ઓ પર, એ ભ્રાન્તિ કરિઓના।
(દુઇ એક), સકલઈ નિરતર બુદ્ધ ॥

(બૌદ્ધ ગાન ઓ દોહા, પૃ ૮)

[ 'પોતે' અને 'પારકા' એ દ્વિધામા પડો નહિ સઘળા નિરતર બુદ્ધ છે ] આનદ મેળવવા માટે તેઓ સ્ત્રીને માને છે આ બધી બાબતોમા તત્રો, સહજિયાઓ તેમજ ઉપરના બૌદ્ધ તાન્ત્રિકો એકમત છે

આ સહજધર્મની ધારા મધ્યકાળના સતસાહિત્યમા પણ જોવામા આવે છે વાસ્તવિક રીતે તો સમસ્ત મધ્યકાળના મરમીઓ (mystics)નો એક જ અવાજ હતો—'સહજપથ' પણ આ 'સહજપથ'મા અને સહજિયાના સહજમા રહેલો સૂક્ષ્મ ભેદ નીચેના ઉતારા ઉપરથી સમજાશે —

"કબીર, દાદૂ વગેરેના મત પ્રમાણે સાધનામાત્ર સહજ હોવી જોઈએ પ્રતિદિનના જીવનની સાથે ચરમ સાધનાનો વિરોધ ન હોવો જોઈએ હાલની વૈજ્ઞાનિક ભાષામા કહીએ તો પૃથ્વી જેમ પોતાના કેન્દ્રની ચારેકોર ફરતીફરતી પોતાની દૈનિક ગતિ મેળવે છે અને તે જ ગતિ તેને સૂર્યની ચોતરફ બૃહત વાર્ષિક ગતિના માર્ગમા અગ્રસર કરે છે, તેમ દૈનિક જીવને પણ શાશ્વત જીવનને સહજમા અગ્રસર કરવુ જોઈએ .

"આ જે દૈનિક ગતિની સાથેનો શાશ્વત જીવનગતિનો સહજયોગ, તે જ સાચો 'સહજપથ' નદીમા આ બન્નેનુ સુદર સામજસ્ય જણાય છે પ્રત્યેક પળે તીરને ભીંજવતી નદી અસીમ સમુદ્રમા પોતાને નિરતર ડુબાવી રહી છે. તેનુ પળનું જીવન તેના શાશ્વત જીવનની સાથે યોગયુક્ત છે આમાથી એકને જવા દો તો બીજુ નિરાશ્રય થઈ જાય તેથી જ કબીર જણાવે છે ' સસારને કે ગૃહસ્થજીવનને ત્યજીને સાધના ન થાય. સાધનામાં કોઈ પણ પ્રકારની ખેંચતાણ નથી. તેમા દૈનિક અને નિત્ય લક્ષ્યનો વિરોધ નથી ' કબીર સન્યાસીઓના શિરોમણિ હોવા છતા ગૃહસ્થ હતા દાદૂ પણ ગૃહસ્થ હતા " ( 'દાદૂ, પૃ ૮૬, શ્રી. ક્ષિતિમોહન સેનનુ છપાઈ રહેલુ પુસ્તક, વિશ્વભારતી શાન્તિનિકેતન.)

આ સહજ સાધનાનો વિષય એવો ગંભીર અને વિસ્તૃત છે કે તેના ઉપર ગ્રંથો લખી શકાય. મધ્યકાળના સર્વે સંતોમાં—ઉત્તર ભારત, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબના સર્વ સંતોમાં—સહજ શબ્દ વારંવાર જોવામાં આવે છે. 'શૂન્ય' પણ 'સહજ'ની સાથે યુક્ત છે, કારણકે બન્ને આંતરિક પ્રક્રિયાઓ છે. ઉપરના નાનકડા ઉતારા ઉપરથી સહજિયાના સહજમાં અને બીજા મરમીઓના સહજમાં રહેલો ભેદ સમજાશે.

આ ઉપરાંત 'વિષ્ણુપુરાણ'માં પણ 'સહજસિદ્ધિ'નો ઉલ્લેખ મળી આવે છે. તામિલ દેશના વૈષ્ણવ સંતોમાં પણ નાયકનાયિકાના ભેદપ્રભેદમાં આ ભાવની ગંધ છે.

હવે આપણે 'સહજિયા સાહિત્ય'માંથી કેટલાક ઉતારા ટાંકીને જણાવીશું કે તેઓમાં પણ કેટલાક નિત્ય સત્યો રહેલાં છે. આ નિત્ય સત્યો જ તેમનો અણમૂલો અને મહાન વારસો છે. આપણે તેને સમજવાનો પ્રયત્ન કરીએ એટલું પૂરતું છે.

સહજ એટલે શું ?

"સહજ ભજન એઈ શબ્દેર અર્થ એઈ જે જીવ અનુચૈતન્યસ્વરૂપ આત્મા. પ્રેમ આત્માર સહજ ધર્મ. જે ધર્મ જે વસ્તુર સહિત એકત્રે ઉત્પન્ન હય તાહા તાહાર સહજ."

(રૂપાનુગ-ભજન-દર્પણ)

[સહજ ભજન શબ્દનો અર્થ એ કે જીવ અનુચૈતન્યસ્વરૂપ આત્મા છે. પ્રેમ આત્માનો સહજ ધર્મ. જે વસ્તુની સાથે એકત્ર રીતે ઉત્પન્ન થાય તે તેનો સહજ છે.]

ગુરુ કોણ છે ?

ગુરુ બે પ્રકારના છે. દીક્ષાગુરુ અને શિક્ષાગુરુ. ગુરુ સર્વે બાહ્ય વસ્તુઓના કરતા ઉન્નત છે. ગુરુના દેહમાં જ સર્વે તીર્થો સમાયેલાં છે.

ગંગા-આદિ તીર્થસ્નાન, ગયા-આદિ પિંડદાન
ગુરુર સમાન તસુ નય।
જત દેખ સેવાશ્રમ સકલિ મનેર ભ્રમ
ભાવિલે ગુરુર દેહ હય ॥

(સહજિયા સાહિત્ય-૧)

"ગંગા વગેરે તીર્થો કે ગયા વગેરે પિંડદાનની જગાઓ ગુરુને સમાન નથી. જેટલા સેવાશ્રમો જણાય છે તે બધાય ભ્રમ છે. વિચારીને જુઓ તો તે સર્વે ગુરુના દેહમાં હોય છે."

ગુરુ કૃષ્ણ વૈષ્ણવ તિને કરહ સાધન।
એ તિનેર કૃપા હઈલે વાંછિત પૂરણ ॥

(સ. સા. ૨)

"ગુરુ, કૃષ્ણ અને વૈષ્ણવ એ ત્રણની સેવા કરવી. એ ત્રણની કૃપાથી ઇચ્છિત વસ્તુ મળે છે."

ગુરુ વિષ્ણુ, ગુરુ બ્રહ્મ, ગુરુ યજ્ઞ, દાન, ધર્મ,
ગુરુ સનાતન દેવ મહેશ્વર।
ગુરુ- અધિક આર કિ આછે સંસાર-માઝ
ગુરુ દેવ સર્વ-પરાત્પર ॥

(સ. સા. ૯)

"ગુરુ વિષ્ણુ છે, બ્રહ્મ છે, યજ્ઞ, દાન, ધર્મ છે. ગુરુ મહેશ્વર છે. સંસારમાં ગુરુથી અધિક વળી બીજું શું હોઈ શકે ? ગુરુ સર્વેના પરાત્પર દેવ છે."

સહજિયાની સાધનાનુ પ્રધાન લક્ષ્ય સહજમાનવની ઉપલબ્ધિ હોવાથી તેમની માનવ પ્રત્યેની ભાવના અતિ ઉચ્ચ છે માણસોના બે પ્રકારો છે (૧) નિત્યમુક્ત અને (૨) નિત્યબદ્ધ બ્રહ્મા, ઇન્દ્ર, આદિ દેવો નિત્યમુક્ત છે જેઓ કૃષ્ણભક્તિથી બહિર્મુખ હોય છે, તેઓ નિત્યબદ્ધ છે તેમના પુસ્તકોમા વર્ણવેલા શુદ્ધસત્ત્વ માનવની કલ્પના ગીતાના સ્થિતપ્રજ્ઞના જેવી છે. 'સ્વત સિદ્ધ માનુષ' સર્વથી અપૂર્વ ગણાય છે

માનુષ માનુષ સબાઈ કહયે, માનુષ કેમન જન ।
માનુષ રતન માનુષ જીવન, માનુષ પરાણ-ધન ॥
ભરમે ભુલયે સબ લોકજને, મરમ નાહિ જાને ।
માનુષેર પ્રેમ નાહિ જીવલોકે, માનુષે સે પ્રેમ જાને ॥
જે જના માનુષ સે જાને માનુષ, માનુષે માનુષ ચિને ।
એ લોક માનુષ એ દુઈ વિરલ, માનુષે માનુષ જાને ॥
માનુષ જારા જીવન્તે-મરા,* સે સેઈ માનુષ-સાર ।
માનુષ-લક્ષણ મહાભાવગણ, માનુષ ભાવેર પાર ॥
માનુષ નામ વિરલ ધામ, વિરલ તાહાર રીતિ ।
ચણ્ડીદાસે કય સકલિ વિરલ, કે જાને તાહાર રીતિ ॥

( મ સા. ૨૧ )

"મનુષ્ય મનુષ્ય બધાય કહે છે, પણ તે કેવો છે તે કોણ જાણે છે? મનુષ્ય રતન છે, જીવન છે, પ્રાણનુ ધન છે સઘળા લોકો ભ્રમમા ભૂલા પડ્યા છે નથી કોઈ જાણતા મર્મ મનુષ્યનો પ્રેમ જીવલોકમા નથી તે મનુષ્ય જ જાણે છે જે સાચો માણસ છે તે જ માનવને જાણે છે જે માણસ જીવતા મરેલો છે તે જ માણસનો સારરૂપ છે"

આ માનવ તે લૌકિક માનવ નથી, પણ કોઈ ભાવનામય લાગે છે આ માનવ, જેને બાઉલ લોકો 'મનનો માનવ' કહે છે, આપણા દેહમા રહેલો છે તે 'स्व महिम्नि' રહેલા માનવની ઉપલબ્ધિ કર્યાથી 'तर्वानुम्' થવાય છે

માનુષેર તત્ત્વ અતિ અદ્ભુત કેવા કહે કેવા જાને ।
માનુષ ચરિત અતિ વિપરીત જે જાને સેઈ સે જાને ॥
સકલ જગત કરે આનન્દિત કહે વિદ્યાપતિ ભણે ।

"મનુષ્યનુ તત્ત્વ ઘણુ અદ્ભુત હોય છે, તે કોણ કહી શકે, કોણ જાણી શકે? માણસનુ ચારિત્ર્ય વિચિત્ર છે, તે જાણનાર જ જાણે સમસ્ત જગતને તે આનંદમય કરી દે છે"

માનવની લીલા વિચિત્ર છે સામાન્ય લોકો તેને બરાબર સમજી શકતા નથી

માનુષ દેવેર સાર ।
જાર પ્રેમ જગતે પ્રચાર ॥

"મનુષ્ય દેવનો સારરૂપ છે તેનો પ્રેમ જગતભર વ્યાપ્યો છે"

આ પ્રેમ જાણવાની શક્તિ સાચા માનવની જ હોય છે. સામાન્ય કહેવાતા માણસો કે કાપુરુષો રસના માધુર્યને હજમ કરી શકતા નથી એટલે જ આપણે સમાજમા ઘણીવાર રસને નામે અપચો થયેલો જોઈએ છીએ તેથી જ કહે છે—

રસેર માધુરી સબા હતિ ભારી,
બુઝિતે શક્તિ કાર ।
એ રસ વિરલ અદ્ભુત સકલ,
ઘટાતે માનુષ-અધિકાર ॥

* સરખાવો 'જીવન્મુક્ત,' 'મરજીવો', 'ફના' વગેરે શબ્દોના ભાવો.

"રસનું માધુર્ય સર્વેથી ભારે છે તેને સમજવાની શક્તિ કોની છે? આ રસ વિરલ લોકો સમજી શકે. તેમા મનુષ્યોનો જ અધિકાર છે "*

આથી જ—

સહજ રૂપેને સહજ માનુષ,
આસ્વાદે માનુષ-લીલા ॥

" સહજ માનવ સહજરૂપે માનવલીલાનો આસ્વાદ લે છે "

ત્યારે આ સહજમાનવ કોણ છે? જણાવે છે કે—

નરવપુ દેહ એઈ માનુષ આકાર ।
સેમાનુષ અનેક દૂર એ માનુષેર પાર ॥
જન્મમૃત્યુ નાહિ તાર, નહે સે ઈશ્વર ।
ગોલોકેર પતિ ધ્યાને ભાવે નિરંતર ॥

"આ મનુષ્યનુ સ્વરૂપ નરદેહ છે આ—ઐહિક—માનવથી તે માનવ—'મનનો માનવ'—દૂર છે તેને નથી જન્મ કે નથી મૃત્યુ તે ઈશ્વર પણ નથી, કારણ કે ગોલોકના પતિ પણ તેનુ નિરંતર ધ્યાન ધરે છે"

માનસની કેટલી મહાન કલ્પના! ઈશ્વર પણ જેનુ ધ્યાન ધરે છે તે માનવ કયો માનવ હોઈ શકે? તેથી જ ચંડીદાસ જણાવે છે કે—

શુનહ માનુષ ભાઈ ।
સવાર ઉપર માનુષ સત્ય, તાહાર ઉપર નાઈ॥

"સાંભળો હે માનવબંધુ! સર્વથી ઉપર માનવ સત્ય છે, તેના ઉપર કાંઈ જ નથી."

આ સહજસાધના શુ આપોઆપ માણસમા સ્વાભાવિક હોય છે? હા, પણ તેને માટે શિક્ષાની જરૂર છે

સહજ ભજન રતિ નાહિ આપ શિક્ષા મતિ
તબુ શિક્ષા પ્રાથમિક રીતિ ॥
પુત્રસ્નેહ જનનીર સહજ હૃદયે સ્થિર
દુખિત હૃદયે શિક્ષા ચાઈ ॥
કૃષ્ણપ્રેમ સેઈ રૂપ નિત્યસિદ્ધ અપરૂપ
બદ્ધ જીવ અપ્રકટ તાઈ ॥
સેઈ તો સહજ રતિ પાઈયાછે અપગતિ
શિક્ષાનુશીલન યદિ પાય ।
સે રતિ જાગિયા ઉઠે જીવેર બંધન ટુટે
મહાનંદ તાહાતે નાચાય ॥

"સહજસાધનમા જો કે શિક્ષા અનિવાર્ય નથી, છતા પ્રાથમિક ભૂમિકા તેની જરૂર છે માતાના હૃદયમા સ્વાભાવિક રીતે જ પુત્રસ્નેહ રહેલો હોય છે, છતા દૂષિત હૃદય માટે (અજ્ઞાન માટે) શિક્ષાની જરૂર છે દરેક જીવમા અપ્રકટ રૂપે કૃષ્ણપ્રેમ નિત્યસિદ્ધરૂપે રહેલો છે તેથી જ (સમજ્યા વિના) સહજસાધનમા લોકોની અવનતિ થાય છે જો દરેકને શિક્ષા મળે તો તે અપ્રકટ રતિ જાગ્રત થાય અને બંધનમાથી છૂટીને જીવ મહાનંદમા મસ્ત થઈને નાચે"

---

* સરખાવો જે કોઈ પ્રેમઅંગ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે,
સિંહણકેરું દૂધ હોય તે, સિંહણ સુતને જરે

તેથી જ તો સમસ્ત જગત આનંદમય છે તેની પ્રેમલીલા જગદ્વ્યાપી છે પ્રકૃતિ પણ પળેપળે તેના આનંદોત્સવમાં નાચે છે સમસ્ત જગત પ્રેમમય છે, તેથી જ આનંદમય છે અને તેથી જ જગતનો કર્તા પણ આનંદસ્વરૂપ છે, પ્રેમમય છે

અખિલ ભરિયા જાર નિત્ય પ્રેમ રાસ ।
પરમા પ્રકૃતિ જેઇ પ્રેમેતે ઉદાસ ॥
જાર પ્રેમે મત્ત હોયે ભ્રમે ગ્રહ તારા ।
સાગરે તરંગે છુટે જે પ્રેમેર ધારા ॥
અંતરે બાહિરે પ્રેમ, પ્રેમ ઘરે ઘરે ।
ભોગે પ્રેમ, યોગે પ્રેમ, રોગે પ્રેમ ઝરે ॥
હેન પ્રેમકલ્પ ખુલિ જે દિલ છુટાયે ।
સા ય કાર તત્વ તાર વિવેક કુટાયે ॥
સર્વસાક્ષીભૂત હરિ નિત્ય પ્રેમમય ।

"સમસ્ત જગતભરમા જેનો પ્રેમરાસ ચાલી રહ્યો છે, જે પ્રેમમા મત્ત થઈને પરમા પ્રકૃતિ પણ ખેલી રહી છે, જેના પ્રેમથી ગ્રહ અને તારા ફરે છે, સાગરમા અને તેના તરંગોમા જે પ્રેમની ધારા વહમાન છે, અતરમા કે બહારમા, જ્યા જુઓ ત્યા પ્રેમ—ભોગમા, યોગમા કે રોગમા આ પ્રેમનો ફુવારો જેણે છૂટો મૂક્યો છે, તેના તત્વને કોણ આગ્ય આણી શકે ? સર્વસાક્ષીસ્વરૂપ પરમાત્મા નિત્ય પ્રેમમય છે"

# ઘણના ઘા !

'સુધાંશુ'

ઘણના ઘા કોણ ઝીલે રે !
એરણને થયો ઓરતો !
સગપણના સંગાથીમાં રે !
એક દી થયો અજંપો !

એકે ખોડાવું ને બીજાએ રોળાવું
એનાં વિવિધ પરિયાણ,
તોયે ગતિના થડકારામાં
એકાકાર—ઢબાણ,
તણખાઓના તારા રે !
મિલનોના છે મીલવી હોજી !

આ અન્તરની કલસણી
કરામતનો નહિ પાર,
બે બાધે ને તેજ જલે
એ અન્તરની ઘટમાળઃ
અજંપાને આરે રે !
'સોહમ્'ની ઝડીઓ ઝરી હોજી !

લોહ ધગાવી લુહારીડા ખેલે
ઘણ એરણ હથિયાર,
કલવી ટાપી ટાપીને એની
વસ્તુ થાય તૈયાર !
હથોડા એવા રે !
મારીને મૂલ કરે હોજી !

કાયા એરણ આતમઘણનો
ઘા જો સહી જાય,
તો તો અગોચર લુહારને હાથે
શું ને શું ય રચાય ?
અનામી એવો રે !
અમ્મર જેને હાથ ચડયું હોજી !

# પરિવર્તન

મનોરંજની મહેતા એમ. એ.

બે મિત્રો ભેગા થતા એકે બીજાને પૂછ્યું 'તમારી પત્નીની તબિયત કેમ છે?' પત્ની માટે અત્યંત કાળજી ધરાવનાર એ ભાઈએ કહ્યું. 'પ્લુરિસી થવાની શરૂઆત જેવું હતું તેની after effects હજી પહોંચે છે' આપણા સમાજની હાલની સ્થિતિ માટે કોઈ પૂછે તો એમ જ કહી શકાય કે 'સ્વરાજ્ય મળવાની શરૂઆત જેવું હતું તેની after effects હજી પહોંચે છે.'

મહાત્મા ગાંધીજી દક્ષિણ આફ્રિકા છોડી હિંદમાં આવી વસ્યા તેને લગભગ વીસ વર્ષ થયાં એ દરમિયાન દેશમા ભરતીઓટ અનેક આવી ગયા. રાજકીય ચળવળો અનેક ચાલી. ૧૯૨૧નો અસહકાર યુગ, બારડોલીનો સત્યાગ્રહ અને ૧૯૩૦ની મહાન ચળવળ ભવિષ્યના ઇતિહાસના પાના શોભાવશે પણ એ સર્વને અંતે શું? ઘણાએ સ્વદેશપ્રેમી હૃદયો અફસોસ કરે છે કે આપણે હતા ત્યા ને ત્યા જ છીએ. નથી રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું કે નથી સામાજિક બંધનોમાથી મુક્તિ મેળવી ઊલટા, આપણે બન્ને બાબતમા વધારે પરાધીન થયા છીએ

પરંતુ આટલા બધા નિરાશાજનક ઉદ્ગારોને ખરેખર સ્થાન છે? બીજી પ્રગતિ ન થઈ હોય તોપણ એક જ મહત્ત્વનો ફેરફાર—જાગૃતિ—એ કાંઈ જેવોતેવો નથી. અને રાજકીય વિષયો કરતારે સામાજિક બાબતોમા જાગૃતિને અંગે થતું પરિવર્તન સ્પષ્ટ જણાય છે અલબત્ત, આ પરિવર્તન શહેરોમા જ જણાય છે એ વાત સત્ય છે, પણ એ પરિવર્તન છેક નજીવું નથી

કન્યાઓનુ શિક્ષણ એ પ્રગતિનુ પહેલુ ચિહ્ન છે પહેલા અમદાવાદની ગુજરાત કોલેજમા સાતઆઠ કન્યાઓ ભણતી હતી અને તેમાની અડધી સંખ્યા તો પારસી અને ખ્રિસ્તી કન્યાઓની હતી તે સિવાય બીજી કોઈ ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓ હતી નહિ આજે ચાલીસથીયે વધારે કન્યાઓ એ સંસ્થામા ભણે છે અને તેમા મોટો ભાગ ગુજરાતી હિંદુ કન્યાઓ છે. વળી લાલશંકર મહિલા પાઠશાળામા પચાસથીયે વધારે કન્યાઓ અભ્યાસ કરે છે આ સાથે મેડિકલ સ્કૂલમા ભણતી કન્યાઓની સંખ્યા ઉમેરીએ તો ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા લગભગ સો થાય. એક જ શહેરમા આટલી સંખ્યા થાય એ આપણા રૂઢિચુસ્ત અને સુસ્ત દેશ માટે ઠીક કહી શકાય. ગયા જમાનામા ભણેલી સ્ત્રીઓ વિરુદ્ધ ભાષણો કરનાર કે ગીતો જોડનારના ઘરની કન્યાઓ પણ હવે શિક્ષણ લે છે એ ખાસ નોંધવા જેવું છે લગ્નના બજારમા કન્યાની કિંમત વધે એ હેતુથી પણ કદાચ કેટલીક કન્યાઓને શિક્ષણ આપવામા આવતુ હશે. કારણ કે, કેટલાક યુવાનો કન્યા ભણેલી છે કે નહિ એ વિષે લગ્ન વખતે તપાસ કરે છે.

મુબઈ ઇલાકો, અને ખાસ કરીને ગુજરાત પ્રાન્ત, આગળ પડતો દેશ ગણાય, છતા બગાળમા શિક્ષણ જેટલુ આગળ વધ્યુ છે તેટલુ આપણે ત્યા હજી નથી વધ્યુ ગુજરાત એ વેપારી દેશ છે અને દરેક ચીજની કિંમત રૂપિયા આના પાઈથી થાય છે એ ગણતરી પ્રમાણે ઉચ્ચ શિક્ષણ પાછળ જે સમય અને ધનનો વ્યય થાય છે તે વ્યાજ સાથે પાછો વળતો નથી એટલે વેપારી વર્ગના છોકરા ઉચ્ચ શિક્ષણ બહુ થોડા પ્રમાણમાં લે છે વળી ૧૯૨૧ના અસહકાર યુગ વખતે વિદ્યાર્થીઓને કોલેજો છોડવાનો ઉપદેશ આપવામા આવ્યો અને એ ઉપદેશ એમના મનમા બરાબર ઠસાવવા માટે યુનિવર્સિટીના શિક્ષણની અને ડિગ્રીઓની ખૂબ ઠેકડી કરવામા આવી આને લીધે એ શિક્ષણની કિંમત બહુ ઘટી ગઈ અને એના બદલામા બીજુ કોઈ ઉચ્ચ શિક્ષણ લેવાનું સાધન મળ્યુ નહિ કોલેજો છોડનાર વર્ગે થોડો વખત કદાચ રાજકીય ચળવળમા હિસ્સો આપ્યો હશે, પણ પછી એ વર્ગ કોઈ વિશેષ સાધના કરી શક્યો નહિ શિક્ષણની કિંમત જે ઘટાડી દેવામા આવી તે પાછી મેળવતા ઘણો જ સમય લાગશે

સ્ત્રીઓને ફરવાહરવાની જે છૂટ છેલ્લાં થોડા વર્ષમા થઈ છે તે સૌથી વધારે દેખાઈ આવતો ફરક છે મહાત્માજીના દર્શન માટે થયેલી ભીડાભીડમા એક બહેનનુ કચડાઈ જવાથી મૃત્યુ પણ થયુ એટલી બધી સખ્યામા સ્ત્રીઓ જાહેર સભામા આવે એ નવા જમાનાનુ ચિહ્ન જ ગણાય પહેલા એવી ભીડ માત્ર હિંડોળાના દર્શન માટે કે સિંહસ્થ ગોદાવરી-સ્નાન વખતે જ થતી અલબત્ત, હજીય હિંડોળા કે ગોદાવરીસ્નાન વખતે એટલી ને એટલી જ ભીડ થતી હશે પણ સભાઓમા સ્ત્રીઓ ઉત્સાહપૂર્વક ભાગ લે છે નાટકો, સિનેમામાથી સ્ત્રીઓ માટે અલાયેદી બેઠકો રાખવાનો રિવાજ નીકળી ગયો છે આનું કારણ પુરુષોને સ્વપત્ની કે પરપુરુષો માટે વિશ્વાસ વધ્યો છે એમ નહિ પણ જમાનાને અનુસરી યુવાનો પત્ની સાથે જ એવી જગાએ બેસવાની હોંસ ધરાવે છે.

'પ્રસ્થાન'મા એક ભાઈએ લખ્યુ હતું તેમ એક જમાનો એવો પણ હતો કે સ્વ. સત્યેંદ્રનાથ ટાગોરને ગુજરાતી સગીત સાભળવાનું મન થતા એમણે પોતાના પરમમિત્ર સ્વ ભોળાનાથ સારાભાઈને ઘેર જઈ એમની સાત આઠ વર્ષની પૌત્રીઓ પાસે ગાયન ગવડાવ્યા તે ઉપરથી શહેરમા 'હોહો' થઈ ગઈ અને 'બગાળીબાબુ આગળ છોકરીઓને નચાવી' એમ કહેવાયુ સાચ ખરેખર છોકરીઓ સ્ટેજ ઉપર નાચે છે, છતા કશી 'હોહો' થતી નથી અલબત્ત, જૂના વિચારનાં માણસો પોતે પોતાનામા નિંદા કરતા હશે, પણ એ 'જાહેર નિંદા'નો વિષય ગણાતો નથી અસલથી ગુજરાતમા નવરાત્રમા ગરબા શેરીએશેરીએ ગવાય અને પુરુષવર્ગ જોવા જાય એવો રિવાજ હતો પણ હાલના ગરબા જેવા વેશધારણ, અભિનય કે નૃત્ય એમા નહોતા આ નવી ઢબના ગરબામા મોટી ઉંમરની કન્યાઓ કે પરણેલી યુવતીઓ છુટા ખુશીથી ભાગ લે છે નાના ગામોની સભાઓમા પણ કન્યાઓ લાઠી કે લેજીમના પ્રયોગો કરી બતાવે એવા પણ દશ્ય જોવા છે, અને એમાં કોઈને ખાસ વાંધાભર્યું કશું લાગતું નથી

પહેરવેશમાં પણ ઘણા પરિવર્તન થયા છે કોટ અને પાઘડીનાં જે પ્રતિષ્ઠા સમાયેલી મનાતી હતી તે હવે રહી નથી ખાદીની ટોપી અને પહેરણે પોતાનું સ્થાન સર્વત્ર પ્રાપ્ત કરી લીધુ છે. ન્યાયની અદાલતમા એ પહેરવેશ અયોગ્ય નથી, એવો ચુકાદો આપી

મુંબાઈની હાઈકોર્ટે પણ એની પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે। એને કોઈ ડાઘુ ધારે એ બીક વૃદ્ધ માતાઓ મોટી ઉંમરના પુત્રોને પહેલાં કદી પણ ઉઘાડે માથે ઘરની બહાર નીકળવા દેતી નહિ પણ હવે ઉઘાડે માથે ફરવામાં યુવાનો કાંઈક ગૌરવ સમજે છે, અને સ્ત્રીઓના મનમાંથી પણ એ ગભરી વહેમ નીકળી ગયો છે

અડધી સદી પહેલાં એક નાગર સ્ત્રી છત્રી ઓઢીને અને બૂટ પહેરીને અમદાવાદના રાયપુરના મહોલ્લામાંથી પસાર થઈ ત્યારે એની એક બનાવ તરીકે તે વખતના રૂઢિપૂજક વર્તમાનપત્ર 'સમશેરબહાદુર'માં નોંધ લેવામાં આવી હતી આજે કોઈ એ વાત ભાગ્યે જ માની શકે છેલ્લાં વીસ વર્ષમાં તો સ્ત્રીઓના પોશાકમાં અનેક ફેરફારો થઈ ગયા સ્વદેશીની ભાવના સાથે પહેલાં તો એકદમ સાદાઈ આવી ગઈ પોતાના કુટુંબમાં લગ્ન પ્રસંગે પણ સ્ત્રીઓ માત્ર સફેદ ખાદીનાં વસ્ત્ર પહેરે એવા પણ દાખલા બન્યા પણ હવે ધીમેધીમે એ સાદાઈ ઘસાતી જાય છે, અને સ્વદેશી વસ્ત્રોમાં પણ 'ફેશન' પેસતી જાય છે, અને ખર્ચાળ વસ્ત્રો પહેરવામાં યુવતીઓ અને કન્યાઓમાં હરીફાઈ ચાલે છે 'કલા'ની પૂજાનો દર વધતો જાય છે, તેને લીધે જેટલું વિચિત્ર, સામાન્ય ચીલાથી જુદું, એટલું 'કલામય' એવી ભાવના પેસી ગઈ છે પરિણામે અનેક કઢંગા પોશાકો પણ જોવામાં આવે છે

આઠદસ વર્ષની છોકરીઓને પણ જૂના જમાનાની વડીલ સ્ત્રીઓ 'માથે ઓઢ' કહી ટોકયા કરતી હતી હવે ઘણી કન્યાઓ અને પરણેલી યુવતીઓ પણ ઉઘાડું માથું નિયમ તરીકે રાખે છે. જૂના જમાનાની સ્ત્રીઓ આ પ્રથા તરફ બેશક ઘૃણાની નજરે જુએ છે છતાં નવી સ્ત્રીઓએ બતાવી આપ્યું છે કે માથું ઉઘાડું રાખનાર ઘૂમટો કાઢનાર કરતાં નૈતિક વર્તનમાં કોઈ રીતે ઊતરતી હોતી નથી

સૌભાગ્યના જે ચિહ્નો ગણાય છે તે સાચવવા તરફ સ્ત્રીઓ અતિશય ધ્યાન આપે છે, અને દેશમાં કરોડો વિધવાઓ હોવા છતાં એમ માને છે કે સૌભાગ્યના બાહ્ય ચિહ્નો સાચવ્યાથી પતિનું આયુષ્ય વધે છે આને લીધે સ્ત્રીના વાળ કાપવાનો તો સ્વપ્નમાં પણ વિચાર થઈ શકે જ નહિ એમ ગણાતું નાની કન્યા રમતમાં માથા ઉપર કાતરનો જરા સ્પર્શ પણ કરે તો માતા એને ધમકાવી કાઢતી હવે પ્રતિષ્ઠિત ગણાતાં કુટુંબોમાં તો કન્યાના વાળ કાપેલા ન હોય એ જ નવાઈ જેવું ગણાય પરણેલી યુવતીઓમાંથી પણ કાપેલા વાળવાળી થોડીઘણી મળી આવે છે વાળ કાપ્યાથી કાંઈ પ્રગતિ થતી નથી. પણ વહેમી વાતાવરણ કેટલેક અંશે નાશ પામે છે

ખાદીની ટોપી અને પહેરણના પોશાકે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યા છતાં છેલ્લાં એકાદબે વર્ષથી શ્રીમંત યુવાનોમાં અંગ્રેજી ઢબનો પહેરવેશ ધારણ કરવાની વૃત્તિ પાછી વધતી જાય છે, અને શ્રીમંત યુવાનોના ગરીબ કે સાધારણ સ્થિતિના મિત્રો પણ એનું અનુકરણ કરતા થયા છે અતિશય સાદાઈના આગ્રહના પ્રત્યાઘાતરૂપે પણ આ વૃત્તિ આવી હોય

આ છતાં સાદાઈનું ગૌરવ હજી ઘટયું નથી સાદાં વસ્ત્ર પહેરનારની સંખ્યા ઘટતી જાય છે છતાં સાદાઈ જાળવી રાખનાર સ્ત્રી કે પુરુષ તિરસ્કારને પાત્ર થાય એવી ભાવના હજી સુધી તો નથી જન્મી

આ સર્વ તો ઉપરછલ્લા ફેરફારોની વાત થઈ સમાજની આંતરિક વ્યવસ્થામાં કાંઈ મહત્ત્વના ફેરફાર થયા છે કે નહિ, તે જ પ્રશ્ન અગત્યનો છે ગાંધીજીએ આફ્રિકાથી આવ્યા

પછી તરત પોતાને 'સનાતની' અને 'વર્ણાશ્રમધર્મમાં માનનાર' તરીકે જાહેર કર્યા, ત્યારે જૂના વિચારના લોકો હરખાઈ ગયા અને રાજકીય સુધારા સાથે સામાજિક સુધારાની જરૂર નથી એવી માન્યતા દૃઢ થઈ ૧૯૨૧ના અસહકારયુગ વખતે સંસારસુધારાની વાતો તરફ અભાવ અને કાંઈક તિરસ્કારવૃત્તિ લોકોમાં જોવામાં આવતા હતા ગાંધીજીએ સંસારસુધારાના પ્રશ્નો હાથમાં લીધા નહોતા, અને વિધવાવિવાહ વગેરે તરફ કાંઈક અરુચિ બતાવી હતી, તેથી લોકોને એ સર્વ જરૂરના લાગતા નહોતા તે ઉપરાંત એવી પણ માન્યતા ફેલાઈ હતી કે જ્યારે પરાઈ પ્રજા પાસે આપણે આપણા હક્કોની માગણી કરતા હોઈએ ત્યારે આપણી ત્રુટિઓ જાહેર ન કરતાં રોગના ઉપર ઢાંકપિછોડો કરવો જોઈએ બીજી તરફથી માત્ર સંસારસુધારાનું કામ કરનાર વર્ગનો એવો આગ્રહ હતો કે રાજકીય હક્કો માગવા છતાં આપણી સામાજિક ખામીઓ સુધારવા તરફ લક્ષ આપવાની ફરજ વધારે અગત્યની છે આમ આ બે વર્ગ વચ્ચે તીવ્ર મતભેદ પડી ગયો રાજકીય ચળવળમાં ભાગ લેનાર સમૂહે સંસારસુધારા તરફ દુર્લક્ષ્ય કર્યું અને સંસારસુધારાનું કાર્ય કરનારે રાજકીય હક્કોની અવગણના કરી પરિણામે, એકે કાર્યની સિદ્ધિ થઈ શકી નહિ

પરંતુ ધીમેધીમે રાજકીય ચળવળ શિથિલ પડતી ગઈ તેમજ ગાંધીજીના સમાજસુધારા સંબંધી વિચારો બદલાતા ગયા, એટલે લોકવૃત્તિ પાછી નવા સામાજિક વિચારો ઉપર લક્ષ્ય આપવા તરફ વળી 'સંસારસુધારો' એ જૂનું અણગમતું નામ બદલાઈ 'સમાજસુધારણા' કે 'સામાજિક પુનર્ઘટના' એવાં આકર્ષક નામો પડ્યાં એટલે એની એ જ વસ્તુ યુવાન વર્ગ વધાવી લેવા લાગ્યો

કોઈ પણ સમાજની પુનર્રચના માટે સૌથી વધારે જરૂર એના લગ્નના રિવાજોને સુધારવાની છે હિંદુસમાજના લગ્નના બંધન જેટલાં આકરાં છે, જેટલાં ઘાતક છે એટલાં કોઈ સમાજનાં નથી નવા જમાનાનું એક શુભ ચિહ્ન એ છે કે યુવાન વર્ગને એ બંધનો ખૂંચવા માંડ્યાં છે એ બંધનોનો સામનો કરવાની શક્તિ હજી ઘણા થોડામાં આવી હશે, પણ એ બંધનો અન્યાયકારી છે અને એ તૂટવાં જ જોઈએ એમ મોટા ભાગને લાગવા માંડ્યું છે એક જૈન કન્યાના વૃદ્ધ સાથેના લગ્ન સામે જ્ઞાતિના યુવાનોએ વિરોધ ઉઠાવ્યો અને કાયદાની મદદ લઈ એ લગ્ન અટકાવ્યું, એ આપણા દેશ માટે ગૌરવનો બનાવ ગણી શકાય એ પગલાંના સફળ અને નિષ્ફળ અનુકરણો પણ કેટલેક સ્થળે થયાં અને થોડો વખત એમ પણ લાગ્યું કે હવે એક પણ અયોગ્ય લગ્ન શહેરોમાં યુવાન વર્ગ નહિ જ થવા દે પણ શીળીના ઊભરા પેઠે યુવાનોનો ઉત્સાહ એ બાબતમાં ઓછો થઈ ગયો, અને ઘણાં અયોગ્ય લગ્ન થયાં પણ ખરાં

બીજાંના અયોગ્ય લગ્ન અટકાવવાના પ્રયત્નો શિથિલ થયા છતાં કેટલાંક યુવકયુવતીઓએ પોતે સ્વેચ્છાનુસાર લગ્ન છેલ્લાં થોડાં વર્ષમાં કર્યાં છે, એ એક સફળ શરૂઆત લેખી શકાય આમાં કુમારિકા અને વિધવાઓ બંનેનાં લગ્નનો સમાવેશ થાય છે સૈકાઓ વર્ષોથી માત્ર પરાધીનતાના જ પાઠ શીખતી હિંદુ સ્ત્રીઓમાંથી મૂઠીભર પણ 'બંડ' એટલે શું તે સમજી શકે અને તેને અમલમાં મૂકી શકે એ ખરેખર આશાજનક ચિહ્ન ગણાય

લગ્નની વય શહેરોમાં બેશક વધી છે ઘણીખરી જ્ઞાતિઓ એવી છે કે જેમનામાં હવે બાળલગ્ન કદી પણ—અપવાદરૂપે પણ—થતાં નથી આ જ્ઞાતિઓમાં કેળવણી વધી છે અને

તેને લીધે જ લગ્નવય વધી છે, એ ચોક્કસ છે. એ બધી જ્ઞાતિઓ નોકરિયાત વર્ગની હોવાથી કેળવણી લે છે એ સાચુ હશે. પણ ગમે તે રીતે કેળવણી લે છે, એટલે વિચારો ઉદાર થાય છે અને પરિણામે કન્યાઓની કેળવણી અને લગ્નની વય વધે છે પણ આ ત્રણચાર જ્ઞાતિઓ બાદ કરતાં બીજી જ્ઞાતિઓમા શહેરોમા પણ ઇચ્છવાજોગ પ્રગતિ થઈ નથી ૧૮૮૧ કરતા ૧૯૨૧ મા બાળલગ્નનુ પ્રમાણ વધ્યુ છે એ બીના આપણને શરમાવનારી છે, પણ ૧૯૩૧ના વસ્તીપત્રકના આકડા કાઢવા કોઈ શ્રમ ઉઠાવે તો કદાચ થોડો ઘટાડો દેખાય

વિધવાના પુનર્લગ્નના નામથી જ હિંદુસમાજ ભડકી જતો, અને આદિસુધારકોને એમ લાગતુ હતુ કે એ વિષયમા પ્રગતિ કરવી એ સૌથી મુશ્કેલ કામ છે. શરૂઆતમા તો એમ હતું પણ ખરુ પણ છેલ્લા પાચસાત વર્ષમા ગુજરાતની જનતાનો મત આ સબધમા ઘણો બદલાયો છે કન્યાવિક્રય કરનાર નાતિઓમા કન્યાના પિતાને હજારો રૂપિયા આપી કન્યા પરણવાની અશક્તિને લીધે કુવારા રહેલા અથવા વિધુર થયેલા પુરુષો જ માત્ર 'રોટલા ઘડનારી' આણવા માટે જ 'વિધવા તો વિધવા' એમ માની પુનર્લગ્ન પહેલા કરતા અલબત્ત, એમની હિંમત વખાણને પાત્ર તો ગણાય જ, કારણ કે જ્ઞાતિઓ કોઈ અનર્ભૂત કારણની તપાસ કરતી નથી અને ગમે તે કારણસર પોતાના શિસ્તનો ભગ કરનારની સરખી જ મતાવણી કરવામા પોતાની મોટાઇ સમજે છે

છેલ્લા થોડાં વર્ષમા એવા પુનર્લગ્નો ઉપરાત યુવાનોએ પણ વિધવા સાથે લગ્ન કર્યાં છે એ યુવાનો એવા હતા કે જો ધારે તો પોતાની જ્ઞાતિની સારી કન્યા મેળવી શકે. આવા પુનર્લગ્નો તરફ સામાન્ય જનતાએ સહાનુભૂતિ અથવા ઉદાસીનતા બતાવી છે વર્તમાનપત્રો અને સામયિકોએ પણ એમના પગલાને વખાણ્યા છે ચુસ્ત સનાતની તરીકે પ્રતિષ્ઠા પામવાની આકાક્ષા રાખનાર મૂઠીભર વર્ગ સિવાય કોઈ એ તરફ ખુલ્લો તિરસ્કાર દર્શાવતુ નથી વિધવાના લગ્ન તરફનો તિરસ્કાર ઘસાતો જાય છે તેમા કારણ અનેક છે વિધવાઓની સખ્યા દિનપરદિન એટલી બધી વધી ગઈ અને ફરજિયાત વૈધવ્યના અનિષ્ટ પરિણામો ચારેતરફ એટલી હદ સુધી નજરે પડવા લાગ્યા, કે સુપુપ્ત પ્રજાને ઇચ્છાએ કે અનિચ્છાએ એ પ્રશ્નોનો વિચાર કરવાની ફરજ પડી ચાલતા આવેલા રિવાજ મુજબ વિધવાને વૈરાગી કરવાના અનેક પ્રયત્ન છતા એનુ મન વૈરાગી બની શકતુ નથી એ સત્ય વધારે તરી આવ્યુ' વિધવાઓને 'ધાર્મિક' કેળવણી આપી ફરજિયાત વૈરાગ્ય પળાવવાની નવી રીતોએ પણ અમુક સંસ્થાઓ દ્વારા પોતાની નિષ્ફળતા ખૂબ વ્યક્ત કરી છે આથી આડે માર્ગે જાય તે કરતા ભલે પરણે એવી ભાવના કેટલાક વર્ગમા ઉદ્ભવી છે વળી ગાધીજીએ વિધવાવિવાહની તરફેણમા સ્પષ્ટ રીતે પોતાનો મત દર્શાવી એના પક્ષમા એક મોટો વર્ગ ઊભો કર્યો છે એ નોધવુ જ જોઈએ કારણ કે ગાધીજી જે વિચારો દર્શાવે તે અક્ષરશ કરવા જ જોઈએ એમ માનનાર એક મોટી સખ્યા આપણા સમાજમા છે વિધવાનુ લગ્ન એ એની સ્વેચ્છાનો વિષય છે, લગ્નનો એને હક છે, માટે સમાજ એમા આડે ન આવી શકે એવી માન્યતા હજી બહુ થોડાની છે વળી વિધવા પુત્રીને એના પુનર્લગ્નમા સહાયતા કરે એવા માબાપ કોઈક નીકળે છે, પણ વિધવા પુત્રવધૂને એવી રીતે સહાયતા કરી હોય એવો એક પણ દાખલો જાણે એમ નથી જોકે પોતાની પુત્રીના મરણ પછી જમાઈને ફરી પરણાવવાનો યત્ન કરનાર તો અનેક જૂના વિચારની સ્ત્રીઓ હોય છે

આતરજ્ઞાતીય લગ્નો પણ છૂટાંછવાયાં આપણા પ્રાંતમાં થયાં છે પુનર્લગ્ન જેટલી સહાનુભૂતિ આ બાબતમા પ્રજાની નથી આનુ કારણ એ છે કે પહેલીવારનુ લગ્ન યુવાનો કે કન્યાઓ પોતાની પસદગીથી કરે તો માબાપની સત્તા બિલકુલ જતી રહે, અને એમ સત્તા છોડી દેવા માબાપ તૈયાર હોતા નથી નાતજાતમા રિવાજ મુજબ લગ્ન કરી લહાવો લેવાની અને 'વાહવાહ' કહેવડાવવાની ઇચ્છા એમની હોય છે વળી જ્ઞાતિબહાર લગ્ન કરવાથી જ્ઞાતિના રિવાજ મુજબ પૈસાની જે લેવડદેવડ હોય છે તે સદતર બધ થઈ જાય છે તેથી જ્ઞાતિના પટેલોને પણ પોતાની સત્તા જતી રહેતી લાગે છે વિધવાઓ તો એક વખત જ્ઞાતિના રિવાજ મુજબ 'લગ્નને નામે ઓળખાતા પશુયજ્ઞ'મા પોતાનુ બલિદાન આપ્યુ હોય એટલે જ્ઞાતિનો અને માબાપનો કર ચૂકવી આપ્યો ગણાય વળી અમુક બેત્રણ જ્ઞાતિઓ સિવાય લગ્નવયમા પણ મહત્ત્વનો ફેરફાર થયો નથી એ કારણથી, તેમજ સ્ત્રી-પુરુષોને પરસ્પર સમાગમમા આવવાના ક્ષેત્રો બહુ જ સકુચિત હોય છે એને લીધે પણ, યુવકો અને યુવતીઓને સ્વતત્ર પસદગી કરવાનો અવકાશ જ મળતો નથી અને નાની ઉંમરે લગ્ન કરનાર માબાપ તો જ્ઞાતિની બહાર પરણાવવા જેટલા ઉદાર મત ધરાવતા જ ન હોય

પરદેશગમનના પ્રશ્નનો તો લગભગ નિકાલ થઈ ગયો છે એમ ઘણી જગાએથી કહેવામા આવે છે પણ એ તદ્દન સાચુ નથી પરદેશ જઈ આવનાર માણસને જાહેરમા પ્રાયશ્ચિત્ત કરી જ્ઞાતિબધુઓને મિષ્ટાન્નથી તૃપ્ત કરવા પડતા નથી એ ખરું છે પણ જૂજ અપવાદો બાદ કરતા લગભગ દરેક જ્ઞાતિ પરદેશ જઈ આવનારને ઘરમેળે નાનુ પ્રાયશ્ચિત્ત કરવાની ફરજ પાડે છે કદાચ એમ પણ બનતુ હશે કે કાઈ લાગવગવાળી વ્યક્તિઓ પ્રાયશ્ચિત્ત ન કરવા છતા કર્યું છે એમ જાહેર કરતી હશે, અને જ્ઞાતિજનો એમનુ એ કથન અસત્ય જાણવા છતા સત્ય તરીકે માન્ય રાખતી હશે કારણ કે સત્યનો આગ્રહ એ કાઈ જ્ઞાતિના આગેવાનોની ફરજ નથી

અભ્યાસ ખાતર પરદેશગમન કરનાર ગુજરાતી બહેનો આગળીને વેઢે ગણાય એટલી પણ મળી આવે છે તે ગૌરવની વાત છે પાશ્ચાત્ય કેળવણીની કિંમત આપણે ન ગણવી હોય તોપણ ગુજરાતી કન્યા એકલી પરદેશ ખેડવાનુ સાહસ કરે એ પ્રશસ્ય જ ગણાય

રશિયાની ક્રાતિની અસર આપણા યુવાન સમાજ ઉપર ઘણી થઈ છે એમ કહેવાનો એક રિવાજ પડી ગયો છે યુવકોમા પણ રશિયા સબધી પુસ્તકો હાથમા લઈને ફરવાની ફેશન છે પણ એ ક્રાતિની સાચી અસર થઈ હોય તો યુવકવર્ગ માત્ર હાથમા પુસ્તકો રાખવાથી જ પોતાને ક્રાતિકાર ન માની શકે રાજકીય બાબતોમા કાઈ ન કરી શકે તો સામાજિક બાબતોમા ભરપૂર વ્યાપેલા સડાને દૂર કરવા માટે તો કાંઈક પગલા જરૂર લે રશિયાએ સાત રાજ્યવ્યવસ્થામા ક્રાતિ નથી સાધી, દરેકેદરેક વિષયમા જૂના ચીલા છોડી દઈ નવા માર્ગ ગ્રહણ કર્યા છે એ વાત યુવકવર્ગના લક્ષબહાર ન જ હોય

એમ પણ ફરિયાદ કરવામા આવે છે કે નવા વિચારોની અસરથી રગાયેલા માણસો માત્ર અમુક વેશધારણથી કે 'સેવા,' 'ધગશ, 'ક્રાતિ,' 'અપનાવવુ' ઇત્યાદિ શબ્દોના ઉચ્ચારણથી પોતાને દેશસેવક કે દેશનેતા માને છે આ ફરિયાદ કેટલેક અંશે સાચી છે દરેક પ્રવૃત્તિમા બને છે તેમ નવી રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓમા પણ સાચા કાર્યકર્તાઓ કરતા ડોળઘાલુઓનો જથ્થો બહુ વધારે હોય છે સેવા કરવાની ઇચ્છા કરતા

નેતા બનવાની હોંસ રાખનારની સંખ્યા ઘણી મોટી હોય છે. દેશના જુદાજુદા ભાગોમા ભરાતી પરિષદોમાં માત્ર હાજરી આપવામા જ દેશસેવાની સમાપ્તિ માનનાર પણ કેટલાક હોય છે જૂના જમાનામા ટીલાટપકા કરનાર માત્ર એ બાહ્ય ચિહ્ન ખાતર જ પોતાને પવિત્ર જીવન ગાળનાર તરીકે મનાવવા આગ્રહ રાખતા હતા, તેમ આજે ઘણા ખાદી પહેરનારા માત્ર એ એક જ ચિહ્ને દેશસેવક ગણાવાની અપેક્ષા રાખે છે ખાદીધારીઓમા પણ સાચા સેવકો કેટલાક હશે જ. પણ એ એક જ ચિહ્નથી બીજા કરતા પોતાને કાંઈક વિશિષ્ટ વ્યક્તિ મનાવવાની આકાંક્ષા રાખનાર, સમાજ પ્રત્યેની કોઈ પણ ફરજ બજાવ્યા સિવાય જ સમાજ ઉપર પોતાના ભરણપોષણનો બોજો મૂકવા માગે છે. એક જણે કહ્યુ હતુ તેમ—

"ટોપી પહેરે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ,
બાવો બાવો સહુ કરે ને સુખે ભરે પેટ"

એ જૂની કહેવતમા 'ટોપી'ને બદલે 'ખાદી' અને 'બાવો' ને બદલે 'નેતા' શબ્દ મૂકીએ તો આજના ઘણા કહેવાતા કાર્યકર્તાઓને આબાદ લાગૂ પડી શકે!

જ્ઞાતિઓની સત્તા જરા પણ ઢીલી પડી નથી અને ઊલટી જ્ઞાતિઓ નવાં ક્ષેત્રોમા પોતાની સત્તા જમાવતી જાય છે. મ્યુનિસિપાલિટી કે ધારાસભાની ચૂંટણીમા, નોકરીઓ આપવામા, એવાં અનેક કામોમા માણસો પોતાના જ્ઞાતિબંધુઓને જ મદદ કરે છે, અને બીજી જ્ઞાતિનો માણસ ગમે તેટલો વધારે લાયક હોય તોપણ એને મદદ કરતા નથી. જ્ઞાતિઓના તડ, ગોળ, એકડા વગેરેની ગુંચવણીને લીધે કુંવારા રહી જનાર પુરુષો પરજ્ઞાતિની વિધવા સાથે પુનર્લગ્ન કરે છે પણ એ તડબહારથી સ્વજાતિની કન્યા મેળવી શકતા નથી જ્ઞાતિરિવાજ મુજબ હજારો રૂપિયા આપવાની અશક્તિને લઈ ને પણ કેટલાક માણસો પરજ્ઞાતિની વિધવા સાથે પુનર્લગ્ન કરે છે, પણ એ રિવાજ ઓછો કરીને એમને કોઈ કન્યા આપતુ નથી. એટલે અંશે જ્ઞાતિઓની સત્તા છે જ અનાથાશ્રમોમાની એકાદ કન્યા પરણવાની જાહેરખબર આવતા દોઢસો બસો ઉમેદવારો નીકળી આવે છે અનાથાશ્રમમાં ઉછરેલી, માબાપ કે કુળની કાંઈ પણ માહિતીવિનાની કે કદાચ અનૌરસ કન્યા માટે પણ આટલા બધા ઉમેદવારો મળી આવે તે માટે આપણે હર્ષ બતાવીએ પણ એ ઉમેદવારીની પાછળ જ્ઞાતિસત્તાનુ જોર જ જણાશે કા તો નાતમા કુળ નીચુ ગણાતુ હોવાથી, અથવા પૈસા આપવાની અશક્તિ હોવાથી કે પેટાજ્ઞાતિ અતિશય નાની થઈ ગઈ હોવાથી પોતાની જ્ઞાતિની કન્યા ન પામી શકનારા જ એ બધા ઉમેદવારો હોય છે જ્ઞાતિની સત્તા તોડવા માટે જ ઉમેદવાર થનાર એ દોઢસો બસોમાથી એક પણ ન નીકળે અપંગ, કમઅક્કલ, કે ગમે તેવો નાલાયક પણ પોતાની જ્ઞાતિની કન્યા મળી શકતી હોય તો કોઈ નાતબહારની કન્યા લેવા તૈયાર થતુ નથી પણ રાજકીય ચળવળે સત્તાની બીક છોડાવી તેના પરિણામરૂપે જ્ઞાતિના પટેલોની સત્તા ઓછી તો થઈ છે જ, અને કેટલાક યુવાનોમાથી એમની બીક જતી રહી છે વળી પુનર્લગ્ન કે આંતરજ્ઞાતીય લગ્ન જેવા જ્ઞાતિની નજરે ગુનારૂપ ગણાતાં કૃત્યો કરનારને નાત ભેગી મળી નાતબહાર તો મૂકે છે, પણ એમની બીજી કનડગત ખાસ કરવામા આવતી નથી, અને કરવામાં આવે તોપણ તે અલ્પાયુષી નીવડે છે.

અનેક દૃષ્ટિબિંદુથી જોતાં સમાજની સ્થિતિ માટે અફસોસ કરવો કે હર્ષિત થવું તે નક્કી કરવું ઘણું જ મુશ્કેલ છે મૂઠીભર કન્યાઓ ઉચ્ચ શિક્ષણ લેતી થઈ તે માટે હર્ષ કરીએ ત્યા ૧૯૨૧ કરતા ૧૯૩૧ મા સ્ત્રીશિક્ષણમા માત્ર અડધો ટકો વધારો થયો છે એ વસ્તુ સામી આવીને ઊભી રહે છે! કેટલાક વીરલ યુવકયુવતીઓ આંતરજ્ઞાતીય લગ્ન કરે કે માબાપે ગોઠવેલા અયોગ્ય લગ્ન સામે બડ ઉઠાવે એને પ્રગતિનું ચિહ્ન ગણીએ ત્યા હજારો લગ્નો સારડા કાયદા જેવા નરમ સુધારાના કાયદાનો છડેચોક ભગ કરીને થાય છે એ વસ્તુ કેમ ભૂલી જવાય?

આપણા દેશમા મહાત્મા ગાધીજીના વ્યક્તિત્વનો પ્રભાવ અદ્વિતીય છે એમણે સમાજ-સુધારાના કાર્ય તરફ અરુચિ બતાવી ત્યારે લોકો એકદમ પુરાણા મત તરફ ઢળી પડ્યા. એમણે એ તરફ રુચિ બતાવી અને એના કાર્યમા પ્રત્યક્ષ કે પરોક્ષ સહાયતા આપી ત્યારે લોકોને સમાજસુધારક તરીકે બહાર પડવાની 'ધગશ' ઊભરાઈ આવી આમ એક જ વ્યક્તિ ગમે તે ક્ષેત્રમા સમસ્ત દેશને પોતાના ધાર્યા મુજબ દોરી શકે એ ગાધીજીના વ્યક્તિત્વ માટે બહુ જ ગૌરવભર્યું છે, પણ દેશની બુદ્ધિશક્તિ માટે તો નથી જ. જો ગાધીજીએ પણ માત્ર રાજકીય પ્રવૃત્તિનો જ આગ્રહ રાખ્યો હોત તો સમાજસુધારા તરફ સામાન્ય જનતાનુ લક્ષ કદી પણ દોરાત નહિ જ હરિજનપ્રવૃત્તિ એમણે હાથમા ન લીધી હોત તો સમાજસુધારાના એ અતિ અગત્યના અગ તરફ પણ લોકો ઘૃણાની નજરે જોતા હોત દેશની સર્વ પ્રવૃત્તિ વિષે વિચાર કરવાનુ કામ તો ગાધીજીનુ જ છે અને આપણુ કામ તો માત્ર એ વિચારોને આચારમા મૂકવાનુ જ છે એમ ઘણા ભણેલાગણેલા માણસો પણ માને છે આવી પરિસ્થિતિ જોતા એમ થાય છે કે ગાધીજી ખરેખર સનાતની હોત તો આપણા દેશનુ શુ થાત? એમના જેવી મહાન વ્યક્તિ માટે અત્યત પૂજ્યભાવ રાખવા છતા કે એમની દરેક પ્રવૃત્તિમા સક્રિય ફાળો આપવા છતા આપણે આપણી વિચારશક્તિ ન ગુમાવીએ તો જ એમનુ નેતૃત્વ સફળ થયુ ગણાય

દેશમા જે જાગૃતિ આવી છે તેને પરિણામે મૂઠીભર યુવકો અને યુવતીઓમા પણ સાચી હિંમત આવી હોય, અને રૂઢિવિરુદ્ધના કાર્યો પ્રત્યે સમાજ સહાનુભૂતિ નહિ તો માત્ર ઉદાસીનતા પણ બતાવે અને પ્રત્યક્ષ સતાવણી ન કરે, તો એ પ્રગતિની શરૂઆત ગણી શકાય. સતાવણીથી જ ડરીને ઘણા જ માણસો નવા વિચારોને આચારોમા મૂકતા અચકાય છે. વળી આ જમાનો અનુકરણનો છે અને બીજા તે પથે વળશે એવી આશા રાખીશુ.




"સ્વૈરવિહારી"

છલકાતુ આવે બેડલુ—એ રાગ

ચળકન્તી આવે ચૂદડી
મલકન્તી આવે નાર રે
માગી લાલ રગીલી ચૂદડી

મારા માન્ચેસ્ટરના મીલવડી રે
વીરા તમને વીનવુ
મારી ચૂદડી કાતી આલ્ય રે   મારી૦

મારા લીવરપુલના વણકર રે
વીરા તમને વીનવુ
મારી ચૂદડલી વણી આલ્ય રે   મારી૦

મારા જર્મનીના રગારા રે
વીરા તમને વીનવુ
મારી ચૂદડી રગી આલ્ય રે   મારી૦

મારા લડનના વેપારી રે
વીરા તમને વીનવુ
બોટે ચૂદડી મોકલાવ્ય રે   મારી૦

મારી રેલવેના શાબ રે
વીરા તમને વીનવુ
રેલે ચૂદડી મોકલાવ્ય રે   મારી૦

મારા શહેરના દરજીડા રે
વીરા તમને વીનવુ
કોર ગિંગર સચે મેલી આલ્ય રે   મારી૦

મારા ગામના બેન્ડવાળા રે
વીર તમને વીનવુ
અગ્રેજી બૅન્ડ વગાડય રે મારી૦
મારા શહેરના ચૌટામા રે
વરઘોડામાં નીસરુ
મારી ચૂદડી લ્હેરે જાય રે મારી૦

કોઈ કહેશે આમા સ્વતત્ર સર્જન કયા છે ? આતો ચાલુ ગરબામા થોડા શબ્દોનો ફેરફાર કરી ગાઠવી દીધુ છે પણ એમ હોય તો તો આ ખરેખરુ જ લોક સાહિત્ય—ગરબાસાહિત્ય થઈ ગયુ ! ગરબાસાહિત્યનુ ખરુ રહસ્ય જ એ છે કે તેમા નવુ ગીત કરવાને કોઈ એક ગીત લઈ તેમા થોડો જ—ઝાઝો નહિ—ફેરફાર કરી નવુ ગીત રચવુ પડે છે, કોઈમા માત્ર ટેકની એક પક્તિ જ બદલાવવાની હોય છે અને નવુ ગીત બની જાય છે જેમકે

ઓલ્યા પાદડાને ઊડાડી મેલો રે પાદડુ પરદેશી

કોઈ આને રાજદ્રોહી ગીત ન માનશો જર્મની સાથેના યુદ્ધ વખતે લોકો વાત કરતા કે “ઝરમરિયાઝાલા” વાળુ ગીત સરકારે બધ કરાવ્યુ છે તેમ કોઈને લાગે કે આ પરદેશી સરકાર સામેનુ ગીત છે, પણ એમ નથી અહીં પરદેશીનો તો કઈ અર્થ જ થતો નથી થતો હોય તો પણ કાઈ પરદેશી સરકાર પાદડુ નથી કે તેને ઉડાડી મેલાય અહીં તો અર્થ થતો હોય તો ઘરની દીકરી એવો અર્થ થાય છે દીકરી માણસ તો પરદેશી પાદડુ જ છે ને !

ઓલ્યા પાદડાને ઊડાડી મેલોરે પાદડુ પરદેશી
એનો સસરો આણે આવ્યો રે પાદડુ પરદેશી
એ તો વ્હેલ લેતો આવ્યો રે પાદડુ પરદેશી
એ વ્હેલ્યે બેસી નહિ જાઉ રે પાદડુ પરદેશી

વગેરે વગેરે હવે બીજુ ગીત જુઓ

રાતુ રાતુ ગુલાબનુ ફૂલ ગુલાબમા રમતીની
એનો સસરો આણે આવ્યો ગુલાબમા રમતીની
એ તો વ્હેલ લેતો આવ્યો ગુલાબમા રમતીની
એ વ્હેલ્યે બેસી નહિ જાઉ ગુલાબમાં રમતીની

કોઈ ગીતમા માત્ર વિશેષ નામ જ બદલાવવાનુ હોય છે જેમકે કાઠિયાવાડના મધ્યમાં “ઘોરાજીના ઢોલિયા” હોય તો ગુજરાતની સરહદ ઉપરના ભાગોમા “ધોળેરાના ઢોલિયા” કે “ધધુકાના ઢોલિયા” આવે તેમ ઉપરના ગીતમા પણ મે થોડો ફેરફાર કરી નવુ ગીત કર્યું છે કેટલાક માને છે કે લોકગીતમા ભલે અર્થ ન હોય તો ચાલે પણ વર્ણસગાઈ કે અનુપ્રાસ તો હોવો જ જોઈએ હવે મારે કોઈ લોકગીત વિષે કઈ કહે તો તેની સાથે શાસ્ત્રાર્થ નથી કરવો કારણ કે લોકગીત વિષે જે કઈ કહો તે સાચુ કે લગભગ સાચુ હોય છે પણ મારા કાવ્યના આક્ષેપનો તો જવાબ દીધા વિના ચાલે નહિ આ મારા ગીતના અસલ ઢાળવાળા ગીતમા

મારા ગામના સુતારી રે વીર તમને વીનવુ,

એવી પક્તિ આવે છે તેમા કયા વર્ણસગાઈ છે ? અને ‘વીર’ ને ‘વીનવુ’ની વર્ણસગાઈ છે તે તો મારામા પણ આવે છે ! પ્રાસ સારામા નથી, તો પહેલામા પણ નથી !

આ ગીત માટે મારે મુખ્ય કહેવાનુ છે તે તો એ કે તેમાં ખરેખર લોકગીતનો ભાવ છે લોકગીતમા કવિના અસાધારણ—અસામાન્ય વ્યક્તિત્વને સ્થાન નથી, તેમા તો સામાન્ય લોકસમાજના કોડ માત્ર મૂર્તિમન્ત થવા જોઈએ, અને મારો દાવો છે કે ઉપરના ગીતમા આપણા સ્ત્રીસમાજના કોડનો પડઘો છે—અરે પડઘો પણ શેનો ?—અસલ ધ્વનિ છે

આજકાલ ગરબા સાહિત્યની કલા ઘણી વિસ્તરતી જાય છે આ જમાનો જ કેટલાક કહે છે કે કલાવિસ્તારનો છે કલા કલા વચ્ચેની સીમાઓ ઓગળી જવાનો છે એટલે જ કવિશ્રી ન્હાનાલાલે ગદ્ય અને પદ્ય વચ્ચે અપદ્યાગદ્ય નાખ્યુ એટલે જ આપણા નાટ્ય–વાર્તાકારોએ નાટ્ય–વાર્તાઓ અને વાર્તા–નાટકો લખ્યા એટલે જ આપણા ગરબલેખકોએ અને તેથી પણ વિશેષ આપણી ગરબ લેનાર બહેનોએ ગરબી અને ઇતર ગેય સાહિત્યની વચ્ચેનો ભેદ ભૂસી નાખી ગમે તે ગેય કૃતિને ગોળ ફરીને ગાવા માડયુ વચમા તાળી પડી શકે એટલે બસ !

આ ગાવાના અખતરામા મને એક નવીન અપૂર્વ ગરબો યોજવાની પ્રેરણા થાય છે. તે ગરબાનો રાગ છે ગઝલ–સાખી કોઈ કહેશે કે ગઝલ અને સાખીનુ મિશ્રણ મારા પહેલા શ્રીયુત બુલબુલે કરેલુ છે પણ તેમણે એ રાગ ગરબામા યોજી શકાય એવુ ઓછુ જ કદી કહેલુ છે ! એમ તો દુનિયામા બધુ છે પણ–યોજકસ્તત્ર દુર્લભ । ત્યારે ગઝલ–સાખીનો એક નમૂનો આપુ છુ કલ્પના જ્યા જાય ત્યા જવા દઉં છુ

**ગઝલ—સાખી**

અહા આ વિશ્વની અદર, અરે આકાશને બદર
તિથિ આસોતણી પદર, ઊગ્યો છે ચોકમા ચદર
ઊગ્યો ચારુ ચદ્રમા માણેકઠારી રાત,
ગરબા ગોળ ઘૂમી રહ્યા જેમ ચૂદડીએ ભાત
બિછાવી ચાદની ચાદર, શહેરે ને વળી પાદર,
ન રોકે વાયુ કે વાદળ કરો એ ચદ્રનો આદર
ગગન તણા ગરબા મહીં દીપક ચદ્ર સુહાય,
કાણેથી કિરણો સમા તારા ટમટમ થાય.
લગાવી નયનમા અંજન, કરી અગો તણુ ભજન,
કરો ગરબાતણુ ગર્જન, રુડી લહાણી તણા દર્શન

તમને કદાચ લાગે કે ગઝલ તો ગરબે શી રીતે ગવાય ! પણ નહિ ગઝલ પણ ગોળ ફરીને ગાઈ શકાય, અને તે પણ ત્રણ તાળીના ગરબાની રીતે તાલ હુ બનાવી આપુ

અહા આ વિશ્વની અદર
અરે આકાશને બદર

બહુ સરસ થશે અને આતો ગઝલનો એક જ પ્રકાર થયો હજી પણ ગઝલની અનેક જાતોના ગરબા થઈ શકશે ગરબ લેખકોને પણ મારે કહેવાનુ કે બીજા ગરબડા જેટલી જ ગઝલો લખવી સહેલી છે તેમા પણ તમારે પ્રાસના ત્રાસથી બચવુ હોય તો ચોથુ ચરણ ટેકનુ રાખી શકાશે થોડા જ દિવસોમા હુ તો માનુ છુ ગરબયુગમા ગઝલઝમાનો આવી શકશે. સત્યનારાયણની કથા અને ભગવદ્ગીતા જો ગઝલમા થઈ શકે તો ગરબડા કાય નહિ વારુ

# રુઝવતું સ્મરણગાન

રણછોડલાલ લી વાયડા

(પૃથ્વી)

વધે દ્વિગુણ રોષથી, યદિ હું એ ચહું રોકવા,
અશક્ત વહવા દઉં, વહન થાકતું અશ્રુનું!
યદા શમવવા ચહું સ્મરણ વિસ્મૃતિનીરમાં,
શમે, અશમ એ અજાગ્રત પળે ફરી ઊલટે!
પળેપળ યદા પ્રવૃત્તિરત હું રહું તો વળી,
અઠારણ ઉરે બળે અનલભઠ્ઠી કો કારમી!
થયું અસહ આ બધું અકથ વૈપરીત્યે, અને
ખમે ન પળ શોક શંકુ, વણઆશ સ્હેવુંય શે?

પરોરજસ શી પ્રસાદતણી જ્યોત તારી ઝગી,
બૂઝી, તિમિરના મહાબ્દિ મહીં તે ઝબોળ્યો મને!
અહો! મરુભૂમિ વિશે મલયવાત હો ઊતરી,
ઊડી અવનિપાર, માત્ર પડઘા જ વેર્યા ઉરે!
રચી પળપળે અહીં અમૃતઅક્ષરી સંહિતા
તણું રુઝવતું હવે સ્મરણગાન ' ગાવું ન કાં?

# કાળી દાઢીનું મહત્ત્વ

'મયૂર'

નાનપણમાં શેરલોક હોમ્સની વાર્તાઓ વાંચી આપણામાંથી ઘણાઓએ ભવિષ્યમાં ડિટેક્ટિવ થવાનો વિચાર કર્યો હશે પણ એ વિચાર મારા મિત્ર વસન્તરાય પેઠે અમલમાં મૂકનારા બહુ થોડા હશે.

રજાઓમાં મુંબાઈમાં વસન્તરાયને ત્યાં જઈ ધામા નાખવાથી મને ખૂબ નવું જાણવાનું મળતું અને જુદીજુદી જાતના અનુભવો થતા, મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરવાની પણ સારી તક મળતી.

ગયા ઉનાળાની રજાઓમાં હું એમને ત્યાં આગળથી ખબર આપ્યા વગર જ જઈ પહોંચ્યો. હિમાંશુ મેન્શનમાં પાંચમા માળ ઉપર એમનો નાનકડો પણ સ્વચ્છ અને સુઘડ ફ્લૅટ હતો.

મેં ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે વસન્તરાયની પાસે એક ગૃહસ્થ બેઠા હતા અને બન્ને જણા ચા પીતા હતા. વસન્તરાય મારા સામું આશ્ચર્યથી જોઈ રહ્યા અને બોલ્યા 'ઓહો! તમે આવી પહોંચ્યા છો! તમે ચા પીધી જણાય છે!' મેં કહ્યું 'તમે માણસનું મો જોઈ કહી શકો છો કે તેણે ચા પીધી છે કે નહિ, જમ્યો છે કે નહિ, એ વાત તો હું જાણું છું. મેં ટ્રેનમાં ચા તો પીધી છે પણ હું અહીંની ચા કાંઈ જતી કરવાનો નથી!'

અમે ત્રણ જણા બેઠાબેઠા ચા પીતા હતા તે વખતે વસન્તરાયે પેલા ગૃહસ્થને કહ્યું: 'શંકરભાઈ, આ કનૈયાલાલ મારા પરમ મિત્ર છે, અને મારા ધંધામાં અમે બે જણાએ ઘણી વખતે જોડે કામ કર્યું છે. તમે તમારી વાત શરૂ કરવા માંડી હતી એટલામાં જ એ આવી પહોંચ્યા માટે તમારી વાત ફરી પહેલેથી કહો!'

શંકરભાઈ બોલ્યા "મારા પિતા ઘણા વરસ ઉપર અમને ત્રણ ભાઈઓને મૂકીને ગુજરી ગયેલા. પછી અમે અમારી મઝિયારી મિલકત વહેંચી લીધી અને મારા સૌથી મોટા ભાઈ કાશીભાઈ વેપાર માટે આફ્રિકા ગયા. બીજા ભાઈ ચુનીલાલ તે વખતે ભણતા હતા. ભણવાનું છોડી દીધા પછી તેમણે જુદીજુદી જાતના ધંધા કર્યા પણ કંઈ ઠેકાણે પડ્યા નહિ એટલે એ મારી જોડે અમદાવાદમાં રહેતા. હાલમાં બેએક મહિનાથી જ હું મુંબાઈમાં રહેવા આવ્યો છું અને વેપાર કરું છું.

"ત્રણેક મહિના ઉપર અમારા દૂરના કાકા કાઠિયાવાડમાં ગુજરી ગયા. એમણે ઝવેરાતના વપારમાં બહુ સારા પૈસા ભેગા કરેલા અને લગભગ પાંચ લાખ રૂપિયાની મિલકત મૂકી ગયા હતા. એમને સંતાન ન હતું, અને એમણે મરતી વખતે વીલ કર્યું તેમાં પોતાની તમામ મિલકત મારા ભાઈ કાશીભાઈને આપી ગયા. કાશીભાઈ નાનપણમાં એમની પાસે રહેતા અને અમારા કાકાને એમની તરફ પહેલેથી જ બહુ પ્રેમ હતો. અમે કાશીભાઈને ખબર આપી એટલે એ આફ્રિકાથી મુંબાઈ આવવા નીકળ્યા. એમને તેડવા મારા ભાઈ ચુનીલાલ

અમદાવાદથી મુબાઈ ગયા એમની સ્ટીમર ગયા ફેબ્રુઆરી માસની ૨૦ મી તારીખે આવવાની હતી ૨૧ મી ફેબ્રુઆરીએ એમણે મારા ઉપર તાર મૂક્યો કે મારે મુબાઈમા કામ છે તેથી બે ત્રણ દિવસ રોકાઈ ગયો છુ, પછી ૨૩ મી તારીખે કાશીભાઈ અમદાવાદ આવી પહોચ્યા સુનીલાલને વડોદરામા કામ હતુ તેથી ત્યા ઊતરી ગયા છે અને બપોરની ગાડીમા આવવાના છે એમ કાશીભાઈએ મને કહ્યુ બપોરે ઑફિસમા હતો ત્યારે સુનીલાલ સ્ટેશન ઉપરથી બારોબાર આવીને મને મળી ગયા તે વખતે મે તેમને છેલ્લા જોયા તે દિવસે રાત્રે તે ઘેર ન આવ્યા પણ તેમા કઈ અસાધારણ ન લાગ્યુ, કારણ કે ઘણીવાર કોઈ મિત્રને ત્યા સૂઈ રહેવાની એમને ટેવ હતી બીજે દિવસે સવારે એમનો ટપાલમા કાગળ આવ્યો તેમા એમણે લખ્યુ હતુ 'મને કાઈ રસ્તો સૂઝતો નથી તેથી હુ આપઘાત કરુ છુ' "

શકરભાઈએ પોતાના ગજવામાથી એક પરબીડિયુ કાઢી વસન્તરાયના હાથમા મૂક્યુ અને કહ્યુ 'આ તે કાગળ સુનીલાલના જ આ અક્ષર છે એમ મારી ખાતરી છે' વસન્તરાયે કહ્યુ 'પણ તેમને આપઘાત કરવાનુ કારણ શુ?' 'એમને દેવા બહુ થઈ ગયા હતા અને એમના લેણદારો બહુ હેરાન કરતા હતા ખાવાના પૈસા પણ એમની પાસે નહોતા એટલે હુ મારી જોડે એમને રાખતો એમને દીવાની જેલમા મોકલવાની પણ એમના લેણદારો તજવીજ કરતા હતા'

'એટલી બધી ખરાબ સ્થિતિ હતી?'

'હા, પૈસાની બાબતમા એમની વાત જ ન પૂછો પહેલા એક ઠેકાણે નોકરીમા હતા ત્યા પૈસાનો ગોટાળો કરવા માટે એમને જેલમા પણ જવુ પડ્યુ હતુ'

'ઠીક, તમારા કેસમા મને વધારે ને વધારે રસ પડતો જાય છે આગળ ચલાવો'

'પછી તો મે સુનીલાલ માટે ઠેરઠેર તપાસ કરાવી, પોલીસમા ખબર આપી, પણ કઈ પત્તો લાગ્યો નહિ એમના શરીરના કઈ નામનિશાનનો પણ પત્તો ન લાગ્યો શુ કરવુ તેની મને સમજ ન પડી પણ ગઈ કાલે એક વિચિત્ર બનાવ બન્યો જોગેશ્વરીના માર્ગ બગલામા અમે રાત્રે અગાસીમા સૂતા હતા રાત્રે બે વાગ્યાને સુમારે હું અડધો ઊઘમા અને અડધો જાગૃત અવસ્થામા હતો તે વખતે મે કોઈને "બધ કરો, એકદમ બધ કરો" એમ બૂમ પાડતા સાભળ્યુ મારી ખાતરી છે કે એ અવાજ મારા ભાઈ સુનીલાલનો હતો હુ એકદમ જાગી ઊઠ્યો કાશીભાઈ અગાસીમા જ સૂતા હતા તેમને જગાડ્યા અને ઘરના બીજા માણસોને પણ જગાડ્યા અને ઘરમા અને આજુબાજુ શોધખોળ કરી ફાનસ લઈ રસ્તા ઉપર હુ અને કાશીભાઈ દૂર સુધી જઈ આવ્યા પણ કઈ પત્તો ન લાગ્યો પછી મને સવારે તમારી સલાહ લેવાનો વિચાર થયો'

વસન્તરાયે પૂછ્યુ 'તમારા કાશીભાઈને પાચ લાખનો વારસો મળવાનો હતો તેનુ શુ થયુ?'

'એ તો અમારા કાકાના બીજા સગાઓએ તકરાર લીધી કે મરનાર તો એક વરસથી દીવાના થઈ ગયા હતા અને આ વીલ તો બનાવટી છે એમણે ત્રણ વર્ષ ઉપર કરેલુ કહેવાતુ બીજુ વીલ રજૂ કર્યું હવે તો મામલો કોર્ટે ચડ્યો છે જે થાય તે ખરુ.'

વસન્તરાયે કહ્યુ 'ઠીક તમારે હમણા જવુ હોય તો જાઓ ત્રણ વાગે તમે અહીંઆ આવજો અમે તમારી જોડે તમારે બગલે આવીશુ'

શંકરભાઈના ગયા પછી વસન્તરાયે મને પૂછ્યું 'કેમ આમાં તમને શું લાગે છે?' મેં કહ્યુ 'મને તો કાંઈ સમજણ પડતી નથી ખૂન કરનાર માણસ તો ખૂનના ભોગ થઈ પડેલા માણસના શરીરને સતાડી દે, પણ આપઘાત કરનાર માણસ પોતાના શરીરને કેવી રીતે સતાડે? એ શરીર તો મોડુવહેલુ જડવું જ જોઈએ મને તો લાગે છે કે સુનીલાલનું એના કોઈ દુશ્મને ખૂન જ કર્યું હોવું જોઈએ'

બપોરે જમીને ખાટલા ઉપર સૂતાંસૂતા મેં કહ્યુ 'દરિયાનો પવન અહીં બહુ સરસ આવે છે' મારા મિત્રે કહ્યુ 'હા, અને તમે તો ગઈ કાલની રાત ટ્રેનમા કાઢી છે એટલે એ પણ તમારે ઊંઘી જવા માટે સારુ બહાનુ છે મને કોઈ વાત કરાવનાર નહિ હોય તો હુ વિચાર પણ બરોબર કરી શકીશ'

ત્રણ વાગ્યાને ટકોરે શકરભાઈ આવી પહોચ્યા ચા પીને અમે ત્રણ જણા વસંતરાયની મોટરમા શકરભાઈને બગલે જવા નીકળ્યા વસન્તરાયે રસ્તામા શકરભાઈને પૂછ્યુ 'તમારા કાશીભાઈ ઘરમા કાંઈ સપાટ કે ચપલ પહેરે છે?'

શકરભાઈએ આશ્ચર્યચકિત થઈને જવાબ આપ્યો, 'હ, મને યાદ છે ત્યા સુધી એડીવાળી સપાટ ઘરમા પહેરે છે'

અમે જોગેશ્વરી આવી પહોચ્યા. શકરભાઈનો નાનકડો બગલો ચારેબાજૂએથી વૃક્ષોની ઘટાઓથી ઘેરાયેલો હતો ઓટલા ઉપર જોડા પડ્યા હતા તે નીચા નમી વસન્તરાયે તપાસ્યા કાશીભાઈ અદર દીવાનખાનામા બેઠા હતા શંકરભાઈ બોલ્યા 'કાશીભાઈ, સુનીલાલની તપાસ કરવા હુ વસન્તરાયને અહીં લાવ્યો છુ વસન્તરાયનુ નામ તો તમે સાભળ્યુ જ હશે' વસન્તરાયે કહ્યુ 'શકરભાઈ, તમારા ભાઈ સુનીલાલ જીવે છે એમ મારી તો ખાતરી થઈ ગઈ છે'

'હે! શુ કહો છો? ક્યા છે?'

'આ ઘરમા જ છે'

અમે બધા વસન્તરાય સામે આશ્ચર્યથી જોઈ રહ્યા

'આ દીવાનખાનામા જ છે,' એમ બોલી વસન્તરાયે કાશીભાઈ પાસે જઈ એકદમ એમની કાળી દાઢી જોરથી ખેંચી આખી દાઢી તો ન નીકળી આવી પણ વાળની થોડી લટો ખેંચાઈ આવી

વસન્તરાયે કહ્યુ 'સુનીલાલ બધુ કબૂલ કરી દો છો? કે પહેલા હુ જાણુ છુ તેટલુ કહું અને બાકીનુ તમે કબૂલ કરશો?'

કાશીભાઈ—સુનીલાલ—ગુસ્સે થઈ વસન્તરાયને તમાચો મારવા ગયા, પછી નાસી જવા પ્રયત્ન કર્યો આખરે ખુરશીમા બેસી જઈ બોલ્યા 'હુ બધુ જ કબૂલ કરી દઉં છુ હવે છાનુ રાખવામા કંઈ માલ નથી. વસન્તરાયને હુ ઓળખુ છુ.' વસન્તરાયે કહ્યુ 'તમે નાસવાનો પ્રયત્ન કરશો તો મારા શોફર તરીકે આવેલા પોલીસ પાસે મારે તમને બેડી હમણા જ પહેરાવવી પડશે. હવે તમે મુંબાઈમા કાશીભાઈને તેડવા આવ્યા પછી શુ બન્યુ તે બધી હકીકત કહો.'

સુનીલાલ બોલ્યા "મારા કાશીભાઈ મુબાઈ આવી પહોચ્યા તે જ રાત્રે અમે બે જણ અમદાવાદ આવવા નીકળ્યા નર્મદા નદીના પુલ પાસે એન્જિન બગડી ગયુ. ત્રણ

કલાક ખોટી થવું પડશે એમ અમને કહેવામાં આવ્યું ઉતારુઓએ આ ત્રણ કલાક ઊંઘીને જ પસાર કરવાનો નિશ્ચય કર્યો પછી મેં કાશીભાઈ જોડે પૈસાની અબધી વાત કરી મેં કહ્યુ કે તમારા પાચ લાખમાંથી હું દેવામાંથી મુક્ત થાઉં એટલુ મને આપજો પણ એમણે તો એક રાતી પાઈ પણ મને આપવાની સાફ ના કહી મને એમના ઉપર ગુસ્સો ચડયો મને વિચાર આવ્યો કે હું કાશીભાઈ હોઉં તો કેવુ સારુ! પાચ લાખનો દલ્લો મળે અને લેણદારોના ત્રાસમાથી હું બચી જાઉં અમારા સેકન્ડ કલાસના ડબ્બામાં અમે બે જણા એકલા જ હતા મેં કાશીભાઈનુ ગળુ દબાવી તેમનું ખૂન કર્યું! પછી એમના શરીરને એક પેટીમા મૂકયુ અને પેટી નદીકિનારે લઈ જઈ એમાં થોડા પથરા મૂકયા પેટી બરાબર બધ કરી નદીમાં નાંખી દીધી અને એ પેટીનું શુ થયું તે હજી કોઈ જાણતુ નથી હું અમદાવાદ આવ્યા વગર જ પાછો મુબાઈ આવ્યો અને કાશીભાઈના નામનો તાર કર્યો અમારા ત્રણે ભાઈઓના મો બહુ સરખા હતા એટલે મને કાશીભાઈ બનવામા બહુ મુશ્કેલી ના પડી કાશીભાઈ દાઢી અમલથી રાખતા કાશીભાઈ થઈને હું અમદાવાદ આવ્યો તે દિવસે બપોરે મારા ભાઈને એમની ઓફિસમા હું મારા ખરા સ્વરૂપમા મળી આવ્યો એટલે એમને ઊંધે રસ્તે દોરવાનુ સહેલુ થઈ ગયુ પછી તો શુ થયુ તે તમે જાણો છો'

વસન્તરાયે કહ્યુ 'ચુનીલાલ મારે તમને બે સવાલ પૂછવા છે તદન કુદરતી લાગે એવી દાઢી બનાવતાં તમે કયા શીખ્યા?'

'સિનેમામાથી'

'અને તમારો અવાજ બદલતા કયાં શીખ્યા હતા?'

'જેલમા હતો ત્યારે એક કેદીએ મને શીખવેલુ'

'પણ કાલે રાત્રે ઊંઘમા તમારો કુદરતી અવાજ નીકળી ગયો ખરુ ને?'

ચુનીલાલને પોલીસને સ્વાધીન કર્યા પછી અમે જવા નીકળ્યા. વસન્તરાયે જતી વખતે શકરભાઈને કહ્યુ 'મેં તમને તમારા એક ભાઈને શોધી આપ્યા છે, પણ બીજા ભાઈ તમે ગુમાવ્યા છે તે માટે હું બહુ દિલગીર છુ'

મારા મિત્રની સાથે એમની મોટરમા બેસી મુબાઈ જતી વખતે મેં પૂછયુ 'તમને પહેલવહેલાં શક ક્યારે પડયો કે કાશીભાઈ કદાચ જીવતા ન હોય?' 'જ્યારે શકરભાઈએ કહ્યું કે કાશીભાઈ ૨૦ મી તારીખે મુબાઈ આવ્યા અને તેમણે ૨૧ મી તારીખે તાર મૂકયો કે હુ બેત્રણ દિવસ મોડો આવીશ ત્યારે'

'તમે શા ઉપરથી ધારી લીધુ કે કાશીભાઈ ચુનીલાલ કરતા ઊંચા હશે?'

'બે ભાઈઓની મુખાકૃતિ ઘણીવાર સરખી હોય છે, પણ બે ભાઈઓની ઊંચાઈ ભાગ્યે જ સરખી હોય છે અલબત્ત, જો ચુનીલાલ પોતાના ભાઈ કરતાં ઊંચો હોત તો તે શુ કરત તે હું કહી શકતો નથી'

# અયી ! પરમગર્વિણી !

પતીલ

(૧)

અયિ પરમગર્વિણી, પથ પ્રમાદનો તાણતી,
મૃદુલને રખે મારતી !
પ્રકોપ થકી કારમા પ્રલયયામિનીના સમી
સહુયને રહી જે દમી;
જતી વધતી વેગમાં, વ્યથિત લોકના દેશમા,
સમજતી કશો કલેશ ના:
ન જોતી, અફસોસ, હા ! ગરીબ તે બીચારાં ભણી
રહી તું જેહને છે હણી,—
અવાક કુસુમો મીઠા વિરલ ભાવથી વિસ્તર્યાં,
વિદય વૈમનસ્યે ભર્યાં !

(૨)

કરી સુખ ઊંચાં રહ્યાં અમર આશને સેવતાં,
અસુખ આકરાં વેઠતાં.
ઘટે ન અવધીરણા થવી અયોગ્ય આવી, અરે,
પ્રણત આત્મની તે ખરે:
અનેક ઉપચાર યોજી અનુરંજવા યોગ્ય આ
સરલ સેવકો તાહરા
પીસાઈ જવ શા જતા પ્રખર ઘંટી ચક્રે અહીં,
દુખતણી દિવાલો મહીં;
ન માર્ગ જ્યહીં છે રહ્યો અણુધને જવાનો બચી—
અહ ! શી મોહમાયા મચી !

(૩)

નિષાદ, જરી નમ્ર થા; કર નિરોધ કાર્પણ્યનો,
કમકમી ભર્યા દૈન્યનો
અપક્ષ, અસહાય ને જીવનકેરી સંધ્યા સમે
નહિ નઠોર ગુસ્સો ગમે
ન ઓછી અભિલાષ છે વધ તણી અમારા તને,
પ્રહરવા અમ પ્રાણને;
તથાપિ પરિતુષ્ટ થા અમ પરે તું ઘાતાં ઘસી,
મધુર સુક્ત હાસ્યે હસી·
પ્રયોજન અમારુ જેથી અહીં જીવવાનું ફળે,
પતનકેરી છેલ્લી પળે!




## (૧) શહેરોનાં દશ મહાપાપો

૧ લોકોની જરૂરિયાતોનો વિચાર કર્યા વગર પોતે મહાપ્રજા છે એવી ડફાસ.
૨ મહત્તા વિનાની ધીંગાઈ.
૩ આજના આંકડા ઉપરથી થતાં અનુમાનોને આવતી કાલના તથ્ય માની લેવાની ભૂલ
૪ અર્થલાભને લોકહિત માની લેવાની ભૂલ
૫ લોકો તરફની જવાબદારી વિનાનો નફો
૬ સેવા વિનાની શક્તિ
૭ લોકહિતને ભોગે ખાનગી મિલકતનો આદર
૮ ઉત્પત્તિ અને વહેંચણીના શાસ્ત્રને જીવનની કલા સાથે ઘટાવવાની અશક્તિ
૯ અલંકારને સૌંદર્ય માની લેવાની ભૂલ
૧૦ લોકહિતનું રહસ્ય કોઈ પણ ચીજ ઘણી જ શક્તિથી કરવામા નથી પણ એ ચીજ દૂરના પરિણામોમા કરવા જેવી છે કે નહિ એ શોધી કાઢવામા છે

[ 'પીપલ' ]

## (૨) શ્રી. શંકરાચાર્યનો સદ્ઉપદેશ

સનાતન ધર્મને નામે સમાજમા કેટલાય અનાચાર થઈ રહ્યા છે મોટામોટા સમાજ-સુધારકો અને સનાતન ધર્મના મોટામોટા સ્તભ ગણાતા પુરુષો પણ રોજરોજ એ બધાની નિંદા કરી રહ્યા છે છતા સનાતનીઓના કાન નથી ખૂલતા, તેઓ પોતાને માર્ગેથી નથી ચમકતા. એવા જડ સનાતનીઓને ઉદ્દેશીને જ હમણા કોલ્હાપુરના શકરાચાર્યે કરાડના પોતાના ભાષણમા ખૂબ મહત્ત્વની વાતો કહી હતી ત્યા તેઓ એક લગ્નમા શામેલ થયા હતા એ લગ્નમા ફક્ત પાંચ જ રૂપિયાનુ ખર્ચ થયુ હતુ. એ પ્રસગે બોલતા તેમણે કહ્યુ હતુ "આ વાતનો કોઈ બરાબર જવાબ નથી દઈ શકતુ કે જે કામ માત્ર પાચ રૂપિયાના ખર્ચમા થાય છે તેમા હજારો રૂપિયા શા માટે ખર્ચવામા આવે છે? સૌથી મોટી મૂર્ખતા તો એ છે કે માત્ર ધનિકો જ નહિ પણ ગરીબો પણ દેવુ કરીને ખોટા રિવાજોમા પાણી પેઠે પૈસા વાપરી નાખે છે, અને જીવનભર દેવામા દટાયેલા રહે છે."

એમણે પોતાના ભાષણમા ઉપનયનસંસ્કારને પણ વખોડી કાઢ્યો અને દેશકાળ જોતા એ તદ્દન નિરર્થક છે એમ જાહેર કર્યું. એમણે કહ્યુ કે કૌપીન અને મૃગચર્મ પહેરીને અને હાથમા દડ લઈને ગુરુને ત્યા જવાને બદલે આજે છોકરાઓ કોટ-પેંટ-નેકટાઈ પહેરીને સ્કૂલોમા ભણવા જાય છે એવી સ્થિતિમા ઉપનયનસસ્કાર કરવાની જરૂર જ નથી રહેતી આજે તો બ્રાહ્મણોએ પણ એ સસ્કારને નકામો સમજી છોડી દેવો જોઈએ, તેને બદલે અબ્રાહ્મણો પણ એના ફદમા ફસાયા છે.

[ 'સરસ્વતી' ]

## (૩) સામ્રાજ્યવાદ અને બળવો

**અર્વાચીન** જગત પર મીટ માંડીશુ તો જીવતુ દોજખ જ આપણી નજરે પડશે દુનિયાની વસ્તીના નવદશાંશ ભાગ પર નીચ, ઘાતકી ને ખૂની ચૂસણનીતિ અખત્યાર કરવાથી જ પોતાની સમસ્ત સસ્કૃતિ ટકી રહેશે એવુ ઉચ્ચ વર્ણો કે સમર્થ મહારાજ્યોમાના કોઈ પણ વિદ્વાનને સમજાયા વિના નહિ રહે, ને જ્યારે આવી સમજણ આવશે ત્યારે એના જીવનનો ઉલ્લાસ ઓસરી જશે કા તો એ વ્યાધિનો નાશ કરવા એ કટિબદ્ધ થશે કે એ પ્રયત્નમા જ પ્રાણાર્પણ કરશે

સગ્રામની બીકે જ જે લોકો શરૂઆતથી જ એનો ત્યાગ કરે છે એવા નાચીજ આત્માઓનો મોટો ભાગ ચાલુ પરિસ્થિતિમા કાઈ પણ ફેરફાર કરવા મનુષ્ય સમર્થ નથી એવુ ખાલી બહાનુ બતાવી પોતાની નિવૃત્તિનો બચાવ કરે છે પરતુ હકીકત તરીકે એ ખોટું છે માનવઇતિહાસ ઉકેલીશુ તો આપણને સાફ જણાશે કે એ તો મોટેરા શ્રીમત ને સત્તાધીશોની ચૂસણનીતિનો જ ઇતિહાસ છે, અને એ દમનનીતિથી મુક્ત થવા કચરાયેલી પ્રજાએ સતત પ્રયત્નો માંડેલા જ છે પરતુ જગતની નવદશાંશ પ્રજા વ્યવસ્થિત રીતે કચરાઈ રહી છે એવી પરિસ્થિતિ તો આ અર્ધી સદીની પેઠે પહેલા કદાપિ ઊભી થઈ નથી કારણ કે વ્યક્તિગત જુલમગારોની—વર્ણો, પક્ષો કે સત્તાધીશોની—નીતિનુ એ પરિણામ નથી એ તો ચૂસણનીતિ અખત્યાર કરનાર મહાન સામ્રાજ્યોના બધારણને જ આભારી છે પ્રજાપ્રજાના વિવિધ મતમતાતરો ને રાગદ્વેષો કરતા પણ દ્રવ્યનો સામ્રાજ્યવાદ આતરરાષ્ટ્રીય રાજનીતિમા અગત્યનો ભાગ ભજવે છે જેમજેમ આ જોહુકમી ધોરણ વિનાશજનક મૂડીવાદી અર્થશાસ્ત્રની જડતાથી અને ધરતીકપની પેઠે કચરાયલી પ્રજાને હચમચાવી નાખતી બળવાની જ્વાળાઓથી જોખમાતી જાય છે, તેમતેમ તેના જુલમની પશુતા વધતી જાય છે, રાક્ષસી વિસ્તાર પામે છે અર્વાચીન મહારાજ્યો પોતાની સત્તાના દુરુપયોગને કાયદાના ઓઠા હેઠળ અત્યારસુધી વધારતા તે પણ હવે ચાલે તેમ નથી સામ્રાજ્યવાદી સસ્કૃતિ હવે પોતાનુ સાચુ પોત પ્રકાશતી થઈ ચૂકી છે સત્તા એ જ શાણપણ સત્તાથી જ એ સામ્રાજ્ય સ્થપાયુ છે ત્રાસથી ટકી રહ્યું છે, એ હવે સ્વત સિદ્ધ વસ્તુ છે

આ જુલમ દુનિયાના દરેક ભાગમા મૂડીવાદી ચૂસણનીતિમા જોવામા આવે છે, પરતુ હિંદ અને પૂર્વના દેશોમા તો એણે રાક્ષસી સ્વરૂપ પકડ્યુ છે ત્યા તો એ કરોડોના લોહીથી જ પોષાય છે પરતુ સ્વય વિનાશ વહોરી લીધા વિના લોહી પીનારા પોતાના શિકાર પર જીવી શકશે નહિ એવુ વિધિએ નિર્માણ કરેલુ છે સોસો વર્ષ થયા ઇગ્લડનો ડોળો હિંદ પર ઠર્યો છે આ ક્ષણે એ શિકાર છટકતો જણાય છે, છતા તે ચૂસણનીતિને પરિણામે આવેલી ફિક્કાશ તો હિંદના અગેઅગ પ્રસરી રહી છે હોલડનુ સતોષભર્યું સુખચેન ડચ ઈસ્ટ ઇંડિઝની લૂટથી પોષાય છે. ફ્રાન્સે હિંદી ચીન પચાવી પાડ્યુ છે ને એ દ્વારા એ પુષ્કળ લાભ ઉઠાવે છે, એટલુ જ નહિ પણ એને સગ્રામનુ મુખ્ય મથક બનાવવામા આવ્યુ છે પાસિફિકમા ભવિષ્યમાં થનાર સગ્રામ ખાતર અને ભવિષ્યમા ચીનને વહેંચી લેવાના ગુપ્ત હેતુથી પુરાતન રોમની પેઠે ફ્રાંસના નાણાવિષયક અને લશ્કરી પ્રધાનોએ એને કેન્દ્રસ્થાન લેખ્યું છે

આ જ કારણવશાત્ બગાળા, આનામ, બટાવિયા, હનાઈ અને પેશાવરમા ઘેરની અમૂંઝણ નજરે પડે છે. હજારોને અપરાધી ઠરાવી વર્ષોના વર્ષો સુધી અટકમા રાખવામા આવે છે

કે જેલમાં ધકેલી દેવાય છે અત્યારે એ સંખ્યા કમી થયેલી જણાશે, પરંતુ ઈસ્વી સન ૧૯૩૨ ના મેમા હિંદમા ૮૦૦૦૦ કેદીઓ હતા એ લોકો ગાંધી અને હિંદી મહાસભાને અનુસર્યા અને અહિંસાત્મક અસહકાર અપનાવતા થયા એ જ એમનો ગુનો ફ્રેંચ હિંદી ચીનમા ૧૪મી જાન્યુઆરી ૧૯૩૩ને દિવસે ૩૦૦૦ રાજકીય કેદીઓ હતા બીજા સાત હજારને 'યેન-બે' પ્રકરણ પછી સજા થઈ એમાના ઘણા વૃદ્ધો, વનિતાઓ ને બાલકો છે. એમના ગુના કરબોજો ઓછો કરવાની માગણી, ખાનગી વ્યવહારમા કટકાની ગજા નાબૂદ કરવાનો પોકાર અને સામાન્ય મતાધિકાર માટેની ઝંખના એમા હતા ડચ ઈસ્ટ ઇન્ડિઝમાં તા. ૧લી જાન્યુઆરી ૧૯૩૨ ને દિવસે ૧૦૦૦૦ રાજકીય કેદીઓ હતા ચીનમા તો હજારોની સખ્યા ગણી શકાય તેમાય કતલ થયેલાની વિશાળ સખ્યા તો જુદી એ તો ગણી પણ શકાય તેવી નથી કોરિયામા ૩૫૦૦૦ હતા જાપાનમાં પણ હજારો કેદ પકડાયા, સજા પામ્યા ને કતલ થયા ને એ વાત પણ આપણે ભૂલવી જોઈતી નથી ઇટાલિયન, પોર્ચુગીઝ અને દક્ષિણ આફ્રિકાના સસ્થાનોમા પણ હજારોનુ બલિદાન દેવાયુ છે અમેરિકન સામ્રાજ્યવાદના દભ અને જુલમના હજારો ભોગ બન્યા છે એ જ ચીલે ચાલીને ધર્મમદિરો 'સ્ટેન્ડર્ડ ઓઈલ'ના વ્યાપારી બેપિયા બને છે એનાથી જ કુઓમીનટાગના સત્તાધીશો ને ક્યુબાના કામી દેનારા પોષાય છે એ લોકો જ આર્થિક ચૂડ સખત કરવા ફિલિપાઈનને સ્વતંત્રતા આપવાની વાતો કરે છે ને દક્ષિણ અમેરિકામા સગ્રામની ને લોહીતરસી જોહુકમીની જ્વાળાઓ પ્રજ્વલિત કરે છે

જ્યારે જ્યારે કચરાયલી પ્રજાએ પોતાના જુલમગારો વિરુદ્ધ ધીમેધીમે કે થોડાઘણા બળવા જગાવ્યા છે, ત્યારે ત્યારે દમનનીતિનો કોરડો છૂપી રીતે પણ જલદીથી તેમની ઉપર ફરી વળ્યો છે પરંતુ જ્યારે હિંદમા ગાંધીજીએ સત્યાગ્રહ આદર્યો, વિશાલ જનતાએ વ્યવસ્થિત રીતે માથુ ઊંચકયુ, ત્યારે તેઓ સાનભાન ભૂલી ગયા છે એ ગજબ ધમાશે એક જ વ્યક્તિના પ્રભાવથી અહિંસાની હદમા રહ્યો છે તેથી અર્વાચીન સામાજિક પરિસ્થિતિ જાળવવા ઇચ્છતા સુધારકો મુધવાઈ ઊઠયા છે પરિણામે હિંદ અને ઇંગ્લંડના હિતનો યોગ્ય ઉકેલ આણવા મથતા એ ઉદાર વિરોધીનો અત આણવા તેઓ કડક વાઇસરૉય ને અમલદારો મોકલી ચૂકયા છે

પરંતુ પરિણામ જુદુ જ આવ્યુ છે ચાલુ જમાનામાં કામદારો ને ખેડૂતોએ સામાજિક બધારણને પલટવાના નિશ્ચયવાળો ક્રાતિકારી સઘ વ્યવસ્થિત કરવાની જરૂર જોઈ છે કચરાયલાના બળવારૂપી નવો જમાનો ફૂટી નીકળ્યો છે હિંદમાં તો હજી એને પાચ વર્ષ પણ થયા નથી, એટલામા તો ૧૯૨૮મા મુબાઈમા મિલમજૂરોની મોટી હડતાલ પડી ચૂકી છે, ગીરણી કામદાર સઘની સ્થાપના થઈ છે ને આનામમા તો ફેબ્રુઆરી ૧૯૩૦થી એ પ્રકારની નવી જ હિલચાલ જન્મ પામી છે

દમનનીતિ તાત્કાલિક ને નિર્દય રીતે અખત્યાર કરવામા આવી છે હિંદી ચીનમા એક એક કાયમી ખાસ અદાલત સ્થાપવામા આવી છે "ક્મીશ ક્રિમિનલ ઑફ સેઇગોન". સ્ટાર ચેમ્બરની તમામ સત્તાઓ એને હસ્તક મૂકવામા આવી છે, એ માટે વકીલોની નિમણૂક પણ સરકાર કરે છે, ને સરકારની સલામતી ખાતર જરૂર હોય તો આરોપીની તપાસ કરવાનો પણ એવા નિમાયેલા વકીલોનેય હક નથી એ અદાલત ૧લી જુલાઈ

૧૯૩૨ સુધીમાં ૧૦૯૪ જણુને સજા કરી ચૂકી છે, એમાથી ૮૩ ને દહાંતદંડ, ૧૬૨ ને સખત મજૂરી સાથે જન્મટીપ, ને ૪૨૦ને દેશનિકાલ કરવામા આવ્યા છે માર્ચ ને એપ્રિલમા ૧૮૦ આનામી ક્રાંતિકારીઓના મુકદમા આ અદાલત આગળ ચલાવાયા છે

બ્રિટીશ હિંદમા ન્યાયતંત્ર ધીમુ, પુરાણુ ને દમવિનાનુ છે, કારણ કે હિંદી ચીનની પેઠે સ્ટાર ચેમ્બર તરીકે વર્તવાને બદલે એ કાયદાકાનૂનને ઝાઝુ વજૂદ આપે છે એનો તાદસ્ય ચિતાર કોર્ટોદ્વારા હમણા જ રજૂ થયો છે જૂન ૧૯૨૯ થી જાન્યુઆરી ૧૯૩૩ સુધી ચાલેલા એ મહાન મુકદમામા એક ગજબ ફેંસલો આપવામાં આવ્યો છે આ કામમા કાગળના ભારે જથાનો ધાણુ નીકળી ગયો છે તેમા હજારો છાપેલા પાનાવાળા ૨૬૦૦ દસ્તાવેજો રજૂ કરવામા આવ્યા હતા આ આર્થિક મદીના ગાળામા એની પાછળ એક લાખ વીસ હજાર પાઉંડનો ધુમાડો કરવામા આવ્યો છે ને પરિણામે સામાન્ય ઉદારચરિત અંગ્રેજ પણ વખોડી કાઢે એવી અમાનુષી સજાએ ઠોકાઈ છે

આ મુકદમા વિષે જગતનુ ધ્યાન ખેચવુ જરૂરી છે સત્તાવીસ ગુનેગારોનો મુકદમો છે તેથી નહિ પણ ન્યાય તોલનાર સમસ્ત યંત્રની પણ કસોટી થઈ છે આર એસ નીંબકર નામના એક આરોપીએ બતાવી આપ્યુ છે કે અંગ્રેજ ઉદારતા એ ફેંસલાને ફેરવી શકે તેમ નથી, એટલુ જ નહિ પરતુ એ માટે અખત્યાર કરવામા આવેલા વ્યવહારની ગેરકાયદે પરિસ્થિતિ સમજવાની પણ સામાન્ય અંગ્રેજમા શક્તિ નથી એથી તો બ્રિટીશ સામ્રાજ્યવાદી પોતાના સામ્રાજ્યના છ સપ્તમાશ ભાગ પર એટલે જગતની વસ્તીના એક ષષ્ઠાશ ભાગ પર પોતાનો દમનનો કોરડો કેવી રીતે ચલાવે છે તે પ્રત્યક્ષ થાય છે

આ બધામા વધારે મહત્ત્વની વાત તો એ છે કે બ્રિટનના મજૂર પ્રધાનમડળે એ એ મુકદમો ચલાવવાની રજા આપી હતી, ને એ દ્વારા પોતાના ઉદાર સિદ્ધાતોને જાણી જોઈને પોતાના જ પગ તળે છૂંદી નાખ્યા હતા કદાચ, ઇગ્લડની મજૂરહિલચાલનુ દૌર્બલ્ય પામી તેમણે ગણતરી કરી હશે ગમે તેમ પણ હિંદની એટલે સામ્રાજ્યના છ સપ્તમાશ ભાગની મજૂર ચળવળને દાબી દેવામા બ્રિટનની મજૂર સરકારે જ પોતાનો વેશ ભજવ્યો છે

ઇસ્વી સન ૧૮૩૫મા ડોર્ચેસ્ટરના કામદારોને વ્યવસ્થિત સઘ સ્થાપવા માટે દેશનિકાલ કરવામા આવ્યા હતા એ લોકોને અત્યારના બ્રિટીશ ટ્રેડ યુનિયનના આદ્યપ્રણેતા લેખવામાં આવે છે તેમની શતાબ્દિ ઊજવતા ટ્રેડ યુનિયન કોગ્રેસ ભારે ધામધૂમ કરે છે પરતુ મેરઠના આરોપીઓને રાક્ષસી પરિસ્થિતિમા દેહાનદડની સજા ફરમાવવામા આવી છે એમા ત્રણ ઉદારચરિત અંગ્રેજોએ હિંદી કામદારોને સાથ આપ્યો છે એકને જીવનભરની ને બીજાઓને બાર, દશ, સાત ને પાચ વર્ષની સજાઓ થઈ છે * ને એમનો ગુનો? હિંદમા સ્વતત્ર કામદાર સઘોનો પાયો નાખવાની હિલચાલ કરવાનો આ કાળી ટીલી સહેલાઈથી ભૂસાવાની નથી. અત્યારે લાખો હિંદી કામદારો જીવતા દોજખમા વસે છે તેઓ પોતાના ઉદ્ધાર માટે વ્યવસ્થિત થવા મથે તો તેનો દરેક રીતે સામનો કરવો એ બ્રિટીશ સામ્રાજ્યવાદનો મુદ્દો થઈ પડ્યો છે જગતના કામદારો આ વૃત્તિ નભાવી લેશે? જગતનો આત્મા શાતિથી આ બધુ સહી લેશે?

* આ સજાઓમાથી કેટલાકમા મહત્ત્વનો ઘટાડો કરવામા આવ્યો છે, છતાય બાકીની સજાએ ને મુકદમામા થયેલો વિલબ બો રોલાના ધિક્કારને પાત્ર છે

શારીરિક તેમજ માનસિક કાર્યકરો—બન્નેને આથી ધડો લેવા જેવું કે હિંદી મજૂરો અર્ધભૂખ્યા ને અસ્વસ્થ દશામાં મરે છે બ્રિટીશ સામ્રાજ્યની ઝોળીમાં સોનુ લાદવા તેઓ લોહીનું પાણી કરે છે. એ શરમભરી ચૂસણનીતિને આપણે ફિટકાર આપવો જ જોઈએ. આ ગુનાઓનો અંત આણવા જે મથ્યા ને જેમણે હિંદી સરકારના ૧૯૨૯ ના માર્ચના ઢંઢેરા પ્રમાણે કોઈ પણ કાયદાવિરુદ્ધ કૃત્ય કર્યું નહોતુ એવા પરાક્રમી વીરલાઓની જોહુકમીભરી ધરપકડ આપણે વખોડી જ કાઢવી જોઈએ

સર્જન અને વિભાજનના સાધનો સરકારને હસ્તક હોવા જોઈએ એવુ સ્પષ્ટ કહેલુ એવુ તો બ્રિટનનો દરેક કામદાર કહે છે ને મજૂરપક્ષ છોડી ગયા ને પહેલા બ્રિટનના વડા પ્રધાન પણ એવુ જ કહેતા હતા છતા તેના પર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો એ કેટલુ બેહૂદુ ને અજ્ઞાનમૂલક છે? આપણે એ બગડેલી મનોદશાને ન જ ચાખી લેવી જોઈએ સમ્રાટની સત્તા લઈ લેવા તેમણે કારસ્તાન રચ્યુ એ આરોપ તદ્દન પાયાવિનાનો છે એમ આપણે સ્પષ્ટ રીતે જાહેર કરવુ જોઈએ, નહિ તો હરેક પ્રકારના પ્રજાતંત્ર વિરુદ્ધ એ આરોપ મુકાશે ટ્રેડ યુનિયનની હિલચાલના જન્મદાતા દેશે જ હિન્દના ટ્રેડ યુનિયનની હિલચાલને કચરી નાખી છે એમ કબૂલ કર્યા સિવાય આપણો છૂટકો નથી કામદારોના આંતરરાષ્ટ્રીયત્વને આથી જે ભારે નુકસાન થવા પામ્યુ છે તે માટે આપણે એ રાજતંત્રને જ જવાબદાર લેખવુ પડશે આંતરરાષ્ટ્રીયત્વ તો કામદારોનો અગત્યનો હક્ક ને કર્તવ્ય છે આંતરરાષ્ટ્રીય ચૂસણનીતિનો સામનો કરવા તેના અસ્તિત્વની જરૂરિયાત છે

સામ્રાજ્યવાદને નાબૂદ કરવા જગતભરમા જંગ મચ્યો છે તેના હજારો બલિદાનોમાનું એક આ જીવતુંજાગતુ દૃષ્ટાંત છે એ લોકોનો તો વિજય જ થયો છે, કારણ કે જે પરિસ્થિતિના તેઓ ભોગ બન્યા છે તેને તેઓએ જગત આગળ ખુલ્લી કરી છે ને માનવતામા બળવાના જે નવા બીજ નખાયા છે તેનુ જગતને દિગ્દર્શન કરાવ્યુ છે આ નવીન શક્તિને રોકવા કોઈ પણ સમર્થ નથી *

## (૪) સાર પ્રકરણ.

સાર જર્મન પ્રદેશ છે અલસાસના બચાવનો એ બૂરજ છે અઢારમી સદીમા ફ્રેંચ લશ્કરે આક્રમણ કરી આ મુલક કબજે કર્યો, પરંતુ વૉટર્લુ પછી સારની ખાણે જર્મનીના ઔદ્યોગિક વિકાસને પોતાના લોખડ ને કોલસાથી વેગ આપ્યા કર્યો ખરું જોતા ફ્રાંસને એ લોખડ ને કોલસાની અત્યત ગરજ હતી, એટલે છેલ્લા જગદ્યુદ્ધમા વિજય મેળવ્યા પછી સધિના સંદેશાઓમા મોસ્યુર કલેમેન્શોએ એ પ્રદેશ પાછો મેળવવા માગણી કરી વિલ્સન ને લૉઈડ જ્યૉર્જે એટલા બધા જર્મનોને ફ્રેંચ હકૂમત નીચે મૂકવાનો વિરોધ કર્યો અને એ પ્રદેશની ખાણોનો લાભ અમુક મુદત સુધી ફ્રાંસને ઉઠાવવા દેવો એવુ ઠરાવ્યુ તથા એ પ્રદેશ માટે એક ખાસ રાજતંત્ર ઊભુ કર્યું

વર્સેલ્સના કરારની ૪૯ મી કલમ મુજબ જર્મનીએ એ પ્રદેશનું તત્ર રાષ્ટ્રસંઘને ટ્રસ્ટી તરીકે સોંપ્યુ એક ફ્રેંચ, એક સારવાસી, ને ત્રણ સ્વતંત્ર વ્યક્તિઓ એમ પાચ જણના

* 'The World Tomorrow', 14th September, 1933, pages 513-14, Romain Rolland, 'Imperialism and Revolt', translated by H. C. Engelbrecht.

કમિશન મારફત રાષ્ટ્રસંઘે એ તંત્ર ચલાવવાનું ઠર્યું. એમનો અમલ સ્વેચ્છાચારી હતો, જોકે પ્રજાને અગાઉની રાજસભાઓ, કાયદાઓ ને શાળાઓ કાયમ રાખવાની ગેરંટી અપાઈ.

પંદર વર્ષે પછી એ પ્રદેશનું ભાવિ નક્કી કરવા રાષ્ટ્રસંઘ એક પ્રજાપરિષદ મેળવશે, દેશવાર મત લેવાશે, ને કરાર પર સહીઓ થઈ ત્યારે સાર પ્રદેશના જે રહેવાસીઓ હતા તેમને મત આપવાનો હક રહેશે. એમની આગળ ત્રણ મુદ્દા રજૂ થશે: જર્મન હકૂમત, ફ્રેંચ હકૂમત કે રાષ્ટ્રસંઘની હકૂમત.

સારવાસીઓ જર્મનીની હકૂમત સ્વીકારે તો સ્વતંત્ર નિષ્ણાતો નક્કી કરે તે મૂલ્યે જર્મનીએ એ કોલસાની ખાણોના ફ્રેંચ હક્કો સોનું આપી ખરીદી લેવા પડશે.

ઉપર્યુક્ત પ્રજાપરિષદ તા. ૧૩ મી જાન્યુઆરી ૧૯૩૫ ને રોજ મેળવવી એવું રાષ્ટ્રસંઘની કારોબારી સભાએ ઠરાવ્યું છે. સ્વતંત્ર પંચ મારફત એ તપાસ ચાલશે. એક ખાસ સભા તમામ ફરિયાદો સાંભળશે. જર્મન ને ફ્રેંચ સરકાર મતદારો પર કોઈ પણ પ્રકારનું દબાણ આણશે નહિ.

ફ્રાન્સના લાભમાં પ્રજામત વળે એ વાત હાસ્યાસ્પદ છે. છેક દક્ષિણે માત્ર એક જ વિભાગ ફ્રેંચ બોલે છે. જર્મનીની સત્તા એ લોકો વધાવી લે એ સ્વાભાવિક છે. આજ સુધી તો એ વાત નિશ્ચિત લેખાતી હતી. હિટલરના ઉદયથી જર્મન વલણ જરા ડામાડોળ બન્યું છે. બે તૃતીયાંશ કૅથોલિક છે એટલે કદાચ તેઓ એ તંત્રની દયા પર નભવા પણ ન માગે. પરંતુ જર્મન પક્ષ નેવું ટકા મતદારો ધરાવે છે. પ્રતિપક્ષીઓ ૧૦ ટકાનો દાવો કરે છે, પરંતુ તેમાંના ઘણાખરા વિદેશીઓ હોઈ તેમને મત પ્રાપ્ત થાય તેમ જ નથી.

ત્રીજો મુદ્દો—રાષ્ટ્રસંઘની હકૂમત—આકર્ષક છે, પરંતુ અનિશ્ચિત છે. વર્સેલ્સના કરારમાં તે માટે કોઈ જ ઉલ્લેખ નથી. એ મતવાળાની બહુમતી થાય તો રાષ્ટ્રસંઘની કારોબારી સભા માટે ભારે મુશ્કેલીની વાત ઊભી થાય. નાઝી જુલમ નીચે કેટલાયનો ભોગ આપવો પડે કે તેમને તદ્દન સ્વતંત્ર બનાવવા પડે. સારપ્રકરણ એથી ઑસ્ટ્રિયા કરતાં વધારે જોખમી ને અનિશ્ચિત બને.

નાઝી લઘુમતી મોટી ને જુલમી બનશે. એમના પક્ષના જર્મનો માતૃભૂમિની આ મોટી ખોટ વેઠી લેવા તૈયાર થશે નહિ. ગમે તેમ પણ આ કોકડું ગૂંચવાયા વિના રહેવાનું નથી.*

## (૫) જર્મનીમાં જીવનસુધારણા

[ જર્મનીએ વંશપરંપરા ઊતરે તેવા શારીરિક કે માનસિક રોગવાળાઓને શસ્ત્રક્રિયાથી વંધ્ય કરવાનો કાયદો કર્યો છે તે સંબંધી ચર્ચામાં કાયદાના પક્ષનો આ લેખ છે. આ પછી તે કાયદા વિરુદ્ધનો લેખ આવશે.—તંત્રી ]

નવા જર્મનીમાં આજે ભવિષ્યની પ્રજા માટે કાયદાઓ ઘડાય છે. શરીરશાસ્ત્રદ્વારા પ્રજાની તંદુરસ્તી સુધરે એ જર્મનીનું લક્ષ્ય છે. અમેરિકન અખતરાઓદ્વારા જર્મની ઘણું જાણવા પામ્યું છે. શારીરિક ખોડો વારસામાં ન ઊતરે તેની સાવચેતી રાખવા ૪૮માંના ૨૭ અમેરિકન રાજ્યોએ ખાસ કાયદાઓ ઘડ્યા છે. જર્મનીમાં એ પ્રકારના કાયદાઓની શરૂઆત થતાં જ આખું જગત ચમકી ગયું છે. માનવપતિતદામનું એ સૂચક ચિહ્ન હતું ને એ સાચો ચીલો અપનાવ્યા બદલ અભિનંદનીય હતું. ત્યાં કેટલાક પક્ષોએ પોતાનાં

* 'Free Press Journal', 14th October, 1934.

અંગત કારણસર જર્મનીના એ કાયદાઓને પુરાણા ને જંગલી કહી વખોડી કાઢવામા પાછી પાની કરી નથી છતા અમેરિકા, સ્વિટ્ઝરલેન્ડ ને સ્કેન્ડેનેવિયાને પગલે જ જર્મની ચાલ્યુ છે ને હંગરી, ઝેકોસ્લોવાકિયા ને ઇગ્લડ જેવાની પ્રશસા મેળવી ચૂકયુ છે.

જીવનસુધારણાના આ કાયદાઓનો મુખ્ય લાભ ખર્ચની દૃષ્ટિએ છે કેળવણીનો ખર્ચ લઈએ તો દરેક આરોગ્ય વિદ્યાર્થી માટે જર્મની તિજોરીમાથી ૭૫ રીશમાર્ક ખર્ચે છે નિર્બળ માનસવાળા વિદ્યાર્થી માટે એથી અનેકગણી રકમ ખરચવી જોઈએ રેફર્મેટરીમા રહેવા યોગ્ય કે એવા વિદ્યાર્થી માટે ત્રીસગણુ ખર્ચ આવે ગાડા માણસ માટે રોજના છથી આઠ માર્ક ખર્ચવા પડે. તોફાની ગાડાઓ માટે રોજના વીસ રીશમાર્ક જેટલુ ખર્ચ થાય આવા લોકો માટે જર્મની જેટલુ ખરચે છે તેટલુ એક સારી રીતે ધધે વળગેલો જર્મન કમાઈ પણ શકતો નથી અસ્તિત્વ માટે ઝગડતા જર્મની જેવા દેશ માટે તો આવા અનારોગ્ય પ્રજાજનોને પોષ્યા કરવા કે એમની અનારોગ્ય દશા નિવારવી તે સહેલાઈથી નક્કી કરી શકાય તેમ છે

ફક્ત માનસિક નિર્બલતાવાળા પ્રજાજનો જ નહિ પરતુ શારીરિક ખોડીવાળાનો પણ આ કાયદાઓમા સમાવેશ થઈ જાય છે આમાના કેટલાક તો ગજબ માનસિક શક્તિઓ ધરાવતા હોય છે ને સરવાળે રાજ્યને બિલકુલ ભારે પડતા નથી તેઓ જાતે પોતાના નિર્વાહપૂરતુ મેળવી શકે છે, છતા એમના મડળોએ જ આવા કાયદાની જરૂરિયાત પિછાની છે ને ભવિષ્યની પ્રજામા એ ખોડો ન ઊતરે તે જોવા તેઓ આતુર છે એટલે સરકારના પગલાંની કદર તો કરવામા આવી છે જ

આવા કાયદાઓ ન હોય તો તદુરસ્ત પ્રજા કરતા નિર્માલ્યોની સખ્યા વધી જવાનો ભય છે પ્રોફેસર લેન્ઝે તો આ વાત દાખલાદલીલથી પુરવાર કરી આપી છે ધારો કે ઈસવી સન ૧૯૩૦મા જર્મનીની ૫૦ ટકા વસ્તી સારી ને અનારોગ્ય હતી પછી ત્રણસો વર્ષમા ૨૫ વર્ષના ગાળે અનારોગ્ય વસ્તીમા ચાર છોકરાનો જ વધારો થયો હોય ને સારી વસ્તીમા ત્રીસ વર્ષના ગાળે ત્રણ છોકરાનો વધારો હોય તો અત્યારે નેવુ ટકા પ્રજા અનારોગ્ય હોય. આ ઉપરથી રાષ્ટ્રપતન કેટલુ ઝડપી હોય છે તેનો કાઇક ખ્યાલ આવશે

જર્મનીમા અત્યારે સારી જાતને એકબે સતાનો જ હોય છે. તદુરસ્ત વારસાવાળા કુટુબોમાં ભાગ્યે જ સખ્યાબધ સતાનો હોય છે વળી તદુરસ્ત માનવીઓ પોતાની જવાબદારી સમજી ત્રીસ વર્ષ પહેલા પરણવા તૈયાર થતા નથી જ્યારે ઊતરતી પક્તિના મનુષ્યો જવાબદારી ઓછી સમજવાથી અઢાર વર્ષ કે તેથીયે નાની વયે સતાનો ઉત્પન્ન કરે છે ને આ પ્રજા તો સરકારને માથે પડવા જ નિર્માયલી હોય છે એટલે સો વર્ષની અદર બે તદુરસ્ત વ્યક્તિઓને સોળ તદુરસ્ત સતાનો સાપડે, જ્યારે પાચ અનારોગ્ય વ્યક્તિઓ એ જ ગાળામા ઓછામા ઓછા ૩૧૨૫ વારસો પ્રગટાવે. પરતુ આવી પ્રજાનુ મરણપ્રમાણ વધારે હોવાથી ને તેમની પ્રજનનશક્તિ ક્ષીણ થતી હોવાથી અર્ધી સખ્યા ઓછી ગણીએ તોય ખોટુ નહિ છતાય સોળમો નિર્બળ માનવશરીરો તો રહે જ. એટલે તદુરસ્તી કરતા અનારોગ્યનુ પ્રમાણ સોગણુ વધી જાય

આ રાક્ષસી ભયથી જર્મનીને બચાવવા જ એડોલ્ફ હિટલર મથી રહ્યો છે સારો પરિપાક ક્ષીણ થતો જાય તો પરિણામે પ્રજાની પડતી જ થાય. હિટલરના પહેલાના તત્રમા તંદુરસ્ત વ્યક્તિઓના ભોગે અનારોગ્યતા વધારવામા આવી હતી. ખાસ કાયદાઓથી આવા

લોકોને પરણવાની ફરજ પાડી સંતાનોત્પત્તિને વેગ આપ્યો હતો. ગુનેગાર જાતિની ને માનસિક નિર્બલતાવાળી વ્યક્તિઓને પણ લગ્નબંધનમાં પડવા ઉત્તેજન અપાયું હતું ત્યારે આરોગ્ય પોષતા ખાતાઓને મળતો સરકારી ટેકો ઘણો જ પાતળો પડી ગયો હતો. આ પરિસ્થિતિમાં નવા કાયદાથી તાત્ત્વિક પલટો થયો છે. જીવનસુધારણાના નવા કાયદા કેળવણીની પણ ગરજ સારશે. શરીરશાસ્ત્રના પ્રશ્નમાં આખી પ્રજા રસ લેતી બની જશે.

જીવનસુધારણાના કાયદા ઊંડા વિચાર પછી જ ઘડવામાં આવ્યા છે, ખૂબ ઝીણવટથી તપાસી એને કસોટીએ ચડાવવામાં આવેલા છે. કોઈ પણ પેઢીઉતાર દર્દી નજરે ચડે તો તેની હેલ્થ ઑફિસરને ખબર આપવાની દરેક જર્મન દાક્તરને માથે ફરજ નાખવામાં આવી છે. કાયદા પ્રમાણે એવા દર્દીને તમામ સલાહ આપવામાં આવે છે. પોતાની પરિસ્થિતિ તે બરાબર સમજી શકે તેમ હોય તો તે જીવનસુધારણાના કાયદાનો પોતે જ આશ્રય લઈ શકે છે, નહિ તો એનો વાલી કે હેલ્થ ઑફિસર તેમ કરવા બંધાયેલો છે. બે ધારાશાસ્ત્રીઓ ને બે શરીરશાસ્ત્રના વૈદ્યકીય નિષ્ણાતોના બનેલા પંચને અરજી કરવી પડે છે. પંચના દાક્તરો દર્દીના દર્દનું મૂળ તપાસે છે, એના કુટુંબમાં પણ જોઈતી તમામ તપાસ કરે છે, ને એ દર્દ પેઢીઉતાર છે કે નહિ તેની ખાતરી કરે છે. કાયદામાં એવાં આઠ પેઢીઉતાર દર્દો નક્કી કરવામાં આવેલાં છે.

તે ઉપરાંત દારૂના ગંભીર દર્દીઓને પણ આ કાયદાના બંધનમાં મૂકવામાં આવેલા છે. ઉપર્યુક્ત તપાસ પછી દર્દ ચોક્કસ થાય તો કોર્ટે નક્કી કરેલા દવાખાનામાં ખાસ નિષ્ણાતો મારફતે તેના ઉપચાર કરવામાં આવે છે. તપાસપંચમાંનો કોઈ પણ દાક્તર ઉપચારનું કામ કરી શકતો નથી.

એવો દર્દી જો તપાસપંચનો નિર્ણય માન્ય ન રાખે તો તેના ઉપર અપીલ કરવા માટે પણ ખાસ ન્યાયમંદિરો ઊભાં કરવામાં આવેલાં છે. મોટેભાગે આવાં ન્યાયમંદિરો મોટાં શહેરોમાં હોય છે ત્યાં દાક્તરી નિષ્ણાતો પણ જોઈએ તેવા મળી શકે છે. આ ન્યાયમંદિરો જો તપાસપંચનો નિર્ણય કાયમ રાખે તો પછી કાયદાનો અમલ કરે જ છૂટકો.

છતાં એ કાયદામાં પણ છટકબારીઓ તો છે જ. જીવનભર ગાંડાના દવાખાનામાં રહેતા દર્દીઓને આ કાયદો લાગૂ પાડવામાં આવતો નથી. જાણી જોઈને દવાખાનામાં દાખલ થનાર વ્યક્તિઓને પણ આ કાયદામાંથી મુક્તિ મળે છે.

આ કાયદા નીચે એક નાનકડી શસ્ત્રક્રિયા કરવામાં આવે છે. એથી બીજું કોઈ શારીરિક નુકસાન થતું નથી. એવા દર્દીઓ બીજા આનંદો ભોગવે તેમાં પણ કોઈ હરકત આવતી નથી. વળી આ વાત ખૂબ છૂપી રાખવામાં આવે છે.

આ નિષેધાત્મક કાયદાઓની સાથેસાથે બીજા ખાસ લાભો આપતા કાયદાઓ થવા પણ સંભવ છે. તંદુરસ્ત કુટુંબોને યોગ્ય બદલો આપવાની પણ કંઈક ગોઠવણ થશે. ઈસ્વી સન ૧૯૩૪ના જાન્યુઆરીની પહેલી તારીખથી તંદુરસ્ત કુટુંબોને નિર્માલ્ય વ્યક્તિઓનો ભાર વેઠવો ન પડે તેની ખાસ સાવચેતી રાખવાની યોજના થયેલી છે.*

રમણીકલાલ દલાલ

* 'The Sterilisation Law in Germany', by C Thomalla, M. D., 'Scientific American', September, 1934.

હવે તો ઘણાખરા દેશોમા માણસોને વંધ્ય કરવાનો કાયદો થઈ ચૂક્યો છે અમેરિકાના સંયુક્ત રાજ્યોમાના અનેક રાજ્યોમા એવા કાયદા છે, પણ તેનો વધુ ઉપયોગ તો વર્જિનિયા અને કેલિફોર્નિયા એ બે સંસ્થાનો જ કરે છે કેનેડાના પશ્ચિમના પ્રાંતો, આલ્બર્ટા અને બ્રિટીશ કોલમ્બિયાએ પણ તાજેતરમા વંધ્ય કરવાના કાયદા કર્યા છે ટૅસ્માનિયા અને ન્યૂઝિલૅન્ડમા પણ એવા કાયદા રજૂ થયા છે, પણ હજી તેનો સ્વીકાર થયો નથી. ડેન્માર્ક અને સ્વિટ્ઝર્લૅન્ડમા તો ક્યારનાય એ કાયદા અમલમા આવી ચૂક્યા છે અને ફિન્લૅન્ડ, નૉર્વે અને સ્વીડનમા એ કાયદાની ચર્ચા ચાલી રહી છે

[ 'ફ્રી પ્રેસ જર્નલ' ]

## (૬) શ્વેતપત્રના કેટલાક આર્થિક મુદ્દાઓ

### વ્યાપારી ભેદનીતિ

શ્વેતપત્રની વ્યાપારીદૃષ્ટિમા બ્રિટીશ વ્યાપારીઓની માગણીથી એવા સિદ્ધાંતનો સામાન્ય સ્વીકાર કરવામા આવ્યો કે હિંદમા વેપાર કરતી બ્રિટીશ વ્યાપારી કોમ, પેઢીઓ કે કંપનીઓ અને હિંદી પ્રજાના હક્કો વચ્ચે કોઈ પણ પ્રકારનો ભેદભાવ રાખવામા આવશે નહિ, એ હક્કો સચવાય ને હેતુથી અન્યોન્યના હિત લક્ષમા લઈ ચોક્કસ નિયમો ઘડી કાઢવામા આવશે

ઈસ્વી સન ૧૮૩૩ના ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટની ૮૭મી કલમમા કે અત્યારના ચાલુ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટની ૯૬મી કલમમા વ્યાપારી ભેદનીતિનો લેશ પણ ઉલ્લેખ નથી જન્મસ્થાન, ધર્મ કે જાતને કારણે કોઈ પણ માણસ કોઈ પણ જાતની સરકારી નોકરી કરવા નાલાયક ઠરાવી શકાય નહિ ને એવી જગાઓ પૂરતા માત્ર લાયકાત જ લક્ષમા લેવાય એ જ બન્ને કલમોનો હેતુ હતો ને છે

હવે હિંદી ગોળમેજી પરિષદમા ને શ્વેતપત્રમા આ વ્યાપારી નીતિનો વિસ્તાર કરવામા આવ્યો છે ને વહાણવટુ, નાણાપ્રકરણ કે વ્યાપારઉદ્યોગ સબંધી નીતિનો તેમા સમાવેશ થયો છે

વ્યાપારી નીતિનુ સ્વરૂપ કારોબારી કે ધારાવાહી હોઈ શકે શ્વેતપત્રમા આ બન્ને પ્રકાર પર કાપ મૂકવામા આવ્યો છે ગવર્નર કે ગવર્નર જનરલને વ્યાપારી ભેદનીતિ માટે હવે ખાસ જવાબદારી રહેશે ને નિયમ કરેલા વર્તુલમા જ તે પોતાનો અમલ ચલાવી શકશે. પ્રધાનની સલાહને કાનુની વજૂદ આપવામા આવશે નહિ આ દિશામા ક્યારે ને કેવી રીતે કામ લેવુ તે પણ ગવર્નર કે ગવર્નર જનરલ પોતાની ઇચ્છામા આવશે ત્યારે ને તેવી રીતે નક્કી કરશે

આ ભેદનીતિ કેવા પ્રકારની હશે તે નીચે મુજબના સર સૅમ્યુઅલ હોરના ખુલાસાઓથી સ્પષ્ટ થાય છે

કોઈ પ્રાંતિક સરકાર સરકારી બાંધકામખાતા તરફથી રસ્તા કે મકાનો બાંધવા ટેન્ડરો મગાવે હિંદી ને બ્રિટીશ એમ બન્ને જાતની પેઢીઓ ટેન્ડર ભરે. બ્રિટીશ ટેન્ડર દેખીતી રીતે સારુ હોય છતા પ્રાંતિક સરકાર હિંદી પેઢીનુ ટેન્ડર સ્વીકારે, તો પક્ષપાતનો પ્રશ્ન ઊભો થાય એવે વખતે જો તે બાબત ગંભીર હોય ને ગવર્નરને એમા સાફ પક્ષપાત દેખાતો હોય તો તે જરૂર વચ્ચે પડે આંકડા લક્ષમા લીધા વિના જ હિંદી પેઢીઓનાં ટેન્ડર સ્વીકારવામાં આવ્યા હોય તોપણ ગવર્નર આડે આવી શકે હિંદી ને બ્રિટીશ બન્ને પ્રકારની પેઢીઓ જાણમા હોવા છતા હિંદી પેઢીઓને કામ સોંપવામા આવ્યુ હોય તોપણ

ગવર્નર વાંધો ઉઠાવી શકે એવા સવાલો ઉપર છેવટનો ફેંસલો આપવાની ગવર્નરોને સંપૂર્ણ સત્તા આપવામા આવેલી છે

આવા પ્રસગો વારવાર ઊભા થાય તોપણ ગવર્નર વ્યવહારુ રીતે તેનો દરેક વખતે સામનો કરી શકે પરતુ એ પ્રશ્નને ગવર્નર જેટલી અગત્ય આપે તે પર તેનો આધાર રહે પરતુ ખાસ પક્ષપાત તરફ ગવર્નરનું ધ્યાન ખેંચવામા આવે તો ગવર્નર જરૂર વચ્ચે પડે

હિંદી સરકાર હિંદમા સ્થપાયેલી હિંદી અગર બ્રિટીશ પેઢીને દેશના ઉદ્યોગો ખીલવવા કામ સોંપે ને બ્રિટનમા કે બીજે સ્થપાયેલી પેઢીઓને બાકાત રાખે તો તેમા કાંઈ જ ખોટુ લેખાય નહિ એટલે હિંદમા સ્થપાયેલી બ્રિટીશ કંપનીઓ વિરુદ્ધ પક્ષપાત થવો જોઈએ નહિ બ્રિટનમા સ્થપાયેલી પણ હિંદમા વ્યાપાર કરતી પેઢી વિરુદ્ધ પણ આવો પક્ષપાત દાખવી શકાય નહિ વળી, કારોબારી ને ધારાવાળી બેની નીતિમા બહુ તફાવત નહિ હોય એવુ પણ સર સેમ્યુઅલ હોરે સ્પષ્ટ કર્યું છે પોતાના પ્રાંતમા જ ચાલતી કંપનીઓને કે પોતાની દેખરેખ નીચે કામ કરતી પેઢીને કામ અપાય તો તેમા પ્રાંતિક સરકારનો પક્ષપાત લેખાશે નહિ

આ ઉપરથી એટલુ તો અવશ્ય સિદ્ધ થાય છે કે પક્ષપાતની બીના ગવર્નર જનરલની કુલમુખત્યારીની જ વાત રહેશે, ને કોઈ પણ પ્રધાને એવો પક્ષપાત દાખવ્યો છે કે કેમ તે પણ એ જાતે જ નક્કી કરશે વળી એમની એ સત્તાઓને કોઈ પણ પ્રકારનુ બંધન રહેશે નહિ આ ઉપરથી હિંદી પ્રધાન કેટલુ સ્વાતંત્ર્ય ભોગવશે તે સહેલાઈથી સમજી શકાય તેવુ છે આવી પરિસ્થિતિનો ગાળો પણ ક્યારે નક્કી કરવામા આવ્યો નથી વળી શ્વેતપત્રથી મળતો આ હક છોડી દેવા હિંદની બ્રિટીશ કંપનીઓ કદી પણ કબૂલ થાય એ સંભવિત નથી માનવસ્વભાવની વિરુદ્ધની એ વાત છે હિંદના નવા ઉદ્યોગો ને નવી સ્થપાતી પેઢીઓને આથી કેટલો ફટકો પડશે તે પણ વિસરી જવા જેવુ નથી એમને તો ઘણા સમયથી જામી ગયેલી ને પૂરતી સિલક ને સાધનો ધરાવતી સધ્ધર પેઢીઓ સાથે હરીફાઈમા ઊતરવુ પડશે એટલે નવા સુધારાથી વ્યાપારી પરિસ્થિતિ તો ઊલટી ખરાબ જ થવાની *

## (૭) ખેતરોનુ એકીકરણ

ખેતરોના એકીકરણનુ કામકાજ પંજાબની સહકારી પ્રવૃત્તિનુ મુખ્ય અંગ જણાય છે આપણને છેવટની ખબર મળે છે કે એ પ્રાંતના સહકારી ખાતાએ એક જ વર્ષની અંદર એકસો ને એક ગામમા ૧૨૦૬૨ એકર જમીન ૯૨૮૪ ખેડૂતોની બનાવી દીધી લુધિયાણા જિલ્લાના ધરખન ગામનો હેવાલ જાહેર કરે છે, કે ૧૭૭ ખેડૂતોનુ એ ગામ સહકારી મંડળીમા ભળ્યુ ને પોતાની ૮૨૦ એકર જમીન જે છૂટીછૂટી ૨૫૩૪ કકડામા વહેંચાઈ ગઈ હતી તે એકીકરણ માટે સુપ્રત કરી પંચાયત ચૂંટી કાઢવામા આવી ૧૩મી ડિસેમ્બર ૧૯૩૩ થી એનુ કામકાજ શરૂ થયુ કામ મુશ્કેલ હતુ પરસ્પરવિરોધી હકદાવાઓ પતવતા સાત મહિના લાગ્યા છેવટે ૨૫૩૪ કકડાઓને ૨૩૯ વિભાગોમા સમાવી દેવામા આવ્યા કૃપાસિંહની જમીન ૬૫ જગાએ છૂટીછૂટી વહેંચાયેલી હતી હવે તેને એક ટુકડામા જ એટલુ ક્ષેત્રફળ સુપ્રત કરવામા આવ્યુ છે રામચંદ્રના ૫૭ ટુકડાના હવે માત્ર એ જ ખેતર બનાવી દેવામા આવ્યા છે બીજા ખેડૂતોને પણ પ્રમાણમા ઘણો જ ફાયદો થયો છે પરતુ એ કાર્યમા

* 'Some Economic Aspects of the White Paper', by D H Banerjee. 'Modern Review', October, 1934, page 421.

સહકારી ખાતાને કેટલી હાડમારી વેઠવી પડે છે એ વિચારવા જેવુ છે. હિંદનું ખેતર ઘણું જ નાનું બની જવા પામ્યુ છે ખેતરના વિભાગો જેમજેમ નાના થતા જાય તેમતેમ ખેતીની આવક ઘટતી જાય, છતાં જમીનના ને તેના ઢોળાવના જુદાજુદા પ્રકાર ને બીજાં અનેક કારણો એકીકરણમા નડતરરૂપ હોય પંજાબમા તો હજી ખેતરો મોટા છે ને જમીન સરખા પ્રકારની છે એટલે એકીકરણમા હાડમારીઓ ઓછી છે ને તેથી જ સહકારી પ્રવૃત્તિને આટલી પણ સફલતા મળવા પામી છે પરતુ એથી ખેડૂતોના પ્રશ્નનો સપૂર્ણ નિકાલ થઈ જતો નથી દેવા ને ગરીબાઈ ને લીધે જ આવા વિભાગો પડી ગયેલા એકીકરણ કર્યાં છતા દેવાનો ને ગરીબીનો પ્રશ્ન વિચારવો જ ઘટે છે વારસાની રીતથી પણ ફરીથી એના વિભાગો થઈ જવાની ભીતિ છે એટલે પંજાબનો પ્રયોગ કર્યો ન કર્યો થઈ જાય છે કે કેમ તે હજી જોવાનુ છે

એકીકરણથી તાત્કાલિક રાહત મળે છે પરતુ તેથી દર્દ નાબૂદ થતુ નથી અસારની વારસાઈ યોજના આગળ એકીકરણ નિરર્થક જવાનુ મોટા દીકરાને વારસો આપવાથી પણ એ મુશ્કેલી ટળવાની નથી એટલે આવા ઉપરછલ્લા ઉપાયો કરતા મૂળથી સુધારા કરવાની જરૂર છે

વળી એકીકરણના પ્રયોગમા જે ભારે ખર્ચ થાય છે તે વિસારી જવા જેવું નથી. એકર દીઠ રૂ. ૧/૬ થી રૂ ૨/૧૧ સુધી પંજાબમા ખર્ચ આવ્યુ છે, એટલે તેત્રીસ કરોડ રૂપિયા ખરચાયા છે. ને તેય વિરોધી તત્ત્વોના વિકટ પ્રશ્નો ઉપસ્થિત નથી થતા છતા. એટલે આટલા નાણા વેડફી નાખવાથી પ્રમાણમા સતોષકારક લાભ મળવાની પણ આશા નથી

આથી આ પ્રયોગો નકામા છે એમ કહેવાનુ નથી, પરતુ એથી વધારે કડક ઇલાજો યોજવાની જરૂર છે તેની નોધ લેવી ઘટે છે *

રમણીકલાલ દલાલ

## (૮) બૃહસ્પતિ ધૂમકેતુઓને પકડે છે

સૂર્યની આસપાસ ફરતા બીજા ગ્રહોને લીધે પૃથ્વીને ધૂમકેતુઓનો ત્રાસ ઘણો ઓછો રહે છે. આમા બૃહસ્પતિ મુખ્ય છે બૃહસ્પતિને આપણે આકાશી કરોળિયો કહીએ તોયે ચાલે ફેર માત્ર એટલો કે એ જાળા બનાવતો નથી, અને માખીને બદલે ધૂમકેતુઓને પકડે છે! આજ સુધીમાં એણે અઢાર મોટા અને અગણ્ય નાનાનાના ધૂમકેતુઓને પકડયા છે આ અઢારે ધૂમકેતુઓ આજે એના ઉપગ્રહો બનીને એની પ્રદક્ષિણા કરી રહ્યા છે

ધૂમકેતુઓને પકડવાની અને તેમને ઉપગ્રહો બનાવી દેવાની રીત જાણવા જેવી છે ધૂમકેતુ એટલે સ્વચ્છદી જ્યોતિષ્ક એ કોઈનુ શાસન માનતો નથી, કોઈ નિયમ પાળતો નથી, અને એથી જ એ બધા જ્યોતિષ્કોથી જુદો પડી આવે છે બીજા બધા જ્યોતિષ્કો કોઈ પણ એક વસ્તુની આસપાસ નિયમિત રીતે ફરે છે સ્વભાવે સ્વૈરવિહારી હોવા છતા પેલા અઢારે ધૂમકેતુઓને બૃહસ્પતિનુ આકર્ષણ એટલુ જબરુ થઈ પડયુ કે એની જાળમાં ફસાઈ પડયા! એટલે એનો અર્થ એ થયો કે બૃહસ્પતિનુ ગુરુત્વાકર્ષણ એટલુ પ્રચડ છે કે એણે અઢાર ધૂમકેતુઓને તેમની સ્વૈરગતિમાથી ઘસડી આણી તેમને પોતાની આસપાસ ફરતા બનાવી દીધા

['પીપલ']

* 'Consolidated Holdings', 'The People', 16th October, 1934.

# ૭૫ પગલાં

मित्रावरुणौ

[ શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથને તેમના બે ભક્તશિષ્યોએ સબોધેલુ આ કાવ્ય છે 'ઉત્તર' કાવ્ય એ તેમનો ઉત્તર છે રા વિ ]

( અનુષ્ટુપ્ )

दृष्टिपूतं न्यसेत् पादं એ ન્યાયે પગલાં ભરી,
તમે જીવનની યાત્રા રસદેશે શરૂ કરી
અનેક કુસુમો વીણ્યા ચિરજીવ સુગન્ધથી
ભર્યાં, અર્પ્યાં, કરી પૂજા ગુર્જરી કવિતાતણી.
એ દેવીમંદિરે બેસી વીણાના તાર છેડિયા,
અમારા ઉરમાં એનાં આન્દોલન અનુભવ્યાં.
અને નૂપુરઝંકારે નૃત્યલાલિત્ય દાખવી,
ગીત, વાદ્ય અને નૃત્ય સંપૂર્તિ ત્રયની કરી
તમારા ઉરને વ્હાલા અખંડ કરુણારસે
ઓપતી દિવ્ય શ્રદ્ધાથી રચી સ્મરણસંહિતા
કલા ને રસચર્ચાને દેશે ડગ ભર્યાં તમે,
સઘરી તત્ત્વ બોધેરુ અર્પ્યું સૌ ગુજરાતને
સંક્ષોભો જાગિયા કેંક તમારે ઉરમન્થને,
નવનીત થકી તેના પોષાયા સર્વદા અમે
ગભીરો ગર્જતો મેઘ રસથી ભીંજવે ધરા,
તમારે ઉરથી એવાં ઝીલ્યા અમૃતબિન્દુડાં
તમારી જ્ઞાનની જ્યોતે અમારા દીપ ચેતિયા,
તે વેળા ઉરમા ઊઠી સદાની નમ્ર વન્દના.
અનેક પગલા ધારો સ્થિર ને ચેતનાભર્યાં,
તમારે પગલેપગલે અમારી પ્રાણવન્દના.

# ઉત્તર

ન. ભો.

કુસુમો તો થયાં મ્લાન, વીણાના તાર તૂટિયા,
નૂપુરો કિંકિણી સર્વે વાગે છે ખોખરી હવા

રહ્યો માત્ર હવે ગૂઢ કરુણારસ તે વડે,
ભલે આ ઉરની ભૂમિ ભીંજાતી સર્વદા રહે

કલા ને રસની ચર્ચા થઈ નીરસ જો પડી!
મન્થનો ઉરમાં ઊંડાં થઈ રૂહેશે ઘડીઘડી.

વારિમન્થનમાંથી શું નવનીત ગ્રહ્યું તમે?
જ્ઞાનની જ્યોત ઝંખાઈ, ભલે તે તમને ગમે.

મૂઢ આશ્ચર્યથી જોઉં મિત્ર ને શિષ્યમંડલ
શુષ્કારણ્ય વિશે પીએ અમી માની કટુ જલ.

# વિચારચંક્રમણ

રામનારાયણ વિ. પાઠક

ગુજરાતમાં બેડાથી પાણી ભરવાનો રિવાજ છે તેનો આપણા સ્ત્રીગીતો, સ્ત્રીનૃત્યોમા પુષ્કળ ઉપયોગ થયો છે બેડાથી પાણી ભરવાનો રિવાજ મહારાષ્ટ્રમા નથી મહારાષ્ટ્રની સ્ત્રીઓ માથા પર બેડુ ન રાખી શકે કારણ કે તેઓ માથુ ખુલ્લુ રાખે છે તેમને નજીકથી પાણી લાવવાનુ હોય છે તે તરફ **ગરબામાં હીચ** પાણી ગુજરાત જેટલુ ઊંડુ પણ નહિ, એટલે કેડ ઉપર ઘડો લઈ તેઓ પાણી ભરે છે ગુજરાતમા બેડાથી પાણી ભરવુ પડે છે કૂવાકાંઠો, નદીનો ઘાટ, વગેરે ગુજરાતના જીવનના મુદ્રમા સુંદર દશ્યો છે કલાએ આ વસ્તુને ત્યાથી ઉપાડી લીધી અને ઘડો કે ગાગર હાથમા રાખી તેના ચલનવલનના સઘનૃત્યો યોજ્યા આ ધાતુના વાસણના જ જોઈએ, જેથી આગળીએ વીંટી કે વેઢ પહેરી તેનાથી તાલ આપી શકાય કાચા માટીના ગરબા હાથમા ફેરવવા એ ભૂલ છે માટીના ગરબા તો અદર કોડિયામા દીવો પ્રગટી માથે રાખી ફરવાના જ છે એમા જ એ ચમત્કારક દેખાય છે દિવસે એવા ગરબા નકામા । રાત્રે આવા ગરબામા તેના કાણામાથી દીવો દેખાય એ જ ચમત્કાર છે બાકી હીચમા તો ધાતુના વાસણો જ વપરાય બેધરણુ, ઘડો, ગાગર, અને હાડા સુદ્ધા જોયા છે આપણી કન્યાશાળામા નાના નાના લોટા લઈને ફેરવે છે તે પણ ભુલ છે લોટો બહુ નાનો દેખાય છે, તેની ગતિમા ગૌરવ નથી, બે હાથમા તે લઈ જ શકાતો નથી, અર્થાત્ નાનો લોટો બે હાથમા પકડવો એ દેખીતું અસત્ય છે, બે હાથે પકડવો પડે એવુ એનુ કદ નથી, એટલો એમા ભાર નથી વળી શરીરના પ્રમાણમા તે ઘણો નાનો દેખાય છે, તેને પકડતા હાથના ખૂણા થાય છે તે પણ સુદર દેખાતા નથી, માથે મૂકતા તે પોતાની મેળે માથે રહી શકે એટલો તેમા ભાર નથી, તેને એક હાથે ઝાલી રાખવો પડે છે, જેમા ચમત્કાર નથી કલાના પ્રચલિત રૂપમા ફેરફાર કરવા પહેલા બહુ ઝીણવટથી આપણા નવા ફેરફારની અસરો તપાસવી જોઈએ

એક જગાએ ગરબા જોતા મારા મિત્રે કહ્યુ "એક અગ્રેજ પ્રોફેસરે કહેલુ કે આપણી સ્ત્રીઓની ચાલમા જે લાલિત્ય છે તે આપણા પાણી ભરવાના રિવાજને લીધે આવેલુ છે" શક્ય છે એ સાચુ હોય તો આ નળના જમાનામા આપણે તેને કોઈ બીજા રૂપમા ફરી દાખલ કરવુ જોઈએ

* *

હિંદુ કાયદાનો વિકાસ કરવા સબધી અંતરેઅતરે ચર્ચા ઊપડે છે એ સબધી સતત ચર્ચા ચાલવી જોઈએ એક મડળ જ એને માટે નિમાવુ **હિન્દુ કાયદાનો વિકાસ** જોઈએ જે એનો વિચાર કરતું રહે અને સુધારાના કાયદા ઘડી પસાર કરાવ

હિંદુ ધર્મશાસ્ત્રની એક ખામિયત એ છે કે તેમા જાણે કે એની મેળે ફેરફારો થયા કરે છે, અને પછી એ ફેરફારો સ્મૃતિકારો સ્વીકારતા જાય છે. અત્યારે પણ હિંદુ વ્યવહાર

ધીમેધીમે બદલાતો જાય છે. જેમકે હમણા જુવાન પતિપત્નીએ જાહેર રીતે એકબીજાને છૂટાછેડા આપ્યા અને પરસ્પર ફરી પરણવાની છૂટ આપી નહિતર હિંદુઓમા આ કોમમા છૂટાછેડાનો રિવાજ નથી. એકએ વરસ પહેલા એવો જ એક બીજો બનાવ બનેલો છે. એક બહેનને તેના ધણીએ છોડી દીધેલી હતી સાત વરસ સુધી તેણે એ બાઈની સંભાળ લીધી નહિ સામાન્ય કાયદા પ્રમાણે સાત વરસ સભાળ ન લે તેનો અર્થ લગ્નસબધ તૂટી ગયો એવો જ થાય છે પણ હિંદુઓમા તેમ થઈ શકતુ નથી, કારણ કે લગ્ન ધર્મસસ્કાર હોઈ કાયમી ગણાય છે એટલે હિંદુધર્મ પ્રમાણે પરિત્યક્તા સ્ત્રી ધણી જીવતા ફરી લગ્ન કરી શકે નહિ ઉપર કહેલા દાખલામા એ પરિત્યક્તા બહેને ફરી લગ્ન કર્યું અને એ લગ્નને મહાત્માજીએ આશીર્વાદ આપ્યા છે. હવે જૂના કાલ પ્રમાણે જો હિંદુસમાજ ચાલતો હોત તો આવા દાખલાને સ્વીકારી લઈને, અથવા તેનો વિરોધ ન કરીને આટલા સુધારાને સમાજમા સ્થાન આપી દેવાત પણ અત્યારે હિંદુ કાયદો સરકારના સ્વીકાર કે ઘડતરનો સવાલ છે એટલે આવા ફેરફારો ખાનગી રીતે કે સમાજસ્વીકારથી થાય એટલુ બસ નથી તેને ધારાસભાએ ઘડીને કાયદાપોથીમા મૂકવો જોઈએ તો જ એ કાયદાનુ રૂપ પામે એટલે કે અત્યારે તો હિંદુસમાજની સ્વાભાવિક વિકાસશક્તિ જે ઘણી ઓછી છે તે પણ બસ નથી તેને માટે ઘડેલ કાયદાની જરૂર રહે જ છે

ઉપર જણાવ્યો તેવો, પરિત્યક્તા ફરી પરણી શકે તેવો કાયદો જૂના ધર્મશાસ્ત્રમા છે ખરો ચાણક્યના ધર્મશાસ્ત્રમા એ જ કાયદો છે—જોકે મુદત કદાચ ૭ વરસથી વધારે હશે

એક પ્રશ્ન થાય છે ધારો કે આવા દાખલા હિન્દુસમાજ અત્યારે સ્વીકારી લે, તો ન્યાયની કોર્ટમા તે પ્રમાણ ગણાય ખરા કે નહિ? એટલે કે એ દાખલા એ જ અમારી પરપરાગત રૂઢિ છે એવી દલીલથી તેને સમર્થિત કરી શકાય ખરા કે નહિ? અલબત આ દાખલા નવા છે, તેની પછવાડે પ્રત્યક્ષ પ્રાચીન પરપરા નથી, પણ પ્રાચીન પરપરા તો એક કાયદાનું બનાવટી ધોરણ (fiction)—કલ્પિત કથા છે. એવા દાખલા મળ્યા, લોકોએ સ્વીકાર્યા, માટે એવી પ્રાચીન પરપરા હોવી જ જોઈએ એમ ન દલીલ કરી શકાય? ધારો કે કરી શકાય પણ એવી દલીલ ઉપર આધાર રાખવો કેટલુ જોખમકારક! એનો કાયદો ઘડવો જ જોઈએ

આ ઉપરથી મને એક સૂચના સૂઝે છે સ્ત્રીઓની કેળવણીસસ્થામા કાયદામાં સ્ત્રીના સ્થાનનો વિષય અભ્યાસક્રમમાં રાખવો જોઈએ

પણ એક વિશેષ વિચાર હિન્દુ વ્યવહારનો કાયદો, પારસી, મુસલમાન, યહૂદી, ક્રિશ્ચન એમ દરેક ધર્મવાર વ્યવહારકાયદો જુદો શા માટે જોઈએ? હવે ધર્મને લીધે વ્યવહાર કર્યાં નક્કી થાય છે? એટલે આવા કોમી કે ધર્મનિયત વ્યવહારકાયદાનો વિચાર કરતા કોમબહાર એક જ સ્વરૂપ આપવા તરફ પણ લક્ષ રાખવુ જોઈએ

* *

આપણે ત્યા અભ્યાસીઓ કે સાહિત્યપ્રેમીઓની પરિષદો કોઈકોઈવાર ભરાય છે અને હજી વધારે ભરાશે આવી પરિષદોમાં ચર્ચા કેવી રીતે કરવી તે સબધી એક સૂચના અહીં નોધુ છુ ચર્ચામા એક પ્રમુખ તો નીમવો પડે એમ હુ માનુ છુ તેનુ મુખ્ય કામ ચર્ચામા કશુ અનુચિત ન કહેવાઈ જાય, અને બહુ વિષયાતર ન થઈ જાય એની સભાળ રાખવી એ રહે. પછી દરેકને પોતાના અભ્યાસના વિષય ઉપર પાચદસ મિનિટ બોલવા કહેવુ એ એક પદ્ધતિ. આ રીતે

ચર્ચાપદ્ધતિઓ

કામ કરવાને આખી મંડળીમાંથી પાંચછ પણ તૈયાર છે કે નહિ તે પહેલેથી નક્કી કરવું જોઈએ એટલા તૈયાર ન હોય તો આ પદ્ધતિ નકામી આ પદ્ધતિ પ્રમાણે એટલા તૈયાર હશે તો પછી બીજા પણ નીકળશે

એ પદ્ધતિ અનુકૂળ ન પડે તો બીજી પદ્ધતિ એ કે પ્રમુખ નિમાયા પછી પરિષદના સભ્યો વધુમતીએ અમુક અમુક અભ્યાસીઓ અમુક અમુક વિષય ઉપર બોલે એવી દરખાસ્ત કરે મંડળ અભ્યાસીઓનું હશે એટલે દરેકને તેનો અભ્યાસનો વિષય જ સ્વાભાવિક રીતે સૂઝવાશે એમ માની લીધું છે પણ તે ભાઈ તે વિષય ઉપર બોલવા તૈયાર ન હોય તો બીજા કોઈ પણ બોલી શકે, અને એ ભાઈને ગમે તે બીજા વિષય ઉપર બોલવાની છૂટ તો રહે જ.

બન્ને રીતે ચર્ચા શરૂ થયા પછી મુખ્ય વક્તાઓ બોલી રહ્યા પછી, અથવા દરેક વક્તા બોલી રહ્યા પછી તેના કથનમાંથી ઉદ્ભવતા પ્રશ્નો પૂછવાની છૂટ હોવી જોઈએ, ખરી રીતે આ પ્રશ્નો એ જ ચર્ચામાં મુખ્ય હોવા જોઈએ મુખ્ય વક્તાનું પાંચદસ મિનિટનું આખ્યાન એ તો માત્ર વિષયનો ઉપોદ્ઘાત, વિષયચર્ચાના આમન્ત્રણરૂપ ગણાવું જોઈએ

આ પદ્ધતિમાં ઘોંઘાટ ન થઈ જાય, બધા એકસાથે ન બોલવા માંડે, એકનો પ્રશ્ન ચર્ચાતો હોય ત્યારે બીજા તેમાં રસ ન લેતા અંદરઅંદર વાતો કરવા ન લાગે એની વધારે સંભાળ રાખવી જોઈએ, ખરી રીતે આવી અવૈધિક (informal) સભાઓમાં દરેક સભ્યે પોતે જ પોતા ઉપર અંકુશ રાખવો જોઈએ દરેક મુદ્દાની ચર્ચા પૂરી થયા પછી કોઈને કંઈ નવું કહેવાનું હોય તો તે કહેવાને આમન્ત્રણ કરવું જોઈએ પણ આ બધામાં એ યાદ રાખવું જોઈએ કે કશું પણ એકવાર કહેવાઈ ગયું હોય તે ફરી કહેવાય નહિ. તેમ જ કંઈ પણ અતિ સાધારણ વસ્તુ બોલાય નહિ આ પૂછવાની પદ્ધતિને હું મહત્ત્વ એટલા માટે આપું છું કે તેમાં ખરેખરી જિજ્ઞાસા હોય તે ઉપર જ ચર્ચા થાય અને વક્તા તેમાં માત્ર પોતાનું ખાસ વક્તવ્ય હોય તેટલું જ બોલે, સર્વજ્ઞાત વાતોનો નકામો ઉલ્લેખ જે વ્યાખ્યાનપદ્ધતિમાં કરવો પડે છે તે ન કરવો પડે, અને પૂછનારને સમક્ષ રાખી તે સમજે એટલું કહીને તરત પૂરું કરે.

પણ સર્વ પરિષદોમાં ઉત્તમ સભ્યોમાં જેટલી સાચી વિદ્વત્તા હશે, અને અન્યમાં જેટલી સાચી જિજ્ઞાસા હશે તેટલી જ આ પદ્ધતિથી પણ સફલતા થવાની બેમાંથી એકના પણ અભાવે ચર્ચા સફળ નહિ થઈ શકે એ તો દેખીતું છે

* *

**અમદાવાદમાં નવી કૉલેજ**

અમદાવાદમાં એક નવી આર્ટ્સ કૉલેજ કાઢવાનો પ્રયત્ન ચાલે છે તે આવકારયોગ્ય છે જ્યારે જ્યારે આવા પ્રયત્નો શરૂ થાય છે ત્યારે ત્યારે અનેક વિરોધના પ્રશ્નો કરવામાં આવે છે ! અમદાવાદને નવી આર્ટ્સ કૉલેજ અત્યારે શા માટે જોઈએ ? એક છે તે બસ નથી ? નવી કૉલેજ કરવી હોય તો વેપારની કે ઉદ્યોગના શિક્ષણ અને તાલીમની કોઈ સંસ્થા કેમ ન કરવી ? આવી વેપારઉદ્યોગની શિક્ષણસંસ્થાઓની જરૂરિયાત સ્વીકારના છતાં પણ હાલતુરત એક આર્ટ્સ કૉલેજની જરૂર છે તેમાં ના કહી શકાય તેમ નથી. અત્યારે ગુજરાત કૉલેજમાં દર વરસ ત્રણસો ચારસો વિદ્યાર્થીઓને જગા મળતી

નથી અમદાવાદ નજીકના વિદ્યાર્થીઓને આથી કરીને બહારની કૉલેજમા જવુ પડે છે એ ઓછી હાડમારી અને પૈસાનો દુર્વ્યય નથી આવી રીતે જે નકામો ખર્ચ વિદ્યાર્થીઓને બહાર મોકલવામાં કરવો પડે છે તેટલામાથી તો ખુશીથી એક આર્ટ્સ કૉલેજ ચાલે. માત્ર પૈસાની કરકસરની દૃષ્ટિએ પણ એક કૉલેજની જરૂર છે

પણ આર્ટ્સની કૉલેજની વિશેષ જરૂરના મહત્ત્વના કારણો તો બીજા જ છે ઘણા વરસો પહેલા પ્રો બ ક ઠાકોરે જણાવેલુ છે તેમ ગુજરાતની બધી સાંસ્કારિક હિલચાલોનું સ્વાભાવિક મધ્યબિન્દુ અમદાવાદ છે દક્ષિણમા જેમ પૂના વિદ્યાધામ છે તેમ ગુજરાતમા અમદાવાદ થવુ જોઈએ ગુજરાત વિદ્યાપીઠ કામ કરતુ બંધ થયા પછી આ દૃષ્ટિથી અત્યારે કોઈ સસ્થા કામ કરતી નથી—ઊલટુ, વિદ્યાપીઠના ઘણાખરા અધ્યાપકોને પણ ગુજરાત છોડી ગુજરાત બહાર જવુ પડ્યુ છે. આ ગેરફાયદો નજરે ન દેખાય પણ બહુ મોટો છે ગુજરાતની ભાષા, વેપાર, ઇતિહાસ, હુન્નર, ઉદ્યોગ, એ સર્વ ઉપર સ્વતંત્ર રીતે શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરનાર એક સસ્થાની જરૂર છે એવી સસ્થાનુ અત્યારનુ સ્વાભાવિક સ્વરૂપ તે આર્ટ્સ કૉલેજ છે

આ સસ્થા આર્ટ્સ કૉલેજ જ જોઈએ, બીજી કોઈ કૉલેજ નહિ કારણ કે આ આર્ટ્સ કૉલેજ તે ભવિષ્યની ગુજરાત યુનિવર્સિટીનુ બીજ છે આખી યુનિવર્સિટીના બીજ તરીકે આર્ટ્સ કૉલેજ જ કામ કરી શકે તેની આસપાસ પછી વેપાર, હુન્નર, ઉદ્યોગની સસ્થાઓ જામે—જેમ બનારસ હિન્દુ યુનિવર્સિટીમા થયુ છે તેમ અને એ દૃષ્ટિએ આ કૉલેજનો પિંડ ઘડાવો જોઈએ




**પૌરાણિક નાટકો** લેખક કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સસદ, એમ સી કોઠારી, બુકસેલર અને પબ્લીશર, રાવપુરા રોડ, વડોદરા, કિંમત ૧–૧૨–૦

આમા 'પુરંદર પરાજય', 'અવિભક્ત આત્મા', 'તર્પણ' અને 'પુત્ર સમોવડી' એ ચાર નાટકોનો સગ્રહ કરેલો છે ચારેય નાટકોનુ વસ્તુ પૌરાણિક છે પુસ્તકના પ્રારમ્ભે ઉપોદ્ઘાતમા શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીએ નાટકનુ વસ્તુ ક્યાથી લીધુ છે અને તેમા શા શા ફેરફારો કર્યા છે તે સબંધી સામાન્ય ચર્ચા કરી છે અને પુસ્તકને અંતે દરેક નાટકનું મૂળ વસ્તુ ક્યા ક્યા કેવા સ્વરૂપે છે અને તેમાથી શ્રી મુનશીએ શુ શુ લીધુ છે તે પૃથક્કરણ કરી બતાવ્યુ છે

શ્રીયુત શાસ્ત્રીએ બતાવ્યુ છે તે પ્રમાણે વેદની આખ્યાયિકાઓ પુરાણોમા રૂપાન્તર પામી છે અને આપણા કાલિદાસાદિ પૂર્વકવિઓએ પોતાને અનુકૂળ વસ્તુમા ફેરફાર કર્યો છે, એ ખરુ છે એવા ફેરફારો આપણે ઠેઠ પ્રેમાનન્દ સુધી જોઈ શકીએ છીએ અને એ ફેરફાર કરવાનો દરેક સર્જકને હક્ક છે તેમા કોઈથી ના કહી શકાય તેમ નથી આ નાટકોને અગે પ્રશ્ન થાય છે તે એ છે કે ફેરફારો કરી ગયા પછીનુ વસ્તુ એક સુશ્લિષ્ટ કથાનક બને છે? અને નવા કથાનકમાથી જે વ્યગ્યાર્થ કે સત્ય નાટ્યકાર વ્યક્ત કરવા ઇચ્છે છે તે કથાનકના આ રૂપને સર્વ પ્રકારે અનુકૂળ છે? હમેશા જૂની વાર્તામા હાલના જમાનાનુ કોઈ સત્ય વ્યક્ત કરવા જતા સર્જકને આ મુશ્કેલી જ કનડતી જણાઈ છે આ નાટકોમા પણ એવી સર્વ મુશ્કેલી ઉપર કર્તા વિજય મેળવી શક્યા નથી

સૌથી મોટી મુશ્કેલી અમને એ જણાય છે કે બધા નાટકોમા જે ચમત્કાર આવે છે તે એ નાટકોના વાતાવરણમા સભવિત જણાતો નથી વાચનાર પ્રાચીન જમાના માટેનું પોતાનુ સર્વ માન એક બાજુ રાખી, એ પ્રાચીન કાળના માણસો પણ કર્તા કલ્પે છે તેવાં, લગ્નના શિથિલ બધનવાળા, અહર્નિશ ખૂબ લડતા, કોઈને જાનથી મારતા ઝાઝો સકોચ નહિ રાખતા, કલ્પવા તૈયાર છે અત્યારના ઐતિહાસિક શોધોની મદદથી, અને અત્યારની જગલી જાતિઓના માનસપરિચયથી એ જમાનાની વ્યક્તિઓ એમ કલ્પવી બહુ મુશ્કેલ નથી પણ પછી એ વાતાવરણમા ચમત્કારને સ્થાન રહેતુ નથી — હા, કુદરતી બનાવોને પાછળથી ચમત્કાર સમજે એ ખરુ, પણ ખરેખર ચમત્કારો બને, અશ્વિનો ઘરડા ચ્યવનને જુવાન કરે, વરુણ શ્વેતકેતુને પિતૃલોકમા લઈ જાય, ઔર્વને [illegible] મળે, યયાતિને પુત્ર પાસેથી યૌવન મળે એવી પ્રતીતિ કરાવવા જેવુ વાતાવરણ એ નાટકોનું નથી અને એવી પ્રતીતિ ન થવાનુ કારણ એ છે કે એ નાટકના કર્તાને પોતાને એ પ્રતીતિ નથી તેમજ નાટકની ખાતર પણ એવી પ્રતીતિ તેમનામાં ઉપજતી દેખાતી નથી આ બાબતમાં જૂના કવિઓ કરતા હાલના સર્જકને એક ખાસ ગેરફાયદો છે.

પ્રેમાનન્દ, નરસિંહ મહેતાના ચમત્કારો લખતો હતો ત્યારે તે પોતે એ ચમત્કારો ખરેખર માનતો હતો, હાલનો આપણો સર્જક એ માનતો નથી, તેને પોતાના સર્જન-પૂરતા આવા ચમત્કારો માનવા પડે છે પોતાના નિર્માણને સફળ કરવા તેણે જૂનાં પુરાણોના હાર્દમાં બરાબર ઊતરવું જોઈએ, અને તે સાહિત્યનું વાતાવરણ પોતાની સૃષ્ટિમાં ખડું કરવું જોઈએ આ નાટકોમાં એમ બનતું નથી એથી ઊલટું શ્રી મુનશીને જે પાત્રોનો શોખ છે, જે બલ, ત્વરિત કાર્યપરતા, ત્વરિત નિર્ણયો, વેગીલું માનસ વગેરે તેમની બીજી કૃતિઓમાં આવે છે તે જ આમાં આવે છે 'ગુજરાતના નાથ'માં કાક અમુક ચમત્કારથી કીર્તિદેવનું કુલ જાણી આવે છે ત્યાં એ વસ્તુ એટલી ખટકતી નથી કારણ કે એ જાણવાની ક્રિયા પરોક્ષ રહી છે અહીં તો આ બધા ચમત્કારો નાટકમાં દશ્ય અભિપ્રેત છે, અને નાટકના પ્રાંગણમાં પ્રાચીનતા તરફના પૂજ્યભાવનું ભલે ખોટું પણ વાતાવરણ ખસી જતાં પાછળ રહેતા વાસ્તવિકતાના વાતાવરણમાં આ દશ્યો વિસંવાદી લાગે છે કોઈ કોઈ જગાએ તો ચમત્કારને પાત્રો પણ માનતાં હશે કે કેમ તેનો સંશય જાય છે કારણ કે ક્રતુનો શાપ તો લોકો સાચો પાડે છે! નાટકનાં પાત્રો પણ શાપ શી રીતે માનતાં હશે, વસિષ્ઠ પોતે શી રીતે માનતો હશે એ સંબંધી વાચનાર સંશયમાં પડે છે।

'તર્પણ'માં હૈહયો અને ભાર્ગવો વચ્ચે સંસ્કૃતિનો ભેદ હતો, અને આર્યાવર્તને પુનઃ સ્થાપવા ભાર્ગવોએ હૈહયોનો નાશ કર્યો એવું પાત્રોની ઉક્તિઓમાં કહેલું છે પણ બન્ને વચ્ચે સંસ્કૃતિનો કશોય ભેદ દેખાતો નથી,—માત્ર એક જગાએ હૈહય વીતહવ્યના વર્ણનમાં તેના મુખ પર વિલાસિતાની રેખાનો ઉલ્લેખ છે તેને સંસ્કૃતિભેદ ગણીએ તો જુદો સવાલ! બાકી બન્ને પક્ષો સરખા જંગલી અને ક્રૂર ઘાતક જણાય છે 'ભગવાન કૌટિલ્ય'માં પણ શ્રી મુનશીએ આ જ રીતે સંસ્કૃતિભેદ દર્શાવેલો છે અને ત્યાં પણ સંસ્કૃતિભેદ અછતો જ રહે છે બન્નેમાં નાયક, 'તર્પણ'માં સગર અને 'કૌટિલ્ય'માં ચન્દ્રગુપ્ત, પોતાના કુલભાનથી જ પરાક્રમ કરવા પ્રેરાય છે

'તર્પણ'માં નાયક વલ્લભાના પ્રેમને છેહ દઈ વલ્લભાના પિતાનો અને તેના આખા કુળનો નાશ કરે છે, અને એવી રીતે નાયકનો પક્ષ વિજયવાન થાય છે 'પુત્ર સમોવડી'માં એથી ઊલટું નાયિકા દેવયાની કચના પ્રેમને વફાદાર રહેતાં તેના પક્ષનો પરાજય થાય છે કદાચ કર્તાને સ્ત્રી પુરુષમાં આ સ્વભાવગત ભેદ છે એવું વક્તવ્ય પણ હોય! આવાં ગૌણ વક્તવ્યો આ નાટકમાં ઘણાં આવી મુખ્ય વક્તવ્યને ઝાંખુ કરે છે દાખલા તરીકે આ નાટિકામાં એવું પણ ધ્વનિત થાય છે કે માનવ આખરે માનવ છે, કોઈ પણ પરાક્રમ માટેના સતત પ્રયત્નને માટે તેનામાં પૂરતું સત્ત્વ નથી. બીજી તરફથી એમ પણ ધ્વનિત થાય છે કે પુરુષને અતિ સત્તાશોખી સ્ત્રી સ્વાભાવિક રીતે જ ગમતી નથી, તે સ્ત્રી પાસેથી સ્વાસ્થ્ય અને શાન્તિની આશા રાખે છે, અસ્વસ્થ કરી નાંખે એવી મદસત્તા માટેની ઉત્તેજનાની નહિ વળી એ પણ ધ્વનિત કરવાનો ઉદ્દેશ જણાય છે કે સલામતી ઇચ્છવી એ પામરતા છે આ બધાં સત્યો પાત્રોની ઉક્તિઓમાં સ્પષ્ટ દેખાય છે પણ પ્રશ્ન થાય છે કે જો યજ્ઞની સલામતી માગવી એ દાનવોને માટે હીનતા ભરેલું હતું, તો દેવો એ યજ્ઞની સલામતી છતાં કેમ જીતતા હતા?—એ છતાં એમની સંસ્કૃતિ કેમ વિજયવાન થતી હતી? વળી

બૃહસ્પતિની મીઠી મધ જેવી વાણીથી દાનવો ઇંદ્રની ભક્તિ કરવાને લોભાતા હતા એમ કહે છે, પણ દેવોની ખરી શક્તિ વિના માત્ર કોઈની જીભથી આખો સમુદાય કે સંસ્કૃતિ સ્વત્વ ખોઈ બેસે એવી ત્યાં વાસ્તવિક પ્રતીતિ નથી થતી ટૂંકમા એ દેવદાનવના યુદ્ધમા, પ્રાચીન મતની દાનવોની દુષ્ટતા કાઢી નાખ્યા પછી, તેમની વચ્ચેના યુદ્ધનુ કારણ અને તેમા છેલ્લે દેવોનો જય નવા નિરૂપણમા સુશ્લિષ્ટ નથી થતો સંજીવનમંત્રને સ્પષ્ટ શબ્દોમા મૂકવાથી તેનો અલૌકિક ચમત્કાર જતો રહે છે અને છતા તેની સંજીવન કરવાની રીત તો જૂની જ ચમત્કારક જ રહે છે એ મોટી અસંગતિ છે એ મંત્રથી જ જો સંજીવન કરી શકાતુ હોય તો શુક્ર એ મંત્ર દેવયાનીને પુત્ર સમોવડી માનવા છતા કેમ ન આપે એ સમજાતુ નથી પ્રાચીન પુરાણીઓ સ્ત્રીને મોક્ષની અને એવી બીજી શક્તિઓની અનધિકારી માનતા પણ આ નાટકમા એવુ રહ્યુ નથી—એ અનધિકારને આ નવા નિરૂપણમા સ્થાન પણ નથી એટલે નાટકનુ મંડાણ જે મુખ્ય હકીકતો ઉપર રહેલુ છે, દેવદાનવ યુદ્ધ, તેનુ કારણ, દેવોની સરસાઈ, દેવયાનીનો કચ માટેનો પક્ષપાત, છતા દેવયાનીની સત્તાભાવના, અને છેવટે સંજીવનમંત્ર દેવયાનીને ન આપતા કચને શીખવવો, (જો એ મંત્રના ઉચ્ચારથી જ સંજીવન કરી શકાતુ હોય તો કોઈ દાનવને એ મંત્ર કેમ ન આપ્યો ?) એ સર્વ મુખ્ય હકીકત નાટકના વાતાવરણમા અવાસ્તવિક જણાય છે અને નાટકકારનુ અન્ય વિધાનકૌશલ પણ આ ત્રુટિઓને છાવરી શકતુ નથી નાટ્યકારે નાટકને સ્પષ્ટ આધુનિક દૃષ્ટિવાળુ રાખવુ હતુ તો,—જેમ બર્નાર્ડ શૉએ 'સેંટ જોન'માથી બધા ચમત્કારો કાઢી નાખ્યા છે અને બધા બનાવોનો તે સમયના સામાજિક બળોથી જ ખુલાસો કર્યો છે,—તેમ કરવુ હતું, નહિતર લોકમાનસમા રૂઢ થયેલી પૂજ્યબુદ્ધિને ઉત્તેજે, અને ચમત્કારો એ સૃષ્ટિમા સંભવિત બને એવુ વાતાવરણ ઉત્પન્ન કરવુ હતુ બન્નેનુ મિશ્રણ નાટકોને પ્રતિકૂળ છે

અમારે નાટકના રહસ્ય અને વસ્તુ વચ્ચેની અસંગતતા ઉપર આટલુ લખવુ પડ્યુ પણ બીજી સર્વ રીતે નાટક શ્રીયુત મુનશીની લાક્ષણિક શૈલીનો સારો નમૂનો છે ત્વરિત સંવાદો, અનપેક્ષિત બનાવોનુ આશ્ચર્ય, પાત્રોની વિલક્ષણ કાર્યશક્તિ, તેમનો મનોવેગ, નાટકોનો કાર્યવેગ એ સર્વ નાટકને વાચતા અને પ્રયોગમા જોતા વાચક અને પ્રેક્ષકને અંત સુધી કાલુત્કૃષ્ટ રાખે એવા છે

**રાસકુંજઃ** સંગ્રાહિકા, સૌ ચૂનીલાલ બારફીવાલા, કિં રૂ ૧।

**રાસમાલિની** સંપાદક પ્રકાશક, રામમોહનરાય જ દેસાઈ, જન્મશંકર મ બૂચ (લલિત), કેશવ હ શેઠ, રમણીકલાલ કી મહેતા, જગુભાઈ મો રાવળ, સવા રૂપિયો

'રાસકુંજ' બીજી આવૃત્તિ છે અને 'રાસમાલિની' હજી પહેલી જ વાર બહાર પડે છે બન્નેમા કવિશ્રી ન્હાનાલાલના કાવ્યો આવી શક્યા નથી, બીજામા સદ્ગત બોટાદકરનાં પણ નથી બન્નેમા લોકગીતો છે, બન્નેમા ખરા રાસ ન કહીએ પણ હાલ શિક્ષિત બહેનોએ રાસ માફક જે ઇતર ગીતો ગાવા માંડ્યા છે તેનો સમાવેશ છે બન્નેમા આધુનિક ગીતોની જ વધારે સંખ્યા છે

'રાસકુંજ'ની પ્રસ્તાવના શ્રીયુત ઝવેરચંદ મેઘાણીએ લખી છે 'રાસમાલિની'મા શ્રી રામમોહનરાયે લાંબો ઉપોદ્ઘાત લખેલો છે બન્નેએ બીજા દેશોના પણ વર્તુલાકાર નૃત્યના પ્રકારોનો ઉલ્લેખ કર્યો છે અને તે સાથે ગુજરાતના નૃત્યપ્રકાર માટે આદર અને મમતા દર્શાવ્યા છે

શ્રી રામમોહનરાયે રાસ અને ગરબાની ચર્ચાને અંગે સ્ત્રીસમાજના અલંકારો, સ્ત્રીઓની બદલાતી જતી રસવૃત્તિ વગેરે સબંધી પણ વિચારો કરેલા છે, તેમા ચાલુ ફેશન સબંધી જે ચર્ચા છે તેની સાથે હાલનો સ્ત્રીસમાજ કેટલે અંશે સમત થશે તે પ્રશ્ન જેવુ છે, કારણ કે છેલ્લા થોડા વરસોમા સમાજની કેટલીક મૂલભૂત ગણાય તેવી માન્યતાઓ પણ ડગવા માડી છે,—અને એ સર્વ અનિષ્ટ જ થયુ છે એમ ન કહી શકાય તે સિવાય ગરબા સબંધી ચર્ચામા પણ કેટલીક બાબતોમા તેમણે વિધાનો કર્યા છે તે ચિન્ત્ય છે તેમાનુ એક એ છે કે શહેરોના ગરબા કરતાં ગામડાના ગરબામા "ઝૂલનની કલા અને ઉલ્લાસ ન્યૂન!' અમારે અહીં આ વિદ્વાન વિવેચકનુ ધ્યાન ખેંચવું જોઈએ કે ગામડાની ઝૂલનકલાના સર્વ રૂપો હજી સમાજના ઊંચા ગણાતા વર્ગોને પરિચિત થયા નથી, અને શહેરોએ ગરબામા દાખલ કરેલા સર્વ નવા પ્રયોગો કલાની પ્રગતિના નથી કેટલાક તો કલાની ગેરસમજમાથી ઉત્પન્ન થયેલા છે * બીજી એક જગાએ તેઓ હાલ સાવધાનતા રાખવાની કહે છે તે "રાસની યોગ્યતા અથવા ગાવાની કલાના કરતા નાટચઅભિનય તરફ લક્ષ્ય અધિક અપાય છે તેની સામે" નાટચના અભિનયોના સાધનોમા તેઓ લોટા, મજિરા, દાંડિયા, ગોફ વગેરે ગણાવે છે હવે દાંડિયા અને લોટા (અમને અહીં ગાગર ઇષ્ટ છે, પહેલા એ જ વપરાતી અને એ જ સુંદર છે) તો જૂના છે મજિરા નવા છે પણ તે બહુ આડા આવતા હોય એમ જણાતુ નથી ખરી રીતે માત્ર ગોફ જ એવો છે જ્યા ગૂથણની ચાતુરી તરફ ધ્યાન આપવા જતા ગરબાનુ સ્વાતત્ર્ય ઓછુ થાય, અને ગરબાનૃત્યમા મુખ્ય એ જ છે કે કશી એવી બાબત ન જોઈએ જેથી તેનુ સ્વાતત્ર્ય અને ઉલ્લાસ ઓછા થાય પણ અહીં મૂળ પ્રશ્ન તો એ છે કે ગરબો એ દૃશ્ય કરતા શ્રાવ્ય વિશેષ છે? અમે તો ગરબાને બન્નેના મિશ્રણનુ મૂર્ત સ્વરૂપ માનીએ છીએ, છતા બેમાથી એકને પ્રધાનપદ આપવુ હોય તો નૃત્યને આપવુ જોઈએ કારણ કે 'ગરબો રમવો' કહેવાય છે ઘણીવાર ગોળ ફરતા, હીંચ લેતાં, સગીત તદ્દન ખસી જઈ માત્ર વર્તુલાકાર નૃત્યને જ પ્રાધાન્ય આપી પણ દે છે. સાવધાનતા રાખવાની હોય તો ગીત સામે રાખવાની છે કારણ કે ગીતના પ્રાધાન્યથી ગરબીમા મન્દતા આવી તે નીરસ બને છે અને ગરબો જો ખુલ્લા આગણામા કે શેરીના ચોકમા ગાવાનો છે તે યાદ રાખીએ તો ગીતની કેટલીક ઝીણવટ તેમા અસ્થાને છે તે તરત સમજાય હમણાહમણા સગીત કઈક પણ પ્રધાન થઈ શક્યુ છે તેનુ કારણ શિક્ષિત બહેનોએ ગરબાને ખુલ્લા આગણાથી ઉપાડી ઘરના ઓરડામા આણેલ છે તે છે ઓરડામા જ સગીતની કેટલીક બારીકાઈ વિકસાવી શકાય, બહાર ખુલ્લામા નહિ!

શ્રીયુત મેઘાણીને સોરઠના ગરબાનો પુષ્કળ પ્રત્યક્ષ પરિચય છે અને તેથી તેમણે ગરબા લેવાની અને ગાવાની અને રમવાની અનુકૂળતાની કસોટીને પ્રધાન રાખીને આખી ચર્ચા કરી છે શ્રીમતી બરજીવાળા કહે છે તેમ "સગીતકલાના ઉસ્તાદી વિહારો અને શાસ્ત્રીય ચડાણો એમા અસ્થાને છે" રાસગરબામા શાસ્ત્રોક્ત રાગતાલ હોઈ શકે એ તેમનુ કહેવુ ખરુ છે, પણ તે સાથે અમે એ તરફ ધ્યાન ખેચવા માગીએ છીએ કે ગરબી ગરબો જે સ્વરૂપમા મળી આવનો હોય છે તે સ્વરૂપમા એને કોઈ રાગનું નામ આપી શકાતુ ન હોય તો શાસ્ત્રીય રાગની વ્યાખ્યામા તેને બેસાડવા ખાતર તેમા ફેરફારો ન કરવા જોઈએ એમ

* જુઓ આ જ અકનુ વિચારચક્રમણ- "ગરબામા હીંચ"

કરવા જતાં ગરબાનાં અમલ હલક, માધુર્ય, ઉલ્લાસ ઘણીવાર મરી જતાં અમે જોયેલાં છે. અને તેમ છતા એ ખરું છે કે ગરબાના અમલ સ્વરૂપને અનુકૂળ જ રહીને તેને વધારે વૈવિધ્યવાળુ અલકૃત અને સમૃદ્ધ કરી વિકસાવી શકાય

ગરબાસંસ્થા ક્યાથી આવી હશે, કેમ વિકસી હશે વગેરે સબધી અનેક તર્કો થાય છે, અમને લાગે છે કે આ વિષયમા આપણે હવે એટલે સુધી આવેલા છીએ કે પશ્ચિમથી ગુજરાત આવવાના પ્રાચીન માર્ગોના બધા પ્રદેશોના લોકગીતો, રીતરિવાજો વગેરેનો અભ્યાસ કરી સશોધન કરવુ જોઈએ ગરબાની સસ્થા ભલે એ બધા પ્રદેશોમા ન હોય તોપણ આ ગીતસાહિત્ય વિષે તેમાથી ઘણી ઉપયોગી માહિતી મળશે એવી પ્રબલ સભાવના અમને રહે છે

**છત્રપતિ શિવાજી ચરિત્ર**—લેખક, વામન સીતારામ મુકાદમ, ગોધરા, પચમહાલ, કિંમત રૂા ૫–૮–૦

આ પુસ્તકને લગભગ શિવાજી સર્વસગ્રહ કહી શકાય કર્તાએ બને તેટલા બધા સાધનોનો ઉપયોગ કરી આ ચરિત્ર લખેલુ છે લેખકની શિવાજી માટેની ભાવના, હિંદુઓ પણ મહાન રાજ્યના પાયા નાખી શકે એવા થયા છે એ ભક્તિ-ઉલ્લાસ પાનેપાને દેખાય છે પુસ્તક એવી સાદી ભાષામા લખાયુ છે કે સામાન્ય અભ્યાસવાળા માણસો અને કિશોર બાળકો પણ ઉત્સાહથી એક વાર્તા પેઠે વાચી શકે પ્રસ્તાવનામા શ્રી કનૈયાલાલ મુનશીએ કહ્યું છે તેમ અત્યારના નિરાશા અને નિરુત્સાહના સમયમા શિવાજીનું ચરિત્ર પ્રેરણા કરે એવુ છે દરેક કિશોરના હાથમા આ પુસ્તક મુકાવુ જોઈએ ૭૦૦ થી વધારે પાનાનુ મોટા કદનુ આ પુસ્તક સાડાપાચ જ રૂપિયામા મળે છે અને વાચનરસિક વર્ગ તેને ખરીદ કરશે એમ આશા રાખીએ છીએ

**ઝાકળનાં મોતી**—લેખક, રતીલાલ છાયા, પ્રકાશક, શ્રી યશપ્રકાશન મદિર, પોરબદર

આ નાની ચોપડીમા થોડા કાવ્યોનો સગ્રહ છે કાવ્યોમાં કલ્પનાના ઝબકારા છે પણ હજી સ્થિરપ્રકાશ નથી તેમજ કર્તાએ હજી પોતાને માટે કોઈ શૈલી ઘડી નથી હજી પ્રયત્નની દશા છે છન્દોના નવા પ્રયોગો કરવા પહેલા ચાલુ છન્દો ઉપર પ્રભુત્વ મેળવવા અમે કર્તાને ભલામણ કરીએ છીએ

ચીરી અનન્ત નભના પટને સખિરિ,
ધીરી જશે અધિરી કોમલ વીજળીઓ;
ને વીજના ક્ષણિક નૃત્ય નિહાળતી ત્યે,
ઝૂરી રડી અટૂલી એકલી મેઘમાલા.

કલ્પના તરંગ સુદર છે, પણ 'સખિરિ'મા 'ખિરિ' જોડણીમા ખોટા છે અને છન્દને પણ પ્રતિકૂલ છે આ છન્દનો પ્રયોગ નિર્દોષ છે પણ

પડ્યો એનો પ્રિયતમ પતિ કેદના પીંજરામા,
રહ્યા અગો ઢીલા જ્વર પ્રખરને વેદનામા,
ન સાથી એકે ત્યા મૃદુલ કર ના કો' લગારે,
રડી ઊભે એને નિરખતી અરે મૂઝતા દીપ સ્થાને,

આ કોઈ પિંગલનો છન્દ નથી અને આ નવી કૃતિમા સંવાદ પણ નથી

**રસતરંગ**—લેખક, વિષ્ણુપ્રસાદ ત્ર્યબકરાય દેસાઈ બી એ એલએલ બી, મૂલ્ય ૦–૬–૦

કેટલાક કાવ્યો સારા છે.

**રસચંદ્રની અથવા સુધા એક ખીલતી કળી** —લેખક, શાન્તિલાલ ઓઝા બી એ (ઑનર્સ), કિંમત ૦-૪-૦

એક કલ્પિત જુવાન દંપતીના પ્રસંગોનું ગદ્યપદ્યાત્મક નાનું પુસ્તક

**ભોગીન્દ્રરાવ દીવેટિયા** —લેખક, શાન્તિલાલ ગુલાબદાસ તોલાટ, પ્રકાશક, દીવેટિયા ઍન્ડ સન્સ, બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ, પાનકોર નાકા, અમદાવાદ, મૂલ્ય રૂ ૨-૦-૦.

આ પુસ્તકમાં લેખકે સદ્ગત ભોગીન્દ્રરાવ દીવેટિયાના જીવન, સમય અને સાહિત્ય વિશે લખેલુ છે. સદ્ગત, બન્ધુસમાજના સભ્ય અને 'સુન્દરીસુબોધ' વગેરે સામયિકોના ઉત્સાહી લેખક હતા અને પોતાના સમયની અનેક પ્રવૃત્તિઓ—ખાસ કરીને સમાજસુધારાની અને તેમા પણ સ્ત્રીની સ્થિતિ સુધારવાની પ્રવૃત્તિમા ઘણો રસમય ભાગ લેતા અને પોતાના સમયના અનેક અગ્રણી વિચારકો, લેખકો, સમાજસેવકો વગેરેના મિત્ર અને પરિચિત હતા, તે તરીકે આ પુસ્તક તેમના સમયના સમાજનુ સારું પ્રતિબિમ્બ ધારે છે સદ્ગતને અંગે બન્ધુસમાજ અને તેના બીજા સભ્યોની સાહિત્યસેવા વિશે જાણવાનુ મળે છે તે પણ ઉપયોગી છે

સદ્ગતના બધા પુસ્તકોનું પ્રકાશન કરવાને તેમના પુત્ર શ્રી પ્રદ્યોતકુમારે આ પુસ્તક-પ્રકાશનસંસ્થા કાઢી સા જ તેમનુ જુવાન ઉંમરે મૃત્યુ થયુ તે અતિશોચનીય છે

**ગુજરાત સાહિત્યસભા: અમદાવાદ, ૧૯૩૩-૩૪.** આ સાહિત્યસભા પોતાનુ કામ ધીમેધીમે સુંદર પુસ્તકાકારે પ્રકાશિત કરે છે તે અભિનન્દનીય છે આ વરસના હેવાલમા ૧૯૩૩ના ગ્રંથોની સમીક્ષા શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટે કરેલી છે તે છે તે ઉપરાંત સભાના સમાન્ય સભ્ય મુનિશ્રી જિનવિજયજીનુ પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રીનુ તથા પ્રો બલવંતરાય ક ઠાકોરનુ એક નવા છન્દનુ બંધારણનુ વ્યાખ્યાન પણ પ્રગટ કરેલુ છે ત્રીજા વિભાગમા નર્મદ શતાબ્દિનો હેવાલ અને તેને અંગે થયેલા વ્યાખ્યાનો પણ આપેલા છે અમે આ સભાને પ્રગતિ અને સફળતા ઇચ્છીએ છીએ

**પાથકનાં પુષ્પો** —લેખક, અંબાલાલ પુરાણી, પ્રકાશક, શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ, ૧-૦-૦

શ્રી અંબાલાલના ૧૩ ગદ્યલેખોનો આ સંગ્રહ છે. આ લેખો સામાન્ય રીતે નિબંધના રૂપના છે પણ તેમના કેટલાક કવિત્વમય કલ્પનાના વિહારના છે, જેમકે ગગન-વિહાર, પૃથ્વીનુ કેન્દ્ર, ફૂલ સત્યયુગની ભ્રમણામા તો લગભગ નાની વાર્તા આવી જાય છે બાકીના ઘણાખરા ચિંતનાત્મક અને તત્ત્વમીમાંસાના લેખો ગણાય તેમા શ્રી પુરાણીની શ્રી અરવિન્દની સાધનાપદ્ધતિ ઉપરની શ્રદ્ધા અધિષ્ઠાનભૂત છે આ નિબંધોમા વ્યવહારથી અદ્ધર કોઈ તત્ત્વમીમાંસા નથી પ્રેમ, તપ અને તપસાધના વગેરે નિબંધો શક્ય હોય ત્યાં વ્યવહારને સ્પર્શે છે અને વ્યવહારને અમુક ધ્યેયાનુકૂલ બનાવે છે ઉત્ક્રાન્તિ જેવા વિષયમાં ઉત્ક્રાન્તિવાદ લઈ તે ઉપરથી આપણા આર્યદર્શનોને અનુકૂલ મીમાંસા કરી છે અને 'સાધક મિત્રને' જેવો નિબંધ શ્રી અરવિન્દની સાધનાપદ્ધતિને લગતો હોવા છતા આ વિષયના સર્વ જિજ્ઞાસુને જોવા લાયક છે

શ્રી અંબાલાલ પુરાણી આપણા એક સારા ગદ્યલેખક છે અને કલ્પના અને તત્ત્વચર્ચા બંનેને લાયક ગદ્ય આ પુસ્તકમા મળી રહેશે

આપણા અલ્પ ગદ્યસાહિત્યમા આ અગત્યનો ઉમેરો છે.

**આબુ, ભાગ પહેલો**—લેખક અને સંપાદક, શાન્તમૂર્તિ મુનિરાજ શ્રીમાન જયન્તવિજય મહારાજ, મૂલ્ય ૨॥ રૂપિયા

આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે અને તેમાં ફોટાઓ તેમજ બીજા સુધારાવધારા પુષ્કળ કરેલા છે પુસ્તક એટલું મોટું થઈ ગયું છે કે પુસ્તકના સ્થલો, વ્યક્તિઓ વગેરે ઉપરની ૨૦૦ ઉપરાંતની ઐતિહાસિક નોંધો પ્રસિદ્ધ કરવા માટે આ પુસ્તકનો બીજો ભાગ બહાર પાડવો પડશે

આપણા ધાર્મિક સંપ્રદાયોના સાધુ, સન્યાસી વગેરેનો મોટો વર્ગ જો સાહિત્યસેવા કે જનસેવાના કામમાં રોકાય તો જે રાષ્ટ્રપિંડ તેઓ ખાય છે તેનો સદુપયોગ થાય પણ તેમ થવાનો સંભવ અત્યારે તો અત્યંત અલ્પ જણાય છે એક તો નવા જમાનામાં પહેલાની પેઠે સમાજના ઉત્તમ પુરુષોને હવે સન્યાસ એ આદર્શ લાગતો નથી વળી આ સન્યાસજીવન એટલું બધું સંકુચિત છે અને એટલું બધું નિયમબદ્ધ છે કે તેમાં પેઠેલાને વિશાલ જીવનનો સંપર્ક રહેતો નથી તેને નવીન સાધનો પણ મળતાં નથી આવી સ્થિતિમાં, અનન્ય સગવડ, સમય, અવકાશ છતાં આ વર્ગમાંથી નવા જમાનાને ઉપયોગી કશાની આશા રાખી શકાતી નથી

એવી પરિસ્થિતિમાં પણ, કેટલાક જૈન સાધુ, આચાર્યો વગેરે તરફથી જે કંઈ થાય છે તે આદરણીય છે આબુ મુખ્યત્વે જૈન તીર્થધામ છે લેખક જૈન છે છતાં સર્વ વર્ગને જાણવા જોગ હકીકત આમાં આપેલી છે ચિત્રોથી પુસ્તક આકર્ષક અને માહિતીપૂર્ણ બન્યું છે પુસ્તક ઉપયોગી છે

**ગુજરાતી સાક્ષર સંમેલન: ૧૯૩૪ અહેવાલ તથા વ્યાખ્યાનો**—લખનાર આચાર્ય આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ એ, એલએલ બી. પ્રમુખ, તથા શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ એ, એલએલ બી મંત્રી પ્રકાશક પ્રાચ્યવિદ્યામંદિર વડોદરા, કિંમત ૦–૧૩–૬

વડોદરા રાજ્યે ૧૯૩૪ થી શ્રીમન્ત મહારાજા સાહેબની વર્ષગાંઠના અઠવાડિયામાં દર વરસે નામાંકિત ગુજરાતી તથા મરાઠી સાક્ષરોનું સંમેલન ભરવાનો ઠરાવ કરેલો છે તે મુજબ આ વરસ પ્રથમ ગુજરાતી સાક્ષરોનું સંમેલન ભરવામાં આવ્યું છે ગુજરાતી સાક્ષરો પૈકી આ વખતે (૧) આચાર્ય આનન્દશંકર ધ્રુવ, (૨) પ્રો બળવન્તરાય ઠાકોર, (૩) દી. બા કૃષ્ણલાલ ઝવેરી, (૪) શ્રી કનૈયાલાલ મુનશી, અને (૫) શ્રી રમણલાલ દેસાઈ ને આમન્ત્રણ હતું તેમાંથી શ્રી મુનશી નાદુરસ્ત તબિયતને લીધે પોતાનું ભાષણ આપી શક્યા ન હોતા. તેમના ભાષણના વિષયો અનુક્રમે (૧) શ્રીમદ્ ભગવદ્ગીતા, (૨) આદિપર્વ સંશોધન, (૩) સર્વ ભાષાઓ વચ્ચે વધારે નિકટ સંબંધની સ્થાપના, (૪) ભાષાના ધોરણે હિંદી વિદ્યાપીઠોની સ્થાપના અને (૫) ગુજરાતી વર્તમાન સાહિત્ય—એના વલણો, હતા તે ઉપરાંત નીચેના વિષયો ચર્ચા માટે પસંદ કરેલા હતા (૧) સર્વ ભાષાઓ વચ્ચે વધારે નિકટ સંબંધની સ્થાપના (૨) પ્રાન્તિક ભેદ છતાં હિંદુસ્તાનની સાંસ્કૃતિક એકતા, (૩) ભારતવર્ષ હિંદુસ્તાનની યુનિવર્સિટીઓની સ્થાપના, (૪) સમાજ અને સાહિત્યનો પરસ્પર સંબંધ, (૫) વર્તમાન દેશી ભાષાના ગ્રંથોમાં શિષ્ટતાનું ધોરણ (૬) સાહિત્ય વિવેચનના સૂત્રો, (૭) સાહિત્યમાં અશ્લીલતાના સંબંધનો વિચાર છેલ્લા ઉપર ચર્ચા થઈ નહોતી, અને બાકી બધા ઉપર રસિક ચર્ચા થઈ હતી

શ્રીમન્ત મહારાજા સાહેબની આ નવી યોજનાને અમે આવકાર આપીએ છીએ. આ અહેવાલમાં નિબંધો આખા આવે અને અહેવાલ મોટ પુસ્તકરૂપે દર વરસે છપાય એવી અમારી સૂચના છે.

શ.

# રોજનિશી

૧૨-૧૧-૩૪. ગુજરાત વિદ્યાપીઠનુ મકાન શ્રી નરહરિ પરીખને પાછુ સોંપાયુ, કુંભકોણમા એક સવર્ણે હરિજન બાળા સાથે કરેલા લગ્ન, ભરુચ મ્યુ૦ ના પ્રમુખ તરીકે મહાસભાવાદી શ્રી. દિનકરરાયની ચૂંટણી.

૧૩-૧૧-૩૪. અલ્લાહાબાદમા યુનિવર્સિટીના પદવીદાનસમારંભ વખતે ડૉ રાધાકૃષ્ણનુ આપેલુ ભાષણ, જાપાનના હિંદીઓએ હરિજન કાર્ય માટે ભેગા કરેલા રૂ ૪૦ હજાર.

૧૪-૧૧-૩૪ બહિષ્કારના સબંધમા મુબઈ તેમજ અમદાવાદ મ્યુ ને લગતા આમની સભામા સવાલજવાબ

૧૫-૧૧-૩૪ બેલ્જિયમમા સરકારે રાજીનામુ આપ્યાથી મિ નીસ્વરે રચેલુ નવુ પ્રધાનમડળ, ઢાકામા બારથી ત્રીસ વર્ષની વયના સખસોને સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી ઘરમા રહેવાનો મેજિસ્ટ્રેટનો હુકમ

૧૬-૧૧-૩૪. કપૂરથલામા પ્રજાએ નીમેલી યુદ્ધસમિતિ, સિંધમા હાથવણાટના ઉદ્યોગ માટે સરકારની પચવર્ષીય યોજના

૧૭-૧૧-૩૪ જબલપુર મ્યુ૦ના પ્રમુખ શ્રી મિશ્રને સરકારે બરતરફ કર્યા, તેમને સ્થાને આસિ કમિશ્નરની નિમણૂક

૧૮-૧૧-૩૪. શ્રી રામદઓજને તેમના બીમાર પિતાને મળવાની મળેલી રજા, સુરત જિલ્લાના આથામા ગામમા મળેલુ કૉટન સમ્મેલન, પુરાતત્ત્વ સશોધન માટે ગાયકવાડ સરકારે ડૉ. હીરાનદ શાસ્ત્રીની કરેલી નિમણૂક.

૧૯-૧૧-૩૪ જગતમાથી યુદ્ધનો અત આણવાની ગભાનના જણાવતા મૃત્યુકિરણની શોધ વિષે ખબર

૨૦-૧૧-૩૪. શ્રીમતી મીરાબહેનનુ હિંદમા આગમન, બેલ્જિયમના વડાપ્રધાન તરીકે મિ થ્યુનિસની નિમણૂક.

૨૧-૧૧-૩૪ શ્રી. રામનારાયણ પાઠકના પ્રમુખપણા હેઠળ અમદાવાદમા શ્રીમદ્ રાજચન્દ્ર જયતી, સયુક્ત સમિતિનો રિપોર્ટ અને હિંદમા બહાર પડેલો અહેવાલ.

૨૨-૧૧-૩૪ લશ્કરી તાલીમ માટે કોલ્હાપુરના મહારાજાએ બનારસની હિંદુ યુનિવર્સિટીને આપેલુ એક લાખનુ દાન, ડૉ રવીન્દ્રનાથ ઠાકુરનો અભિપ્રાય 'ગામડાના ઉદ્ધાર વિના સાચુ સ્વરાજ નથી,' આમની સભામા બ્રિટન-જાપાન મસલત વિષે સર સાયમનનુ નિવેદન, સયુક્ત સમિતિ પાછળ સાડાચાર લાખ રૂપિયા ખરચાયાની બહાર આવેલી હકીકત

૨૩-૧૧-૩૪. રશિયાના વારસને વદન કરવા માટે કલકત્તામા બે જણને સજા

૨૪-૧૧-૩૪ મુંબઈમા ચતુરગી ક્રિકેટ મેચનો આરભ પારસી અને મુસલમાનો વચ્ચે પહેલી મેચ, લીંબડી રાજ્યમા 'જન્મભૂમિ' પત્રને મનાઈ

૨૫-૧૧-૩૪ બગાળના એક આગેવાન શ્રી સરામલનુ અનશન

૨૬-૧૧-૩૪ લડનના ઈસ્ટ ઈંડિયા એસોસિયેશનમા સયુક્ત સમિતિના અહેવાલ બાબતે ચર્ચા, આમની સભામા પડિત જવાહરલાલને છોડી મૂકવાની કર્નલ વેજવૂડની અરજ, હિંદી વજીરની ના, 'ભંગીઓને મીઠુ લેવા દેવાની છૂટ આપતી ગાંધી-અરવીન સમાધાનીની કલમ હજી ચાલુ છે' એવુ સિદ્ધ કરતો, ગાંધીજીએ બહાર પાડેલો સરકાર સાથેનો પત્રવહેવાર.

૨૭-૧૧-૩૪: જર્મનીમા જનરલ ગોરિંગે ધર્મસંઘ ઉપર મૂકેલો પ્રતિબંધ.

૨૮-૧૧-૩૪: પંડિત જવાહરલાલે શ્રીમતી કમલા નેહરુની ભોવાલી ખાતે લીધેલી મુલાકાત, અજમેર ખાતે સ્ત્રી પહેલવાન અને પુરુષ પહેલવાન વચ્ચે કુસ્તી, 'હિંદને સમાજવાદ ઉપયોગી છે કે કેમ?' તે ઉપર અમદાવાદમા શ્રી રસિકલાલ પરીખના પ્રમુખપણા હેઠળ ચર્ચા, રત્નાગિરિના આગેવાન મહાસભાવાદી શ્રી અપ્પાસાહેબ પટવર્ધનના દંડ પેટે તેમના ભાઈઓ પાસેથી વસૂલ લેવાયેલી રકમ પાછી આપવાનો હુકમ

૨૯-૧૧-૩૪: મુંબઈના કામદાર નેતા શ્રી. જોગીને ચોવીસ કલાકમા મુંબઈ છોડી જવાનો હુકમ, અમદાવાદ મ્યુ એ હરિજન ગરીબો માટે ગૃહો બાંધવાનો કરેલો ઠરાવ

૩૦-૧૧-૩૪ લાહોરમા મ્યુ ચૂંટણીમા મુક્કાબાજી, લાઠીચાર્જ અને પાંચ માણસોની ધરપકડ.

૧-૧૨-૩૪ ખાન અબ્દુલ ગફારખાનને લખનૌ મ્યુ તથા મહાસભાસમિતિ તરફથી માનપત્ર, ઉદેપુર રાજ્યમા કેસરિયાજીના મંદિર બાબતમા ધ્વજ ચડાવવા સબંધમા શ્વેતાંબર અને દિગંબરો વચ્ચેની તકરારનો નિવેડો આણવા દરબારે નિમેલું પંચ, અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીમા સહશિક્ષણને મંજૂરી, ડીન ઇંગનુ એટ્રમ હિંદ આવવા માટે લંડનથી ઊપડ્યા, નવાબશાહીમા ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવની છબી રાખવા બદલ એક જણને છ માસની સજા, પંજાબ પ્રાંતિક સમિતિના પ્રમુખ ડૉ. સત્યપાલની લાહોર ખાતે ૧૨૪ એ મુજબ ધરપકડ, ૨૦૦૦ના જામિન ઉપર તેમનો છુટકારો, દિલ્હીમા હિંદુ કોલેજના વિદ્યાર્થીઓની હડતાલ, લેનિનગ્રેડ ખાતે સામ્યવાદી પ્રધાન મિરોનોવિચ કીરોવનું ખૂન, મેલ્બોર્ન ખાતે રેલ અને વાવાઝોડુ, ૧૫૦૦૦ ઘરબાર વિનાના, અડધી લાખ પાઉંડનું નુકસાન, સિડની અને લંડન વચ્ચે, વિમાનમા ઝડપથી ઉડવામા, 'ફ્લાઈંગ સ્કોટ્સમેન' કલાકના ૯૦ માઈલનો સ્થાપેલો રેકોર્ડ, જર્મનીમા નવો સામ્યવાદી પક્ષ સ્થાપવા માટે ૧૮ સભ્યોને કેદ.

૨-૧૨-૩૪ : શ્રી જુગતરામ દવે અને બીજાઓનો, વીસાપુર જેલમાંથી મુદત પહેલા છુટકારો થયાના સમાચાર

૮-૧૨-૩૪ : સરહદના ગાંધી ખાન અબ્દુર ગફારખાનની વર્ધા ખાતે મુંબઇના વોરંટે ધરપકડ, શ્રી. અબ્બાસ તૈયબજીને હસ્તે નારદીપુરમાં ગ્રામસેવા મંદિરની સ્થાપના, અમદાવાદમાં અખિલ રમતગમતની હરીફાઈ, ૧૫૦ કન્યાઓએ તેમાં લીધેલો ભાગ

૯-૧૨-૩૪ . શ્રી. શુભાષચંદ્ર બોઝને હિંદ છોડી જવાનો સરકારે હુકમ કર્યાની ખબર, પિતાની શ્રાદ્ધક્રિયા સુધી રોકાવા દેવાની તેમણે માગેલી પરવાનગી

૧૦-૧૨-૩૪. ગોરખના વહીવટ સામે 'ગોરખ પ્રજા સમિતિ'એ બહાર પાડેલું પુસ્તક, સંયુક્ત સમિતિના અહેવાલ ઉપર સર સેમ્યુઅલ હોરે આમની સભામાં શરૂ કરેલી ચર્ચા, તેમનું લાંબુ ભાષણ, નોબેલનું ૧૯૩૩ માટેનું શાંતિનું ઇનામ નોર્મન એન્જલેને અને ૧૯૩૪નું ઇનામ આર્થર હેંડરસનને અપાયાની ખબર

૧૧-૧૨-૩૪ સરહદ પ્રવેશ વિષે ગાંધીજી અને વોઇસરોય વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર બહેરમાં મૂકાયો, અમદાવાદમાં સગીર બ્રાહ્મણ બાળાના એક વૃદ્ધ સાથેના યોજાયેલા લગ્ન સામે કોર્ટ પાસેથી મેળવાયેલો મનાઈ હુકમ, અમેરિકાને બ્રિટન દેવાનો હપ્તો નહિ ભરે એવી મિ. ચેમ્બરલેનની જાહેરાત

૧૨-૧૨-૩૪ હિંદી વેપારી મંડળની કમિટિએ સંયુક્ત સમિતિના અહેવાલને ફગાવી દેવાનો કરેલો ઠરાવ

૧૩-૧૨-૩૪. ઉમરાવોની સભામાં સંયુક્ત સમિતિના અહેવાલ ઉપર ચર્ચા, રિઝર્વ બેંકની સેન્ટ્રલ બોર્ડ તથા તેના ડિરેક્ટરોની નિમણૂંક જણાવતી હિંદી સરકારની યાદી, ખાન અબ્દુર ગફારખાન સામેનો મુંબઈમાં શરૂ થયેલો કેસ, ખાન સાહેબે આપેલું નિવેદન.

૧૪-૧૨-૩૪ અમદાવાદ ગુજરાત કોલેજ કોમેમોરેશન મેળાવડામાં વિદ્યાર્થીઓનું પિકેટિંગ

# प्रस्थान

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૧૯ પોષ · ૧૯૯૧ અંક ૩

## કવિતા અને તત્ત્વજ્ઞાન

એક દૃષ્ટિબિંદુ

ઉમાશંકર જોષી

જીવનમાં કવિતાને પણ સ્થાન છે અને તત્ત્વજ્ઞાનને પણ છે જમાનાઓથી માનવજીવનને કવિતા અને તત્ત્વજ્ઞાન સમૃદ્ધ કરતા આવ્યા છે કોઈ વખત કવિતામા તત્ત્વજ્ઞાન તો કોઈ વખત તત્ત્વજ્ઞાનમા કવિતા એમ એકીસાથે પણ એનો અનુભવ મનુષ્યને થતો આવ્યો છે

માનવજીવનના બાલ્યકાળમા, કુદરતના વિવિધ પ્રચડ રૂપોથી હેબતાઈને, ડરીને આદિમાનવીએ ઘણીયે વાર ચીસો પાડી હશે, અને એ જ કુદરતના સૌમ્ય દર્શનથી રાચીને આનદની કિકિયારીઓ પણ કરી હશે પહેલવહેલી જ્યારે મનુષ્યને ભાષા લાધી ત્યારે આ ડરની અને આનદની અને એવી બીજી પ્રાથમિક લાગણીઓ ભાષાદ્વારા બહાર આવી. કવિતાનો એ પ્રથમ જન્મ. પળ ચૂક્યા વગર રોજરોજ નિશ્ચિત આતરે ઊગતો સૂરજ, ચડધ્વનિ ઘોઘવા, અગાધ આકાશ, ક્ષિતિજઅકિત મહાસાગર, ઘેઘૂર વૃક્ષઘટા,—એ બધુ માણસના હૃદયમાં અનેક પ્રકારના સવેદનો જગાડતુ અને પ્રકૃતિના એ વિવિધ રૂપોને લગતા સવેદનો તો ગૌણ બની રહે એવા બીજાં પુરુષને સ્ત્રી માટે ને સ્ત્રીને પુરુષ માટે, પુરુષ અને સ્ત્રીને પોતાના બાળક માટે, એક મનુષ્યને લોહીસબધના બીજા મનુષ્ય માટે અને સામાન્ય રીતે કહીએ તો એક મનુષ્યને બીજા મનુષ્ય માટેના સવેદનો દરેક હૃદયમા પૂરવેગથી ધબકતા હતા આ સવેદનો જેણે પૂરેપૂરી તીવ્રતાથી અનુભવ્યા અને સાથેસાથે એ તીવ્ર અનુભવને ભાગીતૂટી રીતે પણ વ્યક્ત કરવા જેટલા જેની પાસે શબ્દો હતા તેણે પ્રથમ કવિતા ગાઈ એ કવિતા તે અમુક પ્રકૃતિતત્ત્વોના ડરની, અમુક પ્રકૃતિતત્ત્વોની સૌમ્યતાની અને આ ડર અને સૌમ્યતાને જીવનમા ભેટવા પડે તો ભલે એવો અંતરમા આત્મવિશ્વાસ પૂરતા નિર્ભર પ્રણયની

માણસના મોંઢામા ભાષા નહિ હોય ત્યારે પણ, મૂંગામૂગા પણ, એણે મૂઝાયા તો કર્યું જ હશે કે આ સૂરજ અમુક ચોક્કસ આતરે ઊગમણી દિશામાંથી બહાર આવે છે ને

અમુક વખત પસાર થાય છે એટલે પાછો અલોપ થઈ જાય છે? આ ધોધવાઓ દડે છે તેનું તો કારણ જાણે સમજાયું. પીવા માટે પાણી જોઈએ ને? પણ આ આવડું મોટું આકાશ તે શા માટે હશે? કદાચ આ પાણી વરસી જાય છે તે વાદળાંને રહેવા માટે તો નહિ હોય? પણ આ આવડો મોટો દરિયો શા માટે? અને આ 'શા માટે'ના પ્રશ્ન ઉપરાંત બીજી મૂંઝવણ એ કે 'આ બધું કર્યું કોણે?'

ધીમેધીમે આ બધી મૂંઝવણો પણ માણસના મગજ પર જામતી ગઈ ને કાળે કરીને માણસની ભાષામાં તત્ત્વજ્ઞાન ઊતર્યું આમાં સ્વાભાવિક ક્રમ એવો વરતી શકાય છે કે ભાષામાં પ્રથમ કવિતા અને પછી તત્ત્વજ્ઞાન આવ્યું હશે. કેમકે કોઈ પણ ભાષા સામાન્ય આનંદઉલ્લાસને વ્યક્ત કરવામાં બહુ મુશ્કેલી અનુભવતી નથી, પણ તત્ત્વજ્ઞાનને ઝીલવા પહેલાં ભાષાનો પોતાનો વિકાસ આવશ્યક છે

મનુષ્યજાતિના વિકાસ સાથે કવિતારૂપમાં અને તત્ત્વજ્ઞાનમાં પણ પુષ્કળ પ્રગતિ થઈ જુદીજુદી પ્રજાઓએ પોતાની વીરગાથાઓ ગાઈ ને મહાકાવ્યો પ્રકટાવ્યાં હિંદ અને ગ્રીસ જેવા દેશોમાં જીવનના વિકટ પ્રશ્નો ચર્ચતું તત્ત્વજ્ઞાન ઉચ્ચ કોટિએ પહોંચ્યું આમ સમગ્ર ઐતિહાસિક કાળમાં કવિતા અને તત્ત્વજ્ઞાન મનુષ્યજાતિના જીવનમાં પડખોપડખ ઊભાં છે બંને વચ્ચે સ્પષ્ટ તકરાર નથી, તોપણ પડખોપડખ ઊભાં છે એ હકીકતમાંથી જ સ્વાભાવિક પ્રશ્ન ઊભો થાય છે જીવનમાં કવિતાનું સ્થાન ઊંચું કે તત્ત્વજ્ઞાનનું?

આજે કવિતા છે, બે હજાર વર્ષ પૂર્વે હતી, ને આખી કવિતાના મૂળ શોધવા જઈશું તો ઠેઠ વેદકાળમાં જતા નીકળશે તત્ત્વજ્ઞાનનું પણ એમ જ છે માનવવિકાસના પ્રથમકાળમાં માણસના મોઢામાં પ્રબળ વાણી તરીકે કવિતાની વાણી હતી એટલે જૂના સમયમાં તો એમ જ બન્યું છે કે માનવજાતિનો મોટામાં મોટો વારસો કવિતામાં જ ઊતર્યો છે અત્યારે એવું નથી અત્યારે તો પદ્ય જેટલું જ ગદ્ય પણ જોરદાર સાધન છે અને કોઈ પણ દર્શન પદ્યમાં જ ઊતરવું જોઈએ એમ નથી રહ્યું વળી, પહેલાંના વખતમાં મુદ્રણકળા નહિ હોવાથી વસ્તુઓ પેઢીપરંપરાથી સ્મૃતિમાં સાચવી રાખવામાં આવતી વિદ્યાર્થીને યાદ રાખવું સહેલું પડે એ ખાતર વ્યાકરણ તેમ પદ્યમાં ચરકસુશ્રુત વૈદક પર કંઈ લખવા માગતા હોય તો તે પણ પદ્યમાં જ લખે. એટલે જૂના વખતના પદ્યનો મોટો ભાગ કવિતા નથી પણ જે કવિતા જ છે તે માણસના સર્વકાલીન પ્રાથમિક વિરાટ આવેગોના ધબકારથી ભરેલી છે અને જમાનાઓની સંસ્કૃતિઓને એણે ઘડ આપી છે

કવિતા કોઈ પણ વસ્તુ કે વ્યક્તિના હાર્દને જતી સ્પર્શે છે ખૂણેખૂણે ફરી વળવું અને દરેક અંધારી જગ્યાએ પ્રકાશ નાખી, તીણી નજર કરી, બધું બારીકીથી જોવું ને નોંધવું એ કવિતાની પદ્ધતિ નથી એ તો અંધારઅજવાળાં—છાયાતેજની સામે એવે ઠેકાણેથી જુએ કે આખું દર્શન સુંદર હોય, સમગ્ર હોય, અસ્તિત્વના અફાટ આનંદથી ઊભરાતું હોય કોઈ સંગ્રામવીરને કવિતા સંગ્રામવીર તરીકે નહિ જુએ, તપસ્વી જાણી એની તપસ્વિતાનો ખ્યાલ રાખી નહિ જુએ, કંગાલની કંગાલિયતને જ નહિ લેખે. પણ એ સંગ્રામવીર, એ તપસ્વી, એ કંગાલ પાછળ 'માણસ' અથવા તો એથી આગળ જઈને 'એક સચેત હૃદય' કેટલે અંશે જીવન છે તે જોશે ને તેને ગાઈને ગાતી રહેશે

તત્ત્વજ્ઞાન વસ્તુ અને વ્યક્તિને લગતી કાર્યકારણની સાંકળ પકડવા મથે છે, તેને લગતા 'શા માટે?', 'કેવી રીતે?', 'કોનાથી?' એવાએવા પ્રશ્નોના જવાબ શોધવા ધખે છે. મનુષ્ય સિવાયના પ્રાણીપદાર્થોને જે નથી એવી વિચારશક્તિ મનુષ્યને મળી છે, અને એ વિચારશક્તિને બળે મનુષ્ય સૌ પ્રાણીપદાર્થના અસ્તિત્વનો મર્મ શોધવા પ્રયત્ન કરે છે. તત્ત્વજ્ઞાનનો અર્થ માત્ર ફિલસૂફી, અનુમાનાત્મક સિદ્ધાંતો એવો ન કરીએ પણ સકળ તત્ત્વોનુ જ્ઞાન એવો એનો બહોળો અર્થ કરીએ તો આજનુ વિવિધદેશીય વિજ્ઞાન એ પણ તત્ત્વજ્ઞાનની એક શાખા માત્ર બની રહે. માણસની વિચારશક્તિને ઠેઠ જમાનાઓથી તત્ત્વોની શક્તિ અને મર્મનો સાક્ષાત્કાર કરવાની મહત્ત્વાકાક્ષા જાગી છે. આધુનિક કાળમા એ મહત્ત્વાકાક્ષા તીવ્ર થઈ છે તેના પ્રમાણમા જ્ઞાનની સીમા પણ ઠીકઠીક વિસ્તાર પામી છે

કવિતાની દૃષ્ટિ ઘણુખરુ આત્મલક્ષી ( સબ્જેક્ટિવ * ) હોય છે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ તદ્દન પરલક્ષી (ઑબ્જેક્ટિવ ) હોય છે કવિતા આત્માનુભવમા ગરક થઈ જાય છે. તત્ત્વજ્ઞાન તટસ્થ રહે છે એક પ્રેમી પોતાની પ્રિયતમાને મળે ને એ પ્રેમી જો કવિ હશે તો પોતાના હૃદયને પ્રિયતમાના હૃદય સાથે એકાકાર થઈ જતા રોકશે નહિ એ તો પોતાના સમગ્ર અસ્તિત્વથી એના અસ્તિત્વમા ભળી જશે અને પછી પોતાના અનુભવની નિર્ભરતા એને પ્રેરે તો શબ્દો એની પાસે તૈયાર જ છે પણ એ જો પ્રજ્ઞાશીલ હશે તો પોતે તદ્રૂપ થશે અને તટસ્થ પણ રહેશે—એમ બેવડો ભાગ ભજવશે પોતાની અદરના પ્રેમીને એ એની પૂરેપૂરી છૂટમા છૂટો મૂકશે. એની ક્રિયાઓ, સવેદનો, એ ક્રિયાઓ-સવેદનોના પ્રિયતમા પર થતા પ્રત્યાઘાતો, પ્રિયતમાની પ્રેમલીલાથી થતા પોતા પરના પ્રત્યાઘાતો,—બધુ જ પહેલા તો સ્વાભાવિકપણે થવા દેશે ને પછી 'પ્રેમી'ને પોતામા પાછો ખેંચી લઈ એ બધી હકીકતની નોંધ એની અદરનો 'તત્ત્વજ્ઞાની' લેશે અને પાછો તખ્તા પર પ્રેમી છૂટો મુકાશે ને એને જે કરવુ હોય તે સ્વાભાવિકપણે કરવા દેવામા આવશે પણ થોડીવાર પછી તરત એને ખેંચી લઈ તત્ત્વજ્ઞાની તટસ્થપણે જૂના અનુભવોનો તાળો મેળવશે અને નવાની નોંધ લેશે એ જ રીતે પછી પાછી એ જ રમત, ને વળી પાછી એ જ રમત

મનુષ્યને પોતાની શક્તિની વિશિષ્ટતા પોતાની પ્રજ્ઞાશક્તિમાં લાગે છે, અને એ પ્રજ્ઞાના જ પ્રભાવથી પોતાને વિશ્વરચનાના ભેદોની કૂચી મળશે અને પોતાનુ મનુષ્યત્વ સંપૂર્ણતાએ પહોચશે એવી એને શ્રદ્ધા છે ઉત્ક્રાન્તિની મજલમા ભવિષ્યે જ્યારે પ્રજ્ઞાપુરુષ ( સુપરમૅન ) પાકશે ત્યારે પહેલા માણસને ઘણુખરુ તત્ત્વજ્ઞાન લાધી ગયુ હશે

આ ભાવી પ્રજ્ઞામાનવના તત્ત્વજ્ઞાનની ભાષા ગદ્ય સિવાય બીજી હોવાનો સંભવ નથી, એમ કહેવુ એ વ્યર્થ ધૃષ્ટતા જેવુ લાગે એમ છે, છતા એને કારણ ને હકીકતનુ પીઠબળ આપી શકાય એમ છે અત્યારે જ, પ્રજ્ઞાપુરુષના આદર્શની વધુ નજીક હોય એવા જુદાજુદા

* ઝીણુ જોતા કવિતા જ નહિ પણ સાહિત્યમાત્ર ( કે, કહો, કલામાત્ર ) આત્મલક્ષી—સબ્જેક્ટિવ છે. જેને વધારેમા વધારે પરલક્ષી—ઑબ્જેક્ટિવ—કહી શકાય તે આપણુ નાટ્યસાહિત્ય પણ ઇતિહાસનો જ્યુલિયસ સીઝર, પ્લુટાર્કનો સીઝર અને શેક્સપિયરનો સીઝર તે એક જ વ્યક્તિ ખરા? શેક્સપિયરનો સીઝર એ શેક્સપિયરની પ્રતિભાનું બાળક છે, શેક્સપિયરમય છે, અને તેથી, એની નાટ્યકલા ઑબ્જેક્ટિવ લાગે છે એ માત્ર આભાસ છે ન્યૂટન હો કે ન હો, આઇન્સ્ટાઇન હો કે ન હો, ગુરુત્વાકર્ષણનો નિયમ તો છે જ,—એવુ નિર્ભેળ પરલક્ષીપણુ સાહિત્યમા છે એમ માનવુ એ ભ્રમ જ છે,

દેશકાળના ગણ્યાગાઠ્યા માણસોની ભાષા તપાસીએ તો તે ગદ્ય છે એમ જણાશે (ગદ્ય પણ 'રસાત્મક વાક્ય' હોય તો કવિતા છે એ ને એવી બીજી ચર્ચાઓમા પડ્યા વિના, અહીં, નિશ્ચિત લયવાળા પદ્યદેહી લખાણને જ, હોય તો, કવિતા હોવાનો હક્ક છે એમ સ્વીકારી લીધેલુ છે ) પુરાણા સમયમા પદ્ય જ એક વિચાર વ્યક્ત કરવાનુ સાધન હતુ ત્યારે પદ્યનો જ દેહ તત્ત્વજ્ઞાનને ધારણ કરવો પડતો હવે એવું બંધન નથી ગદ્યનુ સરળ અને સીધુ સાધન વિચારને મળી રહ્યુ છે

એવા પણ તત્ત્વજ્ઞાની અભ્યાસીઓ નીકળ્યા છે જે કવિતાને અપરિપક્વ બુદ્ધિ-શક્તિવાળી મનોદશાનુ પરિણામ માને છે પ્લેટોએ તો એના કલ્પિત આદર્શસમાજમાથી કવિ નામના પ્રાણીનો કાકરો જ કાઢી નાખ્યો હતો એ વાત જગજાહેર છે અત્યારે ગાધીજી જેવા જીવનવીર કવિતાને 'શોખ' લેખે છે અને કિશોરલાલ જેવા તત્ત્વજ્ઞાનઅભ્યાસીને જીવનયોજનામા કવિતાની કશાય જરૂરિયાત જ દેખાતી નથી એ પણ જરા નોધપાત્ર છે હિન્દના જુદાજુદા સમ્પ્રદાયસ્થાપકો ને સતો—કબીર, નાનક, રામદાસ, નામદેવ—કવિતામા બોલી ગયા છે એ ખરુ, પણ જો એ વખતે મુદ્રણકળા હોત અને અવરજવરના ઝડપી સાધનો હોત તો એમણે શુદ્ધ ગદ્ય સિવાય બીજા પ્રકારની ભાષા વાપરી હોત કે કેમ તેની શકા રહે છે.

આજે અને હવે પછી જીવનમા કવિતાનુ સ્થાન શુ ? વર્તમાન અને ભવિષ્યનો માણસ તે તત્ત્વજ્ઞાન પાછળ ગાડો બનેલો, પોતાના પ્રજામાનવના આદર્શને મૂર્તિમત કરવા મનતોડ મજૂરી કરતો માણસ છે એને માટે કવિતા ઘણુંઘણુ તો રસાત્મક વાક્ય તરીકે આરામની એકાદ પળને વધુ મીઠી કરતી લલિતકલાઓમાની એક કલા છે, જીવનના અનેક ખાનાઓમાનું એક ખાનુ છે એથી વિશેષ કઈ નહિ કવિતા માણસને મન તત્ત્વજ્ઞાનની સાધનાના અથાગ પરિશ્રમમા કોકવાર પોતાના સૌન્દર્યથી માનસિક તાજગી આપી જાય, આદર્શસિદ્ધિની યાતનાને સુસહ્ય બનાવી જાય એવા એક સુખસાધન જેવી માત્ર છે કવિતા માણસની સિદ્ધિ થઈ શકે એમ નથી, સાધન પણ ઓછાનુ થઈ શકે માણસને સિદ્ધિ લલિતકલાઓના સૌન્દર્યની નથી જોઈતી એને સિદ્ધિ તો જોઈએ છે ભિન્નભિન્ન વિશ્વતત્ત્વોની એકતાના વિરાટપણાની એ આજની કે આવતી કાલની કવિતા આપી શકશે એમ માની શકાતુ નથી પુરાણા કાળની કવિતાએ માણસને વિશ્વની વિરાટ ચેતનાના ચમકારનો પોતામા સાક્ષાત્કાર કરાવ્યો છે પણ હવે, દૂરકાલીન, અર્ધમાનુષી—અર્ધદૈવી એવા કથાનકો (જે વગર મહાકાવ્ય કે વિરાટકાવ્યનુ ચણતર લગભગ અશક્ય ) આજની શાસ્ત્રીય દૃષ્ટિ ફરી રોપે નહિ અને ફૂલે નહિ એટલે પહેલાના જેવી કવિતાની વિરાટ ભવ્યતાને બદલે હવે તો ઇતર લલિતકલાઓ જેવા જ અસ્તિત્વની કવિતાને માટે આશા રહી પ્રજામાનવના આદર્શ તરફની મુસાફરીમા એક જમાનાનો માણસ આવતા જમાનાઓ માટે એકાદ આદર્શ, એકાદ સિદ્ધાન્ત, એકાદ દર્શન, એકાદ પ્રમાણ, એકાદ હકીકત સ્થાપતો જાય તો આખી મનુષ્યજાતિના હિતની દૃષ્ટિએ એવા તત્ત્વજ્ઞાનની એટલી બધી કિંમત છે, કે કવિતા તો શુ પણ બધીયે લલિતકલાઓનો ફાળો એની આગળ કશી ગણતરીમા નથી

કવિતા અને તત્ત્વજ્ઞાનનો વિચાર કરતા, કવિતા [illegible] જ્ઞાન (ફિલસૂફી)નો બે જુદાંજુદાં એકમો તરીકે વિચાર કરવા ઉપરાન્ત, કવિતામા [illegible] એ પ્રશ્નો

પણ વિચાર કરી લેવો જોઈએ પુરાણા સમયમા તત્ત્વજ્ઞાન ઘણુખરુ પદ્યદેહી જ હતું. પણ ગદ્યના વિકાસ પછી પણ કવિતામા તત્ત્વજ્ઞાન ઘણેઘણે ઠેકાણે જોવામા આવે છે કવિતા બે જાતની હોય છે એક જીવનની વાસ્તવિકતાઓની કટુતા અને એકતાનતાની ચુગાલમાથી છૂટકારાની, અને બીજી જીવનની કડવીમીઠી, ગમતીઅણગમતી વાસ્તવિકતાઓ પાછળનો નગદ મર્મ શોધનારી અલબત્ત, છૂટકારાની કવિતા કરતા મર્મશોધુ કવિતા ઊંચા પ્રકારની. એક જણે કવિતાને જીવનની સમીક્ષા કહી પણ છે વળી અત્યારના સમયમા જીવનની સમીક્ષા કે મર્મશોધન કરતા કવિતા પાસે જીવનના નિર્ભેળ, નિર્લેપ પ્રકટીકરણની આશા રાખવામા આવે છે ત્યારે, આ જુદાજુદા વલણોમા એક વલણ, અને તે પણ જૂનુ અને પ્રબળ વલણ, એ પણ છે કે કવિતાદ્વારા જીવનના મર્મને વ્યક્ત કરવો. આવી તત્ત્વજ્ઞાનના સુભગ મિશ્રણવાળી કવિતા ઘણી લખાઈ છે પણ એની કવિતા તરીકેની કિંમત એના કવિતાપણામા જ છે એની ચિરજીવતા માટે એણે પોતાની અંદરની કળા પર જ આધાર રાખવો પડશે તત્ત્વજ્ઞાન વક્તવ્યનો વિષય, મસાલો, આલબન માત્ર બની શકે, કવિતાનો પ્રાણ તો એની અતર્ગત કલા બને કે કવિતામાનુ તત્ત્વજ્ઞાન એક માણસને રુચિકર ન હોય પણ એ તત્ત્વજ્ઞાનને ધારણ કરનાર શિલ્પ કે ઇમારત અદ્ભુત કલાપૂર્ણ હોય, તો એને એ કૃતિ આનંદ આપ્યા વગર નહિ રહે, જેમ એક પ્રભુમદિરના ઘુમ્મટની કળા, નાસ્તિક માણસને એ ઘુમ્મટ નીચેની પ્રભુની પ્રતિષ્ઠા અરુચિકર હોવા છતા, એની રસદષ્ટિને તૃપ્ત કર્યા વિના ન રહે તેમ. એટલે તત્ત્વજ્ઞાનના ખરાખોટાપણાથી કવિતાને નિસબત નથી. કવિતાને માટે તત્ત્વજ્ઞાન બીજી કોઈ પણ વસ્તુ જેવુ વસ્તુ માત્ર થઈ રહે છે.

કવિતાની અદરનુ તત્ત્વજ્ઞાન માન્ય હો કે ન હો, પણ કવિતામા કલાપ્રાણ હશે તો તે સદા આકર્ષક રહેશે—એ ખરુ, પણ કોઈ જ ન માને એવુ તત્ત્વજ્ઞાન કવિતામા હોય, કાળના ઘસારાથી જીર્ણ થઈ ગયેલુ તત્ત્વજ્ઞાન કવિતામા હોય તો એટલુ એ કવિતાના કલાપ્રાણને વિઘ્ન જ છે કવિતા જેમજેમ માનવજીવનના ચિરજીવ તત્ત્વોને પ્રકટ કરવા જાય તેમતેમ તેની અમરતા સશયવગરની તત્ત્વજ્ઞાનો માણસની વિકાસ પામતી જતી પ્રજ્ઞાશક્તિના પરિણામો છે પ્રજ્ઞાશક્તિ વિકાસશીલ છે એ જ કારણે તત્ત્વજ્ઞાનો પરિવર્તનશીલ છે તત્ત્વજ્ઞાનો યુગ આવે ને જાય એમ પલટાતા રહે, પણ કવિતા તો એક ને અખડ આદિસમયે હતી તેવી જ અતસમયે સર્વકાલીન ને સર્વદેશીય રહે

કવિતાએ પોતામા તત્ત્વજ્ઞાન ભરવાનો પ્રયત્ન જ શા સારુ કરવો જોઈએ ? કવિતાને પોતાના સ્વતત્ર અસ્તિત્વ અને કાર્યપદ્ધતિ છે આદિમાનવીથી માડીને તે પ્રજ્ઞાપુરુષ સુધીના ઉત્ક્રાન્તિપથ પરના મજલથભો ( માઈલસ્ટોન્સ ) તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જુદાજુદા આકવાળા ભલે હોય, પણ કવિતાની દૃષ્ટિએ તો એ બધાય મજલથભો સરખા જ મહત્ત્વના છે, માણસે પ્રત્યેક થભ આગળથી પસાર થતા એકના એક જ ઉલ્લાસની કે વિષાદની કવિતા લલકારી હતી. આદિમાનવીની પ્રાથમિક પાશવિકતાને જતી કરો ને પ્રજ્ઞાપુરુષની અતિમ દિવ્યતાને બાદ કરો, બનેની પાછળ જે હૃદય અને બુદ્ધિના વ્યાપારવાળો—ઊર્મિ, આવેગ, લાગણી, સમજણવાળો—માત્ર માણસ રહે છે તેના માણસપણાને કવિતા વ્યક્ત કરવા મથે છે, ભાષાના જન્મથી માડીને અત સુધી એ એ જ કરવાની.

કોઈ પણ બે માણસો ઉપલક દૃષ્ટિએ સરખા નથી લાગતા, પણ વિચાર કરતા બે માણસો વચ્ચે ભિન્નતા પણ ઓછી જ શોધી શકાય છે,—જોકે શોધી તો શકાય છે જ બે માણસો વચ્ચેની ભિન્નતાને ઓછામા ઓછી કરવાનુ કામ કવિતાને ફાવે છે એટલુ ભાગ્યે જ બીજા કશાને ફાવતુ હશે પ્રત્યેકના જીવનમાના સામાન્ય તત્ત્વોને સ્પર્શીને કવિતા એમને એવાં તો ઉત્તેજિત અને બળવાન બનાવે છે કે માણસમાણસ વચ્ચે એક સર્વસાધારણ સમજણ ઊભી થાય છે, હૃદયહૃદય વચ્ચે એક સામાન્ય અનુભવનો પ્રવાહ વહેતો થાય છે અને પ્રત્યેક વ્યક્તિ પોતામાં રહીરહી સર્વના 'અનુભવનો' સાક્ષાત્કાર કરી શકે છે, એક હોવા છતા અખિલાઈ અનુભવે છે આમ, તત્ત્વજ્ઞાન પોતાની પૃથક્કરણની શાસ્ત્રીય સૂકી પદ્ધતિથી જે કરવા માગે છે તે કવિતા પોતાની જાદુઈ એકીકરણની રસમય રીતથી સાધી લે છે. આ પરિણામના મહત્ત્વની દૃષ્ટિએ તપાસીએ તો કદાચ તત્ત્વજ્ઞાન કરતાં પણ કવિતા વિશેષ ઉપયોગની ગણાય, કેમકે આવુ પરિણામ એ અત્યત સહેલાઈથી આણી શકે છે વેદઉપનિષદ્માના તત્ત્વજ્ઞાને હિંદની સંસ્કૃતિને પોષી એ કરતા એમાની કવિતાએ વિશેષ પોષી એમ કહેવુ એ સત્યની વધારે નજીક છે વેદઉપનિષદ્નુ ઘણુખરુ તત્ત્વજ્ઞાન કાળની ચાળણીમાથી ચળાઈ ગયુ છે, જ્યારે 'યત્ર વિશ્વ ભવત્યેકનીડમ્' જેવી ઉદાત્ત, વિરાટ કલ્પનાઓની સર્જકની, એક જ ઝબકારે માણસમાણસ વચ્ચે જીવન એકતા રચી જવાની શક્તિ, હજી પણ એવી ને એવી અખૂટ અને અમોઘ છે એ રીતે જોઈએ તો તત્ત્વજ્ઞાતા પ્રજ્ઞામાનવોના માનવ્ય માટે કવિતા જ જવાબદાર હશે, કારણ કે કવિતા એ માણસના માણસપણાની અમરવાણી છે

---

## સ્મૃતિ

પ્રેમશંકર

આ કાળગગા તટને કિનારે,
સ્વરો ઊઠે અસ્ફુટ અંધકારે,
ડૂબ્યા તિમિરે સહુ દિવ્ય રગો
અલક્ષ્ય જાગે જળમા તરંગો.
લઈને એકતારો કો કંઠાલે ગાન આદર્યું
ધ્રૂજતાં, તૂટતાં શબ્દે સ્મૃતિની વેદનાભર્યું·
"કાયા ગઈ તોય ગઈ ન છાયા,
બધું ગયું તોય ગઈ ન માયા,
જવલત ઉરે ધૃતધાર શી થઈ
સુખો ગયાં તો સ્મૃતિઓ રહી ગઈ."

# કેળવણીનું ધ્યેય : શું છે અને શું હોવું જોઈએ ?

નરહરિ દ્વારકાદાસ પરીખ

[વિલિયમ લિલિ નામના એક અંગ્રેજ લેખકે, “Shibboleths” નામનુ આ જમાનાના કેટલાક ધતિંગો,—પ્રગતિ, સ્વાતંત્ર્ય, રાષ્ટ્ર, લોકમત, કેળવણી, સ્ત્રીઓના હક, છત અને ખપ—આ ઉપર એક સુદર પુસ્તક લખેલુ છે વર્તમાન શિક્ષણપ્રણાલિકાને લેખક એક મોટુ ધતિંગ ગણે છે. શાથી પોતે તેને ધતિંગ ગણ્યુ છે તે બતાવી કેળવણીનુ ધ્યેય શું હોવુ જોઈએ તે વિષે પોતાના વિચારો દર્શાવ્યા છે કેળવણીના વિષયમા રસ લેનાર તમામને તે મનન કરવા યોગ્ય હોઈ અમે તેનો સાર અહીં આપીએ છીએ લેખકે અત્યારની કેળવણીના જે દોષો બતાવ્યા છે તે વિષે મતભેદ હોવાનો સભવ અમને જણાતો નથી, પરતુ તેણે સૂચવેલા ઉપાયો સાચા છે કે નહિ અથવા પૂરતા છે કે નથી એ વિષે ચર્ચા થવી જરૂરની છે ]

આપણે સ્વાતંત્ર્ય, લોકશાહી રાજ્યપદ્ધતિ અથવા રાજ્યવ્યવસ્થામા લોકમતનું ચલણુ ઇચ્છી રહ્યા છીએ તેને આપણા દુખનુ નહિ પણ સુખનુ સાધન બનાવવુ હોય તો લોકોના વિચારો, તેમનુ ચારિત્ર્ય, તેમના મનની વૃત્તિઓ, એ સહુ ઉચ્ચ થવા જોઈશે, અને તે માટે જેમના હાથમા સમાજનુ હિતાહિત રહેલુ છે તેમને જ પ્રથમ કેળવવા જોઈશે, એ સિદ્ધાંત સહુ કોઈ સ્વીકારે છે કેળવણીના પ્રચાર માટેના ચોતરફના પ્રયાસો એ તો આ જમાનાનો ગર્વનો વિષય થઈ પડ્યો છે બાળકોને ભણાવો એવી બૂમો ચોમેર ચાલી રહી છે કેળવણીનો પ્રચાર કરો એટલે સમાજ એની મેળે સુધરશે, અને સત્યયુગ આવશે, એમ માનવામા આવે છે આના જેવુ ભારે બીજુ એકે ધતિંગ આજે નથી કેળવણી માટે ઉત્સાહ હોવો જોઈએ તે જગાયે ખોટુ નથી, પણ એ ઉત્સાહ જ્ઞાનપૂર્વક હોવો જોઈએ આજે તો મોટેભાગે કેળવણી માટે નહિ પણ કેળવણીના ઢોંગ માટે ઉત્સાહ દેખાય છે સહુ વિચારવાન સ્ત્રીપુરુષોએ મનન કરવા યોગ્ય આ પ્રશ્ન છે

કેળવણી એટલે બુદ્ધિની કેળવણી એવો અર્થ સામાન્ય રીતે કરવામા આવે છે એટલોય અર્થ સૌ સ્વીકારે છે કે કેમ એ શકપડતી વાત છે અનેક પ્રકારની ખૂણાખોચરાની હકીકતો ગોખીગોખીને મગજ ખવાઈ જાય છે આ જમાનો વિવિધ માહિતીઓ ગોખવાનો અને તેની પરીક્ષા લેવાનો છે અમારા કહેવાનો એવો આશય બિલકુલ નથી કે અત્યારના કેળવણી પામેલામાથી સાચા કેળવાયેલા કોઈ જ નથી હોતા પણ ગોખેલુ પરીક્ષામા ઓકી કાઢી સુદર જવાબો આપી આવ્યા હોય છતા સાચા કેળવાયેલા ન હોય એવા ઘણા છે ખાલી માહિતી બુદ્ધિ ખીલવવા માટે પણ પૂરતી નથી, તો પછી તે ચારિત્ર્ય તો શુ જ ઘડી શકે ? કેળવણીનુ ધ્યેય તો ચારિત્ર્ય ઘડવાનુ છે મનુષ્યની શક્તિઓ અને વૃત્તિઓનો સારી દિશામા વિકાસ કરવો એ કેળવણીનુ કામ છે. પોતાનો જન્મ પરિપૂર્ણ સફળ કરી શકે એવો માણસને બનાવવો તે કેળવણીનુ ધ્યેય છે વળી, આ વિકાસ સર્વાંગી અને પ્રમાણસર થવો જોઈએ એકાદ શક્તિનો વિકાસ બીજીની સરખામણીમા વિશેષ થાય તો પેલી બીજી

શક્તિઓ મંદ પડી જાય છે અથવા જડ થઇ જાય છે. એટલે કેળવણી એકાંગી નહિ પણ સર્વાંગી થવી જોઈએ. મનુષ્યનું મનુષ્યત્વ દીપી ઊઠે એટલા માટે જે જે જરૂરનું હોય તેનો કેળવણીમાં સમાવેશ થવો જોઈએ, એટલે તેમાં શરીર, મન અને આત્મા ત્રણેનો વિકાસ આવી જાય. 'નીરોગી તનમાં નીરોગી મન' રહી શકે. ઉચ્ચ આદર્શોને પહોંચવાનો પ્રયત્ન કરવા જબરું શરીર જોઈએ. ચક્ષુ ઉપરથી પડળ કાઢી નાખવા, લાંબી અને ઊંડી નજરે જોતાં શીખવું, દુનિયાની બધી બાબતોમાં નજર પહોંચી શકે, ચોમેર નજર ફેરવી શકે, સારી વાત પકડી લેવાની શક્તિ આવે અને દરેક વસ્તુનો ઝીણવટથી, ચોકસાઈથી અને શુદ્ધતાથી મન વિચાર કરી શકે, પોતે યથાર્થ ભાષા વાપરી શકે, સમજીને બોલે અને સમજીને અભિપ્રાય બાંધે,—આનું નામ માનસિક કેળવણી. દરેક શિક્ષક, પછી તે કોઈ ગામડી નિશાળનો મહેતાજી હોય કે કોઈ મોટી વિદ્યાપીઠનો આચાર્ય હોય, તેણે આ બાબત ધ્યાનમાં રાખવાની છે. પરંતુ 'નીરોગી મન'નો અર્થ આટલો જ નહિ ચાલે. મનુષ્ય માત્ર બુદ્ધિવાળું નહિ પણ ધર્મશીલ પ્રાણી છે અને તેમાં જ બીજાં પશુઓથી તેની વિશેષતા છે. મનુષ્યના સઘળા આદર્શોમાં ધાર્મિક આદર્શ પ્રધાન છે. 'હું અમુક સ્થળે છું એ યોગ્ય છે?' 'મારું અમુક કાર્ય અથવા અમુક વિચાર ધર્મ્ય છે?' આવી ધર્મબુદ્ધિ જીવનની દરેક ભાવનામાં, અને દરેક પ્રસંગમાં, અથવા દરેક કાર્યમાં જાગ્રત રહેવી જોઈએ. જીવનમાં એવી એક પણ સ્થિતિ નથી જેમાં ધર્મના વિચાર વિના ચાલી શકે. ધાર્મિક આદર્શ આપણા આખા જીવનમાં ઓતપ્રોત છે. બીજા આદર્શો તેની આગળ ગૌણ છે, આપણી જાગૃતિનું તે મૂળ છે. મનુષ્યનું મનુષ્યત્વ તેના ધર્મમાં રહેલું છે. બાળકને કેળવણી આપવામાં ઉદ્દેશ તેનું વ્યક્તિત્વ પ્રકટ કરવાનો, સામાન્ય ભાષામાં કહીએ તો તેને મનુષ્ય બનાવવાનો છે. એટલે ધાર્મિક કેળવણી વિના શારીરિક કેળવણી નિરર્થક છે અને બુદ્ધિની કેળવણી પણ કાંઈ સાર્થ નથી. આ વિષયને ઊંડો તપાસતાં જણાશે કે કેળવણીનાં મૂળતત્ત્વો આદર અને શ્રદ્ધા છે. બાહ્ય સૃષ્ટિમાં જે ઉચ્ચ છે તેને વિષે આદર, અંતઃસૃષ્ટિમાં જે ઉચ્ચ છે તેને વિષે આદર. આપણે બાળસ્વભાવનું નિરીક્ષણ કરીશું તો જણાશે કે તેની મોટામાં મોટી ઇચ્છા પોતાની કદર થાય એ હોય છે. આ ઇચ્છામાંથી ધર્મનો ઝરો વહે છે. જેમને વિષે પોતાને આદર હોય એવા માણસો પોતાને વિષે સારો અભિપ્રાય બાંધે એ તેની ભારે ઇચ્છા હોય છે. પોતાના પૂજ્યોનો અભિપ્રાય, પોતે સારો છે કે ખરાબ એ જોવાની આરસી સમાન છે. માણસ પુખ્ત થયો ક્યારે કહેવાય કે જ્યારે પોતાની કિંમતનું માપ તે બહારનું સ્વીકારવાને બદલે અંતરનું સ્વીકારતો થાય, જ્યારે તે બીજાના વખાણ પર આધાર રાખવાને બદલે પોતાના અંતરાત્માના અભિપ્રાય ઉપર આધાર રાખતો થાય. એટલે કેળવણીનું સહુથી મહત્ત્વનું અંગ સંકલ્પશક્તિ કેળવવાનું છે, કારણ મનુષ્યત્વ તેની સંકલ્પશક્તિમાં રહેલું છે. ખરો કેળવણી પામેલો માણસ, પછી તે રાય હોય કે રંક, એ છે કે જે પોતાનો ધર્મ ઓળખતાં શીખ્યો છે. તે આચરી શકે એટલી જેની સઘળી શક્તિઓ કેળવાઈ છે અને વિકાસ પામી છે. આ છે સંપૂર્ણતાનો આદર્શ. પણ આદર્શ ચીજ જ એવી છે કે તેને પરિપૂર્ણતાએ ન પામી શકાય. એટલે દરજ્જે માણસ તેને પહોંચે એટલે દરજ્જે એ કેળવાયેલો.

પરંતુ, કેળવણી સંબંધી સમાજમાં જે ખ્યાલ છે તેમાં આ ધાર્મિક તત્ત્વને, હાલની કેળવણીને બિલકુલ સ્થાન નથી. બુદ્ધિની કેળવણીમાં બધી કેળવણી પૂરી થઈ જાય છે અને

તેમાંય જેનાં નાણાં ઊપજી શકે તેવું જ્ઞાન આપવા અને લેવા તરફ વલણ રહે છે અને સહુથી ભારે વિચિત્રતા એ છે કે આવી કેળવણી આપીને તેમાંથી ચારિત્ર્ય ઘડાવાની આશા રાખવામાં આવે છે નિરક્ષરતાને બધા અનિષ્ટોનું મૂળ ગણવામાં આવે છે સમાજમાં સુધારો કરવાનો, જાગૃતિ લાવવાનો અને પ્રજાનું ચારિત્ર્ય ઉચ્ચ કરવાનો અક્ષરજ્ઞાન એ જ અંતિમ ઉપાય છે, એમ ગણાવામાં આવે છે આના જેવો મૂર્ખ વહેમ બીજો શો હોઈ શકે ? બુદ્ધિની ખિલવણી ગમે તેટલી થઈ હોય અથવા સાહિત્ય, કળા અને વિજ્ઞાનનું ગમે તેટલું વિશાળ જ્ઞાન હોય પણ તેથી માણસ ચારિત્ર્યવાન શી રીતે બને ? તેની વૃત્તિઓ ખરાબ હોય તો આ જ્ઞાન તે શી રીતે સુધારી શકે ? વધારેમાં વધારે એટલું થઈ શકે કે કેળવણી પામેલા માણસનો સ્વાર્થ પણ કેળવાયેલો હોય બાકી નૈતિક અથવા ધાર્મિક દૃષ્ટિએ તો હતા ત્યાંના ત્યાં જ તેઓ હોય છે જ્ઞાનનો પણ મદ હોય છે એ વચન દૃષ્ટાંતથી સમજાવવું હોય તો તે માટે કેળવણી પામેલા કામ આવે ખરા બાકી શ્રદ્ધા અથવા આદરવિનાની કેળવણીની અસર તો રસ્કિને કહ્યું છે તેમ ઉદ્ધતાઈની તાલીમ આપવાની થાય છે આ જમાનાના વ્યક્તિસ્વાતંત્ર્યના ખ્યાલને તે હદબહાર પોષે છે એક ભગલો પણ જો પોતાને ચાર ચોપડી વાંચતા આવડી તો પોતાને કેળવાયેલો ગણીને આ દુનિયા અને પરદુનિયાની વાતો ઉપર અભિપ્રાય આપવા મંડી જાય છે અને પોતાના ધૂળ જેવા વિચાર જેને તે પોતાનો અભિપ્રાય કહે છે તેની વિરુદ્ધ કોઈ બોલે તો તેમને જંગલી, ગામડિયા કહી ભાંડવા માંડે છે આ જરા આડી વાતમાં ઊતરી ગયા પણ મુદ્દો એ છે કે માત્ર બુદ્ધિની કેળવણીથી વૃત્તિઓ કેળવાતી નથી માણસ કેળવાયેલો હશે તો તે બીજી જાતના ગુના કરશે, અને પકડવા મુશ્કેલ પડે તેમ કરશે ઉપલકિયા જોનારને એકદમ ખરાબ ન લાગે એવી સફાઈથી કરશે, પણ તેની વાસનાઓ ઉચ્ચ થશે નહિ, કે તે વાસનાઓ બીજાને ભોગે તૃપ્ત કરવાની વૃત્તિ પણ બદલાશે નહિ ભૌતિક વિદ્યા, સાહિત્ય અને કળા બુદ્ધિને તેજ કરે, અભિરુચિને કેળવે પણ એટલેથી તેનું કામ પૂરું થાય છે. બહુમાં બહુ તેની અસર એ થાય કે તે ‘સુધરેલા’ સ્વાર્થને પોષે. અક્ષરજ્ઞાનથી શક્તિ જરૂર પ્રાપ્ત થાય છે, પણ માત્ર શક્તિ જ તેની વ્યાવહારિક અસર તો એ થાય છે કે સારા માણસને તે વધારે સારા થવાની શક્તિ આપે અને નઠારા માણસને વધારે નઠારા થવાની શક્તિ આપે ગુનાના આંકડા તપાસશો તો જણાશે કે અણઘડ મજૂર કરતાં કારીગર મજૂરો વધારે ગુના કરે છે, અભણ ખેડુત કરતાં ભણેલો ખેડૂત અથવા શહેરનો કારીગર નીતિમાં ઊતરતો હોય છે. આમ છતાં બુદ્ધિની કેળવણી આપ્યે નીતિ પણ વધશે એવી આશા આપણે રાખી બેઠા છીએ ! આ આશા કેમ ઉદ્ભવ પામી તે હવે તપાસીએ આ આશા જરૂર ઉપયુક્તતાવાદમાંથી * ઉદ્ભવેલી છે. તેમાં સ્વાર્થને નીતિ ગણેલી છે તેમની દલીલ એ છે કે આપણું ખરું હિત શેમાં રહેલું છે એ પારખવા જેટલી આપણામાં બુદ્ધિ હશે તો આપણા ફાયદાની ખાતર જ સદ્ગુણી થવું જરૂરનું છે એ આપણને જણાયા વિના નહિ રહે તેથી તેમાં પ્રામાણિકતાને ઉત્તમ ધોરણ માન્યું છે અમુક કામ અત્યંત લાભદાયક છે માટે તે અત્યંત નીતિયુક્ત છે એમ ગણેલું છે આ ઉપયુક્તતાવાદમાં શુદ્ધ નીતિ અથવા નીતિની ખાતર નીતિનો ખ્યાલ જ નથી તેને લીધે તેણે જેમ સઘળી વસ્તુઓને ધર્મવિહીન

---

* નીતિનું રહસ્ય ઉપયુક્તતા છે એમ માનનાર લોકોનો મત આ લોકો કહે છે કે કોઈ પણ વર્તનને આપણે સદ્વર્તન અથવા નીતિયુક્ત વર્તન કહીએ છીએ તે વ્યાપક દૃષ્ટિએ જોતાં વધારેમાં વધારે ઉપયુક્ત હોય છે તેથી જ.

બનાવી દીધી છે તેમ કેળવણીને પણ ધર્મવિહીન કરી મૂકી છે. અમુક કાર્ય ઉપયુક્ત છે માટે ધર્મયુક્ત છે અથવા પ્રેય છે માટે શ્રેય છે એવો અર્થ કદી કરી શકાય જ નહિ એવા અર્થમાંથી તો જેના વડે બૌદ્ધિક અને શારીરિક વિલાસો ભોગવી શકાય એવો 'ભજકલદારમ્' નો ધર્મ જ ઘટી શકે ઉપયુક્તતાવાદ જેમ બજારમાંથી તેમ શાળામાંથી નીતિના કાયદાને ઉત્થાપી તેને સ્થાને સુવર્ણમુદ્રાની પ્રતિષ્ઠા કરે છે આ જમાનાનો મહાદેવ કુબેર છે. ખિસ્સા તર રાખો એ આ જમાનાનો મહામંત્ર છે.*

આમ ઉપયુક્તતાવાદ અનેક રૂપે પોતાની જાળ ફેલાવી રહ્યો છે તેમાંથી બચવું હોય તો કેળવણીની સાચી કલ્પના શી હોઈ શકે એ નક્કી કરવું જરૂરનું છે સાચી કેળવણી એટલે ઉચ્ચ, પ્રૌઢ નીતિની તાલીમ અત્યારે કુબેરની વામમાર્ગી ઉપાસના સમદર્શિતાની ભાવનાના મૂળમાં ઝેર રેડી રહી છે તેમાંથી સમાજ પ્રથમ મુક્ત થવો જોઈએ સાચું સ્વરાજ્ય ભોગવવું હોય તો લોકોને પોતાના પ્રતિનિધિઓ બરાબર પસંદ કરતા આવડવું જોઈએ અને તે પ્રતિનિધિઓને બરાબર રાજ્ય ચલાવતાં આવડવું જોઈએ આને માટે આપણું દૂષિત, સડી ગયેલું કેળવણીનું ધોરણ બદલવું જોઈએ લોકશાહી રાજ્યપદ્ધતિનું સ્વાભાવિક પરિણામ એ જ આવે કે કેળવણી સાર્વત્રિક થાય લોકોને રાજ્ય ચલાવવાને પૂરેપૂરા લાયક બનવું હોય તો ઉપર વર્ણવી તેવી સાચી કેળવણીનો પ્રચાર કરવો જોઈએ શિક્ષણનું કાર્ય પવિત્ર ગણાવું જોઈએ શિક્ષકની પદવી ધર્મગુરુ જેટલી પૂજનીય ગણાવી જોઈએ આ બધું માત્ર બુદ્ધિની કેળવણીથી ન સધાય આપણે રાજ્યસત્તા હાથમાં લઈએ એટલે એક જવાબદારી વહોરીએ છીએ તે અદા કરવા માટે અમુક કાર્ય યોગ્ય છે એટલું માત્ર જ્ઞાન પૂરતું નથી. જે યોગ્ય હોય તે આચરવાનો સંકલ્પ હોવો જોઈએ આમ રાજદ્વારી દૃષ્ટિથી પણ માણસની નૈતિક સંસ્કારિતા એ તેની કેળવણીની કસોટી છે

હવે આપણી સમક્ષ આ જમાનાનો વિકટમાં વિકટ પ્રશ્ન ઊભો થાય છે સાચી કેળવણી શી રીતે આપવી? લોકોને આવી સાચી કેળવણી મળે એમાં રાજ્યનું હિત રહેલું છે અને તેની ખાતર લોકોને તેવી કેળવણી આપવાનો પ્રયત્ન કરવાનો રાજ્યને હક્ક છે એ ચોક્કસ છે સારા રાજ્યનું પહેલું લક્ષણ જ એ છે કે તેની પ્રજા સદ્ગુણી અને કેળવાયેલી હોય છતાં દેશના બાળકોની કેળવણીમાં રાષ્ટ્રસમસ્તે રસ લેવો જોઈએ ખરું જોઈએ તો કેળવણીનું કામ ઉપાડી લેવું એ રાજ્યનું કામ નથી બાળકને કેળવણી આપવાની મુખ્ય ફરજ અને ખાસ હક્ક તો માબાપના અને તેમાંયે પિતાના છે. ઈશ્વરી સંકેતથી જ પિતા પોતાના કુટુંબનો ધર્મગુરુ, ન્યાયાધીશ, અને રાજા છે. દુનિયામાં જેટલી જેટલી હકૂમતો ચાલે છે તેમાં એની સૌથી પવિત્ર છે અખિલ વિશ્વના પિતા પરમેશ્વરનો તે પ્રતિનિધિ છે રાજ્યના કાયદામાં પણ તેની સત્તા જાળવવાની ખૂબ સંભાળ રાખવામાં આવી છે. તેના પોતાના હિતને માટે કે બાળકના હિતને માટે નહિ પણ રાષ્ટ્રસમસ્તના હિતને માટે તે

* આપણા ગરીબ હિંદુસ્તાનને તો આ લાગૂ ન પડે એમ કેટલાકને લાગશે. આપણી ગરીબી આપણે માનપૂર્વક સ્વીકારી લીધેલી હોત તો આ જરૂર લાગૂ ન પડત પણ વસ્તુસ્થિતિ જુદી છે ધનની પાછળ આંધળા થઈને દોડવાની વૃત્તિ બીજા દેશના કરતા આપણી ઓછી ન જણાય. આમ દોડવું એ અધ:પાતક છે જ, તેમાંય વળી શરતમાં આપણે પાછળ પડીએ છીએ એ આપણી વિશેષ નિર્બળતા છે.

જરૂરનુ છે સમાજનો પાયો કુટુબ છે, અને કુટુંબોને વિચ્છિન્ન કરી નાખનારા આ વ્યક્તિ-સ્વાતંત્ર્યના જમાનામા પિતાની સત્તા જેટલી પવિત્ર અને અનુલ્લઘનીય ગણાય તેટલી ઓછી

આમ સિદ્ધાત તરીકે તો, કેળવણી આપવી એ પિતાની ફરજ અને ખાસ હક્ક છે એ આપણે જોયુ પણ આ ફરજો તે બજાવે નહિ અથવા પોતાના ખાસ હક્કનો લાભ ન લે તો શુ કરવુ ? અત્યારે અસખ્ય સ્થળે આવુ બને છે તે અનુભવસિદ્ધ છે પ્રજા દારિદ્રયમા ડૂબેલી છે અને સામાજિક સડાઓથી સબડી રહેલી છે ત્યાં બીજુ હોઈ પણ શું શકે ? એકલા બાપ ઉપર જ છોડયું હોય તો તો બાળકો કેળવણી પામ્યા વિનાના જ રહે માટે અત્યારે તો રાજ્યે પ્રજાની કેળવણી હાથમાં લેવી જ જોઈએ

પરંતુ સકલ્પશક્તિની કેળવણી માટે જરૂરનુ નીતિશિક્ષણ રાજ્ય શી રીતે આપી શકે ? પ્રજાના મોટા સમૂહ માટે તો ધર્મશિક્ષણ વિના નીતિશિક્ષણનુ બીજુ કશુ સાધન જ નથી એ વાત સાચી છે કે નીતિના મૂળભૂત સિદ્ધાન્તને કોઈ અમુક ધર્મપથ સાથે લેવાદેવા નથી તે તો ન્યાયના આવશ્યક અને સનાતન સત્યો છે પણ આ દૃષ્ટિથી જોતા નીતિ માત્ર બુદ્ધિ અથવા તર્કનો વિષય બની જાય છે એ તો એક પૂતળુ બન્યુ, પણ તેમા પ્રાણસચાર કરવા માટે લાગણી જોઈએ, ઉત્સાહ જોઈએ, દિવ્ય આવેશ જોઈએ આપણી પરલોકની દશાની આ વાત નથી આમા આ લોકનો જ ખ્યાલ રાખેલો છે ધર્મ એ મનુષ્યના જ્ઞાનચક્રનુ નાભ છે, નૈતિક જીવનનુ એ ઉગમસ્થાન છે આપણે સામાજિક સગવડ-અગવડ માટે નીતિ પાળીએ એ જુદી વાત છે. પરતુ નીતિની ખાતર નીતિમય થવુ એ પ્રભુનો આદેશ છે, પ્રભુને તે પ્રિય છે, એ વસ્તુ તો ધર્મ જ શિખડાવે છે આવી ભાવના વિના જનસમસ્ત ઉપર નીતિના કાયદાની અસર નહિ થાય આપણો સરજનહાર આપણા સહુ કાર્યનો સાક્ષી, આપણાં સહુ પાપપુણ્યનો ન્યાય કરનાર, એના વિચારને શાળામા સ્થાન ન હોય તો પછી ત્યા આપણે જે શિક્ષણ આપીએ તે દૈવતવિનાનુ થવાનુ, વન્ધ્ય નીવડવાનુ

હવે આ અનેકાનેક ધર્મભેદના જમાનામા ધર્મશિક્ષણ શી રીતે આપવુ એ વ્યાવહારિક મુશ્કેલી આવીને ઊભી રહી અત્યારે એવુ થઈ ગયુ છે કે પરસ્પરસંબધમા ધર્મ આડે આવતો નથી ધર્મ એ દરેક માણસની પોતાની ખાનગી માન્યતા ગણવામા આવે છે રાજ્યને રાજ્ય તરીકે કાંઈ ધર્મ નથી સહુ ધર્મ પ્રત્યે તે ઉદાર તટસ્થવૃત્તિ રાખવાનો દાવો કરે છે. આ સ્થિતિ હું બિલકુલ પસદ કરતો નથી ઇતિહાસના અભ્યાસી તરીકે મને લાગે છે કે રાષ્ટ્રીય ધર્મ એ રાષ્ટ્રરક્ષણનુ એક ભારે સાધન છે તત્ત્વજ્ઞાનના અભ્યાસી તરીકે મને લાગે છે કે સમાજવ્યવસ્થા પરિપૂર્ણ કરવા માટે રાષ્ટ્રીય ધર્મ જરૂરનો છે જેમ વખત જતો જશે તેમ તેની જરૂર વધારે ને વધારે જણાતી જશે પણ અત્યારે આપણી આગળ સવાલ એ છે કે જો રાજ્ય ધર્મની બાબતમા તટસ્થ રહે તે રાજ્ય પ્રજાની નીતિ સુધારવા માટે ધર્મની મદદ કેવી રીતે લઈ શકે ?

કેટલાક તરફથી એમ સૂચવવામા આવે છે કે આ બાબતમા વચલો રસ્તો કાઢવો. કોઈ પણ ધર્મને બાધ ન આવે એવા અને સર્વધર્મને સામાન્ય એવા સિદ્ધાન્તો અને પ્રાર્થના તૈયાર કરવાં, બાઈબલ જેવા સર્વમાન્ય ગ્રન્થો શીખવવા, વિધિગ્રન્થો બાતલ કરવા. એટલે આ એકેશ્વરની

ઉપાસના અને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે કાંઈક લાગણી એટલું થાય (હિંદુઓમાં અનેક પંથ છે પણ ત્યાં આ દૃષ્ટિએ જોતાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવો સર્વમાન્ય ગ્રન્થ ચાલી શકે હિંદુઓમાં તો કેટલીક વિધિઓ પણ સામાન્ય નીકળે પરંતુ હિંદુ તથા મુસલમાન એક વર્ગમાં હોય ત્યારે શું કરવું એનું નિરાકરણ આ વચલા રસ્તામાંથી નહિ નીકળે) આમાં બિલકુલ મતાગ્રહ ન હોવો જોઈએ પણ તેમ કરવું બહુ કઠણ છે. તમે મતાગ્રહ કાઢી નાખો એટલે તર્કના ઘોડા ક્યાં દોડે અને ક્યાં અટકે એ કહેવાય નહિ એમ જોશો તો ઈશ્વરનું અસ્તિત્વ અને બાઈબલ ઉપર શ્રદ્ધા એ પણ અવતારવાદ અથવા પુનર્અવતારવાદ જેવો એક મતાગ્રહ જ છે ને? છતાં આવા સર્વમાન્ય સિદ્ધાન્તોની અસર પણ છેક ઓછી થતી નથી કોઈ ધર્મ-પંથનું ચોક્કસ શિક્ષણ મળે તેના કરતાં તો અલબત્ત આ રીત ઊતરતી જ ગણાય પણ બિલકુલ ધર્મશિક્ષણ ન મળે તેના કરતાં તો આટલુંય સારું છે. ખરું જોતાં ધર્મશિક્ષણ આપવાનું કામ તો માબાપનું જ છે પણ માબાપ પોતાની ફરજ બજાવતાં નથી ત્યારે રાજ્ય જે કોઈ પણ ધર્મને માનતું નથી તે આટલું કરે તોયે ઘણું કહેવાય

છતાં જે માબાપ પોતાનાં બાળકોને અમુક પંથનું ધર્મશિક્ષણ આપવા ઈચ્છતાં હોય તેવાનાં બાળકો ઉપર સીધી કે આડકતરી રીતે આ શિક્ષણ ફરજિયાત થઈ પડવું ન જોઈએ બાળક ઉપર માબાપનો જે હક્ક છે તે જોતાં તો સાંપ્રદાયિક શિક્ષણ એ જ ઉત્તમ છે પરંતુ માબાપનો હક્ક પણ અમર્યાદ નથી જેમ છોકરાંને બિલકુલ શિક્ષણ ન મળે તેના કરતાં તો રાજ્ય તેમનું શિક્ષણ હાથમાં લે એ આપણે સ્વીકાર્યું, તેમ તે શિક્ષણનું ધોરણ નક્કી કરવાનો પણ રાજ્યને હક્ક છે એ આપણે સ્વીકારવું જોઈશે

આ ઉપરથી ફલિત એ થાય છે કે કેળવણી ફરજિયાત હોવી જોઈએ રાજ્ય કેળવણી ફરજિયાત કરે તો તેનું ખર્ચ પણ રાજ્યે ઉઠાવવું જોઈએ એવી દલીલ કરવામાં આવે છે પણ એ સિદ્ધાન્ત તરીકે બરાબર નથી રાજ્યનું કામ તો પ્રજાની ફરજ શી છે તે નક્કી કરવાનું છે પ્રજાએ પોતાને ખર્ચે તે ફરજ અદા કરવી જોઈએ પરંતુ ગરીબાઈના કારણથી ઘણાં માબાપો પોતાનાં બાળકોને કેળવણી આપવાની ફરજ ન અદા કરી શકે તેમ હોય તો પ્રજાશરીરના હિતની ખાતર રાજ્યે તેવાં બાળકોની કેળવણીનું ખર્ચ ઉઠાવવું જોઈએ આમાં કોણ પોતાનાં બાળકોને કેળવણી આપવાનું ખર્ચ ઉપાડી શકે તેવા છે અને કોણ નથી એ નક્કી કરવાની મુશ્કેલી આવશે માટે વ્યાવહારિક માર્ગ તો એ જ છે કે કેળવણી મફત હોય તેમ કરવાથી આવીઆવી મુશ્કેલીઓ ટળી જશે. શ્રીમંતને ખર્ચે ગરીબને કેળવણી મળશે આખા પ્રજાશરીરમાં બળ આવશે અને તેનો વિકાસ થશે તેનું કોઈ અંગ નિર્બળ કે અવિકસિત નહિ રહી જાય પ્રાથમિક શાળાઓ ઉપર સરકાર દેખરેખ રાખે છે. તે તે પૈસા આપે છે, માટે નથી કેળવણી ઉપર સરકારનો * અંકુશ રહે છે તે સરકારી એટલે જાહેર ખજાનામાંથી કેળવણી માટે પૈસા ખર્ચાય છે એટલા સારું નહિ, પણ લોકહિતની તે બહુ અગત્યની બાબત છે એટલા માટે છે

* ઇંગ્લંડમાં public નો અર્થ સરકારી થાય, કારણ કે ત્યાં સરકાર લોકની જ છે આ દેશમાં સરકાર અને લોક એવો ભેદ પાડવો જોઈશે. અહીં સરકારી પૈસા તો લોકોના એટલે જાહેરના છે પણ સરકારી વ્યવસ્થા અને સરકારી દૃષ્ટિ લોકની નથી, માટે અહીં કેળવણી ઉપર લોકોનો અંકુશ હોવો જોઈએ.—અનુ૦

કેળવણીના આ સાચા સિદ્ધાન્તો થયા હવે એક વાત કહેવાની રહી પ્રજાસમસ્તના કલ્યાણને અર્થે એ જરૂરનું છે કે દેશમા કેળવણીનું એક માત્ર સરકારી ધોરણ જ ન પ્રવર્તે કેટલીક સાંપ્રદાયિક શાળાઓ ચાલી રહી છે, તેનો નાશ કરીને આખા રાષ્ટ્રની એક જ શિક્ષણપ્રથાનો આગ્રહ કરવો એ સ્વતંત્રતાને વિઘાતક છે એને સ્વતંત્રતા નામ આપશો તોપણ તે ઉદાર કે જ્ઞાનપૂર્વક સ્વતંત્રતા નહિ હોય જેમ દેશમા જુદાજુદા સ્વભાવના અને જુદીજુદી શક્તિવાળા માણસોની, અનેક મતમતાન્તરોની અને કામ કરવાની વિવિધ રીતોની જરૂર છે, તે જ પ્રમાણે કેળવણીની પણ વિવિધ પદ્ધતિઓની જરૂર છે દેશમા કેળવણીનુ એક ધોરણ હોય તેનો અર્થ એટલો જ થાય કે એક બીબામાથી કાઢ્યા હોય તેવા એકસરખા માણસો પેદા થાય દેશમા જે પક્ષનું બળ વધારે હોય તે પક્ષના ધોરણ મુજબ આખા દેશની કેળવણીનુ ધોરણ રહે, એટલે બાકીનાઓ એક જાતની માનસિક અને તેને પરિણામે શારીરિક ગુલામી ભોગવે એટલે કેળવણીનુ સરકારી ધોરણ અથવા રાષ્ટ્રીય ધોરણ બીજાં સાથેસાથે ચાલતા અનેક ધોરણોની સાક્ષ અખતરારૂપે જ હોય બીજાઓને દૃષ્ટાન્ત તરીકે તે કામ લાગે, તેમને ઉત્સાહ આપે, તેમની સામે ઉત્તમતાનો અમુક આદર્શ રાખે પણ સમાજ એટલો બધો પછાત હોય કે પોતાની કેળવણી માટે કોઈ જ ન કરે ત્યારે જ માત્ર રાજ્ય તે કામ પોતાના હાથમા લઈ શકે પણ તે બે અનિષ્ટોમાથી એક નાના અનિષ્ટ તરીકે જ જેમ મોટા ઉદ્યોગો અથવા લોકહિતના મોટા સાહસો ઉપાડનારી મંડળીઓ દેશમા ન હોય ત્યારે સરકાર તે કામો ઉપાડે છે તેમ કેળવણીનુ કામ પણ તે ઉપાડે

કેળવણીના વિવિધ ધોરણોની સ્વતંત્રતાની બાબતમા અમે તો એટલે સુધી કહીએ છીએ કે જે માણસો સરકારથી સ્વતંત્ર રીતે પણ તેના જેવા ઉત્તમ એવા બીજા ધોરણ પ્રમાણે કેળવણીનુ કાર્ય કરવા ઇચ્છતા હોય, પરંતુ માત્ર પૈસાને અભાવે ન કરી શકતા હોય તેમને પણ સરકારે પૈસાની મદદ આપવી જોઈએ તેમ થાય તો જ કેળવણીના પ્રદેશમા સાચી સ્વતંત્રતા રહે અને પ્રજાને સારામા સારી કેળવણી મળી શકે *

---

* સત્યાગ્રહાશ્રમની શાળામા ચાલતા હસ્તલિખિત 'વિનિમય'માથી.

# ભાંગેલો હાથ

સ્નેહરશ્મિ

"ડૉ. જમિયતરામના દવાખાનામાં ડૉક્ટર સાથે ગપ્પાં મારતો હું બેઠો હતો ડૉક્ટરનું દવાખાનું નદીકિનારે આવેલું હોઈ સાંજે ફરવા જતાં મારું પહેલું સ્ટેશન એ થતું ડૉક્ટરને રાજકારણનો ભારે શોખ હતો. અમે હમેશ કોઈ ને કોઈ રાજનૈતિક સિદ્ધાન્ત ચર્ચતા. સામ્યવાદ, મધ્યવાદ, ગ્વૈરવાદ, રશિયાની પાંચ વર્ષની યોજના આદિ છેલ્લામાં છેલ્લા અખતરાઓ તેમના દવાખાનામાં હમેશ ચર્ચાતા એક દિવસ અમે એવી જ કંઈ ચર્ચા કરતા બેઠા હતા અમારો વિષય ગુના સંબંધી હતો ડૉક્ટર એમ પ્રતિપાદન કરવા ઇચ્છતા હતા કે સમાજમાં જે જે ગુનાઓ થાય છે તેની જવાબદારી સમાજને શિર છે પોતાના આ મન્તવ્યના સમર્થનમાં તેમણે કહ્યું

"જો મારા હાથમાં કાયદા ઘડવાનું મૂકવામાં આવે તો એક કાયદો હું એવો કરું કે એક માણસ જો કંઈ ગુનો કરે તો તે જે જગ્યાનો વતની હોય તે જગ્યાના બધા લોકોને તે ગુનાની સજા કરું, અને ગુનો કરનાર માણસને 'મેન્ટલ હૉસ્પિટલ'માં સારવાર માટે મોકલું ગુના કરવાની વૃત્તિ મનુષ્યસ્વભાવમાં જ નથી માણસ સ્વભાવે જ પાપભીરુ છે, પણ સમાજે તેને પાપ કરતાં શીખવ્યું છે આ સંબંધી તમારે વિશેષ ખાતરી કરવી હોય તો રૂસો વાંચો, ક્રોપોટકીન વાંચો " ડૉક્ટર પોતાનું કથન પૂરું કરે તે પહેલાં તેમાં વિક્ષેપ પડ્યો એક અઢારઓગણીસ વર્ષનો જુવાન ઝોળીમાં હાથ રાખી દવાખાનામાં દાખલ થયો તે જુવાનને જોતાં હું ચમક્યો ક્યાંક તેને મેં જોયો છે એવો મને ભાસ થયો પણ હું લાંબો વિચાર કરી શકું તે પહેલાં તે જુવાનના દેખાવના અવલોકનમાં જ હું ઊંડો ઊતરી ગયો તેનું અંગ કૃશ અને ફિક્કું હતું આંખ નિસ્તેજ અને ઊંડી ઊતરી ગયેલી હતી તેના હાથમાં પારાવિનાની વેદના થતી હોય એમ તેના મુખ ઉપરથી લાગતું હતું તેનાં કપડાં પણ ફાટ્યાંતૂટ્યાં હતાં. ડૉક્ટરે તેને જોતાં જ પૂછ્યું '

'કેમ છે? દરદ કંઈ મટ્યું છે? રાતે ઊંઘ આવી હતી?'

પેલા જુવાને કહ્યું, 'ના, સાહેબ, આજ તો હવે પીડા નથી વેઠાતી. ઊંઘ તો આવે જ ક્યાંથી?'

ડૉક્ટરે ઊંડી ઝોળીમાંથી તેનો હાથ કાઢ્યો પેલા જુવાને દુ:ખની એક ચીસ પાડી ડૉક્ટરના હાથનો સ્પર્શ પણ તેનાથી સહન થઈ શકતો નહોતો તેની એ ચીસથી મારું હૃદય ધ્રૂજી ઊઠ્યું. મારી સ્મૃતિમાં ઝાંખુંઝાંખું કોઈ એક ચિત્ર હું જોવા મંડ્યો શરમથી, ભયથી મેં મારું મુખ નીચું નમાવી દીધું પેલા જુવાનની ચીસ સાંભળતાં બેબાકળી જેવી એક વૃદ્ધ ડોશીએ બારણામાંથી ડોકિયું કરતાં આંસુભરેલે અવાજે પૂછ્યું

'ડાક્ટર સાહેબ, મારા મગનના હાથને મટશે કે?'

હાથ તપાસતાં ડૉક્ટરનું મુખ વધુ ગંભીર બન્યું. તેણે ડોશી તરફ જોઈ કહ્યું: 'કંઈ કહેવાય નહિ. જો બરોબર કાળજી ન રખાય તો કદાચ નહિ પણ મરે. એને ઑપરેશનની જરૂર છે. ધામા ઝેર પસર્યું છે, એટલે વાઢકાપ કરી તે કાઢી નાખવું પડશે.'

ડોશીએ એક ઊંડો નિઃશ્વાસ મૂક્યો. દારિદ્રની જીવન્ત પ્રતિમા જેવી તે દેખાતી હતી. તેને જોતાં જ પથ્થર પણ દ્રવે એવો કરુણ તેનો દેખાવ હતો. તેના મુખ ઉપરની તીવ્ર ચિન્તા અને વેદના ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું કે આ જુવાન તેની વૃદ્ધાવસ્થાની લાકડીરૂપ, તેના અંધાપાની આંખરૂપ હતો. પોતાનું જીવન આપતાં જો તેને ઉગારી શકાય એમ હોય તો તેમ કરવા તે તૈયાર હોય એમ તેના મુખ ઉપરથી સ્પષ્ટ થતું હતું. પણ તેના જીવનની આજે કોને જરૂર હતી? સેંકડો અને હજારો રૂપિયા આપી કૂતરા, ઘોડા, પોપટ વગેરે ખરીદનાર લોકો પડેલા છે. એ બધાથી તેમના ગર્વને, તેમની મોટાઈને તૃપ્તિનાં સાધનો મળે છે. પણ આ ડોશીના જીવનની જગતમાં કોને પડી હતી? ઑપરેશનનું નામ સાંભળતાં તેનું ઘરડું શરીર ધ્રૂજી ઊઠ્યું. તેની આંખે તમ્મર આવ્યાં. ઢગલો થઈ તે બારણામાં ઢળી પડી. પેલો જુવાન પોતાની વેદના ભૂલી ગયો. તે તેની વૃદ્ધ અસહાય મા પાસે દોડ્યો. તેના સાજા હાથે તેના વાંસા ઉપર હાથ ફેરવતાંફેરવતાં તે બોલ્યો:

'અરે! મા, એમાં ગભરાઈ શાની ગઈ? જો, જો, મને તો કંઈ નથી થયું. બે દિવસમાં તો હું તદ્દન સાજો થઈ જઈશ. મેં તને ના પાડેલી કે દવાખાનામાં તારું કામ નહિ. ડૉક્ટરસાહેબ, જરાક જુઓને, કાલના કરતાં તો આજે સોજો ઓછો છે ને?' એમ કહી તેણે ડૉક્ટરના તરફ જોયું. ડૉક્ટરે હસી કહ્યું, 'હા, મગન, સોજો તો કાલના કરતાં ઓછો છે. ડોશી, ચિન્તા ન કરશો, થોડા દિવસમાં મટી જશે.'

મગને ડૉક્ટર તરફ જોઈ પૂછ્યું, 'સાહેબ, ઑપરેશન કરાવવાથી મટી જશે?'

'હા.'

'ઑપરેશનનું શું પડશે?'

'આવાં ઑપરેશનના ઓછામાં ઓછા પચાસ રૂપિયા પડે, પણ તમારા જેવા ગરીબો પાસે હું વીસ રૂપિયાથી વધુ નથી લેતો.'

મગનના મુખ ઉપર એક ઊંડી હતાશતાની છાયા ફરી વળી.

'સાહેબ, હું સાજો થઈ તમારે ઘેર નોકર તરીકે કામ કરી તમારા બધા પૈસા ભરી દઈશ.'

ડૉક્ટર હસ્યા. 'એમ તો હું કેટલાક નોકર રાખતો ફરું? બધા જ એમ કહે તો મારે તો પાર ન આવે. . .'

ડૉક્ટરની બધી સિદ્ધાન્તચર્ચાઓ મને યાદ આવી. પણ તેમની ટીકા કરવાનો મને શો અધિકાર હતો? ઘડીભર થંભી ડૉક્ટરે આગળ ચલાવ્યું:

'તમે એમ કરો, સરકારી દવાખાનામાં જાઓ. ત્યાં સરકારને ખર્ચે તમારા હાથ પર ઑપરેશન કરવામાં આવશે.'

હું એ સાંભળી જ રહ્યો. સામાન્ય રીતે પોતાના દરદીઓના મન ઉપર ડૉ. જમિયતરામને એક વાત ભારપૂર્વક ઠસાવતા મેં જોયા હતા કે સરકારી દવાખાનાં માત્ર ફારસરૂપ છે, ત્યાં જે જે ડૉક્ટરો જાય છે તે માત્ર પોતાના ખાનગી દવાખાનાંની જાહેરાત અર્થે જ

જાય છે; ત્યાં તે દરદીઓની ચિકિત્સા નથી કરતા હોતા, કૅનવાસિંગ કરે છે તમારા દાંત ખરાબ છે ? તો ડૉક્ટર કહેશે, 'જુઓને, આ તો સરકારી દવાખાનુ અહીં પૂરા સાધનો ન મળે તમે મારું દાતનુ દવાખાનુ તો જોયુ છે ને ?—રોડ ઉપર—બૅન્કની સામે જે બારથી પાચ સુધી હું હમેશ ત્યા હોઉં છુ તમે ગમે તે દિવસે ત્યા આવી શકો છો માત્ર ત્રણ 'સિટિંગ'મા તો તમને તદ્દન આરામ થઈ જશે' આવીઆવી વાત ડૉ. જમિયતરામ વારવાર કરતા, છતા આજે તેમણે મગનને એ જ દવાખાનાની ભલામણ કરી

પેલા જુવાનના હાથ ઉપર ફરીથી પાટો બાધી, આઠ આનાની ફી ખાનામા નાખી, ડૉક્ટરે મારા તરફ ફરી, અધૂરી રહેલી વાતના મણકા જોડવા માડ્યા. અત્યારસુધી મગનની નજર મારા તરફ પડી નહોતી, તે તેના હાથની વાતમા જ મશગૂલ હતો. ડૉક્ટરે મને સબોધન કર્યું કે તરત જ તેની નજર મારી ઉપર પડી અમારા બન્નેની આખ મળી મગન એકદમ ચમક્યો તેનુ મુખ પડી ગયુ ગભરાયેલોગભરાયેલો ડોશીનો હાથ પકડી દવાખાનામાથી તે નીકળી ગયો

આ ઘટના પછી ડૉક્ટરની વાતમા કેમે કરી મારુ ધ્યાન ન ચોટી શક્યુ હું ખૂબ અસ્વસ્થ થઈ ગયો એ ભાગેલો હાથ વારવાર મારી નજર સમક્ષ તરવા લાગ્યો જાણે મને તે ઠપકાભરી આખે કહી રહ્યો હોય—'મેં તારુ શુ બગાડ્યુ હતું ?' 'શા માટે તે મારા પર આવી ક્રૂરતા વાપરી ?' એમ મને ક્ષણેક્ષણે ભાસ થવા માડ્યો ડૉક્ટર મારી અસ્વસ્થતા કળી જશે એ બીતિથી મે તેમની રજા લીધી હુ ઘેર આવ્યો પણ કેમે કરી મને શાન્તિ જ ન વળે રાત્રે ઊંઘમાથી પણ હુ બેત્રણ વખત ઝબકી જાગી ઊઠ્યો. સ્વપ્નામા પણ એ જ ભાંગેલો હાથ ! એ જ ઠપકો ! એ જ નિશ્વાસ !

વાત એમ બની હતી કે એક દિવસ મળસ્કે હું મારા ખેતરો પર ફરવા ગયો હતો મારા ખેતરોમાથી એક સરિયામ રસ્તાની નજીક આવ્યુ હતુ તે ખેતર ઉપર હું ક્વચિત જ જતો ત્યા મારો એક આબો હતો, પણ સરિયામ રસ્તા નિકટ તે આવ્યો હોઈ તેની કેરી પાડી લાવ્યાનુ મને યાદ નહોતુ આજે કોણ જાણે શાથી મારા પગલા તે ખેતર તરફ વળી ગયા દૂરથી આબા નીચે કોઈ ફરી રહ્યુ છે એવો મને ભાસ થયો રાત્રે એક પ્રચડ વાવાઝોડુ થયુ હતુ એટલે આબા પરના મરવા બધા મરવા તૂટી પડ્યા હશે એમ તો હું માનતો જ હતો. પણ આ આબાની બાબતમા તેનુ મને દુ ખ નહોતુ મારે મન તે વાવાઝોડાથી તૂટી પડે કે રસ્તે જનારઆવનારના પથરાથી તૂટી પડે તે બધુ સરખુ હતું આમ છતા કોણ જાણે કેમ પણ આબા નીચે કોઈક ફરી રહ્યુ છે એવો ભાસ થતા મારુ મગજ તપી ઊઠ્યુ ઉતાવળા ડગ ભરતો હું ત્યા પહોચ્યો કોઈ મરવા વીણી રહ્યુ હોય એમ મને લાગ્યું સૂર્ય આથમનો ચદ્ર ક્યારનો અસ્ત પામેલો હોઈ આકાશમાથી તારાઓનુ આછુ તેજ ટપકતું હતુ. પેલો માણસ જેવો મરવા લઈ ઊભો થવા જતો હતો તેવો મે તેનો હાથ પકડ્યો. એકાએક સર્પદશથી કોઈ માણસ ચમકી ઊઠે તેમ તે ચમક્યો ગુસ્સામા મે તેનો હાથ મરોડ્યો તેના મુખમાથી વેદનાની એક કારમી ચીસ નીકળી ગઈ તારાના તેજમા તેના મુખની આછીઆછી રેખાઓ ક્ષણભર હું જોઈ શક્યો તેની વેદનાભરી ચીસ સાભળતાં મારા હાથમાંથી તેનો હાથ છૂટી ગયો તીરની જેમ ખેતરમાથી તેણે દોટ મૂકી તેની પાછળ દોડવાની મારે કઈ જરૂર નહોતી આ ઘટનાને હું તો તરત જ ભૂલી ગયો હતો પણ

ડૉ જમિયતરામના દવાખાનામાં જોયેલા જુવાને મારી સ્મૃતિમાં તે તાજી થઈ ત્યારે જ મને સમજાયું કે મે એક ભયકર ગુનો કર્યો હતો

આ વાત હવે મારા મનમા સતત ખટકવા લાગી મારે એનુ પ્રાયશ્ચિત્ત કઈ રીતે કરવું? મારા નિર્જન, વાડવિનાના ખેતરમાથી જેનો મને કઈ અર્થ નહોતો એવા મરવા એ જુવાન મળસ્કે ઊઠી વીણતો હતો એ શુ એનો ગુનો હતો? મારે જેનો ઉપયોગ નહોતો તેના ઉપર એણે કેટકેટલી આશાઓ બાધી હશે? કદાચ તેના ઘરમાં એ ગરીબ માદીકરાના એક દિવસના રોટલા તેમા ન હોય? અને તે દિવસે તે બન્નેને કોરો ઉપવાસ કરવો પડ્યો ન હોય? અને તેનો જમણો હાથ! જેના ઉપર તેની આખી જિંદગીની મદાર હતી, જેની મદદે પોતાની વૃદ્ધ માને તે ગરીબાઈ અને વૃદ્ધાવસ્થાના દુખમાથી ઉગારતો હતો તેને મેં મારા મદમા, મારા અવિચારીપણામા, મારા માલિકીના અભિમાનમા ક્ષણમા ભાગી નાખ્યો! આ વિચારે મને અગાધ થઈ પડ્યા દિવસગત મારુ હૃદય એથી વલોવાવા લાગ્યુ તે જુવાનના પગમા પડી તેની માફી માગવાનો મને વિચાર થઈ આવ્યો પણ તેનોય શો અર્થ હતો? તેનો ભાગલો હાથ તેથી થોડો જ પાછો આવવાનો હતો? ગમે તેમ હો—એકવાર તે ક્યા રહે છે તે શોધી કાઢવા મેં કમ્મર કસી

ગામબહાર એક તૂટી ફૂટી ઝૂપડીમા એ માદીકરો રહેતા હતા તે શોધતા મને જરા પણ વાર ન લાગી. એક દિવસ હું ત્યા ગયો ઝૂપડીમાથી માદા માણસના દુખનો અવાજ આવી રહ્યો હતો ડોશીના વચ્ચેવચ્ચે શબ્દો સભળાતા હતા

'ભાઈ, શુ થાય છે? માથુ દાળ્યુ? ' મારો શ્વાસ રુધાવા લાગ્યો મારે અંદર જવુ કે નહિ? પોલીસને જોતા ગુનેગારની જે સ્થિતિ થાય તે મારી થઈ રહી હતી મારા પગ ભારે થઈ ગયા છતા મે મારો નિશ્ચય પડતો મૂક્યો નહિ હુ ઝૂપડીમા પેઠો મને જોતા પેલો જુવાન એકદમ ચમક્યો તેણે એકાએક ડોશીને કહ્યુ, 'મા, જો તો આપણા પેલા છાણા કોઈ ઢોર ફૂદી નાખે છે!' ડોશી તરત જ ઊઠી પાછલે બારણેથી બહાર નીકળી. તે જતાં તરત જ તે બોલી ઊઠ્યો

'હું જાણતો જ હતો કે તમે આવશો—ભલે હુ તૈયાર છુ બોલાવો તમારા પોલીસને'

કોઈએ મને ગાલ ઉપર જોરથી તમાચો ચોઢી કાઢ્યો હોત તોપણ મને આવો આઘાત ન લાગત મેં તરત જ જવાબ આપ્યો

'ભાઈ મગન, તારી ભૂલ થાય છે હુ તારી માફી માગવા આવ્યો છું'

તેના ખિન્ન મુખ ઉપર સહેજ સ્મિત ફરક્યુ તે બોલ્યો

'માફી! શા માટે મશ્કરી કરો છો? મારી મા ઘડીકમા પાછી આવશે તે પહેલા તમારુ કામ પતાવી લો એટલે થયુ'

મે જોયુ કે મારા શબ્દોમા વિશ્વાસ મૂકવા તે જરા પણ તૈયાર નહોતો અને એવી આશા મે રાખેલી એ મારી મૂર્ખાઈ નહોતી? શા માટે મારામા તે વિશ્વાસ રાખે? કયે દિવસે મે તેનુ કે તેના જેવાનુ જરા જેટલુ પણ હિત કર્યું હતુ? તેના જેવાના કફન ઉપર તો અમારી બધી સુખની ઇમારતો રચાયેલી હતી તે મારી સાથે હજુ વાત કરે છે એ પણ તેની એક ઉદારતા જ હતી ને? મારામા રહેલી બધી સદ્વૃત્તિ ભેગી કરી મે કહ્યુ

'મગન, હુ તારો ગુનેગાર છુ આજ હુ મારા પાપની માફી માગવા તારી પાસે આવ્યો છુ'

'એ તો પેલ દિવસે મેં તમને દવાખાનામાં જોયા ત્યારનો હુ માનતો જ હતો કે તમે આવશો પણ હવે બધુ ઝટ પતાવી દો કહો, મે તમારુ શુ બગાડ્યુ હતુ—મારી માએ તમારું શુ બગાડ્યુ હતું કે તેના મોનો કોળિયો તમે છીનવી લીધો?' પોતાના હાથ તરફ નજર કરતા તેણે કહ્યુ 'જુઓ, અહીં બધુ ઝેર ફેલાયુ છે કાલે એ વધતુ-વધતું અહીં આવશે' તેણે પોતાના હૃદય તરફ આંગળી ચીંધી, 'અને પછી? ...., પછી? ...' તેણે વેદનાથી પોતાની આખ મીચી દીધી તેના નિસ્તેજ ગાલ ઉપર બે આસુ ટપકી પડ્યા મારુ હૃદય અપાર ગ્લાનિથી પૂર્ણ બની ગયુ મે કમ્પતા સ્વરે કહ્યુ

'નહિ, મગન, આમ તુ અકળા નહિ ગરીબોનો ઇશ્વર ઊંઘી નથી ગયો... . ...' પણ હું આગળ બોલુ તે પહેલા તેના વિષાદયુક્ત હાસ્યે મને અટકાવ્યો—

'ઇશ્વર?' તે બોલ્યો, 'ઇશ્વર દુનિયામા છે ખરો? હા, તમને ગાડી, ઘોડા, લાડી, વાડી બધુ છે એટલે તમારે ઇશ્વર વિના કેમ ચાલે? બાકી, ઇશ્વર હોત તો તે દિવસે તે ક્યા ઊંઘી ગયો હતો? એક ઘરડી ડોશીને એક રોટલાનો ટુકડો પણ જે સાખી નથી શક્યો એવો ઇશ્વર આ દુનિયામા હોય તોય શું?'

જગતના અન્યાયોથી તેનું દિલ ખાટુ થઈ ગયેલુ હતું એ હુ સ્પષ્ટ જોઈ શક્યો મારા શબ્દો જગતના દંભના જ સૂચક હતા એમ મને પણ લાગ્યુ મારા ભયંકર અપરાધની માફી મેળવવાની તો મે વાત જ છોડી, પણ કોઈ પણ રીતે મારે એ જુવાનની જિંદગી બચાવવી હતી મે તેને ખૂબ આજીજી કરી અનેક રીતે તેને મે સમજાવ્યો, તેની સારવારનો બધો ખર્ચ ઉપાડી લેવાનુ મે તેને જણાવ્યુ જરૂર પડ્યે તો મુંબઈ લઈ જવાનુ પણ મે તેને કહ્યુ આ બધામા તેને પૂરો વિશ્વાસ તો ન બેઠો, પણ તેને એક ખાતરી અવશ્ય થઈ કે હું તેને પકડાવવા ત્યા ગયો નહોતો.

એ ભાગેલા હાથની સ્મૃતિએ હજી પણ અનેકવાર મારી રાત્રિઓ ગમગીન બની બેઠે છે આવા કેટકેટલા—અરે! લાખો, કરોડો ભાગેલા હાથે જગતની જીવનવીણા બસૂરી બની રહી છે પણ તે કોણ સાંભળે? ક્યારે સાભળે?

---

## જ્યોતિ કે અંધાર?

તનસુખ

અર્કતણા અજવાળે અગણિત
તારલિયા છુપાઇ રહે:
જ્યોતિ વસ્તુ સમસ્ત ઉજાળતી
અર્કતણી તો કેમ કહે?
જે અજવાળી શકે અંધાર
તે જ્યોતિ પણ શુ અંધાર?

# શકુન્તલા*

ઉત્તુંગ શૃંગ રમતી રવિરશ્મિમાલ,
વ્હેતી નીચે ઘુઘવતી સરિતા કરાલ,
વચ્ચે સુપુષ્પ જ્યમ નન્દનવાટિકાનું
તેવું પડેલ હસતુ કંઈ નાનુંનાનું!

મુખમાં ચન્દ્રની શાન્તિ, દિવ્ય સૌરભ સ્વર્ગમાં;
તેમ આવ્યું અહીં કૃપાથી શાન્ત આ વનપ્રાન્તમાં!

ઊંચાંઊંચા, સ્તિમિત નયને, ન્યાળતા વૃક્ષવૃન્દ,
વીંધે તેને દિનમણિતણી અંગુલીઓ અનંત;
વીંટી લે છે સુભગ સરિતા શાન્ત એ કાન્તિકેરી,
ગૂંથી ઝીણી કમલવદને માલિકા શી અનેરી!

ઝરમર ગિરિનિર્ઝરો ઝરે છે,
મધુ રમણીન નવીન વિસ્તરે છે,
સુખમય વહતો સમીર ધીરો,
કુસુમપ્રમોદ ધરી પયો છકેલો

ગભીર ધીર તરુકુંજતણી ઘટામાં
ઐર્વત કે મૃગતણાં યૂથ લાગ્ય ભાર્યાં,
શૃંગે સુઢે લટકની બકુલાવલીઓ
ઝીલે પરાગ ઝરતો પ્રણુગામનાઓ!

આ ધામ એવી રીતની લઘુ આશ્રમોની—
તૂટી પડેલ જ્યમ શૃંખલ મેખલાની—
નિસીમ પાછળ ઊંડે ગિરિશૃંગરાજી,
આભા વિલાસ ધરી ભર્ગની દીપિકાથી!

[illegible] નરે નગ્ન શાં વર્ણ સૌન્દર્ય ધારે,
[illegible] મૃદુ કુસુમની સેજ રચ્યા પ્રમાણે,
કૂજે ક્યાંથી મરમર કરે કોકિલા મૂઢ મત્ર!
[illegible] જાણે લલિત પડ્યો ઊંડો વિપંચ!

---

* [illegible] પ્રસિદ્ધ થનાર 'પુષ્પોપહાર' નામના કાવ્યસંગ્રહમાંથી.

ઊંચે ચડે શિશિરસીકર વાદળીઓ
તેમા ભરે ભરત સ્વર્ગની સુંદરીઓ,
તેવા વિલોલ તરતા પ્રતિબિંબ મધ્ય
સૌન્દર્ય મૂર્ત સમ ઇન્દ્રધનુ અનંત!

સોહત ત્યા કદલીના વનનીલ શાંત,
ચુમે ચડી ગગનને તહીં તાલપ્રાન્ત,
તે પાર ભૂરી લસતી નભની સુરેખા
રશ્મિ ક્ષણેક્ષણ સુરંગ ભરે અનેરા!

સ્વર્ગની વાટિકા રૂડી, ચારુતા મૂર્ત વિશ્વની
અનન્ય છે તથા શોભા ઊંચા આ વનપ્રાન્તની!

નીચેનીચે, ગુફામા ધમધમ કરતા ધોધના ઘોષ ગાજે!
ઘેરી ગભીર ક્યાથી મૃગપતિગણની ત્રાડ આકાશ ફાડે!
ભેટે કૈં ચીસ પાડી જલધર ઘનશા મત્ત માતંગરાજ!
ફૂ ફાડે ક્યા વિકાસી દશન વિષભર્યાં ઉગ્ર ક્રોધાન્ધ નાગ!

સૌમ્યતા, સુરખી ઊંચે, નીચે સાકાર ચડતા!
જોડવુ પુષ્પ એ બેને—નિશા, આદિત્યને, ઉષા!

મુકુલિત જગ કેરી પૂર્ણ લાવણ્યમૂર્તિ,
લલિત નયનજ્યોત્સના દિવ્ય દેવાંગનાની
અહીં વિલસતી ક્યાથી, કોણ આ કોમલાંગી?
નવીન શશિકલાશી, કુંજમા આ લતાંગી?

માન્દર્ય ને દિવ્ય તપપ્રભાવનુ,
સંતાન પુણ્ય પ્રણયાર્દ્ર ગ્રન્થીનુ,
વસંતની ચન્દ્રસુધા શુ નિર્મળા
શકુંતથી સેવિત એ શકુન્તલા!

વિલોલ મંજુ કલતા વિહંગમો
ધ્વનિ કરે પક્ષપ્રહારથી મીઠા,
મૃદુ મૃદુ પ'લવ પુષ્પ લેઈને
સપ્રેમ પોષે અતિથિ નવીનને!

જોઈ રહ્યો ઉપર સૂર્યરાજ,
વૃષ્ટિ કરે પુષ્પિત વૃક્ષમાલ,
પ્રસારતી શીતલ છાય મંજરી
ઉત્સંગમા જેમ સ્વપુત્રીને લઈ.

રૂડાં પ્રસારી નવપિચ્છ નાચતો
કેકા કલાપી મધુરી પુકારતો;
મરીચિકેરા વન છોડી, જોડલી
મોહ્રામ ઊભી શુકસારિકાતણી !

ચંચુતણુ ધાન્ય અનન્ત અર્પતા,
મધુર ને અસ્ફુટ શબ્દ ગુંજતા,
હસત એ બાલકને હસાવતા,
વિહગ જાણે નિજ સ્વર્ગ માણતા !

તમાલ ને અમ્બુજ પ્રાન્તની કરી
શય્યા લઘુ, પુષ્પપરાગથી ભરી,
રમી રહ્યું બાલક દિવ્ય ત્યાં કંઈ,
પીયૂષકેરા પરિવેશમા શશી !

ઝીણીઝીણી, વિરલ ઊડતી કેશવાળી સમીરે,
નાચે જેવી અમીમય મૃદુ ચન્દ્રિકા વ્યોમતીરે,
છૂટીછૂટી કુસુમકલી શી દંતપંક્તિ અભંગા,
શોભે તન્વી, ઉડુગણ ભરી જેમ આકાશગંગા !

અવિરત સ્મિત શું મુખારવિન્દે !
બકુલકલી મમ મુક્ત ઓષ્ઠ દીસે !
મુદિત સ્તિમિત નેત્ર પ્રેમઘેલા
અમીઝરતા જ્યમ કૌમુદીભરેલા !

અંગોઅંગે અવિરત ઝરે દિવ્ય શી જ્યોતરેખા !
નીચે આવી મયન સુભગા મૂર્ત શું ચન્દ્રલેખા !
ફૂળાફૂળા લલિત કદલીગર્ભ શાં ગાત્ર નાના
દેખાયે છે ધવલ ઘન શા વ્યોમમા ક્ષીર ભાર્યા !

પ્રકૃતિમંડપે ઊગ્યુ પુષ્પ નાનું સુકોમલ !
અખંડ વધતુ જાયે, ચન્દ્રથી ચન્દ્રિકા જ્યમ !

ચોપાસ ગંભીર પ્રશાન્ત સૌ દીસે
મૃદુ મૃદુ અસ્ફુટ બાલુડું લવે
થયો તહીં હા ! પદરોપ ક્યાં થકી ?
ઉચ્ચાર એ માનવબોલનો તહીં !

બ્રહ્મસ્વરૂપ જ્યમ મંગલ શૂન્યમાંથી,
આદિત્ય ઉદયગિરિની જ્યમ મેખલાથી—
ભેદી ઘટા ઘન તરુવરકેરી તેમ
ઊભો તપોનિધિ ત્યહાં, ગિરિરાજ જેમ !

ભસ્મદ્યુતિ ભાલ અહો ! મહોજ્જ્વલ !
અનન્ય છે પુણ્ય પ્રદીપ્ત નેત્ર !
વિભૂતિ સાકાર મહેશકેરી !
દિનેશની મૂર્તિ પ્રભા અનેરી !

ધ્યાનમાં લીન છે પૂર, 'સોઽહં સોઽહં' સ્તવે મુખ,
આત્મને બ્રહ્મમાં જોતો આવનો એ તપોધન

ઊડી ગયાં પક્ષી કરી નિનાદ,
આવત પેખ્યો અહીં સૂર્યરાજ !
વિભ્રાત, એકાકી, શિશુ હસે, રડે !
પીયૂષધારા પ્રતિશબ્દમાં સ્રવે !

જાણે થયો રવ મૃદુ સુર દુંદુભિનો,
કર્ણે ચડ્યો ધ્વનિ હરિવચનાવલીનો,
સાશંક, સ્તબ્ધ, બનીને સુણી બાલશબ્દ,
યોગી ઊભો નિજ સમાધિ વિષે નિરુદ્ધ !

નીચાં ઢાળ્યાં નયન તપને ઘેન ઘેરે ભરેલાં !
હૈયાકેરાં કંઈ વિકસિયાં દ્વાર વૈરાગ્ય દીધાં !
કંપી ઊઠી ક્ષણભર ઊંડી આત્મની આર્યજ્યોતિ !
ક્યાંથી કલ્પી, કદી નવ લહી, દિવ્યતા અત્ર સૂતી ? !

મીંચાય ને નેત્ર સુરેખ ઊઘડે !
રોમાંચ સ્વેદ કૃશ કાયને વીંટે !
પ્રચંડ કોલાહલ આત્મમાં થતો !
ગંભીર કો શાન્તિ શું ઘોષ ઊઠતો !

ધીમેધીમે કંઈ પ્રણમતી શ્યામ સપ્રેમ કાય !
આછીઆછી વિરલ મૃદુતા શુષ્ક ચ્હે જણાય !
વર્ષે આહા ! કૃશતનુ થકી સ્નેહ સૌજન્ય ધાર !
છોડે સીમા નિખિલજલ ! હવા ના સ્થલે કો સમાય !

શુષ્કમાં મિષ્ટનાં બિન્દુ ! ક્ષારમાં ક્ષીર તો સ્રવે ।
જીવનારણ્યમાં પ્રેમ-પુણ્ય-પીયૂષ નિર્ઝરે ।

પાષાણોને હૃદય શું લીધું તાપસે એ મૃણાલ !
મીઠું મીઠું કંઈ કહી રહે કર્ણ યોગી સુકામ ।
જોડે બેસે અધરઅધરે, નાસિકા સાથ નાસા ।
ભૂલ્યો, ભૂલ્યો, તપ યશ ચળ્યો । યોગી તેં મૂકી માઝા ।

ફરીફરી ચુમ્બન ચુમ્બનો પર
શિશુ લઈ પદ્મ મુકુલ શું કર
ચાલ્યો સહર્ષ પતિ એ નિકુંજથી !
પ્રભા ત્યજે અસ્ત તથાપિ ના રવિ ।

# વેપારી જગત

જયસુખલાલ કૃ. મહેતા

## ઓરડાવાનો પડછાયો

પ્લેટફૉર્મ ઉપર કે જાહેર છાપાઓમા ઘણીવાર ઉલ્લેખ કરવામા આવે છે કે હિંદુસ્તાન ધર્મપ્રાણ પ્રદેશ છે અને પાશ્ચિમાત્ય દેશોની માફક ભૌતિક ચીજોની જ પાછળ ઘેલો થતો નથી હિંદુસ્તાનને માટે આ કહેતી લાગૂ પાડવામા આવે છે તેનો ઉપયોગ તેના દુશ્મનોએ કરેલો છે અને તેના મિત્રોએ પણ અવળી રીતે કર્યો છે ઔદ્યોગિક કે વેપારી ક્ષેત્રોમા તેના હરીફો કહે છે કે આ દેશ હુન્નરઉદ્યોગમા આગળ વધી નહિ શકે, કારણ કે તેની ભાવના ધાર્મિક છે એવા પણ આસુ પાડનારા આપણે જોઈએ છીએ કે જેઓ જ્યારે આ દેશમા કોઈ ઉદ્યોગ બહુ ખીલતો હોય ત્યારે કહે છે કે હિન્દુસ્તાન પોતાનો ભૂતકાળનો ધાર્મિક વારસો ભૂલી જશે આપણા રાજ્યકર્તાઓને હિંદુસ્તાનના શરીર કરતા તેના આત્માને માટે ઘણી ચિંતા અને ફિકર રહે છે, અને તેટલા જ કારણથી ઔદ્યોગિક પ્રગતિ થવા દીધી નથી।

હિંદી સરકારને મને કે કમને હિંદુસ્તાનનો વેપાર અને તેના ઉદ્યોગો થોડેઘણે અંશે તો ખીલવવા દેવા જ પડ્યા હતા તે ન હોય તો વાર્ષિક ગંજાવર ખર્ચ ચાલે શી રીતે? પણ મૂળ સિદ્ધાત એ છે કે તમે ગમે તેટલા ઉદ્યોગો ખીલવો અને વેપાર ખેડો, પણ ગ્રેટબ્રિટનના વેપારને અને ઉદ્યોગને જરા પણ નુકસાન પહોચવુ જોઈએ નહિ મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડના સુધારા દાખલ કરતી વખતે એવી એક સમજૂતી કરવામા આવી હતી કે જો હિંદુસ્તાનની લેજિસ્લેટિવ એસેમ્બ્લી (વડી ધારાસભા) અને હિંદી સરકાર અમુક આયાત જકાત નખવાને મમત થાય તો સેક્રેટરી ઓફ્ સ્ટેટ (હિન્દી વજીર) વચમા પડશે નહિ આ સમજૂતી પણ હવે નવી યોજના પ્રમાણે પડતી મેલવામા આવશે, અને એવા નિયમોનો સ્વીકાર કરવામા આવશે કે બ્રિટિશ વેપાર અને ઉદ્યોગને કઈ પણ નુકસાન થાય તેવી રાજ્યનીતિ હિંદુસ્તાનથી અખત્યાર કરી શકાશે નહિ

પોતાના વેપાર અને ઉદ્યોગ ખીલવવા માટે હિંદુસ્તાનને પરદેશથી આયાત થતા માલ ઉપર ભારે જકાત નાખવાની છૂટ હતી ૧૯૧૮ની સાલમા ઔદ્યોગિક કમિશનનો રિપોર્ટ બહાર પડ્યો ત્યારે પ્રથમ હિંદુસ્તાનને રક્ષણનીતિ (protection trade policy) આપવાનો ઉલ્લેખ થયો ત્યાર પછી જકાતી કમિશન (Fiscal Commission, 1921–22), જેના પ્રમુખ સર ઈબ્રાહીમ રહીમતુલ્લા હતા, તેણે બહુમતિથી discriminating protection એટલે કે સંપૂર્ણ રક્ષણનીતિ નહિ પણ વિવેકમર્યાદાવાળી રક્ષણનીતિ પસંદ કરી લઘુમતીએ તો ભલામણ કરી હતી કે હિંદુસ્તાનને પોતાનું જકાતી ધોરણ મુકરર કરવાને પૂર્ણ છૂટ આપવી જોઈએ ઇગ્લડની અંદર છૂટાપણાના વેપારની નીતિ ઘણાં વર્ષો થયા

પ્રચલિત હતી, જોકે પોતાના વેપારઉદ્યોગને ખાતર તેમા ઘટતા ફેરફાર કરવામાં આવતા ટૂંકમા મારું તે મારું અને તારુ તે તારુ ને મારુ સહિયારુ એ પ્રથા બ્રિટિશ સત્તાવાળાઓને પ્રિય હતી હિંદુસ્તાનના કાપડઉદ્યોગ ઉપર એક્સાઈઝ જગાત નાખી શકાય પણ તે ઉદ્યોગના રક્ષણ માટે ભારે જકાત નાખી ન શકાય, કારણ કે તેથી વેપારના છૂટાપણાનો નાશ થાય

યુરોપના મહાવિગ્રહ પછી વેપારના છૂટાપણાની નીતિ જે યુરોપમા હતી જ નહિ તે ઇંગ્લંડમાથી પણ ચાલી ગઈ ઘણા વર્ષો થયા તે ત્યા ખરી રીતે હતી નહિ પણ ઢોંગઢોંગથી તેની પૂજા થતી તે ઢોંગઢોંગ પણ આખરે ગયા અને છૂટાપણાની નીતિને બદલે વેપારના રક્ષણની રાજ્યનીતિને ઇંગ્લંડે પોતાની કુલદેવી તરીકે સ્થાપના કરી જ્યારે ખુદ ઇંગ્લંડે પોતે આ પ્રમાણે નીતિ બદલી ત્યારે હિંદુસ્તાન માટે તો તે શુ કહી શકે? એટલે આ દેશમા જકાતની ધોરણ વધવા માડ્યુ દરેક ઉદ્યોગને શુ રક્ષણ જોઈએ, અથવા બિલકુલ જોઈએ કે નહિ તે નક્કી કરવાને ટેરિફ બોર્ડ સ્થાપવામા આવ્યુ આ બોર્ડની ઘટના સકુચિત અને વિચિત્ર છે તેમના પોતાના હાથમા સત્તા બહુ ઓછી છે બોર્ડને અરજી કરવાની પ્રથા એમ છે કે કોઈ ઉદ્યોગને જરૂર લાગે કે પોતાના હિતની ખાતર રક્ષણ જોઈએ તો તેણે બરાબર પોતાનો કેસ કરી હિંદી સરકાર ઉપર મોકલવો જોઈએ અને હિંદી સરકાર તે ઉપર વિચાર ચલાવી યોગ્ય લાગે તો તે ટેરિફ બોર્ડને સોપે ટેરિફ બોર્ડને સોપાયા પછી તેના ઉપર સરકાર વિચાર ચલાવી પોતાનો મત બહાર પાડે છે ટેરિફ બોર્ડની ભલામણને સરકાર ટેકો આપે અથવા તદન અસ્વીકાર કરે કે થોડીઘણી ભલામણો સ્વીકારે, આ સઘળુ સરકારની મરજીની વાત છે. કાપડના ઉદ્યોગ ઉપરના છેલ્લા રિપોર્ટ બાબતમા તેમજ બીજા ઘણા રિપોર્ટો બાબત એમ જ બનેલુ છે સરકારનો ઠરાવ બહાર પડ્યા પછી તેઓ એ સબધે લેજિસ્લેટિવ એસેમ્બ્લીમા બિલ લઈ આવશે અને તે બિલ કાયદા તરીકે પાસ થયા પછી તેનો અમલ થશે આ બધી વિધિ સંપૂર્ણ થતા વર્ષો વીતી જાય છે સ્ટીલ આપણના ઉદ્યોગને રક્ષણની બહુ જરૂર હતી અને તેઓએ સરકારને અરજી કરી અરજી કર્યા પછી બે વર્ષે ટેરિફ બોર્ડને સવાલ સોપાયો બોર્ડે એકએ વર્ષ લીધા, અને જ્યારે તેનો રિપોર્ટ સરકાર આગળ આવ્યો ત્યારે તેમા પુષ્કળ છેકછાટ થઈ છેવટે જ્યારે રક્ષણ મળ્યુ ત્યારે કુલે પાચેક વર્ષ વીતી ગયા હતા, ઉદ્યોગની સ્થિતિ તદ્દન બગડી ગઈ હતી, અને જે રક્ષણ મળ્યુ તે અધૂરા પ્રકારનુ અને અસતોષકારક હતુ જે પ્રમાણે એક દરદીને માટે દાક્તર બોલાવવામા આવે અને દાક્તર એટલા મોડા આવે કે દરદી આ દુનિયા છોડી પણ ગયેલ હોય, તે જ પ્રમાણે ઉદ્યોગોના રક્ષણ માટે સરકારની નીતિ તથા ટેરિફ બોર્ડને લગતી પ્રથા છે ઉપર જણાવેલી મુશ્કેલીઓ અને હેરાનગતીઓ આપણા ઉદ્યોગોને ભોગવવી પડે છે તેટલુ છતા કેટલાક ઉદ્યોગોને જકાતનું રક્ષણ મળ્યુ છે અને ફાયદો થયો છે આ પ્રમાણે આટલી મુશ્કેલીઓ વેઠીને પણ હિંદુસ્તાનના ઉદ્યોગો ખીલે તે બ્રિટિશ ઉદ્યોગોને પોસાય તેમ નહોતુ Hurdles Race (હર્ડલ રેસ) નામની શરત ઘણાએ જોઈ હશે તેમા ઉમેદવારોને વાડો કૂદવી પડે છે, ખાઈ ઓળગવી પડે છે, પીપમાથી પસાર થવુ પડે છે, વગેરે છેવટે ઇનામ મેળવનાર આટલુ કરીને પણ ફતેહ મેળવે છે હવે કોઈને એમ થાય કે આ પ્રમાણે વિટબણાઓ છતા ઇનામ મેળવે એ ઇચ્છવાજોગ નથી, અને જાહેર કરે કે તેવી શરત જ રાખવામા નહિ આવે, તે પ્રમાણે હિંદી સરકારે આજથી પાચ વર્ષ ઉપર Imperial Preference એટલે કે બ્રિટિશ સલ્તનતને પસદગીનુ ધોરણ દાખલ કર્યુ તે

વખતથી આપણી આર્થિક રાજ્યનીતિમાં આ ધોરણ દાખલ થયેલું છે અને જે કંઈ પણ રક્ષણ મળ્યું હતું તે બ્રિટિશ અને મસ્થાનો સામે અટકી ગયું છે આ પસંદગીના ધોરણને રીતસર સ્વીકારવા માટે ઓટાવા ખાતે એ વર્ષ ઉપર કૉન્ફરન્સ બોલાવવામા આવી અને તે વખતે હિંદુસ્તાનના કહેવાતા પ્રતિનિધિઓએ ગુલામીખત લખી આપ્યું આની અસર એ થઈ કે આખું જકાતી ધોરણ ફેરવી નાખવામા આવ્યું અને દરેક ચીજ માટે બ્રિટિશ માલને માટે એક જકાત અને બીજા દેશો તરફથી આવતા માલ ઉપર બીજી જકાત એમ ધોરણ સ્વીકારવામા આવ્યું છે ઓટાવા ખાતે કરેલા કરારનામામા કાપડના ઉદ્યોગનો સમાવેશ થતો નહોતો, એટલે ગયે વર્ષે મુંબઈ મિલઓનર્સ એસોસિએશન (મિલમાલિકોની મંડળી)ના પ્રમુખ મિ૦ એચ પી મોદીએ માન્ચેસ્ટર ચેમ્બર ઑફ કૉમર્સ (વપારી મંડળ)ના પ્રમુખ સર વિલિયમ ક્લેરન્લીઝ સાથે એવું કરારનામું કર્યું કે બ્રિટિશ કાપડને પસંદગીનું ધોરણ લાગૂ પાડવું અને તે જ પ્રમાણે ચાલુ વર્ષમાં એસેમ્બ્લી આગળ ટેરિફ બોર્ડના રિપોર્ટ ઉપર બિલ ઘડાયું ત્યારે આયાત તથા કાપડ માટે બ્રિટિશ જકાત એક અને જાપાનીઝ જકાત જુદી એમ અમલ થયો !

હાલ જૉઇન્ટ પાર્લમેન્ટરી કમિટીનો રિપોર્ટ બહાર પડ્યો છે તેણે આ સર્વે બહાલ રાખ્યું છે, એટલું નહિ પણ જોઈતા સુધારાવધારા કર્યા છે એટલે હિંદુસ્તાનના ઉદ્યોગોને માટે ખિલવણી તો બાજૂએ રહી, પણ તેમની હસ્તી પણ જોખમમા આવી પડશે ગોળમેજી પરિષદ આગળ હિંદુસ્તાનના સુધારાનો સવાલ આવ્યો ત્યારથી બ્રિટિશ રાજદ્વારીઓએ તથા વપારીઓએ મોટામા મોટો એ જ વિચાર કર્યો છે કે બ્રિટિશના રક્ષણાર્થે શી શી કલમો નાખવી ? દેશી વેપારી ચેમ્બરના પ્રમુખે આ બાબત ઉપર બોલતા થોડાએક વખત ઉપર કહ્યું હતુ કે હિંદુસ્તાનને બ્રિટિશ સલ્તનતની દૂઝણી ગાય ગણવામા આવે છે, પણ જો કરવા ધારેલા સુધારા તથા બીજા રાજ્યો સાથે થતા કરારનામા અમલમા આવશે તો હિંદુસ્તાન સારા જગતની દૂઝણી ગાય થશે !

---

## શાસન શિર પર હો !

નાગરદાસ અમરજી પંડયા

નિજપરને સમભાવથી પાળે,
અણુઅણુ જેથી સુખમાં મ્હાલે,
સંતત સહુ કાલે
    તે પ્રેમનું શાસન શિર પર હો !
પ્રભુતાને પ્રત્યક્ષ કરાવે,
પામરતાનું પાપ હરાવે,
આતમબલ લાવે
    તે સત્યનું શાસન શિર પર હો !
આનંદામૃત પાય અમાપે,
પુણ્યધામમા ધ્રુવપદ આપે,
સુખમય કરી સ્થાપે
    એ સુંદર શાસન શિર પર હો !

# સાક્ષીદાર

ગોપાળરાવ ભગવંત

**ન્યા**યસભામાં હંમેશાં જનારા લોકોને સાક્ષીદાર કેવું વિચિત્ર પ્રાણી છે, એ કહેવાની જરૂર નથી બીજા લોકોનેય એની બુદ્ધિનો, નીતિનો અને ધંધાનો પરિચય થાય, એ હેતુથી આ વર્ણનાત્મક લેખ લખાય છે

આ પ્રાણીના માતાપિતા 'પુરાવાની ગરજ' અને 'પેટપૂરતો રોજ,' એ બે છે ગરજ એ કલ્પકતાની માતા છે, એ સંબંધ તો જગજાહેર છે. મા એક હોવાને કારણે સાક્ષીદાર અને કલ્પકતા વચ્ચે ભાઈબહેનનો સંબંધ સ્વાભાવિક રીતે થાય જ આ બન્ને વચ્ચે પ્રેમ કેટલો બધો છે, અને સાક્ષીદારને જરૂર પડયે પોતાની બહેનની કેવી મદદ મળી રહે છે, એ તો અનુભવે જ જાણી શકાય એવું છે

સાક્ષીદારનો મુખ્ય ધંધો ઘણુંખરું લોકોના કજિયા પતાવવાનો હોય છે તેથી જ્યાં જ્યાં લેણદેણ વગેરે ચાલતું હોય, ત્યાં ત્યાં આ ભાઈસાહેબ હાજર હોય જ! જ્યાં દેણદાર લેણદારને પૈસા આપતો હોય, કે લેણદાર દસ્તાવેજ લખાવી લેતો હોય, ત્યાં આ સાર્વજનિક ગૃહસ્થ બધી બાબત સૂક્ષ્મ રીતે અવલોકતો હોય છે ત્યાં માણસે કયા રંગની પાઘડી પહેરી હતી, રૂપિયા ભરપાઈ કરતી વખતે કેવી રીતે કેટલા ગણી લીધા હતા, રૂપિયા શામાં બાંધીને આણેલા, અનાજ લેવાયું હોય, તો ત્રાજવાં કઈ જાતનાં હતાં, ને ગાડીના બળદ કેટલા અને કયાકયા રંગના હતા, વગેરે ઝીણીઝીણી વીગતોની નોંધ પણ આ ભાઈસાહેબ રાખવાના જ્યાં વહેંચણી થતી હોય ત્યાંય એમની હાજરી ખરી લગ્નસમારંભ કે દત્તક-વિધાન જેવા ધાર્મિક પ્રસંગે કદાચ ઉપાધ્યાય ન હોય તો ચાલે, પણ સાક્ષીદાર તો જોઈએ જ! પછી ભલે તે બીજી જાતનો હોય એકવાર તો એક મુસ્લિમ સાક્ષીદારે એક હિંદુના લગ્ન વખતે હાજર રહી વરકન્યા વચ્ચે અંતર્પટ ઝાલ્યાનું કહેવું! વળી આ ભાઈ માત્ર સાર્વજનિક પ્રસંગે જ હાજર રહે છે, એમ નથી જ્યાં કોઈ એકાન્તમાં હોય, ત્યાંય એમની હાજરી હોવાની ખરી! વરવહુની પ્રેમપૂર્ણ વાતચીત, ખૂની લોકોના કાવતરાં, વગેરે પ્રસંગોએ પણ તેમાં ભાગ લેનારી વ્યક્તિઓ સિવાય બીજા બે જણ હાજર રહે છે,—એક પરમેશ્વર અને બીજા સાક્ષીદાર! પણ આ રીતે આ નામનો એકવચનમાં ઉલ્લેખ કરવાને લીધે વાચકોને ગેરસમજ થવાનો સંભવ છે તે દૂર કરવાને માટે એક બાબતની અત્રે સ્પષ્ટતા કરવી જોઈએ એ બાબત એટલી જ કે સાક્ષીદાર કદીય એકલો હોવાનો નહિ હમેશાં બે અથવા વધારે સાક્ષીદાર એક ઠેકાણે હોવાના એટલે આ પ્રાણી ટોળામાં રહેનારો—gregarious—છે પણ નવાઈની વાત એ છે કે જોકે બીજાના કજિયા પતાવવાને સાક્ષીદારો હમેશાં કટિબદ્ધ હોય છે, તોપણ તેમનું કદીય એકબીજા સાથે બનતું નથી બનાવ વખતે 'કેટલા વાગ્યા હતા, એવો સવાલ જો તેમને પૂછવામાં આવે, તો એકનો મત 'તે વખતે પ્રાતઃકાળ હતો' તો બીજાનો મત 'તે વખતે સાયંકાળ હતો' એવો થશે અને ત્રીજો તો 'તે વખતે રાત

હતી અને પોતાના સિવાય બધા ગાઢ નિદ્રામા હતા' એવો મત આપ્યા વિના રહેશે નહિ! ત્રણ સાક્ષીદારોમા હસવુ આવે એટલી હદે મતવિચિત્રતા હોય છે, તો એમની સખ્યા ત્રણથી વધારે હોય તો શુ થાય? એકવાર એક વકીલે ચાર સાક્ષીદારોને એક બનાવના સમય વિષે પૂછ્યુ એક સાક્ષીએ સોગદ ઉપર જણાવ્યુ, (સાક્ષી સોગદ વિના કદીય અક્ષર પણ ઉચ્ચારતો હોતો નથી) કે 'તે વખતે વરસાદ ધોધમાર વરસી રહ્યો હતો' બીજાએ જણાવ્યુ, કે 'ટાઢ સખત હોવાથી ઠેકઠેકાણે તાપણા કરવામા આવ્યાં હતા' ત્રીજાએ 'વમનપૂજન ચાલુ હતી, અને ચાદનીમા ચદનનુ લેપન થઈ રહ્યા'ની વાત ભારપૂર્વક જણાવી! ચોથાએ ચોથી વાત કહી નહિ, એમા એનો કશો દોષ હતો નહિ કારણ ઉનાળો, ચોમાસુ અને શિયાળો એ ત્રણ સિવાય ચોથી ઋતુ એ બિચારાએ કદી સાભળેલી નહિ સાક્ષીદારોનાં પરસ્પરવિરોધી વિધાનોનો મેળ બેસાડવાનુ કામ કેવુ ભારે હોય છે, એનો ખ્યાલ આ ઉપરથી આવી શકે છે—ને આ બધા વિધાનો ખોટા હોય છે, એમ કોઈ કહી ન શકે, કારણ બધાએ સોગદ પર આ કહેલુ હોય છે આ ઉપરાત ભવભૂતિએ વર્ણન કરેલા 'વાચમર્થોડનુધાવતિ।' એ કોટિમા આ મહાત્માઓની ગણના થતી હોય છે પચમહાભૂતો પણ બન્ને હાથ જોડીને તેમની સામે હાજર હોય છે કોઈ સાક્ષીદાર રાત્રે સહેલ કરવા નીકળ્યો હોય, ત્યારે અધારામા ચાલેલુ કોઈકનુ ચૌર્યકર્મ તેને બતાવવા આકાશમા વીજળી ચમકે છે, ને પોતાના પ્રકાશથી એ કર્મ સાક્ષીદારને સ્પષ્ટ રીતે બતાવે છે પચમહાભૂતોની જેમ બીજા માનવો પણ સાક્ષીદારને વશ હોય છે કેટલીકવાર ચોર ઘરમા પેસી બારણા વાસી, સાકળ ચડાવી, ચોરી કરતો હોય, તે વખતે સાક્ષીનો પગરવ સાભળીને તેણે સાકળ કાઢીને સાક્ષીદારને અંદર લઈ પોતાના કામમા તેને સાક્ષી રાખ્યા પછી જ ચોરી કર્યાનુ અસાર સાભળવામા આવ્યુ છે

બીજાંના કામમા હાથ નાખવાની ઇચ્છા સાથે ઈશ્વરે આ પ્રાણીને તેને યોગ્ય ઇન્દ્રિયો અને બુદ્ધિ પણ આપ્યા છે, એ સદ્ભાગ્યની વાત છે એક આંધળા સાક્ષીદારે આરોપીની પાઘડીનો રગ લાલ હોવાની વાત પોતાની સગી આખે જોયા વિષે કહ્યુ સગી આખે જોયેલી વાતને ખોટીય શી રીતે કહેવી? ઘડપણને લીધે બહેરા થયેલા સાક્ષીદારના કાન બીજાના કામ વિષેના સભાષણો સાભળતા તીક્ષ્ણ બને છે, ને જુવાન સાક્ષીદારો લાબા અતરની વાતોય સભારી શકે છે સાક્ષીદારની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોય છે સામાન્ય માણસની સ્મૃતિ કારણ ન હોય તો પાચદશ વરસથી વધારે દૂર જતી નથી, તે વખતનીય મુખ્યામુખ્ય બાબતો જ તે ગ્રહણ કરી શકે છે પણ સાક્ષીદારની સ્મૃતિની પકડ મહાભયકર હોય છે બાબત ગમે તેવી નજીવી ભલેને હોય, ને તેને બન્યે ગમે તેટલા વરસ ભલેને વીતી ગયા હોય, સાક્ષીને તે યાદ ન હોય, એમ બને જ નહિ પદરપદર વીશવીશ વરસ પહેલાના જમાખરચના આકડા તેઓ વગરઅટકચે મુખપાઠ બોલી જાય છે પછી એ આકડામા ભલેને ભારેભારે ગૂચો હોય! આ વાત યાદ આવતા અત્યારના કેટલાક વક્તાઓનુ સ્મરણ થયા વિના રહી શકતુ નથી આ વક્તાઓ ઘેરથી જુસ્સાદાર ભાષણ મુખપાઠ કરીને, છપાવીને આણે છે, અને ભાષણ કરતી વખતે તેમાના સુભાષિતો કે પ્રખ્યાત પુરુષોની ઉક્તિઓ સાશક ચહેરો કરીને અને If I remember right (જો મારી સ્મૃતિ બરાબર હોય તો) એવા ઉદ્ગારો સાથે ઉચ્ચારતા હોય છે પણ સાક્ષીદાર આવુ કશુ કરે જ નહિ સાચે જ મોટી અને ગુચવણીભરેલી રકમો તેમને

બરાબર યાદ હોય છે વાત જેટલી નજીવી, તેટલી સાક્ષીને તે બરાબર યાદ રહેવાની પરમ નિયમે એક સાક્ષીએ તેત્રીસ વરસ પહેલા સાભળેલી છત્રીસ રકમોના આકડા—રૂપિઆ, આના, પાઈનો વગરભૂલે ઉલ્લેખ કરીને, કોરટ વચ્ચે કહી નાખેલા! બીજા એક સાક્ષીએ પોતાના બાળપણની અંદર પારણામાં સાભળેલી મિલકતની વહેચણી વિષેની વાતો ચાળીશ વરસે અચાનક ન્યાયાસન સમક્ષ રજૂ કરી! આને ટપી જાય એવો દાખલો કૃષ્ણભગવાનના ભાણેજને તુંકાર ભણુના ગર્ભસ્થ અભિમન્યુ સિવાય બીજો એકેય મારા કાન પર આવ્યો નથી, કોઈનાય ખ્યાલમા નહિ હોય એવી મારી ખાતરી છે

પણ ગમે તેમ પણ આખરે તો સાક્ષીદાર માણસ જ હોવાથી ઉપરના દાખલાને કેટલાક અપવાદ પણ હોય છે દાખલા તરીકે, જોકે ઘણા વરસ પહેલાની વાત તેને રજેરજ સાભરે છે, તોય તરતની બનેલી બીનાઓ પણ એની સ્મૃતિમાથી છટકી જાય છે તેના સ્મૃતિપટ ઉપર પડનાર ચિત્રની સ્પષ્ટતા ઘણુખરુ કાલમાનિષ્ઠ સાથે વ્યસ્ત પ્રમાણમા હોય છે. થોડા જ વખત પહેલા પોતે શુ કહી ગયો છે, તે ભૂલી જવાને કારણે કોકવાર તે પરસ્પરવિરુદ્ધ વિધાનો કરી બેસે છે વળી કેવળ પરોપકાર ઉપર જ દૃષ્ટિ રાખવાથી પોતાના સ્વાર્થ જેવી નજીવી વાત તરફ તેની નજર રહેતી નથી वसुधैव कुटुम्बकम् । એ જ એનુ વ્રત હોય છે ઉપર ઉલ્લેખેલા કુશળ હિસાબી સાક્ષીદારને જો તમે પૂછો, કે 'જ્યા જમાખરચની આવી વાતો ચાલી રહી હતી, ત્યા તારુ શુ કામ હતુ?' તો તે બિચારો ગુચવાઈ જઈ જવાબ નહિ આપી શકે વળી એમ પૂછો, કે 'બે વરસ ઉપર તારા બાપના શ્રાદ્ધને દિવસે તે ક્યા બ્રાહ્મણોને બોલાવેલા?' તો ભાઈસાહેબની મતિ કુંઠિત થવાની પણ વીસ વર્ષ પહેલા ભેગા થયેલા પચ્ચાશ માણસોના નામ, દરેકનો ધધો, પહેરવેશ, તેમના માબાપના નામ, આખી વશાવલીની નોધ વિશે જો તમે તેને પૂછો, તો ડગ્યા વિના તે ધડાધડ જવાબ આપી દેશે

સાક્ષીદારને બીડી, ચલમ કે હુક્કાનુ એક જ વ્યસન હોય છે પણ તે તેમને હિતકારી હોય છે. કારણ તેમનુ આ ઠિક જાણીતુ હોવાથી સમાનશીલ મિત્રો તમાકુસેવનમા એમની હાજરીનો લાભ લેવા ઇચ્છે છે ત્યાં જાય એટલે મિત્રોના અમુક્ત આગ્રહને વશ થઈ ચાલુ વ્યવહારનુ નિરીક્ષણ તેમને કરવુ પડે છે આ નિરીક્ષણનો માર્ગ તમાકુસેવનના સ્વાભાવિક વ્યસનથી ખુલ્લો થાય છે જ્યારે તેઓ તમાકુસેવનમા મગ્ન નથી હોતા, ત્યારે ઘણુખરુ તેઓ બજારમા જતા હોય છે પણ આવી જગ્યાએ પણ એમનો રસ્તો રોકી લોકો તેમને પોતાનો કજિયો પતાવવા ખેંચીને લઈ જ જાય છે સાક્ષીઓ એકબીજા સાથે કદીય બોલવાના નહિ એકબીજા સાથે આવેની મુસાફરી કરવાને વખતેય બે અગ્રેજોની જેમ એકબીજા સાથે તુમાખીથી તેઓ વર્તી શકે છે ન્યાયસભામા આવતા લગી તો તેઓ એકબીજાને ઓળખતાય નથી હોતા

સાક્ષીદારોની સત્યપ્રિયતાને વિષે ખૂબ ખ્યાતિ હોય છે જેના પક્ષમા સાક્ષી આપવા તેઓ આવે છે, તે તેમનો સબધી અથવા શાહુકાર હોય છે, પણ આ લોકો તો સાચુ હોય તે જ કહેવાના તમે તેમને ગમે તેટલા સવાલ પૂછો, તોય 'ખબર નથી' એવો જવાબ તેમના મોઢામાથી કદીય આવવાનો નહિ હવે એમા આટલી વાત સાચી, કે પ્રસગાનુસાર એમણે આપેલા જવાબનો નમૂનો બદલાય ખરો! દાખલા તરીકે, ઊલટતપાસની વખતે એમનો જવાબ પ્રશ્નાત્મક અથવા સામાન્ય સિદ્ધાન્તદર્શક હોય છે ધારો કે તમે એક

સાક્ષીદારને સવાલ પૂછ્યો "અમુક ઠરાવ ચોરામા થયેલો કે ?" આ સવાલનો જવાબ નીચે લખેલા બે જવાબોમાંથી એક હોય છે, "આવા કરાર ચોરા સિવાય બીજી જગ્યાએ શુ કામ થાય ?" અથવા "એવા કરાર તો ચોરામા જ થવાના !" આ જવાબ આપવાની પદ્ધતિમા નવીનતા હોવા ઉપરાત તેમાથી લૌકિક જ્ઞાનલાભ પણ થાય છે આવા જવાબ આપવાની રીત કેટલાક સાક્ષીદારોને એટલી બધી સહજસાધ્ય થયેલી હોય છે, કે તેને લીધે કેટલીકવાર નીચેના ગજબનાક નમૂના સાભળવાને મળે છે

પ્રશ્ન "તમને ચાર સ્ત્રીઓ હતી કે શુ ?"
ઉત્તર "બધાનેય ચારચાર સ્ત્રીઓ હોય છે!"
પ્રશ્ન "પહેલી સ્ત્રી મરી ગઈ, ખરુને ?"
ઉત્તર "ન મરે તો કરે શુ ?"
પ્રશ્ન "તેનાથી તમને એક પુત્ર થયેલો, ખરુ ?"
ઉત્તર "સાગથી ન થાય, તો શુ ?"

સાક્ષીદારોને પૂછેલા પ્રશ્નો તેમને એકાએક સમજાતા નથી તેથી તેઓ કેટલીકવાર વિસગત જવાબ આપે છે કોઈવાર તો, કોણે ? કયા ? કયા ? વગેરે પ્રતિપ્રશ્નો પૂછીપૂછીને અને પૂછેલા પ્રશ્નોના કેટલાક ભાગનો પુનરુચ્ચાર કરીકરીને પૃચ્છા કરનારની રેવડી ઉડાવી દે છે

એકાદ પ્રસગનુ વર્ણન કરવાની સાક્ષીદારની રીત એક નવલકથાકારના જેવી વ્યવસ્થિત અને મોહક હોય છે "આ બનાવ વિષે તારે શુ કહેવુ છે ?" એવો અસ્પષ્ટ સવાલ તેને પૂછ્યો હોય તો મુદ્દાની વાત ઉપર આવવાને બદલે, "છ માસ પહેલા એક દિવસે સવારે હું પથારીમાથી ઊઠીને દાતણ કર્યા પછી ખેતરમા જતો હતો, એટલામા—" વગેરે સ્થળકાળાદિ ઝીણી વીગતો સાથે બધી હકીકત તે આપમેળે અટકચા વિના કહી જાય છે પૂર્વતૈયારી વિના આવું સુસગદ્ધ ભાષણ કરનારો વક્તા ભાગ્યે જ મળી આવે!

એક અગત્યની વાત કહેવાની રહી ગઈ તે એ કે આ સર્વજ્ઞ પ્રાણીને પોતાની ઉમર વિષે બરાબર માહિતી હોતી નથી. કોઈ જુવાન સાક્ષીદાર પોતાની જાતને મૃત્યુદ્વારે પહોચેલો માને છે, તો કોઈ બુઢ્ઢોખખ પોતે ગદ્ધાપચ્ચીશીમા વિહરતો હોય એમ ધારે છે પણ સાક્ષીદારની ઉમર વિષે ન્યાયાધીશ લોકો બરાબર જાણતા હોય છે એ લોકોના કાગળપત્રો ઉપરથી એક વાત નિશ્ચિત રીતે સમજાય છે કે સાક્ષીની ઉમર પાચપાંચની સખ્યા ઉપર કૂદતી હોય છે દાખલા તરીકે, એક સાક્ષીદારનુ પાત્રીશમુ વરસ પૂરુ થયા પછી બીજા ક્ષુદ્ર જતુઓની જેમ છત્રીશ, સાડત્રીશ, વગેરે વચલા પગથિયા ઉપર પગ ન મૂકતા એ એકદમ ચાળીશમા વરસ ઉપર કૂદકો મારે છે

જુબાની આપતી વખતે સાક્ષીદાર ઘણુંખરુ ઉપર છત ભણી જોતો હોય છે. જાણે કે પોતાની સત્યતાની સાક્ષી પૂરવા માટે તે ત્રિકાળજ્ઞાની પરમેશ્વરને આવાહન કરતો હોય ! વળી બોલતી વખતે તે સતત ઉધરસ ખાતો હોય છે, કે ખોંખારતો હોય છે પણ પણ એ તો બીડી, હુક્કો કે ચલમમા તમાકુ પીવાને કારણે થતું હશે વ્યસની લોકોએ આમાથી પાઠ લેવા જેવા છે *

---

* 'સુદામાના પોંઆ'માથી એક ફાકી.

# 'સ્મરણયાત્રા'*

ન. લ. આઠવલે

આપણે ત્યાં સારુ ચરિત્રવાઙ્મય ઝાઝુ લખાયુ જ નથી વિશેષ કરીને સ્મરણોના સ્વરૂપનુ વાઙ્મય તો બહુ જ થોડુ છે શ્રીમતી રમાબાઈ રાનડેએ 'પોતાના જીવનમાના સસ્મરણો' પ્રથમ રજૂ કર્યા ત્યારપછી લોકમાન્યના સસ્મરણો પ્રસિદ્ધ કરીને શ્રી. બાપટે મરાઠી ભાષામદિરનો આ વિભાગ ઠીકઠીક શણગાર્યો પણ પોતાના સંસ્મરણો પોતે જ લખીને, પોતાના જૂના થઈ ગયેલા અને વિસ્મૃતિમા દટાઈ જતા બાલ્યકાળના પ્રસંગો નવી દૃષ્ટિએ જોઈને નવીન દુનિયા આગળ રજૂ કરવાનો શ્રી કાકાસાહેબનો દાખલો વખતે પહેલો જ ગણાશે સ્મરણાત્મક સાહિત્યના ક્ષેત્રમા ગુજરાતીની સ્થિતિ મરાઠી કરતા ચડિયાતી હશે એમ નથી લાગતુ એટલે શ્રી કાલેલકરે પોતાના સંસ્મરણો ગુજરાતીમા લખીને તે ભાષામા મહત્ત્વનો ઉમેરો કર્યો હોવો જોઈએ

સંસ્મરણો કોને ગમતા નથી ? ते हि नो दिवसा गता એમ કહીને ભૂતકાળમા ભોગવેલાં સુખદુ ખોને ફરીથી વર્તમાનકાળમા અનુભવી લેવાનો પ્રયત્ન માણસને નવો જ આનદ મેળવી દે છે સુખના સસ્મરણો તો સુખપ્રદ હોય છે જ, પણ ભોગવેલુ દુ ખ પણ ભૂતકાળના પડદા પાછળ ગયેલુ હોવાથી તેનુ દુ ખદાયિત્વ લય પામ્યુ હોય છે, અને તે પ્રસગોની ઉદાત્તતા, ગભીરતા, અને તે વાટે મનુષ્યસ્વભાવનો થયેલો પરિચય, અથવા મિત્રોનો કે સબધીઓનો દેખાઈ આવતો પ્રેમ ઇત્યાદિના સસ્મરણો આનદદાયક જ હોય છે વિમનસ્ક સીતાનુ મનરજન કરવાનો પ્રસગ હોય, બાલ્યકાળના ગોઠિયા સુદામાનુ મન રીઝવવાનુ હોય, અથવા 'વાર્તા કહોને' કહીને હઠ લઈ બેસનાર બાળકોના કોડ પૂરવાનુ કોઈ ડોસીમાને માથે આવી પડ્યુ હોય, એવે પ્રસંગે, 'અમારા નાનપણમા આવુ બન્યુ' એમ શરૂઆત કરીને કહેલા પોતાના બાલ્યકાળના સસ્મરણો ઘણા ઉપયોગી થઈ પડે છે એવું કથન આપણને પોતાને આનદ અને બીજાઓને લૌકિક અનુભવ અને ડહાપણનો લાભ આપે છે આવા સસ્મરણો કહેનારો વક્તા કે લેખક જો રસિક હોય, તેની વાણીમા મીઠાશ હોય, વર્ણન કરવાનુ એનુ કૌશલ્ય આકર્ષક હોય, અને બીજાઓના હૃદયને સ્પર્શી કરીને સૂક્ષ્મ ભાવના જાગૃત કરવાની તેનામા શક્તિ હોય તો એવાં સસ્મરણો વધારે અસર-કારક નીવડે છે, અને સાભળનારને તો તે તલ્લીન કરી નાખે છે

શ્રી કાલેલકરની 'સ્મરણયાત્રા'મા કેવળ આટલુ જ હોત, પોતાના હૃદયસ્પર્શી સંસ્મરણોનું પોતાની સુદર મીઠી વાણીમા એમણે કેવળ રસમય વર્ણન જ કર્યું હોત, તોપણ તે ગ્રથ પહેલી શ્રેણીમા ગણાત. પણ બાલ્યકાળના પ્રસંગોનુ વર્ણન કરતી વખતે જે નવી દૃષ્ટિ તેઓએ રજૂ કરી છે તે આ પુસ્તકની વિશેષતા છે, અને તેથી સાહિત્યના એક ઉત્કૃષ્ટ ગ્રથ તરીકે જ નહિ પણ વિદ્યાર્થીઓને જીવનપ્રવાહમાંના વમળ દેખાડી

* લેખક શ્રી. કાકાસાહેબ કાલેલકર, પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ, કિં રૂ ૧-૦-૦.

દેનારા મિત્ર તરીકે, અને મોટેરાંઓને બાલ્યજીવનની યથાર્થ કલ્પના કરાવી આપનાર ભોમિયા તરીકે પણ આ ગ્રંથની યોગ્યતા ઊંચા દરજ્જાની ગણાય

સંસ્મરણો તો મોટા માણસોનાં જ લખાય એવી આજ સુધીની માન્યતા હતી, તેનો ઉલ્લેખ કરી શ્રી કાલેલકર પોતાની પ્રસ્તાવનામાં લખે છે, કે "હું એક મોટો માણસ છું એવા ખ્યાલથી આ સસ્મરણો લખાયા નથી સામાન્ય માણસ પોતાની સામાન્ય વાતો કરી સામા માણસનો જીવનરસ જગાડી શકે છે" આ વૃત્તિ આખર સુધી તેમણે દષ્ટિઆડે થવા દીધી નથી. વર્ણવેલા પ્રસંગોમા અલૌકિક પ્રસંગો ઓછા જ છે સામાન્ય માણસને જે કંઈ સારાનરસા અનુભવ આવે છે તે યથાર્થ રીતે અહીં ચિત્રિત કરેલા છે એટલુ જ પણ તે ચીતરવાની શૈલી, અને સાથેસાથે વાચકોને પણ થોડુક આત્મનિરીક્ષણ કરાવનારુ કૌશલ્ય ખરેખર અસાધારણ છે. આ સસ્મરણોના આધારરૂપે રહેલુ જીવન એક મોટા પુરુષનુ છે એની વાચકોને થોડી વારમાં જ ખાતરી થઈ જાય છે પણ તે કાંઈ આ સસ્મરણોને લીધે નહિ અથવા તેમા વર્ણવેલા પ્રસંગોને લીધે પણ નહિ, પણ જે પદ્ધતિથી આ સસ્મરણો લખાયા છે, અને જે હેતુ મનમા રાખીને તેની યોજના કરવામા આવી છે તેને લીધે એ ખાતરી થાય છે બાળકોની મનોરચનાની મુગ્ધ મનોવેધકતાનુ વર્ણન કરવાનો હેતુ હોય, અથવા તો બાળકોને શિક્ષણ આપવામા વાલીઓથી થનારા દોષોની ચર્ચા કરવી હોય અને તે બધાના સ્પષ્ટીકરણને માટે આપવીતીનુ એકાદ સંસ્મરણ દાખલા તરીકે આપ્યુ હોય એવુ જ આ પુસ્તકનુ ખરુ સ્વરૂપ છે ફરક એટલો જ, કે પ્રથમ તત્ત્વચર્ચા અને પાછળથી દાખલાઓ એ હમેશનો રિવાજ કોરે મૂકીને દાખલા તરીકે કહેવાના સસ્મરણોને જ આમા મહત્ત્વ આપેલુ છે અને તેમા સમાયેલા મુખ્ય તત્ત્વોનુ કેવળ સૂચન અથવા દિગ્દર્શન જ કર્યુ છે

એકાદ પ્રકરણ વાચતી વખતે તેમાનો મનોરંજક પ્રસગ અને ભાષાશૈલીનો આસ્વાદ લેવામા વાચક તલ્લીન થઈ ગયેલો હોય તેવામા વીજળીની બત્તીનુ બટન દબાવ્યા પ્રમાણે એકાદ વાક્ય લખીને જ તેમા સમાયેલા રહસ્ય પર એક નવો પ્રકાશ પાડવાની કાલેલકરની શૈલી સાચે જ વખાણવા જેવી છે

*બાળકોની સરલ મનોહર વૃત્તિ, તેમનો નિષ્પાપ સ્વભાવ, અને કૃત્રિમતાના અભાવને* લીધે જ તેમને વેઠવુ પડતુ દુ ખ એના દાખલા તો ઠેકઠેકાણે મળી આવે છે પેટમા આગ પડી છે એમ કહીને રોજરોજ છાશ માગનારા ભિખારીને ઘરબહાર હાંકી કાઢનાર 'દત્તુ'ને કોઈ પણ નિર્દય કહેશે પણ એક વખત ઓલવી નાખેલી આગ ફરીથી કેમ સળગી ઊઠી એની તેના બાળમાનસને સમજણ ક્યાથી પડે ? અને એ ન સમજવાથી જ પેલો ડોસો તેને લુચ્ચો લાગ્યો હોય અને તેને બહાર હાંકી કાઢવાનો તેણે પ્રયત્ન કર્યો હોય તો તે સ્વાભાવિક જ નથી કે ?

પરાણે કરાવેલી કેવળ અર્થવગરની ગોખણપટ્ટીના પરિણામ કેવા આવે છે એ 'એમ આય ટી સિટ, મ્હણજે બસણે' એ સંસ્મરણમા જેટલા સરસ રીતે બતાવેલા છે તેટલા એકાદ શિક્ષણશાસ્ત્ર ઉપરના ગ્રથમા દશપાંચ પાનાનુ વિવેચન કરીને પણ કદાચ બતાવી શકાયા ન હોત વિદ્યાર્થીઓએ 'કોપી' કરવી નહિ, પ્રામાણિકપણે અભ્યાસ કરીને પરીક્ષા પસાર કરવી, એવી સદિચ્છાથી જ વિદ્યાર્થીઓ પર જે જાગતો પહેરો કેટલાક શિક્ષકો રાખે છે

તેના પરિણામે ગુરુશિષ્યો વધારે નિકટ આવવાને બદલે દૂર દૂર જ જતા જાય છે, એટલું જ નહિ પણ સમરાંગણમાં યુદ્ધની તૈયારીથી સામસામા ઊભા રહેતા વીરની જ વૃત્તિ બન્નેમા આવી જાય છે, અને 'દત્તુ' જેવો હોશિયાર છોકરો પણ શિક્ષકનો પરાભવ કરવાની ઇચ્છાથી જ તેમને છેતરવા મંડી પડે છે આ પ્રકરણમાનુ વર્ણન એકાદ નવલકથામા શોભી ઊઠે એવુ સરસ લખાયુ છે શિક્ષકોને છેતરવામા દેખાઈ આવતી શ્રી. કાલેલકરની કલ્પનાશક્તિ જેટલી વાચકોને આશ્ચર્યચકિત કરી મૂકે છે તે કરતા પણ તે પ્રસંગને લક્ષીને ઈશ્વરની ન્યાયી અને ક્ષમાવાન વૃત્તિનુ તેમણે જે વિવેચન કર્યું છે તે તે વખતપૂરતું તો વાચકોને ઉચ્ચ વાતાવરણમા લઈ જાય છે જ, ઉપરાંત આપણી ભૂલો તરફ નવી દૃષ્ટિએ જોતા પણ શીખવે છે, અને આત્મનિરીક્ષણનો એક નવો પાઠ આપે છે

તરુણ વિદ્યાર્થીઓને આત્મનિરીક્ષણ કરાવે એવા, અનુભવના અને દૂરદષ્ટિના અભાવને લીધે ઉત્પન્ન થનારા મોહથી સાવધ રહેવાની સૂચના આપનારા કેટલાક સ્થળો આ પુસ્તકમા છે. 'અરેબિયન નાઈટ' જેવા શૃંગારિક ને ગંદી વાચનનાં માઠા પરિણામ અને દુષ્ટ મિત્રોના સહવાસથી મળેલા ગંદા વિચારો, તે વખતે તો ભૂલી ગયા જેવા દેખાય છે, પણ મનની ઊંડાણમા કાયમનુ ઘર કરીને કેવી રીતે રહે છે અને વિચારને કેવી રીતે મલિન કરે છે એની સ્વાનુભવને આધારે કરેલી ચર્ચા વાચનારને વીંધી નાખે એવી છે કાનના માર્ગે મનમા પેઠેલી આ ગંદકી કાઢી નાખવી એ કેટલુ અઘરુ કામ છે ! એક વખત પેસી ગયેલા આ વિચારો મનમા જડ ઘાલીને બેસે છે અને હિંદુ સ્કૂલમાના સસ્કારી શિક્ષકોના સહવાસમા નીતિશિક્ષણ પામેલા 'કાલેલકર' જેવા છોકરાના શુદ્ધ સ્વચ્છ મનને પણ ડહોળી નાખે છે ! અને અંદરથી આ ગંદા મનોરાજ્યનો મનગમતો રસ ચાખતાની સાથે જ બાહ્ય પ્રતિષ્ઠા અને વિવેક વધારવાને માણસ કેવો પ્રયત્ન કરે છે એનુ ખુલ્લા અંત કરણથી કરેલુ વર્ણન જે વાચશે તેના હૃદય ઉપર શ્રી કાલેલકરની નિખાલસ મનોવૃત્તિની છાપ કાયમને માટે કોતરાઈ જશે સજ્જન છોકરાને બગાડવાના દુષ્ટ છોકરાંના માર્ગ પણ કેવા એકસરખા જ હોય છે ! 'દત્તુ'ને બગાડવાના હેતુથી ઘેરથી પૈસા લાવવાને એક ખરાબ છોકરાએ તેને કેવી રીતે શીખવ્યું, બાલસ્વભાવમા સ્વાભાવિક રહેતા અભિમાનને વશ થઈ 'દત્તુ'એ "રૂક્કાગીત" આખો દહાડો કેવી રીતે ગાયુ, એ બધુ વર્ણન જેટલુ મનોરંજક છે તેટલી જ તે ખરાબ સોબત છોડાવવામા નિમિત્તમાત્ર થયેલા વિશ્વનાથનો આદરથી ઉલ્લેખ કરીને તેની સ્મૃતિને પ્રણામ કરનારા શ્રી કાલેલકરની હૃદયની કૃતજ્ઞતા પણ આકર્ષક છે સાચે જ परगुणपरमाणून् पर्वतीकृत्य नित्य निजहृदि विकसन्त सन्ति सन्त कियन्त

બાળકોનુ તોફાન, તેને પરિણામે શિક્ષકોને હાથે મળનારો માર, અને બાળકોને વેઠવુ પડતું દુ ખ અનાદિ અને અનત છે એમ જ દેખાય છે સૃષ્ટિની ઉત્પત્તિથી આ પ્રકાર ચાલ્યા જ કરે છે અને તેનો અંત આવવાના ચિહ્નો હજુ સુધી તો દેખાતા નથી બધા જ છોકરાને, જન્મસિદ્ધ હકથી મળનારો આ 'ખોરાક,' નાના 'દત્તુ'ને ભાગે કંઈ ઓછા પ્રમાણમા આવેલો દેખાતો નથી બેઠેલી જગ્યાએથી સોટી ચમચમાવવાનું ચાંદવડકર માસ્તરનુ હસ્તકૌશલ્ય અને પગની આગળીથી ચૂંટીઓ ખણવાનુ 'મોડકા' માસ્તરનુ પદકૌશલ્ય, ઇત્યાદિનાં સુંદર હૃદયગમ વર્ણનોનો આસ્વાદ લેતી વખતે તે કૌશલ્યને પરિણામે

થનારા બિચારા 'દત્તુ'ના એહાલ તરફ વાચકનું ધ્યાન સરખું જતું નથી! હાથમાં સોટી લઈને બાબા દત્તુની પાછળ પડ્યા છે અને ફરીફરીને પાછળ જોનેજોને 'દત્તુ' આગળ દોડે છે, એ મનોહર ચિત્રનું વર્ણન કરતી વખતે હરણની પાછળ પડેલા દુષ્યંતની જે ઉપમા શ્રી. કાલેલકરે આપેલી છે તે અનેક અર્થે અર્થવાહી છે

બાળકોનાં અટકચાળામાં રહેલું તેનું સરલ સીધું તર્કશાસ્ત્ર અને વિચારોની નિર્દોષ પરંપરા એનું વર્ણન કરીને વાચકોને બાળકોની દૃષ્ટિએ જોતાં શીખવવાનો શ્રી કાલેલકરનો પ્રયત્ન છે બાબાની બાટલીમાંથી શાહી રેડી લઈ તેમાં કોયલાનું પાણી ભરી રાખનારા છોકરાઓના મનમાં દુષ્ટ બુદ્ધિ નહોતી, પણ પોતાનું અજ્ઞાન અને મારની બીક એ મિશ્ર ભાવનાને લીધે તેઓએ તેમ કર્યું હતું, એ વાત મોટેરાંઓ ધ્યાનમાં લેતા જ નથી. ૭ વરસનો થોડો થયો તોય પોતાને હાથે ન જમનારો 'દત્તુ' કાંઈ બાઘો હતો એમ કોઈ ન કહે ટપાલની પેટીમાં કાંકરા નાખતી વખતે પણ તેના અંતઃકરણમાં દુષ્ટ બુદ્ધિ નહોતી, પણ વગરઅપરાધે આખી દુનિયા આપણી સાથે નિર્દયતાથી વર્તે છે એ જોઈને ઉત્પન્ન થયેલા અસંતોષનું તે એક સ્વાભાવિક પરિણામ હતું બાળકોના વર્તનની પાછળ રહેલી તેમની મનોરચનાનો વિચાર માબાપો કરતા જ નથી અને તેથી દુનિયામાંનો કેટલો બધો આનંદ તે ગુમાવી બેસે છે? પોતાનામાં શ્રદ્ધા રાખીને વિશ્વાસથી કરેલી સ્તુતિના બેચાર શબ્દો પણ નાના દત્તુને કેટલા આનંદદાયક લાગ્યા એની કલ્પના પણ બાબાને ક્યાં હતી? અને બાબા અને દત્તુ એ બંનેના સંબંધ વધારે ને વધારે મીઠા અને ગાઢ થતા ગયા અને આખરે તેનું રૂપાન્તર ગાઢી મૈત્રીમાં થયું, એનું કારણ પણ કેવળ યોગાનુયોગે કાને આવેલા આ સ્તુતિના શબ્દો જ હતા એ પણ તેમના ધ્યાનમાં કયે દહાડે આવ્યું હતું?

કોઈ પણ વ્યક્તિના જીવનમાં ક્રાન્તિ કેવી રીતે થઈ જાય છે, અમુક એક દિશામાં વહેતી તેની વિચારપરંપરા એકાએક જુદી જ દિશામાં કેમ વહેવા લાગે છે, એની પૂરેપૂરી કારણમીમાંસા આપણે બધે ઠેકાણે કરી શકતા નથી તપાવીને લાલચોળ થયેલા લોઢા પર ઘા પડતાં જ તેનું સ્વરૂપ બદલાઈ જાય છે, તેમ વ્યક્તિના જીવનમાં પણ કોઈક પ્રસંગોમાં તીવ્ર આઘાતથી તેના જીવનની દિશા એકદમ બદલાઈ જાય છે આ આઘાત બાહ્ય દૃષ્ટિથી જોતાં કદાચ તેટલા તીવ્ર દેખાશે નહિ તે વ્યક્તિની વિચારપરંપરા ઉપર થનારાં તેનાં પરિણામોની સંગતિ પણ કદાચ બીજાના ધ્યાનમાં આવશે નહિ પણ પ્રત્યક્ષ તે વ્યક્તિને પોતાને માટે તે આઘાત પૂરેપૂરા હોય છે આ પ્રસંગોના જેટલું જ તે વ્યક્તિની તપાવીને લાલચોળ કરેલા લોઢા જેવી સંસ્કાર ગ્રહણ કરવાને અનુકૂળ થયેલી મનોવૃત્તિને પણ મહત્ત્વ હોય છે આમ્બોલીના ઝાડની ડાળે નીડર થઈને પાણી ઉછાળી લઈ આવવાને આઈએ શ્રી કાલેલકરને ઉત્તેજન આપ્યું અને એવી રીતે હિંમતની દિશા આપી તેનું પરિણામ પોતાના જીવન પર હમેશને માટે થયાનું તેઓ લખે છે. સાંગલી સંસ્થાનને માટે ટ્રૅંગિમેટ્રી નોટ્સ ખરીદી હતી તેના વેપારમાં થોડીક આવક બનાવીને પોતાનો ફાયદો થઈ શકશે એ વિચાર શ્રી કાલેલકરની ચપળ બુદ્ધિમાં સ્વાભાવિક રીતે જ આવ્યો અને પોતાની એ સૂચના પોતાના પિતાશ્રીને તેમણે કહી આ પ્રસંગમાં લક્ષ્મીની સંગ્રહના અને જીવનનું ધ્યેય એ વિષે જે થોડા મર્મવેધક શબ્દો પિતાશ્રીએ એમને કહ્યા તેનાથી જીવનના અંત સુધી પહોંચે એટલું શિક્ષણ તેમને મળ્યું આવા પ્રેમાળ, સ્નેહી અને જીવનમાં શાંતિ શ્રી

નાખનારા તેમના માતાપિતાનાં આ સસ્મરણો વાચીને વાચકોને પણ થોડુક આત્મનિરીક્ષણ કરવાનુ મન થઈ આવે છે. અને 'આપણા જીવનમા પણ કાઈક ભૂલ તો થતી નથીને?' એમ જોઈ લઈને, શકય હોય તો માર્ગ બદલવાની પણ ઇચ્છા ઉત્પન્ન થયા વગર રહેતી નથી.

સસ્મરણોમાં સૂત્રબદ્ધતા ન હોય એ જ તો એની વિશેષતા છે એ સસ્મરણો એક વ્યક્તિના જીવનમાંનાં હોય છે એટલુ એક જ સાદુ સૂત્ર તે બધા પ્રસગોમા સમાન હોય છે લખનારની ઉંમર અને સ્વભાવ પ્રમાણે તેનું સ્વરૂપ પણ બદલાતુ જાય છે, તેને લીધે બીજા પ્રકારની ચોપડીઓ કરતા સંસ્મરણોનાં પુસ્તકોનુ સ્વરૂપ તદ્દન નોખુ હોય છે પણ બીજી બાજૂથી જોતા આ સૂત્રના અભાવને લીધે, અને પ્રસગોની વિચિત્રતાને લીધે જ સંસ્મરણો વધારે પ્રિય અને પરિણામકારક નીવડે છે. વાચકોની અભિરુચિ પ્રમાણે જુદાજુદા રસોના આસ્વાદ તેમને મળી શકે છે, એટલુ જ નહિ પણ પ્રત્યેક પ્રસગ પૂર્ણ હોવાથી ચોપડી ઝટ દઈને પૂરી કરી નાખવાની અને આગળ શુ થયુ તે જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા મનને ખેંચી શકતી નથી પરિણામે પ્રત્યેક પ્રસગ મન પર પૂરેપૂરો ઠસી જાય છે, અને તે વિષે ચિંતન મનન કરવાને જોઈતો અવકાશ સહેજે મળી શકે છે. શ્રી કાલેલકરની 'સ્મરણયાત્રા'મા તો આવા સ્થળો ઘણા જ વિપુલ છે પ્રેમાળ આક્કાનો આનદી અને મળતાવડો સ્વભાવ, પશુપખીને માટે દ્રવતુ તેનુ હૃદય, તેના અકાલ મૃત્યુને લીધે ઉત્પન્ન થયેલો ઉદ્વેગ અને પોતાના જીવનમા આવેલી કાયમની રુક્ષતા, એનુ કરુણ અને રસપૂર્ણ વર્ણન વાચતી વખતે 'ચાગલે માણુસ લાભત નાહીં' એ વચનની સત્યતા વિષે વાચકોની પણ ખાતરી થઈ જાય છે પરગામ જનારા મિત્રને પગાણે જલેબી ખવડાવનારો પ્રેમાળ બાળિગા અને મિત્રવિરહથી અકળાયેલી તેની મૂર્તિ, એની વાચકના મન પર પડેલી છાપ સહેજમા ભૂસાઈ જાય એવી નથી માલેકના (સાહેબના) હિતને માટે હમેશાં તત્પર રહેનારો ભાનુ અને માલેકના કુટુબમા આત્મીયતાનો હક અખત્યાર કરનાર વિઠુ એ બન્ને નોકરોના મનમા માલેકને માટે પ્રેમ અને આદર સરખા જ હોય છે છતા તેમના આદર્શો કેવા ભિન્ન હોય છે અને તેમની દૃષ્ટિ ભિન્ન હોવાથી માલેકનુ હિત કરવા માટે બન્ને જણ તત્પર હોવા છતા પણ તેમનુ આપસમા કેમ બનતુ નથી, ઇત્યાદિ પ્રસગો, અશિક્ષિત લોકોની મનોરચના અને તેમનુ આતરિક જીવન, એના પર નવો જ પ્રકાશ પાડે છે

મનુષ્ય પાપ કરવા કેમ પ્રવૃત્ત થાય છે, અને ઇચ્છા ન હોવા છતા પણ તેના હાથથી પાપ કેવી રીતે થઈ જાય છે એનુ એક સુદર ઉદાહરણ 'ફોટાની ચોરી' એ પ્રકરણમા જડી આવે છે.

એક ફોટો તેની કલાની દૃષ્ટિએ જોવાનું મન થયુ, પણ તે સ્ત્રીનો હોવાથી પિતાશ્રીની બીકને લીધે'અથવા તેમની ગેરસમજૂત થઈ જાય એટલા માટે તેમના દેખતા લેવો શકય નહોતુ પિતાશ્રીને ખબર પડયા વગર તે ફોટો કેવી રીતે જોવા લીધો, પાછો મૂકવાની તક મળી નહિ એટલા જ માટે તે પાસે કેમ રાખવો પડયો, ફોટો પાસે હોવાથી ચોરીનો આરોપ આવશે એટલા માટે તેનો નાશ કરવાનુ કેમ સૂઝયુ, અને એટલુંયે કરીને જે આરોપથી તે બીતા હતા તે જ ચોરીનો આરોપ એક ક્ષુદ્ર રખેવાળે તેમના ઉપર કેવી રીતે નાખ્યો, અને પોતાની પ્રતિષ્ઠા જાળવવાને માટે તે આરોપનો તદ્દન ઇનકાર કરવો કેમ જરૂરનું થઈ પડયું', એનુ વર્ણન એ તો એક નાનકડી નવલકથા જ છે. પર્વતના શિખર પર

સ્થિર રહેતા પગનો આધાર છૂટ્યો કે તરત જ વચમાના ખાડાખબડાને વટાવીને અને ઝાડઝાંખરાને છૂંદી નાખીને પણ તે ઠેઠ પર્વતની તળેટીએ પહોંચ્યા વગર રહેતો નથી. એવી રીતે પહેલું પગલું ભરવામાં ભૂલ થઈ કે યંત્રમાં સપડાયેલી આંગળીની પેઠે માણસ વધારે ને વધારે નીચે કેવી રીતે ઊતરતો જાય છે એનું જે વર્ણન પશ્ચાત્તાપપૂર્ણ ભાષામાં શ્રી કાલેલકરે કરેલું છે તે ઘણાની આંખ ઉઘાડ્યા વગર રહેશે નહિ

ઊંચી કોટિનો સૌમ્ય વિનોદ તો આખા પુસ્તકમાં છવાયેલો છે જ, અને તેથી ઠેક-ઠેકાણે આવેલી તત્ત્વચર્ચા વધારે દીપી ઊઠે છે. શ્રી કાલેલકરની કલ્પનાશક્તિ તેમના નાનપણના અટકચાળામાં અને કુમારાવસ્થાની કાવ્યમય કલ્પનાઓમાં આજના જેટલી જ દેખાઈ આવે છે ઘટપ્રભાને કાંઠે વાઘનો પાઠ ભજવવામાં, બાબાની ઓરડીમાં બેઠાબેઠા ચાળા કરવામાં, અથવા પોતાના વિવાહને અંગે આખી જાન સાઇકલ ઉપર ફેરવવાનું કાલ્પનિક ચિત્ર ચીતરવામાં તેમની કલ્પનાશક્તિનું પ્રથમનું સ્વરૂપ દેખાઈ આવે છે તેમના અંતઃકરણમાં ધાર્મિક ભાવનાઓનો વિકાસ ધીરેધીરે કેવી રીતે થતો ગયો એનું ચિત્ર તો અરીસા જેવું સ્પષ્ટ ચીતર્યું છે બાળપણના મુગ્ધ ભક્તિના કાળમાં ધર્મનિષ્ઠ માબાપે આપેલા શિક્ષણને પરિણામે મન પર થયેલા સંસ્કાર વડે જે ભૂમિકા તૈયાર થઈ હતી તેમાં ખરી ધર્મભાવનાનું બીજ મહેલાઈથી જડ ઘાલી શક્યું સાકાર સગુણ ભક્તિ કરવાની વૃત્તિથી શરૂ કરીને નિર્ગુણ નિરાકારી ઓંકારની પ્રણવઉપાસના કરવા સુધીની સર્વ અવસ્થાની ચોડીપણી કલ્પના જુદાજુદા સંસ્મરણોમાં સહેજે જડી આવે છે

શ્રી. કાલેલકરનું સૂક્ષ્મ અવલોકન, મર્મગ્રાહી વિવેચનપદ્ધતિ, અને સુંદર ભાષાશૈલી, એને લીધે કેવળ વાઙ્મયની દૃષ્ટિએ પણ આ પુસ્તક આકર્ષક થયેલું છે ગોકર્ણની યાત્રામાંથી પાછા આવતી વખતે થયેલા તોફાનનું જે કરુણકરાલ શબ્દચિત્ર તેમણે ચીતર્યું છે તેમાં, અથવા સરુના જંગલમાં રસ્તો ભૂલી જઈને ફરતી વખતનું જે વર્ણન કરેલું છે તેમાં આ બધા ગુણો સ્પષ્ટ દેખાય છે કોઈ પણ દૃષ્ટિએ જોઈએ તોયે આ પુસ્તકે ગુજરાતી સાહિત્યમાં એક મહત્ત્વનો ઉમેરો કર્યો છે એમ લાગ્યા વગર રહેતું નથી

# પૂછો સાગરને

बादरायण

પૂછો સાગરને હૈયે તરંગ
કેટલા અદીઠા ઊઠે;
પૂછો ઉદધિતણા ઉરમાં તરંગ
કેટલા અદીઠા શમે.

ડૂબે છે સૂર્ય ત્યા ને ચન્દ્રમા છુપાય ત્યા,
તારકો અસંખ્ય ત્યાં લસન્ત;
વાદળીનાં વૃન્દ કદી રાસરંગ ખેલતા
નૃત્યતાલ આપતા તરંગ .. હો પૂછો

ભેદી જલના ઊંડાણ આભમહીં ઊતરે,
સાગરતલમા શમે અખંડ;
જામે ઉરઉરની અબોલ ગૂઢ ગોઠડી,
ભેટતા અનન્તને અનન્ત ...હો પૂછો.

તિમિરતેજ વિશ્વભર્યાં આવે ત્યાં ઊતરી,
યુદ્ધ નિત્ય જામતાં પ્રચંડ,
યુગયુગના મંથનની જવાળા સહુ ઝીલતા
હર્ષશોકમાં રમે તરંગ....હો પૂછો.

# એક પ્રવચન

ડૉ. સુમન્ત મહેતા

હિન્દુધર્મ ઘણો જૂનો છે, તેના જુદાજુદા સ્વરૂપ છે, એટલે જુદાજુદા સંપ્રદાયોમાં જુદા સિદ્ધાંતો, જુદા પ્રકારના વિચારો અને આચારોનો સમાવેશ થઈ જાય છે હિંદુધર્મમા કોઈકોઈ પ્રસંગે જડતા આવી ગઈ છે, પણ જ્યારે બીજા ધર્મો સાથે ગાઢો સંસર્ગ થયો છે ત્યારે નવા વિચારોના આંદોલનથી હિંદુધર્મમા નવા તત્ત્વો ઉમેરાઈને તેનું સ્વરૂપ બદલાયુ છે

અઢીત્રણ હજાર વર્ષ પહેલા જૈન અને બૌદ્ધ ધર્મોને લીધે હિંદુધર્મનું પરિવર્તન થયું હતું, અને ત્યારપછી પણ તેનુ પરિવર્તન અથવા સુધારો થયા જ કર્યો છે જ્યારે ઇસ્લામનો પવન વાયો અને હિંદ દેશમાં ઇસ્લામી રાજ્યસત્તા સ્થપાઈ ત્યારે ઇસ્લામી ધર્મની ભારે અસર થઈ. એ ઇતિહાસમા આજે ઊતરવાનો આ પ્રસંગ નથી પણ છેલ્લા બેત્રણ સૈકાથી ખ્રિસ્તી ધર્મના વિચારો આ દેશમા આવ્યા, અને જ્યારે બ્રિટિશ રાજ્યની સત્તા હિંદુસ્તાનમાં જામી ત્યારે આપણા ધાર્મિક વિચારઆચારમા પાછો કેટલોક ફેરફાર કરવાની આવશ્યકતા તે વખતના વિચારકો અને આગેવાનોને જણાઈ

પરદેશી પ્રજાની દૃષ્ટિએ હિંદુ પ્રજા અનેક ઈશ્વરો, ૩૩ કરોડ દેવમાં માનતી જણાઈ અને મંદિરો તથા દેવાલયોમાં અનેક પ્રકારની મૂર્તિઓની ઉપાસના કરતી માલૂમ પડી, તેથી તેમના ધર્મગુરુઓએ આપણા ધર્મ વિશે સખત ટીકાઓ કરી આ ટીકા કેટલે અંશે સાચી હતી એ આજે કહેવુ અત્યંત મુશ્કેલ છે આપણી પછાત પ્રજા—કોળીઓ, ભીલ, ગોંડ, સંતાલ અને એવી કરોડો માણસોની પ્રજા—હજી પણ પથ્થરની પૂજામાં માને છે એ કબૂલ કર્યા વિના છૂટકો નથી આજે પણ કોઈ એક પથ્થર પર સિંદૂર લગાડ્યુ એટલે તેની પૂજા શરૂ થઈ જશે કોઈ ઝાડ પર સૂતરના તાતણા બાંધ્યા અગર કોઈ દેરડી આગળ ચૌદશનું પેંડાના આકારનુ રમકડુ મૂક્યુ એટલે બીજા લોકો ત્યાં પૂજા કરશે, દીવા કરશે, નાળિયેર ચડાવશે અને માનતા માનશે. યુરોપ દેશમા અંધશ્રદ્ધા નથી એમ ન કહેવાય. ત્યાંની પછાત પ્રજાનું માનસ પણ આ પ્રકારનું જ છે. આપણે ત્યા દોરા, ધાગા, તાવીજ, મંત્રો, પીરની કબર આગળ ધૂપવું વગેરે પ્રયોગો થાય છે તેવું યુરોપમાં પણ થાય છે અમેરિકામા Christian scientists (ખ્રિસ્તધર્મના વૈજ્ઞાનિકો) હજારોની સંખ્યામા છે કે જેઓ લાખો માણસોના અનેક પ્રકારના દર્દો માત્ર પ્રાર્થનાથી મટાડી દેવાનો દાવો કરે છે

આજથી સોએકસો વર્ષ પહેલાં આપણી પ્રજાનો મોટો ભાગ મૂર્તિપૂજામા માનતો હતો, એટલે એ સ્થૂલ પથ્થર કે ધાતુની મૂર્તિને જ ઈશ્વર માનતો. એ મૂર્તિમાં ઈશ્વર સ્થાન કરે છે એવી માન્યતા ચાલતી હશે. આજે એ સીધી માન્યતા બદલી છે, કારણ કે

આપણામાંથી ઘણા એ મૂર્તિઓને ઈશ્વરનાં ચિહ્ન તરીકે માને છે. જેવી રીતે રાષ્ટ્રધ્વજ એ તો કાપડનું ચીંથરુ છે પણ તેના પર અમુક રંગો હોય છે તો તેને દેશના પ્રતીક–( sign અથવા symbol ) ચિહ્ન તરીકે ગણવામા આવે છે, તેને માટે લાખો માણસો પોતાના પ્રાણ પાથરવાને તૈયાર થઈ જાય છે તેવી રીતે આ મૂર્તિઓને ગણી શકાય. પણ સો દોઢસો વર્ષ પહેલા આવી માન્યતા હતી એવુ સ્વીકારી લેવા માટે આધાર નથી

એમ મનાય છે કે સાચા ધર્મની મહતાને લીધે બાહ્યાચારનુ જોર ઘણુ વધી ગયુ હતુ, એટલે ટીલાંટપકા અને વેશ વધી ગયા, કર્મકાડનુ જોર વધ્યુ પણ પ્રજામા ખરુ ચેતન રહ્યુ નહોતુ પ્રજા પ્રગતિ કરવાને બદલે પોતાનુ રક્ષણ કરવાને માટે ખૂણામા ભરાઈ બેઠી હોય એવુ વાતાવરણ ફેલાઈ રહ્યુ હતુ અને તેથી ન્યાતના વાડા વધી ગયા હતા, પરદેશગમન એ મોટો અક્ષમ્ય ગુનો ગણાતુ હતુ, અને જૂના રીતરિવાજો અને રૂઢ આચારોને વળગી રહેવા માટે અતિ આગ્રહ થઈ રહ્યો હતો

જ્યારે બ્રિટિશ પ્રજાના સમાગમમા આપણે આવ્યા ત્યારે આપણા આચારવિચારમા કાઈ કાઈ સુધારાવધારા કરવા પડશે એવુ કેટલાક આગેવાનોને જણાયુ આ સુધારાનો ઇતિહાસ ઘણો લાંબો છે અને હુ તેમા આજે ઊતરી શકુ એમ નથી, કારણ કે મને હાલમાં તેની વીગતો જણાવવાની ફુરસદ નથી પણ જે જાણીતી વાત છે તે તમારી રૂબરુ રજૂ કરુ છું કે સુધારાની પહેલી શરૂઆત બગાળમા બ્રાહ્મસમાજથી થઈ. બગાળામા કાળીમાતાની પૂજા અને ભયકર પશુવધ અને તાત્રિક પ્રક્રિયા તથા ઢોંગની સામે બડ જાગ્યુ હતુ, અને બ્રાહ્મસમાજમા એકેશ્વરની ઉપાસનાના સિદ્ધાતને પ્રાધાન્ય આપ્યુ હતુ માથેમાથે મૂર્તિપૂજાને કાઢી નાખી અને સામાજિક બધનોમાથી મુક્ત થવાનો પ્રયત્ન થયો પુરુષવર્ગ તેમજ સ્ત્રીવર્ગને કેળવણી આપવી, પરદેશગમન માટે છૂટ આપવી, સ્ત્રીઓને પડદા પાછળથી કાઢીને સમાજમા દાખલ કરવી, અને ન્યાતના બધનો તોડવા એવો કાર્યક્રમ બ્રાહ્મસમાજે સ્વીકાર્યો હતો

આ બ્રાહ્મસમાજમા પણ બેત્રણ પરિવર્તનો થયા છે એ સૌ કોઈ જાણે છે, પણ ગૂજરાતમાં એ સમાજના આછા પડછાયારૂપ પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ

બ્રાહ્મસમાજની સ્થાપના પછી ૧૮૭૫ મા થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપના થઈ અને તેની મારફત હિંદ દેશના ભણેલા વર્ગમા નવા વિચારઆચારના પૂર આવ્યા, અને લગભગ એ જ અરસામા આર્યસમાજની સ્થાપના થઈ સૌ કોઈ જાણે છે કે ત્રણે પ્રવૃત્તિઓમાં નવો ધર્મ સ્થાપવાની ભાવના નહોતી, પણ આપણા ધર્મને શુદ્ધ કરવાની અને ધર્મના નવા દૃષ્ટિબિંદુ પ્રજા સમક્ષ રજૂ કરવાનો પ્રયાસ હતો આ ત્રણે પ્રવૃત્તિઓની તુલના કરવાની મારી ઇચ્છા નથી, પણ એટલુ કહેવામા હરકત નથી કે બ્રાહ્મસમાજે હિંદી પ્રજામાં નવુ ચેતન રેડ્યુ પ્રજા તેનાથી કેટલેક અંશે જાગૃત થઈ બ્રાહ્મસમાજના વિચારો તેમજ આચારો પ્રજાએ કેટલેક અંશે સ્વીકાર્યા, સામાજિક સુધારા તરફ જે તીવ્ર વિરોધ હતો તે ઓછો કર્યો આટલું કર્યા પછી એ સમાજના અસ્તિત્વની બહુ જરૂર રહી નહિ હોય તેથી એ સમાજમા આજે બળ રહ્યુ નથી ૩૫ કરોડ માણસોના દેશમા તેમની સખ્યા માત્ર ૫૦૦૦ ની હશે અને તેમાથી અત્યત જૂજ સખ્યા ધર્મપ્રચાર માટે દરકાર કરતી હશે થિયૉસૉફિકલ સોસાયટીએ ઘણા માણસોને સાચા ધર્મ તરફ દોર્યા છે એ મડળના અનુયાયીઓ મનુષ્યની સેવા કરવાની

અનેક પ્રવૃત્તિ હાથ કરીને હિંદી પ્રજાની ઉન્નતિ કરી રહ્યા છે, અને તેવી જ રીતે આર્યસમાજે ધર્મની શુદ્ધિ તથા સમાજની શુદ્ધિ અને સેવા કરવાના હજારો પ્રયોગો શરૂ કરી દીધા છે આ બે ઉલ્લી સંસ્થાઓમા સભ્યોની સખ્યા મોટી છે અને હજી પણ તેમા વધારો થનો હશે, પણ બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજમા તેમ થતુ હોય એવુ જણાતું નથી

આ લાબી પ્રસ્તાવના કર્યા પછી હું એ ચીજ આપના લક્ષ પર આણવા ઇચ્છુ છુ કે બ્રાહ્મસમાજ અને ખાસ કરીને પ્રાર્થનાસમાજમા જો સખ્યા વધતી ન હોય, તો તેના કારણો શોધી કાઢવા એ આપણુ કર્તવ્ય નથી? હું આજે અમદાવાદ એટલે ગુજરાતની પ્રાર્થનાસમાજનો ખાસ વિચાર કરી રહ્યો છુ એ સમાજમા પ્રેરકબળ કયા છે? પ્રાર્થનાસમાજનો સદેશો આપનાર ગુરુઓ એટલે ઉપદેશકો ઉત્પન્ન કરવાની શી વ્યવસ્થા છે, તેમા નવજુવાનો આકર્ષાય છે કે કેમ, અને આકર્ષણ ન હોય તો તેના કારણો શા છે એ પ્રશ્નોનો ઊંડો અભ્યાસ અને મનન કરવાની જરૂર નથી?

ખ્રિસ્તી લોકો આપણા દેશમા આવીને પોતાના ધર્મ અને સપ્રદાયોનો ફેલાવો કરવા માટે સારામારા વિદ્વાન, આત્મત્યાગી માણસોને આ દેશમા મોકલે છે એમનાં મિશનો સેંકડો વર્ષથી આ દેશમા કામ કરી રહ્યા છે, પણ બ્રિટિશ સલ્તનતની સ્થાપના થઈ ત્યારપછીથી તેમનું જોર ઘણુ વધ્યુ છે. એ મિશનો પોતાના ધર્મનો પ્રચાર કરે છે તે ઉપરાંત કેળવણી, વૈદ્યકીય મદદ, ગ્રામસુધારણા, આરોગ્યવર્ધન, ઉદ્યોગવર્ધન, પતિતપાલન ઇત્યાદિ સામાજિક સેવાના કાર્યો મોટા પાયા પર કરી રહ્યા છે રક્તપિત્તથી પીડાતા માણસોની માવજત અને જગલમા સડી રહેલી પછાત પ્રજાની ઉન્નતિના કામ આપણે નહિ જેવાં કરીએ છીએ, પણ પરદેશી લોકો અજબ ઉત્સાહ અને ધીરજથી તે કરી રહ્યા છે ખ્રિસ્તી ધર્મના ફેલાવાને માટે આપણા હિંદી કાર્યકર્તાઓને તાલીમ આપવાના ઘણા વર્ગો કાઢ્યા છે આ મિશનોએ ત્રણચાર વર્ષ પહેલા એક કમિશન નીમીને પોતાના કામની તપાસણી કરાવી અને તેનો રિપોર્ટ Rethinking Missions—એટલે મિશનો વિશે નવા વિચાર—એ નામનુ પુસ્તક પ્રગટ કર્યું છે તે પુસ્તકમા કરેલી સૂચનાઓ વાંચીને હું આશ્ચર્યચકિત થઈ ગયો હતો તેમા ખ્રિસ્તી ધર્મમા ખ્રિસ્ત વિશે કેટલાક શાસ્ત્રવચનો (dogmas) નો બોધ કરવાને બદલે ખ્રિસ્તી જીવન અથવા જીસસ ખ્રિસ્તના જેવુ સાદુ અતિઉચ્ચ, આધ્યાત્મિક, ત્યાગી, સેવાપરાયણ જીવન ગાળવાનું શીખવવુ. એવો ધ્વનિ નીકળે છે બીજા ધર્મોની નિંદા કરવાને બદલે દરેક ધર્મના રહસ્યને ઉદારચિત્તથી સમજવાનો પ્રયત્ન કરવો, દરેક ધર્મને માન આપવુ, દરેક માણસ પોતાના ધર્મમા રહીને ઈશ્વરપરાયણ રહો કે સમાજસેવાપરાયણ થાય, અને માત્ર ટૂકા સ્વાર્થમા રચ્યોપચ્યો ન રહે, પોતાની, પોતાના કુટુબની અને સમાજની ઉન્નતિ કરવામા પોતાની શક્તિ ખર્ચે એ સાચા ધર્મનુ નવુ દૃષ્ટિબિંદુ છે આપણાં ગામડાંમા જે જાતનું જીવન ગામડિયા ગાળે છે અને તેમાં ધર્મને જે અલ્પ સ્થાન છે તે જાણીને મને ઘણા વિચારો આવતા હતા, તેવામા આ પુસ્તક મારા હાથમા આવ્યુ આપણા ગામડાંમાં ધર્મની ભાવના છે, પણ તે રાખથી ઢકાઈ ગયેલા અંગારા જેવી છે મારા સમાજવાદી મિત્રો વખતે ધર્મ શબ્દથી ભડકતા હોય તો તેમને હું કહીશ કે આપણા ધર્મમા તો ચાર્વાકને પણ સ્થાન હતું અને અજ્ઞેયવાદ (agnosticism)થી કોઈ ગભરાતું નથી મને કહેવામા આવ્યુ છે કે પ્રાર્થનાસમાજમા અમુક કર્મવિધિ (rituals) આવશ્ય

અને અનિવાર્ય છે, એવું નથી. Mass prayer એટલે સામુદાયિક પ્રાર્થનાની આવશ્યકતા અને ઉપયોગિતા વિષે પણ બેમત હોઈ શકે ઇંગ્લંડમા જે ક્વેકર્સ (Quakers)નો સંપ્રદાય છે તેમા કોઈ પાદરી કે ઉપદેશક કે ધર્મગુરુ હોતો નથી, પણ જે વ્યક્તિને સ્વયમ્ફુરણા થઈ આવે તે ઊભો થઈને બોલે શરૂઆતમા આવા લોકો થોડુ ધ્રૂજતા અને પછી ઊભા થઈને પ્રવચન કરતા માટે તે ક્વેકર્સ (Quakers) અથવા શેકર્સ (Shakers) કહેવાતા હતા એટલે જે વ્યક્તિને એમ લાગે કે એને કઈ સદેશો આપવાનો છે તે વ્યાસપીઠ પર ચડયા વિના પોતાના સ્થાન પરથી, વિધિ વિના, સાદી ભાષામા બોલી કાઢતો સાચી વાત તો એ છે કે સામાન્ય માણસ પોતાના જીવનનિર્વાહમા અને સસારસંચાલનમા એવો ગૂથાઈ જાય છે કે સૃષ્ટિમા અગમ્ય તત્ત્વો છે, મનુષ્યજીવનને ઉચ્ચ ભૂમિકા પર લઈ શકાય છે, એ જાણવાની તે દરકાર કરતો નથી સૃષ્ટિમા વ્યક્તિનુ સ્થાન, મનુષ્યમનુષ્ય વચ્ચેનો સબધ શા હોય એનો તથા ઈશ્વર કે શક્તિ વિષે કાઈ વિચાર તે કરતો નથી દરેક માણસને આ બાબતોનુ ભાન થાય એટલુ ચેતન તેનામા આવે એટલે ધર્મભાવના જાગૃત થઈ છે એમ કહેવાય દરેક માણસ એટલુ સમજે કે એ શક્તિવાન છે, આજે છે તેના કરતા હજારગણી શક્તિનો સચાર એના આત્મામા અજાગૃત, અપ્રગટ પડી રહ્યો છે તેનામા આત્મશ્રદ્ધા ખીલે, અને એ શક્તિનો ઉપયોગ માત્ર પોતાના સ્વાર્થ માટે નહિ પણ જે સમાજનો એ એક અતિસૂક્ષ્મ અણુ છે તેના કલ્યાણ માટે ખર્ચે એને આપણે જાગૃતિ કહીએ. 'અહ બ્રહ્માસ્મિ'નુ તે રહસ્ય સમજે અને સયમથી પોતાની શક્તિ વાપરે એમ આપણે શીખવવા ઇચ્છીએ છીએ આકાશના તારા કે એક નાનુ સરખુ ફૂલ, મીઠુ કે સાકરનો ગાગડો (crystal) જોઈને સૃષ્ટિની અગાધ શક્તિ અને અગમ્ય રચના તરફ તેનુ લક્ષ દોરાય અને એક રજકણની સાથે બીજુ રજકણ ગોઠવાઈ જઈ ને પાસાદાર ઘન (crystal), વનસ્પતિ કે પ્રાણી બને છે તેવો સહકાર, આત્મભોગ અને મનની ઉદારતા તેનામા આવે તો તેને ખરો ધાર્મિક મનુષ્ય કહીએ

પ્રાર્થનાસમાજનો આ ૬૩ મો વાર્ષિકોત્સવ છે એ ૬૩ વર્ષમા સમાજે કાઈકાઈ લીલીસૂકી જોઈ હશે એની પાછળ અનેક મહાપુરુષોની પ્રેરણા છે, અને તેમની સેવાને લીધે સમાજના કલ્યાણ માટે કાઈકાઈ સુધારાને પ્રોત્સાહન મળ્યુ છે પણ આજે પ્રાર્થના-સમાજમા કેટલુ જીવન છે તેનો હુ આદરપૂર્વક વિચાર કરી રહ્યો છુ

પ્રાર્થનાસમાજ જેવા મડળોમા એક નાનોમોટો પણ નિશ્ચયી, આગ્રહી મનુષ્યોનો સઘ (congregation) હોય, આવા મડળને પોષક, સહાયક અગર સહાનુભૂતિ રાખનાર યુવકોનો સમાજ હોય, કે જે આ મડળના વિચાર ઝીલવાની ઇચ્છા રાખતો હોય આ મડળમા એવી વ્યક્તિઓ પ્રવચન કરતી હોય કે જેમનુ વ્યક્તિત્વ આપણા પ્રાંતમા જાણીતુ હોય અને જેમને ખાસ સદેશો આપવાનો હોય, ભલે તે પ્રાર્થનાસમાજમાં જોડાયો હોય કે ન હોય જીવતા મડળોમા નવા સભ્યો જોડાયા કરે છે, તાલીમ લેતા હોય છે એ સૌને ઉચ્ચ જીવન ગાળવાની અભિલાષા હોય છે તેમનુ જીવન સામાન્ય રીતે પવિત્ર હોય આ મડળ મારફત ઉચ્ચ અને ઉન્નત વિચારનો પ્રચાર થતો હોય, તે માટે ઉપદેશકો હોય, ઉપદેશકોને તાલીમ આપવા માટે વ્યવસ્થા હોય, પત્રિકાઓ મારફત મુખ્ય સિદ્ધાંતોનો ફેલાવો થતો હોય, અને તેની મારફત સમાજની સેવા થતી હોય પ્રાર્થનાસમાજમા આ બધા તત્ત્વો હતા, અને આ મડળે ગુજરાતી સમાજની સારી સેવા કરી છે.

પણ એમ કહેવાય છે કે આજે પ્રાર્થનાસમાજ મૃતપ્રાય સ્થિતિમાં છે મે એની વૈદ્યકીય પરીક્ષા કરી નથી એટલે તેના નિદાન વિગેરે અભિપ્રાય આપવાનો નથી જો મને આ સંસ્થા તરફ સહાનુભૂતિ ન હોત તો આજે તમારી સમક્ષ હાજર થવાનુ કાંઈ બીજુ કારણ હતું જ નહિ મને એમ લાગે છે કે આ ધાર્મિક સંસ્થાના વિચારઆચારમા કેટલુક પરિવર્તન થવાની જરૂર છે આખા જગતની અંદર મહાન પરિવર્તન થઈ રહ્યુ છે તેના સદેશા આ સસ્થાએ પણ ઝીલવાના છે જે માણસ પોતાનું જીવન પવિત્ર અને ઉન્નત કરે છે તે એવુ વાતાવરણ ઉત્પન્ન કરે છે કે તેના સમાગમમા આવનાર વ્યક્તિઓમા નવી પ્રેરણા રેડાય છે દરિદ્રનારાયણની સેવા કરી તે વર્ગને સ્વાશ્રયી, સ્વમાનવાળો બનાવવો એ આપણો પરમધર્મ મનાયો છે વ્યક્તિગત મોક્ષની ભાવના કેટલેક અંગે સ્વાર્થી અને ભૂલ ભરેલી છે પણ જો દરેક વ્યક્તિને એટલુ ભાન થાય કે એ સમાજનો એક ભાગ છે, પોતાની ઉન્નતિમાં બીજાની ઉન્નતિનો સમાવેશ થાય છે, બીજાની ઉન્નતિ સિવાય પોતાની ઉન્નતિ થવી અશક્ય છે, તેથી આ મર્યાદા સ્વીકારીને પોતાની શક્તિ ખીલવે અને બીજાને હાથ આપીને ઊંચે આણે, એ હાથ આપવા માટે જો એક પગથિયુ નીચે ઊતરવુ પડે તો તેમ કરતાં અચકાય નહિ,—જોકે આ નીચે ઊતરવુ એ એક ભ્રમ છે,—તો આખા સમાજની અને તેના અંગોની ઉન્નતિ થાય

આ દેશમા આજે ભયકર મથન થઈ રહ્યુ છે, અથવા કહો કે શિવનુ તાડવનૃત્ય ચાલી રહ્યુ છે એક તરફથી ભાંગફોડ અને જ્વાળાથી નકામી, જડ, નબળી વસ્તુઓનો સર્વનાશ થઈ રહ્યો છે પણ બીજી બાજૂએ નવુ સર્જન પણ શરૂ થઈ ગયુ છે આ વિપ્લવની અંદર પ્રાર્થનાસમાજનુ શું થશે તેનો વિચાર કરવો ઘટે છે નવા સર્જનમા એ ભાગ ભજવી શકે, જો એના સભ્યોમા હિંમત અને આત્મશ્રદ્ધા હોય તો

હિંદ દેશમા કરોડો મનુષ્યો ભૂખ્યા રહી, શક્તિ ગુમાવી, રોગોના ભોગ થઈને મરી જાય છે સ્ત્રીઓના દુ ખ વર્ણવી શકાય એવા નથી કરોડો મનુષ્યો તદ્દન અજ્ઞાન, અભણ રહી ગયા છે કરોડો મનુષ્યો નિરુદ્યમી જીવન ગાળે છે કરોડો માણસો દારૂ, તાડી, ગાંજો, અફીણ જેવાં વ્યસનોમા સપડાઈને ભૂખે મરે છે અને પોતાના કુટુબને ત્રાસ આપે છે નદીને કાંઠે રહેનાર લાખો માણસો છે કે જે પદર દિવસે સ્નાન કરતા નથી ગરીબાઈ અને કગાલિયત આ દેશમા ઘર ઘાલીને બેઠા છે. આપણે સફેદ કપડાં પહેરનાર ભણેલા સુખી માણસો સત્ય અને અહિંસાની બડીબડી વાતો કરીએ છીએ, પણ કરોડો માણસ સત્ય અને અહિંસા એ શબ્દોનો કે ઇસ્લામનો અર્થ સમજતા નથી લાખો મદિર, મસ્જિદો અને દેવાલયો હોવા છતા, લાખો ફકીરો અને સાધુઓ હોવા છતા ધર્મને શોધવા માટે મશાલો લઈને ફરવું પડે એવી આ દેશની પરિસ્થિતિ છે. સત્ય, દયા અને સેવાની વાતો ઘણી થાય છે, પણ સાચુ વાતાવરણ તો મે હમણાં વર્ણવ્યુ તેવુ છે આ સસ્થાનુ યોગ્ય પરિવર્તન થાય, તેમા નવો જુસ્સો આવે, તેમા નવા સભ્યો જોડાય અને સેવાના માર્ગે ચડી જાય એવી મને આશા છે *

---

* તા. ૧૨-૧૨-૧૯૩૪ ના રોજ અમદાવાદ પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવ પ્રસગે આપેલું.

# બેચર

[ એક સાચી કથા ]

માધવભાઈ કાલિદાસ પટેલ

બેચર ગરીબ દૂબળા માબાપનો દીકરો હતો એનો બાપ ગામમા દાના પટેલને ત્યા સાથી રહ્યો હતો તે સવારથી સાંજ સુધી ખેતરમા મજૂરી કરતો, અને છેક સાંજે ઘેર આવતો ત્યારે ફાટેલા, મેલા, ચીથરા જેવા ધોતિયાને છેડે બશેર જુવાર ખૂબ જતનથી બાધી ખભે નાખી હોય, એક હાથમા ડાગ કે પરોણો હોય, અને મોમા મોટી લાબી આબાના પાનની બીડી હોય બાપ આ રીતે બશેર જુવારનુ ભાતુ લઈ ઘેર આવે તેની બેચર, તેનો ભાઈ મીઠો, અને બહેન મગી એમ ત્રણે ભાઈબહેન ખૂબ આતુરતાથી રાહ જોતા કારણ, રાતના વાળુનો આધાર એ બશેર જુવારના ભાતા ઉપર રહેતો બાપ ભાતુ લાવે અને માને સોપે રાત તો પડી હોય છતા બીજો લોટ ન હોય એટલે આવેલી જુવાર મા ભરડવા બેસે અને આઠેક વાગે ઘટી બધ કરી રાધવા બેસે નવ વાગે ભડકુ તૈયાર થાય એટલે તેમા છાસમીઠુ નાખી સર્વ ભાઈભાડુ વાળુ કરી લે અને નિદ્રાને ખોળે પોઢી જાય બાપ તો સવાર અને બપોર ધણિયામાને ત્યા જમ્યો હોય એટલે રાત્રે ખાવાનુ મુલતવી રાખે, અને ફરી સવારે દાતણપાણી કરી ધણિયામાને ત્યા ચાલ્યો જાય ઘણી વખત તો દાતણ પણ ચાલતાચાલતા કરે આમ તે સાજના ભોજનનો બચાવ કરી છોકરાને ખવરાવે બેચરના ઘરનો આ વગરલખેલો કાર્યક્રમ હતો આડોશીપાડોશી વગેરેનો પણ સહેજસાજ ફેરફાર સાથે સાજનો આ જ કાર્યક્રમ હતો

સવારમા વહેલા ઊઠવાનુ તો કોઈને જરૂરી લાગતુ જ નહિ સૂરજ લાકડી બે લાકડી ચડે ત્યારે સૌ વારાફરતી ઊઠતા પુરુષો અને સ્ત્રીઓ ઊઠતાની સાથે જ આબાના પાનની લાબીલાબી બીડીઓ પીતા, તાડીના મોટા ઘડિયામા પાણી લઈ શૌચ જતા, આવીને દાતરડુ લઈ દાતણ કાપવા જતા કારણ સાજે જ દાતણ કાપી લાવવાની તેમને ખાસ જરૂર લાગતી નહિ ! દાતણપાણી કરીને અને શોખ થાય તો નાહીને સૌ કામે જતા સામાન્ય રીતે તો ન નાહવાનો જ તેમને શોખ હતો કામ પર ચડતા નવ તો વાગતા જ મોડુ કામ પર ચડવુ, ઓછુ કામ કરવુ અને વહેલા કામ પરથી પાછા ફરવુ—આ ત્રણ તેમના ધ્યેય રહેતા, અને એ ધ્યેયને પહોચવા સૌ અનેક જાતની તરકીબોથી પ્રયત્ન કરતા આ તરકીબોમા અમસ્તા ઝાડાપેશાબે જવુ, અમસ્તા પાણી પીવા જવુ, વારવાર બીડી વાળવા બેસી જવુ વગેરે મુખ્ય હતી

આ તરકીબોમા બેચરનો બાપ પાવરધો થઈ ગયો હતો તેને લાગતુ હતુ કે ગમે તેટલુ ઓછુ કે વધતુ કામ કરીશ તોપણ બશેર જુવાર જ મળશે એટલે જેમ બને તેમ ઓછુ કામ કરવા તરફ તેની નજર રહેતી અને ખેડૂતની નજર જેમ બને તેમ તેની પાસે વધુ કામ કઢાવવા તરફ રહેતી બપોરે જમીને સહેજ આડો પડે કે તરત જ ખેડૂત કામે

ચડવા હુકમ કરતો અને બેચરનો બાપ ખેતરે જઈ ખેડૂત આવે ત્યા સુધી આંબા નીચે આંખ મીંચી સૂઈ જતો ! આથી એમ સમજવાનુ નથી કે બેચરનો બાપ કામ કરતો જ નહિ. ના, આ બધી તરકીબો છતા કામ તો તેને તનતોડ કરવુ જ પડતુ સાંજ પડતા તો તે સખત થાકી જતો સવાર થાય એટલે ધણિયામાને ત્યા જાય અને રાત પડે એટલે ‘તૂટીફૂટી ઝૂંપડી, લૂટીસરખી નાર અને સડ્યા સરખા છોકરા’ ભેગો થાય

આમ ને આમ દિવસો વીત્યા, મહિનાઓ વીત્યા અને કેટલાય વર્ષો પસાર થઈ ગયા પણ એના આ કાર્યક્રમમા કોઈ વખત લગ્નમા, રડવાકૂટવામા, તાબૂત જોવામા, ઘેર બાધવામા કે એવા બીજા જૂજજૂજ કારણો સિવાય ખલેલ પડી ન હતી કાર્યક્રમ તોડવો કે ફેરવવો એને પાલવે તેમ ન હતુ કારણ કે એને પેટ વળગેલુ હતુ ! અને કમનસીબ બચ્ચા પણ પેટ લઈને જ જન્મ્યા હતા !

બાપની આવી દશા હોવા છતા બેચરે પાંચછ વર્ષની ઉમ્મર સુધી તો રમી ખાધુ પણ જ્યારે બેચર સાત વર્ષનો થયો ત્યારે તેના બાપને લાગ્યુ કે દીકરો ઢોર ચારવા લાયક થયો છે એટલે તેણે બેચરને પોતાના જ ધણિયામાને ત્યા ઢોર ચારવા મૂક્યો

બાપની પાસે એ ધણિયામો ત્રણસો રૂપિયા માગતો હતો જ્યારે એણે બેચરની મા સાથે લગ્ન કર્યા ત્યારે ખર્ચ માટે દોઢસો રૂપિઆ આ ધણિયામાને ત્યાથી ઉપાડેલા, અને બાકીના રડવા, કૂટવા વગેરે જુદેજુદે પ્રસંગે ઉપાડેલા ધણિયામા સાથે સરત એવી હતી કે ધણિયામો રૂપિયાનુ વ્યાજ નહિ લે અને બેચરનો બાપ બદલામા સવારથી સાંજ સુધી બે વખત જમી ખેતીમા કે બીજુ જે સોંપે તે કામ કરે ઉપરાંત સાંજે બરોબર જુવારનુ ભાતુ મળે એનુ લગ્ન એના બાપે આ રીતે કરાવેલુ કારણ કે તેના બાપને પણ તેના બાપે એ જ રીતે પરણાવેલો !

બેચરની જ્ઞાતમા પરણવાની આ જ રીત સર્વમાન્ય, આબરુદાર અને સલામત મનાતી હતી.

જ્યા સુધી છોકરા ન હતા ત્યા સુધી તો બેચરનો બાપ ‘રોફ’મા ફરતો ધણિયામાને ત્યા કામ ન હોય ત્યારે બીજી જગાએ મજૂરી કરી તેમાથી જે પૈસા આવે તેના એકાદબે નવા ડગલા કરાવતો અને બને તો એકાદ નવી હાથવણાટની જાડી ધોતી પણ લેતો એ ધોતી અને ડગલો પહેરતો ત્યારે એને પોતાના કપડા જોઈ અભિમાન થતુ એના વખતમા નાગર, દેસાઈ, પાટીદાર વગેરે ઉજળિયાત લોકો ‘બાલ’ રાખતા ન હતા ચહેરવાળુ માથુ જ સુંદર ગણાતુ એટલે બેચરનો બાપ પણ એવી જ હજામત કરાવતો—અલબત્ત, મહિનામા એકાદ વખત કારણ હજામતનો પૈસો આપવો પડતો !

આ ઉપરાત બેચરના બાપને દારૂનો પણ શોખ હતો તે કોઈ ને કોઈ બહાને ધણિયામા પાસે આઠ આના કે રૂપિયો થોડેથોડે દિવસે કઢાવતો અથવા મજૂરી કરી મેળવતો અને તેમાથી પીઠામા જઈ દારૂતાડી પી આવતો. આવી રીતે પીને ઘેર આવે ત્યારે ખુમારીથી તેનુ મગજ ઘેરાયેલુ હોય આવે કે તરત રોટલા માગે હજી રોટલા તૈયાર થયા ન હોય કે રોટલાના જ વાધા હોય, એટલે બૈરીને ગાળો ભાંડે અને વધુ લહેરમાં હોય તો માર પણ મારે ! કોઈક વખત કેમ જાણે દારૂ પીધાથી પોતે મહારાજપદ પામ્યો હોય અને મહારાજાને ઝૂંપડી શોભે નહિ એટલે એની છાપરી પણ ડાગના ફટકા મારીમારી તોડી નાખે. આ રીતે ડાગના ફટકા ખાઈ ને તેમજ હરરોજ ચૂલો સળગાવવા છાજ વપરાતુ

એટલે જેઠ માસ આવતા સુધીમા તો છાપરીના દેદાર જોયા જેવા થઈ રહેતા એટલે દરવર્ષે નવુ જ છાજ એને વેચાતુ લેવુ પડતુ.

એચરે થોડો વખત ઢોર ચારવાની પ્રાથમિક તાલીમ લીધા પછી માને મદદ કરવા એ યોગ આવ્યો મા નાનુ બાળક મૂકી મજૂરી કરવા જાય ત્યારે બપોરે એચર તેના ભાઇને ઉપાડી તેને ધવરાવવા માટે દરરોજ માને ખેતર જતો એચરનુ પોષણ પણ ઘણી વખત એ જ રીતે થયેલુ ભૂખ્યુ બાળક માને દેખી તેને બાઝી પડતુ, અને મા પણ મજૂરીથી થાકીપાકી હોય છતા ખૂબ હેતુથી ધવરાવતી ધવરાવતીધવરાવતી બાળક ઉપર તે હાથ ફેરવતી અને કાઈ ફોલ્લી કે ઢીમણુ હોય તે કાળજીપૂર્વક જોતી, કેટલીક વખત માથાના વાળ તપાસી જૂ કે લીખ શોધતી બાળક તૃપ્ત થતુ એટલે પોતાની ઓઢણી ઝાડે બાધી તેમા બાળકને સુવરાવતી, અને એચર પોતાના ભાઇને ઝોળી ઝુલાવી ઉઘાડી દેતો, સાથેસાથે કોઈનુ સાભળેલુ હાલરડુ યાદ હોય તેવુ ગાતો પણ ખરો

ભાઈ તો મારો આવડો ને તેવડો,  
કાલે લગન કરવા જેવડો !  
હો, આલો, આલો, સૂઈ જા !  
ભાઈ તો મારો પાટલે બેઠો,  
પાટલો ગયો ખસી ને ભાઈ દાઢયો હસી !  
હો આલો, આલો, સૂઈ જા !

એચરની ઉમ્મર રોજરોજ વધતી જતી હતી બાળકમાથી તે હવે કિશોર બનવા લાગ્યો હતો તેનુ ગામ ગાયકવાડી હતુ છતા હજી સુધી, ફરજિયાત કેળવણી હોવા છતા, તેનુ નામ શાળામા દાખલ થયુ નહોતુ તેના બાપની એ તરકીબ હતી કારણ કે છોકરો નિશાળે ભણવા જાય તો તેનુ પોષણ કરવુ તેને ભાગે પડે તેમ હતુ અને જો તેને નિશાળે ન મોકલવો પડે તો તેને ઢોર ચારવા મૂકી શકાય અને ઢોર ચારવા જાય એટલે તેને ખાવાપીવાની ચિંતા ન રહે બધુ ધણિયામો પૂરુ કરે આથી તેણે ખાસ ઇરાદાપૂર્વક નિશાળે મોકલ્યો ન હતો

જોકે એચર બુદ્ધિની નિશાળે ન ગયો, પણ આજુબાજુ જે બનતુ હતુ તે વગર-નિશાળે શીખ્યો જ પોતાના જેવડા બીજા છોકરાઓ ડેચલુ (તીર) બનાવી ચકલા વગેરે પક્ષી મારી ખાતા, માછલી, કરચલા વગેરે પકડી શેકી ખાતા, વાતવાતમા ભૂડા બોલ બોલતા, વગડામા ઉઘાડપગે રખડતા, લોકોના વાડામાથી સૂરણ કે એવી ખાવાની ચીજો તફડાવતા, ક્યારીમાથી પાપડી વીણી બાફી ખાતા, કેરીઓ પારકે આબેથી ઝૂડી ખાતા— આવાઆવા અનેક પરાક્રમો કરતા એચર પણ તેવુ જ કરવા લાગ્યો ઘણી વખત તે ઢોર ચારવા જાય ત્યારે ઢોર વાડામા મૂકી ઉપરના મહત્ત્વના કામે ભાઈબધો સાથે એ ઊપડી જતો. કેટલીકવાર ઢોર વાડામાથી નીકળી કોઈના ખેતરમા બગાડ કરતા, ત્યારે એચરને ભાગે ઠીકઠીક પરસાદી આવતી પણ એ પરસાદી ખાતા છતા પણ એચર કરચલા અને મચ્છી પકડવાનુ ચૂકતો નહિ ભેસો બગાડ કરે અને પોતાને માર પડે તેની બધી દાઝ તે ભેસો ઉપર કાઢતો જાણે ભેસો માણસ હોય તેમ તેના પર ખિજાતો જાય, ગાળો ભાડતો જાય, ધમકી આપતો જાય, સાથે ઉપદેશ પણ દેતો જાય અને ડાગથી ફટકા મારતો જાય! આથી

ભેંસો બેચરથી ત્રાસી ગઈ હતી, અને એની બૂમો સાંભળતા જ હાંફળીફાંફળી બની દોડાદોડ કરી મૂકતી હતી એમા પણ એક ભેંસને તો ખૂબ જ માર પડતો. કારણ કે બેચર અને બધા ગોવાળો તેને ચોટ્ટી, લુચ્ચી ગણતા હતા આ ભેંસ ગમે તેવી ધીંગી વાડમાં પણ માથુ મારીને છીંડુ પાડવા માટે ગોવાળોમા મશહૂર હતી એટલે એને તો બીજુ કાંઈ કામ ન હોય ત્યારે સૌ ગોવાળો ભેગા મળી દાબડો * કરીને મારતા

બેચર દરરોજ ઢોર ચારવા જતો અને દરરોજ રોટલો સાથે બાંધી જતો પાણી તો ખાડા, ખાબોચિયા, ખાડી કે તળાવમાથી પી લેતો

કેટલીક વખત બધા ગોવાળો ખિસકોલી મારવા ભેગા મળતા ખિસકોલી વિષે એમની માન્યતા એવી છે કે

ખિસકોલી કહે, "ગોવાળિયા મરે તો રોટલા ખાઉં"
કીડી કહે, "ગોવાળિયા જીવે તો રોટલા ખાઉં."

આનો અર્થ ગોવાળિયા એવો કરે છે કે ખિસકોલી ગોવાળનુ મરણ ઇચ્છે, કારણ કે તેને આખો રોટલો જોઈએ કીડી ગોવાળોને દીર્ઘાયુ ઇચ્છે, કારણ કે ગોવાળો હોય તો રોટલા ખાતાં નાનો ભૂકો પડે તેથી તેમનુ પેટ ભરાય આથી બધા જ ગોવાળો જ્યા જ્યાં ખિસકોલી જુએ ત્યા ત્યા તેની પાછળ પડી નિર્દયતાથી મારી નાખે છે, અને કીડી પગ નીચે નહિ ચગદાઈ જાય તેની ખાસ કાળજી રાખે છે ઘણી વખત ખિસકોલી ઊંચા ઝાડ પર ચડી જાય ઝાડની આજુબાજુ ગોવાળો ઘેરો ઘાલે એકાદ જણ લગોટી મારી ધોતિયુ કાઢે અને ઝાડના થડે વીંટે, જેથી ખિસકોલીને લાગે કે આગળ માણસ છે. પછી સૌ આજુબાજુ ઊભા રહી ખૂબ કિકિયારી પાડે અને પથ્થરો તેમજ ઢેફા તાકીતાકીને મારે એટલે ખિસકોલી ગભરાઈ જાય, ઝાડ પર દોડાદોડ કરી મૂકે, અને છેવટે ઝાડની ટોચ પરથી પડતુ મૂકી જમીન પર પડે ભાગતાભાગતા ભગાયુ તો ઠીક, નહિ તો ગોવાળોની ડાંગનો એક જ ફટકો ખિસકોલીને પૂરી કરે. આ શિકાર ખેલવામા બેચર આગળપડતો ભાગ લેતો એની તીણી આંખ ઝાડની ઘટામા છુપાયેલી ખિસકોલીને પણ શોધી કાઢતી આ ઉપરાંત ખાડીના પાણીમા કે વાડમા સાપોલિયુ દેખાય તો તેની પાછળ ગોવાળોનુ લશ્કર દોડતું અને કલાકો સુધી સાપની શોધ કાંટાઝાંખરાની પરવા કર્યા વગર ઉઘાડપગે ચલાવતુ ઢોરને ચરવાનું હોય એટલે ગોવાળોને તો માત્ર દેખરેખ રાખવાની ક્યાંક કોઈનો બગાડ ન કરે અને ઢોર વાડામાથી ઘરમા અને ઘરમાથી વાડામા બરાબર જાયઆવે તેટલુ જ જોવાનુ એટલે જેમ ડ્યુટી પરનો પોલીસ દેખરેખ રાખતો હોય એટલે કે બીજું કાંઈ કામ ન હોવાથી નવરો હોય ત્યારે જેમ ચલમ પીએ, ચોપડી વાંચે, કોઈ ભાઈબંધ સાથે ગપ્પા હાંકે, અને એમ વખત પસાર કરે, તેમ ગોવાળોની નવરાશ બીજા ખાસ વિકાસક સાધનોને અભાવે ચકલી મારવી, મચ્છી મારવી, તેને સેકી ખાવી, દાબડો કરવો, ગાળાગાળી કરવી, ખિસકોલીને સાપ પાછળ પડવુ, લોકોના વાડામાથી કાકડી તફડાવવુ, ઝાડ પર માળો બાંધવો, રમતો રમવી અને ઘણેભાગે નિરર્થક રખડપાટ કર્યા કરવો એમા વપરાતી

ધીમેધીમે બેચર પંદર વરસનો થયો પંદર વર્ષે એટલે જુવાનીના ઊંબરે પગ મૂકતો કિશોર. તેના બાપને લાગ્યુ કે હવે બેચર લગ્ન કરવાને લાયક થયો છે થોડી રકઝક પછી

---

* ચારેબાજુ ઘેરીને મારવુ એને ગોવાળો દાબડો કરવો કહે છે.

પાસેના ગામે બેચરનું લગ્ન નક્કી થયું પરણાવવા માટે ખર્ચ કરવો પડે અને ખર્ચ કરવા માટે પૈસા જોઈએ—પૈસા નહિ રૂપિયા જોઈએ એનો રસ્તો તો બેચરના બાપને તેના બાપે બતાવેલો જ હતો! એટલે ભૂખા પડવાની બીક ન હતી બેચરના નામે દોઢસો રૂપિયા તેના બાપે એક ખેડૂતને ત્યાથી ઉપાડયા અને લગ્નની ધમાલ શરૂ કરી વહુને છાલી પહેરાવાઈ, થોડા દહાડે પીડીચડી સગાવહાલા આવ્યા, લૂગડાલત્તા ખરીદાયા, દારૂતાડી પણ આવ્યા, લગ્નના ગીતો અને ફટાણાં બાઈઓએ હોંસથી ગયા બન્નેના લગ્ન થયા બેચર પરણ્યો ખરો, પણ દોઢસો રૂપિયાની બેડી પહેરીને પરણવુ એટલે પ્રભુતામા પગલા માંડવા એ ભલે કવિઓ અને માલેતુજારો માટે થોડુંઘણું સાચુ હોય, બેચરને માટે તો પરણવું એટલે કરજમા પગલા માંડવા—એવી આશા રાખીને કે ફરીને જિંદગીમા કરજના ઊંડાઊંડા સાગરમાથી બહાર નીકળવાનુ જ નથી. બેચરના બાપને મન તેમજ બીજા બધા સગાવહાલાને મન ઉદ્ધારનો આ જ એક સલામત રસ્તો લાગતો હતો બેચર અને બીજા સૌ લગ્નના એટલા બધા ઉત્સાહમા હતા કે દોઢસો રૂપિયા કરજે કાઢીને લગ્ન કરીએ છીએ અને એ દોઢસોમાથી કંઈ ઘટવાની વાત તો દૂર રહી પણ એમા ઉમેરો જ થવાનો છે એવી તેમની સ્થિતિ છે એ વાત તેઓ બરાબર જાણતા હોવા છતા તે માટે તેમનામા જરા સરખી ચિંતા ન હતી કારણ કે બધા જ છોકરા આ રીતે પરણતા સૌએ જોયા હતા કરજ કરીને પરણવુ અને બદલામા આખી જિંદગી ગુલામી કરવાનો તેમની કોમમા રિવાજ પડી ગયો હતો અને આ લગ્ન એ રિવાજને અનુસરતું જ હતુ! કાંઈ પણ રિવાજ વિરુદ્ધ થાય—પછી તે સાચુ હોય કે ખોટું—તો જ ન્યાતીલા રોષે ભરાય છે નાના કે મોટા, ઊંચા કે નીચા તમામ કોમ અને જ્ઞાતિઓના રિવાજભક્તોની આ એક સામાન્ય ખાસિયત છે

બેચરના લગ્ન થયા વરવહુને ઊંચકી તેમના મામાઓ ખૂબ નાચ્યા દારૂતાડીની ઝડીઓ વરસી ઉલ્લાસના ફુવારા છૂટયા ખોટા ચાંદલા ચોડી અને ખોટા મોતીની માળાઓ પહેરી જાનડીઓએ ગીતો ગાયા તૂર સાથે નાચ થયો બેચરના બાપને કાશી નાહ્યા જેટલો આનંદ થયો બેચરને સ્વર્ગમા પગ મૂકવા જેટલો આનંદ થયો! આમ લગ્ન કરી બેચર અને તેની વહુ ઘેર આવ્યા બીજે દિવસે જેના પૈસાથી આ લગ્ન શક્ય થયુ હતુ તે ધણિયામાને ત્યા વરવહુ વાજતેગાજતે પગે લાગવા ગયા ધણિયામાના પગ ચાંપ્યા અને બીજાઓએ નાચીને જોડાથી લીંપણ પણ ઉખેડી નાખ્યુ! બેચરના લગ્નનો છેલ્લો પડદો આમ પડી ગયો

સગાવહાલા ચાલ્યા ગયા અને ફરી બેચર ખેડૂતને ત્યા કામે વળગ્યો હવે બેચર ચાકર બની ગયો દરવર્ષે પંદર રૂપિયા વાળવા અને કપડાલત્તા અને ખાવુપીવુ ધણિયામાનુ આમ સરત થઈ આ હિસાબે દોઢસો રૂપિયા વાળતા દશ વર્ષ લાગે પણ બેચરનો બાપ વર્ષ પૂરુ થાય તે પહેલાં છૂટકછૂટક મળી પંદરેપંદર રૂપિયા ઉપાડી જતો, એટલે બેચરને દોઢસો તો કાયમ જ રહેતા જ્યા સુધી તે એકલો હતો ત્યા સુધી તો તેને કાંઈ ચિંતા ન હતી પણ ધીમેધીમે બેચર જુવાનીમા આવતો ગયો, એને બાળકો થવા લાગ્યા એટલે તેને પોતાના અને બાળકોના પોષણની ચિંતા થવા લાગી એટલે દોઢસો વાળવાની આશા છોડી બેચર પણ પોતાના બાપની જેમ બશેરનુ ભાતુ લાવવા લાગ્યો પણ ચોમાસાની ઋતુમા હેલીમા કાંઈ કામ ન હોય એટલે ખાવા માટે જુવારનું કરજ કરવુ પડ્યુ આ

જુવારના બદલામાં તેને ઘાસની મોસમમાં ઘાસ કાપી આપવું પડતું. માંદગી, સુવાવડ, રડવું, કૂટવું, બાધાઆખડી વગેરે માટે થતો ખર્ચ તેને ધણિયામાને ત્યાંથી કાઢવો પડતો એટલે કરજ ઓછું થવાનું તો દૂર રહ્યું પણ ઊલટું વધતું જ જતું હતું બેચરના બીજા ભાઈબંધોનું પણ એવું જ હતું કેટલાક ભાઈબંધો કંટાળીને મીઠું'મા નાસી જતા કેટલાક જીનોમા ભાગી જતા, અને વળી કેટલાક પરગામ ભાગી જઈ પૈસા કમાવાનો પ્રયત્ન કરતા પણ એમાંથી કોઈ ફાવતા નહિ. મહિને, બે મહિને, છ મહિને બધા જ હાથ ઘસતા પાછા ફરતા બેચાર રૂપિયાની જે કમાણી કરી હોય તે પીવામા અને કપડા કરાવવામાં ઉડાવી દઈ ફરી પાછા તેઓ તેની જ દશામા આવી પડતા બેચર પણ વખતોવખત પીતો હતો ખરો, માછલીનો રસિયો પણ ખરો, છતા એ એવો પ્રામાણિક અને વફાદાર હતો કે કદી ક્યાંય પણ ભાગી જતો નહિ કુટુંબને રઝળતું મૂકી ભાગી જનાર જુવાનિયાને તે સખ્ત ઠપકો આપતો, અને ભાગી જઈને પાછો આવનારને કમાણી ઉડાવી દેતો જોઈ તેનો ઊધડો લેતો.

પણ બેચરની પ્રામાણિકતા અને વફાદારીથી એની સ્થિતિ કાંઈ અદેખાઈ કરવા જેવી નહોતી શિયાળેઉનાળે ધણિયામાને ત્યાં કામ ન હોય ત્યારે પડતર જમીન ખોદવી, ગેડા ખોદવા, લાકડા કાપવા, વહેરવા વગેરે કામોમાંથી જે થોડા પૈસા મળતા તેમાંનો મોટો ભાગ પીવામાં પહોંચતો અને બાકી રહેલા પૈસામાંથી પોષણ થાય તેમ ન હોવાથી મચ્છી, કરચલા, ચકલા વગેરે મારી લાવતો પહેરવાના કપડામા તો ધણિયામાએ આપેલાં ફાટેલા જૂના કપડાના ચીંદરડા જ હતા સૂવાની ફાટેલી ઘેર ગૂંથેલી સાદડી હતી રાંધવાના બેત્રણ માટીના વાસણ હતા પોતાની નાતના બીજાની પણ એ જ સ્થિતિ હતી, એટલે બેચરને પોતાની સ્થિતિનો અસંતોષ નહોતો એ તો એમ જ હોય એવી સૌની પેઠે એની પણ માન્યતા હતી દિવસમા બે વખત ખાવું, વચ્ચેવચ્ચે આંબાના પાનની બીડી પીવી અને આખો વખત વૈતરું કરવું, અને કુટુંબનું પોષણ કરવું આ સિવાય તેનું કોઈ ધ્યેય નહોતું, કોઈ પણ ન રાખે ત્યારે કાંઈ જ કામ ન હોય ત્યારે મગરા અને ભૂંડ મારવા જવું, ગપ્પા હાંકવા કે ખભે ધારિયું મૂકી રખડવા નીકળવું, એ તેનો કાર્યક્રમ હતો બેચરનું દાંપત્યજીવન સુખી હતું. એને ત્રણ બાળકો થયા હતા તેમાંનો મોટો દીકરો હવે નિશાળે જવા લાયક થયો હતો બેચરનો વિચાર એને નિશાળે મૂકવાને બદલે ઢોર ચરાવવા મૂકવાનો હતો

એવામા ૧૯૨૧ની ઝુંબેશ ઊપડી બેચર આ વખતે ૩૫ વર્ષની ઉમ્મરે પહોંચ્યો હતો એ વખતે ખૂબ સભાઓ થતી એક સભામા બેચર પણ ગાંધીજીના દર્શન કરવા ગયેલો ગાંધીજીના દર્શન કરીને અને તેમનું ભાષણ સાંભળીને બેચરને દારૂતાડી તરફ સખત ધિક્કાર ઉત્પન્ન થયો એને થયું, "આટલોઆટલો દારૂ પીધો તેનો શો અર્થ? ઘરમા ખાવાપીવાનું ન મળે, આબરૂ ન રહે અને સંસારમા ખપીએ એનું કારણ આ દારૂ જ છે ના! દારૂ પીને ઘણાં ભૂંડા કામો થઈ જાય છે અને ઘેર છોકરાંને પૂરું ખાવા મળતું નથી બસ, હવે એ ગોઝારા દારૂતાડી મારે નહિ જોઈએ." આવા વિચારો કરતો એ ઘેર પહોંચ્યો. એને પોતાના તરફ ધિક્કાર છૂટયો અત્યારસુધી એને આ કેમ ન સમજાયું તે માટે આશ્ચર્ય થયું બધાની અજાયબી વચ્ચે બેચરે દારૂતાડીનું પાણી મૂક્યું તેણે આ નિશ્ચયથી જે મુશ્કેલીઓ ઊભી થશે તેનો વિચાર સરખો કર્યો નહિ!

હવે તે દારૂતાડી પી તોફાન કરનારો અને માંસમચ્છી ખાનારો બેચર ન હતો. તેનો સીનો જ પલટાઈ ગયો હતો તેની આખમા અને ચહેરામા ક્ષુદ્રતાની જે છાયા હતી તે ઊડી ગઈ હતી પોતે એક માણસ છે, પોતાને સ્વમાન છે, અને પોતે ગમે તે કરવા શક્તિમાન છે આવો આત્મવિશ્વાસ તેનામા પ્રગટ્યો હતો તેના નિશ્ચયથી તે પશુ મટી માણસ બન્યો હતો

હવે તેણે પોતાના મોટા દીકરાને ઢોર ચારવા ન મૂકતા નિશાળે મૂક્યો પોતે સભાઓમા જવા લાગ્યો રાત્રે છાપુ વચાતુ હોય તે સાભળવા લાગ્યો. જ્યા સુધી ઝુબેશનુ જોર હતુ ત્યાં સુધી તો એને કશી મુશ્કેલી ન પડી, પણ ઝુબેશ નરમ પડી એટલે બધા જ પાછા પીવા લાગ્યા હતા એટલે બેચરને પીવાપાવાના પ્રસગો આવવા લાગ્યા, અને એ વખતે એની આકરી કસોટી થવા લાગી

એક વખત એની દીકરીનો સસરો મરી ગયો ગૌ એની સાથે રડવા ગયા ન્યાતીલાએ ત્યા દારૂ માગ્યો, અને બેચરે તે આપવા ચોખ્ખી ના પાડી એટલે ન્યાતીલાઓ છેડાયા, "ભગત થઈ ગયો ભગત દારૂ આપ, નહિ તો ન્યાતબહાર મૂકીશુ" બધી જ્ઞાતિઓને ન્યાતબહારનુ શસ્ત્ર ઘણુ સહેલુ અને અસરકારક લાગે છે પણ બેચરે તો ચોખ્ખી ના જ પાડી તેણે કહ્યુ "મારી પ્રતિજ્ઞા છે કે દારૂતાડી પીવા નહિ" "પણ જોઈએ તો તુ ન પીનો, અમને તો પા," ન્યાતીલા બોલ્યા. "તે પણ મારાથી નહિ બને," બેચરે જવાબ દીધો લોકો થાક્યા સમજાવનારા થાક્યા અને બેચર તો બચ્ચુ માને વળગી રહે તેમ પ્રતિજ્ઞાને સપૂર્ણ વિશ્વાસથી વળગી રહ્યો ન્યાતીલાઓ છેડાયા તેમનાથી બીજુ તો કાઈ થઈ શકે તેમ ન હતુ એટલે બેચરને ગાળો ભાડી અને તેને ન્યાતબહાર જાહેર કર્યો બેચર ઉપર આની કાઈ અસર ન થઈ ન્યાતબહાર થવાથી લોકો એની સાથે બોલે નહિ છાસપાણી તો તેમની પાસે હતા નહિ એટલે બધ કરી શકે તેમ ન હતુ પણ દીવેદિવતા બધ કર્યો હતો તેમજ છાપરી છાવી હોય વગેરેમા મદદ પણ કોઈ કરતુ નહિ બેચરને તે બધુ જાતેજ કરી લેવુ પડતુ આડોશપાડોશ સાથે વાતચીતનો વહેવાર બધ થયા છતાં બેચર ડર્યો નહિ, ડગ્યો નહિ એને તો એની પ્રતિજ્ઞા ગમે તે ભોગે પાળવી હતી, અને એના આ ભવ્ય નિશ્ચય આગળ બધી મુશ્કેલીઓ પીગળી જતી એનો માર્ગ એને સરલ લાગતો

આમ બેચર એના ન્યાતવાળાથી જોકે અલગ પડી ગયો, પણ એનુ પરિણામ સુંદર આવ્યુ બેચરના બધા દીકરા તેમજ આખુ કુટુંબ દારૂતાડીનુ કટ્ટુ વિરોધી બની ગયુ, અને બેચરને પૂરી વફાદારીથી વળગી રહ્યુ

બેચર એની ન્યાતવાળાને ત્યા જઈ શકે તેમ નહોતુ, એટલે એ ગામમા કણબીઓને ત્યા રોજ જવા લાગ્યો ત્યા થતી વાતો સાભળતો ધીમેધીમે એની આ ટેવ વધી ગઈ પછી તો રાત પડે અને કણબીઓ સાથે વાત કરવા ગામમા ચાલ્યો જાય ત્યા છાપુ વચાય તે સાભળે અને મળે એટલી ખબર મેળવે આમ એનું જીવન એને ખબર પણ ન પડે તેમ ઊંચું ચડતુ જતું હતુ ન્યાતીલાઓનો બહિષ્કાર ધીમેધીમે ઘસાઈ ગયો, અને ફરી ન્યાતીલાઓ સાથે વ્યવહાર શરૂ થયો થોડો વખત ઠીક ચાલ્યુ એવામા ન્યાતીલાનુ પચ ભેગુ મળ્યુ, ત્યા પચમાથે બેચરે દારૂ પીવા ના પાડી અને તેથી ફરી તેને ન્યાતબહાર મૂક્યો.

બેચર ન્યાતબહાર રહેવા ટેવાઈ ગયો હતો જ, એટલે એને એથી કશી અસર ન થઈ. શિયાળેઉનાળે તો એ કણબીઓને ત્યાં વાતો કરવા જઈ શકતો પણ ચોમાસામાં કાદવમાં અંધારે જઈ શકાય નહિ એટલે એને થયું કે જો આપણે વાચતાં શીખ્યા હોઈએ તો થોડુંએક વાંચી શકાય અત્યારસુધીનું જીવન જીવતાંજીવતાં એનામાં સારા વિચારોનો અમલ કરવાનું બળ અને તત્પરતા આવી ગયાં હતાં, એટલે એણે તરત જ વાંચવા શીખવા માંડ્યું. થોડા જ વખતમાં એ સાધારણ વાંચતાં શીખી ગયો શીખવાસમજવાની એનામાં જેટલી ઊલટ હતી તેટલી ઊલટથી જો કોઈ એને શીખવનાર હોત તો તે એક સંસ્કારી પુરુષ બની જાત એ વિષે મને શંકા નથી

આમ એની બૂરી ટેવો એની મેળે, આપની કાચળી માફક, ખરી પડી તેથી જુવાનો ખિજવાયા તેમણે એને પીતો કરવા તાગડો રચ્યો રાત પડી હતી ત્રણચાર જુવાનો ડાંગ સાથે આમતેમ ફરતા હતા થોડેક દૂર રસ્તામાં એક કૂતરું ગોટી ઊંઘ લેતું હતું જુવાનો કૂતરાની ચારેબાજુ ઊભા રહ્યા, અને એક જુવાનની કડિયાળી ડાંગના એક જ ફટકે કૂતરાનું માથું ફૂટી ગયું તે ભસી પણ શક્યું નહિ, ઊભું પણ થઈ શક્યું નહિ, અને પગના પછાડા મારતું થોડી જ વારમાં ટાઢુંબોળ થયું ગભરાયેલા જુવાનો હસતાહસતા આ મરેલા કૂતરાને ઉપાડી બેચરના વાડામાં નાખી ચૂપચૂપ ભાગી ગયા દૂર જઈ બેચરની આવતી કાલે થનારી ફજેતીની કલ્પના કરી હસી તાળી આપવા લાગ્યા તેમને ખાતરી હતી કે હવે તો એ પીતો થવાનો જ

સવાર પડી બેચરે વાડામાં મરેલું કૂતરું જોયું ત્યારપહેલાં તો આખા ગામમાં બેચરે કૂતરું માર્યાની વાત ફેલાઈ ચર્ચાઈ રહી હતી દારૂડિયા ન્યાતીલાઓ બેચર ઉપર દાઝે તો બળેલા જ હતા એટલે સૌએ મળી બેચરે જ માર્યું, એવો આરોપ મજૂર રાખ્યો, અને બેચરને દશ રૂપિયા દંડ કીધો બેચરે તે કરજે કાઢી ભરી આપ્યો તેમાથી દારૂ ખરીદી સૌ પીવા બેઠા, અને બેચરને પણ પીવા કહ્યું બેચરે દારૂ પીવાની ચોખ્ખી ના પાડી એટલે ન્યાતીલાઓ ખિજાયા અને બેચરને ફરીવાર ન્યાતબહાર જાહેર કીધો ! થોડા દિવસ તો આ બહિષ્કાર કડક રીતે ચાલ્યો, પણ ફરી પાછો ધીરેધીરે ધમાઈ ગયો જંગલી માણસોમાં અને બાળકોમાં વેરની પ્રબળ લાગણી પણ ધીમેધીરે ધમાઈ જાય છે અને પછી સહાનુભૂતિમાં ફેરવાઈ જાય છે, તેમ દૂબળાઓ ચોડેચોડે વખતે એની સાથે વ્યવહાર ચાલુ કરતા અલબત્ત, બડબડાટ તો રહેતો જ.

બેચરનો મોટો દીકરો હવે લગનલાયક થયો હતો એ વખતે ૧૯૨૮ની ઝુંબેશ ચાલતી હતી એટલે દૂબળાઓ બેચરને ટેકો આપતા હતા એટલે આ પ્રસંગ નિર્વિઘ્ને ઊકલી ગયો. બેચરે બહુ જ કરકસરથી ખર્ચ કર્યું હતું, અને એ ખર્ચ માટે કરેલું કરજ થોડા જ વખતમાં ખતથી ચૂકવી દીધું હતું પોતાની જેમ પોતાના છોકરાને બંધનમાં રાખવાનો તે કટ્ટર વિરોધી હતો

૧૯૩૦ની ઝુંબેશ પણ આવી અને શમી ગઈ હવે બેચરને પોતાની દીકરી પરણાવવી હતી લગ્ન નક્કી થયાં. સૌ સગાવહાલાં આવ્યાં ગામના પણ સૌ આવ્યા સૌ જમ્યાં અને ઊઠતે ફરી બેચર પાસે દારૂ માગ્યો, દારૂ ન આપે તો દારૂ પીવાના સાત રૂપિયા માગ્યા આટલાઆટલા પ્રસંગોના પથ્થરો માથે પટકાયા છતાં જેની પ્રતિજ્ઞાનો કાંકરો

પણ ખર્ચો નહોતો તે બેચર દારૂ માટે પૈસા આપે એમ હતુ જ નહિ એટલે રિવાજ પ્રમાણે દારૂડિયાઓનો મિજાજ ગયો, અને ફરી બેચરને ન્યાતબહાર જાહેર કીધો

જો યોગ્ય કેળવણી અને યોગ્ય સગવડ મળ્યા હોત તો જેની નિશ્ચયશક્તિ ઝળકી ઊઠત એ બેચર આજે કામરેજ તાલુકાના પરબ ગામમા પોતાના જ્ઞાતભાઈઓની મૂર્ખાઈ અને અજ્ઞાનથી હેરાનગતી વેઠતો છતા આનદથી જીવન ગુજારી રહ્યો છે જેને એ જોવા હોય તે ટાપ્ટી વેલી રેલ્વેના ગલથાણ સ્ટેશને ઊતરી પરબ ગામે જાય

કહેવાતા ઉજળિયાતોના નિશ્ચયો બીજી જ ક્ષણે પલટાઈ જાય છે, મોળા પડે છે ત્યા આવા તદન સામાન્ય દેખાતા દૂબળા બેચરભાઈની આટલી બધી નિશ્ચયશક્તિ જોઈ વદન કરવાનુ મન થઈ જાય છે. પણ અડગ નિશ્ચય એ ધનવાનો, માલેતુજારો, શેઠિયાઓ કે વિદ્વાનોની મિલકત હતી જ ક્યારે ?

---

## સ્મરણોર્મિ

મુકુન્દ વિ વિજયપારાશર્ય

૧

ઊછળે ઉદધિ-ઊર્મિઓ ઔણી
તીરના ખડક સાથ તૂટતી
ને ખરી રજકણો જરા જરા
ઓટ સાથ સરતા વહી જતા
સ્થળતી જલધિ-ઊરમા દૂરે
એકલો ખડક મૂક એ સહે.

૨

ને છતા ભરતી એમ ઊછળે
તીરના રજકણો લઈ ફરે.
અલ્પ એ ખડક થૈ રહે રડી
શેષહીન થઈ જાય ત્યા સુધી.
ચિહ્નહીન સ્થળમા છતા ફરી
ઊછળે અગણ્ ઊર્મિઓ હજી.

# સરકારી જામીનગીરીની ઊથલપાથલ

ચંદ્રપ્રસાદ હરદેવરામ દીવાનજી

સરકારી જામીનગીરીમાં થતી ઊથલપાથલ માટે એક અંગ્રેજ દલાલને એના ગ્રાહકે પૂછ્યુ ત્યારે એ ઊથલપાથલના કારણ માટે એ દલાલે જણાવ્યુ કે દર પાચ વર્ષે હિંદી સરકારના નાણાખાતાના પ્રધાન બદલાય છે અને દરેક નવો આવનાર પ્રધાન શરૂઆતમા કે છેવટના ભાગમા પોતાના પ્રતિસ્પર્ધી કરતા ઓછા વ્યાજે સરકારી લોનો કાઢી પોતાના અમલ દરમ્યાન હિંદી સરકારને ફાયદો થયો છે એમ બનાવવા પ્રયાસ કરે છે, અને તેથી નાણાખાતાના દરેક પ્રધાનની પાચ વર્ષની કારકિર્દી દરમિયાન સરકારી જામીનગીરીમા જરૂર જ ઊથલપાથલ થવાની આ દલાલનો અભિપ્રાય કાઈ કોઈ અર્થશાસ્ત્રના નિયમ ઉપર ઘડાયેલો નથી, પણ એના જાતઅનુભવ ઉપરથી બધાયેલો મત છે એમ આપણે જરૂર કહી શકીએ અને એ કથનને અનુમોદન આપવાને આપણે ૩½ ટકાની હિંદી સરકારની રૂપિયાની અને ૩½ ટકાની પાઉંડની જામીનગીરીના ભાવનો એક કોઠો તૈયાર કરશુ આ બેઉ જામીનગીરી જ પસંદ કરવાનુ કારણ એ છે કે સરકારી જામીનગીરીની આખી બજારની વલણને એ બે માર્ગદર્શક છે

| | ૩½ ટકાની પાઉંડની લોન | | ૩½ ટકાની રૂપિયાની લોન | |
|---|---|---|---|---|
| | ઊંચો ભાવ | નીચો ભાવ | ઊંચો ભાવ | નીચો ભાવ |
| ૧૯૨૩ | ૬૯ ૩/૧૬ | ૬૭ ૧૧/૧૬ | ૬૭ ૩/૮ | ૬૧ |
| ૧૯૨૪ | ૬૬ | ૬૪ ૧૫/૧૬ | ૬૮ ૩/૮ | ૬૩ ૧/૮ |
| ૧૯૨૫ | ૬૭ ૩/૧૬ | ૬૬ ૧૩/૧૬ | ૭૪ ૧/૨ | ૬૭ ૫/૮ |
| ૧૯૨૬ | ૭૩ ૩/૪ | ૬૬ ૧/૨ | ૭૯ ૧/૧૬ | ૭૪ ૧/૮ |
| ૧૯૨૭ | ૭૨ ૩/૪ | ૬૮ ૧/૮ | ૭૯ ૧૫/૧૬ | ૭૪ ૩/૪ |
| ૧૯૨૮ | ૭૨ ૫/૮ | ૭૦ | ૭૫ ૫/૮ | ૭૧ |
| ૧૯૨૯ | ૭૧ ૧/૨ | ૬૨ | ૭૨ ૫/૧૬ | ૬૩ ૧૫/૧૬ |
| ૧૯૩૦ | ૬૬ | ૫૭ | ૬૮ ૫/૮ | ૬૧ ૫/૧૬ |
| ૧૯૩૧ | ૬૪ ૩/૪ | ૪૧ | ૬૩ ૧/૪ | ૫૧ |
| ૧૯૩૨ | ૯૧ ૫/૮ | ૮૦ | ૮૮ ૧૫/૧૬ | ૬૦ ૧/૨ |
| ૧૯૩૩ | ૮૬ | ૭૯ ૧/૪ | ૮૮ ૩/૪ | ૭૯ ૧/૪ |
| ૧૯૩૪ | ૯૬ ૧/૮ | ૮૯ ૧/૮ | ૯૧ ૧૧/૧૬ | ૮૭ ૧/૮ |

ઉપરનો કોઠો આપણને સૂચવે છે કે ૧૯૨૩મા ૩½ રૂપિયાની લોનનો ભાવ વધારેમાં વધારે ૬૭ ને ૬ આની હતો, અને તે વધીને ૧૯૨૭ મા ૭૯ ને ૧૫ આના થયો હવે ૧૯૨૩ મા સર બેઝીલનો અમલ શરૂ થયો અને ૧૯૨૭ મા અમલ પૂરો થવાનો સમય નજદીક આવ્યો ત્યારબાદ ૩½ ટકાની જામીનગીરીનો ભાવ ઘટવા લાગ્યો અને ૧૯૩૧માં

૫૧ થઈ ગયો. પછી તે વધવા લાગ્યો તે ૧૯૩૩ માં ૮૮ ને ૧૨ આના સુધી વધ્યો આ પ્રમાણે મર જ્યૉર્જ શુશટરના અમલ દરમિયાન શરૂઆતમા ભાવો ઘટયા અને છેવટના ભાગમા વધ્યા. મર જેમ્સ ગીગ્રે કારકિર્દી શરૂ કરી છે અને ભાવો વધ્યા જ છે અને ૧૯૩૪ આકટોબરમા ૯૧ ને ૧૧ સુધી થયા છે એટલે દલાલના મત મુજબ એ અમલ દરમિયાન હવે ભાવ ઘટવા જોઈએ હવે આ વધારો ચાલુ રહેશે કે ફક્ત થોડો વખત રહેશે એ એક પ્રશ્ન છે બાકી ઉપરના આકડા પરથી આપણે એટલુ તો જોઈ શકયા છીએ કે દલાલે દર્શાવેલો મત ઘણે અશે ખરો છે

હવે ઉપરના કોઠામાના ૩½ ટકાના પાઉંડની અને ૩½ ટકાના રૂપિયાની જામીનગીરીના ભાવોની સરખામણી કરીએ ૧૯૨૩મા ૩½ ટકાની પાઉંડની લોનનો ભાવ વધારેમા વધારે ૬૯ ને દોઢ આની હતો જ્યારે ૩½ ટકાની રૂપિયાની લોનનો ભાવ ૬૭ ને ૭ આની હતો પણ ત્યારબાદ ૧૯૩૦ સુધી ૩½ ટકાની રૂપિયાની લોન પાઉંડની એટલા જ ટકાની લોન કરતા ઊંચે ભાવે ટકી રહી હતી ૧૯૩૧થી બેઉના ભાવોનો તફાવત વધવા માડયો અને ૧૯૩૪ સુધીમા તો પાઉંડની લોન પાચ ટકા વધારે ભાવે લડનમા બોલાવા લાગી સાધારણ રીતે આ બે લોનો વચ્ચેનો તફાવત ઝાઝો વખત ટકતો નથી, અને તેટલે અશે ૩½ ટકાની રૂપિયાની લોનને વધવાનો સંભવ છે આ એક સરકારી જામીનગીરીઓમા વધારો થવાનુ ચિહ્ન છે

સર બેઝીલ બ્લૅકેટની કારકિર્દી દરમિયાન ૧૯૨૬–૨૭ સુધી સરકારી જામીનગીરીઓ વધવા તરફ હતી, જ્યારે મર જ્યૉર્જ શુશટરના સમયમા ૧૯૩૧થી વધવા માડી એમ કહેવાનો અર્થ એ કે પહેલાની કારકિર્દીના વચગાળેના સમયમા ભાવો વધ્યા હતા જ્યારે બીજાના અમલના છેવટના ભાગમા ભાવો વધવા માડયા આથી કરીને આ બે સમયમા વધેલા ભાવોની સરખામણી કરીએ તો તે અસ્થાને તો ન જ ગણાય, અને તે આપણે નીચેના કોઠા ઉપરથી જોઈ શકશુ

| ૩½ ટકાની રૂપી લોન | | | ૫ ટકા ૧૯૪૫–૫૫ | | ૪ ટકા ૧૯૬૦–૭૦ | |
|---|---|---|---|---|---|---|
| વર્ષ | ઊંચા | નીચા | ઊંચા | નીચા | ઊંચા | નીચા |
| ૧૯૨૬–૨૭ | ૭૯ ૧/૧૬ | ૭૪ ૩/૮ | ૧૧૦ ૩/૪ | ૧૦૪ ૧૫/૧૬ | ૯૦ ૧/૧૬ | ૮૬ ૧૫/૧૬ |
| ૧૯૨૭–૨૮ | ૭૯ ૫/૧૬ | ૭૪ ૩/૮ | ૧૦૮ ૧૩/૧૬ | ૧૦૫ ૧૩/૧૬ | ૯૦ | ૮૭ ૧૫/૧૬ |
| ૧૯૩૨–૩૩ | ૮૮ ૯/૧૬ | ૬૦ ૧/૨ | ૧૧૩ ૩/૮ | ૯૮ ૩/૮ | ૧૦૦ ૩/૧૬ | ૬૭ ૫/૮ |
| ૧૯૩૩–૩૪ | ૮૮ ૩/૪ | ૭૯ ૧/૨ | ૧૧૫ ૧/૧૬ | ૧૦૯ | ૧૦૩ ૩/૮ | ૯૦ ૩/૪ |
| ઑકટોબર ૧૯૩૪ | ૯૧ ૧૧/૧૬ | | ૧૧૭ ૩/૮ | | ૧૦૭ ૭/૧૬ | |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે ૩½નો ભાવ જે ઑકટોબર ૧૯૩૪ મા ૯૧ ને અગિયાર થયો હતો તે ૧૯૨૬–૨૮ મા ૭૯ ને ૫ આનાથી વધ્યો નહોતો એ જ પ્રમાણે ૫ ટકા (૧૯૪૫–૫૫) જે ઑકટોબર ૧૯૩૪ મા ૧૧૭ ને ૬ આના થયો તે આગલા વખતમા ૧૧૦ ને ૪ આનાથી વધ્યો નહોતો અને ૪ ટકા (૧૯૬૦–૭૦)નો ભાવ જે હમણા ૧૦૭ ને ૭ આના થયો તે આગળ ૯૦ ને ૧ આનાથી વધ્યો નહોતો આ રીતે જોતા હાલમા જામીનગીરીના ભાવો આગળ કરતા ઘણા વધ્યા છે પણ ફરક એટલો જ છે કે શેરદલાલોની ભાષામા કહીએ તો 'અંદરની હવા જોરથી ફુકાતી નથી'. આ શેરદલાલોની

ભાષાનું સ્પષ્ટીકરણ કરીએ તો એનો અર્થ એવો થાય છે કે લોકો હાલમા ટૂંકી મુદતની જામીનગીરીઓમા નાણું રોકવાનુ પસંદ કરે છે, જ્યારે ૧૯૨૬–૨૮મા લોકો લાબી મુદતમા નાણુ રોકતા હતા આથી કરીને ટૂંકી મુદતની જામીનગીરીઓના ભાવો વધ્યા છે, અને સાત વર્ષ અને તે દરમિયાનમા પાકતી લોનોમા ૨¾ ટકાથી ૩·૨ ટકા જેટલુ વ્યાજ ઉપજે છે. ૪ ટકાની લાબી મુદતની લોન આગલા વખતમાં દસ ટકા વટાવે વેચાતી હતી, જ્યારે હાલમા ૩¾ ટકાની ટૂંકી મુદતની લોન મગભરથી પણ વધારે ભાવે વેચાય છે આ લોકોની સરકારી જામીનગીરીઓ તરફના વલણનો તફાવત બતાવે છે

આ ભાવોનો વધારો એકલા હિંદી સરકારની જામીનગીરીઓમા જ છે એમ નથી પણ બ્રિટિશ સરકારની જામીનગીરીઓ પણ એ જ કથા કહે છે આ માટે બ્રિટિશ સરકારની જામીનગીરીઓની સરેરાસ કિંમતનો કોઠો જે Actuaries Investment Indexને નામે ઓળખાય છે તે આપ્યો છે

| વર્ષ | સરેરાસ આક | વ્યાજની પડતર | વર્ષ | સરેરાસ આક | વ્યાજની પડતર |
|---|---|---|---|---|---|
| ૧૯૨૮ | ૧૦૦ | ૪·૫૧ | ૧૯૩૧ | ૯૨·૯ | ૪·૮૫ |
| ૧૯૨૯ | ૯૪·૭ | ૪·૭૬ | ૧૯૩૨ | ૧૨૩ | ૩·૬૭ |
| ૧૯૩૦ | ૧૦૪·૬ | ૪·૩૧ | ૧૯૩૩ | ૧૨૪·૮ | ૩·૪૫ |

ઉપરના આકડા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે બ્રિટિશ જામીનગીરીઓ ૧૯૨૯મા ઘટી ગઈ, ૧૯૩૦મા જેટલું ઘટી તેટલા ઉપરાત થોડું વધી, અને ૧૯૩૧મા તે લગભગ ૧૦ ટકા પાછી ઘટી ગઈ ત્યારબાદ ૧૯૨૮ કરતા હાલમા લગભગ ૨૫ ટકા જેટલી વધી ગઈ છે, અને આ વધઘટને અગે ૧૯૨૮મા જે એ જામીનગીરીઓ ૪½ ટકા વ્યાજની પડતર હતી તે ૧૯૩૩મા ૩½ ટકા પડતર પર જામીનગીરીઓ આવી ગઈ છે આ સરેરાસ વ્યાજની પડતર જે બ્રિટિશ જામીનગીરીઓમા ઓછી થઈ તે હિંદી સરકારની પાઉંડની લોનો વધવાનુ પણ કારણ છે એમ આપણે ભાગ દઈને કહી શકીએ

ટૂંકામા ૧૯૩૧ના સપ્ટેમ્બરમા જ્યારે ઇંગ્લડે સોનાના ધોરણનો ત્યાગ કર્યો ત્યારથી બ્રિટિશ તેમજ હિંદી સરકારની જામીનગીરીઓના ભાવો વધવા માડ્યા છે, અને બ્રિટિશ જામીનગીરીઓના વધારામા નીચેના કારણો આપી શકાય (૧) લગભગ પાચ વર્ષથી ચાલતી આવેલી વેપારની મદી, (૨) વેપાર ને ઉદ્યોગમા ઉથલપાથલ ઘટી જવાથી જે નાણા ફાજલ પડ્યા તે સરકારી જામીનગીરી તરફ વળ્યા, (૩) લોકોની બચત જે વેપારઉદ્યોગમા રોકાતી તે પણ સરકારી જામીનગીરી તરફ વળી, (૪) લડનની મોટી બેંકોમાં લોકોની થાપણ મોટા પ્રમાણમા જમા થવા લાગી અને વ્યાજ ઉપજાવવાને એ બેંકોને મોટા પ્રમાણમા જામીનગીરીમા નાણુ રોકવુ પડ્યુ તેમજ વીમા કંપનીઓને પણ પોતાનુ સરકારી જામીનગીરીઓનું રોકાણ વધારવુ પડ્યુ; અને (૫) સરકારી તિજોરી તરફથી પોતાની નવી લોનોની ફેરબદલી માટે જામીનગીરીમા શાસ્ત્રીય નિયમ મુજબ દાવા ખેલાયા અને તેથી પણ ભાવો ઘણા વધવા પામ્યા.

ઉપર જણાવેલ પાચે કારણો હિંદી સરકારની જામીનગીરીના વધારાને લાગુ ન પાડી શકાય કારણ હિંદી સરકારની તિજોરી તરફથી આવા શાસ્ત્રીય નિયમ મુજબ સરકારી જામીનગીરીમા લેવડદેવડ થતી નથી જામીનગીરીમાં હિંદમા આવેલી તેજીનાં કારણોમાં હિંદ

કરેલી સોનાની નિકાસ અને તેથી થયેલી નાણાની છૂટ એ મુખ્ય ગણી શકાય આ ઉપરાંત સરકારની પોતાની કરજ બાબતની સ્થિતિમા થયેલો ફેરફાર અને ગજદારી મામલામા થયેલા સુધારાએ પણ મોટો ભાગ ભજવ્યો છે ઈ. સ. ૧૯૩૧ કે જ્યારથી હિંદે સોનાની નિકાસ શરૂ કરી ત્યારથી આજ સુધીમા રૂા બે અબજથી વધારેનું સોનુ ચઢ્યું અને એ રીતે છૂટા થયેલા નાણાનો મોટો ભાગ વેપારની મદીને લઈને બિનઉપયોગી થઈ પડવાથી સરકારી જામીનગીરી તરફ વળ્યો ગજદારી મામલામા થયેલો સુધારો તો એટલો બધો દેખીતો છે કે એ બાબતમા કાઈ વધારે કહેવાની જરૂર નથી પણ સરકારની કરજની સ્થિતિમા થયેલા ફેરફાર માટે નીચેનો કોઠો કે જેમાં સરકારની જવાબદારીઓ, તેની પાકતી તારીખ વ્યાજસહિત આપી છે તે અને બીજો એક કોઠો સરકારનુ કરજ અને તેની સામેની તેની કમાણી કરતી ભંડોળની વીગત સમજવાને

## હિંદી સરકારની જામીનગીરીઓ

### રૂપિઆની લોનો

| વ્યાજ ટકા | નીકળી તેનુ વર્ષ | ક્યારે ભરપાઈ કરવાની | રકમ | બજાર-ભાવ | વ્યાજની પડતર |
|---|---|---|---|---|---|
| ૩ | ૧૯૦૬–૯૭ | ૩ માસની નોટિસે | ૫૪૦૬૪૦૦૦ | ૮૦ ૧/૪ | ૪·૮૧૫ |
| ૩ ૧/૨ | ૧૮૪૨–૪૩ | — | ૨૨૭૩૨૭૦૦૦ | ૯૧ ૧૧/૧૬ | |
| ૩ ૧/૨ | ૧૮૫૪–૫૫ | — | ૨૩૩૫૨૯૦૦૦ | ૯૧ ૧૧/૧૬ | |
| ૩ ૧/૨ | ૧૮૬૫ | — | ૩૬૫૩૬૧૦૦૦ | ૯૧ ૧૧/૧૬ | ૩ ૮૧૫ |
| ૩ ૧/૨ | ૧૮૭૯ | — | ૨૮૬૦૯૨૦૦૦ | ૯૧ ૧૧/૧૬ | |
| ૩ ૧/૨ | ૧૯૦૦–૦૧ | — | ૩૪૬૧૧૦૦૦૦ | ૯૧ ૧૧/૧૬ | |
| ૪ | ૧૯૩૩ | ૧૯૪૩ | ૩૩૩૧૦૦૦૦૦ | ૧૦૫ ૧/૨ | ૩·૩૪૮ |
| ૫ | ૧૯૧૯–૨૫ | ૧૯૪૫–૫૫ | ૬૬૭૯૦૨૦૦૦ | ૧૧૭ ૧/૨ | ૨·૪૫૪ |
| ૫ | ૧૯૨૫–૨૯ | ૧૯૩૫ | ૧૦૪૪૧૫૦૦૦ | ૧૦૨ ૧/૨ | ૨·૪૫૪ |
| ૪ | ૧૯૨૬–૩૩ | ૧૯૬૦–૭૦ | ૬૨૮૦૭૧૦૦૦ | ૧૦૭ ૭/૧૬ | ૩·૫૫ |
| ૪ | ૧૯૨૭ | ૧૯૩૪–૩૭ | ૧૯૫૩૭૯૦૦૦ | ૧૦૩ | ૩ ૭૨૯ |
| ૪ ૧/૨ | ૧૯૨૮ | ૧૯૩૪ | ૧૩૦૦૦૫૦૦૦ | ૧૦૦ ૧૧/૧૬ | ૩·૧૪૭ |
| ૪ ૧/૨ | ૧૯૨૮ | ૧૯૫૫–૬૦ | ૯૦૫૭૦૦૦૦ | ૧૧૨ ૩/૪ | ૩·૨ |
| ૫ | ૧૯૨૯ | ૧૯૩૯–૪૪ | ૮૨૨૬૬૦૦૦ | ૧૦૮ ૩/૧૬ | ૨·૬૭૫ |
| ૬ ૧/૨ | ૧૯૩૧ | ૧૯૩૫ | ૧૬૧૩૧૭૦૦૦ | ૧૦૩ ૧૧/૧૬ | ૩·૨૧૬ |
| ૫ ૧/૨ | ૧૯૩૨ | ૧૯૩૮–૪૦ | ૧૯૨૩૦૦૦૦૦ | ૧૦૯ ૧/૪ | ૪ ૭૫ |
| ૫ | ૧૯૩૨ | ૧૯૪૦–૪૩ | ૨૫૧૮૪૭૮૦૦ | ૧૦૯ ૩/૮ | ૩·૨૪૫ |
| ૩ ૧/૨ | ૧૯૩૩ | ૧૯૪૭–૫૦ | ૩૦૬૯૦૦૦૦૦ | ૧૦૧ ૭/૧૬ | ૩ ૩૬૮ |
| ૩ ૧/૨ | ૧૯૩૪ | ૧૯૪૭–૫૦ | ૨૫૧૨૦૦૦૦૦ | ૧૦૧ ૭/૧૬ | ૩·૩૬૮ |

પાઉંડની લોનો

| વ્યાજ ટકા | નીકળી તેનુ વર્ષ | ક્યારે ભરપાઈ કરવાની | રકમ પાઉંડ | બજાર-ભાવ | વ્યાજની પડતર |
|---|---|---|---|---|---|
| ૨½ | , | ૧ વર્ષની નોટિસે | ૧૧૫૩૯૯૮૬ | ૭૧ | ૩ ૫ |
| ૩ | | | ૭૭૦૨૪૧૮૫ | ૮૪ | ૩·૫૬ |
| ૩½ | | | ૮૮૬૬૭૮૮૪ | ૯૬ | ૩·૬૬૫ |
| ૪½ | ૧૯૨૭ | ૧૯૫૮–૬૮ | ૧૭૫૦૦૦૦૦ | ૧૧૫½ | ૩ ૫૦૮ |
| ૪½ | ૧૯૨૨ | ૧૯૫૦–૫૫ | ૩૯૮૫૨૪૧૮ | ૧૧૩ | ૩·૫૧૩ |
| ૬ | ૧૯૩૦ | ૧૯૩૫–૩૭ | ૧૧૯૫૨૫૦૦ | ૧૦૪½ | ૧૦૫ |
| ૫½ | ૧૯૩૧ | ૧૯૩૬–૩૮ | ૧૬૮૫૮૦૫૯ | ૧૦૬¼ | ૨·૧૬૨ |
| ૫ | ૧૯૩૨ | ૧૯૪૨–૪૭ | ૧૦૦૦૦૦૦૦ | ૧૧૪ | ૩·૦૧૭ |
| ૪ | ૧૯૩૩ | ૧૯૪૮–૫૩ | ૧૨૦૦૦૦૦૦ | ૧૦૮¾ | ૩·૨૬ |
| ૩½ | ૧૯૩૩ | ૧૯૫૪–૫૯ | ૧૦૦૦૦૦૦૦ | ૧૦૨ | ૩·૨૬૪ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે ૧૯૩૫ પછી હિંદી સરકારની રૂપિયાની લોનો તુરતમા પાકતી નથી અને પાઉંડની લોનો ૧૯૩૭ થી ૧૯૩૮ સુધી ભરપાઈ કરવાનું મુલતવી ગણી શકાય એમ છે અને ત્યારબાદ લાબા વખત સુધી કોઈ લોન પાકતી નથી કરજ અદા કરવાની બાબતમા જે આ લાબા વખતની સરકારને રાહત મળશે તે સરકારી જામીનગીરીના ભાવ વધારવામા એક મોટા કારણરૂપ ગણી શકાય વ્યાજની પડતરના આકડા પરથી જણાશે કે જેમ લોન ભરપાઈ કરવાની તારીખ નજદીક છે તેમ વ્યાજની પડતર ઓછી છે, અને આ બતાવે છે કે લોકોને સરકાર ઓછા વ્યાજની જ લોનો કાઢશે એવી નીતિ ઉપર વિશ્વાસ નથી લોકોની મનોદશા જે ટૂકી મુદતની લોનોમા નાણા રોકવાની છે તે ઉપરથી એમ કહી શકાય કે સરકારી જામીનગીરીનો ઉછાળો બહુ લાબો વખત ટકે એમ લાગતુ નથી

હિંદી સરકારની કરજની સ્થિતિમા થયેલા સુધારા માટે નીચેનો કોઠો આપ્યો છે

| | ૧૯૨૭ | ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૦ | ૧૯૩૧ | ૧૯૩૨ | ૧૯૩૩ | ૧૯૩૪ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | કરોડ | રૂપિયામા | | | |
| સરકારનુ હિંદ અને ઇંગ્લંડનુ કરજ કુલ | ૧૦૦૬·૧૯ | ૧૦૨૬·૩૭ | ૧૦૭૪ ૪૬ | ૧૧૩૬ ૫ | ૧૧૬૯·૯૦ | ૧૨૧૩·૬૩ | ૧૨૧૧·૮૪ | ૧૨૨૩·૯૭ |
| કરજ પેટે વ્યાજ ઉત્પન્ન કરતી અસ્કયામતો | ૭૮૬·૯૦ | ૮૨૯·૫૮ | ૮૭૫ ૫૧ | ૯૧૩·૭૪ | ૯૩૮·૯૦ | ૯૫૮ ૪૧ | ૯૭૨·૬૦ | ૯૭૭ ૬૭ |

ઉપરના કોઠા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે સરકારનું કુલ કરજ ૧૯૨૭ મા રૂ ૧૦૦૬·૧૯ કરોડ હતુ તે વધીને ૧૯૩૪ મા રૂ. ૧૨૨૩·૯૭ કરોડ થયુ, જ્યારે વ્યાજ ઉત્પન્ન કરતી અસ્કયામતો રૂ ૭૮૬·૯૦ કરોડથી વધીને રૂ ૯૭૭·૬૭ કરોડ થઈ આ રીતે દેવુ જેટલુ વધ્યુ તેટલીજ વ્યાજ ઉત્પન્ન કરતી અસ્કયામતો વધી અને તેટલે અંશે સરકારની સ્થિતિ સુધરી, અને આ સુધારો એ પણ સરકારી જામીનગીરીના ઉછાળાનુ એક કારણ છે આમ છતા પણ લોકોના મનમા એક જાતનો ડર રહે છે કે સરકાર

પોતાની નીતિ એકદમ બદલશે એ લોકોનો ડર એ સરકારી જામીનગીરીમાં વધારે ઉછાળો લાવવાને તેમજ આવેલો ઉછાળો ટકાવી રાખવાને માટે સારા ચિહ્ન તરીકે ન જ ગણી શકાય એ લોકોનો ડર પાછલા અગત અનુભવ પરથી પેદા થયો છે સર જ્યોર્જ શુશટર જ્યારે હિંદી સરકારના નાણાખાતાના પ્રધાન હતા, ત્યારે સરકારી જામીનગીરીમા નાણા રોકનારાને બે ફટકા પડ્યા છે એક સમયે એક વર્તમાનપત્રના પ્રતિનિધિને એમણે કહ્યું કે જો સરકારને નવી લોન ઊંચા વ્યાજથી કાઢવી પડશે તો તે વર્ષ દરમ્યાન નીકળેલી લોન કાઢેલે ભાવે નવી લોનમા વટની આપવાની એઓ ગોઠવણ કરશે આવી જાતના હિંદી નાણાખાતાના પ્રધાનના ઉદ્‌ગાર છતા નવી લોન ઊંચા દરે નીકળી અને ઉદ્‌ગારેના શબ્દો તો જાણે ઉચ્ચર્યા જ ન હોય એમ ગણાયુ નાણુ રોકનારાઓને આ પહેલો ફટકો હતો, કે જેથી લોકો લાબી મુદતમા નાણુ રોકતા અચકાવા લાગ્યા આ પછી ૧૯૩૩મા ૩½ ટકાની ૧૯૪૭–૫૦ ની લોન હિંદમા કાઢ્યા પછી તુરતમા જ લંડનમા ૪ ટકાની ૧૯૪૮–૫૩ ની લોન કાઢવામા આવી, અને આ બીજા ફટકાએ લાબી મુદતની સરકારી જામીનગીરીમા નાણા રોકતા લોકોને અટકાવ્યા આ રીતે ટૂંક મુદતમા પડેલા બે ફટકાથી લોકો ટૂંકી મુદતમા જ નાણા રોકે છે આ બને બનાવો સર જ્યોર્જ શુશટરના અમલ દરમિયાન બન્યા અને તેથી હાલના નાણાખાતાના પ્રધાન સર જેમ્સ ગ્રીગને તેના પ્રમાણમા વધારે મુશ્કેલી વેઠવાની રહી જોકે લોકોનો વિશ્વાસ સપાદન કરવાને સરકારની નવી લોન ઓછા વ્યાજે કાઢવામા આવી, તે છતા હજી એ વિશ્વાસ દૃઢ થતો નથી સરકારની નીતિમા દૃઢ શ્રદ્ધા બેસાડવાને જુદીજુદી સૂચનાઓ કરવામા આવે છે, અને તેમા માંથી અગત્યની એ છે કે ૩½ ટકાની લોન ભરપાઈ કરી દેવાની સરકારે જાહેરાત કરવી જો આમ થાય તો લોકોને ખાતરી જ થાય કે હવે સરકારી જામીનગીરીઓનુ ધોરણ ૩ ટકા ઉપર જ મુકરર કરવામાં આવશે અને ભવિષ્યનુ સરકારી કરજ ૩ ટકા ઉપર જ કાઢવામા આવશે

જો સરકાર ૩½ ટકાની લોન ભરપાઈ કરવાની જાહેરાત આપે તો સરકારી જામીનગીરીઓમા લાબા વખત માટે ઊંચા ભાવની આશા રાખી શકાય સિવાય કે, યુરોપ, અમેરિકા કે હિંદના રાજદ્વારી મામલામા ઊથલપાથલ થઈ જાય તો જ સરકારી જામીનગીરીમા ઊલટી અસર થવાનો સભવ છે આ ઉપરાત વખત જતા આવકવેરા ( income tax )મા ઘટાડો થવાનો સંભવ છે, અને સરકારી જામીનગીરીઓ આવકવેરાથી મોકળી ઘણી જૂજ છે એટલે પણ એના ભાવો ઊંચા ટકી રહેવા સભવ રહે છે પણ એક વાત એ બાબતમા ખાસ ધ્યાનમા રાખવાની છે, અને તે એ કે વેપારરોજગારની મદીમા પરિવર્તન થવાની સાથે જ લોકોની સરકારી જામીનગીરી તરફની લાગણીમા પરિવર્તન થશે, અને તે સમય પણ હવે દૂર નથી આ એક જ એટલી અગત્યની વાત છે કે જે સરકારી જામીનગીરીના ભાવો ઊંચા ટકી રહેવાની તરફેણના બધા સજોગોને પલટાવે અને તદ્દન નીચા પાડી દે. આથી કરીને સરકારી જામીનગીરીમા નાણા રોકનારાઓએ ધધાના સુધરતા સજોગો ધ્યાનમા રાખીને જ વધુ નાણાં સરકારી જામીનગીરીઓમા રોકવા એટલુ ભૂલવુ નહિ

# ફિલસૂફ*

સુન્દરમ

પણે તે ઊભેલું તરુવર બને પાનખરના
પીળચટ અને પાડુવરણા
કરોથી સ્પર્શાયું ફળથી લચતું પુષ્પ સરખુ
ધરતુ નવલુ રૂપ હમણાં.

તહીં લોકો ફેંકે કંઈક પથરા તે પર અને
ઊઠે એને દેહે શતશત કઈ ઘા ચમકતા,
નિહાળી એને ત્યા તરલ નવલો અંતરમહીં,
હરખ સ્ફુરતો ફિલસૂફતણો

અને એ બોલે ત્યાં 'કયમ હૃદય મારું કણકણે
પડે જ્યારે મારા ઉપર પથરા? તે તરુ અને
હુયે બને આજે નવલ પલટ્યુ રૂપ ધરતા
ઋતુપ્રાન્તે પાકી ફળથી લચતા બેઉ જ બન્યાં.'

* શ્રી૰ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના 'The Philosopher'નો અનુવાદ

# રવીન્દ્ર-સંગીત અને દિનેન્દ્રનાથ ટાગોર

પિનાકિન ત્રિવેદી બી એ (વિદ્યાભવન, શાંતિનિકેતન)

[ 'પ્રસ્થાન'ના ગયા વર્ષના માગમાસના અંકમા 'કવિવર ટાગોરની સૂરરચના' શીર્ષક શ્રી મણિલાલ સેનશર્માના બંગાળી લેખનુ ભાષાંતર પ્રકટ થયુ હતુ તે વાચીને હર્ષ થયો પણ કવિના સગીત વિષે તે લેખમા અને નીચેના પ્રાસ્તાવિક લેખમા લખાયેલી વસ્તુઓની યથાર્થ સમજણ કે અનુભૂતિ તો કવિના જુદાજુદા સમય (periods)ના ગીતો શ્રવણ કરવાથી જ થઈ શકે તે લેખમા કવિના સગીતને શાસ્ત્રીય પૃથક્કરણની દૃષ્ટિએ જોઈ તેમા ઓતપ્રોત થઈ ગયેલા પ્રાતીય તત્ત્વો—જેમકે 'બાઉલ', 'ભાટિયાલી', 'કીર્તન' આદિના સૂરો—વિષે ઉલ્લેખ થયો છે 'બાઉલ' ગીતો અથવા તજ્જાતીય સૂરોને આધારે રચાયેલા કવિના ગીતોના હૃદયસ્પર્શી સૂરોને પ્રત્યક્ષ સાભળવાનો પ્રસગ ન આવે ત્યા સુધી પરોક્ષ અવસ્થામા આપણે તે વિષે વિચારો કરીને રવીન્દ્ર સગીત માટે આપણુ માનસ તૈયાર કરવું રહ્યુ નીચેના નિબધમા કવિ માટે 'કવિશ્રી' અને 'રવીન્દ્રનાથ' એ ઉભય શબ્દો વપરાયા છે. બગાળી સાહિત્યમા કવિના સર્જનને લગતા લેખોમા સાધારણ રીતે કવિ વિષેનો ઉલ્લેખ માત્ર 'રવીન્દ્રનાથ' લખીને જ થાય છે. કાવ્યની જેમ કવિના ગાનમા પણ 'છન્દ' એ જ પ્રધાન વસ્તુ છે ]

કવિવર રવીન્દ્રનાથ ટાગોરને વિશ્વની અન્ય પ્રજાઓની જેમ ગૂજરાતનો સમાજ પણ મોટેભાગે કવિ, તત્ત્વવેત્તા કે નવલકથાકાર અથવા તો એ ત્રણે રૂપે જાણે છે. 'ગીતાંજલિ' માટે 'નોબેલ' પુરસ્કાર મળ્યા પછી એમની સાહિત્યકાર તરીકેની ખ્યાતિ વિશેષ વિસ્તારને પામી છે કેટલોક વખત થયા ચિત્રકલાના ક્ષેત્રમા પણ એમણે પોતાના મૌલિક અકનોથી દેશવિદેશમા નામના મેળવી છે પરન્તુ રવીન્દ્રનાથને સગીતકાર—composer—તરીકે તેમના સાહિત્યના પરિચયમા આવેલા શિક્ષિત સમાજનો પણ ખૂબ નાનો અંશ જ જાણે છે એના કારણરૂપે કવિશ્રીના રચેલા ગીતો મૂળ બગાળી ભાષામા છે તે વસ્તુ હોઈ શકે તેમ હોવા છતા એ સગીતના સૂરની સૌ સગીતપિપાસુઓને સમજાય તેવી વાણી તો એ અન્ય પ્રાતની ભાષામા લખાયેલા ગીતનો શબ્દાર્થ ન સમજાવા છતાયે આનદ આપે છે એ મે જાતે અનુભવ્યુ છે

રવીન્દ્રનાથે પોતાનો પ્રાણરસ સીંચીને અંકુરિત અને વિસ્તારિત કરેલા શાતિનિકેતન આશ્રમનો ઇતિહાસ જોતા જણાય છે કે એ સસ્થાનો યથાર્થ લાભ લેનારાઓમા ઓછાવત્તા પ્રમાણમા પણ હમેશ ગૂજરાતીઓ તો હોય છે જ બગાળ અને ગૂજરાતનો સબધ સાહિત્ય, સગીત અને કલાના ક્ષેત્રોમા થતા આદાનપ્રદાનથી ઉત્તરોત્તર વધતો જ આવ્યો છે ગૂજરાતમા એકાએક પોતાના પ્રયત્નથી બગાળી ભાષા શીખી બગાળી સાહિત્ય વાચનારની સખ્યામા પણ પ્રતિદિન ઉમેરો થતો જ જાય છે તે સસ્થામા અભ્યાસ કરી આવેલા ગૂજરાતી ભાઈબહેનોમાથી કેટલાક જણુ ત્યાના વિવિધ ઉત્સવો કે સવારસાજ 'વૈતાલિક'[1]

1. શાતિનિકેતનમા આ શબ્દનો અર્થ રૂઢ થઈ ગયેલો છે. રોજ સવારે સાડાછ કે સાત વાગ્યે આશ્રમના સૌ વિભાગોનુ કામ શરૂ થતા પહેલા કવિશ્રીના ભક્તિભાવવાળા—devotional—ગીતોમાથી સવારના રાગવાળુ એકાદ ગીત એકબે જણુ ગાય છે અને અન્ય સૌ ક્ષણભર ઊભા રહી સાભળે

વખતે ગવાતા ગીતોમાંના થોડાક પોતાના આનંદને ખાતર શીખી ગયાં છે. છેલ્લાં છ વર્ષના મારા ત્યાંના નિવાસ દરમ્યાન મને પણ એ સંસ્થાના વિશિષ્ટ અંગ સમા વિવિધ ઉત્સવો, ઋતુઉત્સવો અને નૃત્ય કે નાટ્યાભિનયને પ્રસંગે ગવાતા તથા કવિશ્રીના અન્ય ગીતો, તે માટેના ઉત્તમ પુરુષ શ્રી દિનેન્દ્રનાથ ટાગોર પાસેથી શીખવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે. એને પરિણામે વિશિષ્ટ પ્રકારના અને કેટલાક મૌલિક પ્રયોગોવાળા કવિશ્રીના એ ભારતીય સંગીત વિષે મારામાં જે રસવૃત્તિનો સંચાર થતો હું અનુભવતો આવ્યો છું તે દ્વારા ગુજરાત સમક્ષ શ્રી રવીન્દ્રનાથ ટાગોરની પ્રતિભાની આ દિશાનો, અર્થાત્ તેમનો સંગીતકાર તરીકેનો યથાશક્તિ પરિચય કરાવવાની મને અભિલાષા છે.

રવીન્દ્રનાથે રચેલાં ગીતોમાંથી ઘણાંખરાં મૂળથી જ ગેયરૂપ પામેલાં હોય છે અને કેટલાંક પ્રથમ કાવ્યરૂપે લખાઈને પાછળથી સૂરબદ્ધ થઈ ગેયમૂર્તિ થયાં હોય છે. પણ બન્ને પ્રકારમાં સૂરયોજક અને તેના ગેયરૂપના સ્રષ્ટા કવિ પોતે જ હોય છે. કવિશ્રીનાં બધાં જ ગીતો 'ગીતવિતાન' નામે ત્રણ ખંડમાં પ્રકટ થયેલા તેમના પુસ્તકમાં આવી જાય છે. તે પ્રકટ થયા પછી તેમણે માત્ર દસબાર ગીતો જ રચ્યાં છે. 'ગીતવિતાન'માં કુલ ૧૪૮૫ ગીતો છે એ જોતાં સંગીતકાર તરીકેની તેમની સર્જનશક્તિનો ખ્યાલ આવે તેમ છે. એ ગીતો ઉપરાંત અન્ય વ્યક્તિઓનાં રચેલાં કેટલાંક બંગાળી ગીતોની સૂરરચના રવીન્દ્રનાથે કરી આપેલી છે. ગુજરાતમાં અને હિંદભરમાં વિવિધ સૂરે ગવાતા 'વંદેમાતરમ્' ગીતના પ્રથમાર્દ્ધની સૂરરચના પણ સૌથી પહેલાં રવીન્દ્રનાથે જ કરેલી.

રવીન્દ્રનાથ જેવા મહાન સંગીતકારનાં ગેયસર્જનોને ભવિષ્યના સમાજ માટે સ્થાયી કરી દેવાનો એક જ રસ્તો છે. એ બધાં ગીતો જો તેમનો સમકાલીન કોઈ સંગીતવિશારદ તેના મૂળ રચયિતા પાસેથી બરાબર શીખી લઈ તેને સ્વરલિપિમાં ઉતારી લે અને સમાજને સુલભ રૂપે પ્રકટ કરે તો તે ગીતોનું સંગીત જળવાઈ રહે.

શ્રી. દ્વારકાનાથ ટાગોરના વિશાલ કુલમાં રવીન્દ્રનાથની જેમ અવનીન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ સમા મહાન કલાકારો અને મહર્ષિ દેવેન્દ્રનાથ અને બડાદાદા દ્વિજેન્દ્રનાથ જેવા પ્રખર તત્ત્વવેત્તાઓ અવતરેલા છે. તે જ કુટુંબના શ્રી દિનેન્દ્રનાથ ટાગોરે સંગીતના ક્ષેત્રમાં ખ્યાતિ મેળવી છે. એક જ કુટુંબના આ સંગીતવિશારદે રવીન્દ્રનાથનાં ઘણાંખરાં ગીતોને સ્વરલિપિ (notation)બદ્ધ કરી સ્થાયી રૂપ આપ્યું છે. પરિચિત વ્યક્તિઓ એમને 'દિનુબાબુ' કહી બોલાવે છે. બંગાળનાં કેટલાંક સંગીતજ્ઞ નરનારીઓએ પણ તેમને

છે. આ કાર્યક્રમ તે સવારનું 'વૈતાલિક' રાતે સૂવાનો ઘંટ થયા પછી પાંચદસ ગીત ગાનાર છોકરા-છોકરીઓનું વૃંદ સમયોચિત સૂર ને ભાવવાળું કોઈ ગીત ગાતાંગાતાં 'ઘંટાતલા'—આશ્રમની મધ્યમાંનું વિશાલ વટવૃક્ષ કે જેમાં આશ્રમનો મુખ્ય ઘંટ ઝૂલે છે—નીચેથી ઉપડીને, છાત્રછાત્રીઓનાં નિવાસ-સ્થાનોની બે હારની વચ્ચે આવેલા ઊંચા દ્વારબંધ શાલવૃક્ષો પાસે ફેરાર ફરીને સંગીતની મધુર છાયામાં સૌને નિદ્રાધીન થવા પ્રેરે છે. આ કાર્યક્રમ તે સાંજનું કે રાતનું 'વૈતાલિક'. ઉત્સવને કે અન્ય કોઈ સ્મરણીય દિને પ્રાતઃકાલે ચારેક વાગ્યે સમયોચિત સૂર અને ભાવવાળું કોઈ ગીત ગાતા-ગાતા ગાયકગાયિકાવૃંદ આખા આશ્રમમાં ફરી સૌને જગાડે છે. આ અને રાતના વૈતાલિક સાથે ક્રીડલ કે એસરાજનો ધ્વનિ અને ખોલ—મૃદંગને મળતું ત્યાંની વૈષ્ણવ કીર્તનમંડળીઓમાં ખાસ વપરાતું એક વાદ્ય—તથા મંજીરાનો ધીરો તાલ મળે છે ત્યારે 'વૈતાલિક'ની રમણીયતાનું યથાર્થ ભાન થાય છે.

એ સુકાર્યમાં સહાય કરીને કેટલાક ગીતોની સ્વરલિપિ તૈયાર કરી છે પણ રવીન્દ્ર-સંગીત ઉપર authority તો માત્ર દિનુબાબુને જ કહી શકાય રવીન્દ્રનાથ પોતે પણ કદાચ એ પદનો સ્વીકાર કરતાં અચકાય

રવીન્દ્રનાથ પોતાના રચેલા ગીતો પોતે સરજેલા તે ગીતોના મૂળ સૂરોમાં જ સર્વસ્થળે ગવાય તેમ ઇચ્છે છે અને તે માટે આગ્રહ સેવે છે તેમના ગીતોના સૂરો અને ગીતશબ્દોનો ધ્વનિ ઘણીવાર ગીતના ભાવ સાથે થોડુંઘણું સામંજસ્ય ધરાવતા હોય છે. ગીતનું સર્જન થાય તે એકસાથે તેના શબ્દરચના, તાલ અને સૂર વગેરે સૌ અંગોને લઈને જ એ ગીત જ્યાં ગવાય, ત્યાં, જેમ મૂળ લેખકના શબ્દો બદલ્યા વિના જ ગવાય તેવી જ રીતે ગીતના શબ્દો જેટલી જ અગત્યવાળું અને તેની સાથે જ ઉદ્ભવ પામેલું તેનું સૂરરૂપી અંગ પણ વિકૃત ન થતાં મૂળરૂપે જ વ્યક્ત થાય તો તેને સંપૂર્ણ ગીત કહેવાય ગૂજરાતમાં રચાતાં ગીતોના કે ગેયકાવ્યોના મૂળ સૂરો જળવાઈ રહે એવો તેમના લેખકોનો ઝાઝો આગ્રહ ન હોવાને લીધે એક જ ગીતને આપણે વિવિધ સ્થળે વિવિધ સૂરમાં ગવાતું સાભળીએ છીએ શ્રી મેઘાણીનું 'કોઈનો લાડકવાયો' એ ગીત જેમણે તેમની પોતાની પાસેથી અને અન્ય વ્યક્તિદ્વારા ગ્રામોફોનમાં ગવાયેલું સાભળ્યું હશે તેમને આ વસ્તુ તરત સમજાશે ખરું જોતાં તો ગૂજરાતમાં એક જ વ્યક્તિમાં રવીન્દ્રનાથની માફક સાહિત્યકાર અને સંગીતકારનું આદર્શ મિલન થયેલું આપણે ક્વચિત જ જોઈએ છીએ શ્રી મેઘાણી જેવી અપવાદરૂપ વ્યક્તિઓના ગેયકાવ્યોની અને લોકગીતોની વિશિષ્ટ મધુરતા અને હલકને કંઠસ્થ કરવાની ઘણાયે સંગીતપિપાસુઓને ઇચ્છા હોય છે તેમને એકાદ વખત સાભળીને તે શ્રુતગીતોનું કંઠદ્વારા યથાશક્તિ અનુગાન કરી આપણે સંતોષ માનીએ છીએ પરન્તુ તે જ ગીતોની ગૂજરાતના કોઈ સંગીતજ્ઞદ્વારા સ્વરલિપિ લખાવાય તો વધુ નહિ તો થોડા-ઘણા ગીતપિપાસુઓને ગુજરાત અને અન્ય પ્રાંત માટે પણ સ્વરલિપિબદ્ધ થવાથી સ્થાયી રૂપ પામેલી એ ગુર્જરી ગીતસંપદનું મૂલસ્વરૂપ મળી શકે ગૂજરાતી લોકગીત અને ગરબા કે રાસના ગીતોમાં એક જ પ્રકારનો અને વિશેષ પરિવર્તનવિનાનો ઢાળ આખાયે ગીતમાં હોય છે એટલે સ્વરલિપિલેખનમાં સહેજ સુગમતા મળે તેમ છે આ દિશામાં થયેલા કેટલાક પ્રયત્નો પ્રશંસનીય અને ઉત્તેજનને પાત્ર છે

રવીન્દ્રસંગીતની ભૂમિકા કરતાં પહેલાં, શાંતિનિકેતનની ઉત્તર દિશામાં તાલવૃક્ષોથી શોભીની ક્ષિતિજ આગળના ચૌગાનમાં નાનકડા ઉદ્યાને વીંટળાયેલી, રવીન્દ્રનાથે 'સુરપુરી' નામ આપેલી કુંજમાં નિવસતા છૂપા રત્ન સમા દિનુબાબુનો ટૂંક પરિચય કરાવવો મને આવશ્યક જણાય છે

એ રત્નના સાચા રત્નાકરસમા રવીન્દ્રનાથે તેમને પોતાના ગીતોના સુકાની કહ્યા છે અને તેમના 'ફાલ્ગુની' (અંગ્રેજીમાં 'Cycle of Spring') નામક ગીતિનાટ્યના ઉપકારપૃષ્ઠ પર દિનુબાબુનો પરિચય દેતાં લખ્યું છે.

"આમાર સકલ ગાનેર ભાંડારી,
આમાર સકલ નાટેર કાંડારી[1]"

દિનુબાબુના પરિચયમાં આવનાર સૌને ખબર છે કે સંગીતના ક્ષેત્ર ઉપરાંત સાહિત્યના

૧ નાવિક.

ક્ષેત્રમા પણ એ ખૂબ રસ લે છે અંગ્રેજી અને બંગાળી ભાષાની સાહિત્યધારા સાથે એમનો નિકટનો પરિચય છે એ પોતે સંગીતજ્ઞ હોવા ઉપરાત ઉચ્ચ કોટિના કવિ અને રસજ્ઞ સમાલોચક છે રવીન્દ્ર-સંગીતના વર્ગમા કેટલીકવાર અમને દ્વિજેન્દ્ર-સંગીતનો પણ લાભ મળે છે ફારસી તત્ત્વચિંતક કવિ હાફિઝનુ સાહિત્ય વાચીને રચેલુ તેમનુ એક ગીત હજીયે તેના મીઠા સૂર અને ગહન ભાવો સાથે મનમા તાજુ જ લાગે છે 'સુરપુરી'મા જઈ જોઈએ તો દિનુબાબુ તેમના ભીંતચિત્રે સુશોભિત નાનકડા ખડમા બેસીને કા તો કોઈક ગીતની સ્વરલિપિ લખતા હોય કે પછી અર્વાચીન સાહિત્યમાનુ કોઈ પુસ્તક એકાગ્રચિત્તે વાંચતા હોય છાત્રછાત્રીઓ પ્રતિનો તેમનો વાત્સલ્યભાવ ઘણા ઓછા શિક્ષકોમા જણાય છે ગમે ત્યારે કોઈ પણ છાત્ર કે છાત્રી રવીન્દ્રનાથના કોઈ ગીતનો સૂર જાણવા માગે તો દિનુબાબુ તેને નાખુશ નથી કરતા, પોતાની પાસે બેસાડી તે સૂર શીખવી દે છે દિનુબાબુ એક કુશળ અભિનયકાર અને stage directer છે રવીન્દ્રનાથનુ 'તપતી' નામનુ નિયમી નાટક શાતિનિકેતન તરફથી કલકત્તે ભજવાયેલુ ત્યારે કવિશ્રીએ પોતે પોતાની શ્વેત દાઢીને શ્યામ રગી યુવાન રાજાનો પાઠ લીધેલો અને રાજસખા દેવદત્ત પુરોહિતનો પાઠ દિનુબાબુએ કરેલો, ત્યારે બદામી રગના કદ, ઉપવસ્ત્ર અને માથે બાધેલી દેવદત્તની મૂર્તિમા તેમની ઉચ્ચ કોટિની અભિનયકલા દીપી ઊઠતી રવીન્દ્રનાથે ભજવેલા પોતાના અન્ય નાટકોમા પણ દિનુબાબુનો અભિનય જુદો જ પડી આવતો જણાય છે આગળ કહ્યુ તેમ રવીન્દ્રનાથના અભિનય માટે તૈયાર થતા નાટકોના 'કાંડારી'—સુકાની—દિનુબાબુ જ હોય છે નાટકના વિવિધ પાત્રોને વ્યક્તિગત રૂપે કેળવણી આપીને અભિનય સફળ કરાવવામા મુખ્ય હાથ દિનુબાબુનો જ રહે છે

શાતિનિકેતનથી પોતાની મોટરમા ગીધા અજન્તાની ગુફાઓ જોવા માટે નીકળી પડનાર દિનુબાબુની કલાપ્રિયતા વિષે શુ લખુ? સંગીતદ્વારા અંતરનો આનદ માણનાર એ વ્યક્તિની આનદપ્રિયતા, રમૂજી સ્વભાવ અને sportsman જેવી મનોવૃત્તિથી તેમના પરિચયમા આવનાર સૌને આનદ થાય છે રવીન્દ્ર-સંગીતનો વર્ગ થઈ રહ્યા પછી તેમની પાસે બેસીને રમૂજી ટૂચકા સાભળતા હસીહસીને પેટ દુખી આવે એવુ બને છે મહર્ષિ દેવેન્દ્રનાથ, બડાદાદા, રવીન્દ્રનાથ અને તેમના પોતાના પિતા દ્વિપેન્દ્રનાથના જીવનના વિવિધ પ્રસગો પુન પુન તેમને મુખે સાભળવાનુ મન થાય છે

દિનુબાબુ વિષે થોડુક જાણનાર ઘણાની એવી માન્યતા છે કે રવીન્દ્રનાથ તો માત્ર ગીતના શબ્દોની રચના કરીને દૂર રહે છે, અને તેમના બધા ગીતોના સૂર અને ટાળ દિનુબાબુએ યોજેલા છે પણ એ બધાએ સ્પષ્ટ રીતે જાણવુ જોઈએ કે રવીન્દ્રનાથ પોતે જ પોતાના રચેલા ગીતોના સૂરોના સ્રષ્ટા છે દિનુબાબુ એ ધૃષ્ટતા કરવાથી દૂર જ રહ્યા છે. પણ એમ કહી શકીએ કે દિનુબાબુ શ્રુતિધર હોવાથી કવિશ્રીના ગેયસર્જનોના પ્રાણ અને માનરક્ષક છે રવીન્દ્રનાથ ગીતરચના કરી તરત જ દિનુબાબુને હાકલ દે છે વિલબ કર્યા વિના જ દિનુબાબુ પોતે કવિશ્રી પાસે જઈને એ નવીન ગીતનો એકેએક સૂર કડાબદ્ધ કરી લે છે. દિનુબાબુની ગેરહાજરીમા તેમના કેટલાક છાત્રછાત્રીઓને બોલાવે છે મને પણ કેટલીકવાર કવિશ્રીની પોતાની પાસેથી તેમના ગીત શીખવાનો સુયોગ મળ્યો છે. કવિશ્રી નવો સૂર શીખવતાં જરાયે થાકતા નથી એમ કહીએ તો ચાલે. એક જ ગીત બરાબર શીખવવા

માટે તે પોતે શીખનારની સાથે પચ્ચીસ કે પચીસવાર ગાય છે. દિનુબાબુ નવા ગીતને બરાબર શીખી લઈને અનુકૂલતાએ સ્વરલિપિમા ઉતારી તેને સ્થાયીરૂપ આપે છે તેની સાથેસાથે જ પોતાના છાત્રછાત્રીઓને તે શીખવી દઈને તેની વ્યાપકતા વધારી દે છે કવિશ્રી પોતે તો અમુક ગીતનો સૂર પોતાના મનમા ગોઠવાઈ જાય અને તે રુચી જાય એટલે દિનુબાબુને બોલાવી શીખવી દઈને નિશ્ચિંત થાય છે એ જ ગીત કવિશ્રી પોતે એકાદ-બે કલાક પછી ગાય તો તેની અને મૂળ સૂરોની વચ્ચે કંઈક તો તફાવત હોય જ છે તે તો સદાયે ચિરનવીનના ઉપાસક ગણાય છે જૂનાં ગીતો પણ પુન ગવાતા હોય ત્યારે તેમાં કંઈકકંઈક નવીનતાઓ ઉમેરવાનો કવિશ્રીને શોખ છે એમના એ શોખને ગાયકવૃંદ સર્વદા પસંદ નથી કરતુ તેનુ કારણ તે બધા જૂના ગીતોને અમુક સૂરોમા જ ગાવાને ટેવાઈ ગયેલાં હોય છે દિનુબાબુ પણ તેમના વિદ્યાર્થીગણનો પક્ષ લઈ જૂના ગીતોમા ઝાઝી નવીનતાને માટે 'પ્રવેશનિષેધ' જણાવે ત્યારે એ બન્ને જણ વચ્ચે થતો મીઠો અને રમૂજી ઝગડો સાભળવાની ખૂબ મજા આવે

બીરભૂમ જિલ્લાની મરુભૂમિમા આવેલા શાતિનિકેતનને સૂરગગાથી અને અભિનયાદિના આનંદરસે પ્રફુલ્લિત રાખનાર દિનુબાબુ જ છે વિશ્વકવિ તો ત્યા હોય કે ન હોય એમને તો સદાયે વિશ્વસભાનાં આમત્રણ ઊભા જ હોય છે પરન્તુ વચ્ચેવચ્ચે જ્યારે એ આશ્રમમા હોય ત્યારે સૂર અને અભિનયાદિનો જે પ્રદીપ તે પ્રકટાવતા જાય છે તે દિનુબાબુને હાથે જ જ્વલત રહી ઉત્તરોત્તર પ્રકાશ આપ્યા કરે છે માત્ર શાતિનિકેતનમાં જ નહિ પરન્તુ જ્યાં જ્યા રવીન્દ્રનાથનાં ગાન કે અભિનયાદિદ્વારા સમાજને આનંદ મળે છે ત્યા ત્યાં દિનુબાબુનુ નામ કૃતજ્ઞતા અર્થે સ્મરણીય છે

એક વખત એવો પણ હતો કે જ્યારે હિંદુસ્તાની ઢબના સગીતના ઉસ્તાદોની મહેફિલમા 'રવિઠાકુર'ના ગાન તો બેસૂર અને બેતાલ ( વૈતાલિક ) ગણાતાં અને ઘૃણા તથા તિરસ્કારની દૃષ્ટિએ જોવાતા એ વખતે એ ગીતો ઝાઝી લોકપ્રિયતા પણ નહોતા પામ્યા પરન્તુ કાલક્રમે એ બધી ધારણાઓ ભૂસાઈ છે અને શિક્ષિત તથા ભદ્રસમાજમાં એ જ 'રવિઠાકુરના ગાન' આનંદ અને ગૌરવ દેનાર થઈ પડ્યા છે 'રવીઠાકુરના ગાન' આવડતા ન હોય કે પછી સાભળ્યા ન હોય તેવી બગાળી વ્યક્તિઓ મળવી મુશ્કેલ છે એમ કહીએ તો ચાલે એટલુ જ નહિ પણ એ ગીતો મૂળ સૂરે ગાઈ શકે અથવા તો તેવી રીતે કોઈને ગાતા સાભળ્યા હોય તેવા માણસો પણ ઘણાં મળી આવશે. એની સાથેસાથે જ કહી દેવુ જોઈએ કે એ ગીતોના પ્રચારની વૃદ્ધિ સાથે તરંગી ગાનારાઓને હાથે ફાવે તેમ તાન, તાલ ને સૂર લગાવી ગવાતા એ ગીતોની દુર્દશા પણ થઈ છે વળી ગીતનો કોઈ ભાગ કાવ્યરૂપે ગમી જાય અને તેનો સૂર ગ્રહણ કરવા માટે જરા કઠિન હોય તો કેટલાક ગાયક-ગાયિકા નિરુપાય થઈ કાવ્યસૌન્દર્યનો પક્ષપાત કરવા જતા કવિસૃષ્ટ સૂરસુન્દરીને અંગહાનિ કરે છે. ભદ્રસમાજમા રવીન્દ્રનાથના ગીત ગાઈ cultured ગણાવાનો મોહ રાખનાર કેટલીકવાર રવીન્દ્ર-સંગીતના સૂર તરફ અસુરનું કામ કરે છે રવીન્દ્રનાથને કેટલાક જણ બેસૂર અને બેતાલ-સિદ્ધ કહેતા આવ્યા છે તેનુ કારણ તેવા લોકોમા રહેલો સૂરસાધનાનો અભાવ અને તેમની રૂઢિચુસ્તતા છે

ગુજરાતના સમાજને તો રવીન્દ્રનાથના સગીતનો ખ્યાલ નથી જ એમ કહીએ તો ખોટુ નહિ એટલે તેની આગળ રવીન્દ્રનાથના ગીતોના સૂરોની બગાળમા થતી વિકૃતિ વિષે

લખાણ કરવું અસ્થાને ગણાય. દિનુબાબુ પાસેથી રવીન્દ્ર-સંગીત શીખવામાં તેમના તરફની કોઈ મુશ્કેલી ન હોવા છતાંયે સખેદ જણાવવું પડે છે કે તેમનો લાભ લેનારની સંખ્યા બહુ જ થોડી હોય છે એવી તેમની પોતાની ફરિયાદ છે. દિનુબાબુએ મોટી મહેફિલ કે મિજલસમાં ગાઈને ભાગ્યે જ તેમની પ્રતિભાનો પરિચય આપ્યો છે એટલે નામચીન ઉસ્તાદોની નોંધમાં સમાજ તેમને ન ગણે તેમાં શું આશ્ચર્ય? અત્યારે તો દિનુબાબુ 'સંગીતવિજ્ઞાન' નામના એક બંગાળી માસિકના મુખ્ય તંત્રીઓમાંના એક છે. તે ઉપરાંત કલકત્તે કે એ તરફ અન્ય કોઈ સ્થળે ગાયનવાદનની હરીફાઈ હોય ત્યારે તેના ન્યાયાધીશોમાં દિનુબાબુ અગ્રગણ્ય હોય છે.

સાધારણ રીતે લોકોમાં બધે જ એવી માન્યતા જોવામાં આવે છે કે જેનો કંઠ સહેજ મધુર હોય, જે ઠૂમરી કે ગઝલકવાલીની લહેરીલી ઢબમાં ગાય, જેના તાન ને આલાપ અને તેટલા ટૂંકાટૂંકા અને કંપમાન હોય, ગાયકની માતૃભાષા ગમે તે હોવા છતાંયે ગાયનના શબ્દોનું ઉચ્ચારણ સહેજ હિંદી ભાષા જેવું થાય અને તે ઉપરાંત સંગીતથી ઉદ્ભવતી માનવામાં આવેલી અંગની આકુલતા--આ બધું હોય તે જ ખરો ગાયક. કેટલાક લોકો માત્ર 'ઉસ્તાદી' પર જ આફરીન હોય છે. એવા લોકોના મત પ્રમાણે તો કલાકના કલાક કાન ફાટી જાય તેવા પહાડી અવાજના આલાપો અને ધાણી ફૂટતી હોય તેમ તાલઠેકાના બોલની બહાદુરી ન બતાવે તે ગવૈયો શાનો?

એ પ્રકારના 'ગવૈયા' દિનુબાબુ ભલે ન હોય. એમના કંઠમાં પૌરુષનું ગાંભીર્ય હોવા છતાંયે માધુર્યનો જરાયે અભાવ નથી. પ્રચંડ કાયાધારી એ પુરુષનો કંઠ આટલો મધુર હશે એવું પહેલેથી કોઈ કલ્પી જ ના શકે. સુરસપ્તકને કંઠનું પાળેલું પખીડું કરી લેવાની પાછળ તેમની કેટલી પ્રખર સુરસાધના છુપાયેલી છે તે એમને ગાતા સાંભળનાર જ જાણી શકે. વિવિધ પ્રકારના કંઠવાળા પચીસત્રીસ કે તેથીયે વધારે ગાયકગાયિકાનું વૃંદ સહગાન (chorus) કરતું હોય ત્યારે તેમાં કઈ વ્યક્તિનો કંઠ બેસૂર થાય છે તે તરત પકડી કાઢનાર દિનુબાબુ રવીન્દ્રનાથના સહગાનયોગ્ય ગીતોને પોતાની શક્તિદ્વારા પાશ્ચાત્ય સંગીતની કેટલીક નવીનતાઓ વડે સુશ્રાવ્ય કરવાના પ્રયોગોમાં સફળ થયા છે. પોતાના યુરોપનિવાસ દરમ્યાન દિનુબાબુએ પાશ્ચાત્ય સંગીતનો પણ રસપૂર્વક અભ્યાસ કર્યો છે એટલે પાશ્ચાત્ય અને ભારતીય સંગીતની વિશિષ્ટતાઓને તુલનાત્મક રીતે સમજનાર એ વિરલ સંગીતજ્ઞ છે. પાશ્ચાત્યસંગીતને જ મોટેભાગે જાણનાર સિંહલદ્વીપના શ્રી દેવર સૂર્યસેન રવીન્દ્રનાથના કેટલાંક બંગાળી ગીતો શીખવા શાંતિનિકેતન આવેલા ત્યારે દિનુબાબુએ જ તેમને કેટલાક ગીતો યૌરોપીય સંગીતની સ્વરલિપિનો આધાર લઈ શીખવેલા. રવીન્દ્રનાથના અને અન્ય પ્રાંતના લોકસંગીતનો અભ્યાસ કરતા, શાંતિનિકેતનમાં રહેતા, હોલૅન્ડના વિખ્યાત ગાયક મિ. બાકેને ત્યાં દિનુબાબુ કેટલીયે વાર મોટામોટા યૌરોપીય સંગીતકારોની કે પછી Negro Spirituals ગાતા પોલ રૉબ્સનની ગ્રામોફોન રેકૉર્ડ મન દઈ સાંભળતા બેઠા હોય અથવા તો તેમની સાથે સંગીતવિષયક કંઈક ચર્ચા કરતા હોય.

કલાના ક્ષેત્રમાં આંતરભાવોનો સૂક્ષ્મતમ વિકાસ સંગીતના સૂરોમાં થતો જણાય છે. ઉચ્ચ કોટિના કાવ્યમાત્રમાં અને તેમાંયે ખાસ કરીને ગીતિકાવ્યો (lyrics)માં સૂરનો ધ્વનિ ગૂઢ રૂપે રહ્યો હોય છે. રવીન્દ્રનાથ શ્રેષ્ઠ પ્રકારના ગીતિકવિ છે. એમના ગીતિકાવ્યોમાંનો

એ ગૂઢ સૂરધ્વનિ તેમને પોતાને જ હાથે વ્યક્તિત્વ પામે છે ત્યારે ગાનનો ઉદ્‌ભવ થાય છે અંતરના ઊંડાણેથી સૂરદ્વારા પ્રાણવાન થયેલું તે ગીતિકાવ્ય જ્યારે ગીતરૂપે ગવાય છે ત્યારે તેના સૂરનું કે ગીતિશબ્દોનું ઝાઝું રહસ્ય ન સમજવા છતાંયે શ્રોતાના અંતરને સ્પર્શ થયાના પ્રસંગો બન્યા છે મુગ્ધ કરનાર એવા રવીન્દ્રગીતોને સાંભળ્યા પછી કેટલાક વિદેશી અને પરભાષાવાળાઓને તે ગીતના શબ્દો શીખી લઈ પોતાના મનગમતા સૂરે તે ગાઈને આત્મસંતોષ માણતા જોયા છે માત્ર એક વખત કાને પડતા જ શ્રોતાના ચિત્તને મુગ્ધ કરનાર રવીન્દ્રનાથના કેટલાંક ગીતોના શબ્દો જોતા જ રવીન્દ્ર-સંગીતના રસિયાના અંતરમાં તેનો ગુંજારવ ઊઠે છે પણ કંઠમાં એ સૂર ન આવવાને લીધે એના અંતરમાં જે વેદના જાગે છે તે અન્યને શી રીતે સમજાવી શકાય? એ વેદનાને પરિણામે તેનું મન તે ગીતના સૂરોને કંઠસ્થ કરી લે ત્યારે જ જંપે છે

રવીન્દ્રનાથના ગીતો સંપૂર્ણ રીતે ગાવા માટે તેના અર્થના જ્ઞાનની આવશ્યકતા તો છે જ એમ ન હોય ત્યાં રવીન્દ્ર-સંગીતમાં રહેલું ભાવ અને સૂરનું સુમધુર સામંજસ્ય ખંડિત થવાનો સંભવ રહે છે રવીન્દ્રનાથ જેવા મહાન કવિના મર્મગીતોને તેનો ભાવ સમજ્યા વિના ગાનાર તે ગીતના સૂરસ્વરૂપને સંપૂર્ણ રીતે મૂર્તિમંત કરી શકતો નથી એમ કહેવું જોઈએ આજકાલ જે પ્રકારનું ઉસ્તાદી ગણાતું હિંદુસ્તાની સંગીત આપણે વિશેષ પ્રચાર પામેલું જોઈએ છીએ તેમાં એ પ્રકારની ઝાઝી પરવા હોતી નથી તેમાં તો ગવાતા ગીતના શબ્દો, માત્ર તેના સૂરના વાહનરૂપ હોઈ ખૂબ ગૌણ સ્થાને હોય છે એટલે 'હે સાંવલિયા' કે 'હારે સૈયાં' એટલું જ હોય તોયે ચાલે, અને તે ઉપર જ આલાપ અને તાનના મહેલો ચણાય માત્ર સંગીતની દૃષ્ટિએ કદાચ તે પ્રકારની શબ્દની કે તેના અર્થની ગૌણતા કે અવગણના ક્ષમ્ય ગણાય! પરન્તુ રવીન્દ્રનાથના ગીતોમાં રહેલા કાવ્ય અને સંગીતને સરખું જ સ્થાન હોવાથી તેમાથી એકેની અવગણના તે ગીતોને અન્યાય કરવા સમાન છે, એટલું જ નહિ પણ એ ગીતો જો એના શબ્દોને અવગણીને માત્ર સૂરનું ચૌર્ય બનાવવાને માટે જ ગવાય તો તે તેમનું ખૂન કરવા બરાબર છે

ગૂજરાતમાં આપણે આજ સુધી સામાન્ય રીતે રૂઢિબદ્ધ હિંદુસ્તાની સંગીતનો જ પરિચય પામતા આવ્યા છીએ એટલે એ પ્રકારનું જ કંઈક આપણે સાંભળીએ તો સંગીતનો આનંદ માણી શકીએ છીએ પ્રાણનો ઉત્સાહ પૂરી રવીન્દ્રનાથે જે સૂરસૃષ્ટિ રચી છે તેનો આનંદ ન માણી શકવાનું કારણ આપણે એક જ ચીલામાં ઊતરી પડ્યા છીએ. સંગીતના ક્ષેત્રમાં નવીનતાના પ્રયોગો પ્રતિ આપણે સહાનુભૂતિભરી દૃષ્ટિએ જોઈએ તો રવીન્દ્ર-સંગીતની વધુ સારી કદર કરી શકીએ આ સંબંધમાં મારો એક અંગત અનુભવ અત્રે ટાંકવાનું મન થાય છે શાંતિનિકેતનમાં બે વર્ષ ગાળ્યા પછી ગૂજરાતની એક વિખ્યાત કેળવણીની સંસ્થાના વાર્ષિક ઉત્સવ વખતે ત્યાંના પુરાતન છાત્ર તરીકે નિમંત્રિત થવાથી હું ત્યાં ગયો હતો. રાત્રે સંવાદ વગેરેના કાર્યક્રમમાં ત્યાંનો સંચાલક મહાશયે 'તમે કંઈ નવું શીખ્યા હો તે સંભળાવો તો ખરા!' એમ કહી મને વચ્ચેવચ્ચે બે બંગાળી ગીતો ગાવા કહ્યું મેં સ્પષ્ટ કહ્યું કે બધાને તે નહિ રુચે છતાંયે તેમના આગ્રહથી હું જે દરબારી કાનડો ગાવાનો હતો તે ત્યાંના ગીતશિક્ષક પાસે પીડલ પર ઠીક કરાવી લીધો તેમને તે ખૂબ ગમ્યો અને તેમના વાદન સાથે મેં તે યથાશક્તિ સુંદર રીતે ગાયો. ગાઈને સ્ટેજની બહાર આવતા સંચાલકે કહ્યું 'આવું રોતુંરોતું શું ગાયું? હવે બીજું ગાઓ તે કંઈક રમકઝમકવાળું

ગાજો.' મેં બીજું ગીત બંગાળી ન ગાતાં તેમણે કહ્યું તેવું ગૂજરાતી ગીત ગાયું. સૌને તે ગમ્યું. પણ શ્રોતાવર્ગમાં જ શાન્તિનિકેતનના બેત્રણ ભૂતપૂર્વ ગૂજરાતી વિદ્યાર્થીઓ હતા. તેમને પહેલું બંગાળી ગીત પણ ખૂબ ગમ્યું હતું. સંગીતની ચમકઝમકના મોહમાં જ રમનારને રવીન્દ્રનાથના સંગીતની યથાર્થ કદર કરતાં વાર તો લાગે જ છે. થાય છે એમ, કે મૂળ તો એવાં ગીતોની ભાષા ન સમજાય. તે સમજાતી હોય તો તેનો ભાવ બરાબર સમજવો કઠિન લાગે. તે પણ સમજાય તો તે ગીતનો સૂર અપરિચિત અને રાગના અમુક એક જ ચોક્કસ ચીલામાં બેસાડી દેવાય તેવો ન લાગે. એટલે આવા સંજોગોમાં એ ગીતો સાંભળતાં આપણને બગાસાં આવે તો આશ્ચર્ય નહિ. આમ છતાંયે એનું સંગીત ખૂબ મનોહર અને ભાવવાહી હોય છે તે તરત જણાઈ આવે છે.

આગળ કહ્યું તેમ દિનુબાબુ પોતે પણ કવિ છે. તે ઉપરાંત એક જ કુટુંબના હોવાથી બાલ્યકાલથી જ રવીન્દ્રનાથ સાથેના સહવાસથી કવિશ્રીના જીવનની ભાવધારાને અનુસરવાનો તેમને ઉત્તમ સુયોગ પ્રાપ્ત થયો છે. આ સુયોગનો બરાબર સદુપયોગ કરી પોતાની શક્તિદ્વારા દિનુબાબુએ રવીન્દ્ર-સંગીતને અમર સ્વરૂપ આપ્યું છે. કવિશ્રીના ગીતોને પ્રાણ અર્પી એ ન ગાય તો બીજું કોણ ગાઈ શકે? શાન્તિનિકેતનમાં એક સંગીતજ્ઞ શિક્ષિત સુજ્ઞ આવેલા. તેમણે દિનુબાબુના પરિચયમાં આવ્યા પછી કહેલું 'એ સાચા સંગીતજ્ઞ છે, સંગીતનો ઊંડો મર્મ સમજે છે અને પૌરષપૂર્વક તેના માધુર્યને પ્રાણ અર્પી મૂર્તિમંત કરી શકે છે.' મુગ્ધ ચિત્તે ઉચ્ચારાયેલા એ શબ્દોનું સત્ય દિનુબાબુના પરિચયમાં આવનાર સૌને સુજ્ઞાત છે.

રવીન્દ્રનાથ અને દિનેન્દ્રનાથે સંગીતનો અભ્યાસ કોની પાસે કરેલો એ આટલું વાંચતા-વાંચતા જ જાણવાની જિજ્ઞાસા થાય એમ છે. ઘણાને આ વસ્તુની ખબર નથી એટલે જ એવા લોકો રવીન્દ્ર-સંગીત પ્રતિ નફાભરી દૃષ્ટિએ જુએ છે. દિનુબાબુ તો ગાયકશિરોમણિ ગણાયેલા શ્રી રાધિકાપ્રસાદ ગોસ્વામી તથા સંગીતવિદ્ શ્યામસુંદર મિશ્રના ખાસ લાડીલા છાત્ર હતા. પોતાના શિક્ષક રાધિકાબાબુ વિષે રવીન્દ્ર-સંગીતના વર્ગમાં દિનુબાબુ ઘણીયેવાર વાતો કરે છે. મૂળ એ વિષ્ણુપુરના હતા. વિષ્ણુપુરમાં હજીયે સંગીતના શાસ્ત્રીય અભ્યાસ માટે એક શાળા છે અને તે પ્રાચીન સાહેબજાદાલીનું મથક ગણાય છે. રવીન્દ્રનાથને સંગીતજ્ઞાન દેનાર સંગીતના ખાં શ્રી જદુભટ્ટના એ સાગરીત હતા. ધ્રુપદ, ખ્યાલ અને ટપ્પાના એ ખાસ ગાયક હતા. જદુભટ્ટની જેમ રાધિકાબાબુ પણ પહેલાં ટાગોર કુટુંબના સંગીતાચાર્ય હતા. પાછળથી તે કાસીમબાજારના મહારાજાને ત્યાં રહ્યા હતા. જદુભટ્ટે ઘણી મૌલિક સુરરચના કર્યાનું કહેવાય છે, અને અન્ય સ્થળેથી આવેલા મહાન ઉસ્તાદો સાથે થયેલી હરીફાઈઓમાં જદુભટ્ટે મેળવેલી નામના વિષે ઘણી વાતો, તાનસેનની વાતોની જેમ, બંગાળમાં પ્રચલિત છે. પણ દિલગીરીની વાત છે કે હજી સુધી એટલા મોટા સંગીતકાર વિષે ઐતિહાસિક પાયા પર કંઈ જ લખાયું નથી. જદુભટ્ટ ત્રિપુરાના મહારાજાને ત્યાં પણ હતા.

આરંભમાં વિખ્યાત સંગીતાચાર્યો પાસે કેળવાયા પછી દિનુબાબુ જદુભટ્ટ પાસે કેળવાયેલા રવીન્દ્રનાથના હાથમાં પડ્યા. તે પછી તો રવીન્દ્રનાથે પોતાના એ લાડીલા ભત્રીજાને પોતાની પાસે જ શાન્તિનિકેતનમાં તાણી લઈ કામમાં પરોવી રાખ્યા છે. બારેક વર્ષ ઉપર શાન્તિનિકેતનનો કોલેજ વિભાગ (વિશ્વભારતી, શિક્ષાભવન) સ્થપાયો ત્યાં સુધી દિનુબાબુ આશ્રમની વચ્ચે જ રહેતા. દિનુબાબુ પાસેથી રવીન્દ્ર-સંગીતનો સારી રીતે અભ્યાસ કરનાર બે મહારાષ્ટ્રી સજ્જનોના નામ અત્રે ઉલ્લેખ માગે છે. એક તો અત્યારે મુંબાઈની

કૈલાશીપ સ્કૂલના સંગીતાચાર્ય પંડિત ભીમરાવ શાસ્ત્રી બંગાળી ન વાંચી શકનાર સંગીતરસિકો માટે એમણે રવીન્દ્રનાથના કેટલાંક ગીતોને દેવનાગરી અક્ષરે મૂળ સ્વરલિપિબદ્ધ પુસ્તકરૂપે 'સંગીત ગીતાંજલિ' નામે છપાવી સમાજ આગળ ધર્યાં છે હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતનો પણ એમનો સારો અભ્યાસ છે હજીયે એમની પાસેથી વીણા પર રવીન્દ્રનાથનાં ગીતો સાંભળવાની ઇચ્છા થાય છે શાંતિનિકેતનમાં કેટલોક વખત તે સંગીતશિક્ષક હતા બીજા ભાઈ તે શ્રી વામનરાવ શિરોડકર અત્યારે તે બંગાળમાં જ અમૂલ્ય જકશન પાસેના મિશનરીઓની એક સંસ્થામાં ચિત્રકલાના શિક્ષક તરીકે કામ કરે છે

શાંતિનિકેતનવાસીઓ તરફથી આશ્રમમાં જ અને કલકત્તે જે જે ઉત્સવો અને અભિનયો થયા છે તે બધાની સફલતાનો આધાર દિનુબાબુ પર જ હતો પરંતુ પોતાના છાત્રછાત્રીઓને પડી ગયેલી આધાર મેળવી ચાલવાની એ ટેવને દિનુબાબુ અનિષ્ટ ગણે છે અને ધીરેધીરે તે તોડવા પ્રયત્ન કરે છે લખનૌમાં ભરાયેલી છેલ્લી સંગીત પરિષદ વખતે શાંતિનિકેતનથી પ્રતિનિધિરૂપે એક મંડળીને આમંત્રણ મળેલું ત્યાં જઈ 'નવીન' અને 'શાપમોચન' નામના બે નૃત્યાભિનયો સાથે જે સંગીત થયેલું તે દિનુબાબુના એક મુખ્ય છાત્રના નેતૃત્વતળે જ થયું હતું તેમાં સફળતા પણ મળી હતી

શાંતિનિકેતનમાં અપાતા સંગીતશિક્ષણમાંથી હાર્મોનિયમને દૂર રાખવાનું કારણ એટલું જ કે રવીન્દ્રનાથના કે અન્ય ભારતીય સંગીતમાં રહેલી ઝીણીઝીણી મીંડ તથા અન્ય વિશિષ્ટતાઓ તો વીણા, દિલરુબા, સારંગી કે સિતાર જેવાં તતુવાદ્યોદ્વારા જ પ્રકાશ કરી શકાય એમ છે તે ઉપરાંત દિનુબાબુ ઇચ્છે છે કે હાર્મોનિયમની વ્યાપકતાનું સ્થાન દિલરુબા જેવાં તતુવાદ્યો લે

દિનુબાબુને ગયા ડિસેમ્બર માસની ૧૬મી તારીખે બરાબર પચાસ વર્ષ પૂરાં થયાં તે દિવસે તેમને અભિનન્દન અર્પવા મળેલી આશ્રમવાસીઓની સભામાં રવીન્દ્રનાથે પાઠવેલા આશીર્વાદમાં દિનેન્દ્રનાથ બીજું પચાસ વર્ષનું સોપાન ચડે એમ ઇચ્છ્યું છે અને તેમના 'ઉદાર દાન'ની મુક્તકંઠે પ્રશંસા કરતાં લખ્યું છે

"રવિર સંપદ હોતો નિરર્થક, તુમિ જદિ તારે
না লইতে আપনার করি', জદિ না દિતે সবারে"

[રવિની (રવીન્દ્રનાથની) સંપદને જો તમે અપનાવી લઈને સૌને ના અર્પી હોત તો તે નિરર્થક થાત ]

આત્મસંકોચશીલ સ્વભાવને લીધે ચૂપચાપ બેસીને કામ કર્યે જતા દિનુબાબુને શાંતિનિકેતનની 'રવીન્દ્રપરિચયસભા'એ 'રવીન્દ્ર-સંગીત' ઉપર એક પુસ્તક લખવા વિનંતિ કરી છે સદ્ભાગ્યે તેમણે તે કામ હાથમાં લેવાનું કબૂલ કરી ભૂમિકારૂપે એક પ્રબંધ પણ તૈયાર કર્યો છે એમના એ પ્રબંધનું ગુજરાતી ભાષાંતર તથા તેમની પાસેથી રવીન્દ્ર-સંગીત વિષે મળતી અન્ય માહિતી ગૂજરાત પાસે ધરવાની હું ઉમેદ રાખું છું

રવીન્દ્રનાથ સાથે આપણે પણ ઇચ્છીએ કે દિનુબાબુ શત જીવ।

---

તા ક આ લેખ લખ્યાને વીતી ગયેલા સમય દરમ્યાન રવીન્દ્રનાથે જે નવાં ગીતો રચ્યાં છે તેની સંખ્યા લગભગ પચાસ જેટલી થાય છે અને તેમાંનાં કેટલાંક 'મહુયા' નામના કાવ્યગ્રંથમાં કાવ્યરૂપે પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે ઈ ૧૯૩૪ના મે-જૂનમાં કવિશ્રી સાથે જે મંડળી નૃત્યગીત અને અભિનય માટે સિલોન ગઈ હતી તેમાં પણ દિનુબાબુની ગેરહાજરી હોવાથી તેમના શિષ્યમંડળે જ સફળતાપૂર્વક કામ ચલાવી લીધું હતું દિનુબાબુનું વય આ વર્ષે બાવન વર્ષનું ગણાય. —લેખક

# છેલ્લાં વીસ વરસમાં વિદ્યાર્થી આલમ

હેમન્તકુમાર નીલકંઠ

[ આપણા દેશના રાજપ્રકરણી ઇતિહાસમા આ વરસથી એક પ્રકરણ પૂરુ થાય છે તેથી છેલ્લા વીસ વરસનો આપણો ભૂતકાળનુ દિગ્દર્શન કરવાનો આ સ્વાભાવિક અવસર છે તેથી કેટલાક લેખકોને જુદાજુદા વિષયો ઉપર લેખ લખવાને આમંત્રણ આપેલુ ગયા અંકમા પ્રગટ થયેલો 'પરિવર્તન'-નો લેખ આ પ્રકારનો પહેલો લેખ હતો અને આ બીજો છે તંત્રી ]

## બે પરાક્રમો

આશરે બાવીસેક વર્ષની સાચી હકીકત છે તે વખતે સુરતની એક શાળાના વિદ્યાર્થીઓએ ભારે પરાક્રમ કર્યું હતુ એક તો એમણે એકસંપ કર્યો, ને બીજુ એવા સંપ કરીને ત્રીજા ધોરણની પ્રિલિમિનરી પરીક્ષામા પોતાને ઘેરથી નોટ લાવવાની હતી તે લગભગ બધાએ તિલકમહારાજની છબીવાળા પૂઠાની આણી હતી

તિલકમહારાજની છબીવાળી નોટ! આવો ભારે રાજદ્રોહ હેડમાસ્તર સહન ન કરી શક્યા આખા વર્ગને 'ફોર્મ' ન આપવાની ધમકી આપી લાચાર વિદ્યાર્થીઓને તે પછી માન આવી

તે જ શાળાનો, તે પછીના બેત્રણ વર્ષનો આ બનાવ છે તે વખતે મહાયુદ્ધ ચાલુ હતું. બેલ્જિયમની સ્થિતિ દિવસેદિવસે દુર્બળ થતી હતી આખા હિંદમા બેલ્જિયમના બાળકો માટે સહાનુભૂતિનુ મોજુ ફેલાવવા માટે આપણી સરકાર જબરદસ્ત પ્રયત્ન કરતી હતી એણે બેલ્જિયમ ચિલ્ડ્રન રિલીફ ફંડ શાળાઓમા સુદ્ધા ઉઘરાવવાનો પ્રયત્ન કર્યો હતો પણ કમનસીબે બંગાળના બાંકુરા પ્રાન્તમા તે જ વખતે ભયંકર દુકાળ ચાલતો હતો. તે શાળાના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓએ આ વખતે બીજુ પરાક્રમ કર્યું પેલા બેલ્જિયમ ફંડમા પૈસા ભરવાની ના પાડી હેડમાસ્તરે કાનમા કહ્યુ કે ભાઈ! આ બધુ પોકળ અને અયોગ્ય છે એ તો અમે પણ જાણીએ છીએ પણ લાચાર છીએ ત્યારે વિદ્યાર્થીઓએ જૂજ રકમ એમા આપી અને નવુ જ બાંકુરા ફંડ કાઢયુ તે વખતે તો સારી રકમ ગણાય એટલુ મોટુ આશરે રૂપિયા પચાસનુ ઉઘરાણુ થયુ પણ 'શાળાના વિદ્યાર્થીઓ અને સ્ટાફ તરફથી' એવુ પેપરમા છપાય તો સરકારને રાજદ્રોહની ગંધ આવે એવુ એક મુખ્ય સંચાલકને લાગ્યુ, એટલે રૂપિયા મોકલ્યા તો ખરા, પણ 'મિત્રો તરફથી'

ખરેખર આ બન્ને પરાક્રમો હતા, કારણ પ્રજા ઉપરની આફત વખતે વિદ્યાર્થીઓએ ફંડ ઉઘરાવવા કે દેશનેતાની છબીવાળી નોટ વાપરવી એ અતિસાહસ ગણાતું

## 'અંગ્રેજ લશ્કર હિંદનું રક્ષણ કરશે'

છેક ૧૯૧૯મા પણ આવુ જ હતું જનરલ ડાયરના કૃત્યોથી હિંદનો ભડકો અને અમુક વર્ગ સમસમી રહ્યો હતો ત્યારે એનો બહુ આછો પડઘો ગુજરાત કૉલેજમા પણ પડ્યો હતો. કેટલાક વિદ્યાર્થીઓએ હોમરૂલ કે સ્વરાજ્ય વિષે જરા જોરથી વાતો કરવા

માંડી હતી તે વખતે કૉલેજના પ્રિન્સિપલ ગૅબર્ટસન હતા અકસ્માત્ વાતમા ને વાતમા એમની જોડે વિદ્યાર્થીઓને કઈક નીચેના ભાવની વાતચીત થઈ

'હિંદને સ્વરાજ આપવુ જ પડશે '

'પણ અફઘાનિસ્તાન મારફતે કે બીજી કોઈ રીતે કોઈ ચડી આવશે તો ?'

'કેમ, અગ્રેજ લશ્કર હિંદનુ રક્ષણ નહિ કરે ?'

પેલો વિદ્યાર્થી તદ્દન નિર્દોષ રીતે બોલ્યો હતો. અગ્રેજો હિંદનુ રક્ષણ કરે એમા આપણે શરમાવા જેવું છે એનુ તો એને સ્વપ્ને પણ ભાન નહોતુ

તે વખતે પ્રિન્સિપલ ગૅબર્ટસનના મુખ ઉપર જે હા.. શની લાગણી પ્રગટ થઈ તે કદી ભૂલી શકાય નહિ એવી હતી.

## ૧૯૨૦માં પણ

તે પછી ૧૯૨૦મા તિલકમહારાજનુ અવસાન થયુ હુ તે વખતે ગુજરાત કૉલેજમા હતો અસહકારની ભરતીના પ્રથમ મોજા વર્તમાનપત્રોમા ઉછાળા મારવા લાગ્યા હતા. પણ કૉલેજમા ? તે જ વખતે એક દિવસ માટે પણ હડતાળ પાડવી એ જબરી હિંમત બતાવવા જેવુ હતુ અમે હડતાળ પાડી તો ખરી, પણ ક્યા સુધી કૉલેજની આસપાસ છુપાઈ ગયા હતા કે જેથી જો બહુ જણા જાય તો અમે પણ દાખલ થઈ જઈએ !

મુબઈમા આથી અલબત્ત વધારે સારુ હતુ ખાસ કરીને તે વખતના ફારેગ થતા ગવર્નર (હાલના વાઇસરૉય) લૉર્ડ વિલિંગ્ડનને માનપત્ર ન આપવાની ચળવળમા વિદ્યાર્થીઓએ ઠીક ઉત્સાહ બતાવ્યો હતો પણ ગુજરાતમા તો ઉપર લખ્યા મુજબ જ હતું. બસ પાઠ્યપુસ્તકો વાચવા, એ જ અમારુ કામ બી એ ક્લાસના ઇતિહાસના વિદ્યાર્થીઓમા તો સામાન્ય જ્ઞાન હોય એમ મનાય, પણ તે અરસામા ગુજરાત કૉલેજમા તો એ જ વર્ગમા 'હાલ યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ કોણ છે?' એ સવાલનો જવાબ બે ચાર જણને નહોતો આવડ્યો—અને ચૂટણી તરતની થઈ હતી છતા ! એક ભાઈ તો માત્ર અર્થશાસ્ત્રવિષયક લેખો જ પેપરમા વાચે અને સમાચારના મુખ્ય પાના તરફ નજર પણ ન કરે !

## એક ઐતિહાસિક સંવાદ

તે વખતે આખા હિંદના વિદ્યાર્થીનુ માનસ કેવુ દયાપાત્ર હતુ તે, વિદ્યાર્થીઓએ અસહકાર કરવાની તરફેણમાં એક હિંદી આગેવાને જે વાતચીત કરી હતી તે ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવશે

૧૯૨૧મા હિંદની વસ્તુસ્થિતિ જોવા આવેલા કોઈ અગ્રેજે (ઘણુ કરીને કર્નલ વેજવૂડે) આપણા એક નેતાને (કદાચ જ્યૉર્જ જોસેફને) પૂછ્યુ "આ તમારો શાળાકૉલેજનો બહિષ્કાર એટલે પગ ઉપર કુહાડો મારવો એવુ નથી ?" ત્યારે એમણે જવાબ આપ્યો "પજાબમા ફક્ત સરકારની માલેકી—સર્વોપરિ સત્તા—મગજમા ઠસાવવા માટે જ યુનિયન જેકને સલામ કરવા બારબાર સોળસોળ માઈલ ચાલવાની દરેક વિદ્યાર્થીને ફરજ પાડવામા આવી હતી અને એક પણ એવો હિંમતવાળો વિદ્યાર્થી ન નીકળ્યો કે જે આવો ગાડો હુકમ માનવાની ના પાડે તમારી કૅમ્બ્રિજ-ઑક્સફર્ડમા આવુ શિક્ષણ અપાય છે ખરુ ?"

## એ ક્રાન્તિકારી વર્ષ—૧૯૨૧

પછી ૧૯૨૧ની સાલ આવી એ વર્ષ તે વખતના દરેક જોમવાળા વિદ્યાર્થીને તો

હમેશ યાદ રહેવાનું ખાસ કરીને અમદાવાદી યુવાનને તો ત્યારે અને તે પછી કરોડ રૂપિયાનું ફંડ ઉઘરાવાતુ ત્યારે વર્ડઝવર્થની પેલી પંક્તિઓ

"Bliss was it in that dawn to be alive,
But to be young was very heaven "

( તે વખતે જીવતા હોવુ એ જ ધન્ય હતુ, પણ યુવાન હોવુ તે તો જાણે સ્વર્ગની મઝા ભોગવવી )

આજે કેટલાક સમાજવાદી યુવાનો ભલે એમ કહે કે ગાંધીજી તો પીછે હઠ કરનાર અથવા મોડરેટ છે કે મૂડીવાદીના સાથી છે પણ તેઓ ૧૯૨૧ પહેલાનો અને તે પછીનો વિદ્યાર્થી, એ બે ચિત્રોનો ખ્યાલ રાખે તો તરત સમજી શકે કે ખરેખર મૂડદાને સજીવન કરનાર સર નારાયણ ચંદાવરકરના ચીડમા બોલાયેલા શબ્દો 'the miracle worker' (જાદુગર) સાચા પાડનાર ગાંધીજી જ છે

'બંગાળના ૧૦૦૦૦ વિદ્યાર્થીઓએ શાળાકોલેજો છોડી,' એક આખા પાનાના મથાળાને રોકે એવા મોટા અક્ષરોમા વાચતા અમારા ગુજરાતના વિદ્યાર્થીઓના હૃદયમા પણ કઈકઈ થઈ ગયુ હતુ અલબત ઘણાઓને તો ક્ષણિક આવેશ જ થયો હતો એક દિવસે આચાર્ય ગિદવાણીજીના હાથમા ગુજરાત કોલેજ છોડવા ઇચ્છનાર ૧૫૦ વિદ્યાર્થીઓના નામોની યાદી મૂકવામા આવી તેમને ભાવભીની વિદાય પણ અપાઈ પણ પાછળથી કોણ જાણે શુયે થયુ કે એ બ ધુ ફૂટી ગયુ તેમ છતા ગુજરાત કોલેજના એ 'અભેદ્ય કિલ્લા'મા મોટામોટા ગાબડા તો પડ્યા જ હતા તે વખતે કોલેજની સામે, હાલ જ્યા દુકાનો થઈ થઈ ગઈ છે ત્યા, વિદ્યાર્થીઓ રહેતા હતા કોલેજના મેદાનની હદ અને એ દુકાનો વચ્ચેની જગ્યામા વિદ્યાર્થીઓની સભા ભરાતી, અને કાર્યકર્તાઓના ભાષણો થતા તેનો પ્રભાવ એટલો બધો પડતો હતો કે જે રોબર્ટસન સાહેબને માત્ર એકાદ વરસ પહેલા જ હા...ની લાગણી થઈ હતી, તે જ સાહેબ એક વખત ભાષણ સાભળવા આવ્યા ત્યારે તેમના હાથ પોતાની સિગાર સળગાવતા ધ્રૂજતા હતા એ હુ પાસે જ હતો એટલે સ્પષ્ટ જોઈ શકયો હતો

## તેનાં પરિણામ

અને એ પ્રચડ ચળવળના પરિણામ, તાત્કાલિક સ્વરાજ્ય ન મળ્યુ છતા, કાયમનાં નથી થયા એમ કયો નિષ્પક્ષપાતી વિચારક કહી શકશે? થોડા વખત પછી ઘણાખરા શાળાકોલેજમા પાછા દાખલ થઈ ગયા તેમ છતા જેઓ મક્કમ રહ્યા તેમને માટે વિદ્યાપીઠ સ્થપાઈ.

આજે વિદ્યાપીઠની સ્થિતિ કેટલાક કારણોને લીધે ગમે તેવી હોય, પણ એણે ગુજરાતમા નવો યુગ આણ્યો છે એ નિ સશય છે સાહિત્ય, રાજપ્રકરણ, સમાજસેવા, સત્યાગ્રહ કે સંગીત અને ચિત્રકામ જેવી લલિત કળા—દરેકેદરેક ક્ષેત્રમા વિદ્યાપીઠની અને ગાંધીજીની અસર તળે આવેલાઓએ સુદર ફાળો આપ્યો છે અને હજુ આપ્યા કરે છે કેટલાક સરસ યુવાનોને એ ક્રાન્તિકારક વર્ષે જ પેદા કર્યા મને જેનો સવિશેષ પરિચય છે એવા બે મિત્રોનો ટૂંક પરિચય અહીં આપુ છુ

પણ તે જ વખતે હું એમને વિષે લખવાનો છુ એમ જાણતા 'તમે મારે વિષે જો નહિ લખો, તો ખરેખર મારા ઉપર મોટો ઉપકાર થશે', એવુ ખરા દિલથી કહેનાર અને

સાચી રીતે મૂંગી સેવા કરનાર મારા એક નિસ્પૃહી ઈશ્વરભક્ત મિત્રની, કે જેમનાં પત્ની બેત્રણ વાર ફરીફરી જેલ જઈ આવ્યા, અને પોતે પણ, ક્ષયની ધાસ્તી હોય છતા, બારડોલીના સિતમમા લાઠીના ઝપાટા વેઠી બે વર્ષની સખત સજા ભોગવી આવ્યા, એવા ભાઈ ઉત્તમચંદની મૂર્તિ નજરે તરે છે ત્યારે એમ સ્પષ્ટ લાગે છે કે આ તો માત્ર વાનગી જ છે

## હરિવદનભાઈ

પહેલા તો '૩૦ ની સાલમા સાબરમતી જેલની હોસ્પિટલમા હુ મરડાથી પીડાતો હતો ત્યારે અને પછી '૩૨મા નાશિક જેલમા મારી સાથે હતા તેટલો બધો જ વખત મારા કપડા ધોઈ આપનાર મારા એ ગ્રૅજ્યુએટ ધોબી તરફ આ રીતે મારી કૃતજ્ઞતા દર્શાવી લઉં.

અતિશય ઉત્સાહ અને લાગણીને લીધે એમને વિષે મને મેં મહમદઅલી માટે વપરાયેલુ વાક્ય 'always on the verge of laughter and tears' (હમેશ અશ્રુ અને હાસ્યની હદ ઉપર) યાદ આવ્યા કરે છે

પોણાબે વરસની સખત સજા અને શરૂઆતમા તો નાશિકમા જેને કેટલાક 'ડી' ક્લાસ કહેતા એવી સજા, ભોગવી આવ્યા પછી એમનુ સાનસ કેવુ હતુ? એ છૂટ્યા તે વખતે ઘણાખરા સત્યાગ્રહીઓ થાકી ગયા હતા છ મહિનાની સજા ભોગવી વરસ દોઢ વરસ આરામ લેનારા ઘણા હતા ચળવળ પડી ભાગી હતી, પણ તેથી તો ઊલટુ એમને ઝનૂન ચડ્યુ પહેલા તો માતૃવત્સલ એ પુત્રે હૃદયમાથી કૂમળી લાગણીને જોર કરીને દેશવટો દઈ દીધો 'માતાઓના આસુ સ્મરે' એ માત્ર કવિતા જ—એટલે કલ્પના, અતિશયોક્તિ જ—નથી એનો અનુભવ મને એમની બાબતમા થયો તેમણે પોતાની વડીલોપાર્જિત મિલકતને તિલાજલિ આપી દીધી કે જેથી માતાના પોષણની નૈતિક જવાબદારી ઉઠાવવામા રાહત મળે પછી એમની ટૂકા વખતમા ગાઢ પરિચય પાડવાની શક્તિને લીધે પોતાની સાથે, સત્યાગ્રહીના દુકાળના એ જમાનામા પણ, ફરી જેલ જવા માટે સાથીઓ પણ મેળવ્યા

એટલામા બિહારમા સકટનિવારણ માટે એમની અસામાન્ય યોજનાશક્તિનો ઉપયોગ થાય માટે સ્વામી આનદે તેમને બોલાવ્યા, ત્યારે કિંકર્તવ્યમૂઢ જેવુ તેમનુ મો થયુ હતુ એમણે તો દસ વર્ષ માટે જેલમા પુરાવાની તૈયારી કરી હતી! તેમા આ અંતરાય કેમ વેઠાય! 'બને તેટલા ઓછા વખત માટે અને ખાસ જરૂર હોય તો જ મને બોલાવજો' એમ હરિવદનભાઈએ કહ્યુ હતું. છતા બોલાવ્યા, તેથી ગયા તો ખરા પણ 'જોજો, હો! મે મહિનાના પહેલા અઠવાડિયામા સાબરમતી પહોચી જ જઈશ,' એમ સાથીઓને વચન આપતા ગયા

પણ ત્યા તો એમને માટે બીજો ધરતીકપ થયો! ગાધીજીએ સત્યાગ્રહ જ મોકૂફ રાખ્યો! શી તે વખતની એમની નિરાશા! એમના અગત સ્નેહીઓ જ તે જાણે છે

હજુ તો આ વાતને ભાગ્યે ત્રણ મહિના થયા હશે એમના કાર્યક્ષેત્ર નવસારીથી તે અહીં અમદાવાદમાં આવ્યા હતા એકાએક એમને તાવ આવ્યો એમને મેલેરિયા તાવ ચડી આવે છે ત્યારે ૧૦૪°-૫° સુધી થાય છે આ વખતે પણ તેમ જ થયુ, પણ જલાલપુર તાલુકામા ખેડૂત મડળની બેઠક હતી, ત્યા ઘણાની ઓળખાણ થાય તો તાલુકામાં કામ થઈ

શકે બમ દાન કચકચાવીને તાવને ધક્કો મારવો કે તાવ ગાંધે પણ જતું એમ ઠેરવ્યું તે ઠેરવ્યુ જ. પછી ભલે 'માતાફેગ આયુ મરે.'

## દિલખુશભાઈ

જેને બાળપણના સાથી કહીએ એવી એની સાથેની મારી મૈત્રી ઉપર તો પડદો જ ઢાંકવો જોઈએ. પણ ગાંધીજીની અસર હું જાણું છું તેવાઓમાં જેના ઉપર સૌથી વધારે છે એવાનું રેખાચિત્ર આ લેખમાં પ્રસગોચિત છે તથા ઐતિહાસિક દૃષ્ટિએ પણ યોગ્ય છે તેથી આપુ છુ

વિદ્યાર્થી તરીકે એ એટલો શરમાળ અને શાંત હતો કે તેને સારી ચાલચલગતનું ઇનામ મળ્યુ હતુ મારી નજરે તો એ ઇનામ નમાલાપણા માટેનુ હતું, કારણ શાળામાં 'મારી વર્તણૂક' એટલે કાર્યોડગરો મો ઉપર માખ પણ ન ઊડે એવો વિદ્યાર્થી

પણ એ જ વિદ્યાર્થી જ્યારે યૌવનના ઊંબરા ઉપર પગ મૂકે છે અને ગાંધીજીની પ્રવૃત્તિમય સાત્ત્વિકતાની અસર તળે આવે છે, ત્યારે કેવો થાય છે તે એને હાલ ઓળખનારા બધા જ જાણે છે 'તમે મારા પ્રિય જ નહિ પણ પૂજ્ય પુરુષોની હારમાળામાં છો,' એવુ પ્રમાણપત્ર કિશોરલાલભાઈ જેવા સાધક અને સત્યાગ્રહીએ એને આપ્યુ છે એ ઉપરથી જ એના શુદ્ધ કુંદનપણાની ખાતરી થાય છે

'ગામડામા જાઓ', 'ગામડામા જાઓ', એવુ ગાંધીભક્તો તરફથી અને 'ખેડૂતોનુ અને મજૂરોનું સગઠન કરો' એવુ યુવાન સમાજવાદીઓ તરફથી કાન ફૂટી જાય ત્યા સુધી બોલાયા કરે છે પણ શહેરમા પ્રેમાભાઈ હૉલમા કે બહુબહુ તો વરસના વચરે દિવસે કોઈ ગામડામાં કે મજૂરોની સભામા ભાષણ ઉપરાત બહુ વધારે એ દિશામા નથી થતું એ શોચનીય બીનાથી ભાગ્યે જ કોઈ અજાણ્યુ હશે પણ દિલખુશભાઈએ તો સાચેસાચ નિશ્ચય કર્યો કે જેલમાથી છૂટ્યા પછી વિલેપાર્લેના કીર્તિના પ્રકાશવાળુ જીવન છોડી ગામડામા જવુ અને એને મારુતિભાઈ જેવા શાન્ત કામ કરનારા, ખૂબ શ્રદ્ધાવાન, અને શારીરિક અશક્તિ છતા શ્રમજીવી જીવન ગાળવાનો સાચો પ્રયત્ન કરનાર સાથી પણ મળ્યા તેથી તે આજે કરાડીમા ગ્રામસેવાનુ કામ કરે છે

'ખાદી અને કાતણ' વિષેની એની 'ધગશ' તો એને ઓળખતા બધા જ જાણે છે, પણ ગાંધીજીના ૧૧ વ્રતોનુ ખૂબ સત્યનિષ્ઠાથી પાલન કરવાનો દૃઢ પ્રયત્ન કરનાર એના જેવા થોડા હશે, એ બહુ જણા નહિ જાણતા હોય એણે તો છેક ૧૯૨૮–૨૯ની અન્તેવાસનને અનુસરી ઐચ્છિક ગરીબાઈ સ્વીકારી છે સરકારી પોલીસે પણ એના આ વ્રતની કદર કરી અને 'એ તો છાવણીમા જ રહે છે' એમ કહીને એનો દડ ન કરાવ્યો.

## ૧૯૨૨ પછી

૧૯૨૧ પછી વિદ્યાપીઠની સીધી અસર નીચે નહિ આવેલા વિદ્યાર્થીઓમા પણ એ દિલચસ્પની થોડીઘણી કાયમી અસર થઈ જ હતી અલબત, તે સારા પછી પાણી ઓસર્યા તે ઓસર્યા જ છેક આજે ૧૯૩૪મા પણ '૩૦ અને '૩૨ની, ૧૯૨૧ની ચળવળને ક્યાયે પાછળ પાડી દે એવી પ્રચડ ચળવળ થઈ ગઈ છતા વિદ્યાર્થીઓના તો તે વખતનો જુસ્સો નજરે પડતો નથી એ સખેદ જણાવવુ જોઈએ. સુરત કૉલેજના એક અધ્યાપકને થોડા વખત ઉપર, એટલે ચળવળ ચાલતી હતી ત્યારે આજના કૉલેજિયન વિષે પૂછ્યુ હતુ ત્યારે

એમણે ઘણા નિરાશાજનક ઉદ્ગારો કાઢ્યા હતા અલબત, ૧૯૩૦ની લડત પહેલા ' સંપૂર્ણ સ્વતત્રતા 'ની માગણી, 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નો જયઘોષ કે ' સાઇમન ગો બૅક 'ના પોકારોમા વિદ્યાર્થીઓએ સારો ભાગ ભજવ્યો હતો પણ જ્યારે લડત ચાલી અને ખરેખરુ કામ કરવાનો અને શૌર્ય બતાવવાનો પ્રસગ આવ્યો ત્યારે વિદ્યાર્થીઓનો ફાળો ઘણો જ ઓછો હતો તે સ્વીકારવું જ જોઈએ કૉલેજ છોડીને જેલમા જનાર કોઈ નહોતા એમ છેક નહિ, પણ તેમની સખ્યા એટલી જૂજ હતી કે ગણતરીમા ન લેવાય

આજનો વિદ્યાર્થી જીવનનુ ગાભીર્ય સમજતો નથી એમ દેખાય છે "થિયોસોફિસ્ટો કહે છે તેમ 'યુવાન નવુ જગત રચશે ' એવુ કેટલા વિદ્યાર્થીઓ મનમા વિચારતા હશે ?" એમ મેં જ્યારે એકબે કૉલેજિયનોને પૂછ્યુ ત્યારે તેમણે કહ્યુ હતુ કે ' જીવન એ મોજમજા કરવા માટે જ છે એમ આજના કૉલેજિયનો તો માને છે ' આજના મધ્યમ વર્ગની આવક ઓછી થતી જાય છે છતા કૉલેજિયનો પહેલા કરતા સિનેમા, હોટેલ, કપડાની ટાપટીપ, વગેરે પાછળ ઘણો વધારે ખર્ચ કરે છે, એ હકીકત સામે આખમિચામણા કરાય એમ નથી યુવાન એટલે નવા વિચાર ધરાવનાર એવુ ઘણાને થયુ છે, અને કેટલીક સામાજિક બાબતમા આજના કૉલેજિયનના વિચાર વધારે આગળપડતા જણાશે પણ યુવાન એટલે સાહસ ખેડનાર, live dangerously ( જોખમથી ભરપૂર જીવન જીવો ) એ મત્રને જીવનમા આચરી બતાવનાર, નવી દુનિયા રચવામા અતિશય ઉત્સાહથી ઝપલાવનાર, અને તેને માટે પડતી વિપત્તિઓ હસતે મોઢે વેઠનાર, એમ કહીએ તો આજના ઘણા કૉલેજિયનો જુવાન નથી મોજશોખમા રચ્યાપચ્યા રહેવુ એ જ એક યૌવનનુ લક્ષણ નથી—અને તેમાયે ખાસ કરીને હિંદ જેવા કગાલ પરાધીન દેશમા, એ ખ્યાલ ઘણા થોડા કૉલેજિયનને છે

## આશાનાં લક્ષણો

પણ ' અમારા વખતમા તો આથી બહુ સારુ હતુ ' એ વિકૃત માનસના ભોગ મારે નથી થવુ આવી ફરિયાદ તો માણસજાત સમજણમા આવવા માડી ત્યારથી મોટી ઉમરના માણસો નાનાઓ માટે કર્યા કરે છે તેથી હુ પણ વિદ્યાર્થીઓની ભૂતકાળની અને આજની ભૂલો કરતા તેમનુ ઉજ્જવળ ભવિષ્ય જોવાનુ વધારે પસદ કરુ છું ,એ ભવિષ્યના લક્ષણો દેખાય છે ખરા ?

પ્રથમ તો કોઈ પણ મહાન ચળવળનુ જરા પણ સ્થાયી પરિણામ આવતું નથી, એમ માનવુ તદ્દન ભૂલભરેલુ છે ગૂજરાત વિદ્યાપીઠમા જ નહિ પણ ગુજરાત કૉલેજમા પણ પહેલાના વખતમા ઘણાખરા વિદ્યાર્થીઓમા જે બીક હતી તે તો જાણે કાનમની ગઈ છે એમ જ કહેવાય '૨૧ અને '૩૦ ના વચગાળામા એક એવો બનાવ ગુજરાત કૉલેજમા બન્યો હતો કે જે ઉપરની વાતને ટેકો આપે છે ભાઈ રોહિત મહેતા અને બીજાઓની આગેવાની નીચે જ્યારે ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ હડતાળ પાડી અને તેનો સફળ અંત આણ્યો એ અમે પેપરમા વાચ્યુ ત્યારે અમને ખૂબ આનદ થયો હતો તે વખતે અમને સ્પષ્ટ લાગ્યુ હતુ કે હવેનો કૉલેજિયન અમારા વખતની માફક માત્ર પાઠ્યપુસ્તકનો કીડો રહ્યો નથી

અને '૩૦ અને '૩૨ ની પ્રચડ ચળવળમા ભલે વિદ્યાર્થીઓએ બહુ કગાલ ભાગ ભજવ્યો છે, તોપણ પહેલા કરતા એ વધારે નીડર તો થયો જ છે ભલે આજે એનામા બેદરકારીભરી વિલાસિતા દેખાય, પણ એનામા સ્વમાન આવ્યુ છે એ નિ શક છે

વળી આવા વિલાસી વાતાવરણમાં પણ જેમની દેશદાઝ જ્વલંત રહી છે તેઓ તો વિરોધી વાતાવરણની સામે ઝઘડીને એ દેશદાઝ જાળવી રહ્યા છે તેથી તેઓ ખરેખર તીવ્ર ઇચ્છાશક્તિના, સદાય ઉત્સાહવાળા દેખાય છે, અને સમાજમાં કંઈક ફેરફાર કરી નાખવો, કંઈક સુધારો કરવો કે બળવો કરવો એવી વૃત્તિવાળા નજરે પડે છે ભલે એમના વર્તનમાં કેટલીક વખતે દિશાભૂલ હોય, પણ જ્યાં ગતિ છે ત્યાં જ દિશાભૂલ થવાનો સંભવ છે, અને ત્યાં જ સાચી દિશાએ જવાના પ્રયત્નનો સંભવ છે ચેતનહીન જડતા માટે દિશાભૂલનો સંભવ જ નથી આમ વિરોધી વાતાવરણમાં મક્કમ રહેલા હોવાથી આવા યુવાનો ઘણાખરા મહાસભાના અતિમ પક્ષના હોય છે, સમાજવાદી થાય છે આ બાબતમાં ભાઈ નીરુ દેસાઈનું નામ એક દૃષ્ટાન્ત તરીકે આપુ છુ આટલી નાની ઉંમરે આટલું કામ ઉપાડી લેનાર અને છતાં હમેશ હસતુ મો રાખનાર એમના જેવા યુવાનને જોઈ ભવિષ્ય માટે આશા ઉદ્ભવે છે

તે ઉપરાંત રાજકારણનો વિષય બાજૂએ મૂકીએ તો સમાજસુધારામાં તો પહેલાં કરતા ઠીક પ્રગતિ થઈ લાગે છે કેટલાક સાચી રીતે ક્રાન્તિકારક લગ્નો પણ થયા છે શારીરિક કેળવણી તરફની આપણી અક્ષમ્ય બેદરકારી પણ ઓછી થઈ છે ગમે તો ધર્મ પ્રત્યેની સામાન્ય બેદરકારીને લીધે કે બીજા કોઈ કારણસર, પણ એટલું તો ખરુ જ છે કે આજનો કોલેજિયન અસ્પૃશ્યતામાં માનતો નથી, અને હિંદુ કે મુસ્લિમ વિદ્યાર્થીમાં ધર્માંધતા ઘણી ઓછી છે

તો પછી શા માટે નિરાશ થવુ ? શા માટે એમ કહેવુ કે જૂની અસરવાળા વિદ્યાર્થીઓએ જે કર્યું તેવુ અને તેનાથી ચડિયાતુ હવે નહિ થાય ? આજના વિદ્યાર્થીઓની વિમાસનામાં, તેની બેદરકારીમાં પણ અસંતોષના બીજ તો પડેલા જ છે અને વધતી જતી આર્થિક સંકડામણ તેને પોષે છે, તેથી કાળે એ જ વિદ્યાર્થી લાગ આવતા સાહસ કરીને ઝપલાવશે એવી આશા રાખવી શુ વ્યર્થ છે ?

---

## નહિ રે ભૂલું

તનસુખ

તારી દેવી જ્યોતિ એક દીઠી હવે હું નહિ રે ભૂલું;
હું તો ભૂલીશ સર્વ દોષ તારા છતાં હું નહિ રે ભૂલું;
તારી જ્યોતિના તેજ રૂપાળા હવે હું નહિ રે ભૂલું,
તારી દેવી•

તેને સ્મરણને ગોખ મૂકી રાખુ હવે હું નહિ રે ભૂલું;
તેને હૃદયમંદિરિયે સ્થાપુ હવે હું નહિ રે ભૂલું;
તેને ઊર્મિ અમૃતે ઉજાળું હવે હું નહિ રે ભૂલું;
તારી દેવી૦

હું તો પ્રભુ પાસે એક માગું હવે હું નહિ રે ભૂલું;
તેની જ્યોતિ જીવનાન્તેય પૂજું હવે હું નહિ રે ભૂલુ




**રા રા 'પ્રસ્થાન' તંત્રીની સેવામાં**

વિ વિ જે "માગશર" અંકના વિચારચક્રમણમાં આપ અમદાવાદમાં એક નવી આર્ટ્સ કૉલેજની જરૂર વિષે ચર્ચા કરો છે, તેમા એક દલીલ એવી કરો છો કે ગુજરાતને પોતાની યુનિવર્સિટીની અગત્ય છે અને "આખી યુનિવર્સિટીના બીજ તરીકે આર્ટસ કૉલેજ જ કામ" આપી શકે

યુનિવર્સિટીના આયોજનનો વિચાર ઉપાડતા સૌથી પ્રથમ વિચાર કરવા ઉચિત એને માટે કેટલી અને કેવી ભૂમિ જોઈએ તે પ્રશ્નો.

કેટલી ભૂમિ ?—એનો જવાબ ચોરસ માઈલોની સંખ્યા વડે જ દેવો ઘટે—વીઘાની સંખ્યાએ નહી, એવું મોટા માપનુ એ નિશાન છે

કેવી જમીન ?—એમા કોની હકૂમત તળેની એ પ્રશ્ન પણ આવી જાય બ્રિટિશ અને દેશી રાજ્ય બંનેની હકૂમત તળેની જમીન એકઠી મેળવીને પ્રદેશ મેળવવામાં આવે તો યુનિવર્સિટી પોતે પોતાની જ હકૂમતવાળુ ન્હાનુ રાષ્ટ્ર થઈ શકે એટલે સાર્વભૌમ સત્તાને અધીન તો એમાં એક કે અનેક આખા ગામડાનો સમાવેશ પણ થાય, જે ગામડા બ્રિટિશ કે દેશી રાજ્યની હકૂમત તળેથી નીકળી જઈ યુનિવર્સિટી–રાષ્ટ્રની હકૂમત તળે આવે

કેવી જમીન ?—એમા થોડો દરિયાકાંઠો, થોડો નદીકાંઠો અને બીજી મળીને થતો પ્રદેશ હોય તો તેમા પૂરતુ વૈવિધ્ય આવે ડુંગરાઉ પ્રદેશ પણ જોઈએ એમ ઉમેરતો નથી, કેમકે અમદાવાદથી નજીક એ લક્ષણને વળગીને જ આ ચર્ચા ચાલે છે

પણ "નજીક" એટલે શુ ? આ યુગ મોટરો–લારીઓનો બેસી ગયો છે અને બીજા દાયકામા એયરોપ્લેનોનો પણ બને એવો સંભવ દેખાય છે મોટર–લારી યુગ એટલે વીશ-પચીશ માઈલનુ છેટુ=કલાકનુ જ છેટુ. એયરોપ્લેન યુગ એટલે પચાશસાઠ માઈલનુ છેટુ=કલાકનુ જ છેટુ

અમદાવાદ ! અમદાવાદ ! અમદાવાદ ! શુ ગોખ્યા કરો છો ? બધિયાર પોળ અને કિલ્લા માહ્યલા મગજે જ યોજના ઘડવા બેસે તેવાને સંકુચિત મધ્યકાલીન બેલગાડીના યુગના મગજો કહિયે, તે ગાળ નથી દેતા, કેવળ સત્ય વર્ણન કરિયે છિયે એ મધ્યકાલીન મગજ છાડો મોટર યુગ એયરોપ્લેન યુગના માનસ વડે જ જે કોઈ યોજના વિચારવી ઘડવી હોય તે વિચારો ઘડો. અમદાવાદ મધ્યબિંદુથી પચાસસાઠ માઈલનુ વર્તુલ દોરો અને વર્તુલમા જેટલી ભોય આવે તે બધી જ અમદાવાદ છે, એ સિદ્ધાન્તે પાયા નાખીને ઈમારત ચણો.

આમ કરતા જમીન મેળવવાની થાપણના કદમા આસમાન-જમીનનો ફેર પડી જવાનો એટલુ પણ અમદાવાદી વિદ્યોત્તેજના વાછનારા ધનાઢ્યોને સ્પષ્ટ શબ્દોમા અને કાનના પડદા ધ્રૂજી ઊઠે એવે મોટે નિનાદે કહેવુ પડે ખરૂ ! એવા અમદાવાદીઓ કરતા તો પેલો કાઠિયાવાડી મહારાજા વધારે અર્વાચીન માનસનો, જે નવી નવી યોજના લાવતા ભાવના-સેવકોને ન્હોતો કહેતો કે મ્હારી રાજધાનિમા એ યોજના આરભો તો પૈસા આપુ, પણ આમ કહેતો જે મ્હારા રાજ્યની હદમા કોઈ પણ ઠેકાણે ત્હમે આરભ કરવા ચાહો તો પૈસા આપુ

વારુ હાલ તો એક આર્ટ્સ કૉલેજની જ વાત છે ને ?

એ અલ્પ યોજના વિષે ચાર મહત્ત્વના મુદ્દા ચર્ચા માટે ત્હમારા વાચકો આગળ ધરવાની રજા લઉં છુ

(क) મોટા રસ્તા ઉપર કે મોટો રસ્તો થઈ શકે એવુ સ્થાન અમદાવાદથી દશેક માઇલ છેટુ હોય, એવુ પસદ કરતા લાભ વધારે ઘણા વધારે નથી જોવામા આવતા ?

(ख) આર્ટ્સ કૉલેજ મુખ્યત્વે સ્ત્રીઓ માટે પરતુ પ્રથમથી જ આવી છૂટ સાથે કે જેટલી સ્ત્રીઓ દાખલ થાય તેટલા પુરુષ વિદ્યાર્થીઓ પણ દાખલ કરવાના—એવુ બધારણ રાખવાના લાભ વધારે ઘણા વધારે નથી જોવામા આવતા ?

(ग) પ્રોફેસરો આસિસ્ટટો ડેમન્સ્ટ્રેટરો કસરત રમતગમત સગીત આદિના શિક્ષકો તમામ ગુજરાતી જ જોઇએ—એવુ નિરપવાદ બધારણ પ્રથમથી રાખવાના લાભ વધારે ઘણા વધારે નથી જોવામા આવતા ?

(घ) સ્ત્રીવિદ્યાર્થી કે પુરુષ જે કોઈને સ્વીકારાય તે ગુજરાતી માતૃભાષા હોય તેને જ સ્વીકારાય—એવુ નિરપવાદ બધારણ પ્રથમથી રાખવાના લાભ વધારે ઘણા વધારે નથી જોવામા આવતા ?

પુખ્ત વિચાર કરશો પ્રોફેસરો આદિની જગા માટે થોડા લાયક માણસ ( મેં સ્વીકારે એવી લાયકીવાળા માણસ )નો પ્રથમથી જ વિચાર કરશો આ માણસો મળશે અને તેમને હાથે ઊભી કરવાની સસ્થાની યોજના વિશાળ દૃષ્ટિની હશે, તો દ્રવ્ય જમીન આદિ સામગ્રી મેળવવાનુ પણ સ્હેલુ પડશે

૨૫-૧૨-૩૪ વડોદરા **બલવંતરાય કલ્યાણરાય ઠાકોર**

**તા. ક.** હુ તો ધારુ છુ કે અમદાવાદે ઇસ્પિતાલ મોટા પાયા પર રચી છે તો તેથી ઉપયુ પગથિયુ મેડિકલ કૉલેજનુ ગણાય, અને લૉ કૉલેજ પોતાની જમીન મકાન આદિ મેળવવામા છે તો પ્રસ્તાવીય આર્ટ્સ કૉલેજની સસ્થા હાલ તુર્તમા ઉપજાવો કે થોડા વર્ષ પછી, એ મુદ્દો એટલો મોટો નથી, આ બેના મેળમા જ એ ત્રીજી સસ્થા પણ રચવામા આવે એ મુદ્દો વધારે મોટો છે ગુજરાતીઓની પ્રવૃત્તિઓમા એક અપલક્ષણ ઘણુ સામાન્ય પણ છે, પ્હેલાથી ચાલ્યુ આવે છે અને હજી તો ઓછુ થતું નથી દેખાતુ ગુજરાતીઓ ન્હાની ન્હાની છૂટી છૂટી સસ્થાઓ કરી મરે છે અને એકદર પ્રયાસોનો દશાશ લાભ પણ મેળવી શકતા નથી એક મોટી યોજના લક્ષમા રાખીને તે ઉપજાવી શકાય તેવી શરુવાત ભલે છૂટી છૂટી ન્હાની સસ્થાઓ વડે થાય, પરતુ એમાંની બેચાર ફુટી આવતા તેમના એકીકરણ સગઠન કે ફેડરેશન દ્વારા મૂળ યોજનાની મોટી આખી પ્રજાવ્યાપી સસ્થાને ઉપજાવવી, એ કલા ગુજરાતી નાયકોને હજી લગણ તો સુસાધ્ય થયેલી જણાતી નથી. **બ. ક. ઠાકોર**

# ખગોળગણિત*

ભોગીલાલ પટવા

આપણાં પ્રચલિત પંચાંગો ગ્રહલાઘવની સારણીઓ પ્રમાણે રચાય છે ગણેશ દૈવજ્ઞે તે ગ્રંથ ઈ સ ૧૫૨૦ના અરસામા તે વખતના સ્પષ્ટ ગ્રહમાન મુજબ રચ્યો હતો પણ ત્યારપછીના ૪૦૦ વર્ષમા થયેલી નવી શાસ્ત્રીય સૂક્ષ્મ ગણતરી મુજબ તેની સારણીઓ ઉપરથી ઉપજાવેલા હાલનાં ગ્રહમાનોમા કેટલોક ફેર માલૂમ પડે છે હાલની દૃશ્યમાન ગ્રહોની સ્થિતિમા તેમજ તેમના અસ્તોદયના સમયમા થોડાક દિવસનો ફેર આવે છે વળી ગ્રહણોમા તો કલાકોનો ફેર પડે છે તે જાણીતી વાત છે તેથી આપણી ખગોળની સારણીઓ નવેસરથી છેલ્લી શોધો મુજબ અને હાલના દૃશ્ય ગ્રહમાન મુજબ રચવાની જરૂર છે આ કામ ભાઈ હરિહરે ઉપાડી લઈને ગુજરાત ઉપર મોટો ઉપકાર કર્યો છે તેમણે વર્ષો સુધી પાશ્ચાત્ય રીતિઓનો અભ્યાસ કરી તેમને આપણી રીતિઓ સાથે સરખાવી ગુજરાતીમા નવી સારણીઓ અને ગણિતની પદ્ધતિઓ ઉતારવી શરૂ કરી છે આના પ્રારંભરૂપે છેલ્લા આઠ વર્ષથી તેમણે શ્રી કૃષ્ણારામ ભટ્ટની મદદથી પ્રત્યક્ષ પંચાંગ કાઢવા માંડ્યું હતુ. તેણે વિદ્વાનોની સારી પ્રશંસા મેળવી હતી હવે તેમણે આગળ વધી આ 'સૂર્યગણિત' ગુજરાત સમક્ષ પહેલા મણકારૂપે રજૂ કર્યું છે

આપણુ પંચાંગો નિરયન પદ્ધતિ ઉપર રચવામા આવે છે ભાઈ હરિહરે સાયન પદ્ધતિ સ્વીકારી છે નિરયન પદ્ધતિના આગ્રહીઓ દલીલ કરે છે કે તેમાની રાશિઓ આકાશમા પ્રત્યક્ષ પ્રમાણે મળી રહે છે પણ આ વાત સંપૂર્ણ રીતે સત્ય લાગતી નથી કારણ ખગોળમાં ગણતરી માટે શરૂઆત કયા સ્થાનથી કરવી, મેષારંભબિંદુ કોને ગણવુ, તે નિરયનમા ચોક્કસ થતુ નથી દરવર્ષે ૫૮ાા વિકળા અયનાંશના વધારવામા આવે છે. જ્યારે હાલની સૂક્ષ્મ ગણતરીથી માલૂમ પડ્યુ છે કે અયનાંશ ૫૦ વિકળા થાય. આ મુજબ આ ફેર પ્રતિવર્ષ વધતો જ જાય છે

સાયનવાદીઓ વસંતસંપાતને જ મેષારંભ ગણે છે વસંતસંપાત આકાશમા ક્રાન્તિવૃત્ત ઉપર સ્થિર નથી પણ દરવર્ષે ઉપર કહ્યુ તેમ ૫૦ વિકળા પશ્ચિમ તરફ પાછો હઠે છે એટલે તારાઓ સાથે તો તેનો મેળ મળે જ નહિ પણ સાયનવાદીઓ તો તારાત્મક નહિ અંશાત્મક રાશિઓ ગણે છે, અને વસંતસંપાતને ચોક્કસ વળગી રહે છે એટલે ગણતરી ચોક્કસ અને સૂક્ષ્મ આવે છે. ભાઈ હરિહરે સાયન પદ્ધતિ સ્વીકારી છે, પણ બધા નિરયન પક્ષોના અયનાંશ લઈને સાયન ગણિતનો મેળ નિરયન ગણિત સાથે સાધવા પ્રયત્ન કર્યો છે. ગ્રહલાઘવીઓ આ વાતને કેટલે દરજ્જે સ્વીકારે છે તે એક પ્રશ્ન છે

'સૂર્યગણિત' અમે બને તેટલુ અમારી શક્તિ મુજબ તપાસ્યુ છે અને પરિણામે અમને આ પુસ્તકનુ ગણિત ઘણુ જ ચોક્કસ લાગ્યુ છે. તેમા ભાગ્યે જ થોડીક સેકંડનો ફેર આવે

---

* ખગોળગણિત, ભાગ ૧ લો સૂર્યગણિત · લેખક: હરિહર ભટ્ટ, પ્રસ્થાન કાર્યાલય મારફત, કિં. ૦-૮-૦.

છે વળી આ પુસ્તકમાં કલાક અને મિનિટોમા ગણિત આપ્યુ છે તે આ જમાનામાં હવે એક આવકારલાયક સુધારો છે, અને તે ઘણી મહેનતનો બચાવ કરે છે

બહુ જ કાળજીથી ગણિત કરી જિજ્ઞાસુને સમજ પડે તેવી રીતે તેની ગોઠવણ ઉત્તરોત્તર લેખોદ્વારા કરવામા આવી છે, અને છેવટે બધા ગણિતનો સાર આપીને તે રીત સમજાવવા માટે જોગવાઈ કરી આપી છે લખાણની શૈલી ઘણી જ શાસ્ત્રીય પણ વિષયના પ્રમાણમા સરલ છે

ત્રીસમે પાને છાયાર્ક પક્ષની વાર્ષિક અયનગતિ ૫૦ાા વિકળા બતાવી છે તે ૫૮ાા જોઈએ, પણ એ ફક્ત છાપની ભૂલ છે, કારણ કે તેની નીચેના હિસાબોમાં બધે ૫૮ાા વિકલા ગણી છે

લેખાંક ૨૭ માં કક્ષાકેન્દ્રચ્યુતિ ·૦૧૬૭૫૧૦૪ છે એમ કહ્યુ છે તેની સાથે આટલા ત્રિજ્યાકસ=·૦૧૬૭૫૧૦૪×૫૭·૨૯૫૭૮ અંશ થાય એટલુ સમજાવ્યુ હોય તો કાંઈક વધુ સ્પષ્ટ થાય

લેખાંક ૨૮મા ૩૪·૦૦૦૦૦૦૪૧૬ ને બદલે ૨૪·૦૦૦૦૦૦૪૧૮ × ૫૭·૨૯૫૭૮ જોઈએ આ ફક્ત શરતચૂક છે

૫૦મે પાને તિથિસંસ્કાર વધારે સૂક્ષ્મ કરીને મૂક્યા હોત તો સારુ, જોકે તેમા ૧ વિકલાના પાચમા ભાગ કરતા વધારે ફરક નથી

ત્રીજ–બારશના ૧૪૪ મુદ્રણદોષ છે, ૧૦૪ જોઈએ

૬૧મે પાને શાકે ૧૬૦૩,૧૭૪૪ અને ૧૮૮૫મા વધારાના અધિક માસ આષાઢની જગાએ આશ્વિન જોઈએ એમ અમારુ માનવુ છે તેમજ ક્ષય માસ ૧૯૦૩મા નહિ પણ ૧૯૦૪મા જોઈએ પણ પુસ્તકની રચનાના પ્રમાણમા આ બધી નજીવી ભૂલો લાગે છે

લેખક ગણિતનો આરંભકાળ ઈ સ ૧૯૦૧ની જાન્યુઆરીની ૧ લી તારીખની શરૂઆતની મધ્યગતનો લીધો છે તે ગણતરીની સરળતા માટે છે પણ સાથેસાથે જો ઈ સ ૧૯૩૪ થી થોડાક વર્ષ સુધીનો મેષારંભનો ચોક્કસ સમય આપ્યો હોત અને પછી સૂર્યની ગતિનો દૈનિક કોઠો એક વર્ષ માટેનો આપ્યો હોત તો સાધારણ ગણતરી કરનારને કાંઈક તાત્કાલિક સરલતા થાત

આવા પુસ્તકો લખવામા જે જ્ઞાન, ઊંડો અભ્યાસ, ખંત અને શ્રમની જરૂર છે તે ગ ભાઈ હરિહરમા છે અને તે જો આ તેમનુ ખગોળગણિતનુ કામ તેમની યોજના અને ઈચ્છા પ્રમાણે પૂર્ણ કરશે તો ગુજરાતમા એક કાયમનો વારસો મૂકી જશે કારણકે છેલ્લા ૪૦૦ વર્ષમાં આવુ પુસ્તક હજુ લખાયુ નથી આ પુસ્તકે ગુજરાતી ભાષામા એક અમૂલ્ય શાસ્ત્રીય ગ્રંથનો ઉમેરો કર્યો છે તેની અંદરની ગણતરીઓ બહુ જ ચોક્કસ છે તે સબંધી તો જરાય શકા નથી જો તેનો ઉપયોગ પચાગકારો કરે તો તે તેમના સૂર્યગણિતમા જરૂર ઘણી સૂક્ષ્મતા લાવી શકે દરેકદરેક ખગોળ અને જ્યોતિષના અભ્યાસીને આ પુસ્તક અનિવાર્ય છે એમ કહીએ તો વાસ્તવિક ગણાશે પુસ્તકનુ મૂલ્ય આઠ આના તેમા લીધેલા શ્રમના પ્રમાણમાં ઘણું જ નજીવી છે. આશા છે કે ગુજરાત તેમના આ પ્રયાસને જરૂર ઉત્તેજન આપશે

---

# લોકચર્યા

## અખિલભારત હરિજનસંઘ

**પરીક્ષિતલાલ મજમુદાર**

ઈ. સ. ૧૯૩૨ના પૂ. ગાંધીજીના સપ્ટેંબર માસના ઐતિહાસિક ઉપવાસ પછી તેમની પ્રેરણાથી પં. માલવીજીના પ્રમુખપણા નીચે મુબઈમા એક મોટી જાહેરસભા મળી, અને તેમા અખિલહિંદ હરિજન સેવકસંઘની સ્થાપના કરવાનો અને શ્રી. ઘનશ્યામદાસ બીરલા તથા શ્રી અમૃતલાલ વિ. ઠક્કરને અનુક્રમે પ્રમુખ તથા મંત્રી તરીકે નીમવાનો ઠરાવ થયો. આ ઠરાવને આધારે શ્રી ઠક્કરબાપાએ દિલ્હીમા પોતાનું થાણુ નાખીને આખા હિંદુસ્તાનમા (દેશી રાજ્ય સહિત) જુદાજુદા પ્રાંતિક હરિજન મંડળો સ્થાપ્યા છે. આ પ્રવૃત્તિ કેવા વેગથી ચાલે છે તેનુ અવલોકન કરવા, તેના વેગને નવી દિશા આપવા વિચારવા, અને બધાના વિચારોની આપલે કરવા જુદાજુદા પ્રાંતિક હરિજન મંડળોના પ્રમુખો અને મંત્રીઓ એક મધ્યસ્થ સ્થળે ભેગા મળે છે. સામાન્ય રીતે આવી સભાઓ વર્ષમાં બે વાર મળે છે. પૂ. ગાંધીજીની સગવડ ખાતર આ સભા પૂ. ગાંધીજીનો મુકામ જ્યાં હોય ત્યા તે ગામે મળે છે. છેલ્લી પાંચમી સભા ગઈ નાતાલમા દિલ્હીમા મળી ગઈ. બે વર્ષના ગાળામા શ્રી ઠક્કરબાપાએ આસામથી માંડીને સિંધ સુધીમા અને પંજાબથી માંડીને મલબાર અને તામિલનાડ સુધીમા ઠેરઠેર ફરીને સંઘો સ્થાપ્યા, અને બધુ કામ એકધારું વ્યવસ્થિત એકલે હાથે કરી દીધુ તેને માટે સૌ કોઈ તેમની કાર્યદક્ષતાની પ્રશંસા કરે છે, અને ઉપર વર્ણવેલી સરહદમાંથી બધા ભાગોના પ્રમુખ કે મંત્રીઓની હાજરી આ વસ્તુની સાક્ષી પૂરે છે. વળી આટલા ટૂંકા સમયમા પણ દેશમાંથી ચુનંદા કાર્યકર્તાઓ આ કામને માટે મેળવી શકાયા છે, તે વસ્તુ પણ આ પ્રવૃત્તિનુ ઉજ્જવળ ભાવી સૂચવે છે. છેલ્લી દિલ્હી સભામા જુદાજુદા પ્રાંતના પ્રતિનિધીઓ તરીકે (૧) શ્રી સતીશચંદ્ર દાસગુપ્તા—ખાદી પ્રતિષ્ઠાનવાળા (બંગાળ), (૨) શ્રી રામનારાયણ ચૌધરી (અજમેર–રજપૂતાના), (૩) શ્રી પરમેશ્વરન પિલ્લાઈ (કોચીન ત્રાવણકોર), (૪) શ્રી દુર્ગાબાઈ જોષી (મધ્ય પ્રાંત), (૫) બ્રહ્મચારી રામચંદ્ર (માઇસોર રાજ્ય), અને (૬) મિસીસ બ્રીજલાલ નેહરુ (પંજાબ) વગેરેની હાજરી ધ્યાન ખેંચનારી હતી.

બીજી બધી આગલી સભાઓ કરતા આ સભા માટે પૂ. ગાંધીજીએ ઘણો વખત આ કામ માટે આપ્યો. હરિજનસંઘનુ કાયમી બંધારણ ઘડવાનો પ્રશ્ન દોઢ વર્ષથી ચર્ચાતો હતો, તે બાબત તેમણે (મોડી રાત્રિ સુધી બેસીને) એક રાત્રિમા બંધારણ તૈયાર કરી આપ્યુ, અને તેની ચર્ચામા લાગટ ૨॥ કલાક સુધી બેસીને તેને પસાર કરાવ્યુ. આ બેઠકની વિશિષ્ટતાઓ ખાસ નીચે પ્રમાણે લાગી.

(૧) હરિજન બાળકો માટે દિલ્હીમા એક આદર્શ ઉદ્યોગગૃહની સ્થાપના.

(૨) હરિજન સેવાની પ્રવૃત્તિને કાયમી સ્વરૂપ આપવા આજીવન કાર્યકર્તાઓ મેળવવાની યોજના, અને

(૩) હરિજન સંઘનું બંધારણ રચાયું તે

૧ હરિજન સેવકસંઘનું મુખ્ય દફતર દિલ્હીમાં છે, અને શ્રી બીરલાનું પણ વર્ષના ઘણા વખતનું નિવાસસ્થાન દિલ્હી હોઈ તેમણે પોતાના મોટા ભાગના ખર્ચે એક હરિજન ઉદ્યોગગૃહની સ્થાપના કરવા વિચાર્યું છે તેમણે રૂ ત્રીસ હજારની કિંમતે દિલ્હીમાં સિવિલ-લાઈન્સની બહાર જમીન ખરીદીને, સંઘને તે ભેટ આપી છે, અને ચામડાં કેળવવાની ક્રિયાને પ્રધાનપદ આપી શકાય તે રીતે એક મોટું ઉદ્યોગગૃહ સ્થાપવાની, તેને અંગે છાત્રાલય કરવાની યોજના મંજૂર કરાવી છે પૂ ગાંધીજીએ આ મકાનનો પાયો નાખીને તેને પોતાના આશીર્વાદ આપ્યા છે

૨ દેશમાં ચાલતી હરિજનપ્રવૃત્તિએ દરેક પ્રાંતમાં જુદાજુદા પ્રકારે કાયમી સ્વરૂપ પકડયું છે ખાસ કરીને ઘણા સ્થળોએ મુખ્ય કાર્યકર્તાઓ આશ્રમ સ્થાપીને હરિજન બાળક અને બાળિકાઓની કેળવણી માટે પ્રબંધ કરી રહ્યા છે હરિજનવાસોની આસપાસ સવર્ણ કાર્યકર્તાઓના રહેઠાણો—એટલે settlements—પણ સ્થપાયા છે અમદાવાદમાં શ્રી અનસૂયાબહેને સ્થાપ્યું છે એવું કન્યાગૃહ અપવાદ તરીકે ગણાતું, તેને બદલે દરેક પ્રાંતમાં આવાં હરિજન કન્યાગૃહો સ્થપાવા માંડયાં છે માધ્યમિક અને કૉલેજની કેળવણી માટે છાત્રાલયો સ્થપાયાં છે, અને પ્રાથમિક કેળવણી આપવા માટે વિદ્યાર્થીઓનો ભોજનખર્ચ માથે ન પડે તેવાં અભ્યાસગૃહો પણ હરિજન બાળકો માટે સ્થપાવાં માંડયાં છે આ બધી પ્રવૃત્તિને કાયમી સ્વરૂપ આપવાને માટે કેટલાક સભ્યોના આગ્રહથી મધ્યસ્થ સંઘે એક 'આજીવન સભ્યોનું મંડળ' હરિજન સેવકસંઘને અધીન સ્થાપવા ઠરાવ્યું છે આ મંડળ પ્રાંતવાર ચુનંદા કાર્યકર્તાઓને પોતાનામાં જોડશે, અને તેની દ્વારા મુખ્ય સંઘ નીચે કામ કરશે

હરિજન સંઘના બંધારણને સુશોભિત (decorative) બનાવવાને બદલે પૂ ગાંધીજીએ તેને વ્યાવહારિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે, અને ફક્ત મોટાં નામો ખાતર સંસ્થાઓને શોભાવતા ગૃહસ્થોનું વ્યક્તિત્વ અલગ કરીને કાર્યકર્તાઓને આગળ સ્થાન આપવાનું અને સંઘોના સંચાલનમાં કડક નિયમન દાખલ કરવવાનું સૂચવ્યું છે દાખલા તરીકે (૧) સંઘના સભ્યો પૈકી કોઈ પણ ગૃહસ્થ ખાસ કારણ સિવાય લાગલાગટ ત્રણ સભામાંથી ગેરહાજર રહે તો તેમનું નામ આપમેળે કમી થઈ જાય, (૨) જો કોઈ પ્રાંતિક કે જિલ્લાનો સંઘ હિસાબ કે હેવાલ પૂરો પાડવામાં અથવા સૂચનાઓનો અમલ કરવામાં જરા પણ ઢીલાશ બતાવે તો તેને કમી કરવા, અને (૩) જે કોઈ જિલ્લામાં સંઘો વ્યવસ્થિત કામ ન કરતા હોય, તેમને જિલ્લાના સંઘો તરીકે મિટાવી દઈને એજન્ટની મારફતે કામ લેવું આ ઉપરાંત ગાંધીજી હરિજન પર્સફંડને આધારે એકઠી થયેલી આશરે આઠ લાખની રકમને મધ્યસ્થ સંઘમાં જમા રાખવામાં આવી છે, અને દરેક પ્રાંતની સ્થાનિક પરિસ્થિતિને ખ્યાલમાં લઈને તે તે પ્રાંતના મંત્રીની હાજરીમાં બનાવેલા અંદાજો પ્રમાણે ખર્ચ કરવાની સગવડ અપાઈ છે

આટલી ભારે જોખમદારી અદા કરવાને માટે શ્રી ઠક્કરબાપાએ પોતાના મદદનીશ તરીકે કામ કરતા શ્રી અધ્યાપક મલકાનીને સહમંત્રીનું સ્થાન આપવા, અને તેમને બંનેને સલાહ આપવા એક કાર્યવાહક સમિતિ નીમવા ભલામણ કરી

બધા પ્રાંતના પ્રતિનિધિઓ એકઅવાજે આ સત્તાનો વિભાગ નહિ કરવા, અને પોતાની પાસે રાખવા, એટલે શ્રી ઠક્કરબાપામાં સૌનો સંપૂર્ણ વિશ્વાસ છે એમ જાહેર

કરવા આગ્રહ કરતા હતા, અને શ્રી. ઠક્કરબાપાની કાર્યવાહક મંડળની માગણી નામંજૂર કરી આખરે પૂ. ગાંધીજીએ એક એવી કલમ બંધારણમાં ઉમેરી આપી જેથી પ્રમુખ અને મંત્રી પોતાની ઇચ્છા પ્રમાણે એક સલાહકારક મંડળ જાતે નીમી લે. આ રીતે બંને મતનું સમાધાન થયું, અને છેવટે પૂ. ગાંધીજીએ હરિજન પ્રવૃત્તિના સંબંધમાં તેમનું હૃદય ઠાલવ્યું. તેમના શબ્દો અંતરમાં ઉતારવાનું અથવા તેનો ભાવ રીતસર ગોઠવવાનું મારે માટે અશક્ય છે, પણ તેમનું કહેવાનું તાત્પર્ય એ હતું કે હરિજનપ્રવૃત્તિ ફક્ત જન્મની અસ્પૃશ્યતા ટાળવાના પ્રયત્નમાં સમાઈ જતી નથી, પણ સમાજમાં રહેલી ઊંચનીચની ભાવનાનો નાશ, એ જ તેનું લક્ષ્ય છે, અને આ વસ્તુ ભગવદ્ગીતામાં વર્ણવેલી હિંદુધર્મની વ્યાખ્યામાં આવી જાય છે. આવી જાતના હિંદુધર્મના રક્ષણને માટે પોતે સતત ચિંતન કરી રહ્યા છે. હરિજન ઉદ્યોગગૃહનો પાયો નાખતાં તેમણે ઉચ્ચારેલા શબ્દો નીચે પ્રમાણે હતા:

"...મને આરામ લેવાનું કહેવામાં આવે છે. આરામ કોને ન ગમે? મને પણ તે પ્રિય છે. પણ મારા હૃદયમાં આજે બળતરા થઈ રહેલી છે, અને તેથી મને આરામ કેમ પાલવે? હું માનું છું કે જો હિંદુધર્મે જીવવું હોય તો અસ્પૃશ્યતાનો નાશ થયે છૂટકો છે, અને જો અસ્પૃશ્યતા ટકી તો હિંદુધર્મ ગયો જ સમજવો જોઈએ."



## (૧) ધર્મમાં સરેરાશ

ધર્મની બાબતમાં સરવાળાબાદબાકી કરી રાશ કાઢી શકાય જ નહિ. આ સ્થળે એક અંગ્રેજની વાર્તા યાદ આવે છે. એક અંગ્રેજ પોતાનો ઐહિક સ્વાર્થ સાધવામાં બિલકુલ કચાશ રાખતો નહિ, એટલું જ નહિ પણ પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે તે આડુંઅવળું પણ જોતો નહિ. તેમ છતાં એકંદર રીતે ધાર્મિક હોવાનો તે દાવો કરતો. દર-અઠવાડિયે તે નિયમિત રીતે દેવળમાં જતો અને ત્યાં જતાં રસ્તામાં ગરીબ લોકોને છૂટે હાથે દાન આપતો. તેના મિત્રોને મોઢે તે વારંવાર કહેતો: "જો કે મારા જીવનમાં આમતેમ થોડાઘણા ગોટાળા પડેલા છે, છતાં પણ રવિવારે દાન કરવાથી અને દેવળમાં જવાથી મને જે કાંઈ પુણ્ય મળે છે તેના પ્રભાવે કરી મને મુક્તિ મળવામાં તો વાંધો નહિ આવે એવી મારી દૃઢ માન્યતા છે." હવે એક વખતે આ જ અંગ્રેજ ગૃહસ્થે એક સ્કોચ કોન્ટ્રાક્ટરને પોતાના બાગની આસપાસ વાડ કરવાનું કામ સોંપ્યું. તે કોન્ટ્રાક્ટરે થોડા દિવસમાં વાડનું કામ કરીને પોતાના ખર્ચનું બીલ રજૂ કર્યું. 'કામ કેવું થયું છે?' એમ જ્યારે એને પૂછવામાં આવ્યું ત્યારે તે કોન્ટ્રાક્ટરે જવાબ આપ્યો: 'સરેરાશ—સાધારણ રીતે ઠીક થયું છે.' આ વાક્યનો અર્થ પેલા અંગ્રેજથી સમજાયો નહિ, તેથી તે જાતે તે કામ જોવા માટે ગયો. ત્યાં તો તેની અજાયબી વચ્ચે તેને જણાયું કે વાડ તો ચારે બાજુએ ઊભી કરવામાં આવી હતી, પણ વચમાંવચમાં મોટાં છીંડાં રાખવામાં આવ્યાં હતાં. આ જોઈ તેણે તે કોન્ટ્રાક્ટરને પૂછ્યું: 'આવી વાડ બાંધવાનો શો અર્થ? આ ખુલ્લી જગ્યાઓ રાખેલી છે તેમાં થઈને ઢોરો બહાર નહિ જતાં રહે?' કોન્ટ્રાક્ટરે જવાબ આપતાં પૂછ્યું: 'સાહેબ, ઢોરો કેવી રીતે બહાર જતાં રહેશે? જુઓ તો ખરા, જે જે જગ્યાએ બાકોરાં રાખેલાં છે તેની બંને બાજુએ વાડ બેવડી અને ત્રેવડી કરેલી છે, અને તેમ કરવાથી શું આ બાકોરાંનું સાટું નહિ વળે? અને હું એમ પૂછું છું કે સરાસરી રીતે એકંદર જોતાં શું આ વાડ બરાબર નથી?' તે અંગ્રેજે કહ્યું: 'તું તો કોઈ અક્કલનો બારદાન જણાય છે.' કોન્ટ્રાક્ટરે કહ્યું: 'સાહેબ, હું જાણતો જ હતો કે કામ તો આપ કહો છો તેમ ખરાબ જ ગણાય, પણ જ્યારે મેં સાંભળ્યું કે સાહેબ સરાસરી રીતે 'ધાર્મિક' રહી શકો ત્યારે મને એમ લાગ્યું કે હું આપને માટે કદાચ એક સરેરાશ વાડ કેમ બાંધી શકું ખરો!'

['સંયમ અને ભક્તિમાર્ગ'માંથી]

# (૨) જર્મનીમાં જીવનસુધારણા

## ૨*

**ભવિષ્યમાં** જનતા સુખ ને આરોગ્ય ભોગવે એ શરીરશાસ્ત્રના ધ્યેય સામે કોઈ પણ સમજુ વ્યક્તિને વિરોધ હોઈ શકે નહિ, પરંતુ વૈજ્ઞાનિક અને નૈતિક દૃષ્ટિએ, એટલે ખાસ કરીને કાયદેસર રીતે, અન્યાયી સાધનથી—માનુષી વધ્યત્વથી—એ ધ્યેય પાર પાડવું એ સામે વિચારકો જરૂર વાંધો ઉઠાવશે જ શરીરશાસ્ત્ર લોકોમા માનીતુ થયુ છે, પરંતુ શરીરશાસ્ત્રને નામે પ્રચાર પામતા શઠ ને ભળભળ્યાં ઉપચારો વધાવી નહિ જ લેવાય

વધ્યત્વનુ સમર્થન કરનારાઓ સમાજમાથી અનિષ્ટ તત્ત્વો નિવારવા મથે છે એમની અસહાયતા ને વધતી જતી સખ્યાથી જગત પર પડેલો બોજો તેઓ હલકો કરવા ધારે છે, પરંતુ એ અનિષ્ટ તત્ત્વો નક્કી કરવાનુ કાર્ય કપરુ છે કેટલાક સામાજિક કક્ષા, આર્થિક યોગ્યતા ને સામાન્ય શિક્ષણ પર પોતાનો મદાર બાંધે છે પરંતુ સામાજિક કક્ષા સદ્‌ગુણ નથી, આર્થિક યોગ્યતામા અપરાધની છાટ હોઈ શકે ને સામાન્ય શિક્ષણ આડા વેતરાઈ જાય

કેટલાક શિક્ષણ ને બુદ્ધિનો શંભુમેળો કરે છે, સ્વચ્છતાને સાચા જીવન સાથે ભેળવી દે છે, અજ્ઞાનને અવગુણ લેખે છે, ને માનસિક નિર્બલતાને ગલીચ દશા સાથે સરખાવે છે વિદ્યાલયના સ્નાતકો જ જીવવાને લાયક છે એવુ માનવુ બેશક ભૂલભરેલુ છે

આ બધુ કહીએ છતાય ઊંચ કે નીચ બન્નેય વર્ગોમા શારીરિક ને માનસિક ઊણપો ભોગવતી કમનસીબ વ્યક્તિઓ અસ્તિત્વ ધરાવે છે જ એવા દર્દીઓના છ વિભાગ પાડી શકાય (૧) ક્ષય, ચાદી કે રક્તપિત્ત જેવા ચેપી દર્દોવાળા, (૨) અફીણ જેવા કેફથી નિર્માલ્ય બનેલા, (૩) ગુનેગારો કે રખડુઓ, (૪) બહેરા, આંધળા કે ખોડખાપણવાળા પરાવલંબીઓ, (૫) માનસિક દર્દીઓ, અને (૬) મૂર્ખ કે માનસિક ઊણપોવાળા

હવે આવા કમનસીબોને ખોળી કરી માનવસમૂહમાંથી તેમની સખ્યા પાતળી કરવામા વૈજ્ઞાનિક શક્યતાઓ કેટલી છે? પ્રથમ તો આ ઊણપો વંશપરંપરા ઊતરી આવતી હોય છે કે જન્મ પછી થવા પામેલી હોય છે તે વૈજ્ઞાનિક રીતે નક્કી કરવાની જરૂર છે જન્મ પછી પેદા થતી ઊણપો વારસામા ઊતરતી નથી એવુ શરીરશાસ્ત્રીઓનુ કહેવુ છે પહેલા ચાર પ્રકારના દર્દો જન્મ પછી જ પેદા થાય છે એમાની ઘણી ઊણપો દવાદારૂથી કે કેળવણીથી નિવારી શકાય તેવી છે ગુનાઓ રોકવા માટે તો તાત્કાલિક સખત સજા કરવાની જરૂર છે

એટલે આપણે છેલ્લા બે પ્રકારના દર્દોનો જ વિચાર કરવાનો બાકી રહે છે માનસિક દર્દીઓ ને માનસિક ઊણપવાળા થોડાક જ માનસિક દર્દો વારસામા ઊતરે એવા છે મુખ્ય દર્દો તો બે જ છે Dementia praecox and manic depressive psychosis પાછલુ દર્દ તો કુટુંબીઓમા ને પેઢીઉતાર પણ નજરે પડે છે છતા આ દર્દનો પ્રકાર પણ જુદાજુદા દર્દીઓમા જુદીજુદી જાતનો જણાયો છે એટલે એ પેઢીઉતાર દર્દ છે, એમ કહેવુ પણ અજુગતુ બની જાય છે વળી જે કુટુંબમા એવા પેઢીઉતાર દર્દો જણાયા છે ત્યા પણ બહુ સખ્યા નથી. ત્રણ પેઢી સુધી એવુ દર્દ ઊતર્યું હોય એવા દાખલા ઘણા જ

* આ જ વિષય ઉપરનો પહેલો લેખ સ. ૧૯૯૧ના માગશર અંકમા આવ્યો છે.

થોડા જણાય છે ચાર પેઢી સુધી એ દર્દ પહોંચ્યું હોય એવા તો એક બે દાખલા જ મળી આવે શારીરિક દર્દોની માફક માનસિક દર્દો પણ જેને વળગે છે તેનો કાં તો જડમૂળથી નાશ કરે છે અગર તો ધીમેધીમે જાતે નાબૂદ થઈ જાય છે

આવા માનસિક દર્દોના કારણો પણ હજી અણઉકલ્યા ભેદો રહ્યા છે માનસિક દર્દીઓની સંખ્યા ઝાઝી નથી એટલું જ નહિ પરંતુ એવા દર્દીઓ પરણ્યા હોય એવા દાખલા પણ આંગળીને વેઢે ગણાય તેટલા જ છે વળી આવા દર્દીઓને ખાસ સંસ્થાઓમાં સારવાર માટે મૂકવાની જ જરૂર છે, એટલે પછી તેમને ખસી કરવાનો કાંઈ અર્થ રહેતો નથી

માત્ર છેલ્લા પ્રકારના દર્દીઓ જ ખાસ વિચારણા માગી લે છે ને તેમની સામે જ આ વંધ્યત્વનું શસ્ત્ર ઉગામવામાં આવેલું જણાય છે છતાં એમાં પણ માનસિક દર્દોની માફક એ પેઢીઉતાર ઊતર્યાના દાખલા ઘણા જ થોડા છે માનસિક નિર્બલતાનું બીજ મુખ્યત્વે વાતાવરણમાં જ હોય છે એમાં નિર્બલતા પેઢીઉતાર હોય છે છતાં ઘણા ભાગમાં તેનું મૂળ શોધી શકાયું નથી

માનસિક નિર્બલતાના શાપ ઉપર ગ્રંથો લખાયા છે આવા ગુનેગારો ને વેશ્યાગૃહો જ જગતનો ભાર વધારી રહ્યા છે એમના ઊંચા કુટુંબોના નિભાવખર્ચ વધી પડ્યા છે, અને સામાન્ય જનતા એમને માટે તુરંગો, શાળાઓ, દવાખાના, ન્યાયમંદિરો વગેરે નિભાવવા પોતાના જીવનનું હીર રેડે છે આમાંના ઘણા ખરાબ હશે, પરંતુ તેઓ ખરેખર માનસિક નિર્બલતા ભોગવે છે કે નહિ તે પુરવાર થયું નથી એ માનસિક નિર્બલતા ભોગવતા હોય તોપણ તેઓમાં માનસિક નિર્બલતાના ચોક્કસ પ્રકારો જડી આવતા નથી મેસેચ્યુસેટ્સના ૮૧૦ કુટુંબો તપાસતા તેમાં વેશ્યાવૃત્તિ, ગુના ને સામાન્ય નાલાયકાત જણાઈ નથી, પરંતુ સંસ્કૃતિની હલકી કક્ષાને માનસિક નિર્બલતા ગણી લેવામાં આવી છે શારીરિક કે માનસિક દર્દીઓના લાંબા પરિચયમાં આવ્યા છતાં એમનું દર્દ પારખવું મુશ્કેલ જણાયું છે

ખોડખાપણવાળાની સંખ્યા વધતી જાય છે એવી વાત મોટેભાગે પાયાવિનાની જણાય છે ન્યાયમંદિરો ને વર્તમાનપત્રોદ્વારા એની સંખ્યાની જાહેરાત થતી હોવાથી એમ લાગે છે, બાકી, સત્ય પરિસ્થિતિ એવી હોતી નથી કેલીફોર્નિયામાં ૬૦૫ દર્દીઓની વીગત તપાસવામાં આવી તો ૩૪ ટકા પુરુષો ને ૨૮ ટકા સ્ત્રીઓને સંસ્થાઓની સારવારમાં મૂકવામાં આવેલા આ લોકોને ખસી કરવા એનો કાંઈ અર્થ નથી એમ કરવાના વૈજ્ઞાનિક મૂલ્ય માટે પણ કોઈ પુરાવો નથી એટલે માનસિક નિર્બલતા ભોગવતા માણસો સમાજમાં માનસિક ઊણપોવાળી વસ્તી ખૂબ જ વધારી રહ્યા છે એ વીગત વૈજ્ઞાનિક હકીકત આગળ ટકી શકે તેમ નથી

ધારો કે એ માનસિક દર્દ યા ઊણપનું કારણ આપણે વધારે સારી રીતે સમજીએ છીએ તો કલ્પનાને બદલે વૈજ્ઞાનિક હકીકતને આપણે વધારે વજૂદ આપતા થઈ જવું જોઈએ સામાજિક પ્રયોગ તરીકે વંધ્યત્વને અપનાવી લેવા વધારે વૈજ્ઞાનિક પુરાવાની જરૂર ઊભી થાય છે આ વિજ્ઞાનની બાલ્યાવસ્થામાં શરીરશાસ્ત્ર પર બહાર પરંતુ સાહિત્ય ઉતાવળા અનુમાનો ને ઓછીવત્તેહોણી હકીકતોનો પ્રચાર કરી રહ્યું છે કેટલી માનસિક ઊણપો પેઢીઉતાર છે ને કેટલી જન્મ પછી પ્રાપ્ત થાય છે એટલું સમજીએ તોપણ ઓછું નથી અણગમતી ઊણપો વંધ્યત્વદ્વારા ટાળતા પહેલાં એ ઊણપો પેઢીઉતાર કેવી રીતે બને છે તે સમજી લેવાની જરૂર છે.

આ ઊણપો પેઢીઉતાર છે કે પાછળથી પ્રાપ્ત થાય છે તે વિષે પ્રયોગવાર પુરાવો નથી મળતો એટલે તેને બૌદ્ધિક કસોટીએ ચડાવવામાં આવે છે ને કુટુંબોના ઇતિહાસ તપાસવામા આવે છે. પરન્તુ આ રીત વૈજ્ઞાનિક નથી બૌદ્ધિક કસોટીઓ અચોક્કસ ને મોટે ભાગે વિવિધ રીતો પર ઘડાયેલી હોય છે પેઢીનામાથી એ પરિણામો જુદા પડે છે

બે બીજ સારા હોય અગર તો એક બીજ સારુ હોય ને એક ઊણપવાળુ હોય તો એમના મિલનનુ પરિણામ સાધારણ આવે હવે ઘણા પુરુષો કે સ્ત્રીઓ ઊણપવાળુ બીજ ધરાવે છે પરિણામે માનસિક નિર્બળતા ઉદ્ભવે છે એવા ઊણપવાળા બે બીજ એકઠા થાય તો સંતાન નિર્બળ થાય એક ઊણપવાળુ બીજ હોય તે વાહકો કહેવાય છે, ને જાતે સામાન્ય પરિસ્થિતિ ધરાવે છે યુનાઇટેડ સ્ટેટ્સમાં એક કરોડ વાહકો છે આવા વાહકો પારખવાનું વૈજ્ઞાનિક સાધન નથી

માનસિક નિર્બળતાનુ પ્રમાણ વસ્તીમા એક હજારે એકનુ ગણવામા આવેલુ છે એ ઘટાડી દશહજારે એકનુ પ્રમાણ કરવા, નિર્માલ્ય વ્યક્તિઓને જન્મતી અટકાવતા ૬૮ પેઢીઓ લાગે એટલે બે કે ત્રણ હજાર વર્ષો થાય નિર્બળ બીજ ધારણ કરનાર વાહકો માનસિક નિર્બળતા ઉત્પન્ન કરતા રહેવાના જ. જાતિસુધારણા માટે બે વસ્તુઓ ધ્યાનમા લેવાની જરૂર છે પ્રથમ તો નિર્બળ બીજ ધરાવનાર વાહકો પારખી કાઢવાના સાધનો મેળવવાની જરૂર છે. એક જ સુગતની બીજનિર્માલ્યતાથી કેટલી માનવમુશ્કેલીઓ ઉદ્ભવે છે તે વધારે જાણવાની જરૂર છે અને એ મુશ્કેલી ખરાબ નિવાસસ્થાનો નિર્માલ્ય બીજ જેવા જ પરિણામ ઉપજાવતા હોવાથી અનેકગણી વધી જાય છે નિર્માલ્ય બીજથી, ખરાબ નિવાસસ્થાનોથી, અગર તો બન્નેથી આ પ્રકારના દર્દીઓ નીપજે છે

આ બધુય સચવાય તોય વધ્યત્વપ્રવર્તકોના લાભમા આ પ્રશ્નનુ નિરાકરણ આવે તેમ નથી. હજી તો આ વિષય પર જોઈએ તેટલી ચર્ચા પણ થવા પામી નથી માનવજાતમા નિર્માલ્ય બીજ પ્રગટ્યા કેવી રીતે? મનુષ્યો કુદરતી રીતે એવા નિર્માલ્ય બીજ સરજાવી પોતાની પ્રજામા વહેતા તો નથી મૂકતા ને? કયા સંયોગોમા એ બીજનિર્માલ્યતા આવે છે? માનસિક વાતાવરણ તો એવી નિર્માલ્યતા ઉપજાવતુ નથી ને? શરીરશાસ્ત્ર હજી આના જવાબ શોધી શક્યુ નથી વધ્યત્વદ્વારા નિર્માલ્ય બીજોનો સંહાર કરવામા આવે તેટલી જ ઝડપે તે વધ્યા કરતા હોય તો તેમ કરવાનો અર્થ નથી

આ વિષયમા બે ખોટી માન્યતાઓ આપણામા ઘર કરી રહી છે પેઢીઉતાર નિર્માલ્યતાનુ મૂળ ઉખેડી નાખવાથી તે જડમૂળથી નાબૂદ થશે, સારાં માબાપના છોકરા સારા જ થવાના. હકીકત ઊલટી જ છે સારાસારા ફિલસૂફો, કવિઓ, વૈજ્ઞાનિકો જન્મવા જ ન પામત, કારણકે તેમના માબાપોને વધ્યત્વ અર્પવાનુ જ યોગ્ય લેખાત

એથી આગળ વધીએ તો વધ્યત્વપ્રચાર અયોગ્ય ને અનીતિમાન છે એમ પણ પુરવાર કરી શકાય તેમ છે નૈતિક દૃષ્ટિએ સ્વતંત્ર મનુષ્ય જો પાપનો ત્યાગ કરી પુણ્યકાર્ય ન કરે તો નીતિ જેવુ કાંઈ રહે જ નહિ. એટલે પોતાની તેમજ બીજાઓની શક્તિઓનો ગેરઉપયોગ કરવા મનુષ્ય હકદાર છે. નીતિ મનુષ્યને પોતાના સ્વભાવ અનુસાર પોતાની શક્તિઓનો ઉપયોગ કરતા શિખવાડે છે શક્તિના વપરાશનો ધાર્યો અંત ન આવે તો એટલી શક્તિ વેડફાઈ લેખાય. તેથી જ જૂઠું બોલવુ ખોટુ છે તેથી જ મરજિયાત વધ્યત્વ ખોટુ છે. વધ્યત્વથી ઇન્દ્રિયશક્તિને કાંઈ જ હાનિ થતી નથી એમ કહેવુ બેહૂદુ છે. ઊભ કાપી

નાખવાથી વાચાશક્તિ પર જેવી અસર થાય તેવી જ વધ્યત્વથી જનનેન્દ્રિય પર અસર થાય છે વધ્યત્વ લાદવાથી સરજનહારે નિર્માણ કરેલો જનનેન્દ્રિયનો ઉપયોગ છતા પરિણામ ન રહે એ શક્તિનો રાજીખુશીથી કોઈ ઉપયોગ ન કરે એ જુદી વાત છે, પરતુ એ ઉપયોગ કરવા છતા એના પરિણામો નાબૂદ કરવા એ જુદી વાત છે

એટલે મરજિયાત વધ્યત્વ પાળવુ એ ખોટુ છે તેમ રાજતત્ર વધ્યત્વ લાદે તે પણ ખોટું છે એ દ્વારા એકહથ્થુ તત્રની અનીતિ દાખલ થઈ જાય છે રાજ્ય મનુષ્ય માટે નહિ પણ મનુષ્ય રાજ્ય માટે છે એમ પ્રતિપાદન થાય છે એટલે એવા નિર્ણયોનો શાસ્ત્રીય કે નૈતિક દૃષ્ટિએ બચાવ થઈ શકે તેમ નથી એવા નિર્ણય અતરના અવાજને બધનકર્તા હોઈ શકે જ નહિ. વ્યક્તિગત શક્તિનો ઉપયોગ રાજ્ય તેને દૂર રાખીને કે બીજી રીતે ભલે અટકાવ, પરતુ વ્યક્તિગત હકનો પાયો છે એવી શકિતનુ જોમ નાબૂદ કરવાની તેને બિલકુલ સત્તા નથી.

એટલે વધ્યત્વ પ્રચારમા કશો જ અર્થ રહેતો નથી વિચારને સ્થાને ભાવનાને પ્રાધાન્ય અપાયુ છે વૈજ્ઞાનિક રીતને બદલે કલ્પનાતરગોને વજૂદ મળ્યુ છે મારા બીજ કયા ને ખોટા કયા એ નિર્ણય કરવા જતા જ વધ્યત્વનો મુકદ્દમો માર્યો જાય છે વારસો કે વાતાવરણ અગત્યનો ભાગ ભજવે છે તે નક્કી કરવામા પણ એનો બચાવ લૂલો થઈ જાય છે વળી ભવિષ્યમા એથી નિર્માલ્યોની સખ્યા ઘટશે જ એવુ પણ ખાતરીથી કહી શકાય તેમ નથી, એટલે આર્થિક દલીલ પણ નષ્ટ થાય છે એનો અમલ યોજવામા તો ઊલટુ ખર્ચ વધી પડવુ છે વળી જેના પર વધ્યત્વ લાદવામા આવ્યુ હશે તેવી વ્યક્તિઓ માટે વસતિગૃહો કાઢવા પડશે એ તો વધારામા

શરીરશાસ્ત્રમા કેટલીક જ વાતો કાયદેસર ને અગત્યના હોય છે તે આપણે ભૂલી જવુ જોઈતુ નથી વિગ્રહ ને સામાજિક અન્યાયો દૂર થાય તો આપણે ને ભાવિ પ્રજા વધારે આરોગ્ય ને વધારે સુખી જરૂર બનીએ મહારાજ્યોના અદાજપત્રો તપાસીશુ તો આવકનો મોટો ભાગ પાછલા દેવા વાળવામા કે નવા સરજામ વસાવવામા ખવાઈ જતો હશે લડાઈ શુ નથી લાવતી? મૃત્યુ, રોગ, ઘેલછા ને આર્થિક ને નાણાવિષયક અધાધૂધી સામાજિક અન્યાયોદ્વારા ગલીચ રહેઠાણો, રોગચાળાઓ, મનુષ્યજીવનની નિરાધારતા ને નિરાશા ઇત્યાદિ પ્રગટે છે આપણે ઉત્પન્ન કરેલી સપત્તિ થોડા હાથમા ભેગી થવાને બદલે સરખે હિસ્સે વહેંચાય તો આપણે બધા જ સુખે રહી શકીએ તેમ છે લડાઈ ને સામાજિક અન્યાયો પણ થોડા હાથોમા સત્તા એકઠી થવાથી જ પરિણમે છે એટલે મનુષ્યના દુખો વધ્યત્વપ્રચારથી દૂર કરવાની આશાએ લડાઈ ને સામાજિક અન્યાયો તરફ આખઆડા કાન કરવામા આવે તેમા પ્રચારકાર્ય ગણાતુ હશે—શાસ્ત્રીય વિજ્ઞાન તો નહિ જ*

## (૩) હિંદ સાથેનો વ્યાપારી સંબંધ

### જનરલ સ્મટસનો અભિપ્રાય

અત્યારે ઇગ્લડ હિંદ સાથેના બધારણીય સગઠના પ્રયોગ કરી રહ્યુ છે એમાં ઇગ્લડે પોતાના રાજકીય પ્રશ્નોમા ને પરદેશો સાથેના સબધમા જે આપલેની નીતિ અખત્યાર કરી હતી તેનુ જ પ્રદર્શન થવુ યોગ્ય છે અત્યારે હિંદમા જે બની રહ્યુ છે તે પરાણે બનતું નથી, એમ થયા વિના રહે જ નહિ હિંદને સ્વરાજ આપવુ જ જોઈએ

* The Folly of Human Sterilization, 'Scientific American', October 1934.

એક સૈકા પહેલાં લોર્ડ મેકોલે જેવા સ્કોચને હિંદ મોકલ્યા તેમણે કેળવણીની યોજના કરી સ્વરાજ્ય, ન્યાય, સમાન હક, વગેરે બ્રિટિશ વિચારોના બીજ ત્યા રોપ્યા અત્યારે એના ફળ આવવાની તૈયારી થઈ રહી છે

વિચારો જગતમા સૌથી ભયકર દારૂગોળો છે લોર્ડ મેકોલેએ રોપેલા બીજનો હવે ફાલ આવ્યો છે હવે એ પરિસ્થિતિનો સામનો કર્યા વિના તમારી સિદ્ધિ નથી

તમે ગમે તેમ કરો પરતુ આખા રાષ્ટ્રનુ જ તે કાર્ય યા બક્ષિસ હજો હિંદના સ્વરાજ્યનો પ્રશ્ન પક્ષોનો પ્રશ્ન બનશે ને રાષ્ટ્રીય પ્રશ્ન મટી જશે તો તમને ભારે પડશે

× × ×

બ્રિટને ૧૯૩૧મા સાચમા સારુ પગલુ ભર્યું એણે સોનાનુ ધોરણ છોડી દીધુ તે દિવસથી જ બ્રિટનની વળતી દશા થઈ. ફરી એકવાર લડન જગતના વ્યાપારનુ કેન્દ્ર બન્યુ ને લડાઈ પછી બ્રિટનની આર્થિક પરિસ્થિતિ સદ્ધરમા સદ્ધર બની *

રમણીકલાલ દલાલ

## (૫) સૂર્ય પરના ડાઘા

દસ દસ વરસે આવતી આર્થિક મદીના કારણો અર્થશાસ્ત્રીઓએ અનેક આપ્યાં છે એમા સૂર્ય પરના કાળા ડાઘને પણ એક કારણ બતાવ્યુ છે સૂર્યના આ ડાઘ આપણા જીવન પર અજબ અસર કરે છે આકાશમા ફરતા ગ્રહો તથા નક્ષત્રોની અસર જ્યોતિષશાસ્ત્ર બતાવે છે, પરતુ આવા જ્યોતિષમા વિશ્વાસ નહિ રાખતો એક ખગોળશાસ્ત્રી એબે ટોમસ મોરિયો આ સૂર્યના ડાઘ વિષે આ પ્રમાણે જણાવે છે

"આકાશના કોઈ પણ પદાર્થ કરતા આપણા જીવન પર સૂર્ય અને ચદ્રની અસર સૌથી વધારે છે સૂર્ય મોટો છે અને ચદ્ર પાસે છે" સૂર્ય વિષે લખતા તેઓ જણાવે છે કે દર અગિયાર વરસે સૂર્ય પરના ડાઘ છતા થાય છે અને તેમાથી નીકળતી વિદ્યુત તથા મેગ્નેટિક શક્તિ આપણા સ્વભાવ પર પ્રબળ અસર કરે છે આપણે ચીડિયા તથા લડવાડિયા બની જઈએ છીએ આવી પરિસ્થિતિમા સહેજ પણ આતરરાષ્ટ્રીય બનાવ આપણને ઉશ્કેરવા બને, તો આપણે એકદમ જબરદસ્ત યુદ્ધ કરવા તૈયાર થઈ જઈએ છીએ પરતુ જ્યારે સૂર્ય શાત હોય છે ત્યારે એકદરે જગત પણ શાત હોય છે ને લોકોનું મન કલા અને સસ્કૃતિની ખિલવણી તરફ દોરાય છે આવા પ્રસગો ૧૯૦૦–૧૦ અને '૨૦ મા બન્યા ૧૯૩૬–૩૭ દરમિયાન ફરી પાછા ડાઘ છતા થાય છે, અને જગતે ૧૯૧૪ની માફક ફરી પાછા માનવસહારના હત્યાકાડમાથી પસાર થવુ પડશે ૧૯૦૫ના મોરોક્કન વિગ્રહ વખતે પણ આ જ સ્થિતિ હતી સૂર્યના ડાઘની અસર આપણા જ્ઞાનતતુઓ પર જ થતી નથી, પૃથ્વીના ભૂસ્તર સુધી પણ તે પહોચે છે ૧૯૩૬–૩૭ દરમિયાન મહાન યુદ્ધ ઉપરાત પ્રચડ ઝઝાવાત તથા ભૂકપોમાથી આપણે પસાર થવાનુ રહે છે ઉપરાત નાનકડા દર્દો—જેવા કે સધીવા, ગાઉટ કે હૃદયની નબળાઈ—આપણને નડે તે તો જુદું જ. —ન૦

## (૫) ગરીબો માટે મફત સંગીત

સગીતના જલસામા જવાની શક્તિ ન હોય તેમને માટે શિયાળામાં લીડ્સબર્ગ મ્યુનિસિપલ ઓરકેસ્ટ્રા તરફથી દરમહિને પહેલા રવિવારે જલસામા મફત જવાની વ્યવસ્થા

---

* India must have Self-Government, General Smuts' Statement, 'The People,' 6th November, 1934

કરવામા આવે છે શુબર્ટ, બીથોવન, મોઝાર્ટ, વેગ્નર, હેડન ને બ્રેહમની કૃતિઓમાથી આ મોસમમા પ્રયોગો કરવામાં આવશે

આ જલસાઓનુ મૂલ્ય કેળવણીની દૃષ્ટિએ આંકવાનુ છે દરેક પ્રયોગ પછી વીગત સમજાવતુ એક નાનકડું ભાષણ કરવામા આવશે. પછી પ્રયોગનુ ફરી પુનરાવર્તન થશે. *

## (૬) વેદનાનું શમન

### વાઢકાપના શાસ્ત્રમાં વયરલેસ વાલ્વનું સ્થાન

### એક્સ રેના નવા ઉપયોગ

**લોહીનું** એક બિંદુ પણ ટપકચા વિના એક રોર માંસ કાપી આપવુ એ શેકસપિયરના સમયમા અસભવિત લેખાતુ, પરતુ હવે વાઢકાપના નિષ્ણાતો લોહી નીકળવા દીધા સિવાય ને શસ્ત્ર વાપર્યા સિવાય વાઢકાપ કરી શકે છે બ્રૉડકાસ્ટીંગમા વપરાય છે તેવા યત્રમા વાયરલેસ વાલ્વ નાખી એના પ્રવાહો ચાલુ કરી શકાય છે કે જે હાડકા સિવાય શરીરના ગમે તે ભાગ પર વાઢકાપ કરી શકે છે એક ઝીણી સોય પર એ પ્રવાહો કેંદ્રિત કરવામા આવે છે સરજન જે ભાગ કાપવા માગે છે તે ભાગ બાળીને એ સોય પોતાનો માર્ગ કરે છે ચપ્પાથી મુકાયેલા કાપ જેવો જ એ કાપ હોય છે ને સહેલાઈથી તે ઘા રુઝી શકાય છે.

લાબી શસ્ત્રક્રિયા માટે અત્યારસુધી ઈથર ને ક્લોરોફ્રોર્મ વપરાતા દાતના દાક્તરો વાપરે છે એ ગૅસ ટૂકી શસ્ત્રક્રિયામા જ કામ આવતો પરતુ હવે તો અનેક દવાઓ ને વાયુઓનો ઉપયોગ કરવામા આવે છે કેટલાકનો ઉપયોગ તો એટલો સહેલો છે કે નજીવુ ઇજેક્શન આપ્યા પછી દર્દી શાત નિદ્રામા પડે છે એ જાગે છે ત્યારે એને ખબર પણ હોતી નથી કે વાઢકાપ પતી ગઈ છે

કોકિનનો ઉપયોગ ને દુરુપયોગ ઘણો થયો છે છતાં એ જ્ઞાનતતુઓને જડ બનાવી દેવાની શક્તિ ધરાવે છે દાતના દાક્તરો એનો ઝાઝો ઉપયોગ કરે છે. પરંતુ એના ઇજેક્શન આપવાથી લાબી શસ્ત્રક્રિયાઓ કરતા પણ હરકત આવતી નથી પરતુ કોકિનના બે ગેરલાભ છે એ દ્વારા ઉત્પન્ન થતી જડતા લાબી ટકતી નથી તેમ કેટલાકને એનું ઝેર ચડે છે પરતુ દાક્તરો ને રસાયણશાસ્ત્રીઓએ આ બે ઊણપો પણ ટાળી નાખવા યત્નો કરેલા છે જરાક એડ્રીનેલીન ઉમેરવાથી એની અસર લાબી ટકાવી શકાય છે કરોડરજ્જુને અધોળતા પ્રવાહમા કોકેનનુ ઇજેક્શન આપવાથી તમામ જ્ઞાનતતુઓ જડ બનાવી શકાય છે, ને દર્દી ભાન ભૂલતો નથી વૃદ્ધ વ્યક્તિઓ માટે આ રીત વધારે ઉપયોગી થઈ પડે છે

કોહવાટનુ ઊંડુ અવલોકન કરતા પેશ્ચરે એના મૂળભૂત જતુ ગોપી કાઢ્યા ઇંગ્લંડના લીસ્ટરે એવા જતુઓનો નાશ કરનાર દવાઓ હવામા ઉગાડી ઘા કોહવાય નહિ ને લોહીને ઝેર ચડે નહિ તેવી યોજના કરી ને તેને સફળતા મળી અત્યારે પાટાઓ વગળમા ઉકાળવાથી ને ઘા ધોવાથી સલામતી જળવાય છે

આવાં હાનિકારક જતુઓનો નાશ કરવા ઝાઝી દવાઓના ઇજેક્શન આપવા નુકસાનકર્તા છે. શરીરરચનામા જ એવા જતુઓનો નાશ કરવાની યોજના કરવામા

* Free Music for the Poor, 'The People', 6th November, 1934.

આવેલી છે જંતુશાસ્ત્રીઓ. એ શકિત કેવી રીતે વધારી શકાય તેના ઇલાજો વિચારી રહ્યા છે. તેમને પણ સફલતા મળ્યા વિના રહેવાની નથી

અત્યારે શસ્ત્રક્રિયા ઘણી જ સલામત બની છે ને રોગનિરીક્ષણ માટે નવા માર્ગો ખુલ્લા થયા છે 'એક્સ રે'ના પ્રતાપે આ કાર્યને ઘણો જ વેગ મળ્યો છે પ્રથમ એક્સ રે-થી હાડકા જ તપાસાય એવી માન્યતા હતી અત્યારે શરીરનુ એક પણ અંગ એવુ નથી જે એક્સ રેથી તપાસી ન શકાય ફેફસા ને હૃદયના સ્નૅપશૉટ લેવાય છે એમની હિલચાલની સિનેમા ફિલ્મ પણ ઉતારી શકાય છે કેટલીકવાર તો આછેરા ભાગોનું સાચુ ચિત્ર મેળવવા પ્રાણવાયુની નળીદ્વારા તેલી પદાર્થો પણ અંદર ફેલાવી શકાય છે

કેટલાક તેલી પદાર્થોને લીવર બહાર ધકેલી દે છે, તે ગૉલ બ્લેડરમા એકઠા થવાથી પારદર્શક બને છે મૂત્રાશયમા સહેલાઇથી ઇન્જેક્શન આપી પથરી છે કે નહિ તે નક્કી કરી શકાય છે મગજના રોગો નક્કી કરવા એક્સ રેનો ઉપયોગ ખૂબ જ લાભદાયી થઈ પડે છે. મગજની આજુબાજુ કે અંદરની કેટલીક જગાઓમાં હવા ઇંજેક્ટ કરી શકાય છે હવાના પરપોટાથી ટ્યુમરનુ ખરુ સ્થાન નક્કી કરી શકાય છે હવે થોરિયમ ધાતુના કેટલાક ક્ષારો અંગોની રક્તવાહિનીમા તદ્દન સલામતીથી દાખલ કરી શકાય છે રક્તવાહિની યોગ્ય પરિસ્થિતિમા ન હોય તો તે પણ વિના મુશ્કેલીએ જણાઇ આવે છે હજીયે શરીરરચનાની આતરિક ખૂબીઓ તપાસવાના એક્સ રેના અખતરા ખતમ થયા નથી. હજી તો શરૂઆત છે સાચી રીતે આ શક્તિઓનો બચાવ અર્થે જ ઉપયોગ થાય છે *

## (૭) પશુપક્ષીઓને કલ્પનાશકિત હોય છે?

**મારી** પાસે ઘેર ઉછેરેલા ને પાળેલા બે કુરકુરિયા હતા એકવાર તે બગીચાની તલાવડી આગળ રમતા હતા છેવટે તેઓ કટાળ્યા બગીચાની હરિયાળીમા આળોટી શરીર સાફ કરી તે ઊંચુ જોઈ બેઠા થોડીવાર સુધી તેઓ એમ ને એમ બેસી રહ્યા પછી તેઓ એકબીજાની નજીક ગયા, એકબીજાના નાક સૂધ્યા ને પછી કૂદીને રસ્તો પકડચો

બન્ને સાથેસાથે આગળ વધ્યા દૂરદૂર એક ખીણ પાસેના ખાબોચિયા આગળ તેઓ પહેલા ગયા હતા એકવાર તેમણે ત્યા દેડકાની ઉજાણી કરી હતી આજે પણ તેમને એ વાત યાદ આવી હોવી જોઈ એ

આજે એના એ પુરાણા સ્થળે ફરી જવામા એમની કલ્પનાશકિતએ કામ કર્યુ કે નહિ તે વિચારવા જેવુ છે પહેલાની ઉજાણીના સુખદ દશ્યો જરૂર તેમની નજર આગળ તરી રહ્યા હશે.

સામાન્ય રીતે સ્વપ્નમા કલ્પનાના ઘોડા કીક દોડે છે એટલે પશુઓને સ્વપ્ન આવતા હોય તો એમની કલ્પનાના ઘોડા પણ દોડતા હોવા જ જોઈ એ જે લોકો કૂતરા પાળતા હશે તેમને તો તેને સ્વપ્ના આવે છે એ વાતમા શકા હશે જ નહિ ઘણીય વાર સવડી પાસે આવી કૂતરો સૂઈ જાય છે, પછી ઊંઘમા જ તે સળવળે છે કેટલીકવાર જોરથી ભસે છે ને એકાએક ઊભો પણ થઈ જાય છે એક ક્ષણ ઊભી, ચોમેર નજર કરી છોભીલી વદનચર્યાથી તે પાછુ વળી ફરી સૂઈ જાય છે. એ વખતે એ સ્વપ્નામાથી જ ઝબકી ઊઠેલ

* Towards the Conquest of Pain, 'Free Press Journal' 8th September, 1934

હોય છે કદાચ એ સ્વપ્નામા એ બીજા કૂતરા સાથે લડયો હશે સ્વપ્નામાં તેણે એટલી તન્મયતા અનુભવી હશે કે તે ઝબકી ઊઠયો હશે ને ભૂલ પારખતા છોભો પડી ગયો હશે

કેટલીક વાર પશુ કે પક્ષી જાણી બૂઝીને બીજાની મજાક કરે છે એ પરિણામ પ્રથમથી જાણતુ જ હોય છે શુ થવાનુ છે તેની એ કલ્પના પણ કરે છે કોઈવાર કૂતરો મયદાનમા સૂઈ ગયો હોય છે તો પક્ષીઓ એની પૂછડી પર ચાચ મારે છે તેઓ ધીમેધીમે પાછલા ભાગમાથી નજીક આવી પૂછડીનો છેડો પકડે છે એ જ ક્ષણે તેઓ પાછા દૂર ઊડી જાય છે કૂતરો ક્રોધથી ઘૂરકે છે ને પક્ષીઓ મજાકના ઉલ્લાસમા ઊડી રહે છે

બે કાગડાઓએ એક બિલાડીને પણ ખૂબ પજવેલી મારા ધ્યાનમા છે એક પક્ષી બિલાડીનું ધ્યાન ખેચતુ ત્યારે બીજુ પાછળથી તેની નજીક જતુ બિચારી બિલાડી ! તેની નજર આગળ રહેતી આગળના કાગડા સામે તે ઘૂરકતી એવામા પાછળથી તે ઝપડાતી પૂછડી પર ચાચ વાગતા જ તે અવળી ફરતી તો આગળનો કાગડો ફરી પૂછડી પર ચાચ મારતો એમ તે એટલી તો કાયર થઈ જતી કે છુટ્લા ચોગાનમા સૂવાનુ પણ ઘડીભર વિસરી જતી.

પરતુ ભવિષ્ય માટે આ કલ્પનાશક્તિનો તેઓ ઉપયોગ કરી શકતા હશે એવુ માનવામા આવતુ નથી માત્ર માનુષી હૃદય જ એવી લાબી કલ્પના ધરાવી શકે છે કારણ કે ભવિષ્યના દુ ખ, મુશ્કેલી ને ભયના વિચારો એમને જ સતાવે છે આવી સ્થાયી કલ્પનાશક્તિ જ ભય પ્રગટાવે છે તેથી જ પશુજીવન સુખી છે એમને કલ્પનાશક્તિ હોય છે ખરી, પરંતુ તે મનુષ્યના પ્રમાણમા ખીલેલી હોતી નથી *

રમણીકલાલ દલાલ

**લિબરટી લોજ લાઈબ્રેરી, વીલેપારલાની** ચોપડીઓ ફરીથી નંબરવાર ગોઠવવામા આવે છે તેથી જે ભાઈઓ પાસે લાઈબ્રેરીના પુસ્તકો હોય તેઓએ વેળાસર પાછા મોકલાવી આપવા વિનતિ છે દરેકને જુદા કાગળો લખવાનુ બની શકે તેમ નથી જેથી આ જાહેર અપીલ કરી છે

* Dreaming Dogs & Joking Ravens' Do They have Imagination? Francis Pith, 'The People', 6th November, 1934.

# પ્રેમ-કહાણી

उपवासी

(૧)

ખીલ્યુ નો'તું ફૂલ
ઠર્યું નો'તું મૂલ
ત્યારે હતી તું મઝાની
ઓરે! ઓરે! ઓ અજાણી!
આજે ખીલ્યુ ફૂલ
થયુ તારુ મૂલ
બની ત્યારે તું ગુમાની
ઓરે! ઓરે! રૂપરાણી!

(૨)

હતી ફૂંળી કળી
વાયુ લ્હેરે લળી
મ્હેકી ઊઠી'તી રસાળી
જાણે ઘેરેઘેર ઉજાણી
ગંધભારે ભરી
વાયુશિરે ચડી
પૃથ્વીખોળે પડી
હાય! બની તું ધૂળાળી
કોએ તને ના પિછાણી!

(૩)

આછી પીછી થકી
અરુણે રંગી'તી
ખિલાવી'તી દેહ રૂપાળી
હાય! કેવી! પ્રેમ-કહાણી?
તેજપુંજ છવિ
બપ્પોરા રવિ
બાળી ગયો દેહ સુંવાળી
સૂથી ગયો પ્રાણ-પરાણી!




બ્રહ્મચર્યાશ્રમ—લેખક કનૈયાલાલ મા. મુનશી, પ્રકાશક એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા, આઠ આના

શ્રીયુત મુનશી લખે છે તેમ આ એક પ્રહસન કે ફારસ છે. તેઓ ઉપોદ્ઘાતમાં લખે છે કે "આમાં ઘણી વસ્તુઓ જેને હું સુંદર કે ભવ્ય માનું છું તેની રમત કરી છે." પણ એનો અર્થ એવો નથી કે આમાં બ્રહ્મચર્યની મશ્કરી થઈ છે. આમાં મશ્કરી બ્રહ્મચર્યની નહિ પણ બ્રહ્મચર્યની ખોટી વિડંબનાની થઈ છે. અને વિડંબના હમેશાં ઉપહસનીય છે. મૂળ વસ્તુ જેમ મહાન તેમ તેની વિડંબના વધારે ઉપહસનીય છે.

પહેલા અંકમાં કેટલાક અસહકારીઓના માનસની ઉપહસનીય બાજુ કુશળ રીતે બતાવી છે. અધિકારનો વિચાર કર્યા વિના આજીવન બ્રહ્મચર્યનું વ્રત લેવાનો વિચાર આવા દંભના વાતાવરણમાં જ સૂઝે એ સ્વાભાવિક છે. તે પછીના અંકોમાં બ્રહ્મચર્યાશ્રમ અને બ્રહ્મચર્યની વિડંબના, આત્મપ્રતારણા, પરસ્પર ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા બધાં બહાર આવે છે. છેલ્લો ભાગ જરા વધારે લંબાયો અમને લાગે છે, પણ આખું નાટક એક સારા પ્રહસનનો દાખલો છે.

અહિંસા—લેખક મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધીરોડ, અમદાવાદ, આઠ આના

પૂજ્ય ગાંધીજીના અહિંસા વિષેના વિચારો, પ્રસંગેપ્રસંગે 'નવજીવન'માં અને 'યંગ ઇન્ડિયા'માં પ્રસિદ્ધ થયેલા તેનો અહીં પાંચ ખંડોમાં સંગ્રહ કરેલો છે—અહિંસાધર્મ, જીવદયા, પાગલની હત્યા, નવો પ્રયોગ, યુદ્ધનિષેધ. રાજ્યપ્રકરણમાં પણ અહિંસા જ ધર્મ છે એ ગાંધીજીનો નવો મત છે અને તે સમજવાને માટે આ પુસ્તક ઘણું ઉપયોગી છે. વ્યવહારમાં અહિંસાના પ્રશ્નો કેવી રીતે ઉત્પન્ન થાય છે, અને કોઈવાર અહિંસાવિરોધી દેખાતું કર્મ પણ અહિંસાનું હોય, અને અહિંસા એ કાયરપણું નથી વગેરે અહિંસાના સર્વ પાસાં આ પુસ્તકમાં નિરૂપેલ છે.

ગોસેવા—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, પાંચ આના

આ પુસ્તકમાં પૂજ્ય ગાંધીજીના લેખો ઉપરાંત અન્ય લેખકોના પણ લેખો છે. ગાંધીજીએ ગોસેવાને ધર્મ તેમજ વ્યવહાર બન્નેમાં નવું જ રૂપ આપેલું છે. એમને મન ગોસેવા એક તરફથી આખી સૃષ્ટિની અહિંસાનું મૂર્ત રૂપ છે, તો બીજી તરફથી મુખ્યત્વે એની ઉપર નભતા અને દૂધ વિના દુખી થતા કરોડો હિંદવાસીઓના સ્વાસ્થ્યનું અગત્યનું સાધન છે. અનેક સૈકાથી પાંજરાપોળોને માટે પ્રસિદ્ધ હિન્દુઓ આ દિશામાં પણ આ પ્રશ્નને સમજ્યા વિના કેવા અનર્થ કરતા રહ્યા છે તે આ ઉપરથી જણાઈ આવશે.

કર્મયોગ—લેખક મથુરાદાસ ત્રિકમજી, પ્રકાશક ઉપર પ્રમાણે, ૭ આના.

આ પુસ્તકમા ગીતાનો કર્મયોગને અનુકૂલ અર્થ કરી દેખાડેલો છે ગીતાના અર્થોની પરમ્પરામા આવો અર્થ વર્તમાન યુગમા સૌથી પહેલો મહૂગત તિલકે કર્યો છે આપણા લેખકે એ પુસ્તકનો આધાર લીધો જણાય છે, પણ નિરૂપણપદ્ધતિ તેમની પોતાની સ્વતંત્ર છે અને તેમણે વસ્તુને બહુ સ્પષ્ટ અને બધા સમજી શકે એવા રૂપમા મૂકી છે. પુસ્તક સર્વ ગીતાપ્રેમીઓએ વાચવા લાયક છે

**પલટાતુ રશિયા**—લેખક દિનકર મહેતા. કિંમત છૂટક ૦–૧૪–૦, ટપાલખર્ચ જુદુ, વાર્ષિક ફાળે ૦–૧૨–૦, ટપાલખર્ચ જુદુ

**સમાજવાદ: તરંગમાંથી વિજ્ઞાન**—અનુવાદક રણછોડલાલ પટેલ, કિંમત ૦–૬–૦.

**કમ્યુનિસ્ટ જાહેરનામુ**—કિં ૦–૬–૦ પ્રકાશક રણછોડ નારણદાસ પટેલ, સારંગપુર, ધાસીગામની પોળ, અમદાવાદ

**હિંદ કયે રસ્તે**—જવાહરલાલ નહેરુ, કિંમત ૦–૨–૦, પ્રકાશક કમળાશંકર લલ્લુભાઈ પડચા, દાહોદ 'નવી દુનિયા' કાર્યાલય c/o "ફૂલવાડી" કાર્યાલય, દોલતખાના, સારંગપુર અમદાવાદ

**ખાનગી મિલકત અને સમાજવાદ**—પ્રકાશક નરેન્દ્ર ભાઈલાલ દેસાઈ, ૩૩ પ્રિતમનગર અમદાવાદ, કિંમત બે પૈસા

પહેલાં ત્રણ પુસ્તકો 'નવી દુનિયા' ગ્રંથમાળાના પ્રથમ ૩ મણકા છે છેલ્લુ 'મજૂર—સાહિત્ય' ગ્રંથમાળા વર્ષ ૧, પુસ્તક ૧ લુ છે

પહેલુ પુસ્તક મૉરિસ હિન્ડસ કૃત 'હ્યુમેનિટી અપરૂટેડ'ને આધારે લખેલુ છે 'જાહેરનામા'ના મૂળ લેખકો કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગલ્સ છે અને 'સમાજવાદ' પણ એંગલ્સનુ છે ભાષાન્તરો સરલ અને સુવાચ્ય થયા છે આ ભાષાન્તરો બહુ અંગ્રેજી નહિ ભણેલા પણ ગુજરાતી સારુ વાચી શકતા વર્ગને માટે યોગ્ય છે આવા ભાષાન્તરોની મુશ્કેલી એ છે કે આમા પરદેશની વ્યક્તિઓ, મતો, વગેરેના ઉલ્લેખો અહીંના સામાન્ય માણસને અજ્ઞાત હોઈ વાંચતા મૂઝવણ અને પછી કટાળો પેદા કરે 'પલટાતુ રશિયા' આ મુશ્કેલીમાથી મુક્ત છે પણ બીજા બે પુસ્તકોમા આ મુશ્કેલી સામાન્ય વાચનારને આવવાની લોકોને વિચારો કરતા કરવાનો વધારે સારો રસ્તો એ છે કે તેમને સાદામા સાદી ભાષામા હાલની મૂડીદાર પદ્ધતિ સમજાવવી અને તેમા કયા અનિષ્ટ રહેલુ છે તે સમજાવવુ એ દૃષ્ટિએ છેલ્લા બે પુસ્તકો અને ખાસ કરીને છેલ્લુ લખાયેલુ છે દુનિયામા જે મહાન ફેરફારો થઈ રહ્યા છે તે સમજવાને, અને આપણી દુઃખદ પરિસ્થિતિ સમજવાને આ સાહિત્ય વાચવાની જરૂર છે

**ખગોલગણિત ભાગ ૧ સૂર્યગણિત**—લેખક હરિહર ભટ્ટ, સભ્ય ગુજરાત પંચાગ સશોધન મડળ, મૂલ્ય આઠ આના

આપણુ પરપરાથી ચાલતુ આવેલુ ખગોલગણિત જે ઉપરથી હાલનુ પચાગ લખાય છે, તે અત્યારે લાખે ગાઉ ખોટું પડી ગયેલુ છે "આજે આપણા ગ્રહણોમા એકેક કલાકનો, અહોના ઉદયાસ્તમા ચચ્ચાર દહાડાનો અને ઉત્તરાયણ દક્ષિણાયનમા ૨૩ દહાડાનો ફેર આવે છે."

આ સ્થિતિ સુધારવા, પશ્ચિમના નવા સાધનોથી નક્કી થયેલ ગણિતનો ઉપયોગ કરી જ્યોતિષ નક્કી કરવા શ્રી હરિહર ભટ્ટે એક મહાન ગ્રથની યોજના કરેલી છે તેનો આ પહેલો ભાગ છે બીજા દેશોમા આવા કામોને રાજ્યોની મદદ હોય છે, પણ આપણા રાજાઓને ક્ષુદ્ર બાબતો છોડી આવી બાબતોનો કોણ જાણે ક્યારે રસ લાગશે ? આપણે ત્યા કેળવણીની એવી લોકનિર્વાહિત સસ્થાઓ પણ નથી જ્યા આવા વિદ્યાપરાયણ વિદ્વાનો નવરાશના વખતમા વિદ્યાની પ્રગતિ કરી શકે એવી સ્થિતિમા આ લેખકનો પુરુષાર્થ અનેકધા પ્રશસનીય છે

આ પુસ્તકને અને પ્રયત્નને દરેક લાઈબ્રેરી તરફથી તો અવશ્ય ઉત્તેજન મળવું જોઈએ તે ઉપરાત શ્રીમતોએ અને ફલજ્યોતિષને અગે કે એવા કોઈ કારણથી જ્યોતિષમા રસ લેતા દરેકે આ પુસ્તકને ઉત્તેજન આપવુ જોઈએ

**ઉન્નતિનો માર્ગ અને ગોસંવર્ધન**—લેખક અને પ્રકાશક ચન્દ્રશકર ગૌરીશકર જોષી, દામનગર થઈ પાચતલાવડા, કિંમત રૂ ૨–૦–૦

ગોસવર્ધનના અને ગાયના દૂધના અને દૂધની પેદાશોના ગુણોનુ આ પુસ્તકમાં શાસ્ત્રીય રીતે બ્યાન કરવામાં આવેલ છે પૂજ્ય ગાધીજીએ આ તરફ ધ્યાન ખેચ્યુ ત્યારથી આ વિષયનુ મહત્ત્વ આપણા લોકોને જણાયુ છે આ પુસ્તકમા અનેક જાતના ચિત્રો, કોઠા અને આલેખો આપી વસ્તુને સ્પષ્ટ કરેલ છે પુસ્તકનો ઉપોદ્ઘાત શ્રી દાલાભાઈ જાનીએ લખેલ છે અને તેમા આપણા દેશની સામાન્ય સ્થિતિ અને ગોપાલનમા કરવા જોઈતા સુધારા તરફ બહુ સરસ રીતે ધ્યાન ખેચ્યુ છે

વિષય જોતા કહેવુ જોઈએ કે આ વસ્તુ માત્ર પુસ્તક લખવાથી લોકોને સમજાવાની નથી, લોકોને તેનો પ્રત્યક્ષ ફાયદો પ્રયોગથી બતાવાય તો જ લોકો તેને અમલમા મૂકે. અને એમ કરવાને માટે રાજ્યોએ ગોપાલનના ખાતા રાખી લોકોને પ્રત્યક્ષ શિક્ષણ આપવુ જોઈએ અને તેનાથી થતો આર્થિક લાભ બતાવવો જોઈએ

**કર્મમાર્ગ.**—લેખક તથા પ્રકાશક હરિલાલ બાપુલાલ કાપડિયા; અમદાવાદ, કિંમત ૦–૯–૦

લેખક ગીતાનો કર્મમાર્ગ જે રીતે સમજ્યા તેનુ ટૂકુ નિરૂપણ છે ચાલુ જમાનાના પ્રશ્નો ઉપર ગીતાનો કર્મમાર્ગ શો પ્રકાશ નાખે તે વિશે લેખકે વિચાર કર્યો નથી દાખલા તરીકે, વર્ણાશ્રમધર્મ વિશે કહેતા, અત્યારની નાતો વર્ણ જન્મથી જ હોય કે બીજી રીતે હોઈ શકે, વર્ણને રોટીબેટીવ્યવહાર સાથે સબધ છે કે નહિ, અસ્પૃશ્યતાને ધર્મ સાથે શો સબધ છે વગેરે એક પણ પ્રશ્ન તેમણે છેડ્યો નથી

**જીવનજ્યોતિ**—અનુવાદક સ્વ શ્રી મણિલાલ નથુભાઈ દોશી, બી એ

આ શ્રી કૃષ્ણમૂર્તિના ૧૯૨૭ થી ૧૯૩૧ સુધીમા કરેલા વ્યાખ્યાનોનો અનુવાદ છે.

**જીવનશિક્ષણ**—લેખક માણેકલાલ જગજીવન દ્વિવેદી, નાર્દિપ (વડોદરા રાજ્ય), ઠાવ વડોદરા, કિંમત રૂ ૦–૮–૦.

કેળવણી, સ્વાશ્રય, ચારિત્ર, સામાજિક રૂઢિઓ, ધર્મ, સંયમ વિષયો ઉપર ચર્ચાત્મક અને બોધાત્મક નિબધો.

**માનવજીવન ઘટના પ્રથમ ખંડ**:—અનુવાદક તથા પ્રકાશક ત્રભકલાલ શિ ત્રિવેદી એમ. એ , એલિસબ્રિજ, મરણેજ રોડ, અમદાવાદ મૂલ્ય ૦–૪–૦, **દ્વિતીય ખંડ** મૂલ્ય છ આના

તિબેટમાથી મળી આવેલ કોઈ સંસ્કૃત ગ્રથના ચીની ભાષાન્તર ઉપરથી ૧૮ મા સૈકામા તેનુ અંગ્રેજી ભાષાન્તર થયુ તે સૈકામા આ પુસ્તક ઘણુજ લોકપ્રિય હતુ તે આ સૈકાની શરૂઆતમા ફરી છપાયુ અગ્રેજી નામ Economy of Human Life છે તેનુ આ ગુજરાતી ભાષાન્તર છે, એમ પ્રસ્તાવનામા જણાવ્યુ છે ચીની ઉપરથી આ અગ્રેજી હોય તો હોય, પણ મૂળ સંસ્કૃત તો જણાતુ નથી પ્રથમ ભાગ પૃ ૩૪ ઉપરનુ શાહમૃગનુ દૃષ્ટાત મૂળ સંસ્કૃત હોવાની વાત ખોટી પાડવાને પૂરતુ છે.

એ ગમે તેમ હોય પણ પુસ્તકનુ વસ્તુ સારુ છે ગભીર શૈલીમા, ટૂકા પારિગ્રાફોમા, ગૌરવવાળી ભાષામા જીવનનુ ડહાપણ દર્શાવેલુ છે

**સંયમ અને ભક્તિમાર્ગ**—અનુવાદક અબાલાલ બાલકૃષ્ણ પુરાણી, પ્રકાશક શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ

બાબુ અશ્વિનીકુમાર દત્તે વ્રજમોહન કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલ ભાષણોની નોધ ઉપરથી મૂળ બગાળીમા ભક્તિયોગનુ પુસ્તક લખાયેલુ તેના ભાવાર્થવાહી ભાષાન્તરમા અહીં શ્રી પુરાણીએ શરૂઆતમા મૂકેલા બે પ્રકરણો અને 'રાધા'નુ પ્રકરણ ઉમેરેલા છે ભાષણો દૃષ્ટાન્તો સાથે રસિક ભાષામા આપેલ છે પુસ્તક કોઈ અલૌકિક વિષય ઉપર નથી, પણ વ્યવહારને સર્વ સ્થળે સ્પર્શ કરે છે. યુવાનોને બોધપ્રદ છે

**વડોદરા રાજ્ય પ્રજામિત્ર**.—લેખક અને પ્રકાશક વકીલ જીભાઈ કાનજીભાઈ, મુ પાટણ, કિંમત રૂ ૨–૦–૦, છીંટના પૂઠાના રૂ ૨–૪–૦

આ પુસ્તક ચાર ભાગમાં વહેંચાયેલુ છે પ્રથમ ભાગમા ૧૯૩૧ની સાલની વડોદરા સ્ટેટની જુદીજુદી રીતે વસ્તીગણતરી આપેલ છે બીજા ભાગમા ખેતી વિશે માહિતી છે જેમા ભડળીના વાકયો ઉતાર્યા છે ભડળીના આટલા સુસબદ્ધ દુહા અમે અન્યત્ર જોયા નથી ત્રીજા ભાગમા ઢોર અને માણસોના રોગો વિશે માહિતી અને ઉપાયો છે ચોથા ભાગમા વડોદરાના જાણવાજેગ કાયદા છે

પુસ્તક ઉપયોગી છે.

**જ્યારે તેઓ ઉપકાર કરે છે**—લેખક માદીક, મળવાનુ ઠેકાણુ હિંદુસ્થાન અને પ્રજામિત્ર પ્રેસ, બેકહાઉસ લેન, કોટ, મુબાઈ, મૂલ્ય રૂ ૧

"આ પુસ્તકનો હેતુ એટલો જ છે કે પ્રાચીન અસભ્ય કે અર્ધસભ્ય ગણાએલા રાષ્ટ્રો સાથે સભ્ય ગણાતા યુરોપીય રાષ્ટ્રોએ પોતાની જે સભ્યતા દાખવી છે તેનો વાચકોને દર્શન કરાવવાનો છે" તેમા મિસર, ઈરાન, ચીન અને હિંદમા પશ્ચિમની પ્રજાએ કેવી રીતે પગપેસારો કર્યો તે જણાવેલુ છે પ્રસ્તાવનામા શ્રીયુત કનૈયાલાલ મુનશીએ કહ્યુ છે તેમ હિંદુ મુસલમાન વચ્ચેની મૈત્રીમા અગ્રેજી અમલ દરમિયાન જે તૂટ પડી છે તે સાધવાનું કામ કરવાનો આ પુસ્તકમા પ્રયત્ન થયો છે પુસ્તકનુ વસ્તુ વાચનુ ગમે તેવુ છે

**ગોરા કે ગોઝારા**:—પ્રગટકર્તા ગાંડીવ સાહિત્ય મદિર, ૧૮૦ કેળાપીઠ, સુરત, બે આના ઇજિપ્તમા નાઈલ નદીના ફાંટાની વચ્ચે આવેલા દેન્શાવાઈ નામના નાનકડા ગામમા કેટલાક અગ્રેજોએ મનાઈ છતા કબૂતરો માર્યા, અને ત્યાના લોકોનો ધંધોરોજગાર એ કબૂતરો ઉપર હોવાથી તેઓ સામા થયા અને એટલા બનાવના નિમિત્તે અગ્રેજોએ તેમના

પર જે ન્યાયને નામે ગિતમ ગુજાર્યો તે કિસ્સો જ્યોર્જ બર્નાડ શોએ લખેલો છે તેનો આ અનુવાદ છે આ નાનો લેખ શોની લાક્ષણિક ઉપહાસશૈલીમાં લખાયો છે અને શ્રી ઇશ્વરલાલ વીમાવાળાએ તેનુ ભાષાન્તર પણ સારુ કરેલુ છે

**શ્રી યજુર્વેદીય પુરુષસૂક્તનું મૂળ સહિત ગુજરાતી ભાષ્ય.**—ભાષાન્તકર્તા શ્રી હરિપ્રેરિત હરિલાલ નરસિંહરામ વ્યાસ, બ્રહ્મપોળ, સુ માતર; મૂલ્ય ૦–૪–૦

આમા પુરુષસૂક્તનુ મૂળ, તેનો અન્વય અને ગુજરાતી અર્થવિવરણ તથા ગાયત્રીમંત્ર અને તેના ભાષ્યનુ ગુજરાતી આપેલ છે

**ચાર જીવનો**—લેખક વિદ્યાર્થી, ચાર આના

આ નાની ચોપડીમા સ્વામી વિવેકાનન્દ, દાનવીર કાર્નેગી, બુકર ટી વૉશિંગ્ટન અને સ્વામી રામતીર્થના જીવનચરિત્રો આપેલા છે

**પીપાવાવ**—લેખક, પ્રકાશક હરિલાલ ગોવિંદજી પારેખ, અમરેલી અને

**મોડાસા**—લેખક મનુભાઈ જોધાણી, પ્રકાશક સુનીલાલવી બુટાલા કિંમત ચાર આના

આ બન્ને નાના લેખોને અમે આવકાર આપીએ છીએ આ પ્રમાણે, ગુજરાતના ગામેગામમા જ્યા જ્યા કઈક પણ જાણવાજેવા સ્થળો હોય, તેનો ઇતિહાસ, દંતકથા વગેરે સર્વ સમયાઈ જવા જોઇએ

**ચાલવું એક નૈસર્ગિક વ્યાયામ**—લેખક તથા પ્રકાશક છોટાલાલ લ ગાંધ બી એ. બજરંગ વ્યાયામ મંડળ, રાજકોટ

આ નાનો લેખ ઘણો જ સુવાચ્ય છે અમે સર્વને વાંચવાની અને તેનો જીવનમા અમલ કરવાની ભલામણ કરીએ છીએ. આ નાના પુસ્તકનો પ્રવેશક શ્રી સોમેશચન્દ્ર પાઠકજીએ લખેલો છે અને તે પણ આછી નર્મશૈલીમા લખેલો સુવાચ્ય અને પ્રેરક છે

**સોયા બીન્સ:**—લેખક ડાહ્યાલાલ હ જાની. બી એજી. (ઓસી ઈકો) ગોલ્ડ મેડાલિસ્ટ, સ્પેશ્યાલિસ્ટ ઈન ટેનિંગ, પાવર ફાર્મિંગ, પ્રકાશક કલ્લભાઈ દેસાઈ, મંત્રી સૌરાષ્ટ્ર સેવાસમિતિ, રાણપુર, કાઠિયાવાડ

આ નવુ ધાન્ય આખી દુનિયામા ઘણુ ઉપયોગી ગણાય છે અને આ નાની ચોપડીમાં તેના ગુણકારીપણા વિષે ટૂંકો મુદ્દાસર સુવાચ્ય લેખ છે આ ઉપયોગી ધાન્યનું વાવેતર થવા માટે ઉપાયો લેવાવા જોઈએ

**સુખી ઘર**—પ્રગટ કર્તા સ્ત્રી-સાહિત્ય મંદિર, ૧૮૦ ડેળાપીઠ, સુરત, ૦–૩–૦.

સ્ત્રીઓએ ગૃહિણી તરીકે પણ સ્વમાન કેળવવુ જોઈએ અને ઘરકામને પણ દીપાવવુ જોઈએ, સંસ્કારી થવુ જોઇએ વગેરે બોધ ટૂંકામા અને સુગમ ભાષામા આપેલ છે

**બાળલગ્નનો બળાપો:**—લેખક આયુર્વેદવિશારદ શ્રી કાળીદાસ રણછોડદાસ વૈદ્ય. પ્રકાશક વૈદ્ય અંબાલાલ વિઠ્ઠલદાસ, મંત્રી, મોસ્તર જય નાથી યુવક મંડળ સુ લાડોલ (ઉત્તર ગુજરાત) કિમત બે આના

**વર્ણવિચાર**—પ્રણેતા બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામ શર્મા, પ્રગટ કરનાર માણેકલાલ દયાશંકર ઓઝા, જામનગર, કાઠિયાવાડ. પડતર મૂલ્ય રૂ. ૦–૧–૦

**ભિખારહસ્ય**—લેખક શાસ્ત્રી દેવાશંકર મેવજી પુરોહિત દેલવાડાકર કિંમત ચાર આના

**મેસ્મેરી શું છે?**—લેખક ગજ, પ્રસિદ્ધકર્તા થિયૉસોફિકલ ફેડરેશન, ગુજરાત-કાઠિયાવાડ, મળવાનુ ઠેકાણુ તંત્રી 'જ્યોતિ', ભાવનગર, કિંમત ૦–૨–૦ પોસ્ટ સાથે

**લોકગીત**—લેખક અને પ્રકાશક જીવરાજ બેચર પટેલ, દેવરાજિયા, તા અમરેલી, કાઠિયાવાડ, કિંમત ૧ આનો.

# આચાર્ય અ. ટે. ગિદવાણી

આ માસમા આચાર્ય અસુદમલ ટેકચદ ગિદવાણીના અવસાનની નોધ લેતા અમને ખેદ થાય છે મુબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા પછી તેમણે ઇગ્લડ જઈ ઑક્સફર્ડની ડિગ્રી લીધી હતી અને થોડો વખત દિલ્હીમા રામજસ કૉલેજના તેઓ પ્રિન્સિપાલ હતા તે પછી તેઓ બિકાનેર મહારાજાના પ્રાઈવેટ સેક્રેટરી થયા હતા દરમિયાન અસહકાર જાગતાં એ જગાનુ રાજીનામુ આપી તેઓ અસહકારની શિક્ષણપ્રવૃત્તિમા જોડાયા

ગુજરાત વિદ્યાપીઠની સાથે તેમનુ નામ સકળાયેલુ છે એ સસ્થાના પ્રારભમા તે મહાવિદ્યાલયના આચાર્ય અને વિદ્યાપીઠના કુલનાયક થયા વિદ્યાપીઠનો ઉદ્ભવ એક મહાન રાજકીય ચળવળને અગે એકાએક થયો હતો, તેમા રાષ્ટ્રીય કેળવણીના ઉત્સાહી હિમાયતીઓ હિંદના અનેક ભાગોમાથી આવી એકાએક જોડાયા, અને તે પહેલા રાષ્ટ્રીય શિક્ષણનુ સ્વરૂપ હિંદમા નક્કી નહિ થયેલુ હોવાથી, વિદ્યાપીઠના પ્રારભનો સમય, જેમ તેના અધ્યાપકોના ઉત્સાહમા અદ્વિતીય તેમ કેળવણીના ધ્યેયમા, અને વ્યવહારુ સ્વરૂપના મતવ્યમા અનેક મતમતાન્તરવાળો હોઈ અત્યન્ત મુશ્કેલીનો પણ હતો આવા મુશ્કેલીના સમયમા સદ્ગત ગિદવાણીજીએ પોતાના આયુષ્યના ઉત્તમમા ઉત્તમ વરસો ગુજરાત વિદ્યાપીઠને આપેલા, અને પોતાની બાહોશી, લોકમાનસને આકર્ષવાની શક્તિ, વક્તૃત્વ, છટા, વિદ્યાર્થીઓમા અને લોકોમા લોકપ્રિયતા વગેરેથી, સમાજમા ઉભરાયેલા ઉત્સાહના પ્રવાહનો સારો એવો ભાગ વિદ્યાપીઠ તરફ વાળ્યો હતો અને આખા ગુજરાતમા નામના મેળવી હતી રાજ્ય-પ્રકરણમા પણ તેમની નજર પહોચતી, એના કાર્યપ્રદેશમા ઘૂમવાની તેમને હોસ પણ હતી, અને દિલ્હીની મહાસભાની અસાધારણ બેઠકમા તેમનુ ભાષણ અસરકારકતા અને ડહાપણ માટે પકાયેલુ હતુ છેવટના ભાગમા તેઓ કરાચી મ્યુનિસિપાલિટીના કેળવણી ખાતાના ઉપરી હતા અને ગઈ તા. ૧૩ મીએ હૃદય બધ પડવાથી તેમનુ અવસાન થયુ

ગુજરાત વિદ્યાપીઠના ઇતિહાસમા અને વિદ્યાર્થીઓના હૃદયમા તેમનુ નામ ચિરકાળ દીપશે.

રા. વિ પાઠક

૨૫-૧૨-૩૪ અખિલ હિંદ સ્ત્રીપરિષદ, વિમાની કલાર્ક ૧૯૦૦૦ માઈલના ઉડ્ડયન માટે રજૂ કરેલી યોજના, રાજકુમારી અમૃતકુંવર પોતાની અંગત મિલકત ગાંધીજીને અર્પણ કરી ગ્રામોદ્ધારમાં કામ કરશે એવી ખબર, સરદાર વલ્લભભાઈનું બારડોલીમાં ભાષણ, અજમેરના લક્ષાધિપતિ સામે સારદા કાયદા મુજબ ફરિયાદ, સિંધના પાસે ગામોમાં એક હિંદુ સ્ત્રીના અપહરણના કિસ્સાને અંગે ૧૪૪મી કલમ, એબિસિનિયા અને ઇટલી વચ્ચે ગરમ વાતાવરણ, એબિસિનિયાએ રાષ્ટ્રસંઘને મોકલેલો વિરોધ

૨૬-૧૨-૩૪ શ્રી મહાદેવ દેસાઈએ ગાંધીજી વતી સર પ્રભાશંકર પટ્ટણીને હરિજન બાબતમાં લખેલો પત્ર, લાહોરના એક વિદ્યાર્થી મલિક ચીમનલાલની 'રાજદ્રોહ'ના આરોપસર ધરપકડ, બર્લિનમાં યહૂદીઓની દુકાન ઉપર પિકેટિંગ, સરદાર વલ્લભભાઈનું સુરતમાં ભાષણ, લિબરલોને આપેલો જવાબ, તા. ૨૭મી જાન્યુઆરીએ 'કોમી ચુકાદા વિરોધ દિન' ઉજવવાની પંડિત માલવીય પક્ષની સૂચના, નેટિયા પ્રાંતના સમાજવાદીઓની પરિષદની કારોબારી સભાની બેઠક, શ્રી ઝીણા ઇંગ્લાંડથી હિંદ આવ્યા, દિલ્હી ખાતે અખિલ હિંદ તબીબી પરિષદ, ઇટાવા ખાતે પંડિત મુદગલાએ ખુલ્લું મૂકેલું સ્વદેશી પ્રદર્શન, સાર સરહદ મધરાતે બંધ કરવામાં આવશે એવી ખબર

૨૭-૧૨-૩૪ ખાન અબ્દુલ ગફારખાનની સાબરમતી જેલમાં બદલી, લવાદપદ્ધતિનો ભંગ થાય છે, એવું જણાવનારો મજૂરમહાજનનો મિલમાલિકોને પત્ર, શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયે મુંબઈ પ્રાંતિક સમિતિમાંથી આપેલું રાજીનામું, બંગાળ પ્રાંતિક સમિતિના પ્રમુખ ડૉ. વિધાન રાયે આપેલું રાજીનામું, સરદાર વલ્લભભાઈ ભરૂચમાં, મહારાષ્ટ્રના શ્રી જોશીને બે વર્ષની સજા, અમદાવાદમાં હરિજનો માટે 'નિર્મલપુર'ની વાસ્તુક્રિયા, દિલ્હીમાં કેળવણી પરિષદની બેઠક, અમદાવાદમાં વિદ્વદ્ પરિષદ.

૨૯-૧૨-૩૪ સરદાર વલ્લભભાઈનો ખેડા જિલ્લાનો પ્રવાસ, પૂના ખાતે લિબરલ ફેડરેશનની બેઠક સંયુક્ત સમિતિના અહેવાલનો અસ્વીકાર, જાપાન અને તુર્કી વચ્ચે વેપારી કરારો, મદુરામાં હાથે ખાંડેલા ચોખા વાપરનાર મંડળ સ્થપાયું, સરદાર વલ્લભભાઈએ નડિયાદ ગયું હોલમાં સ્વ. શ્રી વિઠ્ઠલભાઈની છબી ખુલ્લી મૂકી, સિલોનની યુવક પરિષદે 'સંપૂર્ણ સ્વતંત્રતા' માગનારો કરેલો ઠરાવ, ડૉ. ખાનસાહેબને પંજાબમાં પ્રવેશ કરવાની મનાઈ પાછી ખેંચાઈ, ગાંધીજીની દિલ્હીમાં પધરામણી, અમદાવાદમાં પ્રથમ ગુજરાત રાજસ્થાન પરિષદ

૩૦-૧૨-૩૪, સંયુક્ત પ્રાંતની સમાજવાદી પરિષદના ઠરાવો, ઇટાવાની રાજકીય પરિષદના ઠરાવો, ગાંધીજીએ દિલ્હીમાં ખુલ્લું મૂકેલું સ્વદેશી પ્રદર્શન, રાસ ગામે સરદાર વલ્લભભાઈનું સ્વાગત, બંગાળ પ્રાંતિક સમિતિના પ્રમુખ તરીકે શ્રી સુભાષ બોઝની વરણી.

૩૧-૧૨-૩૪ જનરલ સ્મટ્સે ગાંધીજી સાથેના પત્રવ્યવહાર વિશે કરેલો ખુલાસો, અમદાવાદથી નવ લાખને ખરચે જૈન સંઘનું પ્રસ્થાન, અમદાવાદમાં બૃહદ્ મહારાષ્ટ્રવાસીઓનું કલાપ્રદર્શન, પંડિત જવાહરલાલે શ્રીમતી કમલા નેહરુની ભોવાલી ખાતે લીધેલી મુલાકાત એક દિવસ સાથે રહેવાની તેમને મળેલી છૂટ, દિલ્હીમાં હરિજન ઉદ્યોગગૃહ વગેરે માટે રૂ. ૬૦૦૦૦ ખર્ચવાના હરિજનસંઘની બોર્ડના ઠરાવ

---

## શુદ્ધિપત્રક

માગશરના 'પ્રસ્થાન'માં નીચે પ્રમાણે સુધારી લેવું

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૭ | ૧ | મચાવી | પચાવી |
| ૧૬૦ | ૩૦ | કામભોગ | કાયાયોગ |
| ૧૬૧ | ૫-૬ | કામભોગ | કાયાયોગ |
| ૧૬૨ | ૧૫ | જે વસ્તુની | જે ધર્મ જે વસ્તુની |
| ૧૬૩ | ૧૨ | જીવન્તોન્મગ્ન | જીવન્ત મગ્ન |
| ૧૬૪ | ૨૨ | ભૂમિકા | ભૂમિકામાં |

# અનુક્રમણિકા

પુ૦ ૧૯ પોષ ૧૯૯૧ અંક ૩



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૫॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રમણીકલાલ કેશુભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ.
મુદ્રક મગનલાલ વિશ્વનાથ પાઠક, આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ. તા. ૧૭-૧-૧૯૩૫

## પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૧૯ મહા · ૧૯૯૧ અંક ૪

# ગીતા વિષે સામાન્ય વિચાર

કિશોરલાલ ઘ. મશરૂવાળા

૧

ધાર્મિક ગ્રંથોના રચનારા અને મનન કરનારા બે પ્રકારના હોય છે સ્થૂળપણે એમને આ રીતે વર્ણવી શકાય '

એક, જેના મનનો કુદરતી અભિલાષ એવો બનેલો છે કે હુ શી રીતે જીવનનુ ઊંચામા ઊંચુ સાફલ્ય પ્રાપ્ત કરુ હું છુ તે કરતા વધારે શુદ્ધ વૃત્તિનો, વધારે ભલો, વધારે પ્રેમળ, પરોપકારશીલ, પોતાના દુ ખોને ન ગણકારનારો અને સત્યનિષ્ઠ થાઉં જે કાંઈ જગતમાં હુ કર્મ કરુ તે અનેક સદ્ગુણોથી જ પ્રેરાઈને તથા તેની જ વૃદ્ધિ માટે કરુ એ સદ્ગુણોને છોડીને ગમે તેટલો મારો કે બીજાનો ઐહિક લાભ થતો હોય તોયે તેની લાલચમા ન ફસાઉં અને આમ પ્રયત્ન કરતાકરતા હુ ઈશ્વરને ઓળખી તેનામા લીન થાઉં

આ પ્રકારનું બળ મેળવવા એ ઈશ્વરનુ શરણ લે છે, એની ભક્તિ અને ઉપાસના કરે છે, તથા એ માટે વ્રત, તપ, ઉપવાસ, ઇન્દ્રિયનિગ્રહ, મનોજય, પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત વગેરે આચરતો રહે છે પોતાની આવી અભિલાષાને પોષણ અને પ્રેરણા મળે અને આજુબાજુના વાતાવરણ અને પરિસ્થિતિને લીધે લાલચોમા લપટાઈ ન જવાય તે માટે એ હમેશાં સત્પુરુષો અને સદ્ગ્રંથોનો સમાગમ શોધતો રહે છે જે પુરુષનો સહવાસ અને જે ગ્રંથનુ વાચનમનન એની ભલાઈને માર્ગે જવાની અભિલાષાને પોષે તે પુરુષ લોકદૃષ્ટિએ અવિદ્વાન ગણાતો હોય અને તે પુસ્તક આધુનિક અને અણખેડાયેલી ભાષામા લખાયેલુ હોય તોયે તે જ એને આદરણીય રહે છે. જેનુ વલણ એની વાસનાઓને ઉત્તેજન દેનારું હોય, તે પુરુષ ગમે તેવો વિદ્વાન અને અનેક લોકોનો માનનીય હોય, અને તે પુસ્તક ગમે તેટલું પ્રાચીન, માન્ય થયેલુ અને દલીલોથી ભરેલુ હોય તોયે તેની એના પર ખાસ અસર થતી નથી.

ધાર્મિક ગ્રંથ વાંચનારાઓનો બીજો પ્રકાર ચિત્તશુદ્ધિની અથવા આત્મજ્ઞાનની જ આકાંક્ષાવાળો નથી હોતો તેમ એ સાવ આસુરીયે નથી હોતો પણ એ ધર્મ, અર્થ અને કામપરાયણ હોય છે અને તે સિદ્ધ કરવા માટે સાધારણ બુદ્ધિને જે માર્ગો સ્પષ્ટ દેખાતા હોય તેની ઓછીવત્તીયે પરવાનગી આપે એવા ધર્મશાસ્ત્રો તેમને જોઈતા હોય છે એ માર્ગો દોષયુક્ત હોય તો તે દોષોને ઓછા કરવાના અથવા તેના બદલામા કાંઈ નુકસાની અથવા પ્રાયશ્ચિત્ત અથવા પુણ્ય કાર્યો ઠરાવી તે દોષોને ચલાવી લેનારા ઉપાયો સૂચવાય ત્યા સુધી એમને ધર્મના એવા બંધનો સ્વીકારવાને હરકત હોતી નથી ઊલટુ, એ રીતેયે પોતાની પ્રવૃત્તિ ચાલુ રહેવા દેવા માટે એ શાસ્ત્રકારનો આભાર માની તેમને પૂજશેયે બાગ દા ત, ઘણા માણસોને ખૂબ ધનવાન થવાની અભિલાષા હોય છે જો કોઈ ધર્મ-શાસ્ત્ર એ વાસનાને સાવ અધર્મની ઠરાવી મનાઈ કરે, અને ધનવાનો પર હોક જ પાડે તો તે શાસ્ત્રોની વાતો એમને ગળે નહિ ઊતરે એનો વિરોધ કરવાનુ તેમનુ બળ ન હોય તેઓ એ શાસ્ત્રને જીભની માન્યતા આપશે, પણ જો બળ હોય તો તે ધર્મના ઉપ-દેશકનો પ્રાણ લેવા પર્યંત પણ વિરોધ કરશે પણ જો એ ઉપદેશક અથવા શાસ્ત્ર એને ધનસપાદનની પરવાનગી આપે અને માત્ર એના ઉપર એના બદલામા દાનાદિકની નાનીમોટી ફરજો નાખી એની સપત્તિને આશીર્વાદ આપે, તો તેઓ તે ફરજો સ્વીકારશે અને તે ઉપદેશક અથવા શાસ્ત્રને સાચુ ગણીને પૂજશે આ રીતે ગુલામી ખ્રિસ્તી ધર્મને માન્ય છે એમ ઠરાવનાર પાદરીઓ, અસ્પૃશ્યતા હિંદુધર્મને આવશ્યક છે એમ કહેનાર પંડિતો વધારે સાચા છે એમ મનાતુ અને મનાય છે એમને ગુલામ અથવા અસ્પૃશ્ય રાખી, એમને થોડાક દાનાદિક કરવા કે કેટલીક દયા દેખાડવી, એટલે સુધી જ ધર્મની આજ્ઞાઓ રહે તો એમને હરકત નથી

૨

આ બે ધર્મવૃત્તિઓ વચ્ચે મેળ બેસી જ ન શકે એવુ એકવાર મનાતુ આથી, બે, જાણે, એકબીજાથી સ્વતત્ર હોય એવા માર્ગોનો ઉપદેશ શરૂ થયો એક બાજૂથી પહેલા માર્ગને સાવ ખોટો જ ઠરાવવાનું બીજા ધર્મમા સાહસ નહોતુ એનો આદર્શ વધારે ઊંચો છે એ સ્વીકાર્યા વિના ચાલતુ જ નહોતુ એટલે બીજા પ્રકારના ધર્મપ્રવર્તકોને પણ પહેલાના ધર્મને પુષ્પાજલિ તો ચડાવવી પડતી જ પણ, એટલી પુષ્પાજલિ અર્પણ કરી દઈ એને છોડી દેવો એ ડહાપણનો માર્ગ મનાયો એ ધર્મ બીજા માર્ગમા છેડઆગળી ન કરે એટલે થયુ આમ મોક્ષધર્મ અને ત્રિવર્ગ ( એટલે ધર્મ, અર્થ, કામ સબધી )ધર્મ વચ્ચે વિરોધ મનાતો આવ્યો ,

ગીતા એ બે માર્ગોમા મેળ સાધવાનો માર્ગ સૂચવે છે એ મેળ નિષ્કામ કર્મયોગદ્વારા એની પાછળ રહેલી વિચારસરણી આવી છે ત્રિવર્ગપરાયણ લોકો એ માર્ગે જવાના જ મોક્ષધર્મના અને સન્યાસવૃત્તિના હજાર ધર્મગ્રથો ઉત્પન્ન થાય અને કર્મમાર્ગનો તિરસ્કાર કરે તોયે લોકો એ માર્ગે રહેશે. યોગ્ય લાયકાત વિના એ માર્ગમા પડનાર પાછળથી પાખડથીયે ત્રિવર્ગની જ પ્રવૃત્તિ કરવા મડી પડશે લોકોને સાચા માર્ગદર્શક નહિ મળે તો ગમે તે રીતે કર્મમાર્ગનું આચરણ કરશે, પણ તેને છોડશે નહિ આથી, નહિ સાચી મુમુક્ષુતા વધે, અને નહિ કર્મમાર્ગમાયે યશ મળે. પણ એથી ઊલટું સત્પુરુષ એમના માર્ગદર્શક થાય તો તેઓ વધારે ને વધારે શુદ્ધ, ધર્મ્ય અને કુશળ રીતે ઓળી કર્મમાર્ગને ઉત્તરોત્તર વિશુદ્ધ

કરી શકે અને, પોતાની તેમા રતી જેટલીયે સ્વાર્થબુદ્ધિ ન હોવાથી, પોતાનીયે ચિત્તશુદ્ધિ કરી શકે આવો આ ગીતાએ સૂચવેલો માર્ગ છે

૩

પણ જે ધર્મગ્રથ અર્થકામની વાસનાને આડકતરુયે ઉત્તેજન આપતો હોય તે રાગ-દ્વેષપોષક ઠર્યો એને ધર્મ નામ જ કેમ આપી શકાય ? અથવા, એ કયા દૃષ્ટિબિંદુથી ધર્મ કહી શકાય ? અને એ ધર્મનુ કેટલુ મહત્ત્વ ગણવુ ? એ જાણવુ ઘટે છે રાગદ્વેષ તો આપણામા હોય છે જ. એને પોષવા માટે ધર્મની જરૂર જ નથી જુગાર જેવુ કાઈક રમાય છે એવુ પીનલ કોડ વાચીને કોઈ શીખતો નથી, અને જુગાર કેમ રમવો તે શીખવનાર શાસ્ત્રીય પુસ્તક કાઈ સચ્છાસ્ત્ર બનતુ નથી એવા પુસ્તકો ધર્મગ્રથ થાય તો તે કોઈ પ્રકારના જુગારને એ માન્ય ઠરાવે છે એટલા માટે નહિ, પણ રાજ્યકર્તાઓથી માડીને સર્વે વર્ગોમા જુગારની અદમ્ય વાસના રહેલી જોઈ એ રમવો જ હોય તોયે અમુક મર્યાદામા જ રમાય એવા અકુશ મૂકે છે માટે

આ જ રીતે જો કોઈ ધર્મગ્રથમા લખ્યુ હોય કે માણસે પચ્ચીસમે વર્ષે લગ્ન કરવુ, અથવા યજ્ઞમા કરેલુ માસભક્ષણ હિંસા નથી, અથવા યુદ્ધમા થતી હિંસાથી પાપ લાગતુ નથી, અથવા યુદ્ધના આહ્વાનનો ક્ષત્રિયે સદૈવ સત્કાર કરવો, અથવા અમુક માણસોને અસ્પૃશ્ય ગણવા, તો તેનો અર્થ એ નથી કે પચ્ચીસમુ વર્ષ બેસતા માણસે લગ્ન કર્યે જ છૂટકો, યજ્ઞમા માસભક્ષણ કર્યે જ છૂટકો, અથવા યુદ્ધમા બેલાશક ડાયરગાહી ચલાવી જ શકાય, અથવા ક્ષત્રિયે લડાઈ શોધતા જ રહેવી, અથવા અસ્પૃશ્યને સ્પૃશ્ય ન જ ગણી શકાય પણ માણસમા રહેલી અદમ્ય કામવાસના, માસાભિરુચિ, યુદ્ધપ્રિયતા, જાતિઅભિમાન વગેરે રાગદ્વેષોને પોતાના કાળના સમાજમાથી સાવ નિર્મૂળ કરવા શક્ય નથી એમ જોઈ, એ રાગદ્વેષોથી સમાજને અને ભૂતપ્રાણીઓને ઓછામા ઓછુ નુકસાન થાય અને—સમાજનુ ચક્ર ચાલવાનુ તો ખરુ જ ત્યારે—એને ઠીક રીતે ચલાવવાનો ઉપાય બતાવવાના હેતુથી એ ધર્મો ઠરાવેલા હોય છે આવા ધર્મોની આ કે તે વીગતો કદી સનાતન કાળ માટે એકસરખી હોઈ શકતી નથી એમા પ્રકૃતિ અને પરિસ્થિતિ અનુસાર વધઘટ થયા જ કરે દીર્ઘદર્શી અને વધારે પૂર્ણતાએ પામેલ પુરુષો એ વધઘટ ઠરાવે કે પરિસ્થિતિથી ઉત્પન્ન થયેલી રૂઢિઓ એને ઠરાવે, પણ એમા ફેરફાર થયા જ કરે કયા કાળમા કેવા પ્રકારના વિચારો અને રિવાજો પ્રજામાં હતા એ જાણવા માટે ભલે એ ધર્મગ્રથો ઉપયોગી હોય, પણ ધર્મગ્રથની એવી ઝીણી વીગતો એ એનુ સર્વકાળ માટેનુ ઉપયોગી પ્રયોજન નથી

એક દાખલો આપવાથી આ વાત વધારે સ્પષ્ટ થશે ધારો કે જાપાનની સરકારના જુલમોને લીધે કે જાપાન પ્રત્યે દ્વેષ વધવાને લીધે કોરિયાની પ્રજામા બહુ સખત વૈરાગ્નિ સળગી ઊઠે અને જાપાની સરકારના નોકરમાત્ર સામે સખતમા સખત દ્વેષ વધે પરિણામે ક્યાક તેમના ખૂન થાય, ક્યાક મારપીટ થાય, અને સર્વત્ર જ બહિષ્કાર તો થાય જ ધારો કે કોરિયાની પ્રજાનુ એવુ જોર વધતુ જાય કે સરકારી નોકરોની દશા છેવટે પ્રજાની દયા પર જ અવલબીને રહે, અને તે અરસામા કોરિયામા પ્રજાકીય રાજતત્ર ઉત્પન્ન થાય ધારો કે એ રાજતત્રમા આવ્યા છે તો બધા ધાર્મિક અને ન્યાયી વૃત્તિના પુરુષો પણ, પ્રજાને માન્ય થાય એવુ રાજતત્ર તેમણે ઉપાડવવુ હોય તો, પ્રજાની લાગણીઓની અવગણના કર્યે એમને

ચાલે એમ નથી હવે પ્રજાનો જાપાની સરકારના નોકરો સામેનો દ્વેષ હજુ ઓસર્યો નથી કેટલેક ઠેકાણે તો એમના કટકા કરી નાખે એટલો એ બળવાન છે. ત્યાં એ ધાર્મિક અને ન્યાયી પુરુષો શુ કરે ? મને લાગે છે કે અસ્પૃશ્ય જેવાએ કરીને એમને કાંઈક ઉગારી લેવાનો માર્ગ શોધી શકે તો તે લઈ સંતોષ માને અને આશા રાખે કે વખત જતા જૂના દ્વેષો ભુલાઈ જશે અને ભવિષ્યના અગ્રેસરો તેમને અપનાવી લેશે હવે આ ડાહ્યા માણસોને જે કાયદો ઘડવો પડે તે દેખાવમા તો જાણે જૂના સરકારી નોકરો પર કાયદેસર અસ્પૃશ્યતા નાખવાનો દડ કરતો હોય એવા સ્વરૂપનો હોય એ શક્ય છે કારણ કે એવી ભાષામાં કાયદો ઘડાયા વિના પ્રજાની દ્વેષવૃત્તિ શાત થાય જ એમ ન હોય છતાં એ કાયદો સનાતન કાળ માટે એ જ સ્વરૂપમા રહેવો જોઈએ એમ કદી કહી શકાય નહિ ભવિષ્યના અગ્રેસરો એ ડાહ્યા માણસો કરતા બીજી બાબતમા ઓછા શુદ્ધચિત્તના હોય છતા જો પ્રજાના આ ભાગને કરેલો દડ ઉઠાવવાનો ધર્મ તેમને સૂઝે તો તેમ કરવુ એમને માટે કર્તવ્યરૂપ જ થાય

આ પ્રકારના જૂના ધર્મગ્રથો વિષે પણ આ જ વિચારસરણી લાગુ પડે છે

૪

પણ, આમ તો દરેક જણ પ્રાચીન ધર્મગ્રથોમા દખલ કરવાની છૂટછાટ લઈ લે હજારો વર્ષથી પ્રજામા મનાતી આવેલી માન્યતાઓ એથી તૂટી પડે, અને તે સામાન્ય રીતે લોકો ન જ સહન કરી શકે. પ્રજાનો મોટો ભાગ નવાનવા સુધારાઓ ઉપરાઉપરી કરવાને કદી ઇચ્છના નથી કારણકે ચાલુ વ્યવસ્થામા કાંઈક ગડમથલ કર્યા વિના, કાંઈક જૂની ઘડીઓ ભાગ્યા વિના સુધારા થઈ શકતા નથી, અને એવી ગડમથલથી તાત્કાલિક અગવડ ઘણી વધી પડે છે માટે અમુક જૂનો કે નવો નિયમ ધર્મનુ કાયમનુ અગ છે કે જમાના-પૂરતુ છે તે જાણવાનો માર્ગ હોવો જોઈએ

એટલે કે, ધર્મનુ ધર્મત્વ શુ ? ધર્મનો આત્મા શુ ? જેમ—

"રસ છુ હુ જળે, પાર્થ, સૂર્ય-ચદ્રે પ્રકાશ છુ,
ઓકાર સર્વ વેદોમા, આકાશે હુ જ શબ્દ છુ.
પુરુષત્વ નરે હુ છુ, ભૂમિમા ગધ હુ ભલો,
અગ્નિમા તેજ, કૌતેય, તપ છુ તાપસો વિષે"

(અ ૩ ૮–૯)

એમ જુદાજુદા પદાર્થો વિષે કહ્યુ છે, તેમ ધર્મમા પ્રભુ કયે સ્વરૂપે વસે છે એમ કહી શકાય ? આ જાણવાની જરૂર છે આનો અર્થ ગીતાના પ્રવચનોમાંથી શોધી શકાય એમ છે કે કેમ તે જોઈએ

સત્ય એ ધર્મનો આત્મા છે એમ મહાભારતમા બીજે ઘણે ઠેકાણે કહ્યુ છે પણ સત્ય એ વધારે વ્યાપક અને તેથી વળી મુશ્કેલીઓ ઊભી કરનારો શબ્દ છે. વળી ધર્મ શબ્દનો અર્થ પણ ત્યા વધારે વ્યાપક થવાનો સભવ છે અહીં 'ધર્મ' એટલે આચારધર્મ, જીવનવ્યવહારનુ ધોરણ એ અર્થમા આપણે એનો આત્મા શોધવો છે

જો એ ઉત્તર આપવાનો મને અધિકાર હોય તો હુ કહુ કે સમબુદ્ધિ એ ધર્મનો આત્મા છે અમુક પુસ્તક અથવા અમુક સલાહ ધર્મયુક્ત છે કે નહિ તે જાણવાની કૂચી એ કે એથી એકદરે સમદૃષ્ટિની દિશામા પ્રયાણ થાય છે કે વિષમદૃષ્ટિમા સ્થિર કરાવે છે ? ધર્મનો અમુક વિધિ કે નિષેધ એ ધર્મનો આત્મા નથી, પણ માત્ર ઉપરનુ કલેવર અથવા પહેરવેશ છે એની પાછળ ધર્મ રચનારની દૃષ્ટિ જો સમબુદ્ધિમાથી ઊઠી હોય અને તેને વધારની કે પ્રેરતી હોય તો તે ધર્મ છે, નહિ તો અધર્મ અથવા માત્ર તાત્કાલિક ઇલાજ છે.

આ સમબુદ્ધિનું પ્રત્યક્ષ સ્વરૂપ યુગેયુગે વ્યાપક થતુ જાય તો ધર્મનો વિકાસ થયો ગણાય, જો સંકુચિત થતુ જાય તો હ્રાસ થયો ગણાય. દાખલા તરીકે, શત્રુને જ્યા દેખાય ત્યાથી, ગમે તે કાળે, ગમે તે સ્થિતિમા, પૂરો જ કરી નાખવો એવો જ્યા સર્વત્ર આચાર હોય ત્યા તેને મારવામાયે અમુક મર્યાદા પાળવી જોઈએ એવા આચારનો ઉપદેશ કરનારના હૃદયમા સમબુદ્ધિનો ઉદય થયો છે એમ સૂચિત થાય છે. એ સમબુદ્ધિનુ પ્રત્યક્ષ સ્વરૂપ તે કાળની પરિસ્થિતિથી મર્યાદિત જ રહેવાનુ, છતા એણે ધર્મનો માર્ગ બાધ્યો એમ કહી શકાય પછી જ્યારે સમબુદ્ધિ એથીયે આગળ વધે ત્યારે એના નિયમોનુ ફરીથી શોધન થાય, અને છેવટે શત્રુને શત્રુ જ ન ગણવો એટલે સુધી પહોચી શકે

તે જ પ્રમાણે જ્યા કઈ પણ કારણસર સમાજના કોઈ તિરસ્કાર પામેલા લોકોને અનેક હાડમારીઓ ભોગવવી પડતી હોય ત્યા તેને અમુક દિવસે તો દાન આપવુ જોઈએ જ એ ઉપદેશ ઉપદેશકને થયેલી સમદૃષ્ટિની ભાવનામાથી ઉદ્ભવેલો ગણાય વૈષ્ણવ આચાર્યોએ જે વૈષ્ણવી કઠી પહેરે તેમને—એટલે તેમને હરિજનનુ ચિહ્ન આપીને—સ્વીકારી લેવાની કરેલી પ્રવૃત્તિ એ જ દૃષ્ટિમાથી ઉદ્ભવી એ સમબુદ્ધિ આગળ વધીને છેવટે એ આખાયે વર્ગને બીજાના જેટલો જ સમાન અધિકારી કરી મૂકે ત્યા સુધી એનો વિકાસ બાકી રહ્યો ગણાય બાકીની બધી વચલી નિયમમર્યાદાઓ એક બાજૂ સમબુદ્ધિનુ ધ્યેય તથા બીજી બાજૂએ પરિસ્થિતિ અને ધર્મપ્રવર્તકની શક્તિ—એની વચ્ચેની બાંધછોડ ગણાય

શ્રેયાર્થી ધાર્મિક પુરુષની ધર્મગ્રથો વાચવાવિચારવામા આ જ દૃષ્ટિ રહે છે અમુક ધર્મગ્રથ એનામા રહેલી સમદૃષ્ટિની નૈસર્ગિક વૃત્તિને ખીલવવામા ઉત્તેજન આપનારી છે કે ચિમળાવી નાખનારી છે? એને પોતાના કાળની સકુચિત રાગદ્વેષથી બધાયેલી મર્યાદાઓમા જ જકડી રાખનારી છે કે એને તોડી સમદૃષ્ટિ વધારવામા પ્રોત્સાહન આપનારી છે? જે એની સમદૃષ્ટિને ઉત્તેજન આપે તે શાસ્ત્રવાક્યો જ એને ધર્મના આત્મારૂપ લાગે છે, અને તેવા વાક્યોને લીધે જ એ ગ્રથ એને પૂજ્ય અને પ્રાણપ્રિય બને છે

આ રીતે એ બાઇબલ વાંચે તો તેમા આખને બદલે આખ અને દાતને બદલે દાત લેવાની પરવાનગી છે, માટે ડાબા ગાલ પર કોઈ મારે તો તેની આગળ જમણો ગાલ ધરવો એવો ઇશુ ખ્રિસ્તનો ઉપદેશ અઘટિત છે અથવા બાઇબલના 'જૂના કરાર'નુ ખડન કરનારો છે એવો એ સાર નથી કાઢતો પણ એ એમ વિચારે છે કે જે કાળમા યહૂદીઓ એટલા ઝનૂની હશે કે આખ અથવા દાતના બદલામા ખૂનો કરી નાખે તે કાળમા જેટલી ઇજા કરી હોય તેથી વધારે શિક્ષા ન કરી શકાય એ નિયમ સમદૃષ્ટિ તરફ પ્રયાણ સૂચવનારો જ ગણાય એવો હતો, અને તેથી પવિત્ર ધર્મ જ હતો, પણ ઇશુ ખ્રિસ્તે ધર્મના આત્માને ઓળખેલો હોવાથી તેના વિકાસની દિશા સૂચવી

એ જ પ્રમાણે એવો શ્રેયાર્થી કુરાન વાચી એમા ચાર સ્ત્રીઓ કરવાની પરવાનગી છે, દાસી રાખવાની પરવાનગી છે, ગુનેગાર સ્ત્રીને અમુક પ્રકારની શિક્ષા કરવાની એના ધણીને છૂટ છે, ઇસ્લામના શત્રુઓનો અમુક રીતે નાશ કરવાની પરવાનગી છે, એવો સંકુચિત અર્થ નથી કરતો પણ એ એમ વિચારે છે કે એ ગ્રથનુ વલણ સ્ત્રીજાતિની જે માઠી દશા પેગબરની પહેલા હતી તેમા સુધારો કરવાનુ છે, જગલી આરબો વિરોધી પર જે ઘાતકીપણુ ગુજારતા તેમના પર અનેક મર્યાદાઓ નાખવાનુ છે, અને પેગબરના ઉપદેશનો એકદર

ધ્વનિ સમબુદ્ધિને પોષક છે, વિરોધી નથી એમ વિચારનાર મુસલમાન શ્રેયાર્થી ધર્મનો એ આત્મા વધારે ને વધારે વિકાસ પામે એ રીતે એના ઉપદેશોની મર્યાદા વધારવા પ્રયત્ન કરશે

એ જ પ્રમાણે શ્રેયાર્થી હિંદુ મહાભારત, ગીતા વગેરે ગ્રંથોનુ અધ્યયન ધર્મનુ આ જ સ્વરૂપ શોધવા માટે કરે છે એમા કૃષ્ણે અર્જુનને લડવા પ્રેર્યો છે, લડાઈમા કપટો કર્યા છે, બ્રાહ્મણ જાતિની શ્રેષ્ઠતા ઠેકઠેકાણે ગાઈ છે વગેરે વાતો ધર્મનું પ્રાણરૂપ અંગ નથી સમદષ્ટિ, નિષ્કામબુદ્ધિ, સત્ય, અહિંસા—એ આખાયે ગ્રથનો એકદર ધ્વનિ છે કૃષ્ણના અમુકઅમુક આચરણો ઐતિહાસિક સત્ય હોય તોયે તે સનાતન ધર્મના દ્યોતક છે એમ નહિ માને, પણ સમદષ્ટિનું ધ્યેય અને પોતાના કાળની પરિસ્થિતિ અને શક્તિ—એ બે કારણોના મિશ્રણથી થયેલા મર્યાદિત પ્રયોગો છે પાછળ થઈ ગયેલા મહાપુરુષોના છૂટક આચરણો બધા અનુકરણીય નથી હોતા પણ એ આચરણની પાછળ રહેલી ધર્મનિષ્ઠા એ જ આચરવાની હોય છે એમ અતિ પ્રાચીન ઉપનિષદકાળથી આજ સુધીના ધર્મપ્રવર્તકો કહેતા આવ્યા છે દાખલા તરીકે, તૈત્તિરિયોપનિષદમા ઘેર જતા શિષ્યને ગુરુ કહે છે

यान्यवद्यानि कर्माणि, तानि सेवितव्यानि। नो इतराणि ॥
यान्यस्माक सुचरितानि, तानि सेवितव्यानि । नो इतराणि ॥[1]

તેમજ શ્રીસહજાનદસ્વામી પોતાની 'શિક્ષાપત્રી'મા લખે છે

पूर्वैरपि महद्भिर्यदधर्माचरण क्वचित् ।
कृत स्यात्तु न ग्राह्य ग्राह्यो धर्मस्तु तत्कृत ॥[2]

આથી, શત્રુને મારવા માટે કે એની સાથે કપટ કરવાની પરવાનગી લેવા માટે ધર્મ-ગ્રથો વાચવાના હોય જ નહિ તે માટે ધર્મના આધારની જરૂર જ નથી મહાભારત કે ગીતા વાચીને બિલાડીએ ઉંદરને મારવાનો ધર્મ ઠરાવ્યો નથી, કે કૂતરો બીજા કૂતરા પાસે રોટલો જોઈ તેના પર હુમલો કરતો નથી, કે સર્પ અને નોળિયાએ પરસ્પર વેર બાધવાનો ધર્મ સ્વીકાર્યો નથી મનુષ્ય એ બધાથી અનેકગણો વધારે બુદ્ધિશાળી છે એટલુ જાણવા માટે એક લાખ શ્લોકના ધર્મગ્રથની જરૂર નથી ધર્મગ્રથ ન વાચીનેયે માણસની કુદરતી પ્રેરણાઓ જ એને એ તરફ વાળશે, એટલુ જ નહિ, પણ ધર્મગ્રથમા સ્પષ્ટ પ્રતિબધ હોય છતાયે કેટલાક એમ કરશે જ—જેમ ચોરી, વ્યભિચાર વગેરે કરે છે તેમ

શિવાજી મહારાજને મહાભારતની કથાઓ સાભળી વીરરસનો પાનો ચડતો એમ કહે છે. એવો પાનો ચડે એ સ્વાભાવિક છે, કારણકે એ ક્ષાત્રજીવન જ ગાળતા હતા. મહાભારતને બદલે 'ઇલિયડ' એમણે સાભળ્યુ હોત તોયે તેમને એવુ પ્રોત્સાહન મળત મહાભારત સાભળીને એમણે પોતામા ક્ષાત્રવૃત્તિ આણી નહોતી પણ ક્ષાત્રવૃત્તિ હોવાથી એને એ કથાઓમાથી પોષણ મળતુ એટલુ જ એ પોષણ મહાભારતના ધાર્મિક સ્વરૂપને લીધે નહિ પણ વીરરસના કાવ્યસ્વરૂપે ધર્મગ્રથમાથી તો એ શીખ્યા કુરાનને માનપૂર્વક મુસલમાનને પહોચાડતા, નજરાણા તરીકે કોઈ અવિવેકી અમલદારે મોકલેલી સુંદર અબળાને માતા કહી

૧. જે અનિંદ્ય કર્મો હોય તેનુ જ આચરણ કરવુ' બીજાનુ નહિ. જે અમારા સત્કર્મો હોય તેનુ જ સેવન કરવું બીજાનુ નહિ

૨. પૂર્વના મહાપુરુષોએ પણ જો ક્યારેક અધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ ' પણ તેમણે આચરેલા ધર્મનુ જ ગ્રહણ કરવુ.

એ. ''ગીને સોંપતાં, અષ્ટપ્રધાનની યોજના કરતા, સાધુસંતોને પૂજતાં અને ગાયની રક્ષા કરતાં જન ધર્મના સંસ્કાર એમના ઉપર ન હોત તો કદાચ એમણેયે શત્રુના કોઈ શહેરમા કતલ ચલાવીને આનંદ માન્યો હોત, મસ્જિદો તોડી, કુરાનને બાળી, શત્રુ પ્રત્યે દ્વેષ દર્શાવ્યો હોત અને શત્રુઓની સ્ત્રીઓ પર બળાત્કાર ગુજાર્યો હોત

ધર્મનો આત્મા સમબુદ્ધિ છે એ દૃષ્ટિ જો આપણે સમજી શકીએ તો ગીતા આપણને બળપ્રદ, આશાપ્રદ અને બોધપ્રદ ગ્રથ લાગશે. ધર્મનુ એ તત્ત્વ આપણા જીવનમા તેમજ જગતમા દિવસેદિવસે વૃદ્ધિને પામે, એનો વધારે ને વધારે અમલ થતો જોઈ શકીએ તો તે ધર્મની પ્રગતિ છે. જો આ બાબતમા પૂર્વજો ગયા હોય ત્યા જ થોભી જઈએ તો તે ધર્મને લકવો થયો છે એમ કહેવુ જોઈએ, જો એમાયે સંકોચ કરીએ તો અધર્મને પથે ચાલીએ છીએ

૫

**નિષ્કામ** કર્મયોગદ્વારા કર્મમાર્ગને શ્રેય પ્રાપ્તિનુ વાહન કરવુ એ ગીતાનો ખાસ ઉપદેશ છે એમ ઉપર કહ્યુ ઈશોપનિષદમા આ વિષયનો સ્પર્શ છે, પણ એ તો ૨૦-૨૨ મત્રોનુ જ પુસ્તક હોવાથી એમા એનો માત્ર સ્પર્શ જ છે, વિવેચન નથી એ ક્યાયે બરાબર સમજાવેલો હોય તો તે ગીતામા જ છે

પણ નિષ્કામ કર્મયોગના વિચારનુ ગીતામા સારી રીતે નિરૂપણ થયુ છે, તેથી એવું નિરૂપણ કરનાર મહાપુરુષમા એ ધર્મનો સપૂર્ણ વિકાસ થઈ ગયો હતો અથવા એનુ પૂરેપૂરુ રહસ્ય અને દૂર સુધીનુ પરિણામ એમની કલ્પનામા આવી ગયુ હતુ એમ ન કહેવાય ચક્રને પહેલુ નિર્માણ કરનારે ગોળ આકૃતિને લીધે ઉત્પન્ન થતી કામ કરવાની સગવડની પહેલી શોધ કરી, પણ ચક્રાકૃતિ કેવાકેવા યત્રો નિર્માણ કરી શકશે તેની ચક્રઋષિને પૂરેપૂરી કલ્પના થઈ હશે એમ કહેવાય કે? ચક્રાકૃતિથી ગરેડી, ગાડી, રેંટિયો કે ઘંટી સુધી જ એની નજર પહોચી હોય, પણ આજના સજાવટ કારખાના એની એ શોધનો જ ઉપયોગ કરશે એમ એના સ્વપ્નમાયે ન આવ્યુ હોય તેમ નિષ્કામ કર્મયોગના આદિદ્રષ્ટાએ એ સિદ્ધાન્તનું સપૂર્ણ રહસ્ય—જીવનના વિધવિધ ક્ષેત્રોમાનુ એનુ સ્વરૂપ—કલ્પ્યુ ન હોય એ શક્ય છે એણે પોતાના કાળમા નિષ્કામ કર્મયોગનુ કે સમબુદ્ધિના યોગનુ જેટલુ ક્ષેત્ર કલ્પ્યુ હોય અને વ્યાખ્યા સ્વીકારી હોય તેના કરતાં આજે એનુ ક્ષેત્ર વધારે વિસ્તૃત કરવાને અને વ્યાખ્યા વધારે સ્પષ્ટ કરવાને અવકાશ હોઈ શકે, અને આજે છે તેથીયે ભવિષ્યમા વળી વધારે ક્ષેત્રોમાં એનું દર્શન થવુ જોઈએ, અને એની વ્યાખ્યા વધારે સ્પષ્ટ બનવી જોઈએ. આમ થાય તો જ ધર્મનો વિકાસ થાય છે એમ કહી શકાય

૬

**ગીતાની** પછીના આપણા ધાર્મિક સાહિત્યમા એક નવો શબ્દ વારવાર વાપરવામા આવે છે. તે શબ્દ 'સાક્ષાત્કાર' 'ઈશ્વરનો સાક્ષાત્કાર', 'આત્માનો સાક્ષાત્કાર', 'ધર્મનો સાક્ષાત્કાર' વગેરે અનેક શબ્દપ્રયોગો રૂઢ થયા છે આ સાક્ષાત્કાર એટલે શુ એ વિષે લોકોમા ઘણી જાતની કલ્પનાઓ છે, અને વિદ્વાનોમાયે બહુ થોડાઓ એનો સાચો ખ્યાલ ધરાવતા જોયા છે હુ એના અર્થનુ 'પ્રત્યક્ષ જાણવુ શક્ય, સેહેલુ, ધર્મ્ય, અવિચળ'[1]—

---

૧. प्रत्यक्षावगम धर्म्यं सुसुखं कर्तुमव्ययम् । ગીતાઃ અધ્યાય ૯, શ્લોક ૨.

સ્પષ્ટપણે સમજી શકાય અને વ્યવહારમાં આચરવાનો પ્રયત્ન કરી શકાય એવું સ્વરૂપ સૂચવું છુ અને તે દ્વારા ધર્મનુ વિકાસશીલ સ્વરૂપ સમજાવવા ઇચ્છુ છું

શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્ । નીરોગી, બળવાન અને દૃઢ શરીર એ ધર્મપ્રાપ્તિનુ પહેલુ સાધન છે એમ જે માણસની આગ્રહભરી શ્રદ્ધા હોય, તે માણસ એ ધર્મસાધનનો સાક્ષાત્કાર ક્યારે અને કેવી રીતે કરી શકે? જગતમા ધર્મની વૃદ્ધિ થાય એમ જો એ ઇચ્છતો હોય તો એને પોતાના ધર્મસાધનનો સાક્ષાત્કાર થયો એમ ક્યારે સમજે? જરૂર એ પહેલા તો પોતાના જીવનમા એનો સાક્ષાત્કાર કરવા મથશે એટલે કે, એ પોતાનું શરીર નીરોગી, બળવાન અને દૃઢ થાય એ માટે તનતોડ પ્રયત્ન કરશે જો એ માણસનું એટલુ જ સંકુચિત દૃષ્ટિબિંદુ હશે અને એટલો જ પુરુષાર્થ કરવાની શક્તિ હશે તો એ ત્યા જ અટકી જશે એણે પોતાના જીવનમા પોતાની જાતપૂરતો એ ધર્મસાધનનો સાક્ષાત્કાર કર્યો ગણાય. પણ જે માણસનુ જીવન પોતાના દેહમા જ સમાઈ જતુ ન હોય, પણ જગતનાયે નાના કે મોટા પ્રદેશોને પોતાના જીવનનુ અગ સમજતો હોય તે એટલેથી એ ધર્મસાધનનો સાક્ષાત્કાર થયેલો નહિ માને એ ક્યાયે રોગ અને દુર્બળતાને ખેદ પામ્યા વિના જોઈ નહિ શકે. પોતાની આજુબાજુ સર્વત્ર નીરોગિતા, હૃષ્ટપુષ્ટતા અને શારીરિક સામર્થ્યનુ દર્શન કરવા એ ઇચ્છશે આથી, એ ઠેકઠેકાણે આરોગ્યાલયો, વ્યાયામશાળાઓ વગેરે સ્થાપવાની પ્રવૃત્તિ કરતો હશે એની ઇચ્છા માણસ જ નહિ પણ જાનવરોને પણ હૃષ્ટપુષ્ટ અને નીરોગી જોવાની રહેશે, ફૂલફળના ઝાડોનો પણ એ વિકાસ ઇચ્છશે જ્યા સુધી ક્યાયે રોગ અને નિર્બળતા છે ત્યા સુધી ધર્મનુ પહેલુ સાધન જ જગતને સિદ્ધ નથી થયુ તો બીજા ધર્મોની શી વાતો કરવી, એ પ્રકારના એ ઉદ્‌ગારો કાઢ્યા કરતો હશે

આ જ પ્રમાણે જે આત્માનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે તેનો સાક્ષાત્કાર કેવા પ્રકારનો હોય? આત્માનુ જેવુ એ વ્યવહાર્ય રીતે શુદ્ધ સ્વરૂપ સમજતો હોય તેનુ એ પોતાની જાતમા તેમજ જગતમાં દર્શન કરવા ઇચ્છે, એનો જ વ્યવહાર થતો અને પોષાતો જુએ ત્યારે જ એ આત્માનો સાક્ષાત્કાર કરી રહ્યો છે એમ માની શકે એટલે કે જો એ આત્મા સત્ય-સ્વરૂપ છે એમ કહે તો એ પોતાની જાતમા સત્યની મૂર્તિ બનવા પ્રયત્નશીલ રહે અને જગતમાયે સત્યનો વ્યવહાર સ્થપાયેલો જોવા ચાહે. જો એ આત્માને પ્રેમસ્વરૂપ સમજે તો ભૂતપ્રાણીમા એ પ્રેમનો જ વ્યવહાર ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે, જો એ જ્ઞાનસ્વરૂપ સમજે તો તેમ જ્યાં સુધી એ જીવતો છે અને પોતામા અથવા આજુબાજુ અસત્ય, દ્વેષ કે અજ્ઞાન વર્તી રહેલા જુએ ત્યા સુધી એ આત્માનો સાધક જ પોતાને માનશે, કદી સિદ્ધ થયેલો નહિ સમજે અહિંસાનું સ્વરૂપ વર્ણવતા યોગસૂત્રકારે કહ્યુ છે કે તેના સાન્નિધ્યમા નૈસર્ગિક વૈરવૃત્તિ પણ શમી જાય જો આમ થાય તો જ અહિંસા એને સાક્ષાત્ દર્શન આપે છે એમ કહી શકાય એ જ વિચારસરણી આત્માની વિભૂતિરૂપ બીજા ગુણોનેયે લાગુ પડે છે

આ જ વ્યવહાર્ય અને ધ્યેય બની શકે એવો સાક્ષાત્કારનો અર્થ છે એ સિવાયની સાક્ષાત્કારની બીજી વાતો કાંઈક અસ્પષ્ટ કલ્પનાઓ જ હોય છે કોઈ પણ જાતની પ્રવૃત્તિમા ભાગ લેનાર જો પોતાની ભાવના અને વૃત્તિઓનુ પૃથક્કરણ કરશે, તો તેમને સાક્ષાત્કારનો આ જ અર્થ અજાણતાયે જણાયેલો હતો એમ માલમ પડી આવશે

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૩૭૭

# જ્ઞાન-તૂલ અને પીંજારો

પ્રતાપરાય પ્ર. પંડ્યા

સ્થૂલની નગ્નતા ઢાંકી અનેરો ઓપ આપતું,
મોહ-શીતથી લાધેલા ભીતિકંપ શમાવતું,

પડેલા હૃદયે કો કો શોણિતસ્રાવિ ઘાવને,
પાટાપીંડીરૂપે લાગી તુર્ત દર્દ શમાવતું,

બાળો તોય અરે એનો સ્વભાવ પલટાય ના!
રાખરૂપે બને તોયે વ્રણ સર્વ રુઝાવતું,

સાગ સાદ્યન્ત રે'તું એ પરાર્થે તેથી દીપમા
પરમેશે ગણ્યું ગ્રાહ્ય. ભેદ શો 'જ્ઞાન' 'તૂલ'માં?

સ્વભાવશુદ્ધ ને જોકે સૂક્ષ્મ ને શ્વેત છે સદા;
ઉપેક્ષાથી રજોયુક્ત અવાવરુ બને કદા.

—તદા અલખ પીંજારો એકનિષ્ઠાથી સાધવો,
ઘટમા લક્ષ્ય ઊંચું લૈ યન્ત્રકીલક બાંધવો,

રજોયુક્ત બધો જ્ઞાન-તૂલ-રાશિ જણાવવો,
આત્મની તાંત બાંધીને પીંજારાને જ પ્રાર્થવો

પીંજારો કાળ-ઘોકાથી છણે, પીંજે, ઊડે રજ;
ઘોકેઘોકે 'વળી ઊઠે તાર-નાદ સમો સ્વર

રજોવિયુક્ત, ઉલ્લાસે, તૂલ ઊંચે ઊડી રહે!
ઘટમા આત્મની તાંત, 'તત્ત્વ' 'તત્ત્વ' વદી રહે!

# 'કુન્દમાલા' અને 'ઉત્તરરામચરિત' વચ્ચેનું સામ્ય

હસમુખ ધી. સાંકળિયા, એમ એ., એલએલ બી

આજથી દશેક વર્ષ પર મલબાર પ્રાંતમાંથી 'કુન્દમાલા' નામનું નાટક મળી આવ્યું[1] કોઈ દિઙ્નાગના કવિની એ કૃતિ છે એમ માનવામાં આવે છે એના અભ્યાસ પરથી ભવભૂતિના 'ઉત્તરરામચરિત' સાથે વસ્તુ, વિચાર, ભાષા અને થોડાક લાક્ષણિક પ્રસંગોમાં એટલું બધું સામ્ય માલૂમ પડે છે કે વાચનારને સહજ થાય કે (૧) કયાં તો ભવભૂતિએ 'કુન્દમાલા'ના વસ્તુ, વિચાર, અને ભાષાનો ઉપયોગ કર્યો હોય, કે (૨) કયાં તો 'કુન્દમાલા'ના લેખકે ભવભૂતિના 'ઉત્તરરામચરિત'નું અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો હોય

## 'કુન્દમાલા'ની સમાલોચના

ઉપર કહેલું સામ્ય દાખવતાં પહેલાં 'કુન્દમાલા'નું વસ્તુ ટૂંકમાં જાણવું આવશ્યક છે

'કુન્દમાલા' રામના લંકાથી પાછા ફર્યા પછીના જીવનનો ચિતાર આપે છે લોકો સીતાના શીલ વિષે શંકા કર્યા કરતા હતા જ્યારે રામના જાણવામાં આ આવ્યું ત્યારે એણે લક્ષ્મણને સીતાને વનમાં મૂકી આવવા કહ્યું લક્ષ્મણે રામનો આદેશ માથે ઉઠાવ્યો અને તે સીતાને એકલી વનમાં મૂકી આવ્યો ભાગ્યયોગે સીતાને આવી એકાકી અવસ્થામાં વાલ્મીકિ ઋષિએ જોઈ, અને તે તેને પોતાના આશ્રમમાં લઈ ગયા સીતા આ વખતે ગર્ભવતી હતી, અને જતાંજતાં તે વ્રત લે છે કે જો પ્રસૂતિસમય સુખથી વ્યતીત થશે તો એ ભાગીરથી નદીને દરરોજ ફૂલનો હાર ચડાવશે

भगवति भागीरथि, यद्यहं सुखेन गर्भं निर्वर्तयामि तदा तव दिने दिने सुष्ठुप्रथितया कुन्दमालयोपहारं करोमि ।[2] નાટકને 'કુન્દમાલા' નામ આ પ્રસંગને લીધે જ કવિએ આપ્યું લાગે છે વાલ્મીકિના આશ્રમમાં સીતા લવકુશને જન્મ આપે છે અણધાર્યા સંજોગોને લીધે રામને વાલ્મીકિના આશ્રમ નજદીક જવું પડે છે ત્યાં તે વાલ્મીકિએ રચેલું 'રામાયણ' લવ અને કુશને મોઢે સાંભળે છે પછી પૃથ્વી, વાલ્મીકી અને બીજાઓના સમજાવવાથી તે સીતાને પાછી સ્વીકારે છે રામ, સીતા, લક્ષ્મણ, બધાં આવા સંતોષકારક અંતથી આનંદ પામે છે

હવે ઉપર કહેલાં બે અનુમાનોમાંથી જો પહેલું અનુમાન, એટલે કે 'ઉત્તરરામચરિત' 'કુન્દમાલા' પરથી રચાયું છે અને એની રચનામાં 'કુન્દમાલા'ના વસ્તુ, વિચાર, ભાષા અને પ્રસંગોનો ભવભૂતિએ ઉપયોગ કર્યો છે, એ જો પુરવાર કરવું હોય તો 'કુન્દમાલા'નો કર્તા દિઙ્નાગ (દિન્નાગ) ભવભૂતિ પહેલાં થઈ ગયો એ દર્શાવવું જરૂરનું છે

---

૧ 'Kundamala,' by Dinnaga, edited by Ramakrishna Kavi and Ramanath Sastri, Dakshinabharati Series No. 2, Bombay, 1923.

૨ 'કુન્દમાલા,' અંક ૧, પૃ., ૧૬.

## દિઙ્નાગના કાળનો નિર્ણય

'મેઘદૂત'માં કાલિદાસ 'દિઙ્નાગ' શબ્દ નીચે પ્રમાણે વાપરે છે दिङ्नागाना पथि परिहरन् स्थूलहस्तावलेपान् । [1]

ટીકાકાર મલ્લિનાથ આ વાક્ય સમજાવતા કહે છે કે આ શ્લોકમા કાલિદાસ પોતાના પ્રતિસ્પર્ધી આચાર્ય દિઙ્નાગનું સૂચન કરે છે

આમ મલ્લિનાથના કહેવા પરથી કાલિદાસ અને દિઙ્નાગ સમકાલીન હોય એમ લાગે છે

કાલિદાસે આમ દિઙ્નાગનુ આડકતરી રીતે સૂચન કર્યાનુ કારણ એમ હોય કે દિઙ્નાગે કાલિદાસનુ એના વાક્યો અને વિચાર વાપરી અનુકરણ કરવાનો કે કટાક્ષ કરવાનો પ્રયત્ન કર્યો હોય 'કુન્દમાલા' અને કાલિદાસની કૃતિઓના અભ્યાસ પરથી અનુકરણ થયુ હોય એમ લાગે છે

કાલિદાસ 'રઘુવંશ'મા કહે છે

इति क्षितीशो नवति नवाधिका महाक्रतूना महतीय शासन ।
समारुरुक्षुर्दिवमायुष क्षये ततान सोपानपरपरामिव ॥ [2]

આ જ વિચારને મૂર્ત કરતો શ્લોક 'કુન્દમાલા'મા નીચે પ્રમાણે છે

आनाकमेकधनुषा भुवन विजित्य
पुण्यैर्दिव क्रतुशतैर्विरचय्य मार्गम् ।
इक्ष्वाकव सुतनिवेशितराज्यभारा
नि श्रेयाय वनमेतदुपाश्रयन्ते ॥ [3]

નીચેના બે શ્લોકોમા પણ ઘણુ વિચારસામ્ય માલૂમ પડે છે

ચન્દનવૃક્ષોને હાથીઓ બાધવાના ખૂટા બનાવવામા આવ્યા હતા, એમ કાલિદાસ નીચલા શ્લોકમાં કહે છે

भोगिवेष्टनमार्गेषु चन्दनाना समर्पितम् ।
नास्रसत्करिणा ग्रैव त्रिपदीछेदिनामपि ॥ [4]

આ જ વિચારને દિઙ્નાગ નીચે પ્રમાણે દર્શાવે છે.

एतस्मिन्विततध्वरे प्रतिदिन सान्निध्ययोगाद्धरे-
स्त्वत्त्रा नन्दनचन्दनापनिरहामालानता प्रापिता ।[5]

વડીલોની આજ્ઞા અક્ષરશ પાળવી જ જોઈએ, એના ખરાખોટા વિષે વિચાર ન થાય એ કાલિદાસ નીચે ટાંકેલા શ્લોકમા કહે છે

---

૧ 'દિઙ્નાગોના સ્થૂલ કરતલ્ગ્રા ગર્વ ઉતારતો જા' 'મેઘદૂત,' શ્લોક ૧૨

૨ આવી રીતે પૃથ્વીપતિએએ, આયુષનો ક્ષય થતા, જાણે સોપાન (દાદરો) ચડતા ન હોય તેમ, નવ્વાણુ યજ્ઞો કરી સ્વર્ગનુ આરોહણ કર્યું. 'રઘુવંશ,' સર્ગ ૩, શ્લોક ૬૯.

૩ અખિલ પૃથ્વીને જીતીને, સોસો યજ્ઞ કરી, સ્વર્ગનો રસ્તો ખુલ્લો કરી, રાજ્યનો બધો ભાર પુત્રો પર મૂકી ઈક્ષ્વાકુઓ વનમા જાય છે. 'કુન્દમાલા,' અંક ૬, શ્લોક ૫.

૪ 'રઘુવંશ,' સર્ગ ૪, શ્લોક ૪૮

૫ 'કુન્દમાલા,' અંક ૬, શ્લોક ૭.

स शुश्रुवान्मातरि भार्गवेण पितुर्नियोगात्प्रहृतं द्विषद्वत्।
प्रत्यग्रहीदग्रजशासनं तदाज्ञा गुरूणां ह्यविचारणीया ॥[1]

આ જ વિચાર, લગભગ એવી જ ભાષામાં, દિઙ્નાગ દાખવે છે

प्रणामपि सर्वोपदिष्टवती, न च गुरुनियोगा विचारमर्हन्ति ।[2]

સમકાલીન અને પ્રતિસ્પર્ધી લેખકોના આવા વિચાર અને ભાષાસામ્ય પરથી સાહિત્ય-વિવેચન (literary criticism)ના નિયમો મુજબ ઉપર કહેલું અનુમાન કરી શકાય કે (૧) દિઙ્નાગે કાલિદાસ પર કાલિદાસનાં વિચાર અને વાક્યો વાપરી કટાક્ષ કર્યો હોય; કે (૨) કાલિદાસે દિઙ્નાગ પર (આ અનુમાન બહુ સંભવિત લાગતું નથી), કે (૩) બન્નેએ કોઈ ત્રીજા લેખકમાંથી ઉદ્ધૃત કર્યા હોય.[3]

## બૌદ્ધ આચાર્ય દિઙ્નાગ અને 'કુન્દમાલા'નો દિઙ્નાગ

કાલિદાસ ઈ. સ. ચોથાપાંચમા સૈકામાં થઈ ગયો એમ ઘણા વિદ્વાનોનું માનવું છે.[4] આમ દિઙ્નાગ ભવભૂતિ કરતાં પહેલાં થઈ ગયો એ દાખવી શકાય, છતાં એ કોણ હતો એ કહેવું સહેલું નથી. 'કુન્દમાલા'નો કર્તા અને મહાન બૌદ્ધ તત્ત્વજ્ઞાની અને ન્યાય-વિશારદ દિઙ્નાગ એક જ વ્યક્તિ હોવાનું અસંભવિત નથી. કારણ કે બૌદ્ધ તત્ત્વજ્ઞાની દિઙ્નાગ ચોથાપાંચમા સૈકામાં થઈ ગયો, જ્યારે 'કુન્દમાલા'નો દિઙ્નાગ પણ તે જ સમયે થઈ ગયો એમ આપણે ઉપર જોયું. ફક્ત એક જ કારણ આ અનુમાનની વિરુદ્ધ છે તે એ કે 'કુન્દમાલા'માં ન્યાય કે બૌદ્ધ ધર્મ વિષે સહેજ પણ ઉલ્લેખ નથી, અને એક બૌદ્ધ રામ વિષે લખે એ સાધારણ રીતે અસંભવિત લાગે છે. પણ જો આપણે વધારે વિચાર કરીશું તો આ અસંભવિતતા ટકશે નહિ. ચીની મુસાફર હ્યુ એન સંગ અને ટિબેટનો ઇતિહાસકાર તારાનાથ દિઙ્નાગ વિષે લખતાં કહે છે કે દિઙ્નાગ દક્ષિણનો રહેવાસી હતો અને પહેલાં તો ચુસ્ત બ્રાહ્મણ હતો. પાછળથી એણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. તેથી 'કુન્દમાલા' તેણે બૌદ્ધવાદી થયા પહેલાં રચ્યું હોય એ અશક્ય નથી.

બીજું, 'કુન્દમાલા'ની ભાષાશૈલી એટલી બધી સહેલી અને સરળ છે કે તે કાલિદાસ પહેલાં કે કાલિદાસના વખતમાં જ લખાયું હોય એમ લાગે છે. મોટા સમાસો, ક–ખ–પ–ફ જેવા પ્રયોગો, જે બાણ અને ભવભૂતિના સમયના ખાસ લક્ષણો છે તેનો તો 'કુન્દમાલા'માં અભાવ જ છે. એટલે 'કુન્દમાલા' ભવભૂતિના સમયમાં કે એની પછી રચાયું હોય એ સંભવિત જ નથી.

---

૧ 'રઘુવંશ,' સર્ગ ૧૪, શ્લોક ૮૧.

૨ 'કુન્દમાલા,' અંક ૫, પા. ૫૯

૩ ૧૮મા સૈકાના અંગ્રેજી સાહિત્યમાં આવા કટાક્ષમય શબ્દોનો વપરાશ ઘણો સાધારણ હતો. પોપની 'Rape of the Lock' નામની કવિતા તો આવા પ્રયોગોથી ભરપૂર છે.

૪ જુઓ A. B. Keith, History of Sanskrit Literature, p. 82, Oxford University Press, 1928.

પ્રો. ગજ્જનવેકર જોકે 'Bombay University Journal'માં 'The Date of Kalidasa' નામના લેખમાં કાલિદાસ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં થઈ ગયો એમ કહે છે.

## 'કુન્દમાલા' 'ઉત્તરરામચરિત્ર' પહેલાં રચાયું

આમ બધી રીતે જોતા 'કુન્દમાલા' અને એનો કર્તા દિઙ્નાગ 'ઉત્તરરામચરિત'ના કર્તા ભવભૂતિ કરતા પહેલાં થઈ ગયો હોય એમ લાગે છે

આ ઉપરથી એમ સહજ થાય છે કે 'ઉત્તરરામચરિત' 'કુન્દમાલા'ના વસ્તુ પરથી રચાયુ હોય અને આ અનુમાન આ બે નાટકોના વસ્તુ, કેટલાક લાક્ષણિક પ્રસગો, ભાષા અને વિચારસામ્યની સમીક્ષા કરતા દૃઢ થાય છે

## 'કુન્દમાલા'ના વસ્તુની સમીક્ષા

પહેલા 'કુન્દમાલા'ના વસ્તુની સમીક્ષા કરશુ, અને 'ઉત્તરરામચરિત'ના વસ્તુ જોડે સરખાવતા એમાં શુ સામ્ય છે અને શો તફાવત છે તે જોઈશું

'કુન્દમાલા'નુ વસ્તુ 'વાલ્મીકિ રામાયણ'ના ઉત્તરકાણ્ડમાથી લીધુ છે 'વાલ્મીકિ રામાયણ'મા—

(૧) રામ લક્ષ્મણને સીતાને ગગા નદીના કિનારા પર એક વનમા મૂકી આવવા કહે છે 'કુન્દમાલા'ના પ્રથમ અકમા આ જ બનાવ આપેલો છે

(૨) સીતા ગર્ભવતી હતી અને પ્રસૂતિસમય ઘણો પાસે આવ્યો હતો એમ કહેલુ છે 'કુન્દમાલા'મા સીતા વાલ્મીકિ આશ્રમમા જન્મ આપે છે

(૩) વાલ્મીકિ સીતાને એકલી જોઈ પોતાના આશ્રમમા લઈ જાય છે, ત્યા સીતા લવ અને કુશને જન્મ આપે છે

આ બધા બનાવો 'કુન્દમાલા'મા આપેલા છે

(૪) રામ અશ્વમેધ યજ્ઞ કરે છે ત્યા વાલ્મીકિ લવ અને કુશને લઈને જાય છે આ બાલકો રામની પાસે 'રામાયણ' ગાય છે આમ રામ જાણે છે કે સીતા હજુ જીવતી છે અને તેનો પાછો સ્વીકાર કરે છે

દિઙ્નાગે આ બનાવમા કઈ બહુ ફેરફાર કર્યો હોય એમ લાગતું નથી. 'કુન્દમાલા'મા રામ સીતાને બોલાવવા મોકલતો નથી, પણ સીતા પોતે જ જ્યા લવ અને કુશ રામની પાસે 'રામાયણ' ગાય છે ત્યા ભાગ્યયોગે જઈ ચડે છે પછી વાલ્મીકિ રામને સીતાને પાછી સ્વીકારવા કહે છે, અને રામ તેનુ પાછુ ગ્રહણ કરે છે.

(૫) રામ શૂદ્ર તપસ્વીને માર્યા પછી પાછા પૂર્વપરિચિત સ્થલો—પચવટી, દણ્ડકારણ્ય વગેરેમા જાય છે

## દિઙ્નાગનો રામ-સીતાના ઐક્ય માટેનો નૂતન પ્રકાર

'કુન્દમાલા'મા પણ રામ આમ એ સ્થલોમા જાય છે પણ દિઙ્નાગ રામને ત્યાં જવાનુ કઈ પણ કારણ આપતો નથી આટલુ છતા તે કુદરતના તથા મનુષ્યસ્વભાવના વર્ણનથી અંક ૩,૪,૫ ઘણા જ સુદર બનાવે છે એ ઉપરાન્ત દિઙ્નાગ એક એવો ફેરફાર કરે છે કે જે આખા નાટકને એક ગૂઢકૃતિ બનાવી મૂકે છે દિઙ્નાગને સીતાને દાખવવું હતુ કે રામે એને વગરકારણે કાઢી મૂકી નહોતી બીજુ, એનો પ્રેમ સીતા પર પહેલાના જેવો જ હતો, અને એના પરિત્યાગથી એને ઘણુ લાગતુ હતુ આમ કરવાને માટે જ્યારે રામ દણ્ડકારણ્યાદિમા પાછો આવે છે ત્યારે સીતાને પણ ત્યા જ રાખે છે. પરતુ રામને તે

સીતાની હાજરીની જાણ થવા દેતો નથી વાલ્મીકિ સીતાને પોતાના પ્રભાવથી એટલા પ્રદેશમા મનુષ્યમાત્રથી અદશ્ય બનાવી દે છે આમ રામ અને સીતા એકબીજાના સાનિધ્યમા આવે છે અને વાર્તાલાપ કરે છે, અને સીતાના એક પ્રશ્નના પ્રત્યુત્તરમા રામ કહે છે

यागे तत्र प्रतिकृतिर्मम धर्मपत्नी । [1]

રામના આ શબ્દો સીતાના હૃદયમા અજબ પરિવર્તન લાવે છે તે જાણે છે કે રામ એને એટલો બધો ચાહે છે કે અશ્વમેધયજ્ઞમા ક્રિયાને માટે તે બીજી સ્ત્રી ન પરણતા સીતાની પ્રતિકૃતિ જ રાખશે આ માનસિક વિકાર તે નીચેના શબ્દોમા દર્શાવે છે

एवं सन्दिशतार्यपुत्रेण परित्यागदु ख निरवशेषमपनीतम् । [2]

આમ એક વખતે સાથે ધબકતાં, પણ વિધિથી જુદા પડેલા, બે હૃદયોનુ ફરીથી પાછુ સધાન થાય છે

## ભવભૂતિએ કરેલા 'કુન્દમાલા'માં ફેરફાર

દિઙ્નાગે 'રામાયણ'ની વાતોમા શા ફેરફાર કર્યા તે આપણે જોયા ભવભૂતિ આ બન્ને—'રામાયણ' અને 'કુન્દમાલા'—ના વસ્તુમા શો ફેરફાર કરે છે તે જોઈએ.

દિઙ્નાગને પોતે આ મહાન માનસિક પરિવર્તન કર્યાનુ પૂરેપૂરુ ભાન થયેલુ હોય એમ જણાતું નથી એણે તો અજાણતા જ આવા અર્થગાભીર્યથી ઝરતા વાક્યો વાપર્યા હોય એમ લાગે છે.

પરતુ ભવભૂતિ જેવો નિપુણ કલાકાર આ વાક્યોનુ ખરેખરુ મૂલ્ય આંકે છે એનો ક્યા અને કેમ ઉપયોગ કરવો એ વિચારી એ નીચે દર્શાવેલા ફેરફાર કરે છે

'ઉત્તરરામચરિત'ના પહેલા અંકમા, 'કુન્દમાલા'ની માફક, સીતા અને લક્ષ્મણ વનમાં જતા જણાતા નથી ભવભૂતિ નાટ્યશાસ્ત્રનો પ્રખર અભ્યાસી હોય એમ લાગે છે અંગ્રેજી સાહિત્યમાં જેને climax (કોટિ) કહે છે તે એ ક્યા લાવવી એ જાણે છે તેથી 'કુન્દમાલા'ની માફક પહેલો અંક climax સાથે જ ઉઘાડવા કરતાં, ભવભૂતિ આપણને પ્રથમ અકમા climax તરફ એક દાદર પર ચડતા ન હોઈને તેમ ધીરેધીરે એકએક પગથિયુ સડાસનો લઈ જાય છે

'ઉત્તરરામચરિત'ના પહેલા અકમા, તેથી, ભવભૂતિ આપણને રામ અને સીતાને પોતાનાં પૂર્વવૃત્ત કર્મોનુ ચિત્રદર્શન કરતા દાખવે છે વળી કવિ, ભવિષ્યનુ પ્રતિબિંબ પાડતો ન હોય તેમ, આપણને કહે છે કે રામ જેટલી સીતાને ચાહતો હતો તેટલો જ પ્રજાને ચાહતો હતો અને જરૂર પડે તો સીતાનો પ્રજાની ખાતર ત્યાગ કરવા તૈયાર હતો આથી રામ જ્યારે લક્ષ્મણને સીતાને એની દોહદની ઇચ્છા તૃપ્ત કરવાને બહાને વનમા મૂકી આવવા કહે છે, ત્યારે આપણને બહુ આશ્ચર્ય થતું નથી આ રીતે કવિ પોતે કે રામ કઈ પણ કરે છે તે કારણસર કરે છે, અકારણે નહિ, એમ દાખવે છે

---

૧ યજ્ઞમા તારી જ પ્રતિકૃતિ મારી ધર્મપત્નીરૂપે રહેશે 'કુન્દમાલા,' અક ૧, શ્લોક ૧૩

૨ આમ બોલતા રામે મારુ પરિત્યાગથી થયેલુ બધુ દુ ખ દૂર કર્યું. 'કુન્દમાલા,' અક ૧, શ્લોક ૧૩ પછી.

બીજુ, કવિ આપણને કહે છે કે સીતા તો પોતાના વનવાસના કારણથી તદ્દન અજ્ઞાત હતી ઊલટી, એ તો પોતાને ઊંઘની છોડી જવાને માટે રામ પર ગુસ્સે પણ થવાની હતી. પછી જ્યારે એને ખબર પડે છે કે રામે તો એનો હમેશને માટે ત્યાગ કર્યો હતો ત્યારે તે ઘણી જ કોપાયમાન થાય છે પરંતુ આ કોપને કેમ શાંત કરવો અને બે પ્રેમી આત્માઓની કેમ એકતા સાધવી તે કવિ ત્રીજા અંકમા કરે છે.

વળી દિઙ્નાગ રામને ફરીથી દણ્ડકારણ્યાદિમા કેમ જવુ પડ્યુ તેનુ કંઈ પણ કારણ આપતો નથી જ્યારે ભવભૂતિ શૂદ્રકને મારવાને બહાને રામને ફરીથી પૂર્વપરિચિત સ્થલોમા લઈ જાય છે, સીતાનુ સ્મરણ દુર્વહ છે, એને એટલા બધા વિયોગદુ:ખની ટોચે લઈ જાય છે કે રામ મોહ પામે છે અને સીતા સિવાય અન્ય કોઈ એને પુનર્જીવન કરવા શક્તિ ધરાવતુ નથી એમ દાખવે છે

સીતા પાસે આ કાર્ય કરાવવા માટે અને રામ સાથે ફરીથી એકતા સાધવા માટે કવિ એને ત્યા જ ભાગીરથીના પ્રભાવથી અદૃશ્ય રાખે છે પરતુ રામસીતાની સૌહાર્દતા કવિ કંઈ એકાએક ઉત્પન્ન કરતો નથી એ તો ડૉ બેલવેલકર કહે છે તેમ 'માનસિક પરિવર્તન' લાવવા માગે છે આ પરિવર્તનને માટે 'કુન્દમાલા'ના વસ્તુમા કવિ નીચે પ્રમાણે ફેરફાર કરે છે

### ભવભૂતિએ દિઙ્નાગે પ્રયોજેલા નૂતન પ્રકારમાં કરેલા ફેરફાર

માનસિક પરિવર્તનને માટે દિઙ્નાગે પ્રયોજેલો નૂતન પ્રકાર—સીતાને અને રામને એક-એકના સાન્નિધ્યમા લાવવાનો અને રામ પાસે સીતા માટે પ્રેમનો પુનરાવિષ્કાર કરાવવાનો—તેની એ નોંધ લે છે પણ એમા ઘટતા, થોડાક પણ ત્રણ અતિ આવશ્યક મણકા ઉમેરે છે

પહેલા તો ભવભૂતિ સીતાને એના ત્યાગનુ કારણ જ જણાવતો નથી. આથી રામે પોતાને કારણવગર અને લેશ પણ પ્રેમ વિના છોડી દીધી છે એમ સીતાને સાલ્યા કરે છે, અને જ્યારે સીતા રામને ફરી પાછો વનમા જુએ છે ત્યારે એને રામ પર ઘણો તિરસ્કાર આવે છે પણ ધીરેધીરે આ તિરસ્કાર અને ઘૃણા દયા અને પ્રેમના રૂપમાં ફેરવાઈ જાય છે આમ સીતા, ડૉ બેલવેલકર કહે છે તેમ, 'From a feeling of apathy and even resentment towards her husband, after many a swing of the pendulum, reaches finally a state of confidence and perfect reconciliation "[1] સીતાને આ સ્થિતિ પર પહોચાડવા માટે ભવભૂતિ દિઙ્નાગે 'કુન્દમાલા'માં છૂટાછવાયા નાખેલા વાક્યો અને પ્રસંગોનુ એકીકરણ કરે છે, અને દરેકને તેની ઉપયોગિતા પ્રમાણે એક પછી એક 'માનસિક પરિવર્તન' દાખવવા વાપરે છે અને આખરે જે શબ્દોમા દિઙ્નાગ એકતા સાધે છે તેવા જ, પણ વધારે ભાવનામય, શબ્દોમા તે એકતા લાવે છે

राम —अस्ति चेदानीमश्वमेधाय सहधर्मचारिणी मे ।
सीता—आर्यपुत्र का ।
राम —हिरण्मयी सीता प्रतिकृति ।

1. Translation of Rama's History, by Dr S K Belvalkar, M. A., Ph. D, Harvard Oriental Series, p. LXXXI.

सीता—आर्यपुत्र इदानीमसि त्वम् । अहो उत्खातमिदानीं मे परित्यागलज्जाशल्यमार्यपुत्रेण ।[1]

આ જ શબ્દો ભવભૂતિ જ્યારે પ્રથમ અંકના અંતમા થયેલા climaxના denouement તરીકે વાપરે છે, ત્યારે દિઙનાગ 'કુન્દમાલા'મા અજાણતા અને કલાના જ્ઞાન વગર પ્રથમ અંકમા ગમેતેમ છૂટાછવાયા વાપરે છે

આટલુ છતા ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'ના ત્રીજા અંકનુ વસ્તુ 'કુન્દમાલા'માથી લીધુ એમ તો સ્વીકારવુ જ રહ્યુ

અપૂર્ણ ]

---

## અભિલાષ

મુકુન્દ વિ. વિજયપારાશર્ય

૧

રજકણ થઈ તવ ચરણે આવું,
ખખેરો તોયે નવ છૂટું,
તવ ચરણ-સ્પર્શે સ્પર્શે હું
સાર્થક મુજ આ દેહ ગણું
અન્તરની એકલ અભિલાષ,
આ ઘ હૃદયનો એ જ પ્રકાશ

૨

તવ વિશાલ વક્ષઃસ્થલ માંહે
દબાઈને હું દુઃખ ભૂલું,
અણબોલ્યા આંખોના ભાવે
યુગયુગની શાન્તિ પામું.
અન્તરની ઊંડેરી આશ,
જીવનનો એ એક ઉજાસ.

---

૧. રામ. હવે તો અશ્વમેધમા છે મારી સહધર્મચારિણી પણ—
સીતા: (કાંપતી) આર્યપુત્ર! કઈ?
રામ: સીતાની સુવર્ણમય મૂર્તિ.
સીતા. (ધડકતે હૈયે અશ્રુસમેત) આર્યપુત્ર! હવે આપનુ રૂપ પ્રકાશ્યુ. અહો! મારા પતિ ત્યાગની શરમનો કાંટો આર્યપુત્રે ઉખાડી નાખ્યો. 'ઉત્તરરામચરિત,' અંક ૩, શ્લોક ૪૧ મા પછી.

# જ્ઞાન અને તેનું પ્રામાણ્ય

**આચાર્યશ્રી કૃપાલાની**

ગ્રીક લોકોમાં એક સૂત્ર પ્રચલિત હતુ કે 'જ્ઞાન એ શક્તિ છે' એ માન્યતાનું એક રહસ્ય એ છે કે જ્ઞાનમા પોતામા જ એક એવો ગુણ રહેલો છે કે તે કાર્યસાધક શક્તિરૂપે પરિણમે જ  જો એ વાત સાચી હોય તો જે દેશમા લાયબ્રેરીઓ અને શાળાઓ વધારે તે દેશ અને તે દેશની પ્રજા બીજા કરતા વધુ શ્રેષ્ઠ ગણાય  પરંતુ આપણે જાણીએ છીએ કે વસ્તુતાએ તેમ નથી હોતુ  તો શુ જ્ઞાનનો અર્થ સમજવામા આપણી ભૂલ થાય છે? હા  જ્ઞાનના બે પ્રકાર છે  એક પુસ્તકિયા અને બીજુ જીવન  આ બનો ભેદ હુ સ્પષ્ટ કરુ  ભાષા અને તેના સાધનો વડે અત્યારે એવી વસ્તુસ્થિતિ ઊભી થઈ છે, કે માણસ ઘણી વીગતોની માહિતી મેળવી શકે છે  તેને પણ જ્ઞાન શબ્દથી જ ઓળખવામા આવે છે  પરંતુ ખરી રીતે જે જ્ઞાન—જે સાક્ષાત્કાર—પોતે અનુભવથી મેળવ્યુ હોય છે, તે જ માણસ માટે સાચુ જ્ઞાન છે, અને તે જ્ઞાનને જ શક્તિરૂપે ઉપરના સૂત્રમા વર્ણવ્યુ છે, કારણકે તે જ્ઞાન અનુભવમાથી જ ઊપજ્યુ હોઈ જીવનને દોરી શકે છે, જ્યારે પુસ્તકિયા માહિતી દરેક વખતે તેમ કરે છે એમ ન કહી શકાય  જો ભાષા ન હોત તો આચારમા—અનુભવમા—જેનો સાક્ષાત્કાર થયો હોય તેને જ જ્ઞાન તરીકે લોકો સમજત  અને તે જ સાચુ જ્ઞાન છે  આ ભેદ એટલો વાસ્તવિક છે કે કેટલાક લોકો પેલા પુસ્તકિયા જ્ઞાનને ખરુ જ્ઞાન ગણતા જ નથી

આ ઉપરથી આપણે આટલુ સમજ્યા કે જીવનમા જિવાતુ જ્ઞાન એ જ સાચુ જ્ઞાન છે તે જ પ્રમાણે કોઈ પ્રજા પાસે વારસામા આવેલા ઘણા ઉત્તમ શાસ્ત્રો હોય  તેથી તે પ્રજા કોઈ શક્તિ પ્રાપ્ત કરી શકતી નથી  જે શાસ્ત્રો જિવાય છે તે જ શાસ્ત્રો સાચા છે, અને શાસ્ત્રોના અભ્યાસમાથી આપણે જેટલુ મેળવી શકીએ તેના કરતા શાસ્ત્ર પ્રમાણે જીવવાનો પ્રયત્ન કરવામાથી આપણે ઘણુ વધારે મેળવી  શકીએ  અને તેથી જ  જે ધર્મ પ્રજાના જીવનમા વધારે વ્યાપેલો છે, તે ધર્મ વધુ જીવત, વધુ પ્રાણવાન છે

દરેક શાસ્ત્ર કોઈ ને કોઈ આધ્યાત્મિક સત્યો વિષે ચર્ચા કરતુ હોય છે  જે શાસ્ત્રમા આધ્યાત્મિક સત્યો વધારે, તે શાસ્ત્ર વધારે ટકી રહેવાનુ  જે શાસ્ત્રોમા દેશકાળથી મર્યાદિત એવા સ્થાનિક સત્યો વધારે, તે શાસ્ત્રો સર્વદેશકાળ માટે સાચા નહિ રહેવાના  ગીતામાં પણ બને પ્રકારના સત્યો છે  પરતુ ગીતામા જે સ્થાનિક—મર્યાદિત—સત્યો છે, તે પણ એવા છે કે જેમને વ્યાપક કરી શકાય  એ તેની ખૂબી છે  દાખલા તરીકે યજ્ઞ-ભાવના લો. યજ્ઞ એટલે માત્ર અગ્નિમા ઘી રેડવુ એટલુ જ નથી  ગીતાએ પોતે જ યજ્ઞનો વિસ્તૃત અર્થ સૂચવ્યો છે  સામાન્ય રીતે એમ કહી શકાય કે કોઈ પણ વસ્તુના ઉપભોગ માટે જે શક્તિ ખર્ચવી પડે, કિંમત આપવી પડે તે યજ્ઞ છે. અને તેથી જ ગીતામા કહ્યું છે, કે યજ્ઞકર્મ વિના જે ભોગવે છે તે ચોર છે  યજ્ઞો હમેશા દેવોને અર્પવાના હોય છે અને એ દેવો પણ કોઈ અપ્સરાઓથી વીંટળાઈ, સુરા પી, વિમાનોમા ફર્યા કરતા શોખી,

જીવો નથી, પણ વિશ્વની સમસ્ત શક્તિઓ જ છે  તેથી તો ગીતાકાર બેધડક કહી શકયા છે, કે વરસાદ જોઈતો હોય તો યજ્ઞ કરો અને કુદરતની શક્તિઓને પુષ્ટ રાખો  તમે તેમને પુષ્ટ રાખો, અને તે તમને પુષ્ટ રાખે—એકપક્ષી લેવડદેવડ કરી દેવાળુ ન કાઢો  આમ યજ્ઞ એ મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચેનો વેપાર છે  ખેડૂત ક્ષેત્રદેવતાને ખાતરપાણીરૂપી યજ્ઞથી સતુષ્ટ ન રાખે અને ખેતી લીધા કરે, તો થોડા વખતમા ક્ષેત્રદેવના ભૂખ્યા થઈ નાશ પામે  આમ શબ્દ સ્થાનિક તેમજ જૂનો છે, પરતુ તેનો ભાવ વ્યાપક તેમજ સનાતન છે

તેજ પ્રમાણે ગીતા અનેક વખત કહે છે, કે જ્યારે કાર્ય અને અકાર્યની વ્યવસ્થા તુ ન કરી શકે, તને સમજ ન પડે, તુ મૂઝવાય ત્યારે શાસ્ત્ર એ તારુ પ્રમાણ છે  માટે તુ શાસ્ત્રને અનુસરીને ચાલ અને એમા તારુ કલ્યાણ છે  આ શાસ્ત્ર એટલે શુ? અમુક કોઈ શાસ્ત્ર? જો એવો અર્થ ગીતાને અભિપ્રેત હોત તો તે એમ ન કહેત કે વેદને કે અમુક ઉપનિષદને અનુસરીને ચાલ? તેને બદલે તેણે માત્ર 'શાસ્ત્ર' એવો સામાન્ય શબ્દ વાપર્યો છે અને બીજી જગાએ જણાવી દીધુ છે કે "તે જ્ઞાન તુ પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા મારફતે જ્ઞાનીઓ પાસેથી જાણ  તેઓ તને તારો માર્ગ બતાવશે" આ ઉપરથી શુ સૂચિત થાય છે? એ જ કે ગીતા 'શાસ્ત્ર' શબ્દ વડે અનુભવી—જ્ઞાની—પુરુષોએ પોતાના જીવનમા મેળવેલો અનુભવ એવો અર્થ લેવા માગે છે

ઉપરાત ગીતામા ચાર વર્ણો અને જાતિભેદ સબધી પણ ઉલ્લેખ છે  આ બાબતમા પણ સ્થાનિક શબ્દો પાછળ વ્યાપક અને સનાતન કાયદાનો ઉલ્લેખ છે  અત્યારે વર્ણવ્યવસ્થાએ જ્ઞાતિઓના વાડારૂપે જે અનિષ્ટ સ્વરૂપ પકડયુ છે, તે ઉપરથી તમને કદાચ વર્ણવ્યવસ્થાને ધૂતકારી કાઢવાનુ મન થશે  પરતુ એમ ન કરી શકાય કોઈ પણ વસ્તુની વિકૃતિ જોઈને તેના વાસ્તવિક સ્વરૂપ તરફ આપણે દુર્લક્ષ ન કરી શકીએ  જરા વિચાર કરતા જણાશે, કે વર્ણવ્યવસ્થા પાછળ દરેક માણસને તેને યોગ્ય એવુ કામ સોંપી તેનુ તેમજ સમાજનુ કામ વધુ કાર્યસાધક કરવાનો ખ્યાલ હતો. આપણે મનુષ્યમાત્રની સમાનતાની ગમે તેટલી વાતો કરીએ, પણ એક વાત કબૂલ કર્યા વિના તમારે નહિ જ ચાલે, કે દરેક માણસની રુચિ અને શક્તિમા ફેર છે જ  એટલુ તમે જરૂર કહી શકો, કે એવી ભિન્નતાને કારણે આર્થિક અને સામાજિક બાબતોમા એટલો બધો તફાવત ન પડી જવો જોઈએ, કે જેથી અમુક વર્ગનો સામાન્ય જીવનનિર્વાહ કરવામા પણ મુશ્કેલી ઊભી થઈ જાય  ફરી બીજા શબ્દોમા કહુ તો એ વાત સાચી છે, કે એક માણસ બુદ્ધિનુ કામ કરી શકતો હોય તેથી તેને એટલા બધા પૈસા ન મળવા જોઈએ કે જેથી શારીરિક કામ વધુ સારુ કરી શકનાર ભૂખે મરીને નાશ જ પામે  પરતુ તેથી મૂળ વાત ઉપર દુર્લક્ષ ન થવુ જોઈએ કે અમુક માણસ અમુક જાતનુ જ કામ વધુ સારી રીતે કરી શકે તેમ હોય છે અને બીજો બીજુ  દરેક માણસની સર્વ શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય તે માટે એ જેવુ આવશ્યક છે, કે તેને માથે એવુ જ કામ નાખવામા આવે કે જેમા તેની તે ખાસ શક્તિઓનો પૂર્ણ વિકાસ થાય  ગીતાના શબ્દોમા કહીએ તો દરેક માણસનો કુદરતથી જ અમુક 'સ્વધર્મ' સ્વભાવ અનુસાર નક્કી થયેલો હોય છે, અને તેને તેના તે સ્વધર્મને અનુસરવા દેવામા જ તેનું અને સમાજનું હિત રહેલુ છે. કેળવણીમાં પણ હવે લોકો આ સિદ્ધાંત તરફ નથી જવા લાગ્યા શુ, કે દરેક બાળકમા અમુક નિશ્ચિત શક્તિઓ રહેલી હોય છે અને તેને તેવી શક્તિઓનો વિકાસ કરવા દેવાની છૂટ આપવી

એ જ તેનો સાચો વિકાસ સાધવાનો મૂળ પાયો છે? જે શક્તિઓને દબાઈ રહેવું પડે છે તે શક્તિઓ પોતે કચરાઈ જાય છે, એટલું જ નહિ પણ તેની અસર બીજી શક્તિઓ ઉપર પણ થાય છે, અને આખું જીવન વિકૃત બની જાય છે જ્યારે એક શક્તિ પોતાનું યોગ્ય ક્ષેત્ર પામી વિકાસ પામે તેથી બીજી શક્તિઓને પણ પુષ્ટિ મળે છે, અને આખું જીવન એક ખીલેલા ફૂલ જેવું વિકસિત થઈ શોભા પામે છે વર્ણવ્યવસ્થા પાછળ પણ કંઈક આવી જ વિચારસરણી રહેલી હું જોઈ શકું છું તેનો ઉદ્દેશ અમુક બ્રાહ્મણોને અને તેમના વંશજોને હમેશ માટે આખી પ્રજાના રાજા બનાવી મૂકવાનો કે અમુક વર્ગને દલિતપતિત રાખી તેમની સેવાઓ વટાવી ખાવાનો નહોતો તેનો ઉદ્દેશ એ હતો, કે અમુક માણસો જન્મથી જ અધ્યયનઅધ્યાપન અને માનસિક ચિંતન માટે વધુ યોગ્ય છે, અમુક માણસો પોતાના બાહુબળનો ઉપયોગ કરવામાં જ રસ લઈ શકે છે, અમુક વેપારવણજમાં, અમુક શારીરિક શ્રમમાં—એ વસ્તુસ્થિતિને સ્વીકારી લઈ તેનો ઉપયોગ કરી, એ સર્વ વર્ગોના સહકારથી એવી સામાજિક સ્થિતિ ઊભી કરવી, કે જેથી બધા વર્ગો પોતપોતાની વિશિષ્ટ શક્તિઓને માટે યોગ્ય ક્ષેત્ર પામી પોતાનો અને સાથે એકબીજાનો વિકાસ સાધે, અને સમાજને વધુ સમૃદ્ધ કરે. દરેક માણસના સ્વભાવને અનુસરીને જો કાર્ય સોંપવામાં આવે તો તે કાર્ય પણ વધુ સારી રીતે થાય અને તે માણસ પણ પોતાનો વિકાસ સાધી શકે એ તેનો 'સ્વધર્મ' છે અને તેના પાલનમાં તેનું શ્રેય છે

આ ઉપરથી એમ સમજવાનું નથી કે અમુક માણસનું કામ વધુ શ્રેષ્ઠ છે અને બીજાનું ઊતરતું છે હરગિજ નહિ કારણ કે સ્વધર્મની કલ્પનામાં જ એ વસ્તુ રહેલી છે કે અમુક કામ અમુક માણસને માટે યોગ્ય—આવશ્યક હોય તે જ તેને માટે શ્રેષ્ઠ છે, એ સિવાયનું બીજું બધું તેને માટે ઊતરતું—નકામું—'ભયાવહ' છે બીજાનો ધર્મ—પરધર્મ—બીજાનું કામ, ગમે તેટલું વધારે સારું લાગતું હોય તોપણ, તેને પોતાને માટે તે હરગિજ નકામું—સર્વથા નુકસાનકારક છે અને ગીતાએ એ વસ્તુ ઉપર એટલો બધો ભાર મૂક્યો છે કે તે સમજવામાં સંશય જ ન રહે તે ચોખ્ખા શબ્દોમાં કહે છે

स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ।

અત્યાર સુધીના વિચારથી તમે સમજી ગયા હશો, કે ગીતાની વર્ણવ્યવસ્થાની કલ્પના પાછળ એક સનાતન અને વ્યાપક સત્ય રહેલું છે અત્યારના તેના વિકૃત સ્વરૂપને બાજુએ રાખીએ, પણ વગરસમજ્યે જેઓ આ વ્યવસ્થા જૂની છે તથા હિંદુસ્તાન જેવા કાળા દેશની છે માટે જ તેને હસી કાઢે છે તેઓ જરૂર ભૂલ કરે છે, એમ તમને પણ હવે સમજાશે હવે, એ સત્ય ભલે વ્યાપક હોય, પણ ગીતાએ—હિંદુધર્મે—હિંદુસ્તાને જ તેને પ્રથમ સમજી લઈ તેનો આવો વ્યવસ્થિત ઉપયોગ કર્યો છે, એ માટે જરૂર તમે અભિમાન લઈ શકો

પરંતુ તમે પૂછશો કે દરેક માણસ પોતાનો સ્વધર્મ નક્કી શી રીતે કરે? તેમજ સ્વધર્મ પ્રમાણે દરેકને વિશિષ્ટ કામ મળવું જોઈએ એ વાત સાચી હોય, તોપણ તે વસ્તુને આનુવંશિક કરી શકાય? બ્રાહ્મણનો દીકરો બ્રાહ્મણ જ જન્મે—તેવી જ શક્તિઓવાળો હોય એવું માનવાનું કાંઈ કારણ છે?

પ્રથમ હું પહેલો પ્રશ્ન લઈશ. દરેક માણસ પોતાનો સ્વધર્મ શી રીતે જાણી શકે?

મારુ એવુ માનવુ છે કે આવી મુશ્કેલીને કાઇક હળવી કરવાના ઇરાદાથી જ વર્ણવ્યવસ્થાને આનુવંશિક કરવાનુ આપણા પૂર્વજોએ ઠીક માન્યુ હશે અમુક માબાપને ત્યા, અમુક કુળમા બાળક જન્મે અને બાલ્યાવસ્થામા અમુક પ્રકારના સસ્કારો જાણ્યેઅજાણ્યે પામે, એટલા માત્રથી જ તેની અમુક રુચિઓ ઘડાઈ જાય એમ માની શકાય અને તેથી ઉપરના બને પ્રશ્નોને આ રીતે હુ એક કરી નાખુ છુ

પણ તમારો સવાલ કદાચ અત્યારની પરિસ્થિતિમા સ્વધર્મ કેવી રીતે જાણી શકાય એ વિષેનો હોય કારણ અત્યારે વર્ણવ્યવસ્થા જેવુ રહ્યુ નથી ગમે તે જ્ઞાતિનો માણસ ગમે તે કામ અત્યારે કરતો હોય છે, એટલે આ વસ્તુ નક્કી કરવી એ એક મુશ્કેલીનો પ્રશ્ન થઈ પડે પહેલાના વખતમા ગુરુશિષ્ય જ્યા સહજીવન ગાળતા ત્યા કુશળ ગુરુ અમુક રીતે શિષ્યને તેનો સ્વધર્મ નક્કી કરી આપવામા મદદ કરી શકતો હશે અત્યારે તો એ પણ રહ્યુ નથી આમ પેઢીએપેઢીએ ધધો બદલાય અને કલાકેકલાકે ગુરુ બદલાય એવા જમાનામા માણસે પોતે જ પોતાનો સ્વધર્મ નક્કી કરી લેવાનુ રહે છે, અને સાચી સત્યનિષ્ઠા જો માણસ કેળવે અને તેને ખાતર ગમે તેવો ત્યાગ કરવાની વૃત્તિ રાખે, તો જરૂર તે પોતાનો સ્વધર્મ થોડીઘણી નિષ્ફળતાઓ પછી જાણી શકે *

---

## દ્વિદલ

પ્રતાપરાય પ્ર. પંડ્યા

### તેલીના બળદને

આવ્યો ત્યારથી એક માર્ગ ફરતો, જ્યા તારો જેવા ફર્યા,
આપ્યુ વીર્ય અખૂટ, વાપરી શક્યો ના માર્ગ કો શોધવા;
તો તો યોગ્ય તને ધર્યા ગણુ હવે આંખે જડ્યા ડાબલા.
ચક્કીના ચિચવાટથી પણ હજી જો ના ચહે જાગવા,
તો 'આ અલ્પ' ગણી ચહુ શ્રવણમા જોડી બીજી નાખવા.

### બળદનો પ્રત્યુત્તર

પીલીને તલ ને કઈ મગફળી ભેળી થતી જોઈને
ને તેના ફળરૂપ આ ધણીતણા ગાર્હસ્થ્યને જોઈને
આખો તો ચહુ છું જ બધ કરવા, કિંતુ ગણી 'લૂણ એ'
ખુલ્લા કાન કરી સુણુ, ચહું, બધી ગાળો અને હાક એ—
ચાહે તો કર બધ કાન' સુજ્ઞને ઇશારો બસ છે.

---

* સને ૧૯૨૬મા ગૂજરાત મહાવિદ્યાલયમા આપેલી 'ગીતાવ્યાખ્યાનમાળા'ની નોધના આધારે.

# હિંદની આર્થિક ઉન્નતિની યોજના

ડુંગરસી ધરમસી સંપટ

હિંદની ઔદ્યોગિક ઉન્નતિ સાધવા માટે પ્રજાના સમજુ વર્ગને હવે ઠીક કોડ જાગ્યા છે ખેતીવાડીપ્રધાન દેશો કરતા ઔદ્યોગિક દેશો શ્રેષ્ઠ વિભૂતિ અને ઉન્નતિ ભોગવે છે તે હવે હિંદીઓ સારી પેઠે સમજી શક્યા છે

સને ૧૯૧૮મા ઔદ્યોગિક કમિશનનો રિપોર્ટ ભારતમાર્તંડ શ્રી મદનમોહન માલવીયજીની નોંધ સાથે બહાર પડ્યો ત્યારે હિંદીઓને પોતાની નબળાઈઓ અને ક્ષતિઓનુ ભાન થયુ હતુ પરતુ આપણી હિંદી સરકારની બેકાળજી અને બેદરકારીના પરિણામે જ ઔદ્યોગિક જાગૃતિને પૂરતુ ઉત્તેજન મળ્યુ નહોતુ. તે પછી અનેક વિદ્વાનોએ ઔદ્યોગિક પ્રવૃત્તિ વિષે ગ્રથો લખ્યા છે પરતુ દેશપરદેશના બહોળા અને વ્યાપક અનુભવ મેળવી આ દેશના દેશકાળ મુજબ કોઈ સયુક્તિક યોજના પ્રજા સન્મુખ મુકાઈ હોય એવુ આ લેખકના ધ્યાનમા નથી

ઔદ્યોગિક કમિશનના રિપોર્ટને સત્તર વરસ પસાર થયાં છે તે પછી ઔદ્યોગિક પ્રવૃત્તિને માટે કોઈ શ્રેષ્ઠ પુસ્તક બહાર પડ્યુ હોય તો તે આ વરસે જ સર વિશ્વેશ્વરૈયાની અનુભવી કલમથી 'Planned Economy for India' લખાઈ બહાર પ્રજા સન્મુખ મુકાયુ છે આ પુસ્તક વિસ્તીર્ણ અને યોગ્ય સમાલોચના માગે છે તે ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાની હુ રજા માગુ છુ.

સર વિશ્વેશ્વરૈયાની ઓળખાણ આપવી હોય નહિ. માઇસોરના દીવાનપદે છ વરસો સુધી રહ્યા તે પહેલા તેઓ મોટા અને સફળ ઇજિનિયર હતા. માઇસોરમા રાજ્ય તરફથી અનેક મોટી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ એમણે સ્થાપી હતી દીવાનપદેથી નિવૃત્ત થયા પછી એમણે ભદ્રાવતીનુ લોઢાનુ મોટુ કારખાનુ સભાળ્યુ અનેક મ્યુનિસિપાલિટીઓના કરકસર કરવાના તેઓ સલાહકાર થયા લોઇડ બેરેજની યોજના સબધી તપાસ કરનાર નિમાયા દેશપરદેશોમા ખૂબ પ્રવાસ કર્યો ત્યાના કારખાના બારીકાઈથી જોયા મોટા ઔદ્યોગિક શાહસોદાગરો સાથે ઉહાપોહ કર્યો જાપાનઅમેરિકાની ઔદ્યોગિક પ્રવૃત્તિઓનો બારીક અભ્યાસ કર્યો આવી રીતે ઉત્તર વયના પાકા અભ્યાસ પછી જ આ પુસ્તક લખાયુ છે. સર વિશ્વેશ્વરૈયાએ ઘણા પુસ્તકો બહાર પાડ્યા છે તેમાના ઘણાખરા ઔદ્યોગિક પ્રવૃત્તિને લગતા છે એટલે આ વિષય ઉપર લખવાનો એમનો ખાસ અધિકાર છે અને તે અધિકાર એમણે સપૂર્ણપણે સાબિત કરી બતાવ્યો છે

હિંદમા પાત્રીસ કરોડ લોકો વસે છે યુનાઇટેડ કિંગડમથી એ વસ્તી સાડાસાતગણી છે યુનાઇટેડ સ્ટેટ્સ આફ અમેરિકાની એ વસ્તી ત્રણગણી છે હિંદના લોકોની પ્રાચીન સસ્કૃતિ યુરોપિયનો કરતા ઘણી જ જૂની છે એક વખત આખા જગતમા હિંદની ઔદ્યોગિક પ્રવૃત્તિ અજોડ હતી. પરંતુ હમણા હિંદ પરદેશી સરકારના તાબામા છે. હજારો માઈલ દૂરથી એ

પરદેશીઓ હિંદનુ શાસન કરે છે હિંદના ઔદ્યોગિક વિકાસમા પરદેશીઓનુ હિત નથી એઓ આ દેશને પોતાના ઉત્પન્ન કરેલા માલની મુખ્ય બજાર બનાવવા આવ્યા છે હિંદ પોતાની રોજની જરૂરિયાતની ચીજો માટે પરદેશો ઉપર આધાર રાખે એવુ રાજ્યનીતિનુ પ્રાબલ્ય છે ગરીબ હિંદીઓનો આર્થિક રસ ચૂસવા માટે બીજા દેશોનુ તે નીતિ સાધનરૂપ બનાવવામા આવી છે

આખા જગતમા ભારે મદી છે હિંદમા પણ તેવી જ જબરી મદી પ્રવર્તે છે પરંતુ પરદેશોની મદી ક્ષણિક છે હિંદની મદી દીર્ઘજીવી છે. હજારો ગ્રેજ્યુએટો નોકરી માટે ઝખે છે રેલવેના સાધારણ કલાર્કની અગિયાર જગ્યા માટે ત્રણ હજાર અરજીઓ આવી હતી યુરોપઅમેરિકા પાસે સ્વરાજ છે હિંદમા પરદેશી રાજ્ય છે યુરોપઅમેરિકાની ઉન્નતિની નીતિ પોતાના રાષ્ટ્રના હિતમા ઘડાય છે હિંદની ઉન્નતિની નીતિ પરદેશીઓના લાભમા નિભાવાય છે યુરોપઅમેરિકા પાસે મોટા કારખાના, વિપુલ ધનસચય, વ્યાપક શરાફી, પોતાની જકાતનીતિ, હુશિયાર અને વશપરપરાથી કેળવાયેલા કારીગરો હોવાથી એ દેશોમા મદી બહુ અલ્પ સમયની હશે હિંદને બધુ એકડે એકથી ઘૂટવાનુ હોવાથી તેને આ મદીની અસરમાથી મુક્ત થતા ઘણો સમય લાગશે યુરોપઅમેરિકામા પોતાના આર્થિક પુનરુદ્ધારને માટે જે પચ અને દશવર્ષીય યોજનાઓ રાજ્ય અને પ્રજાના ઐક્યથી શક્ય છે, તે હિંદમા પરદેશી સત્તાને લીધે શક્ય નથી

ગરીબી હોય ત્યા વિસ્તાર પણ વધે છે તે મુજબ હિંદની વસ્તી પણ ખૂબ વધતી જાય છે યુરોપના દેશો પોતાની ફાજલ વસ્તીને માટે સસ્થાનો ધરાવે છે હિંદને તેવી સગવડ નથી અને ૧૮૮૧થી ૧૯૩૧ સુધીના પચાસ વરસોમા હિંદની વસ્તી ૩૯ ટકા વધી છે હવે હિંદ વસ્તીમા આખા જગતમા પહેલો નબર ધરાવે છે ચીનને તો તે ક્યારનુય આટી ગયુ છે. છેલ્લા દશ વરસોમા જ સાડાત્રણ કરોડ જનસખ્યા વધી છે બગાળમા એક ચોરસ માઈલે ૯૩૫ જેટલી વસ્તી છે યુરોપ આખાનુ પ્રમાણ ચોરસ માઈલે ૧૨૭, અમેરિકાનું ૪૧, જાપાનનું ૪૪૩ અને ચીનનુ ૨૨૦ આવે છે એક ગરીબ, પરસત્તા હેઠળનો દેશ વસ્તીના આવડા વધારાને કેમ સહન કરી શકશે ? આપણી જમીન આવા વધારાને કેમ નભાવી શકશે ? જગતમા આપણા મજૂરોને માટે પણ બીજા દેશોના દરવાજા બધ છે

રોગચાળો, ઉપદ્રવો અને તેથી ભયંકર મરણપ્રમાણમા હિંદની ભયાનક સ્થિતિ છે છેલ્લા દશ વરસોની ગણતરી કરતા હિંદમા મરણપ્રમાણ દર એક હજારે ૨૪૫ નું છે બ્રિટનમા દરહજારે ૧૨.૫નુ, ફ્રાન્સમા ૧૬.૩નુ, જર્મનીમા ૧૧.૧નું, યુનાઇટેડ સ્ટેટ્સ આફ અમેરિકામા ૧૧.૩નુ અને જાપાનમા ૧૮.૧૭નુ છે હિંદમા મનુષ્યની સરેરાશ આયુમર્યાદા ૧૯૩૧ની વસ્તીગણતરી મુજબ ૨૬.૭ વરસની છે તે ઇંગ્લાંડની ૫૭.૬, અમેરિકાની ૫૬.૪, જર્મનીની ૪૯.૦૪, કૅનેડાની ૫૩.૪ અને જાપાનની ૫૬ છે હિંદમા શહેરી, ઉદ્યોગી પ્રજા ૧૧ ટકા અને ગામડામા ખેતીપ્રધાન પ્રજા ૮૯ ટકા રહે છે ઇંગ્લાડ અને વેલ્સમાં ઉદ્યોગી ૮૦ અને ખેતી ખાતે ૨૦ ટકા છે જર્મનીમા તે ૬૨ અને ૩૮ ટકા, ફ્રાન્સમા ૪૯ાા અને ૫૦ાા ટકા, યુનાઇટેડ સ્ટેટ્સ આફ અમેરિકામા ૫૬ા અને ૪૩ાા ટકા, કૅનેડામા ૫૩ાા અને ૪૬ાા ટકા, તથા જાપાનમા ૫૬ અને ૪૪ ટકા છે હિંદના માણસો કેવી રીતે કામે લાગ્યા છે તે નીચેનો કોઠો દર્શાવશે:

| ધંધો | ૧૯૩૧મા ધંધે વળગેલાની સંખ્યા | ટકા |
|---|---|---|
| ખેતી, શિકાર, માછીમાર | ૧૦૨,૨૯૪,૪૩૦ | ૨૦.૨ |
| ઉદ્યોગ, ખાણ | ૧૫,૬૯૭,૯૫૩ | ૪ ૪ |
| વ્યાપારવાહન | ૧૦,૨૫૫,૦૦૩ | ૨.૯ |
| સરકારી નોકરી, લશ્કર | ૧,૮૩૬,૭૫૮ | ૦.૬ |
| હુન્નરઉદ્યોગ | ૨,૩૧૦,૧૪૧ | ૦ ૭ |
| ઘરનોકરી | ૧૦ ૮૯૮,૨૭૭ | ૩.૧ |
| બીજા વ્યાખ્યારહિત ધંધા | ૭,૭૭૮,૬૪૨ | ૨.૨ |
| બેકાર જેવા ધંધા | ૧,૮૪૪,૮૩૭ | ૦.૫ |
| કુલ | ૧૫૩ ૯૧૬,૦૫૦ | ૪૩.૬ |

## વિદ્યા

હિંદમા અને ૧૯૩૧ની વસ્તીગણતરી મુજબ કુલ ભણેલા ૨૩,૬૬૯,૭૫૧ પુરુષો અને ૪,૧૬૯,૧૦૫ સ્ત્રીઓ હતી, જે આખી વસ્તીના પ્રમાણમા આઠ ટકા ગણાય દશ વરસ અને તેની ઉપરનાની ગણતરી કરતા બ્રિટિશ હિંદમા ૧૧ ટકાનુ ભણતરનુ પ્રમાણ આવે છે તે સાથે બીજા દેશો સરખાવતા તે ગ્રેટબ્રિટનમા ૯૨ ૫ ટકા, ફ્રાન્સમા ૯૪ ૧, જર્મનીમા ૯૯.૭, અમેરિકામા ૯૫ ૭, જાપાનમા ૯૬, કેનેડામા ૯૪ ૯ અને ઓસ્ટ્રેલિયામા ૯૮.૯ આવે છે રશિયાના આકડા તપાસતા જણાય છે કે ત્યા છેલ્લા દશ વરસોમા ૮૩ ટકા અભણોની સંખ્યા ઘટાડી દશ ટકા ઉપર લાવવામા આવી છે દશ વરસમા પોણોસો ટકા વસ્તીને શિક્ષિત કરવાનો દાખલો જગતમા અજોડ છે

છેલ્લા આકડાઓ મુજબ બ્રિટિશ હિંદમા અને ૧૯૩૦-૩૧માં કુલ ૨૬૨,૦૬૮ વિદ્યાની સસ્થાઓ હતી અને ૧૨,૬૮૯,૦૮૬ વિદ્યાર્થીઓ હતા આ મુજબ દર ૧,૦૩૬ મનુષ્યે એક સસ્થા આવે છે આ મુજબ હિંદમા સ્કૂલ જનારાઓની સરેરાશ ૪.૬૭ની આવે છે જ્યારે તે ગ્રેટબ્રિટનમા ૧૮.૮, જાપાનમા ૧૯, યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામા અને કેનેડામા ૨૩.૭ અને ૨૪.૪ જેટલી છે હિંદમા ૨૧ માણસે એક છોકરો વિદ્યાર્થી એવુ પ્રમાણ આવે છે, તો કેનેડામા ચાર માણસે એક છોકરાની સરાસરી આવે છે રશિયામાં ૩ાા કરોડ છોકરાઓ અને મનુષ્યો શિક્ષણ લે છે, ત્યા ૭ માણસે એકની સરાસરી આવે છે હિંદમા વિદ્યા પાછળ સરકાર કુલ ૨૮ા કરોડ રૂપિયા ખર્ચે છે, જે દર છોકરા પાછળ રૂા ૨૨ આવે છે જાપાનમા દરેક છોકરા પાછળ રૂ. ૫૯, ગ્રેટબ્રિટનમા રૂ ૧૭૨, કેનેડામા રૂ ૧૯૯, અમેરિકામા રૂ ૨૭૫ સરકાર ખર્ચે છે. રશિયામા પચવર્ષીય યોજનાના પહેલા ચાર વરસોમા ૫૮૨ અબજ રૂબલ વિદ્યાવૃદ્ધિ માટે વપરાયા હતા હિંદમા દર મનુષ્યે રૂ ૧ની સરાસરી વિદ્યાખર્ચની આવે છે, ત્યારે જાપાનમા રૂ ૧૧, અમેરિકામા રૂ ૨૨, કેનેડામા રૂ ૪૮, અને અમેરિકામા રૂ ૬૫ ખર્ચાય છે

હિંદમાં અને ૧૯૩૦-૩૧ મા ૧૭૦૮ વર્તમાનપત્રો હતા તેમા ૨૨૧ દૈનિક હતા. બધા વર્તમાનપત્રો અને માસિકોની સખ્યા ૪૪૬૮ની હતી આનુ પ્રમાણ દર દસ લાખ માણસે એક વર્તમાનપત્રનુ આવે છે તે સાથે બીજા દેશોમા તે પ્રમાણ જોતા અમેરિકામા ૧૭૨, જાપાનમા ૧૫૫, કેનેડામા ૧૫૮, અને રશિયામા ૧૦૦ની સરેરાસ આવે છે

## ખેતી

હિંદની ખેતી બહુ જ પછાત છે અને ૧૯૨૧-૨૨માં ૨૦ા અબજની હિંદમાં ખેતીની

પેદાશ થઈ હતી, જે મનુષ્યદીઠ રૂ ૬૪ ની પેદાશ સરેરાશ આવે છે ત્યારે અમેરિકામાં રૂ ૧૭૫, કેનેડામા રૂ ૨૧૩, જાપાનમા રૂ. ૫૭, અને ગ્રેટબ્રિટનમાં રૂ. ૬૨ની સરેરાશ આવી હતી હિંદમા અને ૧૯૨૧–૨૨મા ઔદ્યોગિક પેદાશ ૪॥ અબજની ગણાઈ હતી–હમણા સહેજ વધી હશે,—જે દર મનુષ્યે રૂ ૧૨ની ગણતરી થાય છે અમેરિકામા દર મનુષ્યે ઔદ્યોગિક પેદાશ રૂ ૩૨૧, ગ્રેટબ્રિટન અને આયર્લૅડમા રૂ ૪૧૭, કેનેડામા રૂ ૪૭૦ અને જાપાનમા રૂ. ૧૫૮ પેદાશ સરેરાશ ગણાઈ હતી

આખા હિંદમા ૧૮ લાખ ચોરસ માઈલ જમીન છે, જે જગત આખાની ૨·૧૫ ટકા ગણાય છે બ્રિટિશ હિંદની વસ્તી ૨૭॥ કરોડની છે તેમા ખેતી ઉપર નભતી વસ્તી ૧૯॥ કરોડ એટલે ૭૦ ટકા છે આખા બ્રિટિશ હિંદમા પાચ કરોડ એકર જમીન પાણીથી પીત કરવામા આવે છે તેમા ૨॥ કરોડ એકર નહેરના પાણીથી, ૬૧ લાખ તળવના પાણીથી, અને ૧॥ કરોડ કૂવાના પાણીથી પાવામા આવે છે સરકારે નહેરો ઉપર એક અબજ છત્રીસ કરોડ રૂપિયા ખરચ્યા છે નીચે મુજબ હિંદની પેદાશ થાય છે

| પાક | એકર દશલાખ | પેદાશ ટન દશલાખ |
|---|---|---|
| ચોખા | ૮૦·૬ | ૩૩·૨ |
| ઘઉ | ૨૪·૮ | ૯·૩ |
| બીજા અનાજો | ૧૬ ૪ | ૨·૬ |
| શેરડી | ૨·૯ | ૩·૨ |
| બિયા | ૧૬·૪ | ૨·૬ |
| કપાસ | ૧૪·૨ | ૩·૮ |
| જુટ | ૩·૪ | ૧૧·૨ |
| ચાહ, કૉફી, રબર | ૧·૬૪ | ૪૪૮ દશલાખ પાઉંડ |

હિંદ ખેતીપ્રધાન દેશ છે છતા અનાજની પેદાશ વસ્તીપૂરતી થતી નથી ૩૫ કરોડને બે ટક જમાડવા માટે ૮॥ થી ૯ કરોડ ટન અનાજ જોઈએ છીએ હિંદનો અનાજનો પાક ૨૦ કરોડ એકર જમીનમાથી લગભગ ૭ થી સાત કરોડ ટન થાય છે પરદેશની ચડગત, વાવણીના બીજો અને જાનવરોને માટે વપરાતુ અનાજ બાદ કરીએ તો મનુષ્યોને માટે માત્ર પાચ કરોડ ટન અનાજ બાકી રહે છે આની રીતે હિંદીઓને બે ટક મળે તેટલુ અનાજ હિંદીઓ પોતાના ખેતીપ્રધાન દેશમા પકવતા નથી અને લગભગ સાડાત્રણથી ચાર કરોડ ટન દર વરસે ખૂટે છે હિંદી નિકાસ વેપારનો મુખ્ય આધાર કપાસ, જુટ, બિયા અને ચા ઉપર રહ્યો છે હિંદના ૭૦ ટકા મનુષ્યો ખેતી ઉપર રોકાયા છે પરતુ તેઓ ૧૦૦ ટકા મનુષ્યો માટે ખોરાક પૂરો શકતા નથી

બીજા સુધરેલા દેશો ઉદ્યોગપ્રધાન છે ગ્રેટબ્રિટનમા ખેતી ઉપર ૭ ટકા (હમણાં જ્યારે સરકારે બેકારોને ખેતી ઉપર લગાડવા માંડ્યા છે ત્યારે ૧૧ ટકા), અમેરિકામાં ૨૬ ટકા, કેનેડામા ૩૩ ટકા, અને યુરોપના બીજા મુખ્ય દેશોમા ૩૦થી ૪૦ ટકા માણસો કામે લાગ્યા છે, ત્યારે હિંદમા ૭૦ ટકા લાગ્યા છે

હિંદના લોકોમા અનહદ અજ્ઞાન, અભણતા અને ગરીબાઈ છે, તે ઉપરના આંકડાઓથી જણાશે લોકો ધર્મના ધતિંગો અને વહેમોમા સપડાયા છે સમયની તેમને કિંમત નથી સાધનોનો બગાડો ભયંકર છે લગભગ અર્ધો ભાગ સ્ત્રીઓ છે. તેમના પડતપણાનો પાર નથી એક ટકો સ્ત્રીઓ પણ માંડ લખી વાંચી જાણે છે. અસ્પૃશ્યો, બીનો, રોગ, અનાથ

લગભગ આઠ કરોડ ઉપર છે. તેઓ પશુજીવનથી પણ નીચું જીવન ગુજારે છે તે સિવાય શહેરોમાં કાંઈક સમૃદ્ધિ જોવામા આવે છે પરંતુ શહેરોમા ગરીબોના આવાસમાં ગીચ વસ્તી, અનીતિ, ભૂખમરો, કજિયાકંકાસ, અનેક જાતના રોગો, ઉપદ્રવો જોવામા આવે છે ગામડામા ગરીબાઈ જીવત સ્વરૂપે રહી છે ગદાઈ, રોગચાળો અને ગરીબાઈ ત્યા હમેશ માટે વસવાટ કરી રહ્યા છે મે ઓરીસાના ગામડા અને અનાર્યોના જગલના ગામડાઓ જોયા છે હદ ગરીબાઈ છે છતા રાજા, મહારાજા, મહતો, રોકશાહુકારોમા સમૃદ્ધિ, મોજ, વિલાસ અને ગોખો જરૂર જોવામા આવે છે

વસ્તીના વધારાથી જમીનના નાનાનાના ટુકડા થતા જાય છે જમીનના ઘણા માલેક થવાથી ખેતીની પેદાશ ઉપર વધારે ખર્ચો પડે છે આથી ખેડૂતને બહુ થોડુ મળી શકે છે નાનાનાના ટુકડાઓમા સમૃદ્ધખેતી થઈ શકતી નથી બીજા સુધરેલા દેશોની પેઠે પેદાશ વધારી શકાતી નથી મનોનરીતે કામે લગાડી શકાતી નથી પંજાબમા ત્યાની સરકારે કમિટીઓ નીમી, ખેડૂતોને સમજાવી, સમૃદ્ધખેતીનો અખતરો કરાવી જોયો છે તે જરૂર ફતેહમદ નીવડ્યો છે

ખેડૂતો ઉપર લગભગ ૧૦ અબજ રૂપિયાનુ કરજ છે આટલુ મોટુ કરજ ખેડૂતોથી ભરાવુ બહુ મુશ્કેલ છે ખેડૂત વશપરપરાથી શાહુકારોના કરજ સાથે જકડાયેલો રહે છે સહકારી સસ્થાઓએ આ દિશામા ઘણુ સુદર કામ કર્યું છે, પરંતુ તેમની વ્યાપકતા અને કાર્યક્ષેત્ર બહુજ અલ્પ પ્રમાણમા છે એટલે આ સવાલનો નિર્ણય ન થાય ત્યા સુધી ખેતીની હાલત સુધરે નહિ હિંદુસ્તાનની ખેતીના સુધારા ઉપર ૭૦ ટકા પ્રજાની સારી સ્થિતિનો આધાર છે ખેડૂતને હમણા બાર માસમા ૭ માસથી સાત માસ સુધી જ માત્ર કામ રહે છે. પાચ માસ તે નવરો રહે છે તેવા સમયમા ગૃહઉદ્યોગો માટે તેને શિક્ષણ આપવુ સારુ છે રસી બનાવવી, સૂતર કાતવુ, કાપડ, પાટી વણવી, ટોપલા બનાવવા, વગેરે અનેક કામો તે કરી શકે છે ગોળ બનાવવો, શાકભાજી ઉગાડવા, સાદડીઓ વણવી વગેરે ઘણા ગૃહઉદ્યોગો તેના કુટુબ માટે ઉપયુક્ત થઈ શકે તેમ છે.

ઇંગ્લડમા બેકારોને રોજગારી આપવા માટે જમીનના મોટા ટુકડાઓ તૈયાર કરવામા આવ્યા છે હજારો કુટુબોને એ ટુકડાઓ ઉપર વસાવવામા આવશે તેમને હથિયાર, ઘોડા, યંત્રો, નાણા, બીજો અને ખાતર સરકાર પૂરા પાડશે ખાવાનુ અને કપડા પણ પૂરા પાડવાની યોજના છે રશિયાએ તો આ બાબતમા ખૂબ દ્રવ્ય ખર્ચ્યું છે ત્યા બે લાખ ટ્રૅક્ટરો હમણા કામે લગાડવામા આવ્યા છે દરરોજ રશિયા ૩૦૦ ટ્રૅક્ટરો બનાવે છે રશિયા બીજાં પાચ વરસોમા બહુ મોટી રકમના અનાજ, કપાસ, ખાડ પેદા કરશે

## રસ્તાઓ અને વાહનો

હિંદમા સને ૧૯૩૦–૩૧માં ૨૫૩,૧૨૫ માઈલના રસ્તા હતા તેમા ૨૭,૩૩૯ માઈલના પાકા રસ્તા અને ૨૧,૨૯૪ માઈલના કાચા રસ્તા સરકાર નિભાવે છે ૪૬,૭૧૬ માઈલના પાકા અને ૧૫૭,૭૭૬ માઈલના કાચા રસ્તા મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડો નિભાવે છે હિંદમાં સને ૧૯૩૧–૩૨મા કુલ ૪૨,૭૫૩ માઈલની રેલવેઓ હતી બીજા દેશોની સરખામણીમા હિંદ પાછળ છે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામા ૨૬૧,૮૧૬ માઈલની રેલવે છે. હિંદમા દર દશલાખ માણસો ૧૨૦ માઈલ રેલવેની સરેરાશ આવે છે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં ૨૧૩૨ માઈલની દશલાખ માણસો ઉપર સરેરાશ આવે છે

ગ્રેટબ્રિટનમાં ૨૧૧૬૨ માઈલની રેલવે અને દશલાખ માણસ ઉપર ૪૬૦ની સરેરાશ આવે છે કેનેડામા ૪૩,૧૭૩ માઇલ રેલવે અને ૪૩૧૮ માઈલની સરેરાશ આવે છે

વેપાર

હિંદનો વેપાર દિનપ્રતિદિન ઓછો થાય છે પરદેશોના પ્રમાણમા હિંદનો વેપાર ઘણો ઓછો છે દર મનુષ્યદીઠ રૂ ૧૭ની સરેરાશ આવે છે જ્યારે યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાનો મનુષ્યદીઠ રૂ ૨૧૪, ગ્રેટબ્રિટનનો રૂ. ૫૯૭, કેનેડાનો રૂ ૬૨૦, અને જાપાનનો રૂ ૯૦ વેપાર છે આખા જગતની મદી પહેલા એટલે સને ૧૯૨૯મા ૧૯૦ અબજનો વેપાર હતો સને ૧૯૩૩મા તે માત્ર ૭૭ અબજનો રહ્યો હતો હિંદનો વેપાર પણ ઘટીને આઠ આના થઈ રહ્યો છે હિંદનો પરદેશનો વેપાર ઘણોખરો યુરોપિયનોના હાથમા છે માખણ હિંદીઓને મળતુ નથી માત્ર પાણી જેવી છાસ હિંદીઓને મળે છે

વહાણવટુ'

હિંદનુ વહાણવટુ બહુ જ નાનુ છે તે પણ લગભગ એક રૂપિયામા ચૌદ આના ઉપર પરદેશીઓના હાથમા છે હિંદીઓને પોતાના દેશનો વેપાર પણ પોતાના હાથમા નથી બધુ વહાણવટુ જબરદસ્ત યુરોપિયન કંપનીઓના વહીવટ અને મૂડી નીચે ચાલે છે હિંદના બંદરો ખાતે સને ૧૯૩૧-૩૨મા કુલ ૨૦૫ દશલાખ ટન વહાણવટાની આવકજાવકની નોધ હતી આથી ઘણુ જ વધારે એટલે ગ્રેટબ્રિટન બંદરો ખાતે ૧૬૧ દશલાખ ટન, કેનેડા ખાતે ૬૬ દશલાખ ટન, અમેરિકા ખાતે ૧૪૬ દશલાખ ટન અને જાપાન ખાતે ૧૧૦ દશલાખ ટન વહાણવટુ નોધાયુ હતુ હિંદમા હિંદી માલિકીની અને હિંદી વહીવટ નીચેની પચીસ સ્ટીમરો પણ પૂરી નથી તેમ હાલમા જે ભારે હરીફાઈ યુરોપિયન કંપનીઓ કરે છે, તેથી હિંદી વહાણવટુ આગળ વધે તેમ પણ નથી હવે તો નવા કાયદા હેઠળ અગ્રેજ વહાણવટાને કાયદેસર સરકારી રક્ષણ મળ્યુ છે એટલે હિંદી વહાણવટાને આગળ વધવાને જરા પણ અવકાશ રહ્યો નથી કેનેડા, ઑસ્ટ્રેલિયા વગેરેનુ વહાણવટુ ખૂબ વધે છે, જ્યારે હિંદનુ પાછુ હઠે છે

પોસ્ટ અને ટેલિગ્રાફ

સને ૧૯૩૧-૩૨મા હિંદમા કુલ ૨૩,૯૮૩ પોસ્ટ ઑફિસો હતી એ વરસમાં એક અબજ ઉપર કાગળ, પોસ્ટ કાર્ડ અને મનીઑર્ડરોનો વ્યવહાર થયો હતો સાત કરોડ વર્તમાનપત્રો વહેંચાયા હતા. ૧૧ કરોડ પારસલો, અને દશકરોડ પેકેટો પોસ્ટ ઑફિસોએ વહેચ્યા હતા. આ સર્વેનો સરવાળો દર મનુષ્યે સરેરાશ ૩-૪ લાવે છે જ્યારે અમેરિકામા દર મનુષ્યે ૨૧૬, ગ્રેટબ્રિટનમા ૧૪૪ અને જાપાનમા ૮૭ની પોસ્ટ ઑફિસદ્વારા વહેંચાયેલી વસ્તુની સરેરાશ આવી છે આપણા કરતા સેંકડોગણા વધારે કાગળો અને પારસલો સુધરેલા દેશોની પોસ્ટ ઑફિસો લઈ જાય છે

એ જ વરસમા એક કરોડ એંસી લાખ તારના સંદેશા તાર ઑફિસોએ મૂકયા હતા, જેની સરેરાશ એક હજાર માણસો પાછળ ૫૧ જેટલી માત્ર આવે છે આની સામે ગ્રેટબ્રિટનમા દર ૧૦૦૦ માણસોએ ૧૧૨૯ સંદેશા, જાપાનમા ૯૪૧ સંદેશા, અમેરિકામા ૧૯૫૧ સદેશા, અને કેનેડામા ૨૧૪૫ સંદેશાઓની ગમ આવી હતી હિંદમા ટેલિફોનોના માત્ર ૫૫,૮૫૦ ગ્રાહકો હતા તેની દશહજાર મનુષ્યો પાછળ ૧-૬ની ગમ આવે છે જ્યારે જાપાનમા દશ હજાર મનુષ્યો પાછળ ૧૧૦, ઑસ્ટ્રેલિયામા ૮૩૦, અમેરિકામા ૧૬૩૪, ગ્રેટબ્રિટનમા ૪૪૬ અને કેનેડામા ૧૪૧૦ ટેલિફોન સબંધો હતા.

## નાણાંની પેદાશ

હિંદી અને પ્રાંતિક સરકારોની સને ૧૯૩૨-૩૩માં ૨૬૮ કરોડ પેદાશ હતી, જે દર મનુષ્યે રૂ ૧૯ જેટલી આવે છે વડી સરકારની આવક ૧૩૦ કરોડની હતી તે સામે ગ્રેટબ્રિટનની ૧૩૩૪ કરોડ, અમેરિકાની ૨૭૩૨ કરોડ, કેનેડાની ૨૦૫ કરોડ, અને જાપાનની ૪૫૯ કરોડ પેદાશ હતી આ દેશો કરતા હિંદની વસ્તી પ્રમાણમા ઘણી જ મોટી છે.

## લશ્કરી ખર્ચ

હિંદમા અંગ્રેજી લશ્કર, દેશી લશ્કર, દરિયાઈ લશ્કર અને વિમાની લશ્કર, એ રીતે ચાર ખાતા છે. જગતના મહાન યુદ્ધ વખતે લગભગ સાડાચૌદ લાખ હિંદીઓ યુદ્ધક્ષેત્રમા બ્રિટિશ સરકારના હુકમ મુજબ ઉતારવામા આવ્યા હતા આમા ૧૩ાા લાખ સિપાહીઓને તો પરદેશો ખાતે મૂકવામા આવ્યા હતા હિંદે એક સો ટકા કુલ શહેનશાહના લશ્કરમાથી પચીસ ટકા પૂરા પાડયા હતા, જ્યારે બધા સંસ્થાનોએ મળી માત્ર બાર ટકા લશ્કર મૂક્યુ હતુ. સને ૧૯૩૨મા સાઠ હજાર અંગ્રેજ લશ્કર અને ૧૬૨ હજાર હિંદી લશ્કર હતુ તે સિવાય ૧ા લાખ માણસ વૉલંટિયરો કે દેશી રાજ્યો પાસેનુ લશ્કર હતુ કુલ લશ્કર સાડા-ત્રણ લાખનુ હતુ તેની સામે ગ્રેટબ્રિટનનુ લશ્કર બે લાખ, અમેરિકાનુ ૧૩૨ હજાર, જાપાનનુ રાા લાખ અને કેનેડાનુ માત્ર ચાર હજાર જ લશ્કર રાખવામા આવ્યુ હતુ

લશ્કરી ખર્ચ ૧૯૩૦-૩૧મા સાઠ કરોડ રૂપિયાનું હતુ અને ૧૯૩૨-૩૩મા એકાવન કરોડનુ હતુ તે સામે ગ્રેટબ્રિટનમા ૧૧૮ કરોડ, અમેરિકામા ૧૬૯ કરોડ, જાપાનમા ૬૩ કરોડ અને કેનેડામા ત્રણ કરોડ માત્ર હતુ આ પ્રમાણે હિંદની ગરીબાઈ, ઓછી પેદાશ અને ટૂંકા સંયોગો જોતા હિંદનુ લશ્કરી ખર્ચ બહુ જ ભારે ગણાય, છતા લશ્કરી ખર્ચ ઘટાડવાની મનાઈ કરવામા આવે છે

## પરચૂરણ

આખા જગતમાં સુધરેલા દેશોમા કુલ વિદ્યુદ્શક્તિની પેદાશ ૭ાા કરોડ કીલોવારની ગણાય છે હિંદના કારખાનાઓમા દશલાખ કીલોવાર પેદા થઈ શકે છે, જ્યારે ગ્રેટબ્રિટનમા પચાસ લાખ એટલે પાંચગણી પેદા કરાય છે અમેરિકામા સાડાત્રણ કરોડ, અને જાપાનમા ૪૦ લાખ કીલોવાર વિદ્યુદ્શક્તિ પેદા થાય છે

એક હિંદીની સરેરાશ વાર્ષિક આમદાની રૂ ૮૨ની ગણાય છે પણ હમણાની મંદીના સમયમા રૂ ૫૫ જેટલી ગણવામા હરકત જેવુ નથી આની સામે એક જાપાનીઝની સરેરાશ વાર્ષિક આમદાની રૂ ૨૭૧, એક જર્મનની રૂ ૬૩૪, એક અંગ્રેજની રૂ ૧૦૬૨, કેનેડાવાસીની રૂ ૧૨૬૮, ફ્રાન્સવાસીની રૂ ૬૩૬, અને અમેરિકનની રૂ. ૨૦૫૩ની ગણાય છે એક હિંદી કરતા એક અંગ્રેજની આમદાની તેરગણી વધારે છે, એક અમેરિકનની પચીશ-ગણી વધારે છે.

અમેરિકાની કુલ સમૃદ્ધિ રૂ ૧૧૨,૩૧૫ કરોડની ગણવામા આવે છે બ્રિટિશ હિંદની કુલ સમૃદ્ધિ રૂ ૧૨,૦૦૦ કરોડની ગણાય છે આ રીતે હિંદ કરતા અમેરિકાની સમૃદ્ધિ નવગણી વધારે છે ને સિવાય હિંદની વસ્તી અમેરિકા કરતાં ત્રણગણી વધારે છે. તે તો નફામા ગ્રેટબ્રિટનની સમૃદ્ધિ રૂ ૨૯,૪૩૨ કરોડ એટલે હિંદ કરતા અઢીગણી વધારે છે આખા જગતની મિલકત રૂ ૨૭૭,૭૭૭ કરોડ ગણાય છે અમેરિકા પાસે આખા જગતની ચાલીશ ટકા સમૃદ્ધિ છે, જ્યારે વસ્તી માત્ર સાત ટકા છે, હિંદની વસ્તી ૧૭ ટકા છે, અને સમૃદ્ધિ માત્ર પાંચ ટકા છે.

# ઉમર ખય્યામની રુબાયાત

સ્વ. અંબાલાલ ગોવિન્દલાલ

૧

વૃક્ષની છાયાતળે, નિર્જન સ્થળે
રંગીન શરાબ, કિતાબ ગીતતણી અને,
ને તું—પ્રણય લલકારતી પડખે હશે,
નિર્જન સ્થળો તો સ્વર્ગથી સુંદર થશે.

૨

ક્ષણજીવી જીવતર, કયા સુધી સંતાડશે
સંકેત એ—કહી નાખ માશૂક હોય તે,
બારીક અંતર કહે, વસે સાચા જૂઠે
ને શા ઉપર આ જીવનો આધાર છે ?

૩

સાદ મયખાનેથી—વ્હાણે આવજો,
મધમહેફિલના બિરાદર જાગજો,
દહાડા ભરાયે જિંદગીના તે પ્રથમ
હું ભરું મયજામ,[1] પીવા આવજો

૪

આવ, આવી વસંત જામ શરાબ દે,
બાળ પશ્ચાત્તાપ, ઉષ્માની 'ન શે',
સ્હેજમાં પક્ષી સમયનું આવશે,
જો ઊડ્યું, ઝટ કર, અહીં તે આવશે.

૫

સરિતાકિનારે જો ગુલાબ ખીલે અહીં,
ખય્યામ સાથે આવ લાલ શરાબ પી,
ઘેરો લઈને મય પધારે સાકી જો
તારી તરફ—તે પી નિરાતે, ગમ[2] નહિ.

---

૧. મય=શરાબ, જામ=પ્યાલો. ૨ ફિકર

૬

ઉષા ઊગીને બહારથી આવ્યો અવાજ:
ઊભા શરાબી બારણે, ખોલો કમાડ,
જાણો તમે આજે અહીં, કાલે કયહીં ?
ને એકવાર ગયા પછી કઈ છે જવાબ ?

૭

અપ્સરાનો સાથ સ્વર્ગે સંતને,
મદ્ય ને મદ્યના ફુવારા જ્યા ઊડે,
દીનની આજ્ઞા પીજો પરલોકમા;
ત્યાં હલાલ, અને હરામ અહીં હશે !

૮

આસપાસ ઊંચે નીચે અહીં ને તહીં
જાદુગરીના ખેલ છે એ—કંઈ નહી,
સૂર્ય વચ્ચે દીવડો, ભૂત-છાય શા
ગોળ આપણુ આવીએ જઈએ અહીં.

૯

માયાતણા આ મંદિરે જ્ઞાનીજને
શાને પરોવ્યુ મન ? અલ્લાહ બોલીને !
થાવા વિરક્ત વિહારથી જ્યારે ચહે
મૃત્યુ ગ્રહે છે હાથ, બોલે 'ઊઠ હવે'.

૧૦

શાને ટકોરે મદ્ય-વેરી મસ્તને ?
પુણ્ય હત, તો દૂર હત, તું શું કહે
દીનના ડોળી, સબર[1], સાચું કહે
સોગણાં પાપો શરાબીથી કરે.

૧૧

મધરાત વીતી દ્વાર ધીમે ઊઘડયું,
આવી સનમ—ને નૂરથી ન્હાણું થયું,
સીને[2] સુરાહી હતી મને આજ્ઞા કરી,
કે ચાખ—ચાખ્યુ એ જ, અમૃત દ્રાક્ષનું.

---

૧. ધીરજ (રાખ) ૨ છાતીએ.

૧૨

જોણ્યું ખિરાદર હામ મેં કેવી ભીડી?
તલ્લાક જૂનીને, ફરી શાદી કરી.
બુદ્ધિ નઠોર હતી બિછાનેથી તજી,
દ્રાક્ષ-તનયા સાથે મે મૈત્રી કરી.

૧૩

સ્વર્ગનું સંગીત કુરાને કહે
સોનેરી પાનાં, પણ નહિ દષ્ટિ ઠરે;
આયત રસીલી જામ ઉપર ચીતરી,
તે વાંચતા ઉપકારવશ હૈયુ નમે

૧૪

ખાજા[1]! વિનંતિ એક મારી ધ્યાન ધરઃ
અલ્લાહને સોંપી મને, તુજ કામ કર,
હું ખરે રસ્તે, તને અવળુ દીસે,
દષ્ટિ તુજ સુધાર, ના મુજ વાત કર.

૧૫

આજ જુમ્મા છે મુસલમાનો કહે,
જો ભરી સુરાહી, આજ શરાબ લે.
અન્ય દહાડે એકથી સંતોષ જો,
જામ બે ભર આજ જો મહિમા વધે.

# 'રામુ, ઝારી?'

સ્નેહરશ્મિ

રામશંકર પંડયાનો સંસાર સુદામાના રથની જેમ ટગુમગુ ચાલ્યા કરતો હતો. અનેક વખત તેમને જગત ઉપર વૈરાગ્ય આવતો, પણ એ દુષ્ટ જગત તેમને છોડે એવું નહોતું અને તેમના સંકલ્પો નિમિત્તમાત્રમાં સરી પડતા. તેમનો વિદ્યાવ્યાસંગ ભારે હતો. વ્યાકરણ, જ્યોતિષ, કાવ્ય વગેરે તેમના પ્રિય વિષય હતા. તેમનું સંસ્કૃતનું જ્ઞાન અગાધ હતું, પણ તેમનેય વારંવાર સુદામાની પત્નીની જેમ ગૃહિણીના વેણ સાંભળવા પડતા:

'એ જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે,
'માગે બાળક લાવો અન્ન, લાગું પાયજી રે'

અને ઋષિરાયજીમાં પાય લાગતી એ પત્નીના વેણને પાછા ઠેલવાની શક્તિ રહેતી નહિ. તે કચવાતે મને ખભે ઝોળિયો નાખી નીકળી પડતા, અને ત્રણચાર ઘેર આંટા મારી જે કંઈ મળે તે લઈ પાછા આવતા.

રામુ પંડયાનો આ નિત્યનો જીવનક્રમ. એમાં કોઈક વખત ઉઘરાણી કરવા આવનારના તકાદાથી વિક્ષેપ પડતો. તે વખતે પંડયાજીને જગતનો અન્યાય ખૂબ જ સાલતો. લોકોને ત્યાં ભર્યાભંડાર પડ્યા હોય, અને પોતાના જેવા વિદ્વાન ધાર્મિક પુરુષને એટલા ભૂખે જ મરવું પડતું ન હોય, પણ અસંસ્કારી જડમાઓના મહેણાં પણ સાંભળવા પડતા હોય, એ તો અન્યાયની અવધિ ને? પંડયાજી પર આવા અન્યાયોની ઝડી આજકાલ ખૂબ વરસી રહી હતી. મોદીની ઉઘરાણી ખૂબ ચડી ગઈ હતી, અને તે હવે એક પાઈનું પણ ઉધાર ધીરવા તૈયાર નહોતો. દિવાળી નજીક આવતી હતી. છોકરાઓ ઘરમાં સારાં કપડાં અને સારુંસારું ખાવાને માટે તગાદો કરતા હતા, ગૃહિણી પંડયાજીની નિષ્કર્મણ્યતાના ઉપર ધમપછાડા કરતી હતી. એ બધાથી અકળાઈ એક દિવસ રામુ પંડયા ખભે ઝોળિયો નાખી ઘર બહાર નીકળી પડ્યા. પોતાના જેવા વિદ્વાનની જે કદર કરી શક્યું નહોતું એવું પોતાનું ગામ તેમને અળખામણું થઈ પડ્યું હતું. આજે તેમણે પાસેને ગામ જવાનો નિશ્ચય કર્યો.

માણેકઠારી પૂર્ણિમાનો મંગલ દિવસ હતો. પાસેને ગામે જઈ પંડયાજી પહેલા તો મંદિરમાં ગયા. મંદિરમાં બાવાજી તુલસીદાસજીનું રામાયણ વાંચી રહ્યા હતા. બાવાજીનો કંઠ ખૂબ મધુર હતો, અને તેમની ગાવાની હલક સુન્દર હતી. પંડયાજીની બધી રસજ્ઞતા ખીલી ઊઠી. તે રામાયણ સાંભળતા બેઠા. એમ કરતા બપોર થવા આવ્યા. બાવાજી સાથે પંડયાજીએ પ્રસાદ આરોગ્યો. બપોરે સંગીતની ચર્ચા ચાલી. રામુ પંડયા સારું ગાઈ શકતા હતા, એક વખત તો તેમની એ નિષ્ણાતતા બદલ ચારેબાજુએ કીર્તિ પણ ફેલાયેલી હતી, પણ ગૃહિણીની આંખમાંથી નીકળતી જ્વાળામાં તેમની એ બધી રસિકતા તણાઈ જતી. એટલે આજે લાંબે વખતે તક મળતાં પંડયાજી સંગીતચર્ચામાં મશગૂલ થઈ ગયા. સામવેદની અનેક ઋચાઓ તેમણે પોતાના સુમધુર કંઠે લલકારી. 'ગીતગોવિન્દ'ના માધુર્યથી પણ

તેમણે પોતાના યજમાનને વંચિત ગણ્યા નહિ એમ કરતાં સાંજ પડવા આવી પંડ્યાજીને પોતે શા કામને અંગે આવ્યા હતા તેનું એકાએક સ્મરણ થઈ આવ્યું. પણ ગામે કંઈ થોડું જ ભિક્ષા માગવા જઈ શકાય? પોતાને એક ઘર છે, તેમાં ગૃહિણી છે, અને છોકરાં પણ છે એ વાત જો ભૂલી જઈ શકાતી હોત તો કેવું સારું! પણ પંડ્યાજીની દુષ્ટ સ્મરણશક્તિ એવી હઠીલી હતી કે ફરીથી ને ફરીથી તેનું સ્મરણ કરાવી આપતી

પૂર્ણિમા આકાશની અટારીએ ચડી કોઈ મુગ્ધાની જેમ ધરતી પ્રતિ મીટ માંડી રહી હતી આવી સુન્દર રાત! પણ જગતમાં સુખદુઃખ વસ્તુજન્ય છે એ વાત પંડ્યાજીને આજે વધુ સચોટ રીતે સમજાઈ આવી સુન્દર પૂર્ણિમા જોતાં તો કલ્પના આપ છટકાઈ ઊઠે પણ ઘરમાં છોકરાઓ રાહ જોઈ રહ્યા હશે, બધાએ હજુ ખાધું પણ નહિ હોય, એ વિચારે પંડ્યાજીનું બધું કાવ્ય સુકાઈ ગયું બાવાજીએ તે રાત ત્યાં રહી જવા ખૂબ આગ્રહ કર્યો, પણ તેમનું મન માન્યું નહિ, એટલે તેમના ઝોળિયામાં પૌંવા અને સાકરનું એક પડીકું બાવાજીએ બાંધી આપ્યું. તે લઈ પંડ્યા રાત્રે નવેક વાગે ઘેર જવા નીકળ્યા

પોતાનું ગામ ત્યાંથી ત્રણેક માઈલ જેટલું દૂર હતું વચ્ચે એકાદ માઈલની એક નિર્જન ઝાડી આવતી હતી પંડ્યાજી જ્યારે એ ઝાડીમાં આવી પહોંચ્યા ત્યારે ચારેબાજુએ નીરવ શાન્તિ ફેલાયેલી હતી બીચ વૃક્ષોમાં ચંદ્રનું અજવાળું સંતાકૂકડી રમી રહ્યું હતું પંડ્યાજી ઉતાવળથી ચાલ્યે જતા હતા એવામાં જાણે કે તેમને એક ભ્રમ થયો જાણે પોતાની સાથે કોઈ ચાલી રહ્યું છે એમ તેમને લાગ્યું જાણે તેના પગલાં પણ સંભળાતાં હોય એવો તેમને ભાસ થયો પહેલાં તો પોતે એ ભ્રમ જ માન્યો આજે આખો દિવસ સંગીતના વાતાવરણમાં રહેવાથી કલ્પનાશક્તિ વધુ તીવ્ર બની ગઈ છે એમ તેમને લાગ્યું પણ પેલાં પગલાં તો સતત રીતે પોતાની સાથે આગળ જ જતાં હતાં એમાં ભૂલ થવાનો સંભવ જ નહોતો પંડ્યાજીએ પોતાની ચારેબાજુએ નજર ફેરવી, પણ કોઈ નજરે પડ્યું નહિ ત્યારે એ પગલાં કોનાં? તેમને ભારે મૂંઝવણ થવા લાગી આમ પંડ્યાજી કોઈથી ડરે એવા નહોતા, પણ આવાં અગોચર પગલાં! તેમનું હૃદય સહેજસાજ ધડકવા લાગ્યું મનમાંમનમાં તેમણે ચંડીપાઠના જાપ શરૂ કરી દીધા. પણ તે થોડુંક ચાલ્યા નહિ ત્યાં તો તેમને લાગ્યું કે પોતાની બાજુમાં સાથેસાથ કોઈ ચાલી રહ્યું હતું તેમણે પોતાની નજર ફેરવી, તેમનું લોહી જાણે ઠરી જતું હોય એમ તેમને લાગ્યું સાથેસાથ પોતાની અડોઅડ જ કોઈ ચાલી રહ્યું હતું આબેહૂબ માણસ જેવું જ—પણ તે માણસ છે એમ કહેવાનું મન થાય એમ નહોતું તેનામાં એવું કાંઈક વિચિત્ર હતું જેથી તે માણસ છે છતાં માણસ નથી એમ માનવા મન પ્રેરાતું હતું પંડ્યાજી પોતાની બધી શક્તિ ભેગી કરી બોલ્યા, 'અલ્યા, કોણ છે તું?'

'હું? ભૂત છું'

'ભૂત છે તેથી તારી બહાદુરી બતાવવા આવ્યો છે? મારી પાસે તારા બાપનું શું દાટ્યું છે કે મારી સાથેસાથે ચાલે છે?'

'અરે! ભાઈ, એમ ચિડાઈ શાના જાઓ છો?'

પંડ્યાજીમાં હિંમત આવી, 'ચિડાય નહિ તો તને શું પૂજે? કંઈ ભાન છે તને કે તું કોની સાથે ચાલી રહ્યો છે?'

'નહિ, તે તો મારે પૂછવું હતું પાસે ઝોળિયો જોયો એટલે કોઈ મહારાજ હશો

એમ માની હું તમારી સાથે આવ્યો ..'

'હા, તે તો છીએ જ તેની તારે શી પંચાત ?'

'મારે આજે બ્રાહ્મણ જમાડવાનો નીમ છે'

પંડ્યાજી જોઈ રહ્યા. ભૂત બ્રાહ્મણ જમાડે ! બાપરે !

'તો જમાડજે જા પણે ઘણાય પડ્યા છે—' સામેના ગામ તરફ આંગળી કરતા તેમણે કહ્યું

'મહારાજ, પણ મારે ઘરએક રામ આવી ત્યા હવે બીજે ક્યા જાઉં ? મારે તો તમને જમાડવા છે !'

પંડ્યાજીનો જમવા સામે વાંધો નહોતો પણ કોણ જાણે કેવુયે ભ્રષ્ટ ખાવાનુ લઈ આવશે ! એટલે તેમણે કહ્યું 'તારા જેવાનુ અપવિત્ર ભોજન હું કરીશ એમ તુ માને છે ?'

'ના, ના, અપવિત્ર નહિ શુદ્ધ બ્રાહ્મણિયા રસોઈ લઈ આવીશ તમે ઘડીભર અહીં બેસશો તો હું તરત જ પાછો આવીશ'

પંડ્યાજીને તેમા ખાસ ગુમાવવાપણુ ન લાગ્યુ તે બાજૂમા એક મોટી શિલા પડી હતી તે પર બેઠા ભૂત તરત જ અલોપ થઈ ગયો થોડીક વારમા તે એક સુન્દર પાટલો અને સોનાના થાળીવાડકા તથા દૂધપીરા લઈ આવ્યો. પંડ્યાજીએ પોતાની ક્ષુધા સારી રીતે તૃપ્ત કરી. ભૂતે આગ્રહ કરવામા પણ કઈ મણા રાખી નહિ જમી પરવાર્યા પછી પંડ્યાજીએ કહ્યું, 'વારુ ત્યારે, તુ હવે તારે રસ્તે, હું મારે રસ્તે'

ભૂતે કહ્યું, 'જરાક થોભો, મારાથી દક્ષિણા દીધા વિના તમને કેમ જવા દેવાય ?' એમ કહી તરત જ તેણે પંડ્યાજી સામે એક સોનાની રત્નજડિત ઝારી ધરી પંડ્યાજીની આંખ તે જોતા ચમકી તેમણે તે ઝારી લીધી ભૂત અલોપ થઈ ગયો

હવે રસ્તા પર તેમના પગલા જોરમા ને ઉત્સાહથી પડવા મંડ્યા આજે હવે ગૃહિણીનુ મોઢું તરત જ બધ કરી શકાશે, તે એ ઝારી જોતા ચકિત જ બની જશે, એની ઉપર વળી રત્નો પણ છે ! બારસા ચારસોપાંચસો રૂપિયા તો એના ઊપજશે જ પેલા વાણિયાને પણ ચૂપ કરી દેવાશે છોકરાનુ ફરફળાણ પણ ટળશે—હાશ, હવે બધી ચિન્તા ટળી ! રામુ પંડ્યાનુ હૃદય આનન્દથી નાચી ઊઠ્યુ.

ઘેરે ગૃહિણી તેમનો સત્કાર કરવા તૈયાર થઈને જ ઊભેલા હતા તેમને જોતા જ તે ભભૂકી ઊઠ્યા.

'આજ સપરમે દહાડે પણ છે કઈ તમને ? પોતાનુ પેટ ભરાયુ એટલે બધાંનુ...'

'અરે ! અરે ! આમ તું આકળી શાની થાય છે ? હું શુ લાવ્યો છુ તે તો જો .'

'જોયુ, જોયુ—બળ્યા તમારા રાનતાન ને બળ્યા તમારા ચોપડાં મારા કયા જનમના પાપ '

'પણ આ જો તો ખરી—' કહેતા રામુ પંડ્યાએ પેલી રત્નજડિત સુવર્ણ ઝારી ગૃહિણીના હાથમા મૂકી દીધી તે તેને જોતાં જ આભી બની ગઈ પહેલા તો તેણે તે સાચુ

જ માન્યું નહિ, પછી તરત જ એક શંકાથી તેનું દીલ ધ્રૂજી ઊઠ્યું. જમીન પર તેને નાખતા તે બોલી ઊઠી 'ક્યાંથી લાવ્યા આ? જેની હોય તેને પાછી આપી આવો— પાછી આપી આવો. તમે તો હવે છેલ્લે પાટલે આવી બેઠા છો, પણ મારા આ ગરીબડાં છોકરાંને ક્યાં ગરદન મારવા બેઠા છો?'

પંડ્યાજીને આ અસહ્ય થઈ પડ્યું. શું પોતે એવા અધમ બની ગયા હતા કે પોતાની પત્નીનો પણ વિશ્વાસ ગુમાવી બેસવાની સ્થિતિ આવી પડે? હા, જો પોતે ધનિક હોત તો આવી વસ્તુ પોતાના ઘરમાં જોતાં કોઈ ને શંકા થાત નહિ—આજ તો ખુદ પોતાની પત્ની જ શંકા કરે છે તો પછી અન્યની તો વાત જ શી? પંડ્યાજી જરા ધીમે રહીને બોલ્યા, 'જો તું આમ ઉકળેલી ને ઉકળેલી જ રહેવાની હો, તો મારાથી તને કંઈ નહિ કહી શકાય. પણ હું ગમે તેવો હઈશ છતાં તે ધારી લીધો તેવો અધમ તો નથી જ.'

ગૃહિણી રડી પડી. ગરીબાઈનું દુઃખ તેને ખૂબ સાલતું હતું. પતિ માટે તેને માન નહોતું એમ નહોતું. તેની સરળતા, તેની વિદ્વત્તા, તેની સાધુતા, તેની ઉદારતા એ બધું તે સારી રીતે જાણતી હતી તે માટે તેને ગર્વ પણ થતો હતો. પણ તે કંઈક કામધંધો કરે, અને કુટુંબની વધુ કાળજી રાખે એવી તેની તીવ્ર ઇચ્છા હતી. છોકરાં મોટાં થશે, તેને ભણાવવા પડશે, તેમને પરણાવવા પડશે, વગેરેનો તો તે કદી વિચાર જ કરતા નહોતા. પુરુષ કદાચ એટલો વિચારશૂન્ય બની શકે, પણ સ્ત્રીને એ કેમ પાલવે? પંડ્યાજીનાં પત્ની એથી અકળાયેલાં રહેતાં હતાં. આજ પોતાનો ગુસ્સો ઠાલવતાં પતિનું અજાણતાં ખરાબ રીતે અપમાન થઈ ગયું એ વિચારે તેને શરમ આવી. તે રડી પડી. રડતાં રડતાં તે બોલી— 'બળ્યું, મારું તે કંઈ મોઢું છે! જન્મતાં જ હું મરી કેમ ન ગઈ કે આવા દિવસ આવ્યા? તમારો પણ શો વાંક કાઢું? પણ આપણા ઘરમાં જ્યાં બે ટંક ખાવા જેટલા દાણા પણ નથી ત્યાં સોનાની આવી ઝારી જોતાં લોકો શું કહેશે?'

'તે તો હુંયે જાણું છું,' પંડ્યાજી બોલ્યા, 'પણ તું આખી વાત તો સાંભળ.' એમ કહી પંડ્યાજીએ આખો પ્રસંગ કહી સંભળાવ્યો. અનેક શંકાઓથી ગૃહિણીનું હૃદય ધ્રૂજી ઊઠ્યું, પણ પંડ્યાજીએ તે બધી હસી કાઢી. છોકરાંઓને જમાડી, બન્ને મોડી રાત સુધી ઝારીનું શું કરવું તેનો વિચાર કરતાં બેઠાં. અન્તે કર્યું કે એકાદ દિવસ પછી સુરત જઈ તેને કોઈ સારા દુકાનદારને વેચી દેવી, ને તેમાંથી જે કંઈ પૈસા આવે તે વડે સુખેથી તેમનું આખું વર્ષ તો ગબડી જશે.

બીજે દિવસે પંડ્યાજી ખૂબ આનંદમાં ઊઠ્યા. ઝારીના ને ઝારીના વિચાર જ તેમના મનમાં રમી રહ્યા. ક્ષણભર તો તેમને પોતા પ્રતિ આશ્ચર્ય પણ થયું. પોતે કંચનમાં કેમ મોહી પડ્યા! આખી જિંદગી તેમણે દ્રવ્ય પ્રત્યે ઉદાસીનતા કેળવી હતી, તે હવે એકાએક સરી પડતી તેમને લાગી. બીજે દિવસે સુરત જઈ ઝારી વેચી તેના પૈસા તે લાવવાના હતા. છોકરાંને એ વાતથી તેમણે અજાણ્યાં રાખ્યાં હતાં. માત્ર ગૃહિણી અને પોતે જ તે વાત જાણતાં હતાં. બન્નેએ તે ઝારી ઉપર પોતપોતાનાં સ્વર્ગ રચ્યાં. પણ રાત્રે તેમના એ સ્વર્ગને જાણે એક અણધારેલો ફટકો લાગ્યો. વદ એકમની મધરાત પૂરી થવા આવી હતી. બહાર ચાંદરણું સુંદરતા સ્વચ્છ, પ્રસન્ન આકાશમાંથી ધરતી પર ઝરી રહ્યું હતું. પ્રફુલ્લ મને પંડ્યાજી અનેક વિચારો કરી થોડા જ વખત પહેલાં ઊંઘમાં પડ્યા હતા. એવામાં અચાનક

બારણાં પર કોઈ ટકોરા મારતુ હોય તેવો અવાજ આવ્યો પડચાજી સફાળા જાગી પડ્યા તેમણે બૂમ પાડી, 'કોણ છે એ?'

'એ તો હું જ,' બહારથી જવાબ આવ્યો

'હું જ એટલે? મધરાતે અહીં શું દાટ્યુ છે?'

'રામુ, ઝારી?'

પડચાજી ચમક્યા અવાજ પરિચિત લાગ્યો પેલો ભૂત તો નહિ? તે અકળાઈ બોલ્યા: 'છે—તેનુ શુ?'

તરત જ બહાર જાણે મોટો વટોળિયો થયો હોય અને પાદડા ખડખડાટ કરી ઊડ્યા હોય એવો અવાજ થયો પડચાજીના પ્રશ્નનો કોઈએ ઉત્તર આપ્યો નહિ ગૃહિણીએ આ બધુ સાભળ્યુ હતુ બીકથી તેના મુખમાથી અવાજ પણ નીકળી શકતો નહોતો પસીનાથી તેનુ શરીર રેબઝેબ થઈ ગયુ. માત્ર 'ઉં ઉં ઉં' અવાજ જ મહામહેનતે જરા વાર પછી તેના મોમાથી નીકળ્યો પડચા ગભરાયા તે બોલ્યા, 'શું છે? કંઈ સ્વપ્નુ આવ્યુ?'

થોડુક સ્વાસ્થ્ય પ્રાપ્ત કરતા ગૃહિણી બોલી, 'બળ્યુ તમારુ સ્વપ્નુ! ચૂલામા નાખો એ ઝારીને મારે તો કાંઈ એ નથી જોઈતુ તમારે ભાઈબધ ખાવા આવુ હતુ તો પહેલેથી જ બાવા કેમ નહિ થઈ ગયા?'

આવા સપાટા પડચાજી માટે નવા નહોતા હવે આ નવો દોસ્તદાર વધ્યો, એટલે પોતાને માથે પડતા જૂતિયામા કોઈ ભાગીદાર મળ્યો છે એવો સતોષ પડચાજીને થયો. તે હસી બોલ્યા, 'પણ આમ ચિડાઈ શાની જાય છે? બીચારો પૂછવા આવ્યો હતો કે કોઈ ચોરી તો નથી ગયુ?'

'બેસો, બેસો, હવે બીચારો ખાય્યો તો પેલી કહેવત છેક ખોટી નથી લોભિયા વસે ત્યા ધુતારા ભૂખે ન મરે તેને બોલાવીને ઝોમો તેની ઝારી માગ ઘરમા એવા નખોદિયાનુ ધન નહિ જોઈ એ' બીજે દિવસે ગૃહિણીએ પડચાજીને તે ઝારી વેચવા સુરત જવા દીધા નહિ ને તે પછી તો રોજ મધરાત પછી 'રામુ, ઝારી?' અને પડચાજીનો પ્રત્યુત્તર 'છે'નો ટૂકો વાર્તાલાપ નિત્યક્રમ જેવો થઈ પડ્યો પડચાજી પણ ધીરેધીરે અકળાયા એક દિવસ ગુસ્સામા 'રામુ, ઝારી?' સાભળતા તે ઊઠ્યા ઝારી પાસે જ રાખી મૂકી હતી બારી ખોલી જે દિશામાથી પ્રશ્ન આવ્યો હતો તે દિશામા 'જહાન્નમમા જાય તુ ને તારી ઝારી—કાળુ કર અહીંથી,' કહેતા પડચાજીએ ઝારીનો જોરથી ઘા કરી ફટ દઈને બારી ઢાકી દીધી પોતાના માથા પરથી જાણે કોઈ મોટો ભાર ઊતર્યો હોય તેમ તે નિરાતે પછી ખાટલામાં પડ્યા ગૃહિણીએ પણ છુટકારાનો દમ ખેચ્યો પણ સવારે ઊઠતા પડચાજીની અજાયબી અને મૂઝવણનો પાર રહ્યો નહિ ઝારી તેને નિત્યને સ્થાને જ હતી! બન્ને જણા હવે તો ભારે ચિન્તામા પડ્યા આનુ કરવુ શુ? રાત્રે પાછુ તે જ નાટક. અન્તે તેમણે નક્કી કર્યુ કે ઝારીને વેચી દેવી પડચાજી સુરત ગયા ઝારીના તેમને બારસો રૂપિયા ઊપજ્યા રાજી થતા તે ઘેરે આવ્યા 'આજે રાત્રે હવે ને આવે તો તેનુ આયુ જ ફોડી નાખીશ,' એવો દૃઢ સંકલ્પ તેમણે પોતાના મનમા કર્યો બારસો રૂપિયાની નોટો સીધી તેમણે ગૃહિણીના હાથમા મૂકી દીધી. ગૃહિણી તેને કબાટમાં મૂકવા જતાં જ ચીસ પાડી ઊઠી. પડચાજી દોડી ગયા. પેલી ઝારી ત્યા આવી હાજર થઈ ગઈ હતી!

બન્ને જણ અકલ્પ્ય ભીતિથી હવે ધ્રુજવા માડયા હવે તો ચોગીનો પણ માથે આરોપ આવશે અને ધારો કે તેમ ન થાય, તોપણ તે ઝવેરીને આમ દગો કેમ દઈ શકાય? પડયાજી પાછા તરત સુરત ગયા ઝવેરીના હાથમા તે નોટનો થોકડો મૂકતા 'બોલ્યા' 'લો તમારા રૂપિયા.' પેલો ઝવેરી આશ્ચર્ય પામ્યો 'કેમ, તમને ઓછા પડ્યા?'

'ના, ભાઈ, ના ઓછા શાના પડે?' કહી તેમણે ઝારીનો આખો ઇતિહાસ તે દુકાનદારને કહી સભળાવ્યો દુકાનદાર ચકિત બન્યો સાથે જ ઝારી ત્યાથી અલોપ થઈ હતી રામુ પડયાની પ્રામાણિકતા ઉપર તે મુગ્ધ બન્યો પડયાજી હવે ભારે મૂઝવણમા પડ્યા પોતાનો જ્ઞાનભડાર હવે તેમણે ઉથલાવવા માડ્યો આ ભૂતના આવા વર્તનમા કઈક રહસ્ય રહેલુ છે એમ તેમને લાગ્યુ કદાચ તેની અતૃપ્ત વાસનાને લીધે તે આવુ કરતો હશે. તેમણે તે બલા ટાળવા એક ઉપાય વિચારી જોયો. તેની ઝારી જેવી જ બીજી ઝારી ઘડાવી શકાય, અને તે પૂછવા આવે ત્યારે તેને એકની જગ્યાએ બે ઝારી બતાવી તેને તે આપવામા આવે તો કદાચ તેની વાસના સતોષાય અને તે પાછો ન આવે આ વિચાર આવતા એ ઝારી માટે પૈસા કયાથી લાવવા એ પ્રશ્ન તેમના મનમા ઉદ્ભવ્યો એવામા પેલા દુકાનદારે તેમને પૂછ્યુ 'મહારાજ, તમે શો ધધો કરો છો?'

'ધધો તો ખાસ કઈ નહિ અધ્યયનમા મારો ઘણો સમય જાય છે શેષ સમયમા યજમાનવૃત્તિ કરુ છુ'

'કઈ જ ધધો કરતા નથી?' આશ્ચર્ય પામી દુકાનદારે પૂછ્યુ.

'ના'

'અને કઈ કરવાનો વિચાર નથી?'

'અત્યારે જ વિચાર આવ્યો, પણ શુ કરવુ તે સૂઝતુ નથી'

'એમ? તમે નામુ તો જાણતા જ હશો?'

'હા; જાણુ છુ'

'તો અમારી દુકાનમા નામુ લખવા ન રહો? અને સાથેસાથે અમારા છોકરાને સસ્કૃત પણ ભણાવજો'

'જરૂર રહુ, જો મને સતોષકારક વેતન મળે તો'

'તેની તમે ચિન્તા કરશો નહિ'

પડયાજી સુરતમા હવે ઝવેરીને ત્યા નામું લખવા ને છોકરાઓને સસ્કૃત ભણાવવા રોકા સુરતમાં પણ તેમનો ભાઈબધ તેમને ભૂલ્યો નહોતો. પણ તેનો અવાજ હવે પહેલા જેવો કારમો નહોતો એટલે રામુ પડયાના આડોશીપાડોશીઓને ભડકવાનુ કઈ કારણ રહ્યું નહોતુ થોડા જ વખતમા રામુ પડયાનો એ પેઢીમા ભાગ રાખવામા આવ્યો તેમણે પોતાનુ કામ એવી કુશળતા, એકનિષ્ઠા ને પ્રામાણિકતાથી કર્યું હતુ છએક મહિનામા તો પેલી ઝારી જેવી નવી ઝારી કરાવવા જેટલા પૈસા તેમની પાસે ભેગા થઈ ગયા છોકરાઓના મુખ વસન્તમા ખીલતા ગુલાબ જેવા બની ગયા ગૃહિણી શીતળ, મૃદુ ચદ્રિકા જેવી રામુ પડયાના શાત ગૃહને પોતાના સ્નિગ્ધ સ્મિતથી ઉજાળી રહી 'રામુ, ઝારી?'ના રજનીધ્વનિ

હવે પહેલા કરતા ઓછા થયા હતા, પણ જ્યારે જ્યારે તે સભળાતા ત્યારે તે વધુ ને વધુ મૃદુ, વધુ ને વધુ સ્નિગ્ધ બનતા હોય એવુ લાગતુ હતુ

અન્તે રામુ પડ્યાએ પેલી ઝારી જેવી જ ઝારી તૈયાર કરાવડાવી; આતુરતાથી તેઓ રાતે 'રામુ, ઝારી !'ના ધ્વનિની તે રાહ જોવા મડ્યા મધરાત વીતવા આવી જાણે દૂરદૂરથી વીણાના કોઈ મધુર સૂર આવી રહ્યા હોય એવો તેમને ભાસ થયો સૂર નિકટ ને નિકટ આવતા ગયા. જાણે વીણા રણકતી હોય તેમ એક અવાજ આવ્યો 'રામુ, ઝારી !' તરત જ બન્ને ઝારી પોતાના હાથમા લઈ રામુ પડ્યા બારી પાસે જઈ બોલ્યા, 'ભાઈ, હવે તો એકની જગ્યાએ બે છે બહુ દિવસ સાચવી હવે મને ઋણમુક્ત કરો'

વાતાવરણમા જાણે એક મધુર સ્મિતનો પ્રકાશ ફેલાઈ રહ્યો એક અવાજ આવ્યો 'પડ્યાજી, આશીર્વાદ દ્યો આજે જ તમારી દક્ષિણા હું આપી શક્યો છુ ..' અને તરત જ વાતાવરણમા સ્નિગ્ધ શાન્તિ રેલી રહી

તે પછી કોઈ દિવસ 'રામુ, ઝારી !'ના ધ્વનિ પડ્યાજીએ સાંભળ્યા નહિ, અને તેમના ગૃહમા પ્રકટેલા સ્નેહની, શાન્તિની જ્યોતિ કદી તેમને ત્યજી ગઈ નહિ આજે પણ પડ્યાજીના વંશવારસો એ ઝારી સાચવી રહ્યા છે

# થોડાંક નવાં ચબરાકિયાં

ફિરોજશાહ રૂસ્તમજી મહેતા

વાસ્તવિકતા એટલે સ્થૂલતા, અને કલ્પના એટલે ઉડ્ડયન એટલા જ માટે વાસ્તવિકતા દૃશ્યમાન પૂરેપૂરી, પણ આકર્ષણમાં અધૂરી, અને કલ્પના અદૃશ્ય પૂરેપૂરી, છતાં આકર્ષે સૌથી ઘણી ઊંડીને વળગી પડે એ ઉડ્ડયન—વળગીને ઊંડી જાય એ સ્થૂલ

× × ×

અનીતિની ગર્તા અને આદર્શ નીતિના ગિરિશૃંગ વચ્ચેનો જે ઝૂલતો પુલ તેનું નામ 'વહેવારુ નીતિ.'

× × ×

સોરતીથી દૂર રહો, પણ જો દૂર રહેવાતું જ ન હોય તો સોરતીની ટિકિટ લેતી વેળાએ **માની જ લ્યો કે એ પૈસા તમારા જ છે.**

અને

સોરતીના પૈસા મળ્યા પછી **માની જ લ્યો કે એ પૈસા તમારા નથી**

× × ×

પ્રકૃતિના હૃદયમાં પેસવું એ કામ ચિત્રકારનું,
હૃદયની પ્રકૃતિમાં પ્રવેશવું એ કાર્ય વાર્તાકારનું

× × ×

પાપના ડર કરતાં ડરનું પાપ ઓછું ભયંકર નથી

× × ×

**કળાકાર** અને **ટીકાકાર** જાતે ગમે એવા સ્વતંત્ર હોય, છતાં તેઓ બન્ને એક પ્રકારે સમાજના યાચક જ છે પહેલાને લોકો પાસેથી **છૂટનો** હક્ક યાચવાની રોગિષ્ઠ આદત પડી ગયેલી હોય છે, બીજાને લોકો પાસેથી **હકની** છૂટ માગવાની ગર્વિષ્ઠ ટેવ બંધાઈ ગયેલી હોય છે

× × × ×

**અસત્ય.** એ જીવતા જીવત **ભૂમિદાહ** છે—એ અંધારો મડો એકવાર શરૂ થયો વધ્યો જ જવાનો

**ચોરી.** એ જીવતા જીવત **જલદાહ** છે—પાણી ધોઈ બધું મફાયટ કરી નાખે તેમ ચોર ધોવાઈ ખાલી જ થવાનો

**અદેખાઈ** એ જીવતા જીવત **અગ્નિદાહ** છે—અદેખો બળતી ઝાડીનું પખેરુ હોઈ એમાં જ ભસ્મ થવાનો

× × × ×

શક્તિવિનાની 'સહનશીલતા' એ તો જાણે અવાજ વિના કરી દેખાડેલો પોતાની અશક્તિનો એકરાર જ

× × ×

**આતુર ઉમેદવાર યુવકઃ**—(સુંદરીને મમતાળુ હસ્તધૂનન કરતે) હસ્તધૂનનને આપણે હસ્તોનું ચુંબન કહીએ તો કેમ?

**ચંચળ સુંદર યુવતી**—(અણગમતા એ ઉમેદવારને રોકડું પરખાતે) જેવી જેની ધારણા! આમ તો કૂતરા વગેરે પ્રાણીઓનું સૂંઘવું એ તેમના મનથી તેમનું ચુંબન જ છે ના?

× × ×

**નાસ્તિક** એટલે કે ઈશ્વરમાં જરાયે નહિ માનનાર, છતાં તેને ઉદ્ગારચિહ્ન લેખે વાપરનાર માનવી!

× × × ×

ઢાલની બન્ને બાજુ બતાવનાર મનુષ્ય **ડાહ્યો હોય** એનું નામ સંસ્કાર, પણ એ **ડાહ્યો કહેવાય** એનું નામ સદ્ભાગ્ય

× × ×

થયેલી ભૂલમાં ભલાઈ રહી જવા પામે એ કમનસીબી કરતાં કીધેલી ભલાઈમાં ભૂલ રહી જવા પામે એ કમનસીબી આપણને ઘણીયે વાર ભારે થઈ પડે છે

× × ×

**સૂર્યઃ** સ્વર્ગનો ટુકડો ખચીખચીને ઘણાઓએ લાબોલચ બનાવી દીધેલો, ધમીધસીને કેટલાકોએ અદૃશ્ય કરી મૂકેલો

× × ×

**એકરાર** પસ્તાઈને કરનાર માટે કોઈ જૂના દર્દની અંતાવસ્થા, અને સંબંધી સાંભળનાર માટે કોઈ નવા દર્દની શરૂઆત

× × ×

ઘણીયે વાર અશ્રદ્ધાળુ સફળતા કરતાં શ્રદ્ધાળુ નિષ્ફળતા વિશેષ કીર્તિવંત અને કાન્તિમાન દેખાય છે

× × ×

જીવનની રમતના મેદાનમાં જ્યારે **'સાધારણ પરિચય'** નામે દોડવાની શરત દરમિયાન યુવક અને યુવતી બે સાથે મળી ખૂબ જ **'નિકટ મિત્રાચારી'**ની વાડ ઉપરથી કૂદકો લે છે, ત્યારે તેઓની પહેલાં ત્યાં કોઈ **બીજું** પણ ચૂપચૂપ ઠેકડો મારી આગળનીકળી ચૂક્યું હોય છે. તેનું નામ **'કામેચ્છા'**, અને નહિ કે **'અકસ્માત્ પ્રેમ'**.

× × ×

ગાયક સંભળાવે પોતાના અવાજનો અનુભવ,
ગુરુ સંભળાવે પોતાના અનુભવનો અવાજ.

× × ×

જલદીથી મરણ પામે કે અવશ્ય મરણ પામે એમ સમજીને લોકો એને **'સ્મરણ'** કહી બોલાવતા નથી, પણ એ મરણ લગી રહેનારું છે એમ જાણીને લોકો એને સ્મરણ કહી ઓળખે છે

× × ×

'બેકાર' પ્રકારપ્રકારના આવે છે એમાં કેટલાક પોતે **નોકરીથી** બેકાર ન રહે તેના ચિન્તાતુર હોય છે, અને કેટલાક **નોકરી માટેની પોતાની** રખડ બેકાર ન બને તેના ચિન્તાતુર હોય છે!

× × ×

'લગ્ન' એટલે 'યોગ'નું આગળ વધીને 'પ્રયોગ'માં ફેરવાવું તે.

# પિપીંગ

વિનોદિની રમણભાઈ નીલકંઠ

મને લાગે છે કે કોઈ પણ મુસાફર જાપાન સુધી ફરી આવે, અને ચીનની જૂની રાજધાની પિપીંગ ( પેકીંગ ) જોયા વગર આવે તો તે મૂર્ખાઈ જ ગણાય જાપાનથી ફક્ત ચાર દિવસમા જ ત્યા પહોચી જવાય છે, અને શાગહાઈથી તો ફક્ત ચાલીશ કલાકમા પિપીંગ પહોચાય છતા ઘણાખરા મુસાફરો ત્યા જવાની તકલીફ નથી લેતા એ નવાઈ તથા શોકની વાત છે

હિન્દુસ્તાનથી જાપાન જતા આગબોટ ચીનમા બે બદરે—હોંગકોંગ અને શાગહાઈ—એ તો ઊભી જ રહે છે, અને ત્યા ઊતરી થોડાક કલાક ફરી લીધુ, એટલે ચીન જોવાઈ ગયુ, એવો સતોષ ઘણાખરા મુસાફરો માની લે છે હોંગકોંગ બ્રિટિશ હદમા છે, અને ત્યા ખરુ ચીન મુદ્દલ જોવા મળતુ નથી ત્યાના લોકો પણ પશ્ચિમના રગે રગાઈ ગયેલા લાગે છે શાંગહાઈનુ પણ એવુ જ છે શાગહાઈમા વળી અંગ્રેજ, ફ્રેન્ચ, રશિયન, જાપાનીઝ એ બધાનો હિસ્સો છે, અને ત્યા તો આતરદેશીય લોકોનુ અદ્ભુત પ્રદર્શન થાય છે આપણે ચીનમા છીએ, તે યાદ રાખવુ પણ શાગહાઈમા તો સહેલુ નથી

ચીનનુ હૃદય તો પિપીંગ અને આસપાસના પ્રદેશોમા છે જાપાન કરતા ચીન જોવાની એક રીતે મને ઘણી હોંસ હતી, કારણ હુ જાણતી હતી કે ચીન પણ આપણા જેવુ જ ગરીબ, લૂટાયેલુ, અજ્ઞાન અને ગદુ છે મારા ત્યાના અનુભવો મારી નોધપોથીમાથી જ નીચે ઉતારુ છુ

નાનકડી જાપાનીઝ બોટ ‘હોકુરી મારુ’ના ચાર દિવસ આખરે પૂરા થયા, અને અમે ચીનના ટાન્કુ બદરે પહોચ્યા અંગ્રેજી સમજનાર ત્યા કોઈ નહોતુ પવન પુષ્કળ વાતો હતો અને ધૂળથી મોઢા ઢકાઈ જતા હતા એકાદ કલાકે સામાન, મજૂર વગેરેમાથી છૂટી અમે આગગાડીમા બેઠા, ચાર કલાકે પિપીંગ આવ્યા

જાપાનમા ઘણા મિત્રોએ અમને ચેતાવેલા ‘પિપીંગ બહુ ભયંકર જગા છે ત્યા હરામખોર લોકો મનુષ્યોનુ હરણ કરી જાય છે રિક્ષા, ટેક્સીવાળા કોઈનો વિશ્વાસ ન જ કરશો’ કેટલાક મિત્રોએ તો અમને કહેલુ ‘સ્ત્રીઓને માટે ચીન જવાનુ સાહસ બહુ ભયકર છે તમે જશો તો ભાગ્યે જ જીવતા પાછા આવશો’ છતા કોણ જાણે કેમ મારા મન ઉપર આ ધમકીની અસર જ નહોતી થઈ. વળી, સદ્ભાગ્યે અમેરિકામા મારી સહાધ્યાયિનીઓ હતી એવી ચીની બહેનપણીઓ પિપીંગમા ઘણી હતી; અને તેમને મારા આવવાની ખબર પણ મેં આપેલી હતી, એટલે કોઈ હરણ કરી જશે એવો ભય મને એક ક્ષણ પણ નહોતો લાગ્યો હુ બધા શુભચિન્તકોને જાપાનમા એક જ જવાબ દેતી, ‘ખોટો રૂપિયો કોઈ ઉપાડી જાય, તોપણ પાછો મૂકી જ જાય છે ને ! મને પણ ઉપાડી જશે તો જરૂર પાછી મૂકી જશે.’

પિપીંગમાં યગ વીમેન્સ ક્રિશ્ચિયન એસોસિએશન (Y. W C. A.)માં અમારે માટે બધી તૈયારી હતી જાપાનમાં તો દરેક સ્થળે જમવા વખત છરી, કાટા ને ચમચા મળતા અહી તો જમવા બેઠા ત્યારે ચોપસ્ટીક (હાથીદાતની પાતળી સળીઓ) મૂકેલી હતી અમારી મૂઝવણુ જોઈ અમને કાચના ચમચા આપવામાં આવ્યા ખોરાકમાં મુખ્ય તો ચોખા જ

બીજે દિવસે સવારે મારી બહેનપણી મીસ ચોય સાથે ટેક્સીમાં બેસી અમે સ્વર્ગનું મદિર (Temple of Heaven) જોવા ગયા દૂરથી જાબૂડી અને વાદળી રગનુ આ મદિર આકાશની પશ્ચાદ્ભૂમિ સાથે અતિશય સુદર દેખાતુ હતુ આ મદિર ૬૦૦ વર્ષ ઉપર બધાયેલુ છે, છતા રગરોગાન વગેરે તદ્દન તાજુ જ જણાય છે મદિરમા મૂર્તિ કે કશુ જ નથી જૂના વખતમા રાજાઓ સ્વર્ગમા જવાની ઉમેદથી અહીં પ્રાર્થના કરવા આવતા મદિરમા ઊંચા થાભલા અને સુદર નકશીવાળા પડદા છે મદિરની આસપાસ ગોળ મોટા ઓટલા છે તેના કઠેરા બહુ આકર્ષક છે મદિરની આસપાસ ઘણુ ફેલાયેલુ ચોગાન છે

પિપીંગમા બીજી જોવાલાયક જગા તે ત્યાનો શિશિર મહેલ (Winter Palace) સુદર બગીચો અને ઊંચે ટેકરી ઉપર મદિર આ મદિરના શિખરનો ઘાટ કાઈક આપણા દેશની મસ્જિદોના ઘુમ્મટને મળતો છે આ મદિરની કથા રસમય છે ચીનના એક સમ્રાટને ઘણી રાણીઓમાની એક મુસલમાન હતી આ સ્ત્રીને દૂર દેશાવર ચીનમા બહુ એકલવાયુ લાગતુ હતુ, અને પોતાનો દેશ ઘડીઘડી હૈયે ચડી આવતો હતો માનીતી સ્ત્રીને રાજી કરવા માટે પુરુષ શુ ન કરે? ચીનના રાજાએ આ મદિર તે મુસલમાન સુદરીને પ્રસન્ન કરવા બધાવ્યુ. એનો ઘુમ્મટ ખાસ મસીદ જેવો કરાવ્યો કે તેથી તે સ્ત્રીને ચીનમા પરદેશ વેઠતા કાઈક સ્વદેશ જેવુ વાતાવરણ લાગે આ મદિર ઉપરથી પિપીંગ શહેરનો દેખાવ બહુ રળિયામણો દેખાય છે સામી બાજૂએ નિષિદ્ધ શહેર (Forbidden City)ના પીળા છાપરા સાવ સોનેરી જણાતા હતા

ઉપર ઉલ્લેખ કર્યો, તે નિષિદ્ધ શહેર વિશે હવે થોડુ લખીશ એનુ નામ જ એવુ છે કે દરેક જણને ત્યાં જવાનુ મન થાય ચીનમા જ્યા સુધી શહેનશાહત હતી, ત્યા સુધી આ સ્થળમા આમવર્ગના કોઈ પણ માણસને અહીં દાખલ થવાની પરવાનગી નહોતી માત્ર રાજકુટુબ તથા તેમના નોકરચાકરોનુ લશ્કર જ અંદર પ્રવેશ કરી શકતુ સોનેરીપડતો પીળો રગ તે ચીનમા સામ્રાજ્યનો રગ ગણાય છે આ નિષિદ્ધ શહેરમા તમામ મકાનના છાપરા એ જ રગના છે આખા શહેરની આસપાસ મોટો કોટ અને તેની આજુબાજુ પાણીની નહેર છે તે સર્વ નિષિદ્ધ નામની યથાર્થતા પુરવાર કરે છે આ નહેર અહીંથી નીકળી દૂરદૂર આવેલા ગ્રીષ્મ મહેલ (જેને વિષે હવે પછી ઉલ્લેખ કરુ છુ.) સુધી પહોચે છે આ નહેરવાટે રાજકુટુબનાં માણસો હોડીમાં બેસી ગ્રીષ્મ મહેલમા જતા આ નિષિદ્ધ શહેરનો ઘેરાવો ઘણો જ વિશાળ છે. અને તે જોતાં આપણને એમ વિચાર આવે કે એક માણસને, પછી ભલે તે રાજા હોય કે ભિખારી, આખરે તો બે ગજ જેટલી જગા બસ થઈ પડે છે—છતા મનુષ્યના લોભને થોભ જ ક્યા છે? એક દિવસમા આ શહેર જોઈ લેવુ અશક્ય છે અમે આખો દિવસ ફર્યા ત્યારે પાચમા ભાગનુ જોઈ શક્યા હતા શહેરની અંદર ઝાડની ઘટાઓ, ફૂલથી ઢકાઈ ગયેલા ઝાડ અને મકાનોનુ બાહ્ય સૌન્દર્ય જોતા જ આખો જાણે તૃપ્ત થઈ જાય છે અહીં ચીનના કેટલાક ઝાડ જોયા તે દશ્ય આખ આગળ ખડુ થાય છે, ત્યારે એમ જ થાય છે કે ઈશ્વરે મને કવિ કે ચિત્રકાર

કેમ ન બનાવી? પરીની પાંખ જેવા કે પ્રભાતના આકાશ જેવા સુંદર ગુલાબી રંગનાં ફૂલથી તે ઝાડ ઢંકાઈ ગયા હતા, અને ધીરાધીરો મીઠો પવન આ ફૂલ સાથે પ્રેમ કરતો હતો. પવનના આગમનથી મૂઝવાઈ, ફૂલની અગણ્ય પાંખડીઓ જમીન ઉપર ખરી પડતી હતી મેં પૃથ્વી ઉપર નજર કરી તો ફૂલગુલાબી પાંખડીઓની સુંવાળી શય્યા વસન્તવાયુ માટે તૈયાર થયેલી જણાઈ, અને આકાશમાંથી દેવો પુષ્પવૃષ્ટિ કરે તેમ ઝાડ ઉપરથી પાંદડીઓનો વરસાદ સતત વરસ્યા જ કરતો હતો! જગતમા ફૂલ જેવુ સુદર બીજુ કશુ જ નથી

આ નિષિદ્ધ નગરમા અતિશય સુદર અને કીમતી ચીજોનુ સગ્રહસ્થાન છે ચિત્રકળા, હાથીદાતની અદ્ભુત કારીગીરીવાળી વસ્તુઓ, લાખોટેલી ચીજો, 'જેડ'ના અમૂલ્ય નમૂના, પાર્સલીનનો સામાન—આ બધુ જોતા પગ થાકી જાય, પણ આંખો કદી ન થાકે આ સગ્રહસ્થાન તો ચીનમા પ્રજાસત્તાક રાજ્ય થયા પછી કરવામા આવ્યુ ત્યારપહેલા તો ચીનના સમ્રાટ અને સામ્રાજ્ઞીઓના નિત્યના વપરાશની આ વસ્તુઓ હતી આ ઉપરથી તે રાજકુટુબના વૈભવનો સારો ખ્યાલ આવી શકે

પિપીંગથી થોડે દૂર એના જ ઉપનગર જેવુ યેનચીંગ ગામ છે ત્યા એક વિશાળ (સહશિક્ષણ આપતી) યુનિવર્સિટી છે ત્યા હું થોડા દિવસ રહેવા ગઈ હતી ત્યાથી થોડે દૂર ટેકરીઓ ઉપર બહુ જોવાલાયક મદિરો છે ચીનમા લીલોતરી બહુ જ થોડી નજરે પડે છે આ ટેકરીઓ અને આજુબાજુનો પ્રદેશ પણ તદ્દન ઉજ્જડ છે ચીનમા ઘટાદાર ઝાડ પણ નથી જણાતા પહેલા મદિરમા સૂતેલા બુદ્ધભગવાનની વિશાળ મૂર્તિ છે આ મૂર્તિને પગમા પહેરવાના જોડા ચડાવવાની પ્રથા છે! મદિરમા એક બાજૂ ઉપર આ રીતે ચડાવેલા જોડાનો મોટો સગ્રહ હતો મદિરની આસપાસ ધર્મશાળા વગેરે સરસ છે ત્યાનો દેખાવ ઘણો આપણા દેશ જેવો લાગ્યો, પણ ફેર એટલો કે ચીનના મદિરોમા દર્શન કરવા આવેલા લોકો ભાગ્યે જ જણાય છે ઘણાખરા મદિરોમા તો પૂજારી સિવાય કોઈ જ ન દેખાય ઘણી જગાએ ધૂળના ઢગલા થઈ ગયા હોય અને મૂર્તિઓ બધી લાકડાની જ

બીજુ સુદર મદિર તે નીલ વાદળનુ મદિર (Temple of Blue 'Clouds) કહેવાય છે તેની બાંધણી દક્ષિણ હિંદુસ્તાનના મદિરોને ઘણી મળતી આવે છે આ મદિરના પ્રવેશદ્વારો અતિ આકર્ષક છે મદિર ઊંચી ટેકરી ઉપર છે, અને તેને પહોચવા ઘણા પગથિયા ચડવા પડે છે આ નીલ વાદળના મદિરમા થોડો વખત ડૉ. સન યાટ સેનનું શબ દફનાવવામા આવ્યુ હતુ અહીંથી નીચે ઊતરતા બીજુ દેવળ આવે છે, તેમા પાચસો બૌદ્ધ સાધુઓની મૂર્તિઓ છે દરેક મૂર્તિનો ચહેરો તથા હાથના હાવભાવ જુદાજુદા છે

ત્યારપછી પિપીંગનું સર્વશ્રેષ્ઠ સ્થળ ગ્રીષ્મ મહેલ (Summer Palace) જોયો ત્યાં પહોચવા માટે ઘણા ગામડાઓમા થઈને જવાનું હતુ, તેથી ગામડાંઓમા ડોકિયાં કરવાની પણ મારી તક મળી. ગામડાના લોકોના કપડાં અને શરીર આપણા દેશ કરતા કદાચ ગદા હશે, પણ રસ્તાઓ આપણા જેટલા ગદા ન લાગ્યા

ચીનની સામ્રાજ્ઞી (Dowager Empress)ને નૌકાસૈન્ય તૈયાર કરાવવા રાજ્યની તિજોરીમાથી પુષ્કળ પૈસા મળ્યા હતા તેમાથી તે રસિક, શોખીન અને મદોન્મત્ત રાણીએ પોતાના મોજશોખ માટે આ મહેલ બધાવ્યો અંદર કૃત્રિમ તળાવો, ખડકો વગેરે ઘણું છે દેખાવ અતિશય મનોહર છે સામ્રાજ્યના પીળા (સોનેરી) રગના છાપરા દરેક મકાન ઉપર છે તળાવની આસપાસ 'વીલો'ના ઝાડ છે સુદર પુલ પણ ઘણા છે. એક બાજૂ

આરસની એક વિશાળ હોડી પાણીમા ચણવામા આવી છે લગભગ અઢીસો પગથિયા ચડીએ ત્યારે ઉપર પહોચાય. આ બધુ અદ્ભુત સુંદર છે, છતાં તે સર્વ એક ગરીબ, ભૂખે મરતી પ્રજાના નિસાસાથી બાધવામા આવ્યુ છે તે પણ ઘડીવડી યાદ આવ્યા વગર નથી રહેતુ. અને તો-પણ ત્યાનુ સૌન્દર્ય જોઈ મને એક ક્ષણ એમ પણ થયુ જ કે

" If eyes are made for seeing,
Beauty has its own excuse for being "

એક વિશ્વવિખ્યાત સ્થળ વિષે બે બોલ પણ ન લખુ તો ચીનનુ વર્ણન અધૂરું રહી જાય, એમ લાગવાથી તે અહીં લખુ છુ પિપીંગથી લગભગ ચાલીશ માઈલ દૂર ચીનની વિશાળ દીવાલ (Great Wall of China)નો થોડો ભાગ આવેલો છે ચીનનો આ બહુ ઓતાડો ભાગ ગણાય છે અહીં લૂટારાનો પણ ભય ગણાય છે આ બાજૂ આગગાડી પણ તદ્દન અવ્યવસ્થિત હોય છે આ ચાલીશ માઈલનુ અન્તર કાપતા અમારી ગાડીએ છ કલાક જતા અને તેટલા જ પાછા આવતા લીધા પન્દરસો માઈલ લાબી આ ચીનની દીવાલ ઊચી ટેકરીઓ ઉપર બાધેલી છે, અને જગતના અચમાઓમાની એક ગણાય છે તે યોગ્ય જ છે દૂરદૂર નજર કરતા પણ લાબી દીવાલનો અત જણાતો જ નથી એની ઊંચાઈ માક ફૂટ અને પહોળાઈ વીસ ફૂટ છે દીવાલ ઉપર થોડેથોડે અતરે પહેરેગીરોને માટે દેરીઓ છે. છેક તિબેટ સુધી આ દીવાલ ચાલી જાય છે આ દીવાલની તળેટીએ પહોચવા માટે અમારે ગધેડા ઉપર બેસવુ પડયું હતુ, તે પણ નવો ને આનન્દદાયક અનુભવ નીવડયો

આ ઉપરાત ચીનમા મે જોયેલી યુનિવર્સિટીઓ, ઇસ્પિતાલો, નાટકો દરેક ઉપર એકએક પાનુ લખી શકાય, પણ તેમ કરવા જતા લેખ ઘણો લાબો થઈ જવાની બીક રહે છે અન્તમા ચીના લોકો વિષે થોડુ લખી આ લેખ સમેટી લઈશ

ચીન એટલો વિસ્તૃત દેશ છે, કે તેમા ઉત્તર, દક્ષિણ ને મધ્ય ભાગોમા તો ભાષા પણ ભિન્નભિન્ન છે, ઘણા રીતરિવાજો પણ જુદા છે, લોકોના શરીરના બધારણ પણ જુદા છે, છતા ચીનમા પણ હવે ઐક્યની ભાવના દિવસેદિવસે મજબૂત બનતી જાય છે અભણ લોકોને અક્ષરજ્ઞાન આપવાની યોજના ઉત્તર ચીનમા ખૂબ જોસભેર ચાલી રહી છે લોકોને પોતાની ત્રુટીઓનુ ભાન થાય એ જાગૃતિનુ પ્રથમ પગથિયુ છે. ચીના લોકોમા હાસ્યવૃત્તિ ખૂબ તીવ્ર હોય છે આવી કચરાયેલી અને ભૂખમરો વેઠતી આ પ્રજામા આ વૃત્તિ આગળ-પડતી જોઈ નવાઈ લાગે છે વળી ચીના લોકો બહુ માયાળુ અને મહેમાનગીરી કરવામા બહુ જ શૂરા છે .

ચિત્રોમા લાબી ચોટલી અને લાબી મૂછોવાળા ચીનાઓ આપણે જોઈએ છીએ, તેવા તો મારી નજરે એકે ન પડયા, પણ ત્રણ ઇંચ જેટલા નાના પગવાળી ચીની સ્ત્રીઓ તો પુષ્કળ જોઈ. મોટા શહેરોમા શિક્ષિત વર્ગમા બાળકીઓના પગ બાધવાનો ક્રૂર રિવાજ નીકળી ગયો છે, બાકી તો બધે હજી ચાલુ જ છે

ચીનમા અભણ અને ભણેલા લોકો વચ્ચે ખૂબ મોટુ અંતર પડી ગયેલુ મને લાગ્યુ હસ્તઉદ્યોગોમા ચીનની અભણ સ્ત્રીઓ પણ બહુ કુશળ છે એમના હાથનુ ભરતગુ કે ભરત-કામ જોઈએ તો વડીભર છક થઈ જવાય

આટલો વિશાળ દેશ જ્યારે અફીણની ઊંઘમાથી જાગશે, જ્યારે જુગારના વ્યસનને ત્યાગશે, જ્યારે કેળવાશે અને એકતા જાળવી જ્યારે તેને દબાવતા દેશો સામે માથુ ઊંચકી શકશે, ત્યારે એ ચીન ઘણુ કરી શકશે.

# સતિયો જાગે

સુંદરજી ગો. બેટાઈ

ગગનમંડળ કોઈ નવો જ્યોતિ જાગે,
હો મહાજ્યોતિ જાગે,
અવનીની કૂખ કોઈ સતિયો જાગે,
હો મહાસતિયો જાગે.

ધરમધીંગાણાં નર્યાં પાપના એંધાણાં,
એના ઠેરઠેર થાણાં ભાંગનારો જાગે,
હો કોઈ સતિયો જાગે.

ગગનમંડળ કોઈ નવો જ્યોતિ જાગે,
હો કોઈ જ્યોતિ જાગે,
અવનીની કૂખ કોઈ સતિયો જાગે,
હો મહાસતિયો જાગે.

તૃષ્ણાના તિમિરડંખ પળનો નવ હોય જંપ,
ભૂંડા વિખના ઉતાર દુનિયા માગે;
હો કોઈ સતિયો જાગે.

ગગનમંડળ કોઈ નવો જ્યોતિ જાગે,
હો મહાજ્યોતિ જાગે;
અવનીની કૂખ કોઈ સતિયો જાગે,
હો મહાસતિયો જાગે.

તિમિરદુર્ગમાં કરાલ જીવનની ઊઠે હાય;
મુક્તિનો ઉજાસ પ્રેરનારો જાગે,
હો કોઈ સતિયો જાગે.

ભ્રમના વળગાડ કાઢનારો જાગે,
હો કોઈ સતિયો જાગે;
નવજીવન ખેલનો ખેલદો જાગે,
હો કોઈ સતિયો જાગે.

# આબુનો દેડકો

ચિનુભાઈ પટવા

આબુ પહાડ પર ત્રણ મિત્રો—બે ભાઈ અને એક બહેન—ની ત્રિપુટી આકસ્મિક જામે છે ટોડ રોક નામના ખડક પર હમેશા સાંજે જવાનો આ ત્રિપુટીનો નિયમ થઈ પડ્યો છે ગમે તેટલુ ફરીને થાક લાગ્યો હોય અથવા તો બીજી કોઈ જગાએથી ફરીને ઘેર આવતા મોડુ થઈ ગયુ હોય, તોપણ એ 'દેડકા-ખડક' પર તો આ ત્રિપુટી મળે જ દેડકાની છેક ઉપર ભાગ્યે જ કોઈ ચડી શકે છતા આ બન્ને ભાઈઓ તો ચડી શકે છે, અને નીચે આવી બહેનને કહે છે કે દેડકો એના પ્રેમમા છે માટે જ બહેન એને રોજ મુલાકાત આપે છે—અને નહિ કે આ ત્રિપુટીના આનદની ખાતર બહેન પણ એ વાત સ્વીકારી લે છે, એટલુ જ નહિ પણ પોતે પણ એ દેડકાના પ્રેમમા છે એમ જણાવે છે. બહેને પણ દેડકાના આકારનો બીજો નાનો ખડક—મોટા દેડકાની બહેન—શોધી કાઢ્યો છે, અને એક ભાઈની સાથે એની પ્રેમકથની જોડી દે છે તે ભાઈ પણ બહેનની ભાબી 'દાદુરી'નો સ્વીકાર કરવાની આનાકાની કરતો નથી કેટલાક દિવસ પછી આનદની ટોચ પર સહેલતી આ ત્રિપુટીમાથી બહેનને અચાનક અમદાવાદ જતા રહેવુ પડે છે પછી દાદુરીનો પ્રેમી ભાઈ બહેન પર પત્ર લખે છે અને બહેન તેનો જવાબ વાળે છે

આબુ, તા ૭-૬-'૩૩.

પ્રિય બહેન,

સહીસલામત ઘેર પહોચી ગઈ હઈશ એમ માની લઈએ છીએ

મોટરસ્ટેંડ પર વળાવવા આવ્યા ત્યારે તને ધસડી જતી મોટર અતિશય ક્રૂર લાગી, સાંજે જ જણાયુ કે એથી પણ વધુ ક્રર તો તુ જ હતી ત્રિપુટી તોડવા જેટલુ કઠિન હૈયુ તો તુ કરી શકે, પણ બિચારા તારા દેડકાને છોડતા તારો જીવ કેમ ચાલ્યો! બિચારો એટલા બધા આસુ પાડતો હતો કે અમારા તો બધાય કપડા ભિજાઈ ગયા એનુ દુઃખ સાભળવા અમે ઉપર ચડયા તો અમારી અજાયબી વચ્ચે એના આસુથી ધોવાયેલા ગાલ પર એક ઝાંખો શિલાલેખ દેખાયો, જે મેં ત્યા ને ત્યાજ ઉતારી લીધો અને આ સાથે તને બીડુ છુ શિલાલેખ લાબો હોવાથી બીજું કંઈ લખતો નથી 'દાદુરીએ નણદને પ્રણામ કહાવ્યા છે

**શિલાલેખ**

કચનનગરીનો રાજા જે એક,
માનીતી રાણી રિસાળ છેક,
કૂખે ન પુત્રનુ સુખ લગાર,
અદેખાઈના ભર્યા ભડાર.

અણમાનીતીનો નખીકુમાર
રૂપરૂપના ભર્યા અંબાર,
અમરાપુરીમા ન મળે, જોડ
એવી એની છે કાન્તિ અજોડ

"રાજ બધુ છે તમારે કાજ,
સજોને મનાય તેટલા સાજ.
શાને તજો તમે જળ ને અન્ન ?
માગ તને હુ આપુ વચન—"
ગળગળો થઈ પગે પડીને પૂછે રાજન
"દુઃખ મારુ ન તુંથી કળાય,
કહું તને દિલ તારું દુખાય—
તોયે કહેવા દે

કોશ અહીંથી લાખેક દૂર,
નગરી, જેના નૃપ અસુર,
બાગઝરૂખા કંઈ, મેડીમહેલ,
રાક્ષસીઓ જેમા કરે છે સ્હેલ
પાછળ મોટુ છે એક ઉદ્યાન,
દૃષ્ટિ થતા પળ ભુલાય ભાન
ચોકી મૂકી જ્યા ફેણચડાવેલ નાગતણી,
ત્યા એ પડ્યો છે શોભનો એક લાલ મણિ
જો નખીકુમાર જ ઊપડે તે કાજ વ્હાલા રાજન,
તો જ ખપે મને જળ અને અન્ન"
નખીએ જાણ્યુ.
"માવડી તોયે પોતાની માત."
દોડતો જઈ ને પગે પડે છે પોતાને તાત
"ભલે શિર દેહથી છૂટુ થઈ જાય,
વચન આપનુ ખાલી ન જાય.
આપો રજા, શુ કરો વિચાર ?"
રતન ખોવુ કોને ગમે? તોયે રાજા લાચાર.
અડગ નખી ચાલ્યો પાળવા પોતાની નેમ,
ઢળી પડે છે પાછળ રાજા દશરથ જેમ
માનીતીને મન ટાઢક વળી, કાંટો કાઢ્યુ
ટોળે મળી સૌ રાક્ષસીઓ કંઈક નિહાળે,
એકબીજી સામુ જોયા કરે. પેલું શુ આવે?
જોતજોતામાં હણહણતો એક અશ્વ દેખાયો,
કો અટકાવે તે પહેલા તો નાગચોકીએ આવ્યો
સ્તબ્ધ બની સૌ ઊભા રહે છે. નાગ વદે

"ધીરજ ધર ઓ કો'ના કોડીલા ધીરજ ધર,
તું પહેલા આવેલા સોળ વીરોની કથની કળ.
સામે ઊભેલી રાક્ષસીઓ સહુ શાપ દિયે છે—
શિલાઓ સોળ દેખાય એ પેલા નરાઓની છે"
'પિતાતણુ એ વચન,' સૂણી નાગ નીચુ જુએ છે
મણિ લેવાને નખીતણો જ્યાં કર અડે છે,
આબુપરે જઈ દેડકાકારે શિલા પડે છે
નિર્દોષ જીવને કેમ હણાય? આકાશવાણી થાય
"ઊગરવાનો એક જ માર્ગ,
બત્રીસલક્ષણી બાળા કો વીર,
તારે શિર ચડાવે એના બે વીર,
ને તને અડાડે એનુ સૌભાગ્યચીર,
પુનર્જીવન ત્યારે જ મળે ઓ વીર"
સહસ્ર વર્ષની ઉષાઓ ચાલી,
સંધ્યાઓ ચાલી,
નખીરાજની ધીરજ ચાલી,
બાળા એ વીર તોય ન આવી
એના અશ્રુએ છેક નીચેનો ખાડો ભરાયો
નખીકુમારના નામ ઉપરથી લોક કહે એને નખીતળાવ,
હિન્દુઓનું એ તીરથ બનીને નાનીમોટી જ્યાં ફરે છે નાવ

× × ×

રૂપાળી સંધ્યા હતી એ એક,
બાળા કો આવી ઉપર છેક
કર ધર્યો છે કુંકુમથાળ,
કંઠે રમે જેને મોતીની માળ
નયનકમળની પાખડી જાણે,
ને શ્વેત ખાદીની સાડી—રૂપેરી ચાંદની જાણે
કરે ધરીને ફૂલની માળા ને ચાલે હસની ચાલે,
પાછળ વીર કુમાર જેવા બે વીરા હાલે,
અને ..... .
નખીરાજને સહેજ અડે એનુ સૌભાગ્યચીર,
અને જેવા ચડે છે, વીર બે એના, મેંડકશીર,
મેઘ ગાજે તેમ ફાટે છે શિલા,
અકથ્ય થાયે એ સંધ્યાની લીલા
માંહેથી નીકળે એ નખીકુમાર, પહેરે છે હાર,
આકાશેથી વર્ષે છે ફૂલો ને થાયે છે વાણી.

"અમર રહો એ અજોડ જોડુ"
અને નાગ ફરી ત્યાં દેખા દઈને આપે છે મણિ,
"આશીર્વાદ મારા, તમે થાઓ રાજા ને રાણી"

× × ×

કંચનનગરીમાં ઉત્સવ આજે
"શાને કાજે?" એક ઘરડી ભિખારણ પૂછે
"અલી, એટલું ન જાણે?" ઉત્તર મળે છે
"કેમ ભૂલી? નહોતી આવી પેલી કુમાર સાથે
અપ્સરા જેવી રૂપાળી નાર?
એ વીર બાળાને આવ્યા છે બાળ—
નવા રાજકુમાર
જા, અલી, જા મહેલે, તનેય મળશે,
કેટલાયે ગરીબોના પેટ ઠરશે!"
ચાલી ભિખારણ
રાજમહેલના ઝરૂખામાં એક હેમનો હીંચ ઝૂલે છે,
ડાબે છે રાણી, જમણે કુમાર, પ્રેમ કરે છે—
બાળકની ખેંચાખેંચ કરે છે
રાણી કહે 'મારું', રાજા કહે 'મારું,'
રાણી કહે 'રહેવા દો, હજી છે કાચું'

× × ×

રાણીને ઢંઢોળી માત ઉઠાડે
"વ્હાણું વાયું,
બહેન, આજે કેમ મોડું?"
આંખ ચોળીને રાણી જુએ છે
'લાવો એ બાળક મારું'
પણ આ શું?
માત ઊભી છે, શાળાએ જનાર સખી ઊભી છે
ક્યાં છે એ બાળક ને ક્યાં છે એ કુમાર,
સ્વપ્ન કે સાચું?

આ શિલાલેખના અક્ષરો ઉકલવાની મુશ્કેલી તો તું તેને જાતે જોઈશ ત્યારે જ સમજીશ. નાની બહેનને પ્રણામ એ જ.

ભાઈ તારો.

અમદાવાદ તા ૬-૬-'૩૭

પ્રિય ભાઈ,

મારા પત્રના અભાવે તમે નહિ લખો એમ ધારી આશા નહોતી રાખી. હૃદયની ઊંડી ઇચ્છા પગરકલે મનોભાવ ત્યારે કેવો આનંદ થાય એ તો તમે જ કલ્પી શકો.

આબુ છોડયું એટલે? એ સ્થળ છોડયું, એ ડુંગર છોડયા, પણ મધુર સ્મરણો કંઈ છોડાશે? ત્રિપુટીઆનંદ કંઈ ભુલાશે? ખરેખર વસ્તુ છોડયા પછી જ એનો મોહ વધતો જાય છે કલ્પનાને સ્થળકાળના બંધનો નહિ નડે અમદાવાદની પોળના તપેલા ઓરડામાં બેસી નખીતળાવની સુંદરતા, એ કઠણ દીસતા પહાડોની કોમળતા, છેલ્લે દિવસે ભોગવેલી ચાંદનીની રમ્યતા અને એથીયે વહાલા દેડકાને તો કેમ ભૂલીશ?

એના વિશાળ ઉદરપટ પર ભોગવેલી હર્ષ, શોક, મૌન આદિ મિશ્ર લાગણીઓની નવીનતા વગેરે માનસિક સૃષ્ટિમાં અનુભવી રહી છું આજે નાની બહેન પૂછે છે "બહેન, પેલા બન્ને અત્યારે 'દેડકા' પર ચડતા હશે, નહિ?" હું જવાબ આપું છું "જુઠ્ઠું કેમ બોલે છે? અમે ત્રણે સાથે ચડીએ છીએને! જો હું તો સૌથી આગળ છું" ભાઈ ત્રિપુટી તો અખંડ છે, અને અખંડ જ રહેશે

પેલી ક્રૂર મોટર ભલે મારા દેહને ઉપાડી ગઈ, પણ હૃદય આગળ તો એનું જોર ન જ ચાલ્યું એ તો રહી ગયું મારા વહાલા દેડકા પાસે—એ દેડકો મેળવી આપનાર મારા બન્ને વીર પાસે

ભાઈ, મને મૂકી એકલા મજા કરશો તે નહિ ચાલે હું અદેખી છું, એટલે મારા શાપ તમને જરૂર લાગશે જો એમ કરશો તો મારી નણુદલ (તમારી તો કંઈ નહિ, તમે જ પૂરું કરજો) તમારાથી રિસાઈ જશે—તમને ભૂલી જશે, સમજ્યા? દુર્વાસાના શાપે જેમ દુષ્યંત શકુન્તલાનું થયું તેવી જ રીતે મારા શાપે દાદુરી અને

દેડકાનો શિલાલેખ વાંચી બહુ જ હસવું આવે છે કામ કરતા, ખાતા, વાંચતા, પણ હમણાં તો એ જ યાદ આવે છે ને હસી જવાય છે ઘરમાં બધાં હસવાનું કારણ પૂછે છે તો શું જવાબ આપું! ઊલટું, વધુ હસવું આવે છે અમારી પ્રેમકથની વાંચી, પ્રેમી યુગલના સોનેરી સુખો મનમાં લાવી બળી ન જતા દુનિયાની પ્રેમકહાણીઓમાં અમારી કથની અપૂર્વ છે જો અદેખાઈ કરશો તો જે છે તે—તમારી દાદુરી—પણ ગુમાવશો બિચારી રડતીરડતી મને લખે છે

'મેં વીર આપ્યો કેવો મજેનો!
તારો વીર છે કયમ અદેખો?
નણુદલવીર મને રોજ કહાવે
વીરનો વીર કેમ વીરી રડાવે?'

બિચારીને બહુ સતાવો છો તમે એની પાસેય જતા નથી?

ભાઈ, કંચનનગરીનો ઉત્સવ ન લખ્યો હોત તો ન ચાલત? ક્યા વિસ્તારતા તો સરસ આવડે છે અત્યારે તો ટપાલનો વખત થઈ જવા આવ્યો છે, નહિતર હુંયે એને થોડી વધુ વિસ્તારત

સાથેનો પત્ર મારા દેડકાને પાઠવશો?

લિ
તમારી બહેન

# તંત્રસંપ્રદાયનું ઉત્પત્તિસ્થાન

શ્રી નગેન્દ્રનારાયણ ચૌધરી, એમ એ., પિએચ ડી

તંત્રસંપ્રદાય હિંદની ભૂમિમાં નિર્માયો નહોતો. શક્તિપૂજા ને બીજા તાંત્રિક પ્રયોગો મૂળ હિંદી નથી, એટલે એનું મૂળ વિદેશી હોવું જોઈએ એ નક્કી થાય છે કુલાલિકામ્નાય યા કુબ્જીકામત તંત્રનું સ્વર્ગસ્થ મહામહોપાધ્યાય ડૉક્ટર હરપ્રસાદ શાસ્ત્રીએ સંશોધન કર્યું છે તેમાં શિવ પાર્વતીને નીચેનો શ્લોક કહે છે એથી પણ આ મતને વજૂદ મળે છે

गच्छ त्व भारते वर्षे अधिकाराय सर्वत ।
यावन्नैवाधिकारस्ते न सगमस्त्वया सह ॥

'હિંદમાં જા. દેશાન્તરમાં તારો અધિકાર જમાવ તારો અધિકાર જામે નહિ ત્યાં સુધી તારી સાથે સંગમ નહિ થાય '

તંત્રસંપ્રદાય વિદેશથી આયાત થયેલો પરખાય છે તેથી જ કદાચ તંત્રને આગમ કહેવામાં આવે છે આગમનો નીચે મુજબ વિચિત્ર અર્થ પણ કરવામાં આવ્યો છે

आगत शिववक्त्रेभ्यो गत च गिरिजामुखे ।

'શિવના મુખથી આવેલો અને ગિરિજાના મુખમાં ગયેલો'

પરંતુ એનું મૂળ ઉત્પત્તિસ્થાન શોધવું ઘટે છે તંત્રસંપ્રદાયનો મૂળ ઉદ્ભવ શ્રુતિમાં છે એવી હિંદી લોકોક્તિને 'સૂતસંહિતા' નીચે મુજબ સમર્થન કરે છે.

श्रुतिपथगलितानां मानुषाणा तु तंत्रम् ।
श्रुतिपथगलितानामेव तन्त्रोक्तपूजा ।

'તંત્રસંપ્રદાય શ્રુતિમાંથી સરજાયો છે.'
'તંત્રપૂજાનો શ્રુતિમાંથી જન્મ થયો છે '

આ ને બીજા આવા પુરાવાથી પ્રાચીન હિંદુસંપ્રદાયના અનુયાયીઓ તંત્રસંપ્રદાય પ્રત્યેના અપૂર્વ ભક્તિભાવથી પોતાની માન્યતા સિદ્ધ કરવા સંખ્યાબંધ દલીલો કરે છે, પરંતુ તેમાંની એકમાં પણ વજૂદ મૂકવા જેવું તત્ત્વ જણાતું નથી તેઓ શ્રુતિ ને તંત્રનો સંબંધ સિદ્ધ કરવા મથે છે પરંતુ ઊંડો અભ્યાસ કરવાથી જણાશે કે સંબંધને બદલે શ્રુતિ ને તંત્ર વચ્ચે ઘણું જ અંતર દેખાય છે

સાચી વાત તો એ છે કે તંત્રસંપ્રદાયને હિંદુઓના પ્રાચીન ધર્મ સાથે ઘણો જ થોડો સંબંધ છે. તંત્રસંપ્રદાય વૈદધર્મથી ભિન્ન છે ને વિદેશી તત્ત્વો પર રચાયેલો છે એમાં તો કાંઈ શંકા નથી તંત્રવિદ્યા સાહિત્યની ચૌદ શાખાઓમાં જણાતી નથી 'અગ્નિપુરાણ' સિવાય બીજા પુરાણોમાં તંત્રસંપ્રદાયની જે વાતો કરવામાં આવી છે તે હલકા પ્રકારના તંત્ર-પ્રયોગોની જ છે એથી પણ સ્પષ્ટ થાય છે કે એનો બ્રાહ્મણોએ પ્રથમ તો સ્વીકાર નહોતો

જ કર્યો, કારણકે તેનું મૂળ વિદેશી હોઈ વૈદિક વિધિથી માત્ર વિરુદ્ધ હતું દક્ષયજ્ઞની દંતકથા જાણીતી છે એ યજ્ઞમાં સર્વે દેવોને આમંત્રણ હતું. માત્ર શિવને જ એ આમંત્રણથી બાકાત રાખવામા આવ્યા હતા આથી શિવ ક્રોધે ભરાયા યજ્ઞ હરણનું રૂપ ધરી નાસી જતા હતો તે વખતે શિવે એનો સંહાર કર્યો એમણે સવિતાના હાથ ભાગી નાખ્યા, લાત મારી પુષનના દાંત તોડી પાડયા, ભગની આંખો ફોડી ને જે દેવોએ તેમને સન્માન્યા નહિ તેમને જડ બનાવી દીધા આથી પણ સ્પષ્ટ થાય છે કે તંત્રસંપ્રદાય શરૂ કરનાર પરમેશ્વર શંભુનું પ્રથમ હિંદુધર્મમા સ્થાન નહોતું એમની વિદેશી ઉત્પત્તિને લીધે એમને સદાય ટાળી મૂકવામા આવતા. પાછળથી એમને હિંદુ દેવ તરીકે સ્થાન પ્રાપ્ત થયું છે ને વેદયુગના રુદ્રનું સ્થાન પામી એમણે ઐતિહાસિક નામના મેળવી છે અત્યારે હિંદુધર્મમાં એ ઘણું જ માનવતું સ્થાન ભોગવે છે

વળી તંત્રસંપ્રદાયનું ઉત્પત્તિસ્થાન શ્રુતિ છે એ વાત 'શ્રીમદ્‌ભાગવત' ને 'પદ્મપુરાણ'ની નીચેની વીગતથી પણ નાબૂદ થાય છે એમા તો તાન્ત્રિકોને સારી પેઠે ઉતારી પાડવામા આવ્યા છે

भवव्रतधरा ये च ये च तान्समनुव्रता ।
पाषण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिन ॥
नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिण ।
विशन्तु शिवदीक्षायां यत्र दैवं सुरासवम् ॥
ब्रह्म च ब्राह्मणांश्चैव यद्यूय परिनिन्दथ ।
सेतु विधरण पुंसामत पाषण्डमाश्रिता ॥

'શ્રીમદ્‌ભાગવત,' ૪, અધ્યાય ૨.

શિવની પૂજા કરનાર ને તેમને અનુસરનાર ધર્મશાસ્ત્રોના વિરોધીઓ છે એ ભલે પાખંડી થતા નષ્ટ શૌચવાળા, જટા, ભસ્મ અને હાડકા ધારણ કરનારા, મૂરખાઓ ભલે જેમાં સુરાસવ દિવ્ય મનાય છે એવી શિવદીક્ષા લેતા માનવતાના પોષકરૂપ સેતુસ્વરૂપ વેદ ને બ્રાહ્મણોને તમે નિંદો છો, તેથી તમે પાખંડ મતવાળા છો.

कपालभस्मास्थिधरा ये ह्यवैदिकलिंगिनः ।
ऋते वनस्थाश्रमाच्च जटावल्कलधारिणः ।
अवैदिकक्रियोपेतास्ते वै पाषण्डिनस्तथा ॥

'પદ્મપુરાણ', ઉત્તરખંડ, અધ્યાય ૨૩૫

વેદવિરુદ્ધના, ખોપરી, ભસ્મ ને અસ્થિ ધારણ કરનાર, ત્રીજા આશ્રમમા પ્રવેશ કર્યા વિના જટા વધારનાર ને વલ્કલ ધારણ કરનાર વેદે મંજૂર ન કરી હોય એવી વિધિ આચરે છે એ લોકો પાખંડી ગણાય છે

'ભાગવત'મા તેમજ 'પદ્મપુરાણ'મા તંત્રસંપ્રદાયના અનુયાયીને પાખંડી ગણવામા આવ્યો છે

તંત્રસંપ્રદાયનું મૂળ તિબેટના બોન (Bon) ધર્મમા છે તિબેટ ને ચીનની લોકોક્તિ પ્રમાણે તુષિત સ્વર્ગમાં મૈત્રેય બુદ્ધ પાસેથી શીખી અસંગે પ્રથમ હિંદમા તંત્રમતનો દાખલ

કર્યો હિમાલયની ઉત્તરે માનસ સરોવર પાસે આવેલા કૈલાસ પર્વતને તિબેટી ભાષામા તિર્સે કે તિસે કહે છે, અને એ ઉપરથી સંસ્કૃત શબ્દ તુષિત ઊતરી આવ્યો હોય તેમ જણાય છે તિબેટના એક પ્રાંતનુ પુરાણુ નામ ઝાનઝુન છે માનસ સરોવરની પશ્ચિમે આવેલા કૈલાસ પર્વતને ફરતો એ પ્રદેશ આવેલો છે ત્યા પ્રથમ બૌન ધર્મ ચાલુ થયેલો ત્યા જ બૌન ધર્મનો સંસ્થાપક સેન્રાબ (સ્ગેન રાબ) અથવા શેન (સ્શેન) જન્મ્યો હતો મી લા રાસ પા ના ગુરુબુમ (મ્ગુરબુમ) પરથી પણ જણાય છે કે તિબેટનો બૌન ધર્મ કૈલાસ પર્વતની આજુબાજુના પ્રદેશમા સ્વીકારાયેલો હતો ને એ પર્વતમા એક મહાન બૌન સાધુ થઈ ગયેલો હતો બૌન ધર્મનુ મૂળ ઉત્પત્તિસ્થાન તિબેટનો કૈલાસ પર્વત છે એ વાત હવે નક્કી થઈ છે તંત્રો તપાસતા પણ આપણને માલૂમ પડે છે કે હિંદુ ત્રિપુટીમાના મહાદેવ શકરે કૈલાસ પર્વત પરથી જ જગતને તંત્રસંપ્રદાયના સિદ્ધાતો શિખવાડ્યા છે આ બધા પુરાવા પરથી એટલુ તો ચોક્કસ સિદ્ધ થાય છે કે બૌન ધર્મ એટલે કૈલાસ પર્વત જ તંત્રસપ્રદાયનુ ઉત્પત્તિસ્થાન છે અત્યારના જમાનામા પણ આ પર્વત બૌન લોકોનુ તેમજ તંત્રસંપ્રદાયના અનુયાયીઓનુ યાત્રાધામ છે

'સાધનમાલા'મા એકજટાના ૧૨૭ સાધનમા અગત્યનુ વાક્ય છે

आर्यनागार्जुनपादैर्भोटेषु उद्धृतम् ।

આ પ્રમાણે સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે કે આર્યનાગાર્જુનપાદે ભોટ યા તિબેટ દેશમાથી એકજટાની પૂજા હિંદમા આણી ત્યા એ પૂજા ઘણી જ પ્રચલિત હતી એકજટા મહાચીનતારા યા મહાચીન તરીકે પણ ઓળખાય છે તિબેટનો પૂર્વ ને અગ્નિખૂણા તરફનો મોટો ભાગ ચીનની હકૂમતમા હતો ચિનાઈ સત્તાનો એના પર સીધો કાબૂ હતો તેથી જ તિબેટના આ ભાગને અર્દચેન અથવા મહાચીન કહેવામા આવતો આ પ્રદેશને બોડ ચેન યા મહાતિબેટ પણ કહેવામા આવે છે

એમ કહેવાય છે કે બ્રાહ્મણોના મહર્ષિ વસિષ્ઠ એકવાર મહાચીનમા ગયા. ત્યા તેમણે મદિરામા ચકચૂર ને બીભત્સ વિધિ કરાવતા બુદ્ધને સ્ત્રીઓના ટોળાથી વીંટાયેલા જોયા. આ દૃશ્યથી જ તે હેબતાઈ ગયા તેમણે બુદ્ધને શકાસમાધાન કરવા વિનવણી કરી બુદ્ધે એમની વિનવણી માન્ય રાખી તમામ સ્પષ્ટતા કરી. એટલે વસિષ્ઠ મત્રસિદ્ધિ અને મદ્ય, માસ, મત્સ્ય, મુદ્રા ને મૈથુન એ પચ મકારનો છૂટથી ઉપયોગ કરી શક્યા પૂજાની આ રીત તદ્દન હિંદબહારની છે મહાચીન પ્રદેશમાથી એટલે અગ્નિખૂણાના તિબેટમાથી તે આયાત થઈ છે.

હિંદમા આર્યો આવ્યા તે ઇતિહાસ પહેલાંના ગાળામાં હિમાલયની હારોહાર હિંદની બાજુએ કાશ્મીરથી આસામ સુધી તિબેટવાસીઓ વસેલા હતા પાછળથી એમને અંદરના ભાગમાં હાકી કાઢવામા આવ્યા પરતુ એ નવા આગતુક આર્યોએ એમના તિબેટવાસી પાડોશીઓનો બૌન ધર્મ અપનાવી લીધો, પોતાના ધર્મમા એને ભેળવી દીધો, અને પોતાના ધાર્મિક સિદ્ધાંતોને હરકત ન આવે એવા તેમા સુધારા કરી લીધા જૂના વખતમા તિબેટના પશ્ચિમ ને નૈર્ઋત્યખૂણાના ભાગ સાથે વ્યવહાર કરવાને કાશ્મીર તરફનો અને પૂર્વ ને અગ્નિખૂણાના ભાગને સાધવા આસામ તરફનો એમ બે રસ્તામાર્ગો હતા તિબેટમાંથી હિન્દમાં આવનાર સાધુઓ આ બે માર્ગે વાટે જ ઊતરી આવતા આમ કાશ્મીર ને આસામ પણ તિબેટ સાથે ગાઢ સબધમા આવતા હતા એટલે તંત્રસપ્રદાયનો સપૂર્ણ સ્વીકાર

તો નથી જ થયો, છતા કાશ્મીર, બગાળ ને આસામના ધાર્મિક જીવન પર એની લોહચુબક જેવી અસર થવા વિના નથી જ રહી કાશ્મીર ને પૂર્વ હિંદ તત્રસપ્રદાયના બે મુખ્ય મથકો છે કાશ્મીર એના ચોસઠ તત્ર માટે મશહૂર છે પૂર્વ હિંદે પણ તત્રસપ્રદાયના પ્રચારમા સારો ફાળો આપેલો છે આર્યો હિન્દમા આવ્યા નહોતા તે પહેલાના ચાલ્કોલીથિક યુગના મોહન જોડારો ને હરપ્પાના ઇતિહાસમા પણ તત્રસપ્રદાયના નિશાન જણાય છે અભિનવગુપ્ત, ક્ષેમરાજ, વસુગુપ્ત ને કાશ્મીરના બીજા તાત્રિક આચાર્યોએ તાત્રિક સાહિત્યના વિકાસમા નોધવાલાયક ફાળો આપેલો છે સર્વાનંદ, પૂર્ણાનદ, બ્રહ્માનદ, કૃષ્ણાનદ, આગમવાગીશ જેવા અનેક તાત્રિક સતો ને વિદ્વાનો મરજાવવા માટે બગાળ પણ ખૂબ ગૌરવ લઈ રહ્યુ છે તાત્રિક સાહિત્યમા એ લોકોની સેવા પણ એટલી જ અમૂલ્ય છે કાલીદેવી ને તેના વિવિધ સ્વરૂપોની પૂજા ને દીક્ષાના તાત્રિક પ્રકારો અત્યારે પણ બગાળા ને આસામમા ઠેરઠેર નજરે પડે છે ગુજરાતી ભાષામા લખાયેલા 'આગમપ્રકાશ' નામના ગ્રથમા પણ નોધાયુ છે કે કાલીપૂજા બગાળામાથી જ ગુજરાત ને પશ્ચિમ હિંદના બીજા પ્રદેશોમા દાખલ થવા પામી છે પૂર્વ હિંદમાથી તત્રસપ્રદાય વિંધ્ય પ્રદેશમા ને પછી દક્ષિણ હિંદમા પ્રસર્યો હશે વિંધ્ય પ્રદેશમા પણ તત્રસપ્રદાયે ઠીક અડ્ડો જમાવેલો જણાય છે શિવશક્તિનુ બીજુ નામ વિંધ્યવાસિની પણ જણાવવામા આવેલુ છે દક્ષિણ હિંદ પણ એના અઠ્ઠાવીસ સિદ્ધાતાગમો માટે વિખ્યાત છે પૂર્ણગિરિ, ઉડ્ડીયાન, સીરીહટ્ટ ને કામાખ્યા એ ચાર તત્રસપ્રદાયના પવિત્ર ધામ ગણાય છે આ ચાર સ્થાનમા તત્રસપ્રદાયે પ્રથમ વિકાસ સાધેલો ત્યારપછી તે બીજા સ્થાનોમા પ્રચાર પામેલો એમ ધીમેધીમે સમસ્ત હિંદમા પ્રચાર થવા પામેલો સ્વાત ખીણમાના ઉદ્યાનને જ ઉડ્ડીયાન ( ઓડ્ડિયાન—ઓડિયાન—ઓદ્રાન ) ગણવામા આવે છે. પૂર્ણગિરિનુ તિબેટી નામ ગન બહી રી છે કાલચક્રપરિચ્છેદ દુસ ખોર ગ્યી ઈ સીસ કયી લેહુ નામના તિબેટી ગ્રથ મુજબ તે ઉદ્યાનની ઉત્તરે છે ઉદ્યાનનુ તિબેટી નામ ઉ ર્ગ્યન છે ને તે સ્વાત ખીણમા આવેલ છે સીરી ( શીલહટ ) ને કામાખ્યા એ બન્ને આસામમા આવેલા છે એ બન્ને ગૌહત્તીની નજીકમા છે આમ પહેલા બે કાશ્મીર બાજુએ છે ને બીજાં બે આસામ પ્રાતમા છે

સમયના વહેવા સાથે ઇસુની સાતમી સદીમા બુદ્ધધર્મ તિબેટમાં પ્રસર્યો એના રાજકર્તાઓએ તેનો રાજધર્મ તરીકે અગીકાર કર્યો લામાનુ જોર વધ્યુ બોન ધર્મને કચરી નાખવામા આવ્યો તિબેટના પશ્ચિમના ભાગમા આવેલા મથકોનો તિબેટી રાજકર્તાઓએ સમૂળો સંહાર કર્યો આમ પાછળથી તત્રસપ્રદાયનુ જોર ઘટયુ, કાશ્મીરની ખીણમાં એને તિબેટના બોન ધર્મમાથી પુન પ્રેરણા મળી નહિ આમ જ્યારે પશ્ચિમ તિબેટમાથી બોન ધર્મનો જડમૂળથી નાશ થઈ રહ્યો હતો ત્યારે પૂર્વ ને અગ્નિકોણના તિબેટની પ્રજાએ ચિનાઈ સત્તાધીશોને પોતાના ને પોતાના ધર્મના રક્ષણ માટે વિનતિ કરી, તેથી જ તેઓ બોન પ્રજા ઉપર આ પ્રદેશમા હકૂમત ચલાવવા પ્રેરાયા આમ આ પ્રાતોએ મહાન લામાઓની ધૂમરી ફગાવી દીધી ને અનેક સૈકાઓ સુધી તેઓ ચિનાઈ સત્તાની હકૂમતમાં રહ્યા એટલે તિબેટના આ પ્રદેશમા બોન ધર્મ ઘણા સૈકાઓ પોષાયો ને પૂર્વ હિંદના તત્રસપ્રદાયને નવા ધાર્મિક વિચારો ને આદર્શો આપતો રહ્યો પૂર્વ ને અગ્નિખૂણાના તિબેટમા ગીચ વસ્તી છે. ત્યા પાચ મકારની વિધિ જન્મ પામેલી. તેની સાથેના ગાઢ સબધને લીધે જ બગાળા ને આસામમા

પણ તે મારી પેઠે પ્રચલિત છે આજે પણ તેથી જ પૂર્વ હિંદમાં ને ખાસ કરી બંગાળા ને આસામમા તંત્રસંપ્રદાયનું જોર નજરે પડે છે

હવે 'તંત્ર' શબ્દનું વિવેચન કરીએ હિંદુ લોકોક્તિ મુજબ

तनोति विपुलानर्थास्तत्त्वमन्त्रसमन्वितान् ।
त्राण च कुरुते यस्मात्तन्त्रमित्यभिधीयते ॥

તત્ત્વ અને મંત્રોવાળા વિપુલ અર્થને વિસ્તારે છે અને પોતાના અનુયાયીઓનું રક્ષણ કરે છે તે તંત્ર કહેવાય છે

પરંતુ આ વિવરણ પણ ઘણુ જ કાલ્પનિક છે, ને ધાર્મિક સાહિત્યના આ વિભાગનો સાચો ભેદ પરખાવતું નથી લગભગ દરેક તંત્રમા જાદુની વાત આવે છે ને તેથી જ તંત્રસંપ્રદાયને ઇન્દ્રજાલવિદ્યા, મોહનશાસ્ત્ર કે રહસ્યવિદ્યા કહેવામાં આવે છે તંત્રસંપ્રદાયનું મૂળ બોન ધર્મ પણ મુખ્યત્વે જાદુ ઉપર જ વિવરણ કરે છે બોન ધર્મની પરમેષ્ઠિનું નામ સ્રો ગિંવાલ એન્કબ્યેન યાને મહાન જાદુગર છે

હવે તંત્રસંપ્રદાયના દેવદેવીઓને આપણે બોન ધર્મના દેવદેવીઓ સાથે સરખાવીએ તંત્રસંપ્રદાય મુખ્યત્વે શિવ અને તેમની શક્તિ ઉમા અને તેમના વિવિધ સ્વરૂપોનું વિવેચન કરે છે તેથી જ કદાચ તંત્રસંપ્રદાયને શાંભવી વિદ્યા કહેવામા આવતો હશે એની પૂજાનું સ્વરૂપ શૈવમાર્ગીઓ કે શક્તિના ઉપાસકોની પૂજાને મળતુ જ છે પાછળથી તંત્રસંપ્રદાયના ચાર વિભાગ પણ પડ્યા છે શૈવતંત્ર, શાક્તતંત્ર, વૈષ્ણવતંત્ર ને બૌદ્ધતંત્ર

તંત્રસંપ્રદાયના મહાદેવ ને મહાપ્રવર્તક શિવ છે એ દેવ મૂળ વિદેશી છે ઋગ્વેદમા શિવનું આપણે તેના હિંદી-યુરોપીય મૂળ શોધવા જઈએ છીએ, પરંતુ એનું હિંદી-યુરોપીય નામ નથી અવસ્તા ભાષામા પણ આપણને એ નામ જડી આવતુ નથી તિબેટી શબ્દ શિ બ એટલે મંગળ, એ શિ બ દેવનું નામ છે, અને તે ઉપરથી શિવ થયુ હશે એમ સહજ ધારણા થાય છે શિ બ નામના દેવ બોન ધર્મમા અગત્યનું સ્થાન ભોગવે છે એમને પણ પોતાના પરિજનો સાથે નૃત્ય કરવાનો ઘણો જ શોખ હોય છે એટલે કદાચ તંત્રસંપ્રદાયના ભગવાન શિવ જેમને પાછળથી વેદના રુદ્ર કહેવામા આવ્યા ને જે પણ તાંડવનૃત્યના ખાસ શોખીન છે, તે તિબેટના બોન ધર્મમાથી ઊતરી આવ્યા હશે અલબત, તિબેટની ભાષામા પણ ઘણા શબ્દો સંસ્કૃત ઉપરથી વપરાશમા આવેલા છે સંસ્કૃત ભાષાનો શ તિબેટની વર્ણમાલાનો પણ સત્તાવીસમો અક્ષર છે દાખલા તરીકે શણ, શત, શારિપુત્ર (બુદ્ધનો વિખ્યાત શિષ્ય ), શાક્ય (ગૌતમ બુદ્ધની જાતિ ), શક્તિ, શકર, શાલ્મલીવૃક્ષ, શિરીષ, શુભ, શ્લોક, શ્રી, વગેરે શબ્દો તિબેટમા પણ વપરાય છે એક પણ દાખલામા સંસ્કૃત શ તિબેટની વર્ણમાલાના એકત્રીસમા અક્ષર જેવો નથી બોલાતો. શિવ સંસ્કૃતમાથી તિબેટની ભાષામાં આવ્યો હોત તો એ શબ્દ તિબેટની વર્ણમાલાના ત્રીજા અક્ષરમા લખાત તિબેટની ભાષામાં શિવ મૃત્યુના અર્થમા પણ વપરાય છે એકસરખા ઉચ્ચારવાળા આ બે શબ્દોથી કદાચ ગૂંચવણ ઊભી થવા પામી હશે તેથી જ કદાચ શિવને સંહારમૂર્તિ લેખવામા આવ્યા હશે. તેથી જ કદાચ તેમને ત્રિમૂર્તિના સંહારક અંગ લેખવામા આવ્યા હશે તેથી જ કદાચ વેદના વાગના શિવ ને રુદ્રને પણ વિનાશમૂર્તિ કલ્પવામા આવ્યા હશે ને વેદધર્મના રુદ્રને સ્થાને શિવનું નામ ઘૂસી જવા પામ્યું હશે.

તંત્રસંપ્રદાયની દેવીપૂજાનું મૂળ તિબેટના બૉન ધર્મમાં છે બૉન ધર્મમાં પરમેશ્વરને બદલે પરમેષ્ઠીને અગત્યનું સ્થાન આપવામા આવ્યુ છે, પરમેશ્વરની તે સચાલક શક્તિ છે

વેદધર્મમા ઉમાને સ્થાન નથી પરંતુ પુરાણોમા તેમજ તત્રસપ્રદાયમા શિવની શક્તિ તરીકે અગત્યનો ભાગ ભજવે છે ઉમાનો કાલ્પનિક અર્થ 'ઉ મા' કરવામા આવે છે 'બેટા! તપ કરીશ નહિ,' પાર્વતીની માતા મેનકા જાણે એને તપ કરતાં વારતી ન હોય પરંતુ ખરું જોતાં ઉમા તિબેટી ભાષાના 'યુમ' શબ્દ ઉપરથી સંસ્કૃત બનેલો શબ્દ છે તેનો એ ભાષામા અર્થ 'માતા' થાય છે। મહાદેવી સમગ્ર સૃષ્ટિની 'માતા' લેખાય છે બૉન ધર્મની અંદર પણ 'યુમ' દેવી તરીકે પૂજાય છે. તે દ્વારા જ તત્રસપ્રદાયમાં પણ તે પૂજાતી થઈ હશે.

શંકરની પત્ની દેવી દુર્ગા પણ વેદધર્મમાં જાણીતી નથી, પરંતુ તત્રસપ્રદાયમા તે ઘણું ઊંચુ સ્થાન ભોગવે છે એને માસમદિરા ઘણા જ ગમે છે તે પોતાના અનુયાયીઓને દુર્ગ એટલે મુશ્કેલીમાથી બચાવે છે તેથી તે 'દુર્ગા' કહેવાય છે જોકે આ અર્થ નિર્માલ્ય ને ઠોકી બેસાડેલો જણાય છે તિબેટની ભાષાના ગ્દુગ્ર શબ્દ ઉપરથી આ શબ્દ બન્યો હશે એમા નારી જાતિનો પ્રત્યય 'મો' છોડી દેવામા આવેલો જણાય છે બૉન ધર્મમા 'ગ્દુગ્ર મો' નામની મહાભંડારક દેવી ઘણી જ પુજાય છે તેને લીધે જ તત્રસપ્રદાયમા દેવી દુર્ગાની પૂજા ચાલુ કરવામા આવી હશે

શિવપત્ની કાલી પણ તત્રસપ્રદાયની જાણીતી દેવી છે, પરંતુ વેદધર્મમા એનુ નામ-નિશાન જણાતુ નથી તત્રસપ્રદાયમા પણ કાલીદેવીની પૂજા બૉન ધર્મના આધારે જ શરૂ કરવામા આવી હોય તેમ જણાય છે બૉન ધર્મમા 'ગ્યેલ યુમ' પુજાય છે બૉન ધર્મની એ મહાદેવી મનાય છે. તિબેટ ભાષાના ગ્યેલ શબ્દ ઉપરથી 'કાલી' શબ્દ બન્યો હોય તેમ લાગે છે અહીં 'યુમ' પ્રત્યય મૂકી દેવામા આવ્યો છે. કારણકે આખા નામમા તે કાંઈ તાત્ત્વિક ભાગ ભજવતો નથી આ દેવીને ખુશ કરવા એક ખાસ શ્લોક તિબેટની ભાષામા ભણવામા આવે છે આજે પણ એ મત્રોચ્ચાર ચાલુ છે

દોમ્બી પણ તત્રસપ્રદાયની જાણીતી દેવમૂર્તિ છે તિબેટના બૉન ધર્મમા એની પણ પૂજા થાય છે તિબેટના 'ગ્તુમ મો' શબ્દ ઉપરથી 'દોમ્બી' શબ્દ ઉદ્ભવેલો જણાય છે એનો અર્થ પણ ચડી છે.

વળી તત્રસંપ્રદાયમા ભૂતયોનિ ને રાક્ષસોનો પણ ઉલ્લેખ નજરે ચડે છે તિબેટના બૉન ધર્મમા પણ ભૂત ને રાક્ષસોની સામાન્ય પૂજા થાય છે, એટલે તે દ્વારા તત્રસંપ્રદાયમા પણ એ બીના ઘૂસવા પામી હશે

ડાકિની એક પ્રકારની યોગિની છે 'ડાક' શબ્દનો આ નારીજાતિનો શબ્દ છે વેદની ભાષામા કે અમલ સસ્કૃતમાં આ શબ્દ નથી તિબેટની ભાષામાથી આ શબ્દ પાછળથી સંસ્કૃતમા આવ્યો જણાય છે એ ભાષામા 'ગ્ડાગ'નો અર્થ 'પ્રજ્ઞા', 'ડહાપણ' થાય છે તે ઉપરથી જ્ઞાનદેવી માટે એ શબ્દ વપરાવા લાગ્યો એટલે ડાકિની એટલે જ્ઞાનદેવી તિબેટની ભાષામા એને યે શેષ ક્ષી મ્ગહ ગ્રો મા કહે છે

કુબ્જિકા ને ખડરોહા પણ તત્રસંપ્રદાયમા શક્તિઓ લેખાઈ છે તિબેટના બૉન ધર્મમાથી એમની પૂજા પણ તત્રસપ્રદાયમા દાખલ થવા લાગી છે 'ગ્સો મો' નામના

તિબેટી ભાષાના શબ્દમાંથી કુબ્જિકા શબ્દ બનેલો છે એનો અર્થ સ્ત્રીશક્તિ થાય છે. 'મ્ખાર ગ્રો મો' નામના તિબેટી શબ્દ ઉપરથી ખડરોહા શબ્દ ઉપજાવી કાઢવામા આવ્યો છે. 'મો' પ્રત્યયને બદલે 'રોહા' પ્રત્યય વાપરવામા આવ્યો છે, જે નારીજાતિવાચક પ્રત્યય છે

વળી તન્ત્રમ્પ્રદાયમા આપણે કર્ણપિશાચિનીની પૂજાનો ઉલ્લેખ પણ સાભળીએ છીએ. બોન ધર્મમા ડાકિનીના એક સ્વરૂપ તરીકે 'કરના'ની પૂજા થાય છે તેમાંથી તન્ત્રમ્પ્રદાયની કર્ણપિશાચિનીની ઉત્પત્તિ હોય એમ જણાય છે

બોન ધર્મની માફક તન્ત્રસંપ્રદાયમા પણ ગુરુ ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે બોન ધર્મમા લામા (બ્લામા)નુ સ્થાન ઘણુ જ ઊંચુ છે, તેની પદવી પ્રભુ જેટલી જ છે કેટલીકવાર પ્રભુથી પણ તેની પૂજા અદકી થાય છે. તન્ત્રસપ્રદાયમા પણ ગુરુની શક્તિઓ પરમેશ્વર જેટલી જ મનાય છે વેદધર્મ કે પુરાણોમા ગુરુને આટલુ અગત્યનુ સ્થાન આપેલુ જણાતુ નથી એટલે બોન ધર્મની અસરનુ જ આ સ્પષ્ટ પરિણામ છે એ વાત સિદ્ધ થાય છે.

એક ઘણો જ પ્રાચીન ધર્મ, જે મૂળે હિંદી નથી, તેની શાખા તરીકે તન્ત્રસપ્રદાયે એક ધાર્મિક યોજના અદ્યાપિ જાળવી રાખી છે તન્ત્રસપ્રદાયમા જે રીતે પૂજા કરવામા આવે છે તેનું મૂળ તિબેટના બોન ધર્મમા છે તે ઉપર સિદ્ધ કરવામા આવ્યુ છે બોન ધર્મનાં અનેક દેવદેવીઓ તન્ત્રસપ્રદાયમા પણ પૂજા પામે છે એ ઉપરથી તન્ત્રસપ્રદાયનો બોન ધર્મ સાથેનો ગાઢ સબધ નક્કી થાય છે એના ભેદી શિક્ષણ માટે પણ તન્ત્રસપ્રદાય બોન ધર્મનુ અનુકરણ કરે છે. જાદુ, રાક્ષસપૂજા ને મન્ત્રપૂજા તન્ત્રસપ્રદાયના ખાસ લક્ષણ છે એ લક્ષણો જ એનુ તિબેટના બોન ધર્મ સાથેનુ સામ્ય સિદ્ધ કરે છે *

# વસંતવધાઇ

ભગવત્ રામચંદ્ર ભટ્ટ

વિશ્વ વસંતવધાઈ!
કેવી પ્રાણપ્રભા પથરાઈ! .....વિશ્વ (ધ્રુવ)

ઘરઘર મંગળ ગીત સખી સૌ ગાઓ આનંદદાયી,
ઋતુપતિના રમ્ય દિને સૌ આનંદ ને સુખદાયી. વિશ્વ

આંબો મ્હોરે, ગજવે કોકિલ, ટહુકીને શરણાઈ,
ચેતન ચમક્યા, નગનીર સળક્યાં, જ્યોતિ અનોખી છાઈ વિશ્વ

અગમ દેશથી ઊતરે આજે અનિલરાજની સ્વારી,
દશદિશ વિચરે, વિહરે મધુરી જાય પરાગ પસારી. વિશ્વ

પરભૃતકેરા કંઠમાં કૂજી, મત્તમયૂર નચાવી,
પુષ્પપરિમલભોગી ભૃંગને રંગ પ્રમત્ત બનાવી. વિશ્વ

પ્રાગણ પમરે કુદરતકેરા અંગોપાંગ ભરાઈ,
નારી નયનમાં નર્તન્તી દે વ્હાલમકેરી વધાઈ. વિશ્વ

સર્વ ઋતુમાં શ્રેષ્ઠ મનાયે જીવન—જોબનદાયી,
પ્રણયકુસુમને ભાવથી રંગી, વધાવ ઋતુ વરદાયી;
વિશ્વવિકાસ વધાઈઃ કેવી.

૩૨૦મા પાનાનું અનુસંધાન]

પણ આ રીતે પોતાની ભાવનાનો સાક્ષાત્કાર કરવાનો કેમ અભિલાષ થાય છે? એનું કારણ એ છે કે પોતાની અને જગતની વચ્ચે કોઈક પ્રકારની એકતા છે એવી મનુષ્યના હૃદયમા અણશીખવેલી પ્રતીતિ રહેલી છે, અને તેથી એ પોતે જેને શ્રેષ્ઠ ધર્મ સમજે છે તેથી જગતને વંચિત રાખવા નથી ઇચ્છતો આ રીતે સત્ય, પ્રેમ, જ્ઞાન વગેરે છૂટાછૂટા ગુણોના સાક્ષાત્કારને નામે જે શ્રદ્ધાનો—જે અંત:પ્રતીતિનો—એ વ્યવહાર કરે છે તે કોઈ પ્રકારની સમબુદ્ધિ હોય છે એટલે કે સમબુદ્ધિને જ એ ધર્મનુ ધર્મત્વ સમજે છે

૭

ગીતાએ શીખવેલો ધર્મ નિ:ષ્કામ કર્મયોગનો છે અને એની પાછળ સમબુદ્ધિની પ્રતીતિ રહેલી છે સમબુદ્ધિની અણશીખવેલી પ્રતીતિમાથી નિષ્કામ કર્મયોગ ઉદ્ભવે છે અને નિષ્કામ કર્મયોગની સાધનાથી સમબુદ્ધિનો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય છે આ ધર્મનો ઉપાસક પહેલા પોતાના અંગત વર્તનમા સમબુદ્ધિને અને તેના સાધનરૂપ અનાસક્તિયોગને સિદ્ધ કરવાને મથશે. એમ થતા એ પોતાની જાતમા એનો સાક્ષાત્કાર કરશે પણ એવો પોતાની જાતમાયે સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન જગતમાયે એને સિદ્ધ થતો જોવા માટે પ્રયત્ન કર્યા વિના પૂરેપૂરો સફળ નહિ થાય આથી એ એવો પ્રયત્ન કર્યા જ કરવાનો કે જેથી પિંડમા તેમજ બ્રહ્માંડમા બન્ને ઠેકાણે એ એ ધર્મનુ જ દર્શન કરી શકે પોતાની જાતમા સાક્ષાત્કાર અને જગતમા સાક્ષાત્કાર એ એકબીજાની પછી થનારી વસ્તુઓ નથી, પણ કેટલેક અંશે સ્વતંત્ર રીતે અને કેટલેક અંશે એકબીજાને ટેકો આપીને વધે છે

જો આ વાત આપણે સમજીએ અને જો સમબુદ્ધિ ધર્મનો આત્મા છે એ વાત સ્વીકારતા હોઈએ તો ધર્મની સ્થાપના માટે કહો, અથવા ધર્મનો સાક્ષાત્કાર થવા માટે કહો, અથવા જગતમા ધર્મરાજ્ય ચાલવા માટે કહો, જગતમા કેવા પ્રકારનો વ્યવહાર વધવો જોઈએ અને તે વ્યવહાર વધવા માટે કઈ દિશામા પ્રયાણ થવુ જોઈએ એ સમજવુ કઠણ ન પડે વળી, જો એ વસ્તુ આપણે સમજીએ તો આગળ વધતી માનવપ્રજાના ધર્મનુ બાહ્ય સ્વરૂપ યુગેયુગે બદલાતું, વધતુ, વિકાસ પામતું, વધારે ને વધારે સમદૃષ્ટિનો સાક્ષાત્કાર કરાવતુ થયા જ કરવાનુ જે પ્રજાનો ધર્મ એવો વિકાસ ન કરે તે ધર્મ લકવો થયેલા અવયવની જેમ નિષ્પ્રાણ થઈને પડશે.

૮

સન્માર્ગે જીવન એ જીવનનુ સાધન છે કે સાધ્ય છે એવો પ્રશ્ન વારવાર કરવામા આવે છે ઘણાકની એવી સમજણ થયેલી જોવામા આવે છે કે આધ્યાત્મિક જીવનમા અમુક હદ પછી એક એવી સ્થિતિ આવે છે કે જે પછી માણસને સન્માર્ગે જીવન ગાળવાનો આગ્રહ રાખવાનુ પ્રયોજન રહેતું નથી એટલે કે, જેમ બાળકને ચાલતા ન આવડે ત્યા સુધી જ એ ચાલણગાડીનો ઉપયોગ કરે છે તેમ 'બ્રહ્મદશા'ને નામે માનેલી એક સ્થિતિ પ્રાપ્ત કર્યા બાદ સન્માર્ગે જીવન ગાળવુ જ જોઈએ એવો આગ્રહ રાખવાની જરૂર રહેતી નથી. એવો આગ્રહ રહેવો એ અજ્ઞાન બાકી રહી ગયાનુ ચિહ્ન છે એટલે સુધી પણ કેટલાક લખી ગયા છે આ ખ્યાલ વેદાંતમાર્ગમા પેઠેલો ભયકર સડો છે, અને કોઈક ને કોઈક સ્વરૂપે લગભગ દરેક ધર્મ અને સંપ્રદાયમા એ ઊતર્યો છે, એમ કહેવામા મને જરાય સકોચ નથી

લાગતો. એ 'બ્રહ્મજ્ઞાન' કાં તો ચોખ્ખું પાખંડ હોય છે અથવા કોઈક જાતના ગાંડપણનું ચિહ્ન હોય છે. ચાલવાની કળા અને ચાલણગાડીને જેવો સાધ્યસાધનનો સંબંધ છે તેવો બ્રહ્મસ્થિતિ અને સન્માર્ગનો નથી. પણ જે રીતે મુંબઈ-આગ્રા રોડને મુંબઈથી આગ્રા પહોંચવાનું શ્રેષ્ઠ સાધન ગણીએ અને આગ્રાને સાધ્ય ગણીએ તેવો એ સંબંધ છે. એટલે કે આગ્રા પહોંચવું હોય તો એ રસ્તે રહીને જ પહોંચી શકાય, એને ક્યાંયે છોડીને નહિ, કારણ કે એ રસ્તાનું છેવટ તે જ આગ્રા. આગ્રા પહોંચ્યા બાદ એ રસ્તો છોડવો કે ન છોડવો એ પ્રશ્ન જ અસ્થાને બને, પણ આગ્રા પહોંચીને પાછો મુંબઈ સાથે વ્યવહાર રાખવાનો રહેતો હોય તો તે જ રસ્તે રાખી શકાય. આડે માર્ગે તે રાખવો જોખમભરેલો જ થાય. તેમ સન્માર્ગી જીવનનું છેવટ તે જ બ્રહ્મસ્થિતિ અથવા મોક્ષ. એ માર્ગ છોડી શકાય જ નહિ. બ્રહ્મસ્થિતિએ પહોંચ્યા પછી જીવનના વ્યવહારો રહે તો તે સન્માર્ગે જ થઈ શકે. આડે માર્ગે ક્યારેય કરાય જ નહિ.

પણ, ત્યારે, સાધક અને સિદ્ધ વચ્ચે કશો ભેદ જ નથી કે શું? બધાં સાધનો મુંબઈ-આગ્રા રોડ જેવાં જ છે કે જેનો ઉપયોગ પાછળથી છોડી શકાય એવાં કોઈ ચાલણગાડી જેવાં સાધનો પણ છે? એનો ઉત્તર એ કે એવાં પણ કેટલાંક સાધનો છે. એ કેવાં હોય છે તે એક દાખલાથી જ સમજાવીશ. વ્યાકુળ સાધક ક્યાંય ચિત્તમાં અશુદ્ધિ ન પેસી જાય, વિકારો જોર ન કરે એ બાબતમાં બહુ ડરતો અને સાવધ રહે છે. बलवानिन्द्रियग्रामं विद्वांसमपि कर्षति। (ઇન્દ્રિયોનો બળવાન સમૂહ વિદ્વાનને પણ ફસાવે છે.) એને અક્ષરશઃ સત્ય માનીને એ સામાન્ય સદાચારના નિયમો પણ વધારે કડક રીતે પાળે છે. ઉદાહરણાર્થ, સામાન્ય સદાચારનો નિયમ એમ શીખવે છે કે જુવાન સ્ત્રીપુરુષોએ એકાંતસેવન કરવું નહિ. સાધક એકાંતસેવન તો કરતો નથી જ, પણ રખેને પોતાના મનમાંયે કોઈ વાર કુવિચાર ઉત્પન્ન થાય, તે માટે એ વિજાતિના જુવાનો સાથે સમ્પર્કમાં આવતાં અત્યંત સાવધ રહે છે. કોઈ પણ સ્ત્રી સાથે એકઆસને પણ બેસવા તે ઇચ્છતો નથી, લક્ષ્મણની જેમ એના પગ પર જ એની દૃષ્ટિ રહે છે, કુતૂહલથીયે મોઢા પર ફરતી નથી. સામાજિક કાર્યોમાં સાથ આપવો પડે ત્યારે મર્યાદાપાલનમાં બહુ આગ્રહી રહે છે. આવા મર્યાદાપાલનમાંથી જ એનું ચિત્ત શુદ્ધ અને નિર્દોષ થાય છે અને એ આગળ વધે છે. એને ધીમેધીમે પોતાના ચિત્ત ઉપર વિશ્વાસ બેસતો જાય છે. જેમ છ મહિનાનું નગ્ન બાળક જોઈને કોઈને વિકાર થતો નથી, અને જેમ પાંચ વર્ષના બાળકને વિકારનો અનુભવ થતો નથી, તેમ આ પુરુષમાં પાંચ વર્ષના બાળક જેવી નિર્દોષતા આવે છે, અને નવસ્ત્રા સ્થિતિમાંયે તરુણ સ્ત્રી દેખાય કે તેનો એકાંતમાંયે મેળાપ થઈ જાય, તેથી જેમ છ મહિનાના બાળકને જોઈ વિકાર નથી અનુભવાતો, તેમ એને વિકાર નથી થતો. પછી સહેજે જ એનું વર્તન વધારે સ્વાભાવિક બનતું જાય છે. એટલે કે પોતે ડરથી જે વાડો ઉત્પન્ન કરી હતી, તે ઓછી થતી જાય છે. ઓછી થતી જાય છે એટલે એ એકદમ જ એકાદ દિવસ સંકલ્પ કરીને તોડી નાખે છે અથવા તોડવાનો ખાસ પ્રયત્ન કરે છે એમ નહિ, પણ જે વાડની દુરુસ્તી કરવાનો આગ્રહ ન રાખવામાં આવે તે વાડ જેમ ધીમેધીમે ઘસાઈ જાય તેમ એ ધીમેધીમે ઘસાય છે. આ પ્રકારના વિધિનિષેધોનો ઉદ્દેશ જ ચિત્તને પ્રલોભનોમાંથી બચાવવાનો હોવાથી આખાયે સદાચારી સમાજમાં પળાતા એવા કેટલાક વિધિનિષેધનીયે એ ચર્ચાને અંગે અવગણના

કરે એમ બને—જેમ પાંચ વર્ષનું બાળક એ નિયમોની અવગણના કરે છે તેમ એ અવગણના વિધિનિષેધ માટે અનાદર અથવા તુચ્છભાવ ઉત્પન્ન થવાથી નહિ પણ કાંઈ કર્તવ્યને બજાવતા જ થઈ હોય સજ્જન પુરુષ પોતાની દીકરી સાથે જેટલી મર્યાદા છૂટ લે તેથી વધારે એ ભંગ ન હોય. આ જ પદ્ધતિએ વિધિનિષેધના બીજા નિયમોનો વિચાર કરવો જોઈએ

પણ બ્રહ્મસ્થિતિ વિષે વિચિત્ર કલ્પનાઓ સમાજે બાંધી લીધેલી હોવાથી જેઓ પોતાને વિષે એ સ્થિતિ પ્રાપ્ત કર્યાની માન્યતા ફેલાવી શકે છે તેઓ એ દશાને નામે પાખંડ ચલાવે છે, અને ધર્મગ્રંથમાના છૂટકછૂટક ઉદ્ગારોમાથી ભળતો જ અર્થ કાઢે છે અને એ અર્થના વિસ્તારપૂર્વક ગ્રંથો નિર્માણ કરે છે

૯

આડે માર્ગે જવાની આપણને લાલચ થયા જ કરે છે સત્ય અને ધર્મનો માર્ગ કઠણ, લાંબો, અવહેવારુ, ગગનવિહાર જેવો લાગી આવે છે જેમ ઘણીવાર રાજમાર્ગ કરતા આડીઅવળી પાયદંડીઓ ટૂંકી હોય છે, તેમ અસત્ય અને અધર્મ ટૂંકા રસ્તા લાગે છે

પણ આમ લાગવાનુ કારણ આપણામા કેળવાયેલી ખોટી ટેવો જ છે અણઘડ શિક્ષકને વિદ્યાર્થીને મારવાનુ જ મન થાય છે બાળકને સુધારવાનો એ જ સહેલો ઉપાય એને લાગે છે કારણ, એમા એને સંયમ પાળવો પડતો નથી, વિદ્યાર્થીનુ માનસ તપાસવાની કે શિક્ષણશાસ્ત્રનો વિચાર કરવાની કડાકૂટમા પડવુ પડતુ નથી પણ આપણે જાણીએ છીએ કે જે એ રસ્તો છોડી દે છે અને શાસ્ત્રીય રીતે પોતાની કુશળતા વધારીને શિખવવાનો પ્રયત્ન કરે છે, તેને પાછા પહેલા માર્ગે જવુ ગમતુ જ નથી, અથવા જાય છે તો તેમા પોતાનો ગુણ નથી સમજતો પણ ખામી સમજે છે શાસ્ત્રીય માર્ગ શુદ્ધ છે એટલુ જ નહિ પણ ટેવાયા બાદ વધારે સહેલો, કાર્યસાધક અને શિક્ષક તેમજ વિદ્યાર્થી બન્નેને રોચક પણ લાગે છે

આ જ નિયમ આપણે જીવનના બીજા વ્યવહારોમાયે જોઈ શકીએ છીએ કોઈ સુતારને ખોટી રીતે ઓજાર પકડવાની ટેવ કે પીંજારાને ભૂલભરેલી રીતે પીંજવાની ટેવ પડી હોય, રમનારને ખોટી રીતે દડો ઝાલવાની ટેવ પડી હોય, પછી એને કોઈ સાચી રીત બતાવવા જાય છે તો એ સાચી રીત એને વધારે કઠણ લાગે છે. શરૂઆતમા સાચી રીતે કરવા જતા એને નિષ્ફળતાયે આવે છે, યત્ન તેના કરતાયે ઓછુ કામ થાય છે આથી એ ઘણીવાર ‘મને પેલી જ રીત ફાવે છે’ એમ કહી નવી રીત ગ્રહણ નથી કરતો પણ જો ધીરજ રાખી એ નવી ટેવ પડવા દે છે તો એને અનુભવ થાય છે કે એની કાર્યશક્તિ વધી ગઈ, શ્રમ ઘટ્યો, અને ખોટી રીત ગમે તેટલી ફાવી ગઈ હતી છતા નવી રીત જ શ્રેષ્ઠ છે

એ જ પ્રમાણે આપણને અસત્ય, અધર્મ, કપટ, હિંસા વગેરે આચરીને જ આપણા કામો ઉકેલવાની ટેવ પડેલી હોવાથી સત્યનો, ધર્મનો, સરળતાનો, અહિંસાનો માર્ગ કઠણ અને નિષ્ફળ જનારો લાગે જ, અને અધર્મનો સહેલો માર્ગ લેવાનુ મન થયા કરે. પણ આપણે કાર્ય સિદ્ધ કરવા પ્રયત્ન તો કરવો જ છે, અને રીત પણ સાચી જ રાખવી છે, એવો નિયમ કરી સત્યને જ વળગવાની ટેવ પાડીએ તો છેટે એ જ માર્ગ સીધો, સહેલો અને પહેલા કરતા રતીભર વધારે પરિણામદાયક છે, ઓછો નથી, એમ અનુભવ આવશે

આનું પારખુ લેવા એકદમ જગતના મોટાં કાર્યો ભણી જોવુ ન જોઈએ પણ આપણા નિત્યજીવનના વ્યવહારોમા એનુ પહેલુ પારખુ લેવુ જોઈએ એમાં આપણે જો ચીવટાઈથી ધર્મને માર્ગે રહીએ જ, અને એની ટેવ આપણને પડી જાય ત્યા સુધીનો

અગવડો ભોગવી લઈએ તો એ અનુભવ થવાનો જ પછી આપણી ખાતરી થવાની જ કે મોટાં કામો પણ એ જ રીતે થાય તો ત્યારે એ જ માર્ગ સરળ થાય આથી એમા જ શ્રદ્ધા બેસવાની અને એની જ ટેવ કેળવવાની જરૂર છે.

૧૦

જેમજેમ સત્ય અને સમબુદ્ધિ વિષે અને તેમાથી ઉપજતા ધર્મો વિષે આપણી નિષ્ઠા વધતી જશે, વિચાર સૂક્ષ્મ થશે અને તેના પરિણામો અનુભવાતા જશે તેમતેમ એ માર્ગ છોડીને અમુક એક લોકસંગ્રહનુ કાર્ય ટૂંકે રસ્તે સિદ્ધ કરવાની વૃત્તિ અધીરાઈની અને અશ્રદ્ધાની જ લાગશે, અને લાબે ગાળે, કોઈ પણ ઉદાત્ત ધ્યેયને પહોચવાનો ટૂંકામા ટૂંકો અને ઓછામા ઓછા કલેશો ઉત્પન્ન કરવાનો માર્ગ સત્યનો જ છે, એમ ખાતરી થશે તે રસ્તે જતાયે જો સિદ્ધિ હાથ આવતી નથી લાગતી તો તેનાં કારણો ત્રણ હોઈ શકે આપણા સત્યાચરણમા હજુ ક્યાક ખામી, એ માર્ગમા આપણુ શિખાઉપણુ અથવા ફળ ઉત્પન્ન થવા માટે જોઈતો સમય આથી, તેને સિદ્ધ કરવા માટે કોઈ ટૂંકો જણાતો વિષમબુદ્ધિનો કે અસત્યનો માર્ગ લેવા કરતા આપણે સત્યનુ જ વધારે ધ્યાન ધરીએ અને આપણી તપશ્ચર્યા વધારીએ

પણ આ તપશ્ચર્યા એટલે શુ ? અમુક રસ્તો અધર્મનો છે એ કર્યા બાદ એ માર્ગે તો ન જ જવાય એવો ફેંસલો નિર્ણય કરી નાખીએ પણ એથી પતુતા તો નહિ આવે ? અધર્મને માર્ગે જવુ નથી અને સિદ્ધિ આપનારો કોઈ ખાતરીનો ધર્મ્ય માર્ગ દેખાતો નથી, જે દેખાય છે તે આચરવાની સાચી રીત માલૂમ પડતી નથી, કહેવાતા ધર્મમાર્ગે સિદ્ધિ મળશે એવુ કાંઈ ચિહ્ન જણાતુ નથી ત્યા ફળાશા છોડી ન શકનારા આપણે લાખો માણસો શુ કરીએ ? ફલાસક્તિ છોડવાનો આદર્શ બુદ્ધિને સમગ્રતયાથી હૃદયમા રહેલી આસક્તિ થોડી જ તુરત ચાલી જઈ શકે છે ? અનાસક્તિ એ તો ચિત્તની પક્વાવસ્થાનુ છેવટનું પરિણામ ગણાય ત્યારે નકામી એની વાતો કરીને શો ફાયદો ? આવીઆવી શકાઓ ઊઠવી સ્વાભાવિક છે

અહીં ધીરજથી પોતાની પાત્રતા વધારવાની સાધના એનુ નામ તપશ્ચર્યા. અસત્ય કરતા સત્યનુ બળ વધારે છે, અને ધર્મનો જ જય છે—એ જો સાચું છે, તો મારા ધ્યેયને સિદ્ધ કરવાનો કોઈ ધર્મયુક્ત, શુદ્ધ માર્ગ હોવો જ જોઈએ ચૈતન્યમા કોઈ પણ ચાલુ દુખને દૂર કરવાનો શુદ્ધ ઉપાય નિર્માણ કરવાની શક્તિ રહેલી જ છે મને એ રસ્તો સૂઝવો રહ્યો. એ મને સૂઝે એ માટે હુ મારું ચિત્ત શુદ્ધ કરું મારી ક્ષુદ્ર વાસનાઓ અને ટેવોનો સયમ કરુ અને મારા ધ્યેય પર જ એકાગ્ર થાઉં. આવી શ્રદ્ધાથી જે મડે છે તેને છેવટે પોતાની ધર્મ-બુદ્ધિને સપૂર્ણપણે અનુરૂપ હોય એવો માર્ગ મળ્યા વિના રહેતો જ નથી એટલી શ્રદ્ધા અને અને ધીરજને અભાવે લોકો અશુદ્ધ માર્ગ લેશે એ વાત સાચી પણ, તેથી, એ રીતોને ધર્મનું અનુમોદન છે એમ ન કહેવું જોઈએ જેટલે અંગે ધર્મદૃષ્ટિ પાછલા જમાનાઓ કરતા આગળ વધી હોય તેટલે અંશે પાછલા કાળના ધાર્મિક પુરુષોના જીવનના આ કે તે કૃત્યો અનુપયોગી ઠરે છે એમના જીવનનુ વલણ અથવા રુચિ જાણવા પૂરતો જ એમના જીવનનો ઉપયોગ થઈ શકે.

૧૧

ગીતામા ત્રણ ગુણોની ચર્ચા મારી પેઠે છે ત્રણ ગુણો વિષેની મારી દૃષ્ટિ અને

સાખ્યદૃષ્ટિમાં જે ફરક છે તે મેં 'જીવનશોધન'ના સાખ્યખડમાં રજૂ કર્યો છે એ વિષે હુ અહીં કઈ કહેવાનો નથી. પણ ત્રણ ગુણો વિષે લોકોમા કેટલાક ભૂલભરેલા ખ્યાલો જોવામા આવે છે ને જેને ગીતાનોયે આધાર નથી એ વિષે બે શબ્દ કહેવા ઉચિત થશે

સત્ત્વ, રજ અને તમ એ ત્રણ શબ્દોના અર્થોમાં અનેક ભાવો પેસી ગયા છે, અને તેને લીધે ત્રિગુણની કલ્પનાઓમા ઘણુ મિશ્રણ થઈ ગયુ છે લોકોમા એક કલ્પના આ પ્રમાણે છે રજોગુણ એટલે કર્તૃત્વશકિત સાથે બળવાન રાગદ્વેષ જેનામા બળવાન રાગદ્વેષો પણ હોય અને તેને અમલમા મૂકવાની શકિત પણ હોય તે રજોગુણી, જેના રાગદ્વેષો ક્ષીણ થવાથી કર્તૃત્વ ઘટી જાય તે સત્ત્વગુણી, અને જેનામા રાગદ્વેષો હોય પણ કર્તૃત્વશક્તિ ન હોય તે તમોગુણી. એટલે કે સત્ત્વગુણમા રાગદ્વેષ તથા કર્તૃત્વ બન્ને ઓછા હોય છે, રજોગુણમા બન્ને બળવાન હોય છે અને તમોગુણમા કર્તૃત્વ નથી હોતુ માત્ર રાગદ્વેષ હોય છે

આને જોડેજોડે જ એક બીજી કલ્પના પણ ભળી છે તે એ કે બ્રાહ્મણસ્વભાવ સત્ત્વગુણી છે, ક્ષત્રિય રજોગુણી, વૈશ્ય રજતમ મિશ્રિત અને શૂદ્ર તમોગુણી છે

આ બન્ને કલ્પનાઓ ભૂલભરેલી અને પ્રત્યક્ષ અનુભવને વિરોધી છે કર્તૃત્વશક્તિનો માત્ર રજોગુણ સાથે જ સબધ હોતો નથી વાસ્તવિક રીતે ગીતાના ૧૮મા અધ્યાયના ૨૬, ૨૭, અને ૨૮મા શ્લોકોમા કહ્યા પ્રમાણે કર્તૃત્વશક્તિ જાતે જ ત્રણ પ્રકારની હોય છે રાગદ્વેષ ઘટવાથી કર્તૃત્વશક્તિ પણ ઘટી જ જાય એમ કાંઈ નથી એટલે કે રાગદ્વેષનો ક્ષય થાય પણ સાથે કર્તૃત્વશક્તિ ઘણી હોય તો તે સાત્ત્વિક કર્તા કહેવાય, કર્તૃત્વશક્તિ ઘણી હોય પણ સાથે રાગદ્વેષ પણ હોય તો તે રાજસ કર્તા કહેવાય અને કર્તૃત્વશક્તિ હોય, રાગદ્વેષ પણ હોય પરતુ એની બુદ્ધિ બહુ જ તામસ હોય તો તે અધમ, તામસ અથવા રાક્ષસી કર્તા કહી શકાય રાગદ્વેષના ઘટવાથી ક્રિયાપદ્ધતિમા ફરક પડે, પણ કર્તૃત્વશક્તિ ઘટવી જોઈએ એ ખ્યાલ ભૂલભરેલો છે પણ મૂળે જ કર્તૃત્વશકિત ઓછી હોય અથવા તામસ હોય અને રાગદ્વેષ સુપ્ત દશામા હોય તો તે દેખાવમા સાત્ત્વિક લાગે એમ બને ઘણા કહેવાતા સાત્ત્વિક સ્વભાવના લોકો આ રીતે કર્તૃત્વહીન અને સુપ્ત રાગદ્વેષવાળા હોય છે પરંતુ એ કાંઈ સાત્ત્વિકતા જ હોતી નથી

તે જ પ્રમાણે દરેક વર્ણના કર્મોમા સત્ત્વગુણને રજોગુણને, તેમજ તમોગુણને પૂરતું ક્ષેત્ર છે શૂદ્રસ્વભાવ તમોગુણપ્રધાન છે કે બ્રાહ્મણસ્વભાવ સત્ત્વગુણપ્રધાન છે એવુ ક્યાયે ગીતામા કહ્યુ નથી; અને સૂચવ્યુ છે એમ જો કોઈ બતાવે તો તે અનુભવયુક્ત નથી પ્રાચીન કાળથી તે અત્યાર સુધી ક્યારેય એવુ બન્યુ નથી કે દરેક વર્ણના કર્મો કરનારામાં સાત્ત્વિક કર્તા, રાજસ કર્તા અને તામસ કર્તા નિર્માણ થયા ન હોય વળી, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રસ્વભાવ રાજસતામસ જ હોય તો તેમનાથી અનાસક્તિયોગ કેવી રીતે થઈ શકે અને તેઓ કેવી રીતે પોતાના કર્મોદ્વારા જ શ્રેયપ્રાપ્તિ કરી શકે? મોક્ષનો અધિકાર સર્વે વર્ણોને છે એ વાત ગીતા તેમજ બીજાં શાસ્ત્રો સ્પષ્ટ સ્વીકારે છે એટલે કે બ્રાહ્મણાદિક વર્ણોની પાછળ જે સ્વભાવ અથવા રુચિનો ભેદ છે તે ગુણોને લીધે છે એમ જે કહ્યુ છે, ત્યા ગુણો એટલે સત્ત્વ, રજ, તમ નહિ, પણ સામાન્ય અર્થમા એટલે કે ખાસિયત, વિશેષતા, લક્ષણ સમજવો જોઈએ. પૂર્વકર્મ, જન્મ, સસ્કાર, પરિસ્થિતિ વગેરે વગેરે અનેક કારણોને લીધે વ્યક્તિમા અને દરેક સંઘમા જે ખાસ અભિરુચિઓ નિર્માણ થાય છે તે [illegible]ના ગુણો

કહેવાય તેને લીધે કેટલાકને પઠનપાઠન વગેરે વિદ્યા કે બુદ્ધિ સંબંધી કર્મો જ કરવાં ફાવે; બીજાને લડવું, સાહસના કાર્યો ઉપાડવા, અમલદારી કરવી વગેરે જ ફાવે, ત્રીજાને વેપાર ખેડવામાં જ મન દોડે, ચોથાને કળાકૌશલ્યમાં જ રુચિ હોય આવી દરેક કર્મની રુચિ સાત્ત્વિક, રાજસ અને તામસ ત્રણે પ્રકારની હોઈ શકે. ગીતા એમ શીખવે છે કે આ સર્વે રુચિઓ પવિત્ર કે અપવિત્ર બન્ને જાતની હોઈ શકે છે. જો એ રુચિ સાથે સાત્ત્વિકતા અને મુમુક્ષુતા હોય, તો તે પવિત્ર છે, જો એની સાથે રાજસવૃત્તિ, લોભ વગેરે હોય, અથવા તામસવૃત્તિ—આળસ, અજ્ઞાનતા વગેરે હોય, તો તે અપવિત્ર છે આ જ રીતે ચોખામેળા, રોહીદાસ વગેરે અંત્યજો સતપુરુષો હોઈ શકે છે, અને વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણ પામર હોઈ શકે છે

આમ સત્ત્વગુણ વધવાથી કર્તૃત્વ ઘટી જાય છે એ ખ્યાલ ભૂલભરેલો હોઈ કાઢી નાખવાની જરૂર છે કર્તૃત્વ ઘટવાના અનેક કારણો છે અને તે સ્વતંત્ર છે તેમ જ ચાર વર્ણોના કર્મો ત્રિગુણો પૈકી કોઈકની પ્રધાનતા સૂચવે છે, અને તેથી બ્રાહ્મણકર્મો જાતે જ શ્રેષ્ઠ છે અને શૂદ્રના કર્મો જાતે જ કનિષ્ઠ છે, અથવા એ વર્ણોમાં ઊંચનીચનો ક્રમ છે, એ વિચાર પણ ભૂલભરેલો છે

૧૨

'ગીતામંથન'માં ઘણો વિસ્તાર થયેલો છે આટલો બધો વિસ્તાર કરવામાં હું અતિ-વાચાળતાનો દોષ કરું છુ એમ મને ઘણીવાર લાગ્યું છે. કારણ ૧૮મા અધ્યાયના ૬૭મા શ્લોકમાં આવી ચર્ચા ક્યાં કરવી અને ક્યાં ન કરવી એ વિષે જે કહ્યું છે તે હુ સાવ સાચુ જ માનું છુ છતાં મોટેથી બોલીને હુ મારે પોતાને માટે જ આ ઉપાસના કરી રહ્યો છુ એમ મન માની મન મનાવ્યુ છે પણ આટલુ બધુ લખતાયે એમાનુ ઘણુ પહેલે વાચને ન સમજાય એ શક્ય છે સમજાઈ તેયે એનુ પૂરું તાત્પર્ય લક્ષમાં ન આવે એ પણ શક્ય છે ઉપોદ્ઘાતમાં કહ્યા પ્રમાણે એ વિષય જ એવો છે કે એ જીવનના વિકાસની સાથે-સાથે જ સમજાય. જીવનનો વિકાસ એટલે માત્ર વયની વૃદ્ધિ નહિ, પણ શુદ્ધ જીવન ગાળવાનો પ્રયત્ન, સત્યનો આગ્રહ, આત્મનિરીક્ષણ, જગતનુ નિરીક્ષણ, સૂક્ષ્મ અવલોકન અને વિચાર કરવાની ટેવ, તથા પવિત્ર પુરુષોનો સહવાસ—અને એ બધાની સાથે જગતનો અનુભવ—આ વાત ઘણાના લક્ષમાં આવેલી હોતી નથી ઘણાનો એવો ખ્યાલ હોય છે કે ઉત્તમ પ્રકારે તર્ક કરવાની શક્તિ હોય, ઘણા શાસ્ત્રોનું બારીકાઈથી અધ્યયન કરેલુ હોય, દર્શનશાસ્ત્રોની ચર્ચામાં રુચિ હોય અને પૂરતુ ભાષાજ્ઞાન હોય તો તત્ત્વજ્ઞાન પણ સમજાવુ જોઈએ જ. પણ આ ભૂલ છે જીવન વિષેનુ તત્ત્વજ્ઞાન અથવા જીવન વિષેનું સાચુ દૃષ્ટિબિંદુ કેવળ બુદ્ધિગમ્ય નથી બુદ્ધિ ઉપરાંત એમાં ભાવનાશુદ્ધિની તેમજ જીવનના અનુભવની અપેક્ષા રહે છે. એ પુસ્તકો કે ઉપદેશોમાંથીયે ન મળી શકે હજારો પુસ્તકોથીયે જેની કલ્પના ન આવી શકે તે—અનુભવ થતાં—પલકારમાં સમજાઈ જાય

અહીં હુ કોઈ ગૂઢ—યોગાદિકના—અનુભવની વાત કરુ છુ એવા કોઈ ઘોડા ન દોડાવે; સામાન્યપણે જ વાત કરુ છુ જેમ જેને કદી દાઢમાં સસકો ન આવ્યો હોય તે ગમે તેટલો બુદ્ધિશાળી હોય તોયે તે દુઃખની કલ્પના ન કરી શકે, તેમ જીવનની અનેક બાબતો વિષે છે

આથી આ પુસ્તકનુયે વિચારપૂર્વક અને શુદ્ધ જીવનના પ્રયત્નપૂર્વક વારંવાર વાચન-

મનન કરવા ભલામણ કરું છું. એથી લાભ જ થશે. ધર્મગ્રંથોના નિત્ય વાચન અને મનનથી આપણને કાંઈ ને કાંઈ વિચારવાનો, આચરવાનો અને પચાવવાનો ખોરાક મળ્યા જ કરે છે. જે સાવ સાંસારિક બુદ્ધિના જેવા લાગતા હોય તેમનામાંયે ધાર્મિક વાચનની ટેવ સારી રુચિ નિર્માણ કરે છે, એમનામાં વિચારને પ્રેરે છે, તથા એમના અંતરાત્માને ક્યારેક પણ જગાડી દે છે

૧૩

છતાં, આધ્યાત્મિક ગ્રંથનો વાચકને સાચો ઉપયોગ જ્યારે એ યથાર્થ ધર્મસંકટમાં આવી પડે ત્યારે જ થાય છે. જ્યારે કોઈ વિષયમાં એ પોતાને એવી મૂંઝવણભરી સ્થિતિમાં આવી પડેલો જુએ કે જ્યાં સુધી એને પોતાનો કર્તવ્યમાર્ગ સ્પષ્ટ અને નિઃશંકપણે સૂઝી ન જાય ત્યાં સુધી એને માટે કશુંયે પગલું ભરવું અશક્ય જ થઈ પડે, અને ધર્મમાર્ગ સિવાય બીજે માર્ગે લેવાની એની તૈયારી ન હોય ત્યારે એને ધર્મસંકટ જેવું લાગે છે જ્યાં સુધી જીવનના વ્યવહારમાં આવી મૂંઝવણ ઊભી થઈ નથી ત્યાં સુધી ધર્મગ્રંથો ભાવનાપ્રેરક કે વિચારપ્રેરક ભલે થાય, અને એના અર્થો કરવામાં એ ભલે ઝીણો તર્ક દોડાવે, તથાપિ એને એ ગ્રંથનો શ્રેષ્ઠ ઉપયોગ થઈ શકતો નથી એવો સમય આવી પડે ત્યારે જે ગ્રંથની મદદથી એ પોતાનો ધર્મ સ્પષ્ટ અને નિઃશંકપણે શોધી શકે તે ગ્રંથ એને જીવનદોરી બને છે એવો જ્યારે અનુભવ થયો હોય છે ત્યારે એને એ ગ્રંથ

'શ્રેષ્ઠ વિદ્યા, શ્રેષ્ઠ સાર; આ છે પવિત્ર ઉત્તમ' (૯–૨) લાગે છે

વિચારી પુરુષને એવો ધર્મસંકટનો પ્રસંગ ક્યારેક પણ આવી જાય છે તેવે પ્રસંગે માર્ગદર્શક થઈ પડે એવા જે કેટલાક ગ્રંથો જગતમાં ગણાવી શકાય એવા છે, તેમાં ગીતાનું સ્થાન ઘણું ઊંચું છે, અને હિંદુધર્મના સંસ્કારતળે ઊછરેલાને તો એને બહુમતે પહેલું સ્થાન મળે *

* આ કાર્યાલય તરફથી ટૂંક વખતમાં પ્રગટ થનારા 'ગીતામંથન' પુસ્તકના ઉપસંહારમાંથી.

# રાસ સંબંધી ઐતિહાસિક ઉલ્લેખો

મધુસૂદન ચિમનલાલ મોદી, એમ એ, એલએલ બી

રાસ સંબંધી ઐતિહાસિક ઉલ્લેખો અત્રે આપવાનો ઇરાદો છે, જોકે રાસ શબ્દની ઉત્પત્તિ અને ગૂજરાતમા તે ક્યાંથી આવ્યો તે સંબંધે મારે કાંઈ કહેવાનુ નથી હાલ જેવી રીતે તાલ દઈ ગરબા ગવાય છે તેવી જ રીતે રાસ પહેલા ગવાતા હતા, અને તેમાય આધેડ સ્ત્રીઓ અને દાંડિયા રાસ તો પુરુષો પણ ખેલતા હતા, તે નીચેના અવતરણો પરથી સિદ્ધ થશે

એક રાસ આખોય ઉદ્દ્યોતનસૂરિની *कुवलयमाला* (વિ સ ૮૩૫)મા છે ગ્રંથની શરૂઆતમા જ તે આવે છે. તે નીચે પ્રમાણે છે

जहा तेण केवलिणा अरण्ण पविसिऊण पचचोरससयाइ **रासणच्चणच्छलेण** महामोह गहियाइ अक्खिविक्खण इमाएचच्चरीए सबोहियाइ। अवि य,

सबुज्झह किं ण बुज्झह एत्तिलए वि मा किंचि मुज्झह।
कीरउ ज करियव्वय पुण ढुक्कइ त मरियव्वय ॥
इति धुवय ॥

कसिणकमलदललोयणचलणेहितओ
पीणपिहुलथणकडियलभार किलतओ।
तालचलिरवलयावलिकलयलसद्दओ
**रासयम्मि** जइ लब्भइ जुवतीसत्थओ ॥ संबुज्झह० ॥

असुइसुत्तमल रुहिरपवाहविरूवय
मसपित्तदुग्गधि सहावविलीणय।
मेयमज्जवसफोप्फसहड्डकरकय
चम्ममेत्तपच्छायणजुवतीसत्थयं ॥ सबुज्झह० ॥

कमलचदणीलुप्पलकतिसमाणय
मूढएहिं उवमिज्जइ जुवतीअगय।
थोवय पि भण कत्थइ जइ रमणिज्जय
असुइय तु सव्व चिय इय पच्चक्खय ॥ सबुज्झह० ॥

जाणिऊण एय चिय एत्थ असारए
असुइमेत्तरमण्णसवक्कयवावारए।
कामयम्मि मा लग्गह भवसयकारए
विरम विरम मा हिंडह भवससारए ॥ सबुज्झह० ॥[1]

આ અવતરણમા પહેલી કડીમા યુવતીસાર્થ રાસનૃત્ય કેવી રીતે રમતી હતી તેનું ચિત્ર છે આ અવતરણની ઉપયોગિતા ગૂજરાતી સાહિત્યમા બીજી રીતેય છે આ અવતરણ ઐતિહાસિક રીતે જૂનું 'પદ' પણ કહી શકાય

---

૧ કુવલયમાલાનુ સપાદન શ્રી જિનવિજયજી કરે છે, તેના પહેલા ફાર્મમાં મારા વાચવામા આ 'પદ' આવ્યું હતુ

હેમચંદ્ર (વિ સં ૧૧૪૫-૧૨૨૯) છંદોઽનુશાસનના અધ્યાય ૫માં 'રાસ'નામના છંદનું ઉદાહરણ નીચે પ્રમાણે આપે છે

सुणिवि वसंति पुरपोढपुरंधिहं रासु
सुमरिवि लडह हुउ तक्खणि पहिउ निरासु ॥[1]

"વસંતમાં નગરની પ્રૌઢ પુરન્ધ્રીઓના રાસ સુણીને (પોતાની) પ્રેયસીને સ્મરી પથિક તત્ક્ષણ નિરાશ થયો"

જિનદત્તસૂરિ (વિ સં ૧૧૩૨-૧૨૧૧) ચર્ચરી નામે અપભ્રંશ કાવ્યમાં કડી ૧૯મા 'દાંડિયારાસ'નો ઉલ્લેખ કરે છે

जहिं रमणिहिं रइभमणु कयाइ न कारियइ
लउडारासु जहिं पुरिसु वि दिंतउ वारियइ ॥[2]

'દાંડિયારાસ'ની પદ્ધતિ જિનદત્તસૂરિના સમયમાં ઘણી જ રૂઢ હોવી જોઈએ, પ્રસ્તુત ઉદાહરણમાં પુરુષોને દાંડિયારાસ ખેલતા વર્ણવ્યા છે 'જ્યાં પુરુષને પણ દાંડિયારાસ ખેલતાં અટકાવાય છે' ટીકાકાર ઉમેરે છે કે 'સ્ત્રીઓની તો પછી વાત જ ક્યાં રહી?'

અહીં ખાસ ખોજ કર્યા વિના જે કાંઈ પુરાણા પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં મને મળ્યા તે નોંધ્યા છે, અને મને ખાતરી છે કે કોઈને 'રાસ' ઉપર વિવેચન કરવું હશે તો આ અવતરણો ઉપયોગી થઈ પડશે. રાસ કે રાસકના બીજા અર્થો છંદ શાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રમાં થાય છે, પરંતુ અત્રે તે અપ્રસ્તુત હોઈ તેમનું વિવેચન અઘટિત છે રાસનૃત્યના ઉલ્લેખો ચતુર્ભાણી, સંગીતરત્નાકર, હીરવિજયમાહાત્મ્યમાં છે, પણ એ જાણીતા હોઈ તેને ટાંકી અને ચર્ચી ખોટો વિસ્તાર કરવો ઘટારત નથી

---

## બે પાદપૂર્તિઓ

**નટવરલાલ પ્રભુલાલ બુચ**

૧

ભણાવતો શિક્ષક ના સ્વ-બાલને,
હજામ કાપે ન કદી સ્વ-બાલને,
ન વૈદ્યકેરાં સ્વજનો નિરામય,
'પરોપકારાય સતાં વિભૂતયઃ'।

૨

બેરી છસાત પરણી, બહુ મોજ માણી,
બુઢ્ઢા ગૃહસ્થ વદિયા સુગભીર વાણીઃ
"લૌ વાનપ્રસ્થ, વિરમ્યું મન વાસનાથી,
'સૌંદર્ય શું? જગત શું? તપ એ જ સાથી.'"

---

૧. છંદોઽનુશાસન (દેવકરણ મૂળચંદે બહાર પાડેલી આવૃત્તિ), પા. ૩૬ (અ)

૨. અપભ્રંશકાવ્યત્રયી (સં. પંડિત લાલચંદ ભગવાનદાસ, 'ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ' નં. ૩૭).

# હિંદના નવા બંધારણમાં વ્યાપારી રક્ષણનીતિ

'સેવક'

હિંદને જ્યારે છેલ્લા સુધારાના હક્કો આપવામાં આવ્યા હતા, ત્યારે એમ કહેવામાં આવ્યું હતું કે દશ વર્ષ પછી એથી પણ વધારે હક્કો હિંદને આપવામાં આવશે એ હક્કો હવે આપણને નવા બંધારણરૂપે સાંપડવાના છે એ બંધારણને માટે પહેલાં સાઈમન કમિશન હિંદ આવ્યું, જેનો સંપૂર્ણ બહિષ્કાર થયો ત્યારબાદ ભરાયેલી ત્રણ ગોળમેજી પરિષદો અને હિંદની રાજદ્વારી ચળવળ, એ બાબત અત્યારે ઉલ્લેખ કરવો અસ્થાને છે આપણે તો જે નવું બંધારણ હિંદને મળવાનું છે, તેમાં હિંદને માથે જડવામાં આવેલી વ્યાપારી રક્ષણનીતિ વિષે જ ચર્ચા કરશું

હિંદની ગરીબાઈ તો જગમશહૂર છે એ ગરીબાઈના તારણ માટે હિંદ જો પોતાના ઉદ્યોગ ખીલવે, અને તેથી તેના શરાફી વીમા તેમજ વહાણવટાને ઉત્તેજન આપવા ધારે, તો તે નવા બંધારણમાં વ્યાપારી રક્ષણની કલમને આધારે ન જ કરી શકે કારણ, વ્યાપારી રક્ષણનીતિનો મોટામાં મોટો મુદ્દો એ છે કે બ્રિટિશ વેપારીઓની પેઢીઓને ધોકો પહોંચાડનારું જો કંઈ પણ પગલું હિંદ લેશે, તો પ્રાંતિક ગવર્નરો તેમજ વાઇસરૉયસાહેબ પોતાની ખાસ સત્તાની રૂએ તે રદ કરી શકશે આ બાબતમાં ગવર્નર કે વાઇસરૉયનો નિર્ણય છેવટનો જ ગણાશે હિંદમાં બ્રિટિશ પેઢીઓ, બેંકો, વીમા કંપનીઓ તેમજ વહાણવટાની કંપનીઓ કેટલાય વર્ષો થયાં ઘૂસી ગઈ છે, તેમને કોઈ પણ સંજોગોમાં નુકસાન ન જ પહોંચવું જોઈએ એવો જ વ્યાપારી રક્ષણનીતિનો અર્થ થઈ શકે એ બ્રિટિશ પેઢીઓનો, બેંકોનો, વીમા કંપનીઓનો અને સ્ટીમ કંપનીઓનો ઇતિહાસ જો આપણે તપાસશું, તો આપણને ચોખ્ખું જણાશે કે એમની જેટલી હરીફ હિંદી સંસ્થાઓ ઊભી થઈ છે તેમને બદનામ કરવાના તેમજ તેમને જડમૂળથી ઉખેડી નાખવાના પ્રયાસો કરવામાં એમણે અત્યાર સુધી બિલકુલ પાછી પાની કીધી નથી આવી સંસ્થાઓ, જેઓ હિંદના સાધનોએ મજબૂત બની છે અને જેમણે હિંદનું નાણું પરદેશ ઘસડી જવામાં અને હિંદને ગરીબ અને પાયમાલ કરવામાં ઘણો જ મોટો ફાળો આપ્યો છે, તેમને અવિનાશી અને અવિચળ રાખવાની વ્યાપારી રક્ષણપદ્ધતિ હિંદ માથે નવા બંધારણમાં લાદવામાં આવનાર છે

ઇ. સ. ૧૮૩૩ના ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટમાં કે અત્યારના ચાલુ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટમાં આવી જાતની રક્ષણપદ્ધતિનો બિલકુલ ઉલ્લેખ નથી, તો નવા બંધારણમાં એ દાખલ કરવાનો હેતુ શો ? એમ હોઈ શકે કે બ્રિટિશ વેપારની બેડીઓ હિંદને વધારે મજબૂત રીતે જડવી ? જો એવી જાતનો પ્રશ્ન પૂછવામાં આવે તો બ્રિટિશ સરકાર આપણને ચોખ્ખું કહેશે કે એ રક્ષણનીતિનો અર્થ જ તમે ખોટો કરો છો. બંધારણમાં

અમે બ્રિટિશ પેઢીઓને જે હકો હિંદમાં આપીએ છીએ તેવા જ હકો અમે હિંદી પેઢીઓને અમારા દેશમા જરૂર જણાતા આપશુ એટલે એ વ્યાપારી રક્ષણનીતિ હિંદને ભવિષ્યમા અમારે લાભ આપવો છે તેથી જ દાખલ કરવામા આવી છે। વર્ષો સુધી હિંદ બ્રિટિશોના આવાંઆવા કથનો ઉપર વિશ્વાસ મૂકતુ આવ્યુ છે, પણ હિંદનો છેલ્લા પદરથી વીસ વર્ષનો અનુભવ હવે એવા કથનો ઉપર વિશ્વાસ મૂકતા અચકાવે છે આજે પણ બ્રિટનમા એવો કોઈ પણ કાયદો નથી કે જેથી હિંદી પેઢીઓને ત્યા વેપાર કરવામા અટકાયત મૂકી શકે તે છતા આગળીને વેઢે ગણાય એટલી પણ હિંદી પેઢીઓ બ્રિટનમા હસ્તીમા રહેવા પામી હોય તો એ ઘણુ અજાયબ જેવુ છે બ્રિટિશોની પરદેશી પેઢીઓ તરફનુ વર્તન જ એવા પ્રકારનુ છે કે બ્રિટિશ પેઢીઓના રક્ષણ માટે એમને કાયદાની જરૂર નથી, અને પરદેશી પેઢીઓની પજવણી પણ કાયદાની ચુગાલમા નહિ આવતા એવી સીફતથી કરવામા આવે છે કે એવી પેઢીઓને બ્રિટિશ આડતિયા નીમે જ છૂટકો કોઈ કહેશે કે આ બધા બિન-પાયાદાર આક્ષેપો છે તો તેવાઓને કહીશુ કે સિંધિયા સ્ટીમ નેવિગેશન કપની અને તાતા ઇડસ્ટ્રિયલ બૅંકના કાર્યવાહકોનો પૂછો કે એમને ત્યા કેટલી અને કેવી પજવણી થઈ હતી, અને એ લોકોને પરિણામે ત્યાનુ કામકાજ કેટલુ મળતુ હતુ ? આ તો બ્રિટનની વાત છે પણ ખુદ હિંદમા જ બ્રિટિશ બૅંકો, વીમા કપનીઓ અને બીજી આયાતનિકાસની પેઢીઓ કેવી યુક્તિ અને પ્રયુક્તિઓ વાપરી એમની હરીફ દેશી સસ્થાઓને કેવી હેરાન કરે છે, તે તો જેમને અનુભવ હોય તે જ જાણી શકે

રાજદ્વારી બધારણના અભ્યાસીઓ કહે છે કે બધારણનો સૌથી અગત્યનો મુદ્દો એ છે કે જે પ્રજાને માટે એ બધારણ હોય તે પ્રજાને તે માન્ય હોવુ જોઈએ, એટલુ જ નહિ પણ તે પ્રજાના લાભનુ તે હોવુ જોઈએ હવે આપણે સહેજ પૂછશુ કે આ બધારણમા જે વ્યાપારી રક્ષણનીતિ ઘુસાડી દેવામા આવી છે તે હિંદી પ્રજાને લાભની છે કે ? નવા બધારણના હિમાયતીઓ પણ કબૂલ કરે છે કે એ નીતિ હિંદના એકલાના લાભની તો નથી જ પણ એ નીતિના બચાવરૂપે જુદાજુદા કારણો આપવામા આવે છે સૌથી પહેલા તો એમ કહેવામા આવે છે કે નવા બધારણમા જો વ્યાપાર તેમજ બીજી બાબતોને લગતી આવી રક્ષણનીતિ ન દાખલ કરવામા આવે, તો એ બધારણ જે એક અખતરો છે તે ફતેહમદ ન થઈ શકે બીજુ, મહાસભાએ પોતાની અસહકાર અને કાયદાના સવિનય ભગની નીતિ તદ્દન છોડી દીધી નથી, પણ મુલતવી રાખી છે અને મહાસભા એ દેશની સૌથી અગત્યની રાજદ્વારી સસ્થા હોવાથી આવા રક્ષણની જરૂર છે, કારણ મહાસભા પોતાના બળથી બ્રિટનના વેપારને ધોકો પહોચાડી શકે છે એ અનુભવથી પુરવાર થયુ છે ત્રીજુ, મહાસભા એ બધારણનો નાશ કરવા જરૂર પ્રયાસ કરશે ચોથુ, મહાસભા બધારણયુક્ત ચળવળથી બ્રિટન સાથે વાટાઘાટ કરવા તૈયાર નથી પાચમુ, મહાસભાની આર્થિક, સામાજિક અને રાજદ્વારી નીતિ બ્રિટનના મુત્સદ્દીઓને તદ્દન ક્રાતિકારી લાગે છે છઠ્ઠુ, હિંદુસ્તાનમાં સમાજવાદીઓનું જોર વધતુ જાય છે, અને તેથી મૂડીદારો અને જમીનદારોને રક્ષણ આપવાની ખાસ અગત્ય છે આ ઉપરાત ઘણા નાનામોટા કારણો આપી એ રક્ષણનીતિનો બચાવ કરવામા આવે છે. ટૂકામા એમ કહી શકાય કે આ રક્ષણનીતિ એ મહાસભાની સત્તાનો પરચો જે છેલ્લા બારતેર વર્ષમા જણાયો તેનુ પરિણામ છે. એ

નીતિનો બચાવ કરનારા બધારણમા બધનોની જે બેડીઓ લાદવામા આવે છે તે માટે મહાસભાને માથે દોષ મૂકે છે જો આપણે એ કબૂલ કરીએ તોપણ એટલુ પુરવાર કરવાને પૂરતુ છે કે મહાસભા એ હિંદી જનતાની સંસ્થા છે અને એના આદેશો દેશના હિતને લાભકર્તા છે જો એમ ન હોય તો બ્રિટનને પોતાનો વેપાર હિંદમાં કાયમી ટકાવી રાખવાને બધારણમાં કલમો શુ કામ નાખવી પડે ?

બધારણ ઘડનારાઓએ વ્યાપારી રક્ષણનીતિ બાબત એવી સુદર અને વિવેકી ભાષાનો ઉપયોગ કર્યો છે કે સાધારણ દષ્ટિથી વાચી જનારને તો એમા હિંદના લાભોનુ જ રક્ષણ કરવાને એ નીતિના અખત્યારની જરૂર છે એમ લાગે પણ એ બધારણ ઘડનારાઓ પોતાના દર્શાવેલા વિચારમા પ્રામાણિક નથી, એ કહેવુ અતિશયોક્તિભરેલુ તો નથી જ દાખલા તરીકે, વેપારની રક્ષણનીતિ બાબતમા કહ્યુ છે કે બન્ને દેશો—બ્રિટન અને હિંદ—વાટાઘાટ કરી સ્વતત્ર વ્યાપારી સધિ કરે તો એ બધારણની રક્ષણનીતિની કલમો એમાથી કાઢી નાખવામા આવશે જો એ વાતમા પ્રામાણિકતા હોય તો હિંદી સરકારે શું કામ બ્રિટન ને હિંદની વ્યાપારી વાટાઘાટ હિંદના વેપારીઓને બાકાત રાખીને અને તદ્દન ખાનગી રીતે ચલાવવી જોઈએ ?

એક બાજૂથી આપણને કહેવામા આવે છે કે મહાસભામા હિંદી જનતાનુ પ્રતિનિધિ નથી, અને બીજી બાજૂથી મહાસભાના નેતાઓના શબ્દોના આધાર ટાકી વ્યાપારી રક્ષણનીતિની જરૂરિયાત છે એમ કહેવામા આવે છે[1] એટલુ તો ચોક્કસ જ છે કે વ્યાપારી રક્ષણનીતિ બ્રિટનના લાભ સાચવવા માટે નવા બધારણમા કોઈ પણ રીતે ઘુસાડવાની તો હતી જ, પણ મહાસભાના નેતાઓના આર્થિક, સામાજિક અને રાજદ્વારી સિદ્ધાંતોને ઓઠારૂપ આગળ ધરીને એ નીતિનો બચાવ કરવા, દેશમા આતરિક મતભેદ વધારી મહાસભા તરફથી લોકોની સહાનુભૂતિ ઓછી કરવા, પ્રયાસ થઈ રહ્યા છે

દેશના હિતચિંતક દરેકને એમ લાગ્યા વિના રહેતુ નથી કે વ્યાપારી રક્ષણનીતિ એ હિંદના ગેરલાભની છે, એટલુ જ નહિ પણ બ્રિટનને વધુપડતો ફાયદો આપનારી છે.

# અંતરમાં શમી જજો

હૃદયકાન્ત

૧

એકાન્ત આ કેદતણા ખૂણે રે
કૈં ઊર્મિઓ અંતર ઊછળે છે!
મને દિલે કાવ્ય નવાં ઊઠે છે!
ને કલ્પના કૈં કડીઓ રચે છે!

૨

પરંતુ ક્યાંથી રુશનાઈ લાવવી?
શેની વળી લેખિની રે બનાવવી?
ક્યાથી મળે કાગળનીય કાપલી?
શેણે લખુ હું મુજ કાવ્યની કડી?

૩

ઓ ઊર્મિઓ સૌ ઉરમા શમો સહુ!
મારે દિલે ના કદી યોગ્ય ઊઠવું!
હું છુ નહિ માનવ, કિન્તુ કેદી—
મારે વળી શું દિલ ને શી લાગણી?

કેદી દિલેના કદી કાવ્ય ઊઠશો.
ઊર્મિ બધી અંતરમાં શમી જજો.

# હિમ

યશવંત શુ. નાયક, એમ. એસ.સી.

છેલ્લાં થોડાં વર્ષ થયા ખેડૂતોને હિમથી ઘણુ જ નુકસાન થવા લાગ્યુ છુ આખા વર્ષની મહેનતનો તૈયાર કરેલો ખેતીનો પાક એક જ રાતમા સમૂળગો નાશ પામે છે ખેતીને જતુઓ અગર તીડથી જેટલુ નુકસાન થાય છે, તેનાથી હિમથી અનેકગણુ નુકસાન બહોળા વિસ્તારમા એકસામટુ થાય છે એટલે એ ઉપદ્રવ ટાળવાનો ઉપાય છે કે કેમ અને હિમ શાથી પડે છે એ કઇક જાણવુ જરૂરનુ છે

ઠડા પ્રદેશમા વારવાર હિમ પડે છે, પરતુ ત્યા એવી જ જાતના પાક તૈયાર કરવામા આવે છે કે જેથી ઘણુ નુકસાન માલૂમ પડતુ નથી. હિમનુ ભારેમા ભારે નુકસાન હિંદુસ્તાન અને અમેરિકામા થાય છે અમેરિકાની અદર બહોળા પાયા ઉપર ખેતી થાય છે એટલે ત્યાં હિમથી બચવાને માટે અનેક પ્રયોગો થાય છે અને ઘણીવાર એમા સફળતા પણ મળે છે. હિંદુસ્તાનમાં હિમ પડવાનો વખત ઘણુ કરીને માગશર કે પોષ માસ હોય છે એ માસ દરમ્યાન હવા ઘણુ કરીને ઠડી તો હોય જ છે, પરતુ કોઈકવાર અતિ ઠડી હવાનુ એવુ મોજું આવે છે કે જે હવામાનમા ભયકર ફેરફાર કરી મૂકી ઉષ્ણતા એકદમ ઓછી કરી દે છે. બધા જાણે છે કે બરફનુ ઉષ્ણમાન (temperature) શૂન્ય ડિગ્રી (સેન્ટીગ્રેડ) ગણાય છે જે થર્મામીટરથી તાવ માપવામા આવે છે તેમા બરફનુ ઉષ્ણમાન ૩૨ ડિગ્રી ગણવામાં આવે છે જે વખતે હિમ પડે છે એ દરમ્યાન હવાની ઉષ્ણતા બરફથી પણ ઘણીવાર ઓછી થઈ જાય છે ઘણે ઠેકાણે વાસણોમાં અને ખાબોચિયામાં રાત્રે બરફ જામી જતુ ઘણાએ જોયુ હશે આટલી બધી ઠડી ક્યાંથી ઉત્પન્ન થાય છે એમ સહજ પ્રશ્ન થશે.

ઠડી ઉત્પન્ન કરવાના બે પ્રકાર છે એક તો ઠડી વસ્તુની લગોલગ બીજી ઠડી વસ્તુ મૂકીએ તો બન્ને વસ્તુની ઉષ્ણતા એકસરખી થઈ જશે સાધારણ ગરમ વસ્તુ ઠડી પડશે, જ્યારે ઠડી વસ્તુ સહેજ ગરમ થશે ઠડી ઉત્પન્ન કરવાનો બીજો પ્રકાર ખાસ કરીને વાયુને ઠડા કરવામાં વપરાય છે જો વાયુને બધ વાસણમા રાખીએ અને એકાએક તેમાંનો થોડો વાયુ ખેંચી લઈએ, તો એ વાયુની ઉષ્ણતા ઓછી થઈ એ ઠડો પડી જશે આ જ પ્રયોગ વાયુને પ્રવાહી અને ઘન રૂપમા લાવવા માટે વપરાય છે વાયુને પ્રવાહી બનાવવા પ્રથમ વાયુને સખત બળ સહે એવા બધ વાસણમા ખૂબ દબાણથી ભરવામા આવે છે, પછી તેને એકાએક ખુલ્લુ કરી ઘણા જ ઓછા દબાણવાળા બીજા વાસણમા દાખલ કરવામા આવે છે આમ થવાથી કાર્બોનિક ગૅસ જેવો વાયુ તો ઘન રૂપમા આવી જાય છે, અને એ જ રીતે હવાને પણ પ્રવાહી બનાવી શકાય છે આમ જો હવાનું દબાણ કોઈ કારણથી એકાએક ઓછુ થાય તોપણ ઘણી જ ઠડી ઉત્પન્ન થવા સંભવ છે આ બન્ને ઠડી થવાનાં કારણોથી હિમ કેમ ઉત્પન્ન થાય છે એ હવે સમજાશે



## (૧) ૧૯૩૩નું સાહિત્યનું નોબેલ ઇનામ

**૧**૯૩૩ના વર્ષનું સાહિત્યનું નોબેલ ઇનામ ઇટલીના પ્રખ્યાત નાટકકાર અને નવલકથાલેખક સિનોર પિરેન્ડેલોને મળ્યું છે.

સિનોર લ્વીગી પિરેન્ડેલોનો જન્મ સિસિલીમાં ગિરગેન્ટીની પાસેના પ્રદેશમાં એક ગામડામાં થયો હતો. ઓગણીસ વર્ષની વયે એ પહેલવહેલા રોમ ગયા અને ૧૮૯૧ સુધી ત્યાં જ રહ્યા. પછી વિદ્યાભ્યાસ માટે જર્મની ઊપડ્યા, અને બોન વિદ્યાપીઠના તત્ત્વજ્ઞાનના સ્નાતક થયા. ત્યારબાદ રોમ આવી એમણે ૧૯૨૩ સુધી એક કન્યા હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ૧૮૮૯માં એમણે 'મેલ ગિયાકોન્ડા' ( Mal Gioconda ) નામના કાવ્યગ્રંથદ્વારા સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ૧૮૯૧માં 'પમગુઆ ક ગી' અને ૧૮૯૫માં 'એલજી રેનન' (Elegie) નામે એમનો કાવ્યગ્રંથ બહાર પડ્યો. સિસિલીના એક લેખક લ્વીગી કેપુઆનાએ એમને સમજાવીને એમને વાર્તા લખતા કર્યા. ૧૮૯૪માં એમની પહેલી નવલકથા 'લેસ્કલુસા' બહાર પડી. એમાં એમનો તીવ્ર વસ્તુપ્રેમ ખૂબ ઉગ્રરૂપે બહાર પડી આવે છે.

ત્યારપછી 'ઇલ ટુર્નો' નામની નવલકથા લખી. અને ટૂંકી વાર્તાઓ પણ પ્રસિદ્ધ કરી. ૧૯૦૦માં એમની અતિશય પ્રખ્યાત નવલકથા,—'ઇલ ફુ મેટિયા' બહાર પડી. એમાં વાત એવી છે કે કોઈ માણસ મરી જવાનો ઢોંગ કરે છે, અને પછી નવે નામે, નવા જ વાતાવરણમાં, નવેસરથી જીવન શરૂ કરવાનો ફોગટ પ્રયત્ન કરે છે. એમણે કળા વિષેના પોતાના વિચારો અને મતભેદો 'આર્ટ એ સાયેન્ઝા' ( Arte e Scienza ) નામના પુસ્તકના બે ખંડોમાં રજૂ કર્યા. એ પુસ્તક ૧૯૦૮માં બહાર પડ્યું.

૧૯૧૩માં એમની 'ઈ વેચ્ચી એ જિયોવાની' ( I vecchi e Giovani ) નામની નવલકથા પ્રગટ થઈ. એમાં એમણે નવા જમાનાના ઇટલીના જીવનનો સુંદર ખ્યાલ આપ્યો છે.

પોતાની કળા વિષે એમણે ૧૯૨૦માં કહ્યું હતું. "જીવન તો ભવાઈ જેવું છે. એમાં દરેક માણસ પોતાની જાતને છેતરે છે, અને જ્યાં એને ખબર નથી પડતી કે માણસોને શા માટે આમ આત્મવંચના કરવી પડે છે—દરેક માણસે પોતાને માટે વારેઘડીએ જુદીજુદી ભ્રમણા ઉપજાવવી કરવી પડે છે. જે જે માણસો આ પ્રમાણે આત્મવંચના કરી રહ્યા છે એમના પ્રત્યે મારી કળામાં તીવ્ર સમભાવ ભર્યો હોય છે. પણ એ સમભાવની પાછળ માણસને આત્મવંચના કરવી પડે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરનાર વિધિની ક્રૂર મશ્કરી પણ હોય છે જ."

જીવન પ્રત્યે જોવાની એમની આ નિરાશાભરી દૃષ્ટિ પિરેન્ડેલોના નાટકોમાં એમણે ખૂબ જોશપૂર્વક રજૂ કરેલી છે. જુવાનીમાં તો એમને નાટક પ્રત્યે થોડો અણગમોયે હતો,

પણ ૧૯૧૩મા સિસિલીના નાટકકાર નિનો માર્ટોગ્લિઓએ એમની પાસે 'લા મોર્સા' 'La Morsa' નામની એમની એક ટૂકી વાર્તાનુ એકાકી નાટકમા રૂપાતર કરાવ્યુ એમનુ પહેલુ ત્રિઅકી કરુણાંત નાટક 'સે નાન કોસી' 'Se non cosi' ૧૯૧૮મા મિલાન ખાતે ભજવાયુ હતુ

એમના નાટકો સામે પહેલા તો એવી ટીકા થઈ કે એમા જીવનનુ ખરુ પ્રતિબિમ્બ પાડવામા આવ્યુ નથી પણ જાણી જોઈને ગમે તેમ મશ્કરી નાખવામા આવ્યુ છે પણ પછીથી એમના વિવેચકોએ એમની વિચારધારા અને એમના નાટકોમા રહેલુ માનવજીવનનુ દર્શન પારખ્યા એમની વિચારસરણી ટૂકમા આ પ્રમાણે છે 'જીવનમા વચના વિના ચાલે એમ છે નહિ અને એ વચના સદા કોરાટ હોય છે આપણે જેને સત્ય માની લઈએ છીએ તેના અનેક સ્વરૂપો નજરે ચડે છે અને બધાય ખોટા હોય છે માણસ પોતાને જેવા ધારે છે તેવા નથી હોતા, પણ એ જુદાજુદા માણસોને જુદેજુદે સ્વરૂપે દેખા દે છે, અને એના આ અનત સ્વરૂપો એણે પોતે મનમા કલ્પેલી પોતાની મૂર્તિ કરતા તદ્દન જુદા જ હોય છે એટલે જ જ્યારે નીતિનુ દર્પણ એકાએક સામે આવતા લોકો એને કેવા સ્વરૂપમા જુએ છે તે નજર સામે આવતા ભયકર વિનાશ ઉપસ્થિત થાય છે'

પિરેન્ડેલોના ઘણાખરા નાટકોમા કારકુનો, શિક્ષકો, વીશીવાળાઓ વગેરે મધ્યમ વર્ગના માણસો જ જોવામા આવે છે. એમના જીવનની ઝીણીઝીણી મુશ્કેલીઓમાથી એ માનવજીવનને મહત્ત્વના પરિણામો તારવી કાઢે છે

પિરેન્ડેલોના નાટકોને ઇટલીભરમા તેમજ બહાર લોકપ્રિય થતા કશી વાર નથી લાગી આજ સુધીમા એમના નાટકોના લગભગ પદર ભાષાઓમા અનુવાદ થઈ ગયા છે ૧૯૨૫મા એમણે પોતે રોમ ખાતે કલાત્મક થિયેટર સ્થાપ્યુ તેમા ઈટલી અને બીજા દેશોના નવા નાટકો ભજવાય છે એ જ વરસે એઓ પોતાની નટમડળી સાથે લડન, પૅરિસ, બેલ્જિયમ અને જર્મનીના બીજા અઢાર થિયેટરોમા ગયા હતા અને ત્યા એમણે પોતાના નાટકો ભજવી બતાવ્યા હતા દરેક ઠેકાણે એમને ઉત્સાહભર્યો આવકાર મળ્યો હતો

## નોબેલ ઇનામો

૧૯૩૩ના ઇનામો ગણતા આજ સુધીમા ૧૯,૭૫૭,૦૦૦ ક્રોનોર (સ્વીડનનો ચલણી સિક્કો) એટલે કે ૧,૦૨૭,૦૦૦ પાઉડના ઇનામ અપાયા છે ૧૯૩૩મા વહેંચાયેલા ઇનામોમાનુ દરેક ૯,૪૬૫ પાઉંડનુ હતુ

આજ સુધીમા નીચેના પદર દેશોને આ પ્રમાણે નોબેલ ઇનામ મળ્યુ છે

જર્મનીમા—૪૦, ફ્રાસ—૩૬, ગ્રેટબ્રિટન (બ્રિટિશ સામ્રાજ્ય સાથે)—૨૮, અમેરિકા—૧૫, સ્વીડન—૧૨, હોલડ—૮, ડેનમાર્ક—૭, સ્વિટ્ઝર્લેંડ—૬, ઑસ્ટ્રિયા—૬, ઈટલી—૬, બેલ્જિયમ—૪, નોર્વે—૪, સ્પેન—૩, પોલેંડ—૨, અને રશિયા—૧ (આમા બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દુસ્તાનમા બે જણને નોબેલ ઇનામ મળેલા છે—૧ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર, ૨ સર રામન)

વિષયવાર ચાર ઇનામો આપવાના આવ્યા છે ૧ સાહિત્યનુ, ૨ પદાર્થવિજ્ઞાનનુ, ૩ રસાયણશાસ્ત્રનુ, અને ૪ દવાનુ

આશરે એક વરસ ઉપર આ ઇનામના સંસ્થાપક આલ્ફ્રેડ નોબેલની શતવાર્ષિક જયંતિ ઉજવાઈ હતી *

## (૨) લિથુઆનિયાનો સ્વાતંત્ર્યસંગ્રામ

અગિયારમી સદીથી પંદરમી સદી સુધીના પાંચસો વર્ષના ગાળા દરમ્યાન ખ્રિસ્તી યુરોપે પોતાના શ્રેષ્ઠ લશ્કરીઓને પરધર્મી લિથુઆનિયા સામે મોરચા માંડવા મોકલ્યા કર્યા છતાંય લિથુઆનિયા બાલ્ટિકથી કાળા સમુદ્ર સુધી ને વિલ્નાથી મોસ્કો સુધી વિસ્તાર પામતો જ ગયો. રશિયનોને સહેલાઈથી હરાવવામાં આવ્યા ને લિથુઆનિયાના રાજાઓ રશિયન આગેવાનો સાથે લગ્નસંબંધથી જોડાયા

લિથુઆનિયનો ચાલુ સંગ્રામથી પશ્ચિમમાં જરા નરમ પડ્યા ત્યારે તેમણે રશિયનોને છેક તાર્તરો જોડે મૈત્રીસંબંધ સાંધ્યો પૂર્વમાં જ્યારે ભયંકર દળો ઘેરાયાં ત્યારે લિથુઆનિયનોએ ક્રુઝેડરો સાથે દોસ્તી કરી લીધી લિથુઆનિયનોએ ચંગીઝખાનની યુરોપ જીતવાની અનંત તૃષ્ણા ધૂળભેગી કરી નાખી તેવી જ રીતે યુરોપના તાર્તર રાજ્ય ગોલ્ડન હોર્ડને ચાબુક લગાવી પાયામાંથી હચમચાવી નાખ્યું

લિથુઆનિયા પ્રદેશોનો વિસ્તાર વધવાથી વિદેશી અસર માટે માર્ગ મોકળો થયો પ્રથમ આપણે પ્રગતિમાન પશ્ચિમના સંબંધમાં આવ્યા ત્યારે લિથુઆનિયનો પૂર્વમાં રોકાઈ રહ્યા હતા

લિથુઆનિયન કાયદો ને રાજભાષા રશિયન હતી પાશ્ચિમાત્ય આચારવિચારો લેટિન-દ્વારા રસ્તો કરતા લિથુઆનિયન ભાષા લઘુમતીની ભાષા તરીકે લિથુઆનિયન સામાન્યમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી શકી નહોતી

પંદરમી સદીની શરૂઆતમાં પોલેંડ ઘણી જ મુશ્કેલીમાં આવી પડ્યું. એટલે તેણે પરધર્મી લિથુઆનિયા સાથે સંબંધ બાંધ્યો લિથુઆનિયન રાજા યોગાઈલા પોલીશ રાણી યાદવિગાને પરણ્યો ને બન્ને સામ્રાજ્યો અંગત સંબંધે જોડાયાં તાર્તરો ને રશિયનો સાથેના તેમના સંયુક્ત લશ્કરને દોરી મહાન વિતૌતસે ટેનનબર્ગ આગળ ક્રુઝેડરોને કાતીલ માર માર્યો. એ પરાજયથી તેઓ કદી પણ ઊંચા આવી શક્યા નહિ. પોલેંડ સાથેના સંબંધ પછી લિથુઆનિયન રાજાઓએ પ્રજાના મોટા ભાગને ખ્રિસ્તીધર્મ અંગીકાર કરાવ્યો ત્યારથી ખ્રિસ્તીધર્મ રાજધર્મ મનાયો પરંતુ પ્રજા તો સૈકાઓ સુધી જે ધર્મ માટે લડ્યા હતા ને જે માટે સૈકાઓથી ભય કેળવ્યો હતો તેથી શંકાશીલ બની છેક સત્તરમી સદી સુધી ગાઢ જંગલમાં જઈને પણ અગ્નિપૂજા કરતા રહ્યા ધીમેધીમે એ સંબંધની મડાગાંઠ મજબૂત બની લિથુઆનિયા પોલેંડ ભેગું ભળી ગયું ટૂંક મુદતમાં જ પોલેંડમાંથી 'વેસ્ટેજ'ની યોજના દાખલ થઈ ને પ્રજાને ગામડામાં રહેવાની ફરજ પાડવામાં આવી લિથુઆનિયન સેનીવાળી પણ નવા પ્રકારની નોકરશાહી સાથે પોતાને ભળે પોલીશ બની ગઈ (ધર્મ-મંદિરો) ચર્ચો પણ ગામડાંઓ પર ભારે કર નાખીને તેમજ જૂના નિરાશ્રિતોની સ્થાને આવી જ્યાંમ શુભંકરતા માટેના વતનમાં ચર્ચમાં કે સભામાં પોતે ભાષા વાપરવા લાગી

* 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'—૮.૧૧.'૩૪.

લિથુઆનિયન નામનો પરધર્મી લેખી બહિષ્કાર પોકારવામા આવ્યો એનુ નામોનિશાન ભૂસી નાખવા પ્રયત્નો આદરાયા

પોલેંડ સાથેના સબધ સામે તેમજ નવા રાજ્યતત્ર ને તેના ગુલામી ભર્યા તત્ર સામે લિથુઆનિયનોએ સખત ઝુબેશ ઉઠાવી પરતુ ચાલુ સગ્રામોથી તેઓ કટાળી ગયા હતા, આગેવાન-વિહોણા બની ગયા હતા, પોલ–લિથુઆનિયન કોગ્રેસોમા તેમને છેતરીને ભરવામા આવ્યા હતા એટલે તેઓ શાતિમય જીવન ગાળવા પોતાના વતન તરફ વળ્યા રાજકારભારમા માથુ મારવાનુ સદતર મૂકી દીધુ ટૂક સમયમા જ એનુ પરિણામ ફલિત થયુ પોલેંડ ઑસ્ટ્રિયા, જર્મની ને રશિયાએ વહેંચી લીધુ

અઢારમી ને ઓગણીસમી સદીમા કેટલીયે વાર પોલ ને લિથુઆનિયનોએ રશિયન ઝૂસરી ફગાવી દેવા પ્રયત્નો આદર્યા પરતુ તેમનુ કાઈ વળ્યુ નહિ

એ બળવાનુ વેર લેવાનો રશિયનોએ નિર્ણય કર્યો ને અંધાધૂધીનો કારમો કાળ પ્રવર્ત્યો લિથુઆનિયા નામ ભૂસાઈ ગયુ એમની ભાષા ભણાવવાની બધી થઈ એ શીખાતી નહિ તેમ બોલાતી પણ નહિ એ વેળા લિથુઆનિયન ભાષામા માત્ર ધાર્મિક પુસ્તકો જ હતા, છતાં તેમને ગેરકાયદેસર ગણવામા આવ્યા લિથુઆનિયનોને લિથુઆનિયામા પણ શિક્ષકો, વકીલો કે સરકારી નોકરો બનવાની પરવાનગી આપવામા આવી નહિ કેથોલિક પુરોહિતોનુ જોર જામ્યુ દરેક લિથુઆનિયન વસ્તુને એ લોકો ધિક્કારતા બધુ જ પોલ ભાષામા જ ઉપદેશવામા આવતુ પરતુ શ્રોતાઓ પોલ ભાષા બિલકુલ સમજતા જ નહિ

આમ લિથુઆનિયન પ્રજા પૃથ્વીના પટ પરથી ધોવાઈ ગઈ હોય તેમ લાગ્યુ પરતુ રાખના રાજ નીચે પણ હજી જ્વલત ચિનગારી બાકી હતી છેલ્લો અગાર હજીયે ત્યા તગતગતો હતો

પસાર થતા વીરત્વના છેલ્લા મોજાઓએ કેટલાક પોશ્કા ડ્યુઓનિલેઈટીસ ને રેઝા જેવા લિથુઆનિયન પુત્રોને પ્રેરણા પાઈ ને તેમણે લિથુઆનિયાના ભૂતકાળમા ને લિથુઆનિયન સસ્કૃતિમાથી પ્રેરણા પામવા નિર્ણય કર્યો ગીથે, લેસીંગ, કેન્ટ, મીકવીટ્ઝ ને બીજા ભાષાશાસ્ત્રીઓને લિથુઆનિયન વસ્તુ ને અભ્યાસમા સુવર્ણાગાર સાંપડ્યા છે ઓસ્સે લિથુઆનિયન દેવકથાઓનો એક વિખ્યાત સગ્રહ બહાર પાડ્યો છે એડમ મીકવીટ્ઝે 'લીત્વા ઓજેઝીઝના મોજા' ગાયુ છે 'લિથુઆનિયા અમારી માતૃભૂમિ છે, તારા વિયોગથી જ અમે તારુ સાચુ મૂલ્ય આકી શકયા છીએ ' ફક્ત એણે પોલ ભાષામા લખ્યુ કેન્ટે જર્મનમા લખ્યુ. દોસ્તોયેવસ્કી ને સોલોવયેવે રશિયનમા લખ્યુ

છૂટા પડી ગયેલા લિથુઆનિયનોની રાષ્ટ્રભાવના આથી પ્રદિપ્ત થઈ. લિથુઆનિયન ગણાવવામા બિલકુલ શરમ નથી એમ તેમને લાગવા માડ્યુ પરતુ રશિયન પજા નીચે એ મરણતોલ દશા ભોગવતુ એમા નવજીવન સચાર થઈ શકશે એમ કોઈ માની શકતુ નહિ

પરતુ એ નવસૂર્યોદય નજીક હતો, લિથુઆનિયાના જર્મન વિભાગમા ઉષાના અજવાળા છવાયા લિથુઆનિયનોને નિદ્રામુક્ત કરવા એક લિથુઆનિયન માસિક ચાલુ થયુ થોડા જ સમયમા બીજા ઘણા પત્રો પ્રગટ થવા લાગ્યા ને આ ગેરકાયદેસર બડખોર સાહિત્યને વહનનાર હજારો લિથુઆનિયનોને દેશવટો, દેશપારી કે જેલ દેતા રશિયનોને ઘણુ જ વસમુ પડી ગયુ લિથુઆનિયન અને સ્વતત્ર લિથુઆનિયાનુ સૂચક ચિહ્ન બની ગયો દેશવટો ને દેશપારીના કડક હુકમો છતા એના પ્રવાસન ને પ્રચાર ચાલુ જ રહ્યા. આ અસમાન વિગ્રહમાં

રશિયન સામ્રાજ્યની સામે થતા લિથુઆનિયનોએ પોતાના હજારો વીરપુરુષોને જેલ, દેશપારી, કે દેહાંત દ્વારા ગુમાવ્યા. ઘણાય ઇગ્લંડ, અમેરિકા, બ્રાઝીલ, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા જેવા ઉદાર દેશોમા ભાગી ગયા. આમ મૂળ લિથુઆનિયા કરતા વસ્તીનો મોટો ભાગ પરદેશમા જઈ વસ્યો.

રશિયાને સપૂર્ણ પરાજય મળ્યો. સમાધાનીની વાત આવી. લિથુઆનિયન ગ્રંથો રશિયન લિપિમા ફક્ત રશિયન રીતે છાપવા છૂટ આપવામા આવી. પરતુ કૅથોલિક ચર્ચ ધર્માધનાથી ભડકયુ. એણે સગ્રામને ટેકો આપ્યો ને છાપેલ રશિયન પુસ્તકોનો બહિષ્કાર પોકાર્યો.

એવામા એ રગભૂમિ પર કવિઓ ફૂટી નીકળ્યા. મ્ટ્રાઝદામ, કુદીર્ક, મૅરોનીસ જેવાના કાવ્યોએ લિથુઆનિયન નવજીવન પર કરી વળતી રાખ ઉગાડી મૂકીને રાજ્ય દાવાનળ પ્રગટાવી મૂકયો.

ઈસ્વી સન ૧૯૦૫ની રશિયન રાજ્યક્રાતિમાં ઝારને વધારે છૂટછાટો મૂકવી પડી. એ વેળાએ વિલનીયસમા મળેલી મહાન લિથુઆનિયન રાષ્ટ્રીય મહાસભાએ લિથુઆનિયન સ્વાતત્ર્યનો પડકાર કર્યો. પરતુ રશિયન ડુમાનો પરાજય થયો. લિથુઆનિયન સ્વાતત્ર્યના પ્રશ્ન પર દમદાટીનો અધકાર પુન. ફરી વળ્યો.

મહાન જગતયુદ્ધનુ લોહીતરસ્યુ નાટક લિથુઆનિયાની રગભૂમિ પર ભજવાતુ. એ ચાર વર્ષના ગાળા પછી ત્યા ભાગ્યે જ એક ઘર કે એક કુટુબ એવુ રહ્યુ હશે કે જેણે કાંઈ ને કાંઈ ભોગ ન આપ્યો હોય.

સસ્કૃતિમય જગતના વિજેતાઓએ લિથુઆનિયા હસ્તગત કર્યું. એવી ક્રૂરતાથી તેમણે એ પ્રદેશ પર પોતાનો કોરડો ચલાવ્યો કે જગલીમા જગલી જાતો પણ એવો જુલમ નહિ વરતાવી શકતી હોય. એમના જુલમ આગળ ઝારના જુલમો નકામા અપલા જેવા લાગતા. નિર્દોષ સ્ત્રી બાલકોને કેવળ ક્રીડા ખાતર મારપીટ કરતા, લૂટતા ને પ્રાણ લઈ લેતા પણ એ આક્રમણકારો શાત પડતા નહિ. મૃત સ્ત્રીદેહો સાથે સભોગ કરતા પણ અચકાતા નહિ. ઈસ્વી સન ૧૯૧૫થી ૧૯૧૮ સુધીનો લિથુઆનિયાનો આ કાળો કારમો ઇતિહાસ છે.

પરંતુ ઈસ્વી સન ૧૯૧૮મા આ કમનસીબ દેશમા પણ સોનાનો સૂરજ ઊગ્યો. શાતિ થઈ. પ્રમુખ વિલસનના ઢઢેરા મુજબ પરાજિત પ્રજાઓને આ જુલમી આક્રમણકારોના પજામાથી મુક્તિ મળી. થોડાક લિથુઆનિયન મોટેરા, સ્ત્રીઓ ને યુદ્ધમા ઘવાયલા પાટનગર વિલનિયસમાં ભેગા મળ્યા. ઈસ્વી સન ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે લિથુઆનિયાના સ્વાતત્ર્યની મહાઘોષણા કરી.

આ નવા લિથુઆનિયાએ લિથુઆનિયન સ્વાતત્ર્ય ભોગવવાની હર્ષશોકભરી કાર્યવાહીની શરૂઆત કરી.

જર્મનોએ લિથુઆનિયન તખ્ત પર પોતાનો રાજવી બેસાડવા બાજી ગોઠવી.

જર્મનોની પાછળ સમાજવાદીઓ લિથુઆનિયામા ઊભરાયા. જગતક્રાતિ પશ્ચિમમાં પ્રસારવા તેઓ મોખરે આવ્યા. પહેલુ લિથુઆનિયન લશ્કર બારચૌદ વર્ષના બાલક-બાલિકાઓનુ બનેલુ હતું. તેમણે એ અગ્નિશિખાઓની સામે માથુ ઊંચકયુ. જર્મનોને ભગાડવા ને સમાજવાદીઓને ઘૂસવા ન દેવા તેમણે કમર કસી. ઝારના લશ્કરમાંથી યુદ્ધવીરો પાછા ફર્યા એટલે આ કાર્યમા સહજ રાહત મળી. થોડા જ વખતમા લિથુઆનિયાએ ઑલિંપિક

રશિયા સાથે સુલેહ કરી આ તક સાધી જર્મન ને રશિયન રાજસત્તાના એક લશ્કરી વિભાગે બાલ્ટિક રાજ્યોમાં અડ્ડો જમાવ્યો સ્થાનિક સરકારની પરવા કર્યા સિવાય તેમણે પોતાનું જોર અજમાવ્યું એવામાં જર્મનીના પંજામાંથી છૂટેલા પોલેંડે પણ પોતાનું માનતા ધડવા પ્રયત્ન આરંભ્યો. જર્મની કે રશિયાની સાથે પોતે ન ભેળાઈ જાય તે માટે જ આ તકેદારી હતી લિથુઆનિયા ને લટાવિયાને ભૂતડાજાને હિસાબે ભરખી જવાની તેમની દાનત હતી. ફરી લિથુઆનિયનોને બે દાવાનળ વચ્ચે ઝૂઝવું પડ્યું લિથુઆનિયનોએ પોલને હરાવ્યા સુવાલ્કાઈ આગળ સંધિ થઈ, પોલેંડે લિથુઆનિયન પ્રદેશનો સ્વીકાર કર્યો પછી લિથુઆનિયનોએ પેલા રાજશાહી જલ્લાદ સામે પોતાના શસ્ત્રો ઉગામ્યા લીગ ઑફ નેશન્સ વચ્ચે ન પડી હોત તો એમને સાફ નાબૂદ પણ કરી દીધા હોત

એક જ અઠવાડિયા પછી પોલેંડે ફરી લિથુઆનિયા પર હુમલો કર્યો એના પાટનગર વિલનિયસને કબજે કર્યું લિથુઆનિયાનો મોટો ભાગ પણ હસ્તગત કર્યો પોલેંડની મધ્ય સરકારે આ હુમલાની જવાબદારી નકારી બળવાખોર સેનાપતિ ઝેલીગોસ્કીએ મનજવાબદારીથી એ કાર્ય કર્યું હતું એમ જાહેરાત કરી વધારે લોહી રેડાય તે પહેલાં રાષ્ટ્રસંઘ ને હેગની આંતરરાષ્ટ્રીય સભા વચ્ચે પડી તેમણે લિથુઆનિયન હક્કો કબૂલ રાખ્યા પોલેંડની મધ્યસ્થ સરકારે પણ આ પ્રશ્નનો શાંતિથી નિવેડો આણવાનું વચન આપ્યું પરંતુ પોલ લોકોએ હુમલા ચાલુ રાખ્યા લૉર્ડ કર્ઝન, હીમાન્સ ને બીજા સભ્યો જીનિવામાં પોતાની નવી યોજનાઓ કરતા રહ્યા ક્લેઈપીડાની પણ એ જ દશા થઈ લિથુઆનિયાનું એ એક જ બંદર હતું વર્સેલ્સના કરાર મુજબ તેને જર્મનીથી છૂટું પાડી લિથુઆનિયાને આપવામાં આવ્યું હતું. રાષ્ટ્રસંઘની પોલેંડ તરફની એકતરફી મનોવૃત્તિ લિથુઆનિયનોને જાણીતી હતી એટલે લિથુઆનિયન યુવાનોએ ઝેલીગોસ્કીનું જ અનુકરણ કર્યું મધ્યસ્થ લિથુઆનિયન સરકારની તેઓએ પરવાનગી પણ લીધી નહિ ને ફ્રેંચ નૌકાસૈન્યને હાંકી કાઢ્યું.

પરંતુ પુરાણું લિથુઆનિયન પાટનગર વિલનિયસ ને મૂળ લિથુઆનિયાનો એક તૃતિયાંશ ભાગ હજી પણ પોલ ઝૂંસરીમાં સડે છે પોલ લોકો તેમને લિથુઆનિયન મીટાવી દેવા માગે છે લિથુઆનિયન શાળાઓ કે લિથુઆનિયન ભાષા પણ ચલાવવાની મનાઈ છે.

લિથુઆનિયા છેલ્લા બાર વર્ષથી આની વિરુદ્ધ પોકાર ઉઠાવી રહ્યું છે. પોલેંડનો તેણે બહિષ્કાર કર્યો છે હજી પણ જાણે સંગ્રામ ચાલુ જ છે

જગતયુદ્ધ પૂરું થયા પછી, ઇસ્વી સન ૧૯૨૨માં પહેલી લિથુઆનિયન પાર્લામેન્ટે લિથુઆનિયાને પ્રજાસત્તાક જાહેર કર્યું ખેડૂતોના દૃષ્ટિબિંદુથી રાજતંત્ર ઘડાશે એમ ઘોષણા થઇ.

બધાનો સમૂળો નાશ થયો હતો. લોકો બિનજવાબદાર બની ગયા હતા. અનેક આક્રમણકારોથી લૂંટાઈ ચૂક્યા હતા એટલે રચનાત્મક કાર્યક્રમના પહેલા પગલાં ઘણાં જ કપરાં હતાં. યુદ્ધના પરિણામે પણ એ પ્રદેશને નવી જ રીતે ઊભો કરવાની તક આપી હવે તેનું બંધારણ ગામડાંને બદલે ખેતરોનું ઘડાયું ખેતીના સુધારા દાખલ થયા અને જાતે ખેડનારને જ જમીનો આપવામાં આવી અર્વાચીન આરોગ્યપદ્ધતિએ જૂના ગીચ ગામડાંને બદલે નવા મવડવાળા મકાનો ઊભા થયાં

અનાજની નિકાસ કરનાર દેશો સાથે હરીફાઈ કરી ન શકવાથી સરકારે રાષ્ટ્રીય મધ્યસ્થ કેન્દ્રો ઊભા કર્યાં કાચા માલનો ત્યાં તૈયાર માલ બનાવવામાં આવતો લડાઈ પહેલાં અનાજ ને લાકડું પરદેશ ચડાવવામાં આવતું તેને બદલે તૈયાર માલની નિકાસ થવા માંડી.

કેળવણી ફરજિયાત કરવામાં આવી. માધ્યમિક શાળાઓ ને ખાસ શાળાઓ ઉઘાડવામાં

આવી. ખેતી, સુથારકામ, તથા બીજી કારીગીરીઓ શિખવવામાં આવી સર્વ કેળવણી મફત અપાતી. ગરીબ પણ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને સરકારી ખર્ચે પોતાની કેળવણી પૂરી કરવા પરદેશ મોકલવા માડવા વિદ્યાપીઠ ને અખાડામા ૪૦ ટકા વિદ્યાર્થીઓને મફત ગણવામા આવતા ને ૧૫ ટકાને શિષ્યવૃત્તિઓ અપાતી

કેળવણીની આખીયે યોજનામાં ચૂટણીને સ્થાન હતુ યોગ્ય વિદ્યાર્થીઓને જ આગળ ભણવા ઉત્તેજન અપાય છે ને શોધખોળ માટે પણ પૂરતી સગવડની વ્યવસ્થા કરવામા આવે છે

લિથુઆનિયનો પોતાની પરિસ્થિતિથી સંપૂર્ણ માહિતગાર છે પોતાના ગુમાવેલા હક્કો માટે હજી તેમની લડાઈ ચાલુ જ છે પરધુ સીમા જકડાયેલા દેશબંધુઓને મુક્તિ અપાવવાના તેમના પ્રયત્નો હજી થભી ગયા નથી શસ્ત્રથી નહિ તો બુદ્ધિથી પણ પુરાણા પાટનગર વિલનિયસને સર કરવાની વાત લિથુઆનિયનો હજી વિસર્યા નથી

સંસ્કૃતિના ખજાનામાથી બધુ માગી લેનાર તેઓ માત્ર ભિખારી નથી પોતાનો હિસ્સો આપવા પણ તેઓ તૈયાર છે સંસ્કૃતિ વિસારી તેઓ સંસાર ખિલવવા મથે છે ને તેથી જ તેઓ બીજા બાલ્ટિક રાજ્યો કરતા જુદા પડે છે*

રમણીકલાલ દલાલ

## (૩) અવનવી રંગભૂમિ

થોડા સમય ઉપર લડનમા આધુનિક સ્થાપત્ય પરિષદ મળી હતી તેમા પોલેડના પ્રતિનિધિ તરીકે હેલેના અને સીમન સિરકસ આવ્યા હતા એમણે વૉર્સોમા બધાવાના સાઇમલટેનિયમ થિયેટરનો નકશો તૈયાર કરેલો છે એની સમજૂતીમા એમણે લખ્યુ છે

આ રગભુવન (થિયેટર)નો હેતુ પ્રેક્ષકોને પણ નાટકના કાર્યમા ભેળવવાનો છે એટલે ખાસ રગમચ (સ્ટેઈજ) જેવુ કઈ રાખ્યુ જ નથી આખા ભોયતળિયાને સરખા ભાગોમા (૨ મિટર × ૯૦ મિટર) વહેંચી નાખ્યુ છે આ પટાઓ જ્યારે જોઈએ ત્યારે ઊચાનીચા કરી લઇ શકાય છે દરેક નાટકના કાર્યને અનુકૂળ થઈ પડે એ રીતે રંગભૂમિની ક્રમવાર કેટલીક જગ્યાઓ નક્કી કરવામા આવે છે. આને લીધે દરેક નાટક વખતે પ્રેક્ષકો બરાબર જોઈ શકે એ રીતે બેસવાની ખુરસીઓ જુદી જુદી રીતે ગોઠવવી પડે છે પડદો તો છે જ નહિ, એનુ કામ પ્રકાશ કરવામા આવે છે પ્રેક્ષકો અને નટો મેળમેળ થાય છે એના બે લાભ છે (૧) નટોની સાથે સીધા સબધમા હોવાને લીધે પ્રેક્ષકોમા પણ એક જાતનુ ચેતન પેદા થાય છે પ્રેક્ષકવર્ગ પણ નાટકના કાર્યમા ભાગ લે છે; (૨) પ્રેક્ષક સાથે સબધમા આવવાથી નટમા પણ નવુ ચેતન આવે છે તે આપણી રૂઢિગત રગભૂમિનુ ખોળિયુ ઉતારી ફખેડી નાખે છે તે માત્ર સામે બેઠેલાઓ પ્રત્યે જ અભિનય નથી કરતો પણ પોતાના આખા શરીરથી અભિનય કરતો થાય છે

જે નાટકમા એક પછી એક સકળાયેલા અથવા એકીસાથે ભજવાના દશ્યો આવતા હોય તેને માટે આ થિયેટર ખૂબ અનુકૂળ પડે છે જેમકે 'બૉસ્ટન' એમા ૪૦ દશ્યો છે એમાંના કેટલાંક તો એકીસાથે ભજવવામા આવ્યા હતા. આખુ નાટક દોઢ કલાકમા પૂરુ થઈ ગયુ હતુ

થિયેટરના સુધારામા હવેનુ પગલુ એ હશે કે આખા પ્રેક્ષકવર્ગને પણ કાર્યમા પ્રવૃત્ત કરવામાં આવશે

['ડિઝાઈન ફોર ટુડે']

---

* 'The Modern Review'. August, 1934' 'Lithuania's Agelong Fight for Freedom', by A. Poska.




'સ્વૈરવિહારી'

## ફોટોગ્રાફ પાડવા વિશે

મને નવાઈ લાગે છે, આ વિષય ઉપર કેમ કોઈએ નથી લખ્યું!—હા, શ્રી સુંદરમે (ગુજરાતી જોડણીકોશે એક નિયમ કર્યો કે વ્યંજનાન્ત તત્સમ નામોને ખોડા મટાડવા, જેમકે જગત્‌નું જગત લખવું એટલે ગુજરાતી નામોમાં વ્યંજનાન્ત નામ ફક્ત સુંદરમ્ જ રહ્યું અને એ તે તત્સમ છે કે તદ્ભવ? તેના રૂપો શા પ્રમાણે કરવા? આ તખલ્લુસવાળાઓ કોઈને સુખે વ્યાકરણ નહિ કરવા દે!) 'બાનો ફોટોગ્રાફ' ઉપર કાવ્ય લખ્યું છે તે હું જાણું છું, પણ ત્યાં તો ફોટો ન પડાવવાની વાત આવે છે, પડાવવાની નથી આવતી! દુનિયામાં બધા વિશે લખાય છે, ખાવા વિશે, રમવા વિશે, રીતભાત વિશે, પરણવા વિશે, લડવા વિશે, એમ અનેક બાબતો વિશે લખાય છે, અને ફોટોગ્રાફ વિશે કેમ કાંઈ નથી લખાતું? દુનિયામાં પરણવાનું કે લડવાનું એક કે બહુબહુ તો બેચાર વાર થાય. પણ ફોટોગ્રાફ પડાવવાનું જીવનમાં કદી ન થાય તેવા તો કોઈક જ હશે! સાધારણ માણસને પણ જીવનમાં બારેકવાર તો ફોટોગ્રાફ પડાવવાનો આવતો હશે। તેમાં પણ બીજી બધી બાબતો કરતાં ફોટોગ્રાફ પડાવવાની બાબત જુદી પડે છે. તમારે પરણવું ન હોય કે લડવું ન હોય, તો બન્નેથી મુક્ત રહી શકો છો. પણ તમારે ફોટો પડાવવો ન હોય તો તેથી બચી શકાતું નથી. તેનો મુખ્ય દાખલો જોવો હોય તો મહાત્મા ગાંધી પોતે છે. પોતે ફોટોગ્રાફ પડાવવા નથી ઇચ્છતા અને તેમના જ ફોટા દેશમાં કંઈ હજારો પડતા હશે।

મહાત્મા ગાંધી શબ્દ લખતાં એક વિચાર આવે છે. આજ સુધી ઘણા સ્વાતંત્ર્ય અને સમાનતાપ્રિય માણસો કહેતા કે આ આપણા જ જેવા કોઈ માણસને મહાત્મા કહેવાની પુરાણી રીત વીસમી સદીમાં ક્યાંથી આવી? કૉમ્યુનિસ્ટો તેમને કૉમરેડ કે ભાઈબંધ* ગાંધી

* અહોહોહો! હિંદમાં તે શું નથી? કૉમ્યુનિસ્ટોએ બધાને કૉમરેડ એટલે ભાઈબંધ કહેવાની રીત કાઢી તે ઘણાને નવી લાગતી હશે! પણ ઠાકરડાઓમાં ભાઈબંધ શબ્દ વાપરવાનો જૂનો રિવાજ છે—એટલે સુધી કે ઠાકરડાનું બીજું નામ ભાઈબંધ છે।

કહેવું પસંદ કરે કૉમ્યુનિસ્ટ ન હોય તેવા અંગ્રેજી ભણેલા તેમને મિસ્ટર ગાંધી કહેવું પસંદ કરે ! પણ હમણાં મહાત્માજીએ હાથ ધરેલ આમોદ્ધારયોજનાના સંબંધી મહાત્માજીની પોલિટિકલ યોજનાનો ગૂઢ હેતુ સમજાવવા જે સરકારી યાદી બહાર પડી છે,—એ યાદી સરકારને ત્યાંથી ચોરાઈને બહાર પડી છે એ જ મહાત્માજીનું પોલિટિકલપણું સાબિત કરવાને પૂરતું નથી ? એ દલીલ કેમ કોઈએ ન કરી ?—તેમાં મહાત્માજી શબ્દ વપરાયો છે એટલે હવે તે વાપરવામાં વાંધો નથી

પણ હું તો ફોટોગ્રાફની વાત કરતો હતો મને લાગે છે કે ફોટોગ્રાફીના સાધનોમાં બેત્રણ મોટા અગત્યના સુધારા થવાની જરૂર છે

આ સુધારા કરવાની ખાસ જરૂર એટલા માટે છે કે એક સાર્વત્રિક માન્યતા એવી છે કે ફોટોગ્રાફમાં મોઢું હસતું જ હોવું જોઈએ હવે દુનિયાની ઘણી માન્યતાઓની પેઠે આ માન્યતાની નીચે શી સમજણ રહેલી છે તે મને સમજાતું નથી શું એમ માનવું કે માણસનું હસતું સ્વરૂપ એ જ એનું સૌથી સારું સ્વરૂપ છે ? તો પ્રશ્ન થાય છે કે સારું સ્વરૂપ એટલે શું ? સામાન્ય રીતે એમ મનાય કે જે સૌથી વધારે ટકે તે સૌથી સારું સ્વરૂપ. તો તો માણસ ઊંઘતો હોય ત્યારે જ તેનો ફોટો પાડવો જોઈએ, કારણકે માણસ બધી ક્રિયામાં ઊંઘવાની ક્રિયા જ સૌથી વધારે લાંબો વખત કરે છે તમે કદાચ કહેવાને લલચાશો કે હા એટલા માટે જ ઘણીવાર 'ઊંઘતી ખૂબસૂરત' (sleeping beauty)ના ચિત્રો વખણાય છે પણ એ બરાબર નથી અહીં ચિત્રોની વાત નથી, ફોટોગ્રાફની વાત છે કોઈ ઊંઘનારનો ફોટો હજી સુધી જોયો કે સાભળ્યો નથી અને તમે ફોટોગ્રાફરને ત્યાં જઈને ઊંઘવા માંડો કે પેલ ફોટોગ્રાફરને બોલાવીને ઊંઘવું શરૂ કરો એ બન્ને અશક્ય છે એમ કરવું જ હોય તો ચીનમાં જેમ અફીણની હોટલોમાં માણસને સૂવાની સગવડ હોય છે, તેમ ફોટોગ્રાફરે પણ સાથે સાથે અફીણની હોટલ રાખવી પડે અને કૅમેરા સીલિંગ તરફ અધ્ધર લટકાવી રાખવો પડે પણ એમ બધું કર્યા છતાં પણ 'ઊંઘતી ખૂબસૂરત' જેવો ફોટો પડે એ અશક્ય છે ખરી ઊંઘમાં માણસની આકૃતિ એવી હોતી જ નથી એક આખી રાત ઊંઘતા માણસની આકૃતિઓ જોયા કરો તો ફરી 'ઊંઘતી ખૂબસૂરત'નું તમે નામ નહિ લો ઊંઘમાં આપણે દોરેલી આકૃતિઓ આપણે જોઈ શકતા નથી એ સારું જ છે. બધા માણસો લગભગ સાથે જ સૂએ છે ને સાથે જ ઊઠે છે ને એથી પણ સારું છે અને સુની વખતે આપણા શરીરની આકૃતિઓની રેખાઓ દોરવા—ભૂંસવા આપણે ઓઢીએ છીએ ને એથી પણ સારું છે મોઢા ઉઘાડું એ સારું કે નહિ તે સંબંધી ઘણાએ લખ્યું છે પણ મોઢા ઉઘાડવા સામે સૌથી મોટો વાંધો આ મેં તો જાણ્યો કે મોઢું ઉઘાડનાર માણસ ઊંઘના શરીરની આકૃતિ બીજાને બતાવે છે બાઈબલ કહે છે કે ઈશ્વરે માણસને પોતાની આકૃતિનો ઘડ્યો એનો અર્થ એવો થાય છે કે બધાં પ્રાણીઓમાં માત્ર માણસ જ ટટ્ટાર ચાલે છે ઈશ્વરને ન માનતા હો તો પ્રમાણશાસ્ત્રની ભાષામાં કહેવાય કે પ્રાણીઓના શરીરના બે છેડામાંથી પસાર થતી લાઈનમાં લાંબી લીટી માત્ર માણસના સંબંધમાં જ જમીનને કાટખૂણે ઊભી રહે છે, બીજા કોઈ પ્રાણીમાં નહિ. તમે કહેશો ! જિરાફ ! પણ જિરાફના શરીરની લાઈનમાં લાંબી લીટી તે ઊભું હોય ત્યારે જમીનને કાટખૂણે નહિ પણ જમીન સાથે તે લગભગ સાઠ અંશનો ખૂણો કરશે આ કાટખૂણો, જે માણસનું વિશિષ્ટ

('આને લીધે જ માણસે ખૂણામા કાટખૂણાને માપનું ધોરણ ગખ્યો ગીતાના કૃષ્ણને જો ભૂમિતિ સબધી બોલવું હોત તો કહેત કે —" ખૂણામા કાટખૂણો હું ! "), તે ઊંઘમા ગલિત થાય છે એટલે ઉપર ભૂમિતિની પરિભાષામા આપેલી માણસની વ્યાખ્યા પ્રમાણે માણસ ઊંઘે છે ત્યારે માણસ જ નથી રહેતો માટે જ મરી ગયેલા માણસને આપણે કબરમા કે ચિતા ઉપર આડો સુવાડીએ છીએ માટે કહુ છુ કે ઊંઘતાનો ફોટો તો લેવરાવાય જ નહિ છતા ઊંઘતાના ચિત્રો આવે છે, એ એ કલાનુ અસત્ય ગણાવુ જોઈએ દરેક કલામાં સત્ય હોય કે ન હોય, પણ તેમા અસત્ય તો હોય જ છે અને 'ઊંઘતી ખૂબસૂરત' એ ચિત્રકલાનુ અસત્ય છે નાટકમા પણ ઊંઘતાં દેખાતા પાત્રો ખરેખર ઊંઘતા નથી હોતા એ તો તમે જાણતા હશો. એ વળી નાટ્યકલાનુ અસત્ય

એટલે વધારે સમય જે ક્રિયા ટકતી હોય તે ક્રિયા માણસનુ સાચુ સ્વરૂપ બતાવે છે એ ધોરણે હસતા ચહેરાનો ફોટો સાચો નથી પણ ધારો કે કોઈ કહે કે માણસના સત્ય સ્વરૂપને તે ટકવાના સમયની લબાઈ સાથે સબંધ નથી, અને માણસનુ ખરું સ્વરૂપ તે હસે છે ત્યારે જ પ્રગટ થાય છે તો કહુ છુ, એ પણ ખરુ નથી મુસાફરી કરીને સ્ટેશને ઊતરતા-વેંત પાડેલા ફોટામા ઘણા માણસો હસતા હોય છે તે શુ ખરેખર તે વખતે તે મનથી હસતા હશે ? હસે તો શુ, ઘણા તો મુસાફરીના થાકયાપાકયા, ઉજાગરાવાળા અને ભૂખ્યા પણ હોય છે આ જમાનો એવો ભૂડો છે, તમારે ન હસવુ હોય તોપણ સમાજની ખાતર—રિવાજની ખાતર હસવુ પડે

મારા એક મિત્ર જે હાસ્યરસના સારા લેખો લખી શકે છે તેમને મેં એકવાર હાસ્યનો લેખ લખવા કહ્યુ મને કહે, મનમા હાસ્ય ન હોય તો હાસ્યનો લેખ શી રીતે લખી શકાય ? કહેવત છે કે તમાચો મારીને મોઢુ લાલ રાખવુ પડે છે તે તમાચો મારીને મોઢું લાલ રાખી શકાય, પણ હસતુ તો ન રાખી શકાય પણ આ જમાનો તો એવો છે, તમાચો મારીને પણ મોઢુ હસતું રાખવુ પડે નહિતર આ બધા મુસાફરો શી રીતે કૅમેરા સામે હસતુ મોઢુ રાખતા હશે ! બીજો દાખલો ઘણા અંગ્રેજ દપતી પરણીને દેવળમાથી બહાર નીકળતા તરત હસતા ફોટા પડાવે છે તે શુ પરણીને તરત કોઈ હસી શકે ખરુ ? તમે કહેશો, કેમ પરણવામા કઈ મુસાફરી જેવો થાક લાગતો નથી હિંદુ વિધિએ તો પરણવામા પણ થાક લાગે છે પણ ધારો કે કોઇ સુધરેલી વિધિએ ટૂકી રીતે જ પરણ્યા હોય તો-પણ પરણીને તરત હસી શકાય એ હુ માનતો નથી કેટલાક પરણવાના શાસ્ત્રના પડિતોના મત પ્રમાણે તો કેટલાંક પરણતા કે પરણીને તરત કે પરણીને સાસરે જતા રડે છે તે વધારે સ્વાભાવિક છે પણ તે પણ જવા દઈએ માણસનો ખરો સ્વભાવ શેમા પ્રગટ થાય છે એ મૂળ સવાલ છે ને ? આખુ કાવ્યસાહિત્ય જોઈ વળો કોઈક જ કવિ એવો હશે જે એમ નહિ કહેતો હોય કે મને રડવુ આવે છે કે આસુ આવે છે અશ્રુકાવ્ય, અશ્રુકવિ એ તો આપણા પ્રશસ્તિના શબ્દો છે આખા સાહિત્યમા રડવાનું સાહિત્ય અને હસવાનું સાહિત્ય બન્નેના પ્રમાણ લો મારા સમજવામા ૯૭ ૩ નુ પ્રમાણ આવશે હૂ માત્ર ગુજરાતી કે હિંદના સાહિત્યની વાત નથી કરતો, દુનિયા આખીનું સાહિત્ય લો, તો તેમાં રડવાના અને હસવાના સાહિત્યનુ એ જ પ્રમાણ આવશે ત્યારે હવે કેમ કહેવાય કે હસતી વખતે માણસનું સાચુ સ્વરૂપ પ્રગટ થાય છે ? ઊલટુ એમ કહેવુ પડે કે રડતી વખતે માણસનુ સાચુ સ્વરૂપ પ્રગટ થાય છે પણ રડતી વખતનો તો કોઈ ફોટો પડાવતુ નથી !

હવે માત્ર કહેવું હોય તો એમ કહેવાય કે સાહિત્યમાં રડવામાં માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે ને ફોટોગ્રાફીમાં હસવામાં માણસનું સાચું સ્વરૂપ પ્રગટ થાય છે અને સીધી ભાષામાં કહેવું હોય તો એમ જ કહેવાય, કે માણસે દિલ રડતું રાખવું ને મો હસતું રાખવું એમ કરવાથી તેનું ખરું સ્વરૂપ પ્રગટ થાય છે આનું જ નામ દંભ કે બીજું કાંઈ? મને તો ખાતરી થાય છે કે ફોટો અને સાહિત્ય બન્ને જૂઠાણા છે કલામાત્ર જૂઠી છે અમસ્તુ શ્રીયુત મુનશીએ ઐતિહાસિક નવલકથામાં છૂટ લઈ શકાય એમ સાબિત કરવા ઇતિહાસ વિશે એટલું બધું કહ્યું! કલામાત્ર જૂઠી હોય, કલામાં જૂઠું આવી શકે, તો પછી ઐતિહાસિક નવલકથામાં શું થઈ શકે ને શું ન થઈ શકે એની ચર્ચાની જરૂર જ ક્યાં રહી? જૂઠની માને જૂઠ પરણે! કલા જ જૂઠી છે તો કલામાં જૂઠી હકીકત જરૂર કહી શકાય.

પરણવા વિશેની આ બીજી કહેવત અત્યારે હાથમાં આવી હમણાં એક પુસ્તક બહાર પડ્યું છે જેમાં ખાવા વિશેની બધી કહેવતો સંગ્રહી છે. હવે કોઈ પરણવા વિશેની કહેવતોનો સંગ્રહ કરે તો, હું ધારું છું, બધી કહેવતો અંદર આવી જાય. કારણકે ખાવું ને પરણવું એ જ માણસજાતની બે મુખ્ય પ્રવૃત્તિઓ છે

એટલે જોકે હસતા ફોટો પડાવવો એની પછવાડે કશા જ બુદ્ધિ સમજી શકે એવા કારણો નથી રહ્યા, તોપણ હસતા પડાવવાની પ્રથા છે તેની ના પડાય તેમ નથી કદાચ રિવાજની પછવાડે બુદ્ધિગમ્ય કારણો નથી માટે જ રિવાજ ચાલુ રહ્યો છે. જો બુદ્ધિગમ્ય કારણો હોય તો તો કારણોનો નાશ કરીને પણ તમે રિવાજને ખસેડી શકો ઘણીખરી સ્થિર થઈ ગયેલી પ્રથાઓ કે સ્થિતિઓ બુદ્ધિના ઓઠાવિનાની હોય છે માટે જ ટકી રહે છે!

બીજાં પ્રાણીઓથી માણસ કઈ રીતે ભિન્ન છે? ભૂમિતિની રીતે મેં ઉપર કહ્યું કે તે ટટ્ટાર ઊભો રહે છે અથવા કહો કે જમીન સાથે કાટખૂણે રહે છે બીજી બાબતમાં કઈ રીતે ભિન્ન છે? શાસ્ત્રો કહે છે કે માણસને ધર્મ છે, પ્રાણીઓને ધર્મ હોતો નથી પણ આ જમાનામાં તો ધર્મ જેવું કશું રહ્યું નથી એટલે એ વ્યાખ્યા નકામી છે કહું છું. બધાં પ્રાણીઓમાં માત્ર માણસ જ હસી અને રડી શકે છે મહૂમ રમણભાઈએ કહ્યું છે, 'હાથીઓ પણ હસે છે.' પણ ત્યાં હાથીઓ હસતા નહોતા, ખુશ થયા હતા એટલું જ. માત્ર માણસ જ હસે છે અને રડે છે અને આપણે જોયું કે કલામાં તેનું રડવું ને હસવું બન્ને ખોટું છે એટલે કે બધા પ્રાણીઓ કરતા તેની ભિન્નતા એ કે માણસ જૂઠો છે

પણ મૂળ વાત પર આવતા, હસતા મોઢાથી ફોટોગ્રાફ પડાવવાનો રિવાજ અટકી જશે એમ લાગતું નથી હવે આ રિવાજને લીધે ફોટોગ્રાફરો ઘણીવાર પોતાના ઘરાકને હસાવવાનો પ્રયત્ન કરતા મુશ્કેલીમાં આવી પડે છે 'તમારા પત્નીને સંભારો,'—પણ તે વખતે તો ઘણાના મોઢામાંથી દુ:ખનો નિશ્વાસ નીકળી જતો મેં સાંભળ્યો છે પત્નીનું નામ સાંભળીને હસે અથવા હસી શકે એવા ઘણા થોડા હશે એકવાર તો મારા વાંચવા કે સાંભળવા પ્રમાણે એક ફોટોગ્રાફરે પોતાના ઘરાકને કહ્યું, 'તમારા પત્નીને સંભારો' પેલો કહે, 'મેં તો હમણાં જ તલ્લાક આપી છે.' ફોટોગ્રાફર કહે, 'ત્યારે તલ્લાકને સંભારો' પણ તે વખતે પણ ઘરાક હસી કે મલકી શક્યો નહિ, તેણે માત્ર, અંગ્રેજી ઉપરથી આપણા નવલકારો કહે છે તેમ, 'છુટકારાનો દમ ખેંચ્યો.' આવી રીતે ઓકનું ચોકઠું ન બેસી જાય એટલા માટે ફોટોગ્રાફર પાસે હસાવવાના કોઈ ચોક્કસ સાધનો જોઈએ હવે આપણે ઉપર જોયું છે કે

આ હસવું તે માત્ર ઉપરઉપરનું જ હસવું જોઈએ છીએ, કંઈ અંતરના હસવાની જરૂર નથી એટલે શારીરિક હસવુ થઈ શકે તો બસ છે.

હવે શરીરની અંદર કોઈ કોઈ જ્ઞાનતંતુનાં સ્થાનો કે મર્મો કે કેન્દ્રો એવા છે જ્યાં સ્પર્શ કરવાથી માણસ હસે છે એ સર્વવિદિત છે ફોટો પાડતી વખતે ફોટોગ્રાફર જાતે જ જઈને કે કોઈ નોકર મારફત ઘરાકને હસાવવાનુ કરવા જાય તો ખરાબ દેખાય ફોટોગ્રાફરને તો કેમેરા પાસે જ રહેવુ પડે, બીજા માણસ પાસે એવો સ્પર્શ કરાવે તો ઘરાક ક્યાંક ચમકીને તેની સામે જોવા જાય, અને કદાચ ધમાલમા પેલો માણસ કૅમેરા આડો આવી જાય ઘરાકની પાછળ રહીને ધાર્યો સ્પર્શ કરી શકાય નહિ—સિવાય કે પગને તળિયે પણ ઘણાખરા તો જોડા પહેરીને જ ફોટા પડાવે છે વળી સ્ત્રીઓને આ પ્રમાણે અડકવા જવુ અસભ્ય ગણાય, એટલે મારુ તો એ છે કે ફોટોગ્રાફીના કૅમેરા સાથે એક વાયરલેસ એવી સામગ્રી રાખવી કે જેથી ખરેખર સ્પર્શ કર્યા વિના ધારી જગાએ ઈથરની મારફત સ્પર્શ કરી શકાય અને માણસને જોઈએ તેટલુ હસાવી શકાય આ વાયરલેસ સાધનનો બીજો પણ ઉપયોગ થઈ શકે ઘણા માણસોને બહુ ઢીલા બેસવાની ટેવ હોય છે તેમને કેડની આસપાસના બિંદુએ અડકીને ટટ્ટાર પણ કરી શકાય, અને આ સંચો એવો હોવો જોઈએ કે જે કપડાની સોંસરી પણ અસર કરી શકે

એક બીજો પણ સુધારો કરવાની એટલી જ જરૂર છે ફોટોગ્રાફ પડાવનાર માણસ ફોટામાં કેવો દેખાશે તે ફોટોગ્રાફર જોઈ શકે છે, તે બસ નથી, અથવા કહો કે તે નકામુ છે ખરુ તો પડાવનારે પોતે જાણવુ જોઈએ કે પોતે કેવો દેખાશે ફોટોગ્રાફર તો બહારથી પણ જોઈ શકે છે કે ઘરાક કેવો દેખાય છે માણસને પોતાને જ હમેશા ખબર નથી હોતી કે પોતાનું મો કેવુ છે અથવા જુદાજુદા ફેરફારોથી તે કેવો દેખાય છે અને પોતાના કેવા પ્રકારના મુખને પોતે પ્રસિદ્ધિમા મૂકવા માગે છે તે તેણે જ નક્કી કરવાનુ છે ફોટોગ્રાફી કરતા એ રીતે હજામત કરાવવાની કળા વધારે સગવડવાળી થઈ ગણાય તેમા દરેક ફેરફારે ને દરેક ક્ષણે માણસ પોતે કેવો દેખાય છે તે સામે અરીસામા જોઈ શકે છે અને પોતાનુ મો કેવુ થવુ જોઈએ તેની ફરમાશ આપી શકે છે ફોટોગ્રાફીમા પણ એક એવુ સાધન હોવુ જોઈએ જેથી ઘરાક પોતાનુ મો પસદ કરીને ફોટોગ્રાફ પાડવાની ફરમાશ આપી શકે એ જોયા વિના ફોટો પડાવવો તે અંધારામા ભૂસકો મારવા જેવું છે * જોડો કે કોટ બંધબેસતો ન આવે તો તે રદ કરી શકાય છે, તેના પૈસા આપવાની ના પાડીએ, પણ ફોટામા તેમ થઈ શકતુ નથી માટે આ ફોટોગ્રાફીને સંપૂર્ણ કળાએ પહોંચાડવી હોય તો આટલા સાધનો ઓછામા ઓછા જોઈએ જ.

આ ઉપરાંત સામાન્ય જનતાએ કાયદામા એક ફેરફાર કરાવવાની ઘણી જરૂર છે. ઘણા લેખકો પુસ્તક ઉપર કોનો હક હોવો જોઈએ, લખેલા કાગળો ઉપર કોનો હક હોવો જોઈએ તે સંબંધી ચર્ચા કરે છે પણ આ મહત્ત્વની ફોટોગ્રાફીની બાબત તરફ કોઈનુ ધ્યાન હજી ગયુ નથી ધારો કે મને પોતાનો ફોટો ન પડાવવો હોય, છતા કોઈ છાનો પાડીને પ્રસિદ્ધ કરે તો શુ કોર્ટથી મનાઈહુકમ કાઢી તેને રોકી શકું કે નહિ ? મહાત્માજીને પોતાનો

* અલબત એક રીતે ફોટોગ્રાફી આખીયે અંધારામા ભૂસકો મારવા બરાબર જ છે. કૅમેરામા અંધારુ જ કરાય છે અને તેમા ઘરાકના મોંથી પરાવર્તન પામેલુ અજવાળુ ભૂસકો જ મારે છે પણ અહીં લાક્ષણિક અર્થમા આ વાક્ય સમજવાનું છે

ફોટા પડે તે ગમતુ નથી, છતાં તેમના ફોટા પડે છે, પ્રસિદ્ધ થાય છે અને તેનાથી લોકો કમાણી કરે છે પણ મહાત્માજી તો અસહકારી રહ્યા, કોર્ટે જઈ મનાઈહુકમ ન મેળવે. પણ સાધારણ માણસને એવો હક તો હોવો જોઈએ કે નહિ? તમે કહેશો કે દરેક માણસને પ્રસિદ્ધિ ગમે છે, અને જેને પ્રસિદ્ધિ જ ન ગમતી હોય તેવો માણસ આવી બાબતની દરકાર જ ન કરે પણ તે ખરુ નથી. મારા એક મિત્ર છે જેમને ફોટા પડાવવો ગમતો નથી તેઓ કંઈ રોગથી નાસે છે છતા તેમને પ્રસિદ્ધિ નથી ગમતી એમ તો ન કહેવાય કારણકે તેમના ઘણા લેખો કાગળો વગેરે જોઉ છુ જેમા તેમનુ નામ પ્રસિદ્ધ થાય છે ઉપર મેં સાહિત્યકલા અને ફોટોકલાનો વિવેક કરી બતાવ્યો, તેમ કેટલાકને સાહિત્યમા પ્રસિદ્ધ થવુ ગમે ને ફોટામા પ્રસિદ્ધ થવુ ન ગમે! વળી આ પ્રશ્ન તો બધાને એક રીતે અસરકર્તા છે ફોટામા મ ઉપર કહ્યુ તેમ સત્યાસત્યનો પ્રશ્ન નથી એટલે કોઈને પોતાનુ અમુક મોઢુ પ્રસિદ્ધ કરવુ ગમે ને અમુક પ્રસિદ્ધ કરવુ ન ગમે જેમ આપણા મનમા ઘણાયે વિચારો, લાગણીઓ વગેરે થાય છે પણ તેમાથી આપણે પ્રસિદ્ધિમા મૂકવા હોય તેટલા જ મૂકી શકીએ છીએ, તેમ એક જ માણસના અનેક પ્રકારના મોઢા થતાં હોય તેમાથી તેને અમુક જ પ્રસિદ્ધ કરવુ હોય બીજુ ન કરવુ હોય તો તેની પ્રસિદ્ધિ અટકાવવાને તેને કાયદેસર ઇલાજ હોવો જોઈએ

એકવાર એક ફોટોગ્રાફર મિત્ર મને કહે કે ફોટોગ્રાફી કલા છે, એટલે કોઈ વ્યક્તિનો ફોટો મેં પાડયો હોય તો તે ફોટો પાડી પ્રસિદ્ધ કરવાનો હક માત્ર મને હોવો જોઈએ, બીજો કોઈ માણસ મારા ફોટા ઉપરથી ફોટો પાડી પ્રસિદ્ધ ન કરી શકે એ ગમે તેમ હોય, પણ તેથી વધારે મોટો પ્રશ્ન આ છે કે ફોટો તમારો છે, પણ મોઢુ તો પેલાનું છે ને! તમારો કે તમારા ઉપરથી પાડનાર બીજા ફોટોગ્રાફરનો ગમે તેનો ફોટો પ્રસિદ્ધ થતો રોકવાનો હક ફોટાના વિષયભૂત માણસને હોવો જોઈએ ને! એક માણસ બીજાને કાગળ લખે છે, તો ભલે તે કાગળ બીજાના હાથમા ગયો એટલે તે ઉપરની માલિકી તે બીજાની ગણાય પણ તેની પ્રસિદ્ધિ રોકવાનો હક મૂળ કાગળ લખનારને રહે છે, તેમ ફોટામા પણ તમે ફોટો પાડો તો તેની માલિકીકબજો ભલે તમારો રહ્યો પણ તેની પ્રસિદ્ધિ રોકવાનો હક તો મૂળ ધણીને રહેવો જ જોઈએ બસ ગમે તે માણસ ગમે તેનો ફોટો પાડી પ્રસિદ્ધ કરી મૂકે એમ? હુ કહુ છુ, આ અન્યાય રોકવો જોઈએ એમ નહિ થાય ત્યા સુધી ફોટોગ્રાફીનો પૂર્ણ વિકાસ નહિ થાય

# વિચારચંક્રમણ

રા. વિ. પાઠક

**હિમ**

આ વરસ ભયંકર હિમ પડ્યું. ગામડાના પરિચયવાળા એક ભાઈ કહે, ચોરી કરતાં પણ આ આફત ભૂંડી છે. ચોરીમાં તો બચાવેલું જાય, તેથી ચાલુ ખાવાની આવકને નુકસાન થતું નથી. આ તો વર્ષો મહેનતને જે મળવાનું હતું, અને જેના ઉપર ચાલુ ખાવાનો આધાર હતો, તે ગયું.

આ આફતની સામે જે ઉપાયો લેવાના તેમાં મુખ્યત્વે સરકારી મહેસૂલની રાહત મેળવવાને જે રાજ્યપ્રકરણી હિલચાલ કરવી જોઈએ તે મહાસભાએ ઉપાડી લીધી છે. આપણી કમનસીબી તો જુઓ! આવી દેખીતી આફતમાં પણ, એક મહેસૂલમાફીને માટે પણ પુષ્કળ ચળવળ કરીએ ત્યારે કંઈક વળે! એની મેળે આ વસ્તુ થઈ જાય તેની તો વ્યવસ્થા જ નહિ!

પણ આની એક વિજ્ઞાનની પણ બાજુ છે. હિમ શાથી પડે છે, તેનાથી વનસ્પતિને શું થાય છે, અને તે નાશ અટકાવવાને શું કરવું તેને વિશે વૈજ્ઞાનિકોએ ચર્ચા કરવી જોઈએ. ધુમાડાથી અને પાણી પાવાથી ફાયદો થાય છે કે નહિ તે દાખલા આપી પ્રસિદ્ધ થવું જોઈએ. છેલ્લાં થોડાં વરસોના અનુભવથી જણાય છે કે આપણા દેશ ઉપર આ આફત હમણાં પહેલાંના કરતાં વધારે આવે. આ વરસે તો કોઈની સાંભરણમાં નહિ એવું હિમ પડ્યું. સખતાઈમાં અને વિસ્તારમાં બન્નેમાં અપૂર્વ! આપણી સરકાર આપણા ગજા ઉપરાંતનું ખર્ચ કરી ખેતીની શોધખોળના ખાતાં રાખે છે તેમાંથી કેમ કોઈ કંઈ જ કહેતું નથી—કરતું નથી! ખેતીવાડીમાં શોધખોળ કરનારી શાહી કાઉન્સિલ (Imperial Council of Agricultural Research) પણ કેમ કશું વદતી નથી?

એક પ્રશ્ન થાય છે. આપણા દેશ ઉપરની આ આફતનો ઉલ્લેખ જૂનાં પુસ્તકોમાં છે ખરો? હું તો ઇતિહાસનો જ પ્રશ્ન કરું છું. કામન્દક દેશ ઉપર છ પ્રકારની આફતો ઇતય ગણાવે છે:

अतिवृष्टिरनावृष्टिर्मूषिका शलभा शुका ।
अत्यासन्नाश्च राजानः षडेता इतय स्मृता ॥

અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, અને શુક, સૂડા એટલે પાક ખાઈ જનારાં પક્ષીઓ, અને રાજાઓનો જુલમ. આમાં ઉંદર અને પક્ષીઓનો ઉપદ્રવ અત્યારે આપણે બહુ મોટો ગણતા નથી. પણ આમાં હિમ કેમ દેખાતું નથી? કૌટિલ્યે પણ દેશની આફતોમાં હિમ ગણાવ્યાનું સ્મરણ નથી. કૌટિલ્ય આઠ પ્રકારનાં દૈવી ભયો ગણાવે છે: અગ્નિ, ઉદકભય (રેલ), વ્યાધિ, દુર્ભિક્ષ, ઉંદર, વ્યાલ (વાઘ), સર્પ અને રાક્ષસો. કોઈ વિદ્વાન આ ઉપર પ્રકાશ પાડશે?

× × ×

**સતરામના મંદિરનો યજ્ઞ**

ચાલુ મહા માસના છેલ્લા દિવસોમાં સતરામમહારાજના સ્થાનકના વ્યવસ્થાપકોએ એક મોટો યજ્ઞ આરંભ્યો છે. આપણા ધર્મઘેલા અને ધર્મવેવલા લોકો ત્યાં લાખોની સંખ્યામાં ભેગા થશે. મોટી મેદની હમેશાં વ્યક્તિના વિવેકને દબાવી દેનારી છે, અને ઉત્સવ—કોલાહલ હમેશાં સ્વાભાવિક રીતે માણસને આકર્ષનાર છે, એટલે આ તરફ ઉદાસીન, આ પ્રકારની ક્રિયાઓને નહિ માનનાર, સિદ્ધાન્તથી આનો વિરુદ્ધ પણ સિદ્ધાન્તના પૂરતા આગ્રહવિનાના, અને વિચાર કરે તો આ યજ્ઞને નાપસંદ કરે પણ કોલાહલમાં વિચાર નહિ કરનારા એવા ઘણા જ આ તરફ આકર્ષાઈ અધપ્રસાદના બંને પધારશે. તે

૧૨-૧-૩૫: શ્રીમતી સ્વરૂપરાણી નહેરુને લકવાનુ દર્દ, સાબરમતી હરિજન આશ્રમને મદદ કરવાની જાહેર વિનતિ, પેશાવર જિલ્લામા 'શાંતિના કાયદા'ની મુદત લબાઈ, દસ રાજદ્વારી આગેવાનો ઉપરના મનાઈહુકમોની મુદત લબાઈ અને મુબઈની મહાસભાની કિસમને પ્રતિબધ, સર સુહરાવર્દીનુ અવસાન

૧૩-૧-૩૫ અમદાવાદના મિલમાલિકો અને મજૂરો વચ્ચે ગાધીજીની સમક્ષ થયેલુ સમાધાન, સારમા મતગણતરી વખતે બોંબ અને દારૂગોળો પકડાયા, એક બગાળી યુવકે ૩૬,૦૦૦ માઈલની મુસાફરી સાઈકલ ઉપર કર્યાની ખબર

૧૪-૧-૩૫ ગુજરાત વિદ્યાપીઠના પ્રથમ કુલનાયક અને ગુજરાત મહાવિદ્યાલયના પ્રથમ આચાર્ય શ્રી અસુદમલ ટેકચદ ગિદવાણીનુ કરાચીમા હૃદય બધ પડવાથી અવસાન, બે હિન્દુઓએ દિલ્હીથી બદ્રીનાથ સુધી પેટે ચાલીને યાત્રા આરભ્યાની ખબર, આખા ગુજરાતમા અને મુબઈથી ઠેઠ કાશ્મીર અને પજાબ સુધી ઠડીનુ ફરી વળેલુ મોજુ, ડૉ આબેડકરે સયુક્ત સમિતિના અહેવાલ વિરો કરેલુ નિવેદન; અગ્રેજોને હિંદથી છૂટુ પાડવાના હિમાયતીઓની રગૂનમા પરિષદ, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ બિહારના ગવર્નરને આપેલો જવાબ

૧૫ ૧-૩૫ રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની દિલ્હીમા પધરામણી, તેમને ભવ્ય આવકાર, સારની મતગણતરીના પરિણામે જર્મનીને મળેલો વિજય, અમદાવાદ જિલ્લા સમિતિના મત્રીએ હિમ સબધમા શરૂ કરેલી તપાસ, સખત ઠડીને લીધે પજાબમા ઢોરો અને માણસોની ખુવારી, એક સિધી યુવાને પાણી ઉપર ચાલી શકે એવી સાઈકલ બનાવ્યાની ખબર, ઠડીના કેરના સમાચારો પાક, ઢોર અને માણસોની ખુવારી તેમજ રોગચાળાનો સભવ, ગાધીજી અને રાષ્ટ્રપતિ વચ્ચે મસલત, બાલિયા જિલ્લામા મહાસભાસમિતિની કચેરીઓ ઉપર દરોડો, રાજશાહીમા સામુદાયિક ઝડતીઓ, મૈત્રીના ઠાકોર જોધપુર શહેરમા નજર કેદ, શ્રીમતી હલીદે હનુમની દિલ્હીમા જામિયા મિલિયાના ઉપક્રમથી વ્યાખ્યાનમાળા, બગાળ સરકારે ગ્રામ્યોદ્ધારના પોતાના કામમા વાયરલેસનો ઉપયોગ કરવાનુ ઠરાવ્યુ

૧૬-૧-૩૫ મહાસભાની કારોબારી સમિતિના તથા પાર્લામેન્ટરી બોર્ડના આગેવાન સભ્યોએ ગાધીજીની લીધેલી મુલાકાત, કારોબારી સમિતિની બેઠક, સ્વ. અભ્યકર તથા સ્વ ગિદવાણીજી માટે શોકપ્રદર્શક ઠરાવો, લાયબ્રેરિયનોને તાલીમ આપવા માટે કલકત્તામા વર્ગો, કર્ણાટકના ખેડૂતોને રાહત આપવા સબધમા શ્રી. દેશપાડેએ ગાધીજી સાથે કરેલી મસલત, રાષ્ટ્રસઘમા ફ્રાન્સનો ધડાકો સાર પ્રાતમાથી લશ્કરી થાણા ઉઠાવી લેવા

૧૭-૧-૩૫ અમદાવાદના મિલમાલિકો તથા મિલમજૂરો વચ્ચેના દિલ્હી ખાતેના સમાધાન ઉપર સર પચ શ્રી પાટકરની સહી, બહાર પડેલુ સમાધાન, ગાધીજીનો તે સબધમા મજૂરોને સદેશો, જાસાના કાયદાઓ રદ કરવાની શ્રી સત્યમૂર્તિની દરખાસ્તની ખબર, આસામા બરફ, ગુજરાતમા હિમથી કરોડો રૂપિયાનુ નુકસાન થયાના અદાજો, 'પૂર્ણ સ્વરાજ દિન'-ની ઉજવણી બાબત કારોબારી સમિતિનું જાહેરનામુ, મહાસભા હવે મિલોને પ્રમાણપત્ર નહિ આપે એવો કારોબારીનો ઠરાવ, પાર્લામેન્ટરી બોર્ડની સભા; વડી ધારાસભા માહેના મહાસભાપક્ષના હોદ્દેદારોની નિમણૂક, ક્યુબામા લશ્કરી કાયદો, રાષ્ટ્રસઘની કાઉન્સિલે સારનુ કરારનામુ સ્વીકાર્યું, રશિયાના ઝિનોવિફને દશ વર્ષની અને કામેનેવને પાચ વર્ષની કેદ, બીજા ૪૯ને કેદ તથા ૨૯ને દેશપારી, અમદાવાદથી મોટરમા હજ કરવા ઊપડેલાઓને અભિનદન આપવાનો મેળાવડો, મુગર્ના તથા કરાચીના નામચાર મડળોના રદ થયેલ રજિસ્ટ્રેશનો

૧૮-૧-૩૫ શહેનશાહના રૌપ્ય મહોત્સવની ઉજવણીથી અળગ રહેવાની મહાસભાની કારોબારી સમિતિની પ્રસગોચિત વિનતિ, મહાસભાવાદી સભ્યોના ભથ્થાના ઉપયોગ સબધમા શ્રી-

પતિએ પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખને લખેલો પત્ર, આચાર્ય ગિદવાણીજીના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા તેમજ તેમનુ સ્મૃતિચિહ્ન જાળવવા ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની અમદાવાદમા સભા, શ્રી. શરત બોઝને તેમના નજરકેદના સ્થાનકે લઈ ગયા, પાર્લામેન્ટરી બોર્ડની સભામા ગાધીજીની હાજરી, ગ્રામ્યઉદ્યોગ સઘ સબધમા તેમણે આપેલી સમજૂતી, મહાસભાપક્ષને તેમના આશીર્વાદ, હૈદ્રાબાદ મ્યુનિસિપાલિટીએ સરકારને નમતુ આપી મહાસભાવાદી દાક્તરને બરતરફ કર્યા; કરાચીમા રેલ્વે કમાલોની હડતાળ

૧૯-૧-૩૫ મદ્રાસ ધારાસભાની પેટાચૂટણીમા મહાસભાવાદી ઉમેદવારનો વિજય, મહાસભાવાદી સભ્યોએ મહિને રૂ ૧૫૦ મહાસભાને આપવા એવો પાર્લામેન્ટરી બોર્ડનો ઠરાવ, મહાસભાપક્ષના સભ્યો સરકારી સમારભોમા હાજરી નહિ આપે એવો બોર્ડનો ઠરાવ, જામનગરની જેલમા શ્રી લવણપ્રસાદ ઉપવાસ કરતા હોવાના સમાચાર, ત્વાનામા ગરકર સામે બોમ્બનો મારો, બગાળ પ્રતિક સમિતિના સભ્ય શ્રી શ્રી જ્યાસુદ્દીનની ધરપકડ

૨૦-૧-૩૫ વડી ધારાસભાના મહાસભાપક્ષની કારોબારીની બેઠક ગાધી ટોપી પહેરવાનો નિયમ, ભાવિ કાર્યો વિષે ગોઠવણ, બ્રિટિશ પ્રાતના ગઢવાલ જિલ્લામા લેસરાડન ટેકરી આગળ જ્વાળામુખી હોવાના સમાચાર, રાષ્ટ્રપતિનુ દિલ્હીમા ભાષણ, પતિયાળાની જેલમા ઉપવાસે ગયેલા રાજકેદી સરદાર સેવાસિંહનુ અવસાન

૨૧-૧-૩૫ વડી ધારાસભાની બેઠકની શરૂઆત શ્રી. સત્યમૂર્તિએ સરકારના ગ્રામઉદ્યોગ સઘ વિરુદ્ધના ખાનગી ખરીતા સામે કરેલો મુદ્દો, બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત પસાર, આચાર્ય ગિદવાણીજી સ્મારકફાળામા મદદ કરવાની અમદાવાદના આગેવાન નાગરિકોની વિનતિ; મફત વીમા સાવધાન સમિતિના અગિયાર સભ્યો સામે મુબાઈ હાઈકોર્ટે બદનક્ષી કેસમા કરેલુ રૂ ૧,૦૦૦નુ હુકમનામુ, ઓખા બદર આગળ 'મોહમદી' આગબોટ ડૂબી, ફ્રાસ અને ઈટલી વચ્ચેના કરારને બાલ્કન રાજ્યોની મજૂરી, ઓસ્ટ્રિયાની ગાદી ઉપર આર્ક ડચુક યુજેનને બેસાડવા માટે છૂપી પરિષદ, બિહારની પુનર્ઘટનાના કામમા મદદ કરવા બાબત રાષ્ટ્રપતિની વિદ્યાર્થીઓજોગી વિનતિ, એબિસિનિયાની સરહદ ઉપર ઈટલીના લશ્કરીઓને કાપી નાખ્યા, મુબાઈમા 'લેનિન ડે'ની ઉજવણી, મહાકોશલ પ્રાતની મહાસભાસમિતિની ચૂટણી સબધમા તકરારોનો નિવેડો આણવા માટે રાષ્ટ્રપતિએ ડૉ સૈયદ મહમૂદની કરેલી નિમણૂક

૨૨-૧-૩૫ વડી ધારાસભાની બેઠક શ્રી શરદચદ્ર બોઝની અટકાયતના સબધે બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત પસાર, 'ગાધીજીનો જય'ની સભામા ઘોષણા, મુબાઈમા બે મજૂર આગેવાનોની ધરપકડ, દીનબન્ધુ એન્ડ્રુઝે બ્રોડકાસ્ટ કરેલુ પોતાનુ ભાષણ, મજૂરતાન સબધના નરેન્દ્રમડળનો ઠરાવ, ગ્રામઉદ્યોગ મડળના શુભ આશયો વિષે ગાધીજીએ છાપાને આપેલી મુલાકાત, નૌકાવિષયમા જાપાની વડા પ્રધાનનો ખુલાસો, અનતપુરમા રેંટિયા સામે પ્રતિબધ મુકાયાના ખબર, સૂરતની એક વણિક યુવતીએ માબાપે ગોઠવેલી સગાઈ દનકારી હરિજન વર સાથે કરેલા લગ્ન.

૨૩-૧-૩૫ સરહદના ગાધીની સાબરમતી જેલમા લથડેલી તબિયતના સમાચાર, આચાર્ય ગિદવાણી સ્મારક ફાળાને ગાધીજીના આશીર્વાદ, મુબાઈ મ્યુનિસિપલ ચૂટણીનુ પરીણામ ૩૭ મહાસભાવાદીઓમાથી ૨૬, ૫ સમાજવાદીઓમાથી ૩, અને ૫ સ્રી ઉમેદવારોમાથી ૪ ચૂટાયા, શ્રી સુભાષ બોઝની 'હિંદની લડત' નામની ચોપડી સામે પ્રતિબધ, ભોપાળ રાજ્યે છાપાનો ઓરડિનન્સ પાછો ખેચ્યો, ચીન-જાપાન વચ્ચે 'વિગ્રહ', નાગપુરમા સ્વ અભ્યકરની ખાલી જગ્યાએ મહાસભાવાદી શ્રી ખરેની ચૂટણી, સર સેમ્યુઅલ હોરનુ ઓક્સફર્ડમા ભાષણ, ગાધીજીએ દિલ્હી પાસેના ગામડાની લીધેલી મુલાકાત, વડોદરા સરકારે ફ્રિમસ ફડના રાહત માટે રૂ. ૨૩,૫૦૦ મજૂર કર્યા, બિલાસપુરના એક મહાસભાવાદીની ધરપકડ.

# અ નુ ક્ર મ ણિ કા

પુ૦ ૧૯ | મહા ૧૯૯૧ | અંક ૪



લવાજમ  હિંદમાં રૂ. ૫  પરદેશમાં રૂ ૬॥  છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસા ચોકી અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી એ, આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ અમદાવાદ
તા ૧૬-૨-૧૯૩૫

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૧૯ ફાગણ ૧૯૯૨ અંક ૫


## ગુજરાતના ધ્રુવરાજ બીજાનું દાનપત્ર

[ શક સંવત ૮૦૬ ઇ સ. ૮૮૪ ]


ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી


એક અપ્રસિદ્ધ તામ્રપત્ર (દાનપત્ર) મને મારા વિદ્યાપ્રેમી મિત્ર બાગેટ પ્રતાપરાય તરફથી મળ્યું છે. આ દાનપત્ર ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટ (રાઠોડ) ધ્રુવરાજ બીજાના સમયનું છે, અને તે શક સંવત ૮૦૬ માર્ગશીર્ષ સુદી દ્વિતીયા, ઇ સ ૮૮૪ ૨૩મી નવેમ્બર, સોમવારનું છે

શ્રીયુત બાગેટને આ પતરાં એમના શ્વસુરપક્ષ તરફથી અંકલેશ્વર તાલુકાના હાંસોટ ગામેથી મળ્યાં છે દાનનાં પતરાં ત્રણ છે અને તે સુરક્ષિત સ્થિતિમાં છે પુરાવિદોની પદ્ધતિ પ્રમાણે આ હાંસોટ દાનપત્ર કહેવાય ગુજરાતના ઇતિહાસમાં રાષ્ટ્રકૂટ—રાઠોડ—રાજાના રાજ્યકાલ વિશે આ પતરાં નવો પ્રકાશ પાડે છે અહીં ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટો વિશે અને આ દાનપત્ર વિશે ટૂંકો પરિચય આપવા પ્રયાસ કર્યો છે[1]

ઇસવી સનની છઠ્ઠી શતાબ્દીમાં દક્ષિણાપથમાં—બાદામીમાં (વાતાપીમાં) ચૌલુક્યો—સોલંકીઓ—ગૌરવથી રાજ્ય કરતા હતા દક્ષિણના ચૌલુક્ય બીજા પુલકેશીનો અધિકાર ગુજરાતમાં પણ હતો, ઇ સ ૬૨૭[2] આ ચૌલુક્યોની રાજ્યલક્ષ્મી છીનવી લઈને મયૂરખંડી[3] અથવા માન્યખેટ (માલખેડ)ના રાષ્ટ્રકૂટોએ દક્ષિણમાં સામ્રાજ્ય સ્થાપ્યું, શ સં

૧ મુંબઈ ગેઝેટિયરના પ્રથમ ભાગમાં રાષ્ટ્રકૂટો (ગુજરાતના)નો ઇતિહાસ આપ્યો છે એ સમય પછી ગુજરાતના રાષ્ટ્રકૂટો વિશે ઘણી નવી હકીકતો ઉપલબ્ધ થઈ છે તે બધી સંકલિત કરીને લેખકે વિસ્તૃત ઇતિહાસ લખવા પ્રયાસ આદર્યો છે

૨ રવિકીર્તિકૃત ઐહોલ પ્રશસ્તિ ઉપરથી પુલકેશીનો લાટ, માળવ અને ગુર્જર ઉપરનો વિજય વર્ણવ્યો છે તે આધારે એ ઈ, પુ ૬, પૃ. ૫ અને અગાડી

૩. નાસિક જિલ્લામાં મોરખંડ નામથી જાણીતું છે

૬૭૫ (ઇ સ ૭૫૩) તેમની ઝળકતી રાજકારકિર્દી લગભગ ઇશુની દશમી શતાબ્દી સુધી રહી તેઓનું પાટનગર માન્યખેટ હતુ[૧]

રાષ્ટ્રકૂટોના રાજ્યવિસ્તારમા દક્ષિણમાં રામેશ્વર અને ઉત્તર ભારતવર્ષમા ગગા-જમનાના પ્રદેશોનો સમાવેશ થતો હતો પશ્ચિમ ભારતવર્ષનો પ્રાતીય વિભાગ[૨]લાટ—વર્તમાન મધ્ય અને દક્ષિણ ગુજરાત—તેઓના સામ્રાજ્યની સીમામા ગણાતો રાઠોડોના તામ્રપત્રોમા એ પ્રદેશનુ નામ લાટેશ્વરમડળ અને રાજાઓ વાસ્તે લાટેશ્વર બિરુદનો ઉલ્લેખ મળે છે લાટદેશના રાષ્ટ્રકૂટો દક્ષિણના રાજાઓના મહાસામન્ત હતા પણ તેઓનુ શાસન સ્વતત્ર ગણાતું. રાષ્ટ્રકૂટોની બે શાખાઓ ગુજરાતમા રાજ્ય કરી ગયાની ખબર પડે છે

**પ્રથમ શાખા:** દક્ષિણના રાષ્ટ્રકૂટ વશમા છઠ્ઠો રાજા દન્તિવર્મા—દન્તિદુર્ગ (બીજો) રાજ્ય કરતો હતો એ ઘણો પરાક્રમી અને મહત્ત્વાકાક્ષી રાજેન્દ્ર હતો એના હાથી મહી, મહાનદી અને રેવાજી (નર્મદા) સુધી આવ્યા હતા, એમ એના સમયના સામનગઢ લેખમા છે, શ સ ૬૭૫[૩] (ઇ સ ૭૫૩) એ સમયે લાટના રાજનગર ભૃગુકચ્છ—ભરૂચમા મહાસામન્ત ચૌહાણ ભર્તૃવર્દ્ધ શાસન કરતો હતો, વિ સં ૮૧૩[૪] રાષ્ટ્રકૂટ દન્તિદુર્ગ ચૌહાણને હરાવી લાટ સર કર્યું, અને લાટની હકૂમત પોતાના કાકા ધ્રુવરાજના પૌત્ર કર્કરાજને સોપી,[૫] શ સ ૬૭૯ (ઇ સ ૭૫૭) એનું ઉપનામ રાહપ્પ હતુ દન્તિદુર્ગના કાકા કૃષ્ણે રાહપ્પને હરાવી ગુજરાત ખાલસા કર્યું કર્કરાજના મૃત્યુ પછી ગુજરાતની પ્રથમ શાખા સમાપ્ત થઈ, ઇ સ ૭૬૦

---

૧ સોલાપુરની દક્ષિણપૂર્વે ૬૦ માઈલ ઉપર માલખેડ આવેલુ છે એ રાષ્ટ્રકૂટોનું પાટનગરનુ શહેર હશે એમ વિદ્વાનોનુ માનવુ છે શ્રી ચિન્તામણ વૈદ આ સ્થલ વિશે કઈક શકા દર્શાવે છે જુઓ એમના ઇતિહાસની નોધ ન ૬, પૃ ૩૫૮, History of Mediaeval Hindu India, Vol II. માન્યખેટ પહેલા તેઓની રાજધાની નાસિક જિલ્લામના મયૂરખંડીમા હતી એમ તેઓના તામ્રપત્રોથી જણાય છે

૨. લાટ દેશ મહી અને તાપી નદીનો મધ્ય પ્રદેશ કહેવાતો એમ સામાન્ય માન્યતા છે. રાજ કાળ પ્રમાણે એની સીમામા વધઘટ થતી રહી છે લાટ દેશનું નામ પ્રાચીન છે કે અર્વાચીન કાળમા પ્રચલિત પામ્યુ છે એ વિશે ઇતિહાસવિદોમા મતભેદ છે મૌર્યસમ્રાટ અશોકના ધર્મોપદેશના શિલાલેખોમા 'લટિક' (પ્રાકૃત રટ્ઠીક) શબ્દનો ઉલ્લેખ આવે છે એ રાષ્ટ્રીક—લાટીક અથવા લારીક—લાટ શબ્દનો સૂચક શબ્દ છે એમ કેટલાક વિદ્વાનોના અભિપ્રાય છે મૌર્યકાળમા સિન્ધુથી થાણા સુધીનો આખો વિભાગ અપરાન્ત કહેવાતો, એના પ્રતીય વિભાગમા સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટ ઉત્તર ગુજરાત તે આનર્ત. દક્ષિણ અને મધ્ય ગુજરાતનો લાટ દેશમા સમાવેશ થતો હતો ઇતિહાસને પાને ગુપ્તસમ્રાટ કુમાર ગુપ્તના મન્દસોર લેખમા ઇ. સ ૪૩૭–૩૮ મા લાટ નામનુ પ્રથમ દર્શન થાય છે. રાષ્ટ્રકૂટ ગોવિન્દ ત્રીજાના કાળથી (શ સ. ૭૩૪) એ દેશનુ નામ વિશેષ પ્રમાણમા પ્રચલિત મળે છે વિશેષ માટે જુઓ લેખકનો લેખ 'ગુજરાતે ગુજરાત નામ ક્યારે ધારણ કર્યું?' અગિયારમી ગુજરાતી સાહિત્ય પરિષદમાનો નિબધ તેમજ 'બુદ્ધિપ્રકાશ' ઓક્ટોબર-ડિસેમ્બર, ૧૯૩૩, અ. ૪

૩ ઈ એ, પુ ૧૧, પૃ ૧૧૧

૪. 'એપિગ્રાફિયા ઇંડિકા', પુ ૧૨, પૃ ૧૯૨

૫. સુરત તામ્રપત્ર—'જર્નલ બૉમ્બે એશિયાટિક સોસાયટી', ભાગ ૧૬, પૃ ૧૦૫

**બીજી શાખા :** દક્ષિણની ગાદીએ દશમો પુરુષ મહારાજાધિરાજ ગોવિન્દ ત્રીજો રાજ્ય કરતો હતો, એના પિતાનુ નામ ધ્રુવરાજ નિરૂપમ હતુ. પિતાના રાજ્યકાલ દરમિયાન યુવરાજ ગોવિન્દ (ત્રીજો) કલિકા[1]—કોકણથી ખભાત સુધીના પ્રદેશનો શાસક હતો નિરૂપમના મૃત્યુ પછી ગોવિન્દ ત્રીજો ગાદીએ આવ્યો, શ સ ૭૫૩ (ઇ. સ ૭૯૩) એણે પોતાના નાના ભાઈ ઇન્દ્રને લાટેશ્વરમડળનો અધિકાર સોપ્યો હતો એમ ઇન્દ્રના પુત્ર કર્કરાજના વડોદરા લેખથી ખબર પડે છે, શ સં ૭૩૪[2] (ઇ સ ૮૧૨).

વડોદરા તામ્રપત્રમા લાટેશ્વર ઇન્દ્ર વિશે આ પ્રમાણે ઉલ્લેખ મળે છે. 'તેનો ભાઈ ઇન્દ્રસમાન પરાક્રમી ભૂમિ પર વિખ્યાત નૃપ, અદ્‌ભુત યશનુ મૂળ ઇન્દ્રરાજ તેણે (ગોવિન્દે) આપેલા લાટેશ્વરમડળનો રાજકર્તા થયો'[3] એ કાલે લાટ દેશમા શાસન કોનુ હતુ તે જાણવુ રહ્યુ.

રાષ્ટ્રકૂટ રાજ્યકાલ સમયે મરુ—મારવાડમા પ્રતિહાર વશનો વત્સરાજ રાજ્ય કરતો હતો એ ઘણો બાહોશ અને પ્રતાપી રાજા હતો એ ગુર્જરત્રા—ગુર્જર દેશનો સ્વામી હતો. આપણે અત્યારે ગુજરાત દેશ કહીએ છીએ એ તે સમયે ગુજરાત દેશ કહેવાતો નહોતો પરન્તુ રાષ્ટ્રકૂટના સમયમા વર્તમાન જોધપુર રાજ્યનો ઉત્તરથી દક્ષિણનો પ્રદેશ ગુર્જરત્રા—ગુર્જર દેશ કહેવાતો હતો. આ હકીકત પ્રતિહાર વશના ભોજદેવના વિ. સ ૯૦૦ ના લેખથી ફલિત થાય છે[4] રાષ્ટ્રકૂટ રાજ્યની ઉત્તર તરફની સીમા ગુર્જરદેશની દક્ષિણ સીમાને મળતી હતી બન્ને સાખ પાડોશી રાજ્યો પરસ્પરવિગ્રહ આદરતા એમ રાષ્ટ્રકૂટોના તામ્રપત્રોથી ખબર પડે છે

ત્રીજા ગોવિન્દના પિતા ધ્રુવરાજ નિરૂપમે ગુર્જરત્રા દેશના પ્રતિહાર વશના વત્સરાજને હરાવી મરુ—મારવાડના રણમા નસાડી મૂક્યો હતો વત્સરાજે ગૌડ દેશ ઉપર વિજય મેળવી ત્યાંના રાજાના બે શ્વેત છત્રો (રાજચિહ્નો) છીનવી લીધા હતા એમ ગોવિન્દ ત્રીજાના રાધનપુરના દાનપત્રથી ખબર પડે છે, શ સ ૭૩૦ (ઇ સ ૮૦૮)[5] રાષ્ટ્રકૂટ ગોવિન્દ ત્રીજાના રાજ્યકાલ સમયે કનોજ મહોદયમા પ્રતિહાર વત્સરાજનો પુત્ર નાગભટ—નાગવલોક રાજ કરતો હતો ઉત્તર ભારતનો એ મહાપ્રતાપી રાજા હતો. રાધનપુર પત્રમા ઉલ્લેખ છે 'તેને પોતાના ધનુષ પર તાકવા માટે મૂકેલા તીર સાથે આવતો જોઈ ગુર્જર સ્વપ્નમા પણ યુદ્ધ ન દેખે તેમ ભયથી નષ્ટ થઈ ગયો'[6] ગોવિન્દના ભયથી નષ્ટ થનાર ગુર્જરત્રાનો નાગવલોક—નાગભટ હતો

નાગભટને હરાવવામા ગોવિન્દ ત્રીજાનો નાનો ભાઈ ઇન્દ્ર મદદે હતો આ હકીકત ગુજરાત શાખાના ઇન્દ્રના પુત્ર કર્કરાજના વડોદરા લેખથી[7] ફલિત થાય છે 'યુદ્ધમા તૈયારી કરી આવેલા ગુર્જરોના અધિપતિઓના નાયકને તેણે (ઇન્દ્રે) હરણ જેમ નેમ સત્વર

1. 'ભારત કે પ્રાચીન રાજવશ,' પુસ્તક ૩, પૃ ૩૬, મુંબઈ ગેઝિટિયર પુ ૧, ભાગ ૧ લો, પૃ ૧૨૩
2. 'ઇંડિયન ઍન્ટિક્વેરી, પુ ૧૨, પૃ. ૧૫૯
3. અહી જે ગુજરાતી અનુવાદ આપ્યા છે તે શ્રી ફા ગુ સભા તરફના ગુજરાતના ઐતિહાસિક લેખોના પુસ્તક બીજામાથી (પુસ્તક હવે પછી પ્રસિદ્ધ થનાર છે) લીધા છે
4. 'એપિગ્રાફિયા ઇંડિકા,' પુ ૫, પૃ ૨૧૦–૧૧. વિશેષ માટે જુઓ 'બુદ્ધિપ્રકાશ,' ઑક્ટોબર–ડિસેમ્બર ૧૯૩૩, અક ૪ થો, તેમજ લેખકનો નિબધ અગિયારમી ગુજરાતી સાહિત્ય પરિષદ.
5. અને 6. 'એપિગ્રાફિયા ઇંડિકા,' પુ ૬, પૃ. ૨૪૨.
7. 'ઇંડિયન ઍન્ટિક્વેરી,' પુ. ૧૨, પૃ. ૧૫૬.

દૂરના દેશમા નસાડી મૂક્યો ગુર્જરદેશના અધિપતિ અને તેના નાયક—લાટદેશના મડલિકને હઠાવવામા ગોવિન્દની મદદે એનો ભાઈ ઇન્દ્ર હતો

ઉપરના લેખોથી ફલિત થાય છે કે ગુર્જર દેશના પ્રતિહારોનો અધિકાર લાટ પ્રદેશમા હતો ત્રીજા ગોવિન્દે પ્રતિહાર નાગભટને હરાવી ઇન્દ્રને લાટ દેશનો શાસક નીમ્યો લાટેશ્વર મડળનો પ્રથમ મહાસામન્ત ઇન્દ્રરાજ લાટેશ્વર કહેવાયો, શ સ ૭૨૦, ઇ સ. ૮૦૮.[1]

ગુજરાત શાખાની વશાવલી આ પ્રમાણે મળે છે

ઇન્દ્રરાજ→કર્કરાજ→ગોવિન્દ→ધ્રુવરાજ પ્રથમ→અકાલવર્ષ

અકાલવર્ષને ત્રણ પુત્ર હતા ધ્રુવરાજ દ્વિતીય, દન્તિવર્મા અને ગોવિન્દ બીજો

ધ્રુવરાજ બીજાના નાના ભાઈ દન્તિવર્માનુ શ સ ૭૮૯ (ઇ સ ૮૬૭) એક દાનપત્ર[2] મળ્યુ છે રાષ્ટ્રકૂટ રાજાએ પૂરાવી નદીમા (પૂર્ણા નદી—નવસારી તાલુકામા છે તેમા) સ્નાન કરી, કામ્પિલ્યતીર્થના બૌદ્ધ વિહારને મળ્યો તૈલાટના નામ ઉપરથી કહેવાતા ૪૨ ગામમાનુ અને વાયવ્ય કોણમા આવેલુ ચોકૃખકૂટી ગામ શ્રી આર્યસંઘના શિષ્યોના પરપરાના ઉપભોગ માટે દાન કર્યા વિશે એ દાનપત્ર છે ચોકૃખકૂટી ગામની ચતુ સીમા આ પ્રમાણે આપી છે પૂર્વે દ(ન્તે)લ્લક ગામ, દક્ષિણે અપસુન્દર ગામ, પશ્ચિમે કાલુપલ્લિકા ગામ, અને ઉત્તરે મન્દાકિની નદી (ગગા નદી)

ડૉ દેવદત્ત ભાડારકર સાહેબે આ પતરા સપાદિત કરી 'એપિગ્રાફિયા'માં લેખ લખ્યો ત્યારે દાન અપાયેલુ ગામ અને સીમાનો સ્થળનિર્દેશ આપ્યો નહોતો મેં મારા એક વિદ્યાપ્રેમી સ્નેહી[3] મારફતે વિશ્વાસપાત્ર હકીકત મેળવી છે આ બધા નવસારી તાલુકામાના ગામો છે તે આ પ્રમાણે

પૂરાવી તે વર્તમાન પૂર્ણા નદી કામ્પિલ્યતીર્થ પીનમાલ અને મરોલી ગામની મધ્યે પૂર્ણા નદીના તટ ઉપર કપિલેશ્વર મહાદેવનુ સ્થાન છે ને તૈલાટ—તેલાડ,[4] ચોકૃખકૂટી—ચોખડ તેલાડની વાયવ્યમા છે

પૂર્વે દન્તેલ્લક=ડાભેલ, ચોખડથી ૨॥ માઈલ દૂર છે

દક્ષિણે અપસુન્દર=આસુન્દર

પશ્ચિમે કાલુપલ્લિકા=કોલાસણા, ચોખડની બરાબર પશ્ચિમે છે, છનામી ગામ છે

ઉત્તરે મન્દાકિની નદી=મીંઢોળા નદી વર્તમાનમા મદાવ પણ કહેવાય છે

**ધ્રુવરાજ બીજો:** અકાલવર્ષ શુભતુગનો ગદ્ગુણમા પ્રીતિવાળો અને ધર્મી લાટેશ્વર મડળની ગાદીએ આવ્યો વર્તમાનમા હાસોટ દાનપત્ર મળ્યુ છે તે પૂર્વે શ સ ૭૮૯નુ એક દાનપત્ર આ રાજાનુ બગુમા[5] (નવસારી તાલુકા)માથી મળ્યુ છે રાષ્ટ્રકૂટ ધ્રુવના રાજ્યકાલ સમયે ગોવિન્દ ત્રીજાનો પુત્ર અમોઘવર્ષ—દન્તિદુર્ગપ્રસિદ્ધ શર્વ દક્ષિણમા રાજ્ય કરતો હતો, શ સ ૭૩૭-૩૮થી શ સ ૭૯૭-૯૮

1 'ઇંડિયન એન્ટિક્વેરી,' પુ. ૧૨, પૃ ૧૫૮

2 'એપિગ્રાફિયા ઇંડિકા,' પુ ૬, ૨૮૬.

3 નવસારી પ્રાન્તના પ્રજામડળના મ ત્રી શ્રીયુત મણિભાઈ દ્વિવેદી પ્રાચીન ઇતિહાસના અભ્યાસી છે આ દાનપત્ર તેમજ રાષ્ટ્રકૂટના ઇતિહાસની સામગ્રી હુ જે એકઠી કરી રહ્યો છુ તેમાના દાનપત્રોના સ્થળનિર્દેશ કરવા તેમણે જે મદદ કરી છે એ માટે હુ એમનો ઋણી છુ

4 અમદાવાદ સલ્તનત સમયે તેલાડી પરગણા તરીકે પ્રસિદ્ધ હતુ

5. 'ઇંડિયન એન્ટિક્વેરી,' પુ ૧૨, પૃ ૧૮૧.

ગુજરાત રાષ્ટ્રકૂટ શાખાના તામ્રપત્રો ઉપરથી એક વાત નોંધવાજેવી મળે છે કે લાટેશ્વરના મૃત્યુ પછી દક્ષિણાધિપતિ અને તેના સુભટો લાટેશ ખાલસા કરવા સવારી લઈ આવતા ધ્રુવરાજને રાજ્યારૂઢ થતાં જ દક્ષિણના વલ્લભ જોડે જંગમાં ઊતરવું પડેલું 'સતુ વલ્લભ, પ્રતિપક્ષી થયેલા બન્ધુજનો અને અનુજના સ્થાને એણે (ધ્રુવરાજે) પોતાની અસીના ચમત્કારે શાંત કર્યાં' આ બગુમ્રાના તામ્રપત્રમાં ઉલ્લેખ છે વલ્લભ તે દક્ષિણના રાષ્ટ્રકૂટ વંશનો મહારાજાધિરાજ ગોવિન્દ ત્રીજાનો પુત્ર અમોઘવર્ષ શર્વ હતો અનુજના સ્થાને—આ એનો ભાઈ દન્તિવર્મા જેને અનિર્દિષ્ટ બળવાખોર નામે ઓળખાવવામાં આવ્યો છે, તેણે પિતાના મૃત્યુ પછી લાટની ગાદી લેવા ઉધામો કરેલો, પણ ધ્રુવે તેને હરાવી પોતે લાટેશ્વરમંડળની ગાદીએ આવ્યો વિજય પ્રાપ્ત કર્યા પછી રાઠોડ ધ્રુવરાજે નિરુપમનું બિરુદ ધારણ કર્યું

ગુર્જર દેશમાં મિહિર ભોજ શાસન કરતો હતો પ્રતિહાર ભોજદેવના તામ્રપત્રો અને રાજ્યકાળ જોતાં તે ઘણો બળવાન રાજેન્દ્ર હતો. ગુર્જર સૈન્યમાં રાષ્ટ્રકૂટોના બન્ધુજનો પણ હતા મિહિર લાટ ઉપર સ્વારી લઈ આવ્યો નિરુપમે રણસંગ્રામમાં તેઓને સખત હાર આપી આ હકીકત બગુમ્રા લેખમાં આ પ્રમાણે આપી છે 'મિહિરનો શ્રી સાથે યોગ હતો અને તે ઉમદા બન્ધુજનોના મંડળથી આવૃત્ત હતો તેણે પરાક્રમથી સર્વ દેશ જીતેલા હતા છતાં પરાજયના તિમિરથી ઢંકાયેલા મુખ સાથે તે, ધારાવર્ષનો પ્રતાપ નિજ પ્રતાપ કરતાં અધિક જોઈ, અદૃશ્ય થઈ ગયો' પ્રતિહારનરેન્દ્ર મિહિર ભોજ ઉપર વિજય મેળવી ધ્રુવે ધારાવર્ષનું બિરુદ ધારણ કર્યું

રાષ્ટ્રકૂટના રાજ્યકાલ સમયે લાટ દેશના સીમાડાની ઉત્તરે અણહિલપાટણમાં ચાપોત્કટ—ચાવડા વનરાજદેવના વંશજો રાજ્ય કરતા હતા ચાવડા ચામુંડરાજ ધ્રુવરાજ રાઠોડનો સમકાલીન પાટણમાં શાસન કરતો હતો, વિ સં ૯૧૩-૯૪૪[1] (ઈ સ ૮૫૭-૮૮૮) ચાવડા વંશનો ઐતિહાસિક દૃષ્ટિએ ઇતિહાસ મળતો નથી જૈન ગ્રંથોને આધારે ચાવડા રાજેન્દ્રોનો રાજ્યકાલ મળે છે, પણ તેઓના રાજ્યવિસ્તાર વગેરેની પૂર્ણ માહિતી મળતી નથી તેઓ ગુર્જર જાતિના હતા કે કેમ એ ભારતવર્ષના ઇતિહાસકારોમાં મતભેદનો પ્રશ્ન છે આપણો વર્તમાન ગુજરાત દેશ પણ તેઓના રાજ્યકાલ સમયે (ઉત્તર ગુજરાતનો પ્રદેશ) ગુજરાત કહેવાતો કે નહિ એ પણ શંકાનો પ્રશ્ન છે ચાવડા વંશના રાજવીઓનો રાજ્યકાલ જોતાં તેઓ પાટણમાં ગૌરવથી રાજ કરતા હતા . લાટ પ્રદેશની ઉત્તર-પશ્ચિમ સીમા અણહીલપાટણ અને સૌરાષ્ટ્રની સીમાને મળતી હતી રાષ્ટ્રકૂટ તામ્રપત્રોમાં 'ત્વરાથી મળવા આવતી પ્રબળ ગુર્જર સેના,' 'યુદ્ધ માટે તૈયાર ગુર્જરોનું બળવાન સૈન્ય' (બગુમ્રા તામ્રપત્ર), 'તૈયારી કરી આવેલા ગુર્જરોના અધિપતિઓના નાયકને' (વડોદરા દાનપત્ર, વગેરે ઉલ્લેખો મળે છે, તે પાટણના ચાવડા વિશે હોય એમ સંભવે છે રાષ્ટ્રકૂટ ત્રીજા ગોવિન્દના અને ગુજરાત શાખાના ધ્રુવરાજ દ્વિતીયના દાનપત્રમાં વત્સરાજ અને મિહિર (ભોજદેવ) વાસ્તે જુદો ઉલ્લેખ છે પાટણના રાજાઓની રાજપદવીના બિરુદ શા હતા એ વાસ્તે પણ ઇતિહાસનું પાનું કોરું છે. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે અણહીલવાડપાટણના વનરાજ ચાવડાના વંશજો ગુર્જરત્રા—ગુર્જર દેશના રાજછત્ર તળે શાસન કરતા હશે[2] પ્રતિહાર

૧. ગુજરાતી સાહિત્ય પરિષદ, સાતમી બેઠક, શ્રી રામલાલ મોદીનો લેખ, ઇતિહાસ વિભાગ, પૃ ૩૮.
૨. ગુજરાતના ઇતિહાસમાં ચાપ—ચાપોત્કટ—ચાવડા રાજ્યકાલના અવશેષો, સિક્કા વગેરે હજુ સુધી

રાજાઓની મદદે ચાવડાએ લાટના ગૂર્જર રાજા ગજેન્દ્રને પદભ્રષ્ટ કરવા પોતાના સૈન્ય જોડે હાજર હોવા જોઈએ ધ્રુવના રાજ્યકાલ સમયે પાટણમા ચામુંડરાજ ( વિ સ ૯૧૩–૯૪૪, ઇ સ ૮૫૭–૮૮૮ ) રાજ કરતો હતો ધારાવર્ષ મિહિર અને તેના માગરીદ ચામુડને હરાવી લાટેશ્વરમંડળની કીર્તિ વધારી ધ્રુવરાજ લાટમા એકચક્રે શાસન કરતો હતો

ધ્રુવરાજનુ એક દાનપત્ર ગાયકવાડી રાજ્યના નવસારી તાલુકાના બગુમ્રા ગામમાથી શ સ. ૭૮૯ જ્યેષ્ઠ અમાવાસ્યાનુ મળ્યુ છે,[1] એ ભરૂચ દાનપત્ર તરીકે પણ ઓળખાય છે દાન આપતી વખતે ગૂર્જર ધ્રુવનો મુકામ ભૃગુકચ્છ—ભરૂચમા હતો સૂર્યગ્રહણ સમયે નર્મદા નદીના મૂળ તીર્થમા (શુક્લતીર્થ આગળ ?) સ્નાન કરી તેણે ગામે (વર્તમાન તેન ગામે) લાક્ષાયણ ગોત્રના જેજિભા નામનો વેદસપન્ન બ્રાહ્મણ જે એ સ્થળે સત્ર (સદાવ્રત) ચલાવતો હતો તેના નિભાવ સારુ કર્માન્તપુર સાથે જોડાયેલા ૧૧૬ ગામ મધ્યેનુ પારાણુહક ગામ દાન કર્યા વિશેનુ એ દાનપત્ર છે

આ ગામની ચતુ સીમા આ પ્રમાણે આપી છે[2] પૂર્વે કુપ્પડીરવલ્લિકા, દક્ષિણે ત્રેના આહારમાનુ ઐંગચ્છક ગામ અને જોણુધા, પશ્ચિમે મોટક નામવાળુ બ્રાહ્મણોનુ ધામ અને ઉત્તરે મોર્ઇવારાક ગામ

---

ઉપલબ્ધ થયા નથી, એટલે એ રાજાઓનો ઇતિહાસ અધૂરો છે. ઇસવી સનની સાતમીથી દશમી શતાબ્દીમા ત્રણ સ્થળે ચાવડાઓનો અધિકાર હતો એમ ખબર પડે છે શ. સ ૫૫૦, વિ સ ૬૮૫, (ઇ સ ૬૨૭)મા અને એ પૂર્વે કૈક ભિન્નમાલમા ચાપ, વ્યાઘ્રમુખ અને તેનો પુત્ર રાજ કરતા હતા એમ ભિન્નમાલ નિવાસી પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્તના બ્રહ્મસ્ફુટ ગ્રંથથી અને ચીની યાત્રાળુ હ્યુન સગથી ખબર પડે છે બીજુ, વિ સ. ૮૦૨ મા (ઇ.સ ૭૪૪) વનરાજે અણહીલપાટણની સ્થાપના કરી અને ચાવડા રાજ્ય સ્થાપ્યુ તે, અને ત્રીજુ, વઢવાણમા ધરણીવરાહ રાજ્ય કરતો હતો એમ હડાલા દાનપત્ર (શ સ ૮૩૬, ઇ. સ ૯૧૩)થી ફલે છે ભિન્નમાલનુ ચાપ—ચાવડા—રાજ વિ સ ૭૯૬, ઇ સ ૭૩૯ સુધી હતુ એમ ચૌલુક્ય અવનીજનાશ્રય પુલકેશીના નવસારી લેખથી ખબર પડે છે એ પછી પ્રતિહાર—પડિહાર રાજા નાગભટ અથવા તેના પૌત્ર વત્સરાજે ભિન્નમાલના ચાપરાજને હરાવી શ્રીમાલ—ભિન્નમાલ પોતાનુ કર્યુ ગ્વાલિયરથી પ્રતિહાર રાજા ભોજદેવના સમયનો શિલાલેખ મળ્યો છે તેમા ઉલ્લેખ છે કે વત્સરાજે ભડી પાસેથી બળપૂર્વક તેનુ સામ્રાજ્ય છીનવી લીધુ. રાયબહાદુર ગૌરીશકર ઓઝા ભિન્નમાલના ચાવડાનો મૂળપુરુષ ભડી હશે એમ માને છે શ્રી .ચિન્તામણ વૈદ્ય આ અભિપ્રાય માનતા નથી અણહીલપાટણના ચાવડા અને ભિન્નમાલના ચાવડાઓને શો સબધ હતો તે જણાયામા નથી પ્રતિહાર વશના રાજાઓ મહાબળવાન હતા એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે એમણે ગૌડ દેશથી ઉત્તર ભારતવર્ષમા પોતાનુ સામ્રાજ્ય સ્થાપ્યુ હતુ આ હકીકત જોતા પાટણના વનરાજના વશજો કનોજ મહોદયના પ્રતિહાર રાજાના રાજછત્ર તળે સ્વતત્ર અથવા મહાસામન્તાધિપતિ તરીકે રાજ કરતા હશે એમ માનવાને કારણ મળે છે 'બ્રહ્મગુપ્ત અને વ્યાઘ્રમુખ,' જુઓ ઇ એ, પુ ૧૭, પૃ. ૧૯૨, 'વનરાજ,' ગુ સા પ અગિયારમી બેઠક, ઇતિહાસ વિભાગ, પૃ ૩૮, હડાલા લેખ, ઇ એ પુ ૧૨, પૃ ૧૯૦, નવસારી લેખ, મુબઈ ગેઝિટિયર, પુ ૧. ભા ૧, પૃ ૧૦૯, ભોજનો લેખ, Arch. Society of I. Arch., 1903 04, p 280–81

૧ 'ઇંડિયન એંટિક્વેરી,' પુ. ૧૨, પૃ ૧૭૯ અને આગળ. ડૉ બ્હુલર મને છે કે આ દાન, પતરા વિયેના ઓરિયેન્ટલ મ્યુઝિયમમા ભેટ કરેલા છે

૨. આ સ્થળોનો ચોક્કસ નિર્દેશ થતો નથી. શોધખોળ ચાલુ છે.

આ ઉત્કીર્ણ દાનપત્ર પછી ગુજરાત શાખાનુ એક તામ્રપત્ર શક સવત ૮૧૦નુ મળ્યુ છે[1] આ દાનપત્ર અકલેશ્વર (વર્તમાન અંકલેશ્વર જિલ્લે ભરૂચ)મા નિવાસ કરી રાષ્ટ્રકૂટ કૃષ્ણે દાન કર્યા વિશેનુ છે તે ઘણુ અશુદ્ધ અને પતરા ઘસાઈ જવાથી શુદ્ધ વાચી શકાતુ નથી મુબઈ ગેઝેટિયરના સપાદકનુ અને ભરૂચ અને અકલેશ્વર તામ્રપત્રોના સસ્કર્તા પુરાવિદ ઈ હુલ્શનુ માનવુ છે કે ધ્રુવરાજનો વિસ્તાર ભરૂચ સુધીનો હતો. આ વર્ષ પછી ધ્રુવનું રાજ સમાપ્ત થયુ આ વર્ષનુ ધ્રુવરાજના ભાઈ દન્તિવર્માનુ દાનપત્ર મળ્યુ છે[2] કૃષ્ણ દન્તિવર્માનો પુત્ર થતો હોવો જોઈએ આ ઉપરથી શ સ ૭૮૯ અને ૮૧૦ વચ્ચે રાષ્ટ્રકૂટ દન્તિવર્મા રાજ કરતો હતો ઉપલબ્ધ હાંસોટ દાનપત્રથી ફલે છે કે ધ્રુવરાજનો રાજકાલ સત્તર વર્ષ વધે છે બગુમ્રા દાનપત્રમા 'અનુજના દગા'ને ધ્રુવરાજે પોતાની શમશેરથી શાત કર્યા એ ઉપરથી પોતાના ભાઈને મારી નાખીને એણે અશાતિ અને આપત્તિકાળ વિતાવી પોતાની રાજગાદી સ્થિર અને પગભર કરી હાંસોટ દાનપત્રમા નવસારી પ્રાતના મહુવા તાલુકાનું ગામ 'દેત્યશા' (ઢુંડસા) ગામ દાન કર્યાનો ઉલ્લેખ છે, એથી જણાય છે કે લાટેશ્વર ધ્રુવરાજ આખા લાટમડળ ઉપર હકૂમત ભોગવતો હતો સામન્તાધિપતિ ધ્રુવરાજ શ સ ૭૮૯થી ૮૧૦ સુધી શાસન કરતો હતો

**હાંસોટ દાનપત્રની હકીકતઃ** લેખ તાબાના ત્રણ મજબૂત પતરા ઉપર લખેલો છે. રાષ્ટ્રકૂટ શાસનોના રિવાજ મુજબ વચમાથી કાણુ પાડી સીલથી પતરા બાધેલા છે, એટલે પુસ્તક પ્રમાણે વાચી શકાય છે. પહેલુ અને ત્રીજુ પતરુ અંદરથી કોતરેલુ છે, જ્યારે વચમાનુ પતરુ બન્ને બાજૂએ કોતરેલું છે. સીલ ગોળ છે, અને કડી ઉપર રાઠોડની હમેશની મુદ્રા— કમળ ઉપર બેઠેલી, બન્ને હાથમા સર્પ રાખેલી, શિવની મૂર્તિ છે પતરા સુરક્ષિત સ્થિતિમા છે ભાષા સસ્કૃત છે, અને તે સહેલાઈથી વાચી શકાય તેવો લેખ છે. છેવટના શ્લોક સિવાય બધો ભાગ ગદ્યમા છે

બગુમ્રા દાનપત્રમા અને દન્તિવર્માના શ સ ૭૮૯ના દાનપતરામા જે શરૂઆતની હકીકત આપી છે તેવી જ આ દાનપત્રમા છે પ્રથમ પક્તિમા બુદ્ધદેવની સ્તુતિ પછી શિવ અને વિષ્ણુની સ્તુતિ છે વશાવળી દક્ષિણના રાષ્ટ્રકૂટ ગોવિન્દ પ્રથમથી અમોઘવર્ષ શર્વ સુધીની છે, અને તે પછી ગુજરાત શાખાના ઇન્દ્રરાજથી ધ્રુવરાજ દ્વિતીય સુધીની છે આમા ધ્રુવના ભાઈ દન્તિવર્માનુ નામ નથી

રાજાનો મુકામ લુણકલ્કમા હતો શક સવત્સર '૬,[3] માર્ગશીર્ષ દ્વિતીયા, ધનુષ-સક્રાતિ, મહાપર્વણીને દિવસે, ભીમેશ્વર સગમતીર્થમા સ્નાન કરીને કામ્પિલ્યતીર્થના બૌદ્ધ-વિહારના આર્યસઘના શિષ્યોના પરપરાના ઉપભોગ માટે ત્યાના મુખ્ય ભિક્ષુ બ્રહ્મદત્તને કાન્તારગામ વિષયમા આવેલુ દેત્યશા ગામ અર્પણ કર્યાની હકીકત છે

દેત્યશા ગામની ચતુ સીમા પૂર્વે વડવલ્લિગામ, દક્ષિણે પૂરાવી નદી, પશ્ચિમ સિમ્મતડાગીકા, ઉત્તરે પદ્મલુણક ગામ

---

૧ 'ઇંડિયન એન્ટિક્વેરી,' પુ ૧૩, પૃ ૬૬

૨ એ. ઈ, પુ ૬, પૃ ૨૮૭

૩. આ દાનપત્રમા શક વર્ષ ૮૦૬ પૂરો આપ્યો નથી, પણ છેલ્લો અંક ૬ આપ્યો છે ધ્રુવના શ સ ૭૮૯ પછી કૃષ્ણનુ દાનપત્ર શ સ ૮૧૦ નુ મળ્યુ છે એટલે શ સ. ૮૦૬ બરાબર છે. લેખકે પૂનાના ભાડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટ્યૂટના સેક્રેટરીને વર્તમાન લખી અગ્રેજી તારીખ મગાવી છે તે સોમવાર, ૨૩ મી નવેમ્બર ૮૮૪ વર્ષ બરાબર મળે છે એટલે પતરા ખરા છે.

રાજા ધ્રુવરાજની સ્વહસ્તની સહી છે દૂતકનુ નામ બરાબર વચાતુ નથી[1]

અહીં આ દાન આપવામા આવ્યુ તે બૌદ્ધવિહારને આપ્યુ છે રાષ્ટ્રકૂટ રાજાઓ શિવભક્ત હતા પણ તેઓ અન્ય ધર્મ વાસ્તે સહિષ્ણુતા દાખવતા એમ ખબર પડે છે ઇશુની નવમી શતાબ્દીમા બૌદ્ધ ધર્મ ગુજરાતમા બીજા ધર્મની જોડે પ્રચલિત હતો. એ જૈન ધર્મ સોલકીઓના રાજકાલ જેવો અગ્રસ્થાને હતો કે નહિ એ જાણવામા નથી

લુણકક્ક તે વર્તમાન ઉનાઈ જ્યા ઊના પાણીના કુડ છે તે સ્થળ

ભીમેશ્વર સગમતીર્થ નવસારી પ્રાતમાના કામરેજ (પ્રાચીન કર્માણજ) તાલુકામા બે તીર્થસ્થલ છે, એક ભીમનાથ અને બીજુ ગળતેશ્વર બંને તાપી નદીને કાઠે છે દાનપત્રનુ ભીમેશ્વર સગમતીર્થ તે વર્તમાન ભીમનાથનુ સ્થળ આ સ્થળની પવિત્રતા અત્યારના કાળમા મનાય છે અને પ્રત્યેક વર્ષે જાત્રા પણ ભરાય છે

કામ્પિલ્યતીર્થ કપિલેશ્વર મહાદેવનુ સ્થળ આ સ્થળના બૌદ્ધવિહારને ધ્રુવરાજના ભાઈ દન્તિવર્માએ દાન કર્યાની હકીકત અગાડી આપી છે

કાન્તારગામ વિષય તે સુરત નજીક કતારગામ છે તે અત્યારે આપણે જિલ્લો કહીએ છે તે એ કાલમા વિષય કહેવાતો

દૈત્યશા=ઢુડૈસા આ ગામ અને ચતુ સીમાના ગામ નવસારી પ્રાતના મહુવા તાલુકામા આવેલા છે

ચતુ સીમા

પૂર્વે વડવલ્લિ=વાલોડ.

દક્ષિણે પૂરાવી નદી=પૂર્ણા નદી

પશ્ચિમે લિમ્બતડાગિકા=શકરતળાવડી

ઉત્તરે પદ્મલુણક=પલમાણા

---

[1] અસલ પતરા મારી પાસે છે મુબઈના પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ક્યુરેટર આચાર્યશ્રીએ મારુ પતરાનુ લેખનવાચન તપાસ્યું છે, અને યોગ્ય સૂચના આપી છે તે માટે હુ તેમનો ઋણી છુ.

# સદ્ગત ગોપાળ કૃષ્ણ ગોખલે

શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી

[મૈસૂર યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર ડૉ ઈ પી મેટકાફના નિમંત્રણને માન આપીને, યુનિવર્સિટિના 'એક્સ્ટેન્શન લેક્ચેરર' તરીકે શ્રી શાસ્ત્રીજીએ આપણા એક મહાપુરુષ સ્વ ગોપાળ કૃષ્ણ ગોખલે ઉપર ગયે મહિને બેંગલોરમા ત્રણ ભાષણો આપ્યા હતા હજારો યુવાનો અને પ્રતિષ્ઠિત આગેવાનો સમક્ષ તે અપાયા હતા. નીચે પહેલા ભાષણનો અનુવાદ છે અનુવાદક]

શ્રી ગોખલે ૨૦ વરસ ઉપર મરણ પામ્યા તે જમાનાના ઘણાખરા વિકટ પ્રશ્નોનો હિંદી દૃષ્ટિકોણ રજૂ કરવા માટે હિંદના સાચા સર્વમાન્ય પ્રતિનિધિ મુખ્યત્વે તે જ હતા પણ હિંદે તેમને ગુમાવ્યા પછી તો એક આખો જમાનો વહી ગયો છે દેશમા મહાન ફેરફારો થયા છે નવા પ્રશ્નો જાગ્યા છે અને જૂનાનુ મહત્ત્વ ઘટી ગયું છે અથવા તો તે હવે પ્રશ્નો જ રહ્યા નથી કઈ વસ્તુઓને મહત્ત્વની ગણવી અને કયા વિચારો, ઉદ્દેશો કે કાર્યો તરફ સવિશેષ ધ્યાન આપવુ એ બાબતમાં તેમના અને હાલના જમાનામા એટલો બધો ફેર પડી ગયો છે કે ભૂતકાળનો અને આજનો—એમ બન્ને જમાના જોનાર માણસ જેવાને તો એ ફેરફારો ખાસ ધ્યાન ખેંચે એવા લાગે છે

ગત જીવન અને આધુનિક જીવનમા આમ આટલો બધો ફેર પડી જવાથી, ગોખલેની જીવન્ત પ્રતિમા તમારી આગળ ખડી કરવી કે જેથી તમે, યુવાનો, તેમના જીવન અને કાર્યને સહાનુભૂતિથી સમજી શકો, એ કાર્ય મેં ઉપાડ્યુ છે તેમા કંઈક સાહસ તો રહ્યું છે જ

## પ્રાથમિક અસરો

એક ગરીબ કુટુંબમા મુંબઈ ઇલાકાના રત્નાગિરિ જિલ્લામા તે ૧૮૬૬મા જન્મ્યા હતા એમણે પ્રાપ્ત કરેલી આટલી સરસ કેળવણી મુખ્યત્વે કરીને એમના મોટાભાઈને આભારી છે ગ્રેજ્યુએટ થયા પછી તેમણે એકવાર એંજિનિયરિંગ કૉલેજ અજમાવી જોઈ. તે જમાનામા ત્યા પરીક્ષામા પહેલા બે નબરે આવનારને સરકારી નોકરી મળી જ જતી ર૧ કર્પૂર શ્રીનિવાસરાવ જેવા પ્રતિભાશાળી પુરુષોને એમણે ત્યા જોયા તેથી એમની નિમણૂક થાય એવો સભવ ન લાગવાથી તેમણે એંજિનિયરિંગ કૉલેજને તિલાંજલી આપી "મારાથી હરીફાઈ થઈ શકે જ નહિ, એવા કેટલાક શખ્સો અહીં છે," એવા લાક્ષણિક શબ્દો તેમણે તે કૉલેજ છોડતા ઉચ્ચાર્યા હતા પછી કાયદાની કૉલેજમા જોડાયા, પણ ત્યા પણ તે બહુ રહ્યા નહિ.

તે પછી ડેક્કન એજ્યુકેશન સોસાયટી નામની ઉચ્ચ પ્રતિના સ્વાર્થત્યાગી કેળવણીકારોની જે સસ્થા તે વખતે સ્થપાઈ હતી, તેમા તે જોડાયા મુંબઈ ઇલાકાના દક્ષિણીઓનો કેટલોક ઉત્તમ ફાલ ત્યાં આકર્ષાઈ આવ્યો હતો, અને તેઓ આજીવન સભ્યો બન્યા હતા ગોખલેને પોતાને આકર્ષનાર તો તે વખતના બે અગ્રગણ્ય પુરુષો હતા .એક તો મહાન ખ્યાતિવાળા શ્રી ટિળક અને બીજા શ્રી આગરકર. એમના જીવનપથમા મહાન રાનડે આવ્યા ત્યા સુધી શ્રી

આગરકર એમના જીવનવિધાયક હતા એમ કહેવાય અનેક દૃષ્ટિબિંદુએથી શ્રી રાનડેનું નામ તો ખાસ સ્મરણીય છે તેમના સમયના તે એક સૌથી આકર્ષક વિભૂતિ હતા એમણે હાથમા લીધેલા અનેકવિધ કાર્યોમા તેમની મુંબાઈની હાઈકોર્ટના જજ તરીકેની જ્વલંત કારકિર્દિ એ તો એક અંશ માત્ર હતી. સામાજિક, ઔદ્યોગિક, અને રાજકીય—ત્રણે ક્ષેત્રોમા રાનડે અપ્રતિમ પ્રતિભાશાળી વ્યક્તિ હતા તે ઉપરાંત બીજા નેતાઓમા ભાગ્યે જ હોય છે એવી એક અસામાન્ય શક્તિ તેમનામા હતી આશાસ્પદ યુવાનોને પોતાની તરફ આકર્ષી, તેમના મન અને હૃદયને તેઓ એવો ઝોક આપી શકતા કે જેથી આવા યુવાનો ભવિષ્યમા પ્રજાહિતના કાર્યોમા સાધનરૂપ બને મહાન રાનડેએ પોતાની આ શક્તિથી ગોખલેને પોતાની તરફ આકર્ષ્યા તેમના કઈકઈ જાતના અનુભવોથી ભરપૂર જીવનમાં, અણીને વખતે કામ લાગે એવા પાઠ ગોખલે પોતાના ગુરુ શ્રી રાનડેને ચરણે બેસીને શીખ્યા, અને એ શિક્ષણનો પોતાની અસત પ્રતિભાથી તેમણે આવો અદ્ભુત ઉપયોગ કર્યો.

## રાજપ્રકરણમાં પ્રવેશ

કૉલેજમા પ્રોફેસર તરીકે અસામાન્ય કુશળ કાર્ય તેઓ કરતા હતા, તે દરમ્યાન શ્રી રાનડેની સૂચના અને મદદથી તેમણે રાજ્યપ્રકરણી સેવા શરૂ કરી સાર્વજનિક સભા જેવી મહાન રાજકીય સંસ્થાના ત્રિમાસિકના અધિપતિનુ કામ તેમણે ઘણી નાની ઉંમરમા હાથમા લીધુ સામાજિક સુધારા ઉપર લક્ષ આપતા એક અંગ્રેજી સામયિકમા પણ તેમના લેખો આવવા માડ્યા લેખક તરીકે તેમની પ્રતિભા એટલી ઝળહી ઊઠી કે થોડા જ વખતમા તેમના હાથમા પ્રાન્તસભા (પ્રોવિન્શિયલ કૉન્ફરન્સ)ની લગામ સોંપવામા આવી એમની પ્રગતિ એટલી ઝડપથી વધી કે અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાનુ મંત્રીપદ પણ એમને મળ્યુ

ઇ સ ૧૮૮૬મા સાર્વજનિક સભા ઉપર મોટી આફત આવી પડી એ સભાનુ જીવન કહો કે આત્મા કહો એવા શ્રી રાનડે હતા સમય વીતતા મહારાષ્ટ્રના બધા પ્રતિભાશાળી, બુદ્ધિશાળી અને શક્તિશાળી માણસોનો તે મધ બની ગઈ પણ આ નવા આગંતુકોમાના કેટલાક કઈ હમેશ કામને સરળ અને વિઘ્નરહિત કરે એવા નહોતા એકબે જણાએ રાનડે અને ગોખલે બન્નેને ભારે મુશ્કેલીમા મૂક્યા એકદમ ઢીલુ મૂકી દે અને હાર સ્વીકારીને પોતાના હાથમાનુ સૂત્ર મૂકી દે એવો શ્રી રાનડેનો સ્વભાવ નહોતો તેમણે બધુ સરળ કરવા ખૂબ મહેનત કરી, પણ ઉગ્ર વિરોધને લીધે કામ કરવુ જ હવે તેમને અશક્ય થઈ પડ્યુ. આખરે તે સાર્વજનિક સભામાથી છૂટા થયા અને તેમણે ડેક્કન સભા સ્થાપી ગોખલે અને રાનડેનુ સારી પેઠે અપમાન થયુ આમ રાનડેની સત્તા છીનવી લેવા માટે સભ્યતાના સામાન્ય નિયમોને પણ કોરે મૂકવામા આવ્યા હતા

ગોખલે તે વખતે જુવાન હતા, અને તેમને તો ખૂબ જ લાગી આવ્યુ કોઈ પણ બાબતને ખૂબ ગભીર સ્વરૂપ આપી દેવુ, અતિશય દુ ખ થાય એટલુ બધુ મનમા લાગી જાય એવો એમનો સુવાળો સ્વભાવ આ વખતે પહેલીવાર ઉપર દેખાઈ આવ્યો પોતાની પ્રોફેસર તરીકેની ફરજ બજાવ્યા પછી બચત રહેતી તમામ શક્તિ તેમણે સાર્વજનિક સભાના કામ પાછળ વાપરી હતી, અને તેમ છતા જ્યારે એમના ઉપર ગાળોનો વરસાદ વરસ્યો અને એમને હડસેલી મૂકવામા આવ્યા ત્યારે તેમને ભારે દુ ખ થયુ તે દુ ખ તેમણે તેમના એક અતિ નિકટ મિત્ર શ્રી જી વી જોશી ઉપરના કાગળમા ઠાલવ્યુ હતુ આ શ્રી જોશીએ ગોખલેના જીવનના ઘડતરમા ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે ગોખલે તેમને કેટલુ માન આપતા,

કેટલા પૂજ્ય ગણતા, અને ચાહતા તે ગોખલેના એમના ઉપરના એકબે કાગળ ઉપરથી જણાય છે તેમણે આ વખતે શ્રી જોશીને લખ્યુ

"આ પૂનાના જાહેર જીવનથી હુ તો ત્રાસી ગયો મારા ઉપરથી ક્યારે જાહેર જવાબદારીનો બોજો ઉઠાવી લેવામા આવે અને હુ ક્યારે ખાનગી ગૃહસ્થનુ સ્વસ્થ, નિવૃત્ત જીવન જીવી શકુ એ જ હવે હુ ઝખુ છુ "

પણ ત્રીસ વર્ષની યુવાન વયે ક્ષેત્રસન્યાસ લેવો એ તો પ્રકૃતિને ઉવેખવા બરાબર ગણાય ગોખલે કદી નિવૃત્ત થયા જ નહિ—અથવા કહો કે એમની નિવૃત્તિ એમના મૃત્યુ પછી આવી

## વેલ્બી કમિશનમાં જુબાની

તે પછી ૧૮૯૬મા લોર્ડ વેલ્બીના પ્રમુખપદ નીચે એક શાહી કમિશન નિમાયુ હિંદી નાણાપ્રકરણની સ્થિતિની તપાસ માટે મુખ્યત્વે કરીને તે નીમવામા આવ્યુ હતુ હિંદી રાજકારભારની ખરચની વહેંચણી કેમ કરાતી હતી તેની તપાસ કમિશનને ખાસ કરવાની હતી. હિંદી પક્ષ એમ કહેતો—અને આ બાબતમા તો હજુ પણ આપણને સતોષ આપવામા નથી આવ્યો—કે હિંદી લશ્કરના કેટલાક ખાતાનો અને એવી બીજી બાબતોનો ખર્ચ હિંદના કર ભરનાર ઉપર નહિ પણ બ્રિટિશ તિજોરી ઉપર પડવો જોઈએ સર વિલિયમ વેડરબર્ન અને દાદાભાઈ નવરોજી જેવા હિંદના કેટલાક સાચા મિત્રો આ કમિશનમા ગયા હતા બધા કમિશનોની માફક તે વખતે આની નિમણૂકની જાહેરાત હિંદમા ખૂબ વધાવી લેવામા આવી, અને લોકોને આશા પડી કે એને લીધે કંઈકંઈ સારુ થઈ જશે પણ ઘણાખરા કમિશનોની પેઠે તેને લીધે માત્ર એક રિપોર્ટ બહાર પડ્યો।

એ કમિશનની આગળ જી સુબ્રહ્મણ્યમ્ આયર, સુરેન્દ્રનાથ બેનરજી અને દીનશા વાચ્છા જેવા પ્રખ્યાત પુરુષોની સાથોસાથ જુવાન ગોખલેએ પણ જુબાની આપી કમિશન આગળ જુબાની આપનારાઓમા સૌથી આકર્ષક જુબાની ગોખલેની હતી, અને તેમની જુબાની સૌથી સારી હતી ઘણા માણસોએ ગોખલેની ખૂબ પ્રશસા કરી સર વિલિયમે કહ્યુ કે ગોખલે પોતાના દેશની અજોડ સેવા કરી છે, અને તેમના મત પ્રમાણે કળવાયેલા હિંદી સુધારકના વિચારોનુ અતિ કુશળ દિગ્દર્શન એમની જુબાનીમા થયુ હતુ પણ ગોખલે એવી તારીફથી ફુલાઈ ગયા નહિ એ તો એમ જ ધારતા કે એ બધી પ્રશસા મારે માટે નહિ, પણ મારા ગુરુ માટે છે તેમણે શ્રી જોશીને એક કાગળમા લખ્યુ "આ બધા વખાણ ખરુ જોતા તમને અને રાવસાહેબને (રાનડેને) ઘટે છે હુ તેને લાયક નથી અને જો મને તે આપવામા આવ્યા હોય તો આપણી જૂની પ્રણાલિકા પ્રમાણે ગુરુદક્ષિણા તરીકે હુ તે તમારા બન્નેને ચરણે ધરુ છુ મારુ કામ તો પાણીના નળ જેવુ કે એડીસનના ગ્રામોફોન જેવુ ગણાય. જેને લીધે એક મહાન રાષ્ટ્રીય કર્તવ્ય હુ સતોષપૂર્વક બજાવી શક્યો, એવી તમારી અણમૂલ, હાર્દિક અને આનદથી અપાયેલી સહાય માટે સાચી કૃતજ્ઞતાની લાગણી તરીકે એને સ્વીકારશો"

પોતાના ગુરુઓ માટે ગોખલેને કેટલો પ્રેમ અને પૂજ્યભાવ હતા તે આ કાગળ ઉપરથી જણાય છે ગુરુ પ્રત્યેનો પૂજ્યભાવ એ તો ખરેખર એમના સ્વભાવનુ એક આગળ પડી આવતુ લક્ષણ હતુ શ્રી વાચ્છાએ જોશીને લખ્યુ હતુ કે ગોખલે આ જુબાનીની કસોટીમાથી બહુ સરસ રીતે ઉત્તીર્ણ થયા હતા.

## પૂનાના પ્લેગનો પ્રસંગ

પણ જીવનનો પ્રવાહ એકધારો વહેતો નથી. આપણા ઉચ્ચોચ્ચ સાફલ્યના સમયમાં જ ઈશ્વરને આપણા ઉપર—અલબત્ત આપણા ભલાને માટે જ—કોઈ જાતનું અપમાન અને દુઃખ મોકલવાનું સૂઝે છે. લાંબા વખત સુધી ગોખલે આ આત્મસંતોષ ભોગવી શક્યા નહિ. તે ઇંગ્લંડમાં હતા ત્યારે પૂના અને આસપાસના પ્રદેશમાં કેર વર્તાવનાર પ્લેગના સમાચાર તેમને મળ્યા. પ્લેગનિવારણના કામમાં હિંદી સરકારે રોકેલા કેટલાક અંગ્રેજ સિપાઈઓએ બે સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યો અને તેમાંની એક થોડા વખત પછી મરણ પામી, એવી તે વખતે પૂનામાં પ્રચલિત વાર્તા પણ તેમને જણાવવામાં આવી. ગોખલેને આથી હદપાર દુઃખ થયું. સર વિલિયમ વેડરબર્ને તેમનો પરિચય પાર્લમેન્ટના કેટલાક સભ્યોને કરાવ્યો અને ત્યાં તેમણે તે વિષે ભાષણ કર્યું. પછી તેમણે 'મેન્ચેસ્ટર ગાર્ડિયન' પત્રના પ્રતિનિધિને મુલાકાત આપી. વળી તે પછી તે પત્રમાં તેમણે આ બનાવ વિષે લખાણ પણ કર્યું. આને લીધે ઇંગ્લંડ અને હિંદ બન્ને દેશોમાં ભારે ખળભળાટ થયો. મુંબઈ સરકાર તરફથી તપાસ કરવામાં આવી. તેણે ઇંગ્લંડ તાર કર્યો કે આ બધું તો દ્વેષને લીધે ઊભું કરેલું તૂત જ છે. હડહડતા જૂઠાણાને સાચી હકીકત તરીકે ગોખલેએ બહાર પાડી એમ કહેવામાં આવ્યું, અને આખી કોમનો ખોફ એમના ઉપર ઊતર્યો.

આ વખતે ગોખલેને નરકયાતના વેઠવી પડી. એમના વેડરબર્ન જેવા મિત્રોને પણ લોકોએ ગાળો ભાંડી. પાર્લમેન્ટમાં ગરમાગરમ ભાષણો થયાં. પણ સૌથી દુઃખદાયક બીના તો એ બની કે આવી સ્થિતિમાં હમેશાં બને છે તેમ સૌથી હલકી ગાળ યુરોપિયન બાજુથી નહિ પણ હિંદી બાજુથી જ દેવામાં આવી. દાદાભાઈ નવરોજી ઉપરાંત તે વખતે પાર્લમેન્ટમાં તે જ પારસી કોમના એક બીજા હિંદી સભ્ય સર માંચેરજી ભાવનગરી હતા. તેમણે કહ્યું, "આ પ્રખ્યાત જ્વલંત સંસ્થાના ઉમંગને ગોખલેએ ભ્રષ્ટ કર્યો છે."

જ્યારે ગોખલે સ્વદેશ આવ્યા ત્યારે તેમણે એ બાબત તપાસ શરૂ કરી. પણ કંઈ પ્રમાણો એમને મળી શક્યાં નહિ. એક સદ્‌ગૃહસ્થને છાજે તેમ પોતાના જાહેર કથનો માટે સંપૂર્ણ જવાબદારી તેમણે સ્વીકારી લીધી. ગમે તેમ થાય પણ પોતાને ખબર આપનારના નામ બહાર ન પાડવા, એવો એમણે આગ્રહ રાખ્યો. મિત્રોએ સલાહ આપી કે હવે તો એમને માટે એક જ માનભર્યો માર્ગ હતો, અને તે એ કે, તેમણે બિનશરતી માફી માગવી. આ કડવો ઘૂંટડો ગળવાને તે તૈયાર થયા, અને આવી કપરી કસોટીમાંથી પણ તે પસાર થયા. ગવર્નર લૉર્ડ સેન્ડહર્સ્ટને, પ્લેગ કમિશનના સભ્યોને, અને પેલા સિપાઈઓને તેમણે માફીપત્ર મોકલ્યા. ગોખલેના કેટલાક ઉત્તમ ગુણો આ પત્રો ઉપરથી જણાય છે. એમને લાગ્યું કે માફી પૂરેપૂરી, ખરા દિલની અને એવી હોવી જોઈએ કે જેથી સામા પક્ષને સંપૂર્ણ સંતોષ થાય અને આખી બીના ઉપર કાયમનો પડદો પડે. ગોખલેએ પત્રમાં લખ્યું, "મેં જે કર્યું, તે કરતી વખતે મને લાગતું હતું કે એક ઘણી દુઃખદાયક ફરજ હું બજાવતું હું. નામદાર ગવર્નરની ચિંતામાં ઉમેરો કરવામાં હું સાધનભૂત થયો એ વિચાર મને ખાસ દુઃખ આપે છે. મેં તેમના દેશબંધુઓને અને સિપાઈઓને અન્યાય કર્યો એ વસ્તુ મને ખૂંચ્યા કરે છે. ફરીથી હું તદ્દન બિનશરતી ક્ષમા માગું છું.'

આવા સાચા, ઉદાર ભાવ તરફ પણ ગવર્નરે સારો પ્રતિવર્તન રાખ્યું નહિ. ગોખલેનું નામ સરખું ઉચ્ચારતા તેમના હોઠ તો અભડાતા હતા.

## અમરાવતીની મહાસભા

થોડા વખત પછી ફરીથી ગોખલેએ હિંદી રાજ્યપ્રકરણમાં પોતાનું નાવ હંકાર્યું તેમણે મધ્યપ્રાન્તમાં આવેલા અમરાવતીની મહાસભામાં હાજરી આપી કમનસીબે ત્યાં આવેલા પ્રતિનિધિઓએ અને ખાસ કરીને બંગાળી પ્રતિનિધિઓએ એમને ખૂબ હેરાન કર્યા અને ખરેખર દિલગીરી થાય છે કે ગોખલે તરફ આ વખતે બહુ દુર્વર્તન ચલાવવામાં આવ્યું હતું. પ્લેટફાર્મ ઉપર વક્તા તરીકે પ્રતિનિધિઓ એમને બોલવા પણ ન દે! આ પ્રસંગે એમને ખૂબ ગુસ્સો ચડ્યો મહાસભાની બેઠક પછી વર્તમાનપત્રોને તેમણે એક લેખિત જાહેરાત આપી ફરી પાછા પત્રોના વમળમાં તેઓ ધમડાયા એવા આરોપસર ગોખલેનો પણ લોકો દોષ કાઢે છે એમણે કંઈ જ લખવું જોઈતું નહોતું એમ ધારી એમના કેટલાક મિત્રો દિલગીર થયા. પણ એ પત્રમાંના અંતભાગના ભાવોનું પુનઃસ્મરણ અને મનન કરવું યોગ્ય છે

"મારી વર્તણૂક વિષે છેવટે જે નિર્ણય થશે તેને વિષે તો મને મુદ્દલ શંકા નથી એક દિવસ જરૂર એવો આવશે કે જ્યારે આ કમનસીબ બનાવ, મને લાગેવળગે છે ત્યાં સુધી તો, ગુસ્સાની નજરે નહિ પણ શોક અને અનુકંપાની નજરે જોવાવા જોઈએ, એમ મારા દેશબંધુઓ માનતા થશે મેં તો કર્તવ્યભાન અને સત્યનિષ્ઠા, પ્રામાણિકપણાને અનુસરતો એવો જે એક જ માર્ગ હતો તે અતિ વિકટ સંજોગોમાં લીધો છે દુઃખો અને કસોટીઓને યોગ્ય દૃષ્ટિથી સ્વીકારવામાં આવે તો તેથી માણસ પવિત્ર અને ઉન્નત થાય છે લોકપ્રિયતાના ભભકના તેજમાં કે લોકોના તિરસ્કારના છાયડામાં મારે તો એટલું જ કહેવાનું છે કે મારી ફરજ બનતાં કરવી જાહેર સેવાના કર્તવ્યો કોઈના કહ્યાથી લેવાતા નથી અને કોઈની ઇચ્છાથી મૂકી દેવાતા નથી કઈ કક્ષામાં માણસ કામ કરે છે—ઊંચી કે નીચી—તે પ્રમાણમાં ઓછું મહત્ત્વનું છે માણસ કંઈ કરે તેની પ્રજા કદર કરે તો જરૂર માણસને આનંદ તો થાય જ પ્રજાની કદર યોગ્ય સંતોષનું કારણ છે એથી આગળ વધીને હું એમ પણ કહું છું કે તેથી માણસને ઉત્તેજન મળે છે, એની શક્તિનો વિકાસ થાય છે, અને આ દેશમાં તો આ એક જ બદલો તેને મળે છે પણ જીવનનો ઉચ્ચોચ્ચ હેતુ પ્રજાની કદર મેળવવી એ નથી એટલું જ નહિ, પણ સૌથી ઉચ્ચ કરતાં જ ઊતરતો હેતુ પણ એને ન ગણાય હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં કહું તો 'જો તે કદર મળે તો સારું, ન મળે તોપણ સારું જ છે, જોકે પહેલા જેટલું સારું નહિ'"

એક બંગાળી ગૃહસ્થે ગોખલેને સરસ કાગળ લખ્યો હતો. તેનો જવાબ તેમણે વાળ્યો "સારાં કાર્યનું ઉગમસ્થાન મારો અંતરાત્મા છે, અને નહિ કે પ્રજાની તાળીઓ. એ સૂત્ર તો હું ઘણા વખતથી શીખ્યો છું જીવનનો ઉત્તમ ભાગ આપણે મઝા ભોગવતા હોઈએ એ નથી, પણ જેમાં સહન કરીએ તે જ છે"

## તેમના ધાર્મિક વિચારો

ગોખલે કંઈક અંશે અજ્ઞેયવાદી હતા, અને તે પોતાની માન્યતા કદી છુપાવતા નહિ. એક વખતે ચાર્લ્સ બ્રેડલોને સ્મરણાંજલિ આપવા જાહેર સભા ભરાઈ હતી તેમાં તે મુખ્ય વક્તા હતા ત્યાં તેમણે પોતાને અજ્ઞેયવાદી ગણાવ્યા હતા તે વખતે તેમના ઉપર ટીકાઓ પણ થઈ હતી પણ એમ લાગે છે કે રાનડેની અસર તળે આવ્યા પછી એમના ધાર્મિક

વિચારોમા ફેરફાર થયો હતો ઈશ્વર વિષે એમનો ખ્યાલ શો હતો તે ચોક્કસ રીતે તો કોઈ જાણતુ નહોતું એક વખતે એમણે મને કહ્યુ હતુ કે કોઈ પણ માણસના ઈશ્વર અને પ્રકૃતિ સાથેના સંબધ વિશે કઈ પણ બોલવુ અયોગ્ય છે મને ખબર છે ત્યા સુધી તો એમ કહુ કે એમને લાગતુ કે પોતે કોઈ અદષ્ટ શક્તિની દોરવણી નીચે જીવે છે, અને પોતાનું કાર્ય કરે છે, અને તે અદષ્ટ શક્તિ તેમની ચારેબાજૂ વ્યાપી છે

ગોખલે પોતાના શિષ્યોને ડાયરી ન રાખવાની સલાહ આપતા તે વખતે સરકારનું એક કામ જુવાન માણસોની પ્રવૃત્તિની જુદીજુદી રીતે તપાસ કરવી એ હતું ખાસ કરીને જે યુવાનો જાહેર સેવાનુ કઈ કામ કરતા હોય તેમના ઉપર તો દેખરેખ રખાય જ સરકારે મૂકેલા ઘણા આરોપોમા આ ડાયરી તેને બહુ ઉપયોગી થઈ પડતી પણ વિચિત્ર વાત તો એ છે કે મારી પાસે એમના જ હસ્તાક્ષરની એક નોધ છે અને તેમા તેમણે પોતાની મુરાદો લખી છે તે લખે છે

"શ્રી ગુરુદત્તની પરમકૃપાથી હું નીચેની બાબતોમાં નમ્ર પણ દઢ પ્રયત્ન કરીશ'

(૧) હુ યોગસાધના કરીશ,

(૨) અર્વાચીન અને પ્રાચીન ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ખગોલવિદ્યા વગેરેનુ સારુ જ્ઞાન મેળવીશ,

(૩) મુબઈની ધારાસભા, વડી ધારાસભા અને બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય થવાની કોશિશ કરીશ

આ બધી સભાઓમા મારી તમામ શક્તિઓનો ઉપયોગ કરીને મારા દેશનુ કલ્યાણ કરવા પ્રયત્ન કરીશ. ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાનના પાયા પર રચેલા ધર્મનો હું ઉપદેશક થઈશ અને તે આખી દુનિયાને શિખવાડીશ"

ગોખલેને પરમાત્મા સમક્ષ પોતાના આત્માને ખુલ્લો મૂકી તેને પવિત્ર કરવો હતો તે આ કાગળ બતાવે છે એમને આ ભક્તિભાવથી તરબોળ ભાવમા જ રહેવા દઈને આપણે આજનુ ભાષણ સમાપ્ત કરવુ યોગ્ય છે *

* અનુવાદક. હેમન્તકુમાર નીલકંઠ.

# નવાં નવાણ

ઉમાશંકર જોષી

રમે હૈયાને ટેરવે સદાયે,
ને હોઠે ન આવે, એ ગીત મારે ગાવું સખી

કદી કયાથી જરીકશુ સુણાયે,
ને આછું સમજાયે, એ ગીત મારે ગાવુ સખી.

ઉરે કોઈની પગલીઓ પૂજી,
ઓચિંતી આજ ફૂજી, એ ગીત મારે ગાવું સખી.

જૂનાં સોણાની મંજરીઓ મ્હોરી,
અનત રમે હોરી, એ ગીત મારે ગાવું સખી

કંઈ જનમોના બાંધણાં તૂટ્યા,
નવાણ નવાં ફૂટ્યાં. એ ગીત મારે ગાવું સખી

ધસી ડસતી નાગણ સમા દોડે,
જાણું ન, કોની સોડે, એ ગીત મારે ગાવુ સખી

દોડે, દોડે, કોડીલ ઉર નાનૂ,
દોડે છાનુછાનુ, એ ગીત મારે ગાવું સખી.

ઘણુ ગમતું તોયે ના ગમતું,
હૈયામાં મૂંઝાતું, એ ગીત મારે ગાવુ સખી.

મારી નાની છાતીમા ન માતું, એ ગીત મારે ગાવુ સખી.
ઓરે નાની છાતીમાં ન માતું, એ ગીત મારે ગાવુ સખી.

# અખિલભારત મહિલાપરિષદ

**[ કરાંચી અધિવેશન ]**

**સરોજિની મહેતા, એમ, એ**

ગઈ નાતાલના દિવસો દરમ્યાન અખિલભારત મહિલાપરિષદની નવમી બેઠક કરાચી ખાતે ભરવામા આવી હતી માત્ર નવ વર્ષથી ઊભી થયેલી હોવા છતાં આ પરિષદે દેશભરમા એક મહત્ત્વની સંસ્થા તરીકે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી લીધુ છે, અને હિંદી સ્ત્રીઓનુ સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી સૌથી મુખ્ય—બલ્કે એક જ—સંસ્થા તરીકે એ માન્ય થઈ છે

ગયે વર્ષે કલકત્તાની પરિષદ વખતે ગુજરાતની સ્ત્રીઓએ આ વર્ષની પરિષદ અમદાવાદમાં ભરવાનુ આમંત્રણ આપ્યુ હતુ પરંતુ મેનનજાઇટિસનો રોગ શિયાળામા કદાચ ફરીથી ગંભીર સ્વરૂપ પકડે એ શંકાથી ઘણી નાખુશીથી આમંત્રણ પાછુ ખેંચવુ પડ્યુ માત્ર પાંચ જ મહિના તૈયારી કરવા માટે બાકી રહ્યા હોવા છતા કરાચીની સ્ત્રીઓએ પરિષદને કરાચીમા આમંત્રણ આપ્યુ તે માટે તેમને ધન્યવાદ ઘટે છે અને એટલી ટૂંકા વખતની તૈયારી હોવા છતાં પરિષદની બેઠક બહુ જ સફળ રીતે પાર પડી તે એ સ્ત્રીઓના અવિશ્રાંત પરિશ્રમને લીધે જ

પ્રતિનિધિઓની સંખ્યા ૧૫૦ હતી દર વર્ષે ૧૮૦ થી ૨૧૦ સુધી સંખ્યા હોય છે, પણ કરાચી દેશને છેક પશ્ચિમ ખૂણે આવેલુ હોઈ બધા જ પ્રાંતોને માટે દૂર ગણાય, તેથી આટલી સંખ્યા પણ સારી કહી શકાય આ પરિષદની એક વિશિષ્ટતા એ હતી કે બે અંગ્રેજ સન્નારીઓ—ડૉ મૉડ રોયડન અને મિસિસ કોરબેટ ઍશબી ઇંગ્લંડથી પ્રતિનિધિ તરીકે આવ્યાં હતા

તા. ૨૯મી ડિસેમ્બરે પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા ખલકદીના હૉલમા થઈ માત્ર આ એક જ પ્રસંગે પુરુષોને આમંત્રણ આપવામા આવે છે, અને એ વિશાળ હૉલ કરાચીની જનતાથી ખીચોખીચ ભરાઈ ગયો હતો સ્વાગત સમિતિના, પ્રમુખ મિસિસ હોમી મહેતાએ આવકારનું ભાષણ વાંચ્યુ તે પછી પરિષદના પ્રમુખ મિસિસ રુસ્તમજી ફરીદુનજીએ પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યુ પ્રમુખના ભાષણની વિશિષ્ટતા એ હતી કે એમા કેળવણી અને સમાજસુધારા સંબંધી અનેક મુદ્દાઓની ટૂંકામા ચર્ચા કરી હતી અને એક પારસી બહેનને સ્વદેશીની હિમાયત કરતા જોઈ સર્વને ખરેખર ઘણો આનંદ થયો મિસિસ રુસ્તમજી નિઝામ હૈદ્રાબાદમા એક જાણીતા સમાજસેવક છે, અને એમના પ્રયત્નથી જ દિલ્હીમા લેડી અરવીન કૉલેજની સ્થાપના થઈ છે એ દિવસની સભામા બોલનારા તો અનેક હતા પણ બે વક્તાઓ વિષે ખાસ લખવુ જોઈએ એક તો જાણીતા મહાસભાવાદી શ્રી જયરામદાસ દોલતરામ કરાચીની જનતા તરફથી પરિષદને આવકાર આપતા એમણે એમના વક્તૃત્વથી શ્રોતાજનોને મુગ્ધ કરી દીધા પરંતુ પરિષદની પ્રશંસા કરતા એમણે એક 'ચેતવણી' આપી ઘણા ટીકાકારો મુજબ એમનો પણ અભિપ્રાય એવો હતો કે આ પરિષદ દિવસમા ત્રણ

વખત વસ્ત્રો બદલનાર સ્ત્રીઓની બનેલી છે પણ દેશની ગરીબાઈ એટલી બધી છે કે કેટલાક ગામડાના કુટુંબોમા ત્રણ સ્ત્રીઓ વચ્ચે એક જ વસ્ત્ર હોય છે તે વાત પરિષદની સ્ત્રીઓએ ભૂલવી ન જોઈએ એમ એમણે કહ્યુ બીજા વક્તા તે, શ્રી વાગીશ્વરી જેમના જિહ્વાગ્રે વસ્યા છે એવા શ્રીમતી સરોજિની નાયડુ એમની અજોડ શૈલીમા એમણે પરિષદ તરફથી બોલતા શ્રી જયરામદાસની અને બીજા વક્તાઓની ટીકાનો સચોટ ઉત્તર આપ્યો, અને પોતે એક વખત જેના પ્રમુખ થવાનુ અપૂર્વ માન ભોગવ્યુ છે એ મહાસભા પણ આ પરિષદ જેટલી પ્રતિનિધિત્વવાળી નથી, એ વિષે ખાતરી આપી જેઓ એમ ટીકા કરે છે કે અખિલભારત મહિલાપરિષદ એ સાચુ પ્રતિનિધિત્વ ધરાવતી સસ્થા નથી એમણે આ ખાસ લક્ષમા લેવા જેવુ છે

પરિષદનુ ખરુ કામ ૧ લી જાન્યુઆરીએ દયારામ જેઠમલ સિંધ કૉલેજના હૉલમા શરૂ થયુ. તે દિવસે કેળવણીવિષયક ઠરાવોની ચર્ચા થઈ સૌથી અગત્યનો ઠરાવ તે બને તેટલા નજીકના ભવિષ્યમા પરિષદનુ સર્વ કામકાજ હિંદી ભાષામા ચલાવવાની ઇચ્છા જાહેર કરનારો હતો આખા હિંદની એક ભાષા હોવાના પરિષદના આદર્શને મૂર્ત સ્વરૂપ આપવાની ઇચ્છાથી જ આ ઠરાવ પસાર કરવામા આવ્યો હતો સહશિક્ષણના ઠરાવ ઉપર વિરુદ્ધતા દર્શાવવામા આવી હતી ઠરાવને અનુમોદન આપતા મિસિસ કઝીન્સે બહુ જ સરસ અને સમજૂતીભર્યું ભાષણ કર્યું છતા અસલ સ્વરૂપમા ઠરાવ પસાર ન થઈ શક્યો સુધારેલા ઠરાવ મુજબ પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણમા સહશિક્ષણ હોવુ જોઈએ અને માધ્યમિક શિક્ષણમા ન હોવુ જોઈએ બીજા કોઈ ઠરાવો ઉપર વિરુદ્ધતા દર્શાવાઈ નહોતી

આ પરિષદ મૂળ શિક્ષણસુધારણા પરિષદ તરીકે શરૂ થઈ હતી, અને પટણામા મળેલી બેઠક વખતે સમાજસુધારાના પ્રશ્નો હાથમા લેવાનો ઠરાવ કરવામા આવ્યો ત્યારે પરિષદના એક વિભાગ તરફથી એ બાબત ખૂબ વિરુદ્ધતા પણ બતાવવામા આવી હતી છતા હવે તો સમાજસુધારાના ઠરાવોની ચર્ચા એ જ પરિષદનો સૌથી આકર્ષક ભાગ બની ગયો છે કેળવણીના સૂક્ષ્મ પ્રશ્નોમા થોડી જ સ્ત્રીઓને રસ પડતો અને સામાજિક બધનો તો એટલા બધાં અને એટલા ઘાતક છે કે એમને વિષે તો લગભગ દરેક સ્ત્રીને વિચાર કરવાની ફરજ પડે જ

સતતિનિયમન માટે માન્ય થયેલી ( recognised ) 'ક્લીનીક્સ' સ્થાપવા સબધીના ઠરાવ ઉપર ગયા વર્ષની માફક આ વખતે પણ ખૂબ ગરમ ચર્ચા થઈ હતી ઠરાવમા સ્પષ્ટ દર્શાવેલુ હતુ કે આપણી સ્ત્રીઓની શારીરિક નિર્બળતા, બાળમરણનુ અતિશય મોટુ પ્રમાણ અને દેશની વધતી જતી ગરીબાઈ એ સર્વ લક્ષમા લેતા આવી 'ક્લીનીક્સ' સ્થાપવાની જરૂર છે છતા વિરોધીઓ એ જ જૂની દલીલ કરતા હતા કે સતતિનિયમનના જ્ઞાનનો પ્રચાર કરવાથી અનીતિ વધશે ભૂખે મરતા ગુનેગારોની પ્રજામા વધારો થવા દેવો અને અસખ્ય સ્ત્રીઓ અને બાળકોના અકાળ મરણ માટે જવાબદાર થવુ એ વધારે અનીતિમાન છે એ વાત વિરોધીઓના લક્ષમા નહોતી ઇંગ્લંડથી સતતિનિયમનના પ્રચાર માટે ખાસ આવેલા મિસિસ હાઉ માર્ટીને પશ્ચિમમા એ ચળવળ કેવી રીતે ઊભી થઈ તેનો ઇતિહાસ આપ્યો અને ઠરાવના ટેકામા ખૂબ જુસ્સાદાર અને સચોટ ભાષણ કર્યું ઠરાવ મોટી બહુમતીથી પસાર થયો હતો

ઉજાણી, પાર્ટીઓ, જમણો વગેરે કરાંચીની પ્રતિષ્ઠિત સન્નારીઓ તરફથી ખૂબ સંખ્યામાં રાખવામાં આવ્યા હતા આવા પ્રસંગોએ જ પ્રતિનિધિઓને કરાંચીના જાહેર કાર્યકર્તાઓના સમાગમનો લાભ મળ્યો

સ્વયંસેવક તરીકે કામ કરનાર યુવતીઓ અને યુવાનો વિષે ઉલ્લેખ ન કરવો તે એક પ્રકારની કૃતઘ્નતા જ ગણાય. પ્રભાતથી મોડી રાત સુધી એમની ફરજો પૂરી થતી નહોતી જુદીજુદી જરૂરિયાતો અને જુદાજુદા સ્વભાવવાળી દોઢસો સ્ત્રીઓની સેવા ઉઠાવવી એ રમત નથી છતાં આ યુવાન સ્વયંસેવકો હસતે મોઢે પોતાની ફરજો બજાવ્યે જતા અને કદી કોઈને ફરિયાદ કરવાનું કારણ મળ્યું નહોતું

ટીકાકારો હમેશાં પૂછ્યા કરે છે કે પરિષદે અત્યાર સુધીમાં કેટલી સિદ્ધિઓ કરી? પરિષદ માત્ર ઠરાવો પસાર કર્યાં કરે છે અને મૂઠીભર સ્ત્રીઓને દરવર્ષે વસ્ત્રાભૂષણનું પ્રદર્શન કરવાની તક આપે છે એમ પણ એ લોકો કહે છે. આવી ટીકાઓ અસંતોષ કે નિરાશાવાદને લીધે ઉત્પન્ન થાય છે એમ કેટલાક માને છે હું તો માનું છું કે માત્ર ઈર્ષાને લીધે જ ઉત્પન્ન થાય છે સાહિત્ય, વર્તમાનપત્રો, રંગભૂમિ, સિનેમા, બધે જ ભણેલી સ્ત્રીને ઉતારી પાડવાના પ્રયત્નો થાય છે અને એ બધા પ્રયત્નોની પાછળ હું તો ઈર્ષા સિવાય બીજું કોઈ પણ ઉત્પાદક કારણ જોઈ શકતી નથી પરિષદની ખુલ્લી બેઠકમાં ઠરાવો સિવાય શું થઈ શકે? જગતની સમસ્ત પરિષદો ઠરાવો પસાર કરવા સિવાય બીજું શું કરે છે? પ્રતિનિધિઓ પાછા પોતાને વતન ગયા પછી જ રચનાત્મક કામ તો કરી શકે, અને એ સંબંધમાં આ પરિષદ સાથે સંબંધ ધરાવનારી સ્ત્રીઓએ જે સિદ્ધિઓ કરી છે તે ભાગ્યે જ કોઈ પરિષદ સાથે સંબંધ ધરાવનાર વ્યક્તિઓએ કરી હશે

માત્ર ન ન વર્ષ થયાં સ્થાપન થયેલી હોવા છતાં આ પરિષદે જે રચનાત્મક કામ કર્યું છે તે કોઈ પણ ગમે તેટલી પ્રાચીન સંસ્થાને શોભા આપે તેવું છે પરિષદના કાર્યકર્તાઓના પ્રયત્નથી જ 'સારડા કાયદો' પસાર થયો છે અને એ જ એક મોટી સિદ્ધિ ગણી શકાય પરિષદ માત્ર વાર્ષિક તમાસો છે એમ કહેનારાઓને મારી વિનતિ છે કે એમણે શ્રીમતી નાનજમ્માએ મૈસુરમાં મોટી વયની સ્ત્રીઓને કેળવણી માટે તૈયાર કરી અમલમાં મૂકેલો પાંચ વર્ષનો કાર્યક્રમ, સાતારામાં અતિ સફળતાથી મિસિસ હમીદઅલીએ પાર ઉતારેલો ગ્રામ-સુધારણાનો કાર્યક્રમ, શ્રીમતી કમલમ્મા દાસાપ્પાના અવિશ્રાન્ત પરિશ્રમથી પગભર થવા માંડેલું ગ્રામઉદ્યોગ સમિતિનું કાર્ય, અને બંગાળાની કોલસાની ખાણોમાં કામ કરતી સ્ત્રીઓ સંબંધી ત્રણ બહેનોએ જાતે તપાસ કરી તૈયાર કરેલો અહેવાલ, એ સર્વેનો અભ્યાસ કરવો પરિષદની જુદીજુદી શાખાઓ મારફતે ચાલતા કામના આ તો થોડાક નમૂનામાત્ર છે

હિંદની સ્ત્રીઓની કરોડોની સંખ્યાના પ્રમાણમાં પરિષદમાં હાજરી આપનાર સ્ત્રીઓની સંખ્યા અતિશય થોડી છે તે ખરૂ છે, પરંતુ આપણી સ્ત્રીઓની ગુલામી દશા, એમનાં સામાજિક બંધનો અને આર્થિક પરતંત્રતા એ લક્ષમાં લેતાં આટલી સંખ્યા પણ આશા-જનક ગણી શકાય ઘર, પતિ અને બાળકોને મૂકીને સેંકડો માઈલની મુસાફરી કરી દર-વર્ષે પરિષદમાં હાજરી આપવી એ હિંદી સ્ત્રીને માટે સહેલી વાત નથી

પરિષદ માત્ર વસ્ત્રાભૂષણનું પ્રદર્શન જ છે એમ કહેનારને કદાચ ખબર નહિ હોય કે કેટલીક ખાદીધારી સ્ત્રીઓ પરિષદમાં સૌથી અગ્રભાગ લેનારી છે શ્રીમતી કમલાદેવી

ચટ્ટોપાધ્યાય, મિસિસ કઝીન્સ, શ્રીમતી લક્ષ્મી કુટ્ટી મેનન, શ્રીમતી અરણ્યા આમ્રસ્વામી જેવાં થોડાં નામોનો ઉલ્લેખ પણ બસ છે. દક્ષિણ હિંદમાંથી આવતી સ્ત્રીઓ 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર' એનો આદર્શ પૂરો પાડે છે, અને સંખ્યા તેમજ મહત્ત્વ બંને દૃષ્ટિએ ભાગ લેતા એ સ્ત્રીઓ પરિષદમાં અગ્રસ્થાને જ છે

પરિષદની સૌથી મોટી સફળતા તો એ જ છે કે એણે પરિષદમાં આવતી સ્ત્રીઓના સંબંધમાં તો નાત, જાત, ધર્મ, શ્રીમંતાઈ, ગરીબાઈ એ બધા વાડા ભાંગી નાખ્યા છે છાત્રાલયના આંગણામાં વિશાળ મંડપમાં સાથે જમવા બેઠેલી સ્ત્રીઓનું એ ચિત્ર કેમ વિસરાય? એક વખત સનાતન હિંદુધર્મના અને સંકુચિત મનોવૃત્તિના રતસ્વરૂપ ગણાતી મદ્રાસી બ્રાહ્મણીઓ શૂદ્રને હાથે પીરસેલો ભાત ખાતી હોય, અને એની એક તરફ ખ્રિસ્તીઓ માંસાહારી ખોરાક ખાતી હોય, છતાં સર્વે ખૂબ આનંદથી વાતો કરતા હોય, એ દર્શન બીજે ક્યાં થઈ શકે?

અખિલભારત મહિલાપરિષદે જેટલું રચનાત્મક કામ કર્યું છે, અને ઐક્યભાવની સાધના કરી છે તેટલે દરજ્જે એના પ્રથમના નવ વર્ષમાં મહાસભાએ પણ એ બંને કરી બતાવ્યા હતા એમ સિદ્ધ કરી બતાવવા ટીકાકારોને વિનંતિ કરું છું

# જન્મદિવસે

बादरायण

(પૃથ્વી)

ગયા વરસ મૂર્તિમન્ત બની આજ સામે ખડા,
વદે રસભરી બધી સુખદ ભૂલવાતી, રમ્યાં
પિતાજનનિકેતના ઝરણુ નિર્મળામા, ગયુ
પ્રસન્ન રસલોલ બાલ્ય રમતુ અને નર્તતુ.
ફરી વિવિધખડ જીવનતણા નિહાળ્યા ત્યહીં
અનેક નવભાવ, કલ્પન નવાં ઘડ્યા, ને રચી
કઈ સ્વપનમાળ, સૃષ્ટિ ઉરની, તરગાવલી;
પ્રસગ સહુ આજ ચિત્રપટ મૂક ઉકેલતું.

મનોરમ નવો પ્રદેશ સ્થિરચિત્ત રાચું ત્યહીં,
હસે કુસુમ એ સ્મિતો ઉર ભરું, સમીરો વહે
સુમન્દ રવ, રશ્મિઓ મૃદુલ તેજના, પ્રાણદા
ઝરે સુભગ ચન્દ્રિકા, મધુર તત્ત્વ સૌ જીવને
મને પ્રગટ વર્તમાનમહીં પ્રેમથી વીંટતા;
ભલે અતલ ભાવિ દૃષ્ટિપથદૂર હો વિસ્તર્યું

# રિઝર્વ બૅંક

ચંદ્રપ્રસાદ હરદેવરામ દીવાનજી

**શ્વેતપત્રની** બધારણયોજના બ્રિટિશ સરકારે જાહેરમા મૂકયા બાદ, તે ઉપર આમની સભા અને ઉમરાવની સભાની એક ભેગી સમિતિ નિમાઈ અને તેના અહેવાલ અનુસાર હિંદુસ્તાનને નવુ બધારણ આપવા માટે બ્રિટિશ સરકાર એક કાયદો ઘડશે અને એ કાયદો થયા બાદ તે નવુ બધારણ અમલમા આવશે પણ એ નવા બધારણ સબધી હિંદ પાસે અમુક બાહેધરી માગવામા આવી છે અને તેમા બ્રિટનના વેપાર બાબત અને હિંદની અનામત શરાફી સસ્થા બાબત એ બે વિષયો મુખ્ય છે

હિંદ સાથેના બ્રિટનના વેપાર સબધી એવી બાહેધરી માગવામા આવી છે કે જેથી હાલનો બ્રિટિશ પ્રજાનો હિંદમા જે વેપારધધો છે તે કાયમ રહેવો જોઈએ, અને તેની વિરુદ્ધની કાંઈ પણ ચળવળ થાય તો તેને લગતી સપૂર્ણ સત્તા વાઇસરૉયસાહેબને આપવામા આવી છે જોકે સાથેસાથે એમ પણ કહેવામા આવ્યુ છે કે એ વેપારી સબધ બન્ને દેશોનો અન્યોન્યે જ રહેશે (reciprocal) પણ સાધારણ બુદ્ધિના માણસને એટલુ તો સહેલાઇથી સમજી શકાય કે બ્રિટિશ પેઢીઓ હિંદમાં આવી વેપાર કરશે એ તદ્દન સ્વાભાવિક છે, પણ હિંદી પેઢીઓ બ્રિટનમા જઈને વેપાર કરે એ કેટલુ અસભવિત છે! અલબત્ત કાયદાની દૃષ્ટિએ હિંદી પેઢીઓને ત્યા વેપાર કરવા જતા રોકનાર કોઈ નથી, પણ એ જાતની પેઢીઓને કામ કરતી અટકાવવાની બ્રિટિશ રીત જુદી જ હોય છે. હિંદી સ્ટીમર કપનીને એ બાબતમા થયેલો અનુભવ કાંઈ હજી જૂનો નહિ કહી શકાય, અને હિંદી સ્ટીમર કપનીમા બ્રિટનની જે પેઢીઓએ માલ આપ્યો તેમને વિતાડવામા પણ ત્યાના લોકોએ પાછી પાની કરી નથી એટલે અન્યોન્યના ઓઠા હેઠળ જે બાહેધરીઓ ઘુસાડી દેવામા આવી છે તે એકતરફી જ રહેશે, અને બ્રિટનની હિંદના વેપારઉદ્યોગ પરની બેડીઓ વધારે મજબૂત કરશે એમ કહેવુ અતિશયોક્તિભર્યું તો ન જ ગણાય વાઇસરૉય સાહેબને આ બાબતમા આપેલી સત્તાનુસાર એ બાબતનો એ નામદારનો નિર્ણય એ સર્વોપરી સત્તાનો હુકમ જ સમજવો પડશે હાલના બધારણમા વાઇસરૉયસાહેબને આપેલી કલમોની સત્તાનો જે ઉપયોગ થયો છે તે ઉપરથી એમ માની શકાય કે વેપારઉદ્યોગ બાબતની સત્તાનો પણ ઉપયોગ એ જ રીતે દેશની રાષ્ટ્રીય ચળવળને દાબી દેવામા જ કરવામા આવશે દાખલા તરીકે, ધારાસભામા કોઈ સભ્ય એવી દરખાસ્ત લાવે કે ઇંપિરિયલ બૅંકમા હિંદીઓનુ પ્રમાણ નોકરીમા વધારવુ અને પરદેશી બૅંકોએ પણ હિંદીઓને પોતાને ત્યા નોકરીમા અમલદાર તરીકે રાખવા, તો આવી દરખાસ્તને પણ વાઇસરૉયસાહેબ પોતાની સત્તાનુસાર એ બ્રિટનના વેપારઉદ્યોગની વિરુદ્ધની છે એમ કહીને ઉડાવી દઈ શકશે વેપાર બાબતની મગાયેલી બાંહેધરી દેશને કેટલી નુકસાનકર્તા છે એ બતાવવાને આ પૂરતું છે.

શ્વેતપત્રમા જણાવ્યા મુજબ નાણાં સંબધી જે ભલામણો કરવામા આવી છે તે એમ ધારી લઈને કરવામા આવી છે કે હિંદે નવુ બધારણ અમલમા આવે તે પહેલા અનામત શરાફી સ્થાપી જ હશે આ અનામત સસ્થાની બાબત ઉપર આટલો બધો ભાર મૂકવામા આવ્યો છે એટલે એ વિષય આપણે જરા વધારે વીગતવાર ચર્ચીશુ એ અનામત શરાફી સંસ્થાને લગતો કાયદો પસાર થઈ ગયો છે, અને એ સસ્થા પણ રિઝર્વ બેંક ઓફ ઇંડિયાના નામથી ૧૯૩૫ના એપ્રિલની પહેલી તારીખથી ચાલુ થનાર છે એટલે એનુ બધારણ જાણીએ તે પહેલા એવી શરાફી સસ્થા વિષેનો ટુકો પાછલો ઇતિહાસ અસ્થાને તો ન જ ગણાય

એવી અનામત શરાફી સસ્થા સ્થાપવાનો પ્રશ્ન ઇ સ ૧૮૩૬મા બેંક ઓફ બગાલે ઉપાડ્યો હતો, પણ ઈ. સ ૧૮૪૦મા બૅંક ઓફ્ મુમ્બઈ સ્થપાઈ અને ઈ. સ ૧૮૪૩મા બૅંક ઓફ મદ્રાસ સ્થપાઈ એટલે એવી મધ્યસ્થ શરાફી સસ્થાનો વિચાર પડતો મુકાયો. વળી પાછો એ જ પ્રશ્ન ઈ સ ૧૮૫૯ અને ઈ સ ૧૮૬૭મા ખૂબ ચર્ચાયો, પણ કઈ પણ પરિણામ ન આવ્યુ ઈ. સ ૧૮૬૭મા બેંક ઓફ મુમ્બઈને ઘણુ જ નુકસાનીમા ઊતરવુ પડ્યુ અને સયોગોનો લાભ લઈને બેંક ઓફ્ બગાલે અખિલ હિંદની એક મધ્યસ્થ બેંક માટેની યોજના રજૂ કરી પણ ઈ સ ૧૮૭૦મા સરકારે તે યોજના ઉપર આખરે ઠંડુ પાણી રેડ્યુ આ પછી એમ જ મનાતુ હતુ કે સરકારી મદદથી એવી બેંક સ્થાપવી તો શક્ય જ નથી પણ ઈ. સ ૧૮૯૮-૯૯મા સરકારે નાણા અને ચલણ માટે નીમેલી ફાઉલર કમિટીના અહેવાલ સાથે મિ હેમણો નામના ગૃહસ્થે પોતાની ખાસ નોંધ પ્રગટ કરી એવી બેંકને માટે સખત દલીલો કરી એનુ પરિણામ એ આવ્યુ કે હિંદી સરકાર અને હિંદી વજીર વચ્ચે એ વિષય ઉપર ખૂબ જ પત્રવ્યવહાર ચાલ્યો અને છેવટે એવી બેંક માટે સમય અનુકૂળ નથી કહીને એ બાબત મુલતવી રાખવામા આવી ત્યારબાદ ઈ સ ૧૯૧૪મા જ્યારે મિ લાયોનલ, મિ એબ્રાહીમ, અને મિ કીન્સે પોતાની ખાસ નોંધ ચેમ્બરલેન કમિશન આગળ રજૂ કરી ત્યારે એ વિષય પાછો સજીવન થયો પણ ચેમ્બરલેન કમિશને મધ્યસ્થ શરાફી સસ્થા માટે ખાસ ભલામણ ન કરી, કારણ એણે બધા સાક્ષીઓ લડનમા જ તપાસ્યા હતા અને તેથી હિંદની સ્થિતિથી વાકેફગાર ન હોવાનુ જણાવી તે વાત ઉડાવી દીધી હતી આ કમિશનનો અહેવાલ બહાર પડ્યો અને એવી બૅંકની યોજના સરકારે પડતી મૂકવાનું યોગ્ય ગણ્યુ કેટલાકનુ માનવું એવુ છે કે ત્રણ ઇલાકાની જે ત્રણ બેંકો હતી—બગાળ, મુબઈ અને મદ્રાસ—એમની એકમેકની ઈર્ષ્યાને અગે એવી મધ્યસ્થ બેંક સ્થાપવાનો પ્રશ્ન અવારનવાર મુલતવી રહેતો હતો

આ પછી ઈ. સ ૧૯૧૬-૧૮મા ઔદ્યોગિક કમિશન નિમાયુ અને તેની ભલામણોને અગે મધ્યસ્થ બેંકનો પ્રશ્ન પાછો સજીવન થયો લડાઈ દરમ્યાન એવી સસ્થાની સરકારને અગત્ય જણાઈ, અને પરિણામે ઈ. સ ૧૯૨૧મા ત્રણે ઇલાકાની બેંકોને ભેગી કરી ઇંપિરિયલ બેંક ઓફ્ ઇંડિયાની સ્થાપના કરવામા આવી ઇંપિરિયલ બેંક ઓફ્ ઇંડિયા હસ્તીમા આવી તે સમયે લોકોને એવી આશા હતી કે ત્રણે ઇલાકાઓની બેંકોના જોડાણથી દેશની શરાફી પૂજી એકત્ર થઈ શકશે, બેંકની શાખાઓના વધારાથી દેશની બચતમાં વધારો થઈ શકશે, બેંકોમા લોકોને વધારે વિશ્વાસ આવશે, નવી બેંક બેંકોની બેંક તરીકે કામ કરી શકશે, હિંદીઓને બૅંકીંગની કેળવણી મળી શકશે, એ બેંકમા હિંદીઓ ઊંચા હોદ્દા ઉપર જવા માટે કેળવાશે, સરકારની પુરાંત બૅંકમા રહેતા તેનો ઉપયોગ દેશના હિતને માટે થઈ શકશે, અને તેથી નાણાંબજારમા જણાતી તગી ઓછી થઈ શકશે આ

ઉપરાંત એમ પણ માનવામાં આવતું હતુ કે ઈ. સ. ૧૯૩૧મા જ્યારે ઇમ્પિરિયલ બેંકનો પટો પૂરો થશે ત્યારે પટાની મુદતમા વધારો કરતી વખતે સરકાર ચલણ અને હૂંડિયામણનું કામકાજ એ બેંકને સોંપી દેશે આ બધી માન્યતાઓ અને કેટલીય આશાઓ નિરાશાઓમા પલટાઈ ગઈ છે, તે તો છેલ્લા ૧૩ વર્ષના હિંદના બેંકીંગ ઇતિહાસ પરથી સર્વેને વિદિત છે, એટલે એ બાબત વધારે ચર્ચવાની આવશ્યકતા નથી

ઇ. સ ૧૯૨૦મા આતરરાષ્ટ્રીય નાણાપ્રકરણનુ સમેલન થયુ, અને તેમા જે દેશોમા મધ્યસ્થ બેંકો ન હોય તેમા તેવી બેંકો સ્થપાવી જોઈએ અને ચલણ અને હૂંડિયામણનો વહીવટ એવી બેંકને જ સોંપવો જોઈએ એવો ઠરાવ થયો આ ઠરાવ અનુસાર હિંદી સરકારને દુનિયાની સુધરેલ પ્રજાઓની સાથે ઊભા રહેવાને એવી મધ્યસ્થ શરાફી સંસ્થા સ્થાપવાની જરૂર જણાઈ, અને તે નિમિત્તે હિંદને અનામત શરાફી સંસ્થા, રિઝર્વ બેંક ઓફ ઇંડિયાના નામ હેઠળ મળે છે આપણા રાજ્યકર્તાઓને આપણે માટે એકદમ પ્રેમ ઊભરાઈ ગયો, અને તેથી રિઝર્વ બેંક સ્થાપી ચલણ ને હૂંડિયામણનો વહીવટ આપણને સોંપી દે છે એવુ રખેને માની જતા! બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોમા એવી રિઝર્વ બેંકો સ્થપાઈ છે માટે જ હિંદમા પણ તેવી બેંક સરકાર ઊભી કરે છે

સર બેઝીલ બ્લેકેટ જ્યારે હિંદના નાણાખાતાના પ્રધાન હતા ત્યારે એમણે રિઝર્વ બેંકને લગતો પહેલો ખરડો ઈ સ. ૧૯૨૭મા વડી ધારાસભા સમક્ષ રજૂ કર્યો પણ તે વખતની વડી ધારાસભામા હિંદી મહારથીઓ જેવા કે સર પુરુષોત્તમદાસ, સ્વ૦ પંડિત મોતીલાલ નેહરુ, પંડિત માલવીયજી વગેરે હતા અને તે ખરડામા સૂચવેલી બેંક હિંદના હિતની વિરુદ્ધની હતી એમ લાગવાથી તેની સામે થયા આથી કરીને તે ખરડો પસાર ન થઈ શક્યો ત્યારબાદ નાણાખાતાના પ્રધાન લંડન જઈ આવ્યા અને ત્યાંના લાગતા-વળગતાની સૂચનાનુસાર બીજો ખરડો વડી ધારાસભા સમક્ષ રજૂ કરવા તૈયાર કર્યો પણ હિંદના ચાણક્ય સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઈ પટેલે અમુક કાયદાઓની બારીકીનો લાભ લઈને તે ખરડો રજૂ ન થવા દીધો ત્યારબાદ મહાસભાવાદીઓએ ધારાસભા ત્યાગી, અને નવી વડીધારાસભા લોકમત કરતા સરકારના મત તરફની વલણની થઈ, એટલે તેનો લાભ લેવાને બંધારણને લગતો જે શ્વેતપત્ર બ્રિટિશ સરકારે કાઢ્યો તેમાં રિઝર્વ બેંકની સ્થાપના એ એક બાંહેધરી તરીકે જણાવવામા આવી આથી તે વખતના નાણાપ્રધાન સર જ્યોર્જ સુસ્ટરે એ રિઝર્વ બેંકનો ખરડો એ વડી ધારાસભામા રજૂ કર્યો અને ઉપલકિયા ચર્ચા બાદ તે પસાર થયો, એટલુ જ નહિ પણ તે કાયદારૂપે પણ સરકારને ચોપડે ચડી ગયો હવે આ ખરડા પ્રમાણેની રિઝર્વ બેંક ઈ સ ૧૯૩૫ની એપ્રિલની તા ૧લીથી કામ શરૂ કરશે એટલે આપણે તેના બંધારણની રૂપરેખા તપાસશુ

રિઝર્વ બેંક શેરહોલ્ડરની બેંક થશે અને તેની થાપણ રૂપિયા પાંચ કરોડ રાખવામા આવી છે એ પાંચ કરોડ રૂપિયાની થાપણ દરેક રૂા ૧૦૦ના શેરમા વહેંચી નાખવામા આવી છે આ શેરોના પાંચ રજિસ્ટરો રહેશે—મુંબઈ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી અને રંગૂન. આ પાંચે રજિસ્ટરોમા નીચે મુજબ શેરોનુ પ્રમાણ રાખવામા આવ્યુ છે

| | | | |
|---|---|---|---|
| મુંબઈ રૂા. | ૧,૪૦,૦૦,૦૦૦ | મદ્રાસ | ૭૦,૦૦,૦૦૦ |
| કલકત્તા | ૧,૪૫,૦૦,૦૦૦ | રંગૂન | ૩૦,૦૦,૦૦૦ |
| દિલ્હી | ૧,૧૫,૦૦,૦૦૦ | કુલ | ૫,૦૦,૦૦,૦૦૦ |

આવી જાતનું પ્રમાણ રાખવાનો અર્થ એવો સમજાવવામા આવે છે કે એમ કરવાથી બેંકની

થાપણ આખા દેશના ખૂણેખૂણે વહેંચી શકાય દરશેર રૂા ૫૦૦ને બદલે રૂ ૧૦૦નો રાખ્યો છે કે જેથી કરીને બેંકની થાપણ એકલા ધનવાનોના હાથમા જ ન રહેવા પામે, પણ સાધારણ વર્ગના લોકો પણ નાણા રોકી શકે શેરોની વહેંચણી પણ એવી રીતે કરવામા આવનાર છે કે જેથી પહેલી ગમે તેટલા શેરોની અરજી કરી હોય તોપણ તેને ડિરેકટરો પહેલાં પાંચ શેરો જ આપશે. આ પ્રમાણે શેરની વહેંચણી કરવામા જે દરેક રજિસ્ટરનો શેરોનો હિસ્સો છે તેના કરતા ડ્ઢમાથી વધારે શેરોની અરજી કરનાર હશે તો ચિઠ્ઠીઓ ઉપાડીને જેનુ નામ આવશે તેને શેરો આપવામા આવશે, એટલે કે પહેલા પાચપાચ શેરો જેને મળશે તેઓ રજિસ્ટરને હિસ્સે આવતા શેરોના ⅘ ભાગ જ હશે જો ⅘થી પણ ઓછા અરજી કરનાર હશે તો બાકી રહેલામાથી અર્ધા પાચ શેરોથી ઓછાની અરજી કરનારને આપવામા આવશે અને બાકીના અરજી કરનારઓને સરખે ભાગે આપવામા આવશે આ ઉપરાત દરેક પાચ શેરોવાળાને એક જ મત આપવાની છૂટ અને તે પણ એક જ માણસને દશથી વધારે મતો આપવાનો હક નહિ આ મત આપવાનો હક પણ બેંકની સભા થાય તેના ૭ મહિના આગમચ જેના નામ ઉપર શેર ચડી ગયા હોય તેને જ મળશે આ પ્રમાણે મત આપવાની પદ્ધતિ ઉપરથી સમજી શકાશે કે થોડી મૂડીવાળા કે જેની પાસે પાચથી ઓછા શેર હશે તેમને તો શેરહોલ્ડર તરીકેનો કશો જ હક રહેતો નથી, અને મુબઈ ઇલાકો કે જ્યા હિંદીઓ ખાસ કરીને નાણાપ્રકરણમા ઘણો અગત્યનો ભાગ ભજવે છે તેમને તો જેમ બને તેમ દબાવી રાખવાનો જ પ્રયાસ કરવામા આવ્યો છે એમ ઊંડો વિચાર કરનારને લાગ્યા વિના રહેતુ જ નથી જો એમ ન હોત તો મુબઈ કરતા કલકત્તાને વધારે થાપણનો હિસ્સો આપવાનો શો અર્થ?

રિઝર્વ બેંક ૭ શાખાઓ સ્થાપશે મુબઈ, કલકત્તા, મદ્રાસ, દિલ્હી, રગૂન અને લંડન હિંદુસ્તાનના બીજા ભાગોમા ઇમ્પિરિયલ બૅંક રિઝર્વ બૅંકના આડતિયા તરીકે કામ કરશે પણ રિઝર્વ બૅંકને જરૂર જણાય તો હિંદમા કે બહાર શાખાઓ ખોલવા ઉપર પ્રતિબધ નથી, સિવાય કે હિંદની બહાર શાખાઓ ખોલવાને ગવર્નર જનરલની મજૂરી લેવી જોઈએ બૅંકનો બધો વહીવટ મધ્યસ્થ બોર્ડ કરશે, અને એ મધ્યસ્થ બોર્ડ એક ગવર્નર, બે ડેપ્યુટી ગવર્નરો, ચાર ડિરેકટરો ગવર્નર જનરલના નીમેલા, આઠ ડિરેકટરો શેરહોલ્ડરોએ ચૂટી કાઢેલા અને એક સરકારી અમલદાર જેની નિમણૂક પણ ગવર્નર જનરલ કરશે એમ સોળ જણાની બનશે. હિંદની પાંચ શાખાઓમા સ્થાનિક બોર્ડ નીમવામા આવશે જે આઠ જણનુ બનશે, પાચ શેરહોલ્ડરો તરફથી ચૂટાશે અને ત્રણ મધ્યસ્થ બોર્ડ તરફથી શેરહોલ્ડરોમાથી નીમવામા આવશે

એ બોર્ડમા વેપારી, ઔદ્યોગિક અને ખેતીવાડીનુ પ્રતિનિધિત્વ રહે તેવો બંદોબસ્ત કરવામા આવ્યો છે અને તે બીજા દેશોની એવી બેંકો માટેની પ્રચલિત રૂઢિનુ પ્રતિબિંબ છે દક્ષિણ આફ્રિકાની એવી મધ્યસ્થ બૅંકમા શેરહોલ્ડરોને ૭ પ્રતિનિધિ ચૂટવાના તેમાના બે ઉદ્યોગ સાથે અને એક ખેતીવાડી સાથે જોડાયેલો હોવો જોઈએ એવી કલમ છે એ જ પ્રમાણે ઑસ્ટ્રેલિયન નૅશનલ બૅંકમા નીચલુ પ્રતિનિધિત્વ હોવુ જોઈએ એવી કલમ છે (૧) બૅંકો, (૨) સેવીંગ્સ બૅંકો, (૩) ઉદ્યોગ, (૪) વેપાર; (૫) ખેતીવાડી, અને (૬) મજૂર વર્ગ આને જ લગતી કલમો બૅંક ઑફ ફ્રાન્સની બાબતમા છે એટલે હિંદની રિઝર્વ બૅંકમા પણ જે એવી કલમો છે તે ઘણી જ આવકારલાયક ગણી શકાય

રિઝર્વ બેંકનો વહીવટ બેંક ઓફ ઇંગ્લંડની માફક બેંકીંગ ખાતુ અને નોટોનુ ખાતુ એમા વહેંચી નાખવામા આવ્યો છે બેકીંગ ખાતુ હિંદી વજીર, હિંદી સરકાર, પ્રાંતિક સરકાર અને દેશી રાજ્યોના બેંકર તરીકે કામ કરશે અને શિડ્યુલ્ડ બેંકોની સહીવાળી હૂંડીપત્રીઓ મુદ્દતની અને દર્શની ખરીદશે આ ઉપરાત ખેડુતને મદદ આવે એટલે ખાસ કરીને દેશના પાકને નાણુ પૂરુ પાડવાને લગતી હૂંડીપત્રીઓ હોય તો તે નવ મહિના સુધીની મુદ્દતની ખરીદવાની છૂટ આપવામા આવી છે.

નોટ ખાતુ સરકારની પાસેથી નોટોનો વહીવટ લઈ લેશે અને ભવિષ્યની નોટો રિઝર્વ બેંકના નામથી નીકળશે જોકે રિઝર્વ બેંકને નોટોની મોનોપોલી આપવામા આવી છે તોપણ તેને અમુક હદથી વધારે નોટો કાઢવાની સત્તા નથી એ નોટ ખાતામા નોટોના બદલામા અવેજ રાખવો પડશે અને તે અવેજ નોટોની જવાબદારીથી ઓછો ન હોવો જોઈએ આ અવેજ સોનાના સિક્કા, સોનાની લગડીઓ, પાઉંડની જામીનગીરીઓ, અને રૂપિયા તથા રૂપિયાની જામીનગીરીઓનો રહેશે આ અવેજનો ઓછામા ઓછો ૪૦ ટકા ભાગ સોનાના સિક્કા, સોનાની લગડીઓ, પાઉંડની જામીનગીરીઓનો રહેશે પણ સોનાના સિક્કા અને લગડીઓ કોઈ પણ વખતે રૂ ૪૦ કરોડથી ઓછી કિંમતના ન હોવા જોઈશે બાકીના ⅗ એટલે ૬૦ ટકા રૂપિયા, હિંદી સરકારની જામીનગીરીઓ, હૂંડીપત્રીઓ, વગેરેના રહેશે પણ સરકારની જામીનગીરીઓ એ અવેજના ¼ ભાગથી વધારે ન હોવી જોઈશે અને રૂપિયા ૫૦ કરોડથી પણ વધવા ન જોઈશે

આ ઉપરાત દરેક શિડ્યુલ્ડ બેંકે પોતાની રોજની દર્શની જવાબદારીના પાચ ટકા અને મુદ્દતની જવાબદારીના બે ટકા બેંકમા જમા રાખવા જ જોઇશે રિઝર્વ બેંકને હૂંડિયામણુ ૧ શિ ૬ પેન્સ પર ટકાવી રાખવાને માટે ૧ શિ ૫ $\frac{49}{64}$ પેન્સે પાઉંડ વેચવાની અને ૧ શિ ૬ $\frac{3}{16}$ પેન્સે ખરીદવાની ફરજ પાડવામા આવી છે

રિઝર્વ બેંકને ખેતીવાડીની આડટનુ એક ખાસ ખાતુ સ્થાપવાની સત્તા આપવામાં આવી છે, અને હિંદ જેવા ખેતીપ્રધાન દેશને એવા ખાતાની ખાસ અગત્ય છે, એમાં બે મત હોઈ શકે જ નહિ

મોટીમોટી આશાઓથી રિઝર્વ બેંક સ્થાપવામા આવી છે, પણ આશાઓ કેટલે અંશે ફળીભૂત થાય છે તે વખત જતા ખબર પડશે પણ એક ઘણી જ અગત્યની બાબત રિઝર્વ બેંકમા ભૂલી જવામા આવી છે તે એ છે કે હિંદી શરાફીને એ બેંક સાથે જોડવાનો પ્રબધ જ નથી સરાફે દેશની ખેતી અને વેપારને જે હિંદી શરાફી મદદ કરી રહી છે, તેને જ બાજૂએ મૂકી દીધાથી જે ઘણાએ ફાયદાઓ રિઝર્વ બેંક આપવાની આશાઓ રાખવામા આવે છે તેમા જરા ઊણપ આવ્યા વિના રહેશે નહિ એ હિંદી શરાફો વેપારને જે મદદ કરે છે તેનો ખ્યાલ આપવાને એટલુ જ કહેવુ પૂરતુ થશે કે હિંદનો આયાત અને નિકાસનો જે વેપાર છે તેમા તો એ શરાફોનો હિસ્સો છે જ, પણ જે દેશની અંદરનો આંતરપ્રાંતીય વેપાર છે તે તો આખો જ શરાફોની મદદથી ચાલે છે આયાતનિકાસના વેપાર કરતા એ આંતરપ્રાંતીય વેપાર લગભગ પદરગણો છે એ જાણીને તો ઘણાને અજાયબી જ થશે આવી જે વર્ષોજૂની ચાલતી આવેલી હિંદની લાક્ષણિક શરાફી સંસ્થાને રિઝર્વ બેંક સાથે જોડ્યા વિના રિઝર્વ બેંક દેશના વેપાર, ઉદ્યોગ તેમજ ખેતીવાડીને શી રીતે ઉપયોગી થઈ શકશે એ એક કોયડો જ છે ને?

# 'દીવા પાછળ'....!

પ્રહ્લાદ પાઠક

"ભાઈ! ઓ ભાઈ! મોટી બહેન બોલાવે છે, ચાલોને ?"

પરીક્ષાને એક જ માસની વાર હતી જેન ઓસ્ટીનના 'પ્રાઈડ ઍન્ડ પ્રેજ્યુડીસ'ના પાના ઉપર હુ ગારુડી આંખ ફેરવી રહ્યો હતો, ત્યા તો નાનકડી વિશુનો તીણો અવાજ મારા કાન સોંસરવો નીકળી ગયો ન સાંભળ્યુ હોય તેમ મેં મારું વિહગાવલોકન ચાલુ જ રાખ્યું ત્યા તો અંદરના ખંડમાથી મોટી બહેનનો ઝીણો ખિન્ન સ્વર કાને અથડાયો

"વિશુ! ઓ વિશુ! ક્યા મરી ગઈ? હા . . પ્રસન્ન શુ કરે છે? મા મરવા બેઠી છે ત્યારેય એને વાંચવાનુ?"

ગભરાતીગભરાતી વિશાખા મારી પાસે આવી લપાઈને ઊભી રહી તેની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી એક બાજુથી મોટી બહેનનો હુકમ અને બીજી બાજુથી મારી ધાક

મારી ત્રણ બહેનોમા વિશાખા સૌથી નાની નાની લોટી વધુ વપરાય એ સૂત્રાનુસાર વિશાખાને બધાય કામ બતાવે. કોઈને ના પડાય નહિ એ પૂરુ થયુ કે બીજું, અર્ધ પહોંચ્યું હોય ત્યાં તો વળી ત્રીજુ, એમ ઉપરાઉપરી અવિરત કામની પરંપરા નીચે એ કાયમ દટાયેલી રહેતી એને બેસવા વારો નહોતો અને છતાય કોઈ ગદ્દુવડીએ કામથી પરવારી એટલે કે પાડોશીના ઘરમા ફૂકા ઘસવા કે બાજી રમવા બેસે તો મોટી બહેનની ગાળોની ઝડીઓ તૈયાર જ હોય! તેમાય મારુ કામ એટલે તો વિશુ એકપગે તૈયાર

"વિશુ! મારી પેનસિલ! વિશુ! મારુ પૅડ! વિશુ! મારો પેજામો!" એમ કેટલાય સામટા હુકમોનો જવાબ વિશુ એક જ ફેરામા આપતી

કઈ વખત ભાઈને શુ જોઈશે તેનુ અચૂક જ્ઞાન ધરાવનાર તે બહેન મારે મન અણમોલ ધન સરખી હતી એની આંખામા આંસુ જોતા મારુ હૃદય રડુરડુ થઈ જતુ આખા ઘરનુ વૈતરુ ઉઠાવે તોય એને યશ નહિ. કામ કરે સવાયુ તોય નાના છોકરામા ખપી જાય

આમ નાના છોકરામા ખપ્યામા વિશુને ગેરલાભ કરતા લાભ વધુ હતો બધાનુ કામ કરે, બધાનો પડતો બોલ ઉઠાવે, એટલે બધાને સરખી વહાલી લાગે મારે સિનેમા જોવા જવુ હોય ને કોઈનો સંગાથ ન જડે તો 'ચાલ વિશુ! પહેર કપડા! આવવુ છે ને સિનેમા જોવા?' કહુ ને વિશુ તરત ધોયેલા ઘાઘરીપોલકા પહેરી તૈયાર બાને દર્શન જવુ હોય તોય વિશુને સાથે લે બાપુજી ફરવા પણ વિશુને લઈ જાય દાદાજી સાથે ડૉક્ટર પણ જવાનુ પાડોશી પર્વસ્નાન કરવા કોઈ ઘાટ પર જતા હોય તોય વિશુને ન ભૂલે. છતાય મારા તરફ વિશુને અનન્ય પક્ષપાત હતો, અપૂર્વ માન અને લાગણી હતા બધાના હુકમો સાથે છૂટ્યા હોય તો પહેલા ભાઈનો હુકમ મનાવાય અને મને પણ વિશુ તરફ નવાઈ લાગણી એનુ બાળક હૈયુ એટલે મારે મન કાવ્યની પ્રેરણા, એના વાળના ગૂંચળામાં

આગળીઓ પરોવતા હુ બધા દુઃખ ભૂલી જતો વાચનમા ચિત્ત ન ચોટે ત્યારે એના બાલિશ વાતો મારા મનને પ્રફુલ્લિત કરતી, થાકેલા અંતરમા તાઝગીના પૂર પૂરતી

એનો વાક હોય ને કોઈ કહે તો વિશુ સહી લેતી કડવા શબ્દોનો જવાબ એક આછા સ્મિતથી આપી સામાનુ હૃદય જીતવાનુ તે અસુલભ જ્ઞાન ધરાવતી છતાય વગરવાકે જ્યારે કોઈ એને ઠપકો આપતુ ત્યારે તેનુ બાળક હૃદય ઘવાતુ, ઝાકળના બિંદુઓમા અશ્રુકણો તેના નયનસરોજ પર ઊપડી આવતા, અને એક અક્ષર બોલ્યા વગર એકાદ ખૂણાનુ શરણુ લઈ આસુ લૂછી, હૈયુ હળવુ કરી તે કામ કરવા મડતી આજે પણ તેમ જ બન્યુ

એક બાજૂ મોટી બહેનનો ઠપકો અને બીજી બાજૂ મારી ધાક આમ બે બાજૂથી સપડાયેલી વિશુને માટે મુક્તિનો માર્ગ માત્ર આસુ જ હતો આસુ સારતી, લપાતી, છુપાતી, ગભરાતી, મારી તરફ આવતી વિશુને જોઈ મારુ હૃદય રડી ઊઠ્યુ પુસ્તક ઊંધુ મૂકી મે એને ગોદમા લીધી વાસે હાથ ફેરવી ધોતીના છેડાવતી આસુ લૂછ્યા અને પાસે પડેલા ઘડામાથી ઠંડુ પાણી પાઈ શાત કરી. એના ડૂસકા શમ્યા અને પલવારમા તો આસુનુ સ્થાન હાસ્યકિરણાવલિએ લીધુ

એના રેશમી વાળમા આગળીઓ પરોવતા મે પૂછ્યુ "શુ કામ હતુ, વિશુ?"

"મોટી બહેનને દવા પાવાનો વખત થયો છે ને?" તેણે કોમળતાથી જવાબ આપ્યો તેના સ્વરમા કોયલ ટહુકતી તે મેં આજે જ જાણ્યુ—જાણવાની પરવા કરી.

મોટી બહેનનો મૂળ સ્વભાવ બહુ માયાળુ, તેમાય છોકરા એટલે તો એમને મને દેવના દીધેલ રત્નો કામમાથી નવરા પડે કે તરત હીંચકે હીંચવા બેસે અને અમે ચારે ભાઈઓ હીંચકાના ચાર સળિયે ચાર અગરક્ષકો સમા ગોઠવાઈ જઈએ ઘડીમા મને, તો ઘડીમા વિશુને, તો કોઈવાર સુલભા, જયતીને ખોળામા બેસાડે, માથે હાથ ફેરવતા જાય ને બાળકોને ગમે એવી અનેકરગી વાતો કરે કોઈવાર લેશન સબધી, તો કોઈવાર રમતની, તો કોઈવાર ફરવા જવાની

હુ નાનો હતો—એટલે લગભગ અત્યારે વિશુ જેવડી છે તેવો હતો—ત્યા સુધી તો મને પણ એમ હીચકે બેસી, મોટી બહેનના વત્સલ ખોળામા માથુ મૂકી હીચવાની મઝા આવતી એ ખોળામા હુ સોનેરી સ્વપ્નો ઘડતો અને ભાગતો એ ખોળાની ઓથે હું રાક્ષસોના દળના દળ પાછા હઠાવતો અને આવી અનેકવિધ કલ્પનાસૃષ્ટિ રચી થાકતો ત્યારે ઊંઘી પણ જતો પણ જ્યારથી મારી બાલિશતા ઓસરવા માડી, જ્યારથી મારા જીવનક્ષેત્રો બદલાવા માડયા, જ્યારથી મારી રમજ્ઞતાએ આરોગ ઉચ્ચનો આદરવા શરૂ કર્યા, ત્યારથી મે આ હીંચકે હીચવાનુ ઓછુ કર્યું હતુ ક્યાક વાચતો હોઉં, ક્યાક કવિતા, વાર્તા કે નાટક લખતો હોઉં, ક્યાક ફરવા જાઉં કે ક્યાક નવુ ચિત્રપટ આવ્યું હોય તે સિનેમા-ગૃહનુ શરણુ શોધુ આમ મોટી બહેનનો માયાળુ અક સૂકી મારુ જીવન દુન્યવી બનતુ ચાલ્યુ હતુ એટલે આજ મોટી બહેનની સખ્ત માદગીને સમયે પણ હુ દૂર એક ખૂણામા બેસી પરીક્ષાની તૈયારી કરતો હતો

વિશુને લઈ ધીરે પગલે હુ મોટી બહેનની પથારી પાસે ગયો અર્ધમીંચી આખે તે નિશ્ચેષ્ટ જેવા પડ્યા હતા એમનુ આખુ શરીર કેવડાની ફણગ સમુ ફિક્કુ થઈ ગયુ હતુ છતાય એમાં ભૂતકાળની સૌંદર્યભરી દેહયષ્ટિનુ પ્રતિબિંબ પડતુ હતુ બેનાળાની અમર એમના

સફેદ કાળા વાળમાં સ્પષ્ટ થતી આંખોની નીચેનો ભાગ શ્યામ પડી ગયો હતો. ગાલમાં સહેજસહેજ ખાડા પડ્યા હતા. ચામડી સ્નિગ્ધતાવગરની અને કરચલીવાળી બની ગઈ હતી. તેમાં નહોતાં તેજ, ગૌરવ કે સૌંદર્ય!

અમારા મંદ પગલાના અવાજે એમની અર્ધમીંચી આંખો ઊઘડી અને હોઠ કાંઈ બોલવાનો પ્રયત્ન કરતા હોય એમ લાગ્યું.

'બાબહેન! દવાનો વખત થઈ ગયો ખરું?' મેં બીતાંબીતાં બોલવાનું સાહસ કર્યું. કોઈવાર મોટી બહેનને અમે 'બાબહેન'ના લાડકા નામે પણ સંબોધતા.

'ભાઈ! બા! અત્યાર સુધી તડકા કેટલે ગયા છે? વાંચવાનું તે આવું?' બહેને મહાપ્રયાસે થરડાતા અવાજે વાક્ય પૂરું કર્યું.

વિશુને બાજૂના ખડમાંથી દવાની શીશી લાવવાનું ભળાવી મેં જેમતેમ બોલવાનો પ્રયત્ન કર્યો.

'બાબહેન!. ....' પણ એમની આંખો મિંચાઈ ગઈ હતી. એટલું બોલ્યાં તેમાં તો એમને શ્વાસ ચડી ગયો હતો.

મેં ફરી શરૂ કર્યું: 'મોટી બહેન! પરીક્ષા છે તે તો તમે જાણો છો ને? આટલી પરીક્ષા પાસ થાઉં પછી એ વરસ સુધી નિરાંત જ છે ને? પછી તમારી પાસે ને પાસે રહીશ.' મોટી બહેને મારા તરફ પાસું ફેરવ્યું.

'અરે બળી તારી પરીક્ષા! આ હું જઈશ પછી તારે પરીક્ષા જ છે ને? વાંચજે ને બાપ! કોઈ 'ઊઠ' એમેય નહિ કહે, હું છું ત્યાં સુધી, પછી કોઈ કામે નહિ બતાવે ને જીવે નહિ બાળે. હું મરવા પડી છું, તું તારી પરીક્ષાને રુવે છે!'

મોટી બહેનના શબ્દો મારા હૃદયમાંસરવા નીકળી ગયા. મોટી બહેન જશે પછી? પછી શું? પછી કાંઈ નહિ! અત્યારસુધી મને એ ખ્યાલ જ નહોતો આવ્યો કે મોટી બહેન ચાલ્યાં જશે. બધા જતા રહે, આખી દુનિયા પ્રલયપૂરમાં ડૂબી જાય પણ મોટી બહેન તે કાંઈ મરે? એ મરે તો પછી અહીં કોણ? આ બધું કરે કોણ? રાંધે કોણ? કામ કોણ કરે? અમારી સરભરા કોણ કરે? અમે સાજામાંદા હોઈએ તો અમારી સારવાર કોણ કરે? નિશાળેથી મોડા આવીએ તો અમારી ભાળ કોણ કાઢે? અમારાં કપડાં, અમારી પથારીઓ... એમ જીવનની બધી જરૂરિયાતો પલવારમાં મારી નજર સમક્ષ ખડી થઈ ગઈ. સાથેસાથે એ વિચાર પણ આવ્યો કે અમારી જીવનની કઈ વસ્તુ સાથે મોટી બહેન સંકળાયેલાં નહોતાં? મોટી બહેન જાય એટલે? અંધારું! કાયમની રજની! ઘરમાં કોણ? બાપુજી નોકરીએ જાય, સુલભાબહેન સાસરે જાય, જયન્તી નિશાળે જાય, વિશુ બાલમંદિરમાં જાય! પછી? પછી હું તો કોલેજમાં જાઉં! સાડા ત્રણે પાછો આવું ત્યારે ઘેર કોણ? ટેકા જેવડું તાળું! ઘર ઉઘાડવાનું, કપડાં શોધવાનાં, ખાવાનું ખોળવાનું, કપડાં ધોવાનાં, સાંજના જયન્તી વિશુને રાંધણમાં મદદ કરવાની, બાપુજી આવે એટલે એમની સરભરા કરવાની, જમી પરવારી વાસણ માંજવાનાં, પથારીઓ કરવાની અને પછી દસ વાગે ઊંઘવાનું! ઊંઘવાનું? .. કે લેસન કરવાનું? ઝોકાં ખાતાં આંખમાં ઊંઘ ભરાય કે ચોપડી એમ ને એમ છાતી ઉપર પડી રહે અને નિદ્રાને ખોળે સવારમાં અર્ધા જાગતા, અર્ધા ઊંઘતા ઊઠવાનું ને પાછું એનું એ ક્યાં સુધી? એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ......

એક માસ, બે માસ, ત્રણ માસ .. ..
એક વર્ષ, બે વર્ષ, ત્રણ વર્ષ .

અને મને પ્રિવિયસની ટ્રિગો યાદ આવી—આલ્ફાનો અનનતાસૂચક આકડો મારી નજર સમક્ષ તરવરી રહ્યો

એક, બે, ત્રણ, ચાર તે અનત કાળ સુધી
'મઈનો દીકરો જીવે ત્યા સુધી શીવે,' એ સૂત્ર યાદ આવ્યુ

વિશાખા દવાની શીશી લઈ આવી એટલી વારમા તો મારા માનસસરમા આ અને આવા અનેક વિચારતરગો ઉદ્ભવી શમી ગયા. વિશાખાએ દવાનો ભાગ કાઢ્યો ને મે એક હાથે એમનુ પડખુ ઊંચુ કરી બીજા હાથે દવા પાઈ ડગની મારી વિશાખા પાણીનું પ્યાલુ ધરી રહી હતી પાણી પાયુ અને એમને સુવાડ્યા

દિવસેદિવસે મોટી બહેનનુ શરીર લથડતુ ચાલ્યુ બધાએ એમની આશા મૂકી દીધી એ દિવસથી તો એ બહુ નરમ થઈ ગયા હતા દવા પણ પિવાતી નહોતી દૂધ પણ ટકતુ નહિ મોસબીનો રસ પણ નહોતા લેતા આજે એમની તબિયત તદ્દન લથડી ગઈ હતી આગલી રાતે બાર વાગે એક ઝોબો આવી ગયેલો. આજે સવારની બીજીવાર એ મૂર્છિત થઈ ગયેલા

અત્યારે લગભગ સાજના પાંચેક વાગ્યા હતા નજીકના સગાવહાલાં મોટી બહેનનુ દુ ખ ઓછુ કરવા એકઠા થયા હતા વહાલીફઈ, જીજી, બા, બધાય ટોળુ વળી બેઠા હતાં બાપુજી પણ આજ નોકરી પર ગયા નહોતા, દાદાજી અને મામીબા પણ પાસે જ બેઠા હતા

કાયમના ઉજાગરાને લીધે કહો કે વાચનના થાકને લઈને કહો, પણ હુ અંદરના ખડમા હીંચકે સ્વપ્નસુષુપ્તિની મિશ્ર અસર નીચે પડ્યો હતો પરીક્ષા, મોટી બહેનની માદગી, એમનુ અકલ્પ્ય અવસાન, ઘરની વિષમ સ્થિતિ, વગેરે અનેકવિધ સ્વપ્નોએ મારી સુષુપ્તાવસ્થા આવરી દીધી હતી વિશુએ આવી એકબે વાર ઢઢોળ્યો તોય મને ખબર ન પડી, સ્વપ્નસુષુપ્તિ કરતા કોઈ અકથ ઘેનની અસર મારા પર વધારે હતી એમ કહું તો ચાલે એકબે વાર પાસા ફેરવ્યા પણ સ્વસ્થતા ન આવી એટલામા બાપુજીનો સખત અવાજ સંભળાયો અને હું સફાળો બેઠો થઈ બહાર આવ્યો બધા સગાવહાલા ઠપકો દેવા લાગ્યા

'અલ્યા ભાઈ! ઊંઘ તેય કેટલી ?' જેને જે ફાવ્યુ તે બોલ્યું પણ હું તો સ્થિતપ્રજ્ઞ શો સીધો મોટી બહેનની પથારી પાસે પહોંચ્યો ને તેમને સ્વસ્થ કરવા પ્રયત્ન કર્યો, તે પાસુ વાળી સૂઈ રહ્યા હતા મને જોઈ મામીબાએ મોટી બહેનને સ્વસ્થ કરવા પ્રયત્ન કર્યો.

'બહેન! બેટા! જો તો પ્રસન્ન આવ્યો!'

મોટી બહેન તેમ જ નિશ્ચેષ્ટ પડી રહ્યા, એટલે બાએ ફરી પ્રયત્ન કર્યો.

'વિમુ! બેટા! જો ભાઈ આવ્યો! તુ કહેતી'તીને કે તારે વાત કરવી છે પ્રસન્ન જોડે'

મોટી બહેન સભાન જ પડ્યા હતા, કારણ કે બાના શબ્દો સાભળી એમણે તરત પાસું ફેરવ્યુ એમની રક્તવિહોણી નિસ્તેજ આખો પલવાર મારા મુખનુ, આખાય દેહનુ પાન કરતી હોય એમ લાગ્યુ હું ખાટલાને અડી ઘૂટણ પર બેઠો, અને એમણે એમનો નિર્બળ, કાપતો હાથ મારા મસ્તક પર મૂક્યો

'ભાઈ પ્રસન્ન! ઊંઘતો'તો બા! મને ગમ્યુ હો. ભાઈ! રાતદહાડો વાચનાય કરે

એટલે દહાડે ઓકું આવી જ જાય!' જતી વખતે એમનો સ્વભાવ અસલ સ્થિતિ પર આવી ગયો હોય એમ મને લાગ્યું

'ભાઈ! બહેનોને બોલાવ મારી પાસે,' અને વિશુ, સુલભા, જયન્તી, ઓશિયાળા જેમ આવી મારી આજુબાજુ ગૂપચૂપ ગોઠવાઈ ગયા અને બાબહેને કરી શરૂ કર્યું

'પ્રમન! તું પાસ થજે બેટા અને તારા બાપુજી તને વિલાયત મોકલશે હો ભાઈ! પછી મોટો ઑફિસર થઈ પાછો આવજે અને આપણા દાદા, બા, આ મામીબા અને તારા બાપુજી, બધાયનું કહ્યું કરજે હો ભાઈ! બહેનોને તારે ખોળે મૂકું છું, પહેલા ખવડાવી પછી ખાજે પાણી પાઈને પીજે! તું ફાટયું પહેરજે પણ એમને ઓછું ન આવવા દઈશ'

એમને દમ ચડ્યો ને એ શાંત થઈ ગયા બેઠેલા બધાની આંખમાં આંસુ આવી ગયાં બાપુજીનું પુરુષહૃદય પણ રડી ઊઠયું એકલા મારી જ આંખમાં આંસુ નહોતાં! મારું હૃદય તો એમ જ માનતું કે મોટી બહેન તો અમર છે, એ તો દેવી છે, અમારા ઘરની લક્ષ્મી છે, એ મરે જ નહિને! એ બધાની મૂર્ખતા, વેવલાપણું અને અધીરાઈ ઉપર ઊલટું મને મનમાં હસવું આવ્યું

ડૉક્ટરને બોલાવડાવ્યો, ડૉક્ટરે એમનું સ્ટેથેસ્કોપ—શ્વાસનલિકા—મૂક્યું, હૃદયના ધબકારા ગણી જોયા, હાથમાં મોટી બહેનનો હાથ લઈ નાડીપરીક્ષા શરૂ કરી સગાવહાલા ઊંચે શ્વાસે ડૉક્ટરના જવાબની પ્રતીક્ષા કરી રહ્યા, અને ડૉક્ટરના હાથમાં જ હાથ રાખી મોટી બહેને દેહ મૂક્યો.

અવસાન અંતે નીપજતા દારુણ ઉલ્કાપાત, શોક અને આંસુના નાટક ભજવાઈ ચૂક્યા, બધા રડી રહ્યા, માત્ર મારું બાળક હૃદય ન સમજી શક્યું આ બધું નાટક, ન ઊકેલી શક્યું આ ગહન મૃત્યુ કોયડો

મારું મન તો કો તત્ત્વાન્વેષક ભૌતિકશાસ્ત્રીની માફક એક જ વિચારમાં તદ્રૂપ બન્યું હતું કે મોટી બહેન મરે જ કેમ? ભૂત કે ભવિષ્યના સારામાઠા, કશાય વિચારો તે વખતે મારા અનભિજ્ઞ હૃદયમાં ઉદ્ભવ્યા નહોતા. બધી ક્રિયાઓ મેં યંત્રવત્ પૂર્ણ કરી, પણ મારા અંતરનું સમાધાન ન થયું હું મારા મનને મનાવી જ ન શક્યો કે મોટી બહેન દેવલોક પામ્યા

×          ×          ×

મોટી બહેન ગયા અને તેમની પાછળ સૂનો સસાર મૂકતા ગયા મારા મતવ્યે તો એમના જવાથી કોઈને કાંઈ ખાસ લાભગેરલાભ જેવું નહોતું થયું કારણ કે આજ એમને ગયે કેટલીયે શિશિરો વીતી પણ કશું કાર્ય એમના વિના અટક્યું હોય એમ મને નથી સાંભરતું સારામાઠા પ્રસંગે વડીલો, બાપુજી અને સગાવહાલા એ વ્યાવહારિક આંસુના ટીપાં પાડી ઓશિયાળાં બનવાનો દેખાવ કરી શાંત બનતા

એ નિગતિયા જીવોમાંથી બાદબાકી કરું તો માત્ર મારી જ કોઈનો પણ સંસાર બગડ્યો હોય, કોઈના પણ આદર્શોના ઉન્નત ગિરિશૃંગો તૂટી પડ્યા હોય, કોઈનીય ભાવનાઓની ભસ્મ થઈ હોય, કોઈની પણ આશાની ઇમારતો અધૂરી રહી હોય, કોઈનુંય જીવન સૂના સ્મશાન જેવું બન્યું હોય, તો તે માત્ર મારા એકલાનું જ જયન્તી પરણી સાસરે ગઈ બાપુજી તો બાર માસમાં જ મોટી બહેનની વરસી વાળી રુધિરના ટીપા જેવી લાલ ચટક અમદાવાદી પાઘડી પહેરી ઊઘલ્યા દાદાજીનું વાર્ધક્ય! માયતનાર બા હતાં મામીબાને

સુવાવડોની ઉપાધિમાથી મુક્તિ મળી માત્ર મારો જ સ્વાર્થ બગડયો હોય એમ મને લાગ્યુ અને હજુ પણ લાગે છે

વિલાયતના સ્વપ્ના તો એ શિશિરમા જ થીજી ગયા કૌટુબિક મૂઝવણોને લીધે બાપુજી મને એ ૫૦૦૦ માઈલની મુસાફરી કરાવી શકે તેમ નહોતુ એટલે મારે ફાળે તો યુનિવર્સિટીની નીરસ પરીક્ષાઓ જ રહી હતી

આ અરસામા એક અણધાર્યો બનાવ બન્યો, જેણે મારા કેળવેલા ભ્રાન્તિપડળ અને સસારમોહ દૂર કર્યા અને નિષ્કામકર્મને માર્ગે પ્રેર્યો મોટી બહેન તેમની પાછળ પિયરના પૂર્વજોના કીર્તિદીવડાસમુ એક મકાન મારા અને મારા મસિયાઈ ભાઈ ચૈતન્યના બેઉના વટામા મૂકતા ગયા તેમના જીવતા તો બધો વહીવટ અને ન્યાતજાતનો કરકરિયાવર એ ઘરની નજીવી આવકમાથી તે કરતા, અને અવસાનકાળે પણ મને ભળાવી ગયેલા 'ભાઈ દાદાના સ્મરણચિહ્ન અને મોસાળની આબરૂના અવશેષસમુ આટલુ ઘર તમને બે ભાઈ ઓને સોંપતી જાઉં છુ તે સાચવી રાખજો અને દાદા અને બાની શ્રાદ્ધસવત્સરી તેના ભાડાની આવકમાથી કરજો મોટા થાવ, બે પૈસા રળો અને રૂપડાની હવેલી બનાવશો તો તમારી, મારી અને સદ્ગત દાદાની આબરૂ વધશે બાકી છે એટલુ જાળવી રાખશો તોય મારો આત્મા ઠરશે.' પરતુ મોટીબહેનની, માતામહની કે બનેની કુળ આબરૂની મારા સિવાય કોઈને પડી હોય એમ મને લાગ્યુ નહિ

મોટી બહેનના અવસાનને બે વર્ષેય નહિ થયેલા ને ચૈતન્યના માબાપ અને વડવાઓ તરફથી મોસાળનુ ઘર વેચી નાખવાનુ ફરમાન નીકળ્યુ ફરમાન એટલા માટે જ કે કાં તો મારે ઘર વેચી ચૈતન્યના હિસ્સાની અર્ધી રકમ આપી દેવી કે કા તો દાદાની આબરૂ અખડ રાખવા ઘર મારે પોતે રાખી ચૈતન્યના ભાગના ઘરની કિંમતના અર્ધા રૂપિયા ગમે ત્યાથી લાવી આપવા મારી સ્થિતિ ઘણી વિષમ હતી ઘર વેચવુ નહોતુ ને પૈસા આપવાના હતા

મોટી બહેનના દેવલોક પામ્યા પછી ઘરના બધાય મારા તરફ ઠીકઠીક લાગણીનો દેખાવ કરતા દેખાવ એટલા પૂરતો જ કે પાછળથી જ ખબર પડી કે એ લાગણીનો ઊભરો નહોતો પણ માત્ર નાટકી અભિનય અને દેખાવ જ હતો મને આશા હતી કે દાદા, બાપુજી કે મામીબા ત્રણમાથી એક તો મને આ રૂપિયાની રકમ આપવામા મદદ કરશે જ. મોટી બહેનના મૃત્યુ બાદ પણ મામીબાએ અમારા ઘર સાથેનો સબધ જેવો ને તેવો જ સાચવી રાખ્યો હતો, કારણ કે એમને મન અમે જ એમની ઘડપણની લાકડી હતા

એક દિવસ બધા ખુશમિજાજમા હતા, સ્વાદિષ્ટ ભોજન પછી સતોષના ઓડકાર ખાતા બધાય ઘરઉઘરની, ન્યાતજાતની, કુટુબને લગતી દેશદેશાવરની એમ અનેક આડલી પાછલી ઉકેલી રહ્યાં હતા અને મે એ દાવકુ રાખી મોસાળના ઘર સબધી વાત ઉકેલી બધાય ઘરને વેચાતુ જોવા તૈયાર હતા એમ એમની મુખરેખાઓ સ્પષ્ટ સૂચવતી હતી, પણ જ્યા મે ઘરને કાયમ રાખી કોઈ શાહુકાર શરાફના ઉછીના પૈસા લાવી ચૈતન્યને એના ભાગ પેટે આપવાની વાત રજૂ કરી કે બધાયનાં મુખ પડી ગયા કોઈ એક અક્ષરયે ન બોલ્યુ પળવાર તો મને એમ જ લાગ્યુ કે કોઈ તાન્ત્રિક વિદ્યાના સકળ બળની સત્તા નીચે એમની વાચા હરાઈ ગઈ હશે. એમ ને એમ નીરવતાભરી બેચાર પળો પસાર થઈ ગઈ અને ત્રણેમા સહુથી વધુ જોખમદારી અને પોતાપણુ રાખનતા બાપુજી ધીરે રહીને બોલ્યા

'જો ભાઈ! તારામાં રામ નથી એ જૂનો ખાખધડો રાખી તું શું કરીશ? તું તે કેટલી જગાએ ધ્યાન આપીશ? વરસાદ છે, કોરું છે, હા છે, ના છે ચોમાસું આવે, છાપરાં સંચળાવવાનાં, નીકો તૂટીફૂટી હોય તો સમરાવવાની, ભીંતોમાં પાણી ઊતરતું હોય તો પ્લાસ્ટરો કરાવો, ભાડવાતોનો લડઝઘડ, પાડોશીઓ પજવે!—તું તે કેટલી જગાએ ધ્યાન આપીશ? તું તે વાંચીશ, પરીક્ષાઓ આપીશ, ફરીશહરીશ કે આ ચક્કીમાં પડીશ?' બાપુજીએ પૂરું કર્યું અને દાદાજીને એમની દલીલો ઉપર ઝઝૂમવાની હિંમત આવી

'એવું છે બા, તું તો હજી નાદાન છે! તેં કાંઈ તડકાછાંયડા જોયા છે? આ તો મોટી રકમની વાત! કાંઈ નાના છોકરાના ખેલ છે? તું વ્યાજે લાવવાનું કહે છે પણ વાણિયો બાર આના સહેજે વ્યાજ લે, અને એટલું તો તારા ઘરનું ભાડુંયે નથી આવતું. મકાનોની પીડ નરમ છે તો પછી બાકીના વ્યાજના પૈસા ક્યાંથી લાવીશ? અને ઉપરથી ઘર સમરાવવાની વાત તો બાજુએ રહી' દાદાજીએ પ્રતિતી કર્યું ને મામીમાએ એમની ભૂમિકા ભજવવી શરૂ કરી. 'ભાઈ! જો બેટા, એવું છે તારાથી કેટલે પહોંચાશે? આ તારા દાદાનું ઘર, આ મારું ઘર એ બધું તારું જ છે ના? ઘર ઘર શું કરે છે? કાલ ઊઠીને કમાય એટલે કરાવજેને નવી હવેલી '

બધા બોલી રહ્યા. દરેકને અવશ્ય એમ લાગ્યું હશે કે પોતે અકેકે સોનાનો આપર કહ્યો છે મારું બાળક હૃદય જે અત્યાર સુધી આ ઐન્દ્રજાલિક સ્નેહજાળમાં ગૂંચવાઈ ગયું હતું તે એકાએક સભાન બન્યું દુન્યવી દંભ અને સ્વાર્થી સ્નેહના વિવિધ બંધનો અને જાળો મારી નજર સમક્ષ ખડાં થઈ ગયાં સમજદારી હૃદય આ દુન્યવી ડાહ્યાઓના સ્પષ્ટ વચનો સાંભળી તટસ્થ થઈ રહ્યું

મારે માટે માત્ર એક જ પાસો નાખવાનો બાકી હતો કેવી ચાલાકીથી, કુનેહથી તે નાખવો તેની જ ગડમથલ મારા બિનઅનુભવી માનસમાં ચાલી રહી હતી છેવટે મેં હિંમત બીડી 'એવું છે, તમે બધા કહો છો એની ના નથી, તમારી સલાહ સત્તર આની છે મારાથી બધી જગાએ ન પહોંચાય—બધે દેખરેખ ન રખાય એ વાત પણ સાચી પરંતુ એ મકાન અખંડ રાખવાનું કહું છું તે મારા સ્વાર્થ ખાતર નહિ, પણ દાદાની કીર્તિ ઝાંખી ન પડે અને મરતી વેળાનો મોટી બહેનનો બોલ પળે એટલા પૂરતું જ બાકી મારે મકાનોની શી ખોટ છે?'

હું આગળ બોલું ત્યાં તો દાદાજી અને મામીમા સાથે જ બોલી ઊઠ્યાં 'તું કાંઈ અણસમજુ છે બેટા! તને જોઈને, તારું ભણતર જોઈને તો અમારી આંખ ઠરે છે કે કેવો ડાહ્યો દેવ જેવો છોકરો છે!' એમને ખાંડ પીરસતાં વચમાં જ અટકાવી મેં શરૂ કર્યું 'વાણિયાના વ્યાજની વાત તમે કહો છો તે પણ બરાબર છે પણ તમે ત્રણે મુરબ્બીઓ ધારો તો એ મૂંઝવણ કાંઈ ન ટળે એવી નથી' પલવાર તો ત્રણે જણ વિચારમાં પડી ગયાં મેં આગળ ચલાવ્યું, 'તમે ત્રણે સાથે થઈને અર્ધી રકમ આપવા કમર કસો તો મારી મુશ્કેલી સહેજે ટળી જાય એમ છે વાણિયાને બદલે તમને વ્યાજ આપીશ અને બાર આનાને બદલે છ આના આને ચલાવી લેશો તો તો કાંઈ મૂંઝવણ નહિ રહે!'

વગરજીભીએ વરસાદ પડે ને જે સ્થિતિ થાય એવી એમની સ્થિતિ થઈ ગઈ થોડી વાર તો બધાય નિઃશબ્દ થઈ ગયા બહારની આફત પોતાને જ માથે ઊતરી આવી જાણી

બધાના મુખ પડી ગયાં હું આગળ કાંઈ કહું એ પહેલા તો બાપુજીએ ચલાવ્યું, 'જો ભાઈ! તુ તો ગાંડી ગાંડી વાતો કરે છે! પૈસા તે કાંઈ એમ રસ્તામા પડ્યા છે? તુ તો અમને બધાને ભર્યા ભર્યા દેખે છે પણ અમારું મન જાણે છે કે બધુ કેમ ચાલે છે આ લગ્ન કર્યું તારી બાના મૂઆ પછી, આ નવું ઘર લીધુ, જયન્તીને પરણાવી, અને પરચૂરણ બીજુ, એમ બધુય ખરચાઈ ગયુ છે ઊલટુ દેવુ થયુ છે એ નફામા આવવાનુ એક ઠેકાણુ અને જવાનાં અનેક માગથી તો કાંઈ મદદ થાય તેમ નથી, ઊલટુ એમ તો કયાથી કહે લો બાપુજી, આ તમારે ખર્ચ થયુ હશે અને હાથ ભીડમા હશે તો લો આ ઘરના રૂપિયા આવ્યા છે તે! આવે ત્યારે આપજો' એમણે આગળ ચાલુ જ રાખ્યુ, પણ મેં સાંભળવાની પરવા જ નહોતી કરી આટલા શબ્દો પણ મારા કૂમળા મગજને ચગડોળે ચડાવવા બસ હતા અનેક વિચારોની પરંપરા મારા મનમા આવી અને ગઈ 'બાપુજીએ મારી પાસેથી પૈસા મેળવવાની લાયકાત પુરવાર કરી હતી'

વિલાયત મોકલવાની વાત આવેલી ત્યારે મોટી બહેનના શબ્દો મે સંભારી આપેલા. ત્યારે બાપુજીએ એક સામાન્ય વ્યાવહારિક મનુષ્યના મુખમા શોભે એવુ દુન્યવી સત્ય રજૂ કરી મને જીવનના પહેલવહેલા જ આશ્ચર્યમા ગરકાવ કર્યો હતો

'જો ભાઈ તુ ડાહ્યો છે, સમજુ છે, મારી સ્થિતિ સારી રીતે સમજી શકે એમ છે તારી બહેનને મોએ મે તને ઇંગ્લંડ મોકલવાનુ વચન આપેલુ તે ખરુ, પણ અત્યારના સંયોગો જોતા મારાથી એ પાળી શકાય તેમ નથી આ બીજી વાર લગ્ન ન કર્યું હોત, તો તો મરનારીને આપેલુ વચન હુ જરૂર પાળત, હવે તો દરેક પગલુ વિચાર કરીને મૂકવાનું. આગળપાછળ જોઈને કામ કરવાનુ'

આ અને આવા કેટલાય દુન્યવી કડવા સત્યોનું મારા મગજ પર એકીસામટુ આક્રમણ થયેલુ

મંત્રીના નિવેદન પછી ખજાનચીનુ, અને છેલ્લે સ્વાગત સમિતિના પ્રમુખનું, એમ બાપુજીએ પૂરુ કર્યું એટલે દાદાજીએ અને એમની પાછળ મામીસાએ પણ પોતાનું નિવેદન રજૂ કર્યું

પાણી વલોવે માખણુ ન નીકળે જે વાતનો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો તે પ્રત્યક્ષ જોઈ 'દીવા પાછળ અંધારુ' એ કહેવતનો સાક્ષાત્કાર કર્યો ભાવી અંધકારના ઓળા જ્ઞાન-ચક્ષુઓને પલવાર તો ઝાંખાઝાંખ કરી નાખતા લાગ્યા

દાદાજી અને મામીસાના નિવેદનમા ખાસ દમ જેવુ કાંઈ નહોતુ બન્નેએ એક જ જાતની સ્વભાવાનુરૂપ વિચારાવલિ ગૂંથી હતી અને તેના જ પ્રતિબિંબરૂપ શબ્દાવલિ રજૂ કરી

'જો ભાઈ! અમે થયા વૃદ્ધ! ઘડપણમા ટેકા પૂરતા પાંચ પૈસા એકઠા કર્યા હોય તે કાંઈ એમ આપી દેવાય? માંદાસાજા હોઈએ ને જોઈએ ત્યારે કોની પાસે હાથ ધરીએ?'

મે છેલ્લો દાવ ફેંક્યો, 'બાપુજી? તમારા કોઈથી મદદ થાય એમ ન હોય તો મોટી બહેન દેહ છોડતી વેળાએ અમ બન્નેનાના ખરચખૂટણ માટે તમને જે રકમની સોંપણ કરી છે તે રકમથી ચૈતન્યનો ભાગ ભરપાઈ કરીએ તો? જેવું બીજેથી વ્યાજ ઉપજતું હશે તેવુ હુ વ્યાજ આપીશ, અને દાદાની લક્ષ્મીથી તેમની જ આવક સદ્ધરે, કકડેકકડે પૈસા પાછા વાળી દઈશ.'

આ શબ્દોનો અણધાર્યો જવાબ મળ્યો, 'એ પૈસા તો નહિ મળે! એ તો મરનારીએ મને સોપ્યા છે કાલ ઊઠીને છોકરીઓને કાંઈ ખપ પડે તો તરત કઢાવી લાવવા? એનો હું વાલી છુ' એમની લથાણપૂર્વક વાગ્ધારા કયા અને કયારે અટકી તે મને બરાબર યાદ નથી મૂળ વાત તો એમ હતી કે એ પૈસાનુ અસ્તિત્વ જ નહોતુ બહેનોના વાલી થઈ બેઠેલા બાપુજીએ એ શિવનિર્માલ્ય પુષ્પ સમુ બહેનોનુ ધન તો કયારનુયે બીજા લગ્નના ખર્ચમા વટાવી ખાધુ હતુ પણ તત્કાળ પૈસા લાવી આપવા કયાથી? એટલે આ આબાદ વ્યાવહારિક નૂસખો એમણે અજમાવ્યો હુ તો ડઘાઈ જ ગયો

મારી પાસે તો પાઈએ નહોતી ઊંચે નબરે પરીક્ષા પાસ કરી મેળવેલી છાત્રવૃત્તિમાથી તો માત્ર પુસ્તક, ફી અને કપડા માડ નીકળતા, ત્યા બચાવવાની વાત શી? એવો કોઈ લક્ષ્મીનદન મિત્ર નહોતો એટલે વિધિના વિધાન પૂરા થયા વગ વેચાઈ ગયુ અને સ્વાર્થી સગાઓનુ છેલ્લુ બધન તૂટયુ, આશાનો છેલ્લો બધ તૂટી ગયો માતાનો બોલ ન પાળી શકાયો એટલા પૂરતા મારા આત્મસન્માનના ચૂરેચૂરા થઈ ગયા દાદાજીનો—માતામહનો કીર્તિકળશ અમર રાખવાની ધગશ ધગવતુ હૃદય નિર્બળ ઓશિયાળુ બની ગયુ પૈસાના જ બધા સગા હતા એ વાત તરત સમજાઈ અને યાજ્ઞવલ્ક્યનુ—

'ન વા અરે સર્વસ્ય કામાય સર્વં પ્રિયં ભવતિ।
આત્મનસ્તુ કામાય સર્વં પ્રિયં ભવતિ ॥'

એ અનેરુ સૂત્ર વગરટિપ્પણે દીવા જેવુ સાફ સમજાયુ

પૈસા આવી ગયા, ચૈતન્યનો ભાગ તેને સુપ્રત કર્યો. મારા પૈસાના મે પોસ્ટનાં સર્ટિફિકેટો લીધા પૈસા આવ્યા એટલે તો બધાય હિતસ્વીઓ સલાહ આપવા મડયા કોઈએ શેરોમા રોકવાનુ કહ્યુ, તો કોઈએ સરાફની દુકાને વ્યાજે મૂકવાનુ કહ્યુ તો વળી કોઈ દીર્ઘચક્ષુએ જમીનમા રોકવા સૂચવ્યુ પણ આ સ્થિતિએ હુ કોઈનુય વાલીપણુ સ્વીકારવા તૈયાર નહોતો એટલે એમની સલાહનો મે ઝાઝો ઉપયોગ કર્યો નહિ

એ વાતને બે શરદો વીતી હશે અને વિશુના લગ્નનો પ્રશ્ન ઘરમા ચર્ચાવા માડયો શરૂઆતમાં તો મારાથી છાના જ દાવપેચ રમાતા હતા, અને મને પણ કાંઈ તમા નહોતી એ સાસારિક બાબતોની

શિયાળાની ટાઢી સંધ્યા હતી આજ હુ ફરવા નહિ ગયેલો ચિત્ત અસ્વસ્થ હતું એટલે ત્રીજે માળે મારી ૮'×૧૨'ની નાનકડી ઓરડીમા ટેનિસનનું 'પ્રીન્સેસ' વાચતો પડયો હતો થોડીક જ પક્તિઓ વાચી હશે ને બારણુ ખખડયુ મારુ ધ્યાન તે તરફ ગયુ, પણ બારણામા કોઈ નહોતુ, એટલે સામાન્ય રીતે બનતુ તેમ આજે પણ પવનના જોરે કે કોઈ બિલાડીના પ્રયત્ને બારણુ સહેજ હાલ્યુ હશે એમ મનને મનાવી મેં ફરી પુસ્તકમા મન પરોવ્યુ પણ એટલામા તો બારણા ઓથે ઊભેલી વિશુએ આખુ બારણુ ખોલી નાખ્યુ અને તેનુ રમતિયાળ નિર્દોષ મુખ ટમકયુ આછી સધ્યાએ ઊગેલા ચાદલા સમુ પણ આજ તેના મુખ પર નૈસર્ગિક આનદોલ્લાસ કે સ્મિત નહોતા, જાણે કે અનિવાર્ય બનાવ તેના હૃદયને કોરી ખાતો હોય, કોઈ અકથ્ય મૂંઝવણે એના માનસપટને દોરી લીધો હોય એમ એનુ શૂન્ય મુખકમળ સૂચવતુ હતુ

વિશુ દાખલ થઈ, અને હુ કાંઈ કહુ તે પહેલા તો તેજ હૃદયમથન છુપાવવાનો

પ્રયત્ન કરતી ગણે કશું ન બન્યું હોય તેમ મુખ પર કૃત્રિમ સ્મિત પ્રકટાવી કાલકાલથી બોલી, 'કેમ ભાઈ આજ ફરવા નથી જવું? સાત વાગી ગયાને?'

મેં માત્ર નકારમાં જ માથું હલાવ્યું પણ એમ એટલેથી પતે એમ નહોતું. એનો જિદ્દી સ્વભાવ મને એટલેથી છોડે એમ નહોતું.

'તબિયત નરમ છે? કોઈએ કાંઈ કહ્યું છે? માથું દુખે છે? લાવો દબાવી આપું!'

એમ અવિશ્રામ પ્રશ્નપરંપરા છૂટી અને મારા જવાબની વાટ જોયા વગર એ માથું દબાવવા બેઠી.

'બહેન થયું હવે, નથી દુખતું,...બસ!' અને છતાંય એણે અવિશ્રાંતપણે શુશ્રૂષા ચાલુ રાખી.

એક તો મારી માનસિક સ્થિતિ અસ્વસ્થ હતી. તેમાં વળી વિનુએ પ્રશ્નપરંપરા પૂછી અસ્વસ્થતાને ચીડમાં ફેરવી નાખી, અને અધૂરામાં પૂરું વગરકહ્યે માથું દબાવવા બેઠી અને મેં મારું માનસિક સમતોલપણું ગુમાવ્યું.

'રહેવા દેને દોઢ ડહાપણ કરતી.'

એના હાથ ઢીલા પડ્યા અને ધીરે રહીને એણે લમણા પરથી હાથ લઈ લીધા. આંસુનો પ્રવાહ ચાલુ થયો હતો. તેનું તો મને જ્યારે મારા લમણા પર અશ્રુબિંદુઓ પડ્યાં ત્યારે જ ભાન આવ્યું અને હું બેઠો થઈ ગયો.

'રડે છે?..' એના ડૂસકાં વધ્યાં, એનું નાનકડું માથું મેં ખોળામાં લીધું, અને આંસુ લૂછી વાંસો થાબડી શાંત કરવાનો પ્રયત્ન આદર્યો. કોઈ દિવસ હું ગુસ્સો કરું તો વિનુ રડતી નહિ, ઊલટું સામો જવાબ આપી મને વધુ ચિડવવાના પ્રયત્ન કરતી. પણ આજે એ રડી પડી એ મારે મન અચંબાનો વિષય હતો.

એના ડૂસકાં ધીરેધીરે ઓછાં થવા માંડ્યાં હતાં.

'વિનુ! બહેન જો તો! તારે માટે હું એક સુંદર પેન લાવ્યો છું, જો તો! આંખ ઉઘાડ તો! મારી બહેન નહિ.' મેં એક સુખનો ચુચકારો બોલાવ્યો ને એણે આંસુભીનાં નયન ઊંચાં કર્યાં.

'ક્યાં છે?' એના હોઠ હસુહસુ થઈ ગયા હતા, એની આંસુ નીગળતી આંખો સ્મિતના કિરણો વેરતી હતી.

'ક્યાં છે?' મેં એના ચાળા પાડવાનો પ્રયત્ન કર્યો.

'કેવું ઊંચું જોયું સુંદર વસ્તુનું નામ દીધું એટલે!' પહેલાં મને કહે, તું કેમ ઉદાસ છે આજ? મોટી બહેને કે બાપુજીએ કાંઈ કહ્યું હતું આજ?' માતાજીને અમે મોટી બહેન જ કહેતા હતા.

એનું મુખ પડી ગયું. એનો બનાવટી આનંદ સમૂળો અદૃશ્ય થઈ ગયો. ફરીવાર એ વ્યાકુળતામય ગ્લાનિવાળી રમણી જેવી થઈ ગઈ.

'ભાઈ! બાપુજીએ મારો વિવાહ.' માંડ એટલું બોલી ત્યાં તો ગરગરતાં એના વિશાળ ચક્ષુએ પૂર ઊમટ્યાં, અને પાછાં ડૂસકાં શરૂ થયાં.

જે વસ્તુ સમજવા મેં અનેક સંકલ્પવિકલ્પ કર્યા હતા તે મારા એના એક જ વાક્યે, એક અધૂરા વાક્યે જ, મારા લક્ષમાં આવી ગઈ. ફરીવાર મેં એનો વાંસો થાબડી

શાંત કરી, એની મરજી વિરુદ્ધ લગ્ન નહિ થાય એવુ અભયવચન આપ્યુ ને એને મુખડે સ્મિતફૂલડાં વેરાયા

રવિવાર હતો બાપુજીને ઑફિસમા નહોતુ જવાનું જમી પરવારી દાદાજીના ખંડમા બેઠા હતા હુ પુસ્તકાલયમા ગયેલો તે સહેજ મોડુ થયેલુ ખંડમા ડાયરો જામ્યો હોય એવુ વાતાવરણ લાગતુ હતુ દાદાજી, મામીબા, બાપુજી, અને વહાલીફોઈ એમ ચાર મુત્સદ્દીઓ કોઈનું ઘર માંડવાભાંગવાની વાતો કરી રહ્યા હોય એમ લાગ્યુ મને બારણામા જોયો અને બધાએ મુખ પર કૃત્રિમ સ્મિત આણ્યુ

'આવ્યો ભાઈ! જરા મોડુ થયુ ખરુ? જા જમી લે વિશુ વાટ જોઈ બેસી રહી છે,' બાપુજીએ કહ્યુ ને હુ ઝટપટ શણિયુ વીંટાળી રસોડામા પહોચ્યો

જમવા બેઠો પણ મારુ ચિત્ત પેલા મટાક્યોગમા હતુ ખાધુ ન ખાધુ કરી, વિશુના એકબે સવાલોના અધૂરાપધૂરા જવાબો આપી, હુ હાથ ધોઈ ઊઠી ગયો, કપડા બદલી બહાર આવ્યો, અને બાપુજીએ સાન કરી અંદર બોલાવ્યો.

'જમ્યો! બેસ!' અને હુ બહારમા ડોકુ હલાવી એમની સામો બેઠો

માગ કરતા એ લોકોની મૂઝવણ વધુ હતી—જેમ શિકાર કરના શિકારીની વધુ હોય છે તેમ એટલામા તો દાદાજીએ હિમત બીડી 'જો ભાઈ! જાણે એમ છે કે વિશુ થઈ મોટી હાઈ નહિ ને પરણુ જાય છ દીકરી એટલે બાપનો ભારો એ તુ તો સમજુ છે એટલે તને કહેવુ પડે એમ નથી એટલે તારા બાપુજીનો, આ તારા મામીદાદીનો, અને મારો પણ વિચાર એવો છે કે છગનલાલના લાલુ સાથે આપણી વિશુનુ સગપણ કરવુ અને લગ્ન પણ મહા મહિનામા કરી નાખવુ, એટલે નિકાલ વચમાથી! કેમ જણાવ?' મામીબાએ સમતિસૂચક મસ્તક હલાવ્યુ 'કાલ ઊઠીને શુ છે, શુ નહિ! મારો દેહ ના હોય, તારા બાપુજીની તબિયત પણ દિવસેદિવસે લથડતી જાય છે તારા મામીદાદીની પણ હા છે, અને આ તારી વહાલીફોઈ પણ કહે છે એણે છોકરો જોયો છે અને આમ બોલવે ચાલવે બધી રીતે સારો છે હોય! જરા નાદાન છે, એ તો મોટો થશે એમ સમજણો થશે ને બધુ સાથે પડશે એટલે એની મેળે લેન પર આવી જશે બાકી પૈસાની સારી ભેખડવાળો છે ભગવાનનો આપ્યો એકનો એક છે એના બાપને, એટલે આપણી વિશુને દુઃખ તો નહિ કોઈ વાતનુ કેમ બોલ્યા નહિ જણાવ?' અને એમણે રુઝવેલ્ટ કે લેનીન કરતાય અગત્યનુ ભાષણ કર્યું હતુ, એવા આત્મગૌરવ સાથે હજુ બીજુ પ્રવચન કરવુ પડશે એમ કલ્પી બંડીના ફાટેલા ગજવામાથી જસતનુ પાનદાનિયુ કાઢી, તમાકુની નાનીશી—રોજ કરતા વધારે—ઢગલી કાઢી, બમણો ચૂનો લગાવી, આગામી પ્રવચન માટે પ્રેરણા મેળવવાની તૈયારી કરવા માંડી એમના મુખ ઉપરનુ આછુ સ્મિત એમની દૂધિયા મૂછોના વાળમાથીયે દેખાતુ હતુ આખો સટાક્યોરો પોતાના વાક્‌પાટવથી મંત્રમુગ્ધ બની ગયો હતો એ દૃશ્યે તો એમણે પલવાર આત્મસતોષ અનુભવ્યો

કહેવાનુ બધુ દાદાજીએ કહી નાખ્યુ હતુ—દાખલા, દલીલો અને વખાણના બે શબ્દો સહિત, એટલે કોઈને બોલવા જેવુ રહ્યુ નહોતુ માત્ર મારા જવાબની પ્રતીક્ષા કરતા બધા ઊંચે શ્વાસે બેઠા હતા બને તેટલી સાવધાની રાખી મે શરૂ કર્યું

'એવુ છે દાદાજી! તમે બધા મુરબ્બી છો છતા જ્યારે વિશુના હિતાહિતનો તમને

ખ્યાલ સરખોય નથી આવતો ત્યારે જ મારે બે શબ્દો બોલવા પડે છે. તમારી જોખમદારી સમજી તમારી ફરજ અદા કરતા હોત તો મારે કાંઈ કહેવાનુ નહોતુ એટલે વધારેઓછુ કે સારુમાઠુ બોલાય તો ગુસ્સો નહિ કરતા મને સમજવાનો પ્રયત્ન કરશો, અને મારી ભૂલ હોય એમ આપને લાગે તો સુધારશો, એ હુ પહેલેથી જ તમારા બધાની પાસેથી માગી લઉં છુ તમારા મતે છોકરો સારો છે ! મારા મતે તેથી સાવ ઊલટુ છે ન્યાતવરા કરી મેળવેલી બાપદાદાની આબરૂ અને અનેક કાળાધોળા કરી, અનેકના નખોદિયા અને અનેકની મિલકતો ઓળવી મેળવેલો પૈસો આ બે વસ્તુ સિવાય લાલુની જમા બાજુમા એવી કઈ વસ્તુ છે કે તમે તેના હાથમા વિશુનો હાથ સોપવા તૈયાર થયા છો ? ત્યારે એની ઉધાર બાજૂ પર હુ શાહી જ ઢોળવા માગુ છુ ”

હુ બોલતા તો બોલી ગયો પણ પરિણામની પરવા કર્યા વગર જ બાપુજીના સગર્જનો પારો ક્યારનોય સામાન્ય આક છોડી આગળ ધસી રહ્યો હતો મેં તો માત્ર પ્રકાશ પાડવા પૂરતુ જ વિવેચન કર્યું હતુ પણ સત્ય સાભળતા પણ માણસ ભાન ભૂલી જતુ હશે તેનો સાક્ષાત્કાર તો બાપુજીની મુખમુદ્રા કરાવતી હતી મે તો માત્ર મારી ફરજ જ અદા કરી હતી અને મોટી બહેનના મરતી વખતે ઉચ્ચારેલા શબ્દોને જ મારા પ્રેરક તરીકે રાખ્યા હતા આ કડવુ સત્ય રજૂ કરી આ લોકોને દૂભવ્યા કરતા મૃતમાતાના શબ્દોને અનુસરી ચાલતા હુ આત્મસતોષ અનુભવી રહ્યો

‘તને પૂછ્યું’ તેમા, કેમ ? મારી છોકરી છે ! હુ અહીં જ લગ્ન કરવાનો છુ. બાપદાદાની આબરૂ પર પાણી ફેરવવુ છે ? કેમ તારી બુદ્ધિ બગડવા માડી છે ! આ તો અમે છીએ, ને તુ છડેચોક કુળવાન અને વગરકુળવાન ઉપર ભાષણ આપવા મડી જાય છે, તો અમે નહિ હોઈએ ત્યારે તુ શુ અમારી આબરૂ જાળવવાનો હતો ?’

બાપુજી શાત પડ્યા ન પડ્યા ને મે ઝપલાવ્યુ ‘પણ વિશુ પોતે જ પરણવાની ના કહે છે, પછી ? શુ તમે જોરજુલમથી પરણાવવા માગો છો એને ? મોટી બહેનના મરતી વખતે ઉચ્ચારેલા શબ્દો ભૂલી ગયા કે—ગમે તે થાય તોય ત્યા તો દેશો જ નહિ મારી કૂમળી કેળ જેવી છોકરીને ? તમને ભારે ન પડે એટલે તો હુ ત્રણે છોકરીઓના નામના થોડા રૂપિયા મૂકતી જાઉ છુ કુવારી રાખજો, ઝેર પિવડાવજો. પણ ત્યા તો ન જ દેશો તમને ભારે પડતી હશે તો હું પાળીશ !’

બાપુજી કાંઈ એમ ગાન્યા જાય એમ નહોતા. ‘બેસ, બેસ, હવે મોટો પાળનારો ના જોયો હોય તે ! અમે બધા તારે મન તો મરીપરવાર્યા હોઈશું જરા છૂટ આપી, બે અક્ષર ભણાવ્યા, એટલે સામુ બોલતા થઈ ગયા ! હજુ તો આગળ બહુ ખપ પડશે ! સા . . બા છોકરાઓને ભણાવવા જ ન જોઈએ ભણાવીએ ત્યારે બધુ સમજે ને ! અને ઉપરથી મામા થાય તે વડકેલી મૂડીના વ્યાજમા ! છે નખ જેટલા ને આ સારુ ને આ ખોટુ તેની શી ખબર પડે તમને ? એટલી બધી ચાઈ હોય મગજમા તો પાલવજોને બહેનને એટલે ખબર પડશે બધીય ! એ તો બીના ઘઉ દળવાના છે ’

મારે કહેવા જેવું કશું જ નહોતુ રહ્યુ. એમના સ્થિતિચુસ્ત મગજને વિશાળ બનાવવાનુ કાર્ય મારે માટે ખાબોચિયાનો દરિયો કરવા જેવુ હતુ એટલે પરિણામની વાટ જોતો, સ્થિતપ્રજ્ઞ યોગી શો હું તો શાંતિ જ જાળવી રહ્યો હતો. લગ્નનુ કામ દડદડ અને ભૂસકે

આગળ વધતુ હતું મારો નિશ્ચય અંતિમ હતો માત્ર વિશુની તૈયારી, નિડરતા અને હિંમત પર જ કામ લેવાતુ હતુ

લગ્નને એત્રણ દિવસની વાર હતી ને મે મારા બધાય પુસ્તકો, કપડાની એક મોટી ટ્રંક અને જરૂરના રાચરચીલા જે મે મારે જ ખર્ચે વસાવેલા, તે બધુય ભાડાના મકાનમા ખસેડયુ ઘરના સમજ્યા કે આ તો છોકરવાદ છે જુવાન લોહી છે તે જરા ઊછળીને શમી જશે એમને મન જુવાન, શિક્ષિત અને સ્વાવલમ્બી એટલે ઉદ્ધત, મૂર્ખ અને બેવકૂફ! એટલે કોઈએ મારા કાર્યમા ડખલ કદી નહોતી એમણે તો એમ જ કલ્પેલુ કે આ બધુ એના મતવિરુદ્ધ થાય છે એટલા પૂરતુ જ એ ગૃહત્યાગ કરવા માગે છે પણ વિશુય મારી સાથે જ એ આત્માવગનુ, દીસાગગનુ અધનારભયુ સ્થળ છોડી જવાની છે તેનુ તો એમને સ્વપ્નુય આવ્યુ નહિ હોય.

આજે છેલ્લી રાત હતી આવતી કાલે સવારમા તો લગ્નમુહૂર્ત હતુ આખો દિવસ લગભગ કાર્યવ્યગ્રતા અને લગ્ન સાથે સહજ સંકળાયેલ ધમાલમા જ વ્યતીત થયો હતો લગભગ સઘરાને બધાય થાકયાપાક્યા નિદ્રાના ગાઢ ઘેન નીચે પડયા હતા માત્ર હુ અને વિશુ બે જ જાગતા હતા આવી રાત, આવી પળેપળે ગભરામણ અને ચિંતા વધારી મૂકતી ભયકર રાત કદીય મારા જીવનમા આજ પહેલા આવી નહોતી આવશે કે કેમ તેનીય શકા છે. પ્રત્યેક પળે અમારા હૃદયધબકાર વધી રહ્યા હતા મારા કરતા વિશુની ચિંતા મને વધુ હતી હુ ગમે તેમ રખડી શકુ પણ વિશુ ...' એ વિચાર પળેપળે મને અકળાવી મૂકતો હતો

ધુમાડાથી ઝાખાઝખ થઈ ગયેલા 'બેય થોમ... ...નો હૃદયમોસરવો નીકળી જતો ટકોરો પડયો પળેપળે અમારી ગભરામણ, ભ... ...તા વધતા જતા હતા મારુ હૃદયદૌર્બલ્ય પણ મને શિથિલ બનાવી મૂકતુ હતુ ...ગામડે રખડે... અને ઉત્સાહ તો ક્યાય અલોપ થઈ ગયા હતા. પલવાર તો એમે વિચાર ...દિવસમાં તેને... બાધક મૂકી દઈ જે થાય તે મૂગે મોએ સહી લેવુ પણ હૃદય ડખ દેતુ હતુ 'મ...હિ... કાયરના? કયા ગયો તારો આશાવાદ? કયા ગયો તારો સંસારમા સ્વર્ગ ઉતારવાના કોડ? મરી ગયા તારા જીવન જીતવાના સ્વપ્ન? કુમારહૃદયમા આટલી શિથિલતા? આટલુ સ્વાર્થાધપણુ? 'સલામતી શોધવામા પુરુષાર્થ હણાય છે,' એ મારી ઓરડીની જીર્ણ દીવાલ પર મારા જ હાથે લખાયેલો જીવનમંત્ર સાભર્યો આત્મબળ એકઠુ કરી, પલવાર આત્મમથન પણ નિવારી, ભાવિની અભેદ જવનિકા પાછળ છુપાયેલુ નસીબ કલ્પ્યા વગર, પહેરેલા જ કપડાએ, વિશુનો નાજુક ધ્રૂજતો હાથ પકડી, ધીરે પગલે મુખ્યદ્વાર આગળ આવ્યો આગળા ઉઘાડી અને ખડખડાટમા કાઈ લપાઈને પસાર થઈ ગયુ મારા હૃદયધબકાર વધી ગયા આખા શરીરે શીત આવી ગયા હવે વધુ વખત ખોવાનો નહોતો છેલ્લો નિર્ણય કરી, બધુય સંકલ્પબળ એકઠુ કરી, વિશુને લઈ હુ બહાર નીકળ્યો. તમરાનો અવાજ રાત્રિની નીરવતા વધુ ભયાનક બનાવી મૂકતો હતો આછા તારલા અને પાછલી રાતના અજવાળિયા અમારા માર્ગ પર તેજના કિરણો વેરી રહ્યા હતા મારા મુખ પર શોક કરતા ચિંતાની છાયા વધુ સ્પષ્ટપણે તરી આવતી હતી વિશુની વિશાળ ચચળ નયનોમા આસુના પૂર હતા ને અમે ઘર છોડયુ, અનાથ, અણપ્રીછ, અને અસહાય

# દેશદર્શન

ડૉ. સુમંત મહેતા

અમે મોટરમાં એમીને જતા હતા ત્યારે સાથે બેઠેલી એક ત્રણ વર્ષની છોકરીએ પૂછ્યું કે આ બધાં ઝાડો અને વાડ કેમ ઝડપથી દોડે છે? આવી ભૂલ આગગાડીમાં બેઠેલા માણસો પણ કરે છે. કોઈએ જવાબ આપ્યો કે ગતિ 'રિલેટિવ' (સાપેક્ષ) છે. એક રાત્રે લાંબી ખુરશી પર સૂતાં સૂતાં ચંદ્રને વાદળાં પછવાડે સંતાકૂકડી રમતો જોઈ રહ્યો હતો, એટલામાં એક તારાએ ઘણી ઝડપથી દોડવા માંડ્યું. હું એટલો બધો છેતરાયો કે આશ્ચર્યચકિત થઈ રહ્યો. પણ એક ક્ષણની અંદર જ્યારે મને ભાન થયું ત્યારે મને હસવું આવ્યું, અને પેલી છોકરી સાંભરી આવી.

× × ×

સારુંનરસું, સ્વચ્છઅસ્વચ્છ એ બધું રિલેટિવ (સાપેક્ષ) છે. હું સાધારણ રીતે સાધુઓને મળવા જતો નથી, કારણ કે મને તેમની અલૌકિક શક્તિમાં ખાસ શ્રદ્ધા નથી, અને હું 'મોક્ષ'ને ઝંખ્યો નથી. મારી બુદ્ધિ અને શક્તિ પ્રમાણે મેં મુક્તિનો માર્ગ જોયો છે, પણ અશક્તિને લીધે તે માર્ગે થોડું જ ચડી શક્યો હોઈશ. તેથી મુક્તિ મેળવવા માટે નહિ પણ સત્સંગને માટે જેમ ગામગામડામાં કોઈ સારા ચારિત્ર્યવાન કે શક્તિશાળીઓને મળું છું તેમ સાધુઓને હું મળ્યો છું, અને અનેક સારી વ્યક્તિઓને. એક દિવસ એક વૃદ્ધ સાધુને મળવા ગયો. તે આધુનિક વિચારપ્રવાહથી અલગ હતા અને સુંદર દૃષ્ટાંતોથી સરળ શૈલીમાં ઉપદેશ આપે છે, એવું સાંભળ્યું હતું. તેમને બીમાર હાલતમાં જોયા. સામાન્યમાં સામાન્ય કોટિના માણસમાં લાંબા વખતથી કોઈ દર્દથી પીડાતા હોય તે જેવી રીતે બારીકમાં બારીક લક્ષણોને મોટું સ્વરૂપ આપીને લાંબી વાત કરે છે, તેવી રીતે આ સાધુએ પોતાના દર્દની વાતો કરી. જે ધર્મ (જૈન)માં સંયમ અને દેહદમનને મોટું મહત્ત્વ અપાયું છે, જેમાં સાધુઓ માથાના વાળ ઉખેડી કાઢે છે તેની સહનશક્તિ ખૂટેલી જોઈને મને ઘણી દયા આવી. મને થયું કે અંતે એક જ માટીમાંથી ઘડાયેલું માટલું છે. એટલામાં વાત નીકળી બીજા સાધુની. આ બિમાર મહારાજે તેમની એવી નિંદા કરી કે હું સાચેસાચો આભો બની ગયો. આ સાધુ મહાન ગણાય છે, ઘણાય મારા મિત્રોને મોઢે મેં એમના વખાણ સાંભળેલા. પણ મને એવો કડવો અનુભવ થયો કે હું વિચારમાં ગરકાવ થઈ ગયો. જેની નિંદા થતી હતી તેને હું ઓળખતો હોઈશ એવું આ મહારાજને સ્વપ્નેય ખ્યાલ નહિ હોય. હું જાણું છું કે એ (બીજા) જરા દંભી છે ને છતાં પવિત્ર જીવન ગાળે છે. હું ઠીક સંખ્યામાં એવા સાધુઓને ઓળખું છું કે જે સ્વદેશીનો પ્રચાર અને ઉપદેશ કરે છે અને ખાદી પહેરે છે, પણ તે ચીજ બધાને દેખાડ્યા વિના રહેતા નથી. એક વિદ્વાન સાધુ જેમની ખ્યાતિ ઠીક ફેલાઈ હતી તેમને ગાયકવાડના બોલાવીને એક મહારાજાએ ભાષણ કરાવ્યું હતું તે આ પ્રસંગની વાત વારંવાર કહેવાનું ચૂકતા નહિ. આવું

જોઈ જાણીને પેલા બીચારા મોચીએ કાશીમાં કરવત મુકાવતી વખતે કહ્યું હશે, 'ભાઈ, મેલ કરવત મોચીના મોચી' અને થયું કે સફેદ કપડાં પણ ઠીક છે, સાધુના કપડાંમાં વખતે વધારે મેલ હશે

× × ×

બંગાળીઓ જ્યારે દેશની વાત કરે છે ત્યારે તેમના મનમાં માત્ર 'સોનાનું બંગાળ' જ હોય છે, તે પ્રમાણે આપણે 'ગુજરાત'ની વાતો કરીએ છીએ ત્યારે તેમાંથી દેશી રાજ્યોની પ્રજાને બાતલ કરીએ છીએ, એટલે કે પ્રજા લક્ષમાં ગણીને વાતો કરીએ છીએ ઉત્તર ગુજરાતમાં લગભગ ૨૦ લાખની વસ્તી છે મહેસાણા પ્રાંત અને મહીકાંઠા એજન્સી માટે હું કહી શકું કે લાખો ગુજરાતીઓએ ગાંધીજીને જોયા નથી, શ્રી વલ્લભભાઈને પણ જોયા નથી, બારડોલી વિશે તેઓ જાણતા નથી રાષ્ટ્રધ્વજ કે 'વંદે માતરમ્' કે સંપૂર્ણ સ્વરાજ્ય વિશે પૂરા અજ્ઞાન છે, અને તેમણે 'મહાત્મા ગાંધીકી જય' પોકારી નથી તેમજ એ હાથે નમસ્કાર કર્યા નથી જે સંકુચિત દૃષ્ટિવાળા દેશભક્તો આવા કરોડોની વસ્તીને અજ્ઞાનમાં સડવા દઈ,તે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની આશા રાખે છે અને ખોટી દલીલ કરે છે, કે સ્વરાજ્ય મળશે ત્યારે દેશી રાજ્યોને જોઈ લઈશું, તેમને સ્પષ્ટ કહેવાની જરૂર છે કે જો સ્વદેશીનો પ્રચાર અફળ જતો હોય તો તેના કારણોમાં આવી પછાત પ્રજાનો હિસ્સો છે બૉયકૉટ અને પીકેટીંગના દિવસોમાં વિદેશી માલ આવી પ્રજામાં ખપતો હતો આજે પણ આ પ્રજા ખાદી વાપરતી નથી, જાપાનીઝ ખાદીની ટોપીઓ પણ પહેરતી નથી આવી પ્રજાને બાતલ રાખીને સ્વરાજ્ય મળવાનું જ નથી એ દીવા જેવું ચોખ્ખું છું 'સ્વરાજ્ય મળવા દો, પછી આપણે હિંદુ-મુસ્લિમ ઝઘડા કે ગેરસમજૂતનો નિકાલ કરીશું,' એવું કહેનાર પણ જાણે છે કે એ દલીલ વજૂદવિનાની છે, વ્યવહારુ નથી

× × ×

૮૧ વર્ષની વયે શ્રી અબ્બાસ તૈયબજી ગામડેગામડે રખડવા નીકળ્યા, અને આજ સુધીમાં લગભગ ૭૫૦ ગામડાં ફર્યા મારી સાથે ૩૫ દિવસમાં તેઓ લગભગ ૨૨૫ ગામડાં ફર્યા હશે ૧૦-૧૨ દિવસ રખડીને ૪-૫ દિવસનો આરામ લેતા સવારે ૭ વાગે શરૂ કરીને રાત્રે ૮ વાગે મુસાફરી પૂરી થતી કોઈ ગામડે અક્ષમ્ય ઉતાવળ કરી નહોતી દરેક ગામડે અમે પહેલેથી સભા ગોઠવી રાખવાની યોજના કરેલી તેનો અમલ સારો થયો દરેક ઠેકાણે પ્રજાની વાતો, દુ:ખો, અગવડો સાંભળી લીધા અને અમે સંવબળ, સંગઠન, પ્રજાકીય જાગૃતિ, સેવાવૃત્તિ વગેરે વિષયો પર સાદી ભાષામાં બોધ કર્યો

પણ અમે ઉત્તર ગુજરાતના કેટલાક ગામડામાં હૃદય ચીરી નાખે એવી ગરીબાઈ જોઈ એમ કહીએ તો ચાલે કે ૧૦૦ ટકા સ્ત્રીઓ માગશર અને પોષની કકડતી ઠંડીમાં માત્ર સુતરાઉ લૂગડાંમાં હતી પુરુષોએ પાતળી શાલ કે જાડું સુતરાઉ ઓઢવાનું રાખ્યું હશે, પણ એક પણ સ્ત્રીએ નહિ. ૯૫ ટકા જેટલા છોકરા પણ માત્ર ફૂલડું કે ડગલામાં હતા, કે ચણિયો અને ઓઢણીમાં હતા ઘણા છોકરા નવસ્ત્રા સવારની ઠંડીમાં જોયા સ્ત્રીઓના લૂગડામાં એકથી પાંચ મોટા થીંગડા હોવાના, માથા આગળ તો ખરું જ એવા ગામડા જોયા કે જ્યાં એક પણ સ્ત્રીને વાંચતાલખતા આવડે નહિ. આ બધું વડોદરા રાજ્યમાં કે જ્યાં કેળવણી મફત અને ફરજિયાત હોવા વિશે ડંકો વગાડાયો છે। ઠાકરડાના ખાખરિયા ટપ્પામાં ૧૬૦૦

માણસની વસ્તીમાં એક બ્રાહ્મણ હતો તે ચોથી ગુજરાતી ચોપડી સુધી ભણેલો. મેં પૂછ્યું, 'તમે કદી વાંચો છો?' બીચારાએ શરમિંદા પડીને કહ્યું, 'હું નાનપણથી અહીં આવ્યો છું, ડાકરડા જેવો થઈ ગયો છું.' અમે એવા સિપાઈ, મુસલમાનો જોયા કે જે ડાકરડાથી ગયાગુજર્યા હતા! અમે સાંભળ્યું કે એક ગામે મુસ્લિમ છોકરાઓને કલમો પઢવાનું આવડતું નહોતું. ઠકરાતી ગામડાં જોયાં કે જ્યાં ઠાકોરના ભાયાતો ભરબજારમાં બંદૂક ફોડીને પ્રજાને રંજાડતા હતા. એક ઠકરાણી વિશે લેખિત અરજી અમને મળી કે જેમાં આખો દિવસ વગરવેતને વેઠ કરાવતી બાઈએ એક દરજીને ખાધા પછી આરામ લેવા માટે ફટકાર્યો. અમારી મુસાફરીમાં અમે વીસમી સદીમાંથી ઓગણીસમી, અઢારમી, સત્તરમી, અને સોળમીમાં પ્રવેશ કરતા.

ગામડાની પ્રજાને ન મળે સારા રસ્તા, ન મળે ગામસફાઈ, ન મળે દવાની સગવડ, ન મળે આનંદ કે રંજનનાં કોઈ પણ સાધન, અને ઘણે ઠેકાણે પીવાના પાણીની ભારે મુશ્કેલી—વગડા ખોદીને પાણી મેળવી લેવાનું અને તેમાં મકોડા ઝઘડા લડવાના અત્યંજોના કૂવાની તો વાત જ શી કરવી? અને જો ઢેડનો કૂવો હોય તો ભંગીને કોણ પાણી આપે? અને આપણે શહેરીઓ બટન દાબીને વીજળી ભોગવીએ, પંખા ચલાવીએ, નળની ચાકી ફેરવીને પાણીના ધોધ વાપરીએ!

× × ×

'ઈશ્વરે ગામડાં બનાવ્યાં અને માણસે શહેર બનાવ્યાં,' એવી અંગ્રેજીમાં કહેણી છે, પણ આપણાં ગામડાંમાં શેતાન પેસી ગયો છે અને રાજ્ય ચલાવે છે. દરેક ગામડે કુસંપ અને પાર્ટીઓની વાતો સાંભળી. કોઈ પણ પ્રકારનું સાર્વજનિક કામ થઈ શકે નહિ; કારણ કે જે ચીજ એક પક્ષે ઉપાડી તેને બીજા પક્ષે તોડી જ પાડવી જોઈએ! દક્ષિણ ગુજરાતમાં આવી ભયંકર સ્થિતિ મેં જોઈ નહોતી. પ્રજાનો મોટો ભાગ અજ્ઞાન અને અમોલ, એટલે 'ચાર રૂપિયાનો ચપરાશી' તેમને ધમકાવતો અને ગાળ દેતો. આવે કૌટુંબિક કલેશ, કકાસ, અદેખાઈ, વેર અને અનુદારતા અપાર જોવામાં આવે છે.

અવિશ્વાસનું પણ પૂછવું શું? કોઈ કોઈના પર વિશ્વાસ મૂકી શકે નહિ. એક બદમાશ મહેમાન આવીને વર્ષનું કામ બગાડી શકે છે એ સાગર કડવા અનુભવની વાત છે. કોઈ બાબતના સ્પષ્ટ બુદ્ધિપૂર્વક નિર્ણયો ગામડાની પ્રજા કરતી નથી, અને 'લાકડી તેની ભેંસ'ની માફક જાહેરચર્ચામાં જે મોટા બરાડા પાડે અને બીજાને બોલતા રોકી શકે તે જીતી જાય. કલેક્ટરના દરજ્જાએ પહોંચેલા એક પાટીદાર ભાઈએ મને કહ્યું કે આ લોકોમાં તો આવી જ રીતે વાત થાય!

× × ×

ગામડાનું બધું જીવન ડરથી પાયમાલ થયું છે. સરકારી નોકરોનો ડર, શાહુકારનો ડર, નાગડા બાવાનો ડર, ડાકરડાનો ડર, બહારવટિયાનો ડર, પોલીસનો ત્રાસ અને લાંચ અમલ હોય છે. ચૌદસિયા એટલે ગામડાંના થઈ બેઠેલા આગેવાનોનો ડર, અને આ બધા ઉપરાંત ન્યાતનો ડર, લોકલાજનો ડર, પેપરનો ડર. ઈશ્વરનો તો ડર હોય જ, પણ પથરાપદ્ધાણાનો ડર એટલો જ.

ગામડામા ધર્મ વિશે શ્રદ્ધા હોય છે એ વાત સાફ ભ્રમભરેલી છે ભણેલા પણ ગણેલા નહિ એવા ભોળા મૂર્ખ બ્રાહ્મણો આ વાત માનતા હશે. જો ધર્મ કાંઈ ભલુ કરતો હોય તો ગામડિયા તેને માને છે કહેવાતી ધર્મભાવનાની પાછળ સ્પષ્ટ આશા અને માગણીઓ હોય છે. આશા ફળીભૂત ન થવાની હોય તો કૃષ્ણ અને રામને દશ ગજના નમસ્કાર કરે. હા, લોકો ભજનો ગાય છે, પ્રાર્થના કરે છે, મદિરમા ઘટ વગાડે છે, કપાળે ટીલાટપકા કરે છે, નાળિયેર ચડાવે છે પ્રસાદ ખાય છે, ઈશ્વરને એકબે પૈસાની લાચ ધરે છે, ઈશ્વરમેળાપનો ઇજારો રાખનાર બ્રાહ્મણને ખવડાવે છે આ બધુ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે કે સ્વર્ગમા સ્થાન મેળવવા માટે નહિ, પણ આ જગતમા કાંઈ સુખ મળે એવી આશાથી—સુખ ન મળે, દુ ખ તો ટળે એટલા માટે

× × ×

'આખા જગતની બધી પ્રજાઓમા હિંદી પ્રજા જ એવી છે કે જેમા શારીરિક સ્વચ્છતા, શૌચને અતિમહત્ત્વ આપવામા આવ્યુ છે' આવી ટીકા મે ઘણીવાર સાભળી છે. એક દિવસ હુ ઇજિપ્તમા એલેક્ઝાડ્રિયાના લખપતિ વેપારીને ત્યા મહેમાન થયો હતો એ ભાઈ સિંધી હતા હિંદી ભાષામા તેમણે મને કહ્યુઃ "જુઓને આ સુધરેલા કહેવાતા સાળા યુરોપિયનો, જાજરૂએ ગયા પછી માટી પાણીથી હાથ પણ ધોય નહિ અને ટબમા પડીને ગદા બગડેલા પાણીમા નહાય' પણ એ ભાઈના ફેશનેબલ લત્તામા સારા ઘરમા જાજરૂ એટલો ગદો હતો કે મારાથી ત્યા બેસાયુ નહિ! આપણા શૌચપ્રિય દેશમા અમે છોકરાઓને શાળામા પૂછતા 'સાચુ બોલશો? સાચેસાચુ કહો કે કેટલા દિવસે નાહો છો?' ઘણે ઠેકાણે સાભળતા કે સાત દિવસે, વખતે પદર દિવસે અને કેટલાક ગામડામા મીઠા પાણીની તગી ઘણી હોય છે જે બિનઅનુભવી લોકો ઢેડભગીને કહે છે કે તમે ચોખ્ખા રહો તો અમે અડકીએ, તે જાણે છે કે આ લોકોને પીવાના પાણીની મુસ્કેલી હોય તો નાહવાની તો વાત જ શી? અને કપડાની તગી પણ ખરી

× × ×

એક દિવસ મોમીનોના ગામડામા સાભળ્યુ 'આ પરજામડળ શુ મદદ કરવાનુ હતુ? ભલો ભગવાન કરે તો કરે! એ પણ નથી કરતો' પ્રજા પુરુષાર્થ ભૂલી ગઈ છે એ માર ખાઈખાઈને જડ નિષ્ક્રિય બની ગઈ છે જે આવે તે મારે અને લૂટે સરકારી નોકરો લૂટે, તલાટી, તજવીજદાર, પોલીસ, મુનસી નોકરો લૂટે, પટેલ કનડે બ્રાહ્મણો અને ગોસાઈ લૂટે, પક્ષીઓ લૂંટે, પશુ લૂટે, ઉંદર, તીડ, ભૂડ, હરણ, રોઝ, હરાયા ઢોર એમનો પાક ખાઈ જાય, અને ઉપરટે કાળ જેવો શાહુકાર એ કાંઈ કાંઈ ઉઘાચત્તા કરે, ફૂક મારીને ફોલી ખાય એક વખત હાથમા આવ્યો એટલે ચૂસી ખાય સાધુડા અને નાગડા બાવાનો ત્રાસ ઓછો નથી.

× × ×

આ ઉત્તર ગુજરાત ખરેખરો ઈશ્વરે તજેલો (God-forsaken) છે પ્રજાનુ માનસ વિચિત્ર છે તેમા ઘણીય સારી વ્યક્તિઓ છે હુ જાણુ છુ તે સિવાય બીજી ઘણી હશે પછાતપણાના દાખલા આપીને હુ કટાળ્યો છુ એક પેટલાદ તાલુકામા છ હાઈસ્કૂલો અને

૧૦ લાખની વસ્તીવાળા બાર તાલુકાવાળા પ્રાંત (જિલ્લા)મા માત્ર પાચ. પેટલાદમા ૫૦-૬૦ દવાખાના, આ પ્રાંતમા તેનાથી અડધાં પણ નહિ

પણ હવે આ બદલાતુ હોય એવુ લાગે છે ઠેકઠેકાણે નવી પ્રવૃત્તિઓ હાથ ધરવામા આવી છે નવી વ્યક્તિઓ કાર્યક્ષેત્રમા પ્રવેશ કરે છે કાર્યકર્તાઓને ગંધબળનું ભાન થયુ છે પ્રજાને આગેવાન જોઈતા હતા તે જોઈએ તે મળ્યામા નહિ પણ કોઈ કોઈ મળી રહે છે લોકજાગૃતિનુ ગાડુ વર્ષોથી અટક્યુ હતુ તે અને 'હેંડ્યુ' છે જડતા, દુષ્ટતા, સ્વાર્થીપણુ નષ્ટ થયા નથી, પણ કાઈક ઓછા થતા હોય એવુ દેખાય છે પ્રકાશ વધતો જાય છે, અને અધકાર ઓછો થતો જાય છે

---

# વિરાટપદભાવ

સોમાભાઈ ભાવસાર

પૃથ્વી

પ્રભો! લઘુક હુ ભલે ક્ષણિક જતુના જેવડો
મને ખબર છે, હતો મઘમઘત આ કેવડો
ન ઝાડ, પણ બાગમાં ફકત તુચ્છ રે છોડવો;
ક્રમેક્રમ ખોલી વધી જગતમા થયો આવડો.

અને સ્મૃતિપટે બરોબર તરે પ્રભો! એ મને,
ભરી ડગ ત્રણે પતાળ, નભ, વિશ્વને આવરી
બલી નૃપ સમીપથી સકળ રાજ્ય લીધું હરી
વિરાટપદ લેઈને લઘુક જેવડા વામને.

વિરાટપદ શક્ય ના પ્રગટ વસ્તુ જો ના થતી
વિરાટપદ વસ્તુના લઘુક રૂપથી જન્મતી,
જગે પ્રથમ વસ્તુ સૌ લઘુક તુચ્છ શી લાગતી,
પરતુ રૂપ સો વિરાટપદને પછી પામતી.

ભલે વખત ખૂબ થાય ક્ષણુ કિંતુ એ આવશે
વિરાટપદભાવ જો નજરની સમક્ષે હશે.

# વેપારી જગત

## 'સુધારાનાં ઝાંઝવાંનાં પાણી'

જયસુખલાલ કૃ. મહેતા

**સ્વતંત્રતાને** માટે દરેક દેશને ઝંખના હોય છે. જગતભરના દેશોએ એક યા બીજે પ્રસંગે સ્વતંત્રતાને માટે અઢળક ભોગો આપેલા છે. જે દેશમાંથી સ્વતંત્રતા વર્ષો કે જમાના થયા ચાલી ગઈ છે, તેને જે ઝંખના થાય છે તેવી તો કદાચ ભાગ્યે કોઈ બીજા દેશને થતી હશે. અંધારામાં પુરાયેલા આદમીને તેજની કદર છે એવી સતત તેજમાં રહેતા આદમીને નહિ હોય. ઇંગ્લંડના એક જાણીતા ધાર્મિક લેખક કહે છે કે ઇંગ્લંડ અને એવા જ બીજા ઉત્તરના પ્રદેશોને સૂર્યદેવના તેજની કિમ્મત છે એવી કિમ્મત કોઈ બીજે ઠેકાણે નહિ હોય. વર્ષો થયાં આપણે રાહ જોઈએ છીએ, વર્ષો થયાં હૃદયમાંથી ચીસ નીકળે છે કે 'એ દિન ક્યારે આવશે' હજુ પૂર્વ દિશામાં સૂર્યદેવનાં કિરણો જણાતાં નથી. અભિમન્યુ અને ઉત્તરા—નવાં પરણેલાં જોડાંને—અરસપરસનો પ્રેમ અનુભવવાને વખત મળે તે માટે શ્રીકૃષ્ણદેવે સૂર્ય ઉપર ઢાંકી દેનારું પોતાનું ચક્ર છ માસ માટે મૂક્યું હતું તેમ તો આપણી કસોટી કરવા કોઈ દેવે ચક્ર નહિ મૂક્યું હોય કે જેથી બીજા દેશોમાં રાત્રિ મટીને પરોઢ થાય છે, પરોઢ જઈને મધ્યાહ્ન આવે છે, પણ આ દેશમાં રાત્રિ જતી જ નથી, તો પરોઢ ને મધ્યાહ્ન તો આવે જ ક્યાંથી?

એ વર્ષોની અભિલાષા ૧૯૨૧ થી ૧૯૩૨ સુધીની રાજકીય ચળવળમાં આત્મીભૂત થઈ. હિન્દુસ્તાનને સાંસ્થાનિક સ્વરાજ્ય મળશે એમ જ્યારે લૉર્ડ ઇરવિને કહ્યું ત્યારે આ સર્વે અભિલાષાઓને કંઈક રૂપ મળશે એમ જણાયું. આ આશાઓ કેવી રીતે નિરાશામાં ફેરવાઈ એ તો ઇતિહાસની વાત છે. બ્રિટિશ સરકાર હાલ શું કરવા ધારે છે તે બતાવનાર 'શ્વેતપત્ર' પહેલાં બહાર પડ્યો, ત્યારપછી જોઇંટ પાર્લામેન્ટરી રિપોર્ટ અને હવે બિલ પણ બહાર પડ્યું. એટલે હવે અચોક્કસતા રહી નથી. અસબંધ વિચારો કે અનુમાનોને સ્થાન નથી. કાયદાની ભાષામાં લખાયેલું બિલ આપણી આગળ છે, ચુનંદા રાજદ્વારી પુરુષો અને ભાષાશાસ્ત્રીઓએ ઘડેલો રિપોર્ટ પણ સમક્ષ છે. એટલે હિન્દુસ્તાનનું ભાવી કેવી રીતે ઘડવામાં આવનાર છે તેનો નકશો જેમ શિલ્પશાસ્ત્રી મકાનનો નકશો તૈયાર કરે એમ તૈયાર કરવામાં આવેલો છે.

નેપોલિયને એક વચન કહ્યું હતું કે લશ્કરનો આધાર પોતાના પેટ ઉપર છે (An army marches on its stomach). સર્વે રાજદ્વારી વિષયો પાછળ અર્થશાસ્ત્ર ઊભેલું છે. રાષ્ટ્રીય ભાવના આર્થિક ભાવના ઉપર રચાયેલી છે. રશિયામાં આવો મોટો વિપ્લવ થયો તેની પાછળ બાળકો, બહેનો ને વસ્તીના મોટા ભાગનો ભૂખમરો હતો. હિંદુસ્તાન માટે તદ્દન વિરુદ્ધ વિચારવાળા માણસો પણ એક બાબતમાં સંમત થાય છે કે જો પ્રજાની આર્થિક સ્થિતિ સુધરે અને ભૂખમરો ઓછો થાય કે નાબૂદ થાય તો જ રાજકીય સુધારા-

એની સફળતા ગણાય બ્રિટિશ રાજદ્વારીઓ આ સમજતા નથી એમ તો ન હોય પણ તેમનું દૃષ્ટિબિન્દુ બ્રિટનની આર્થિક સ્થિતિ ઉપર રચાયેલું છે બ્રિટનનું સામ્રાજ્ય મોટે ભાગે હિન્દુસ્તાન ઉપર અવલંબે છે વર્ષો થયા હિંદુસ્તાન એની દૂઝણી ગાય છે, અને તેનો વેપાર, તેના ઉદ્યોગો, તેનું વહાણવટું, તેનું બેંકિંગ, તેનું વીમાખાતું એ સઘળાને હિંદુસ્તાન સાથેના સબધને લીધે ફાયદો થયેલો છે આ ઉપરાંત તેનાં છોકરાંઓ હિન્દુસ્તાનમા બધી key positions ( ચાવીની જગ્યાઓ ) રોકી બેઠા છે, તથા લગભગ એક હજાર કરોડ રૂપિયા આ દેશમા રોકેલા છે આ દેશનો આયાત અને નિકાસનો વેપાર તેમના હાથમા છે મોટા ઉદ્યોગો જેવા કે કોલસો, જુટ, ચા, રેલવે, શિપિંગ, વગેરે તેમના હાથમા છે રાજ્યદ્વારી સલ્તનત તેમના હાથમા છે, તેમ જ વેપારઉદ્યોગની લગામ પણ તેમના હાથમા છે હિંદુસ્તાનને સાસ્થાનિક સ્વરાજ મળે તો તેમને ભય છે કે તેમના હાથમાથી આ સત્તા સરી જાય, અને તેથી જ તેઓએ જુદીજુદી જાતની મહીસલામતી (safeguards) કાયદામા મૂકેલી છે વળી ગવર્નર જનરલ અને ગવર્નરોને પૂર્ણ સત્તા આપેલી છે કે જેથી કોઈ પણ જાતનો સદેહ ઊભો થાય કે અમુક પગલાથી બ્રિટિશ વેપારીઓને કે કારખાનાઓને નુકસાન જશે તો તરત તેવું પગલું કે તેવા પગલા અટકાવી શકાય

ઑર્ડિનન્સ શુ છે અને તે કેવી રીતે બહાર મૂકવામાં આવે છે તે વિષે આપણા લોકોને હવે વધુ માહિતીની જરૂર નથી આવા ઑર્ડિનન્સ ગવર્નરો કાઢી શકશે તે ઉપરાંત, કોઈ પણ કાયદો કાઉન્સિલ ના પાડે તોપણ કાયદા તરીકે પસાર થયેલો તે જાહેર કરી શકશે.

ગવર્નર જનરલને હિંદુસ્તાનની આટ(credit) સાચવવાના બહાના નીચે અમુક પગલા લેવાની બહોળી સત્તા આપવામા આવેલી છે જોઇંટ પાર્લામેન્ટરી રિપોર્ટમા તથા બિલમાં આની વીગતવાર નોધ છે તે ઉપરાત ગવર્નરો તથા ગવર્નર જનરલને તેમની નિમણૂક વખતે જે પત્ર મળશે તેમા સવિસ્તર નોધ આપવામા આવશે

ગ્રેટબ્રિટનથી જે માલ આયાત થતો હોય તેની ઉપર આયાત જકાત નાખવાની હમણાની ઍસેમ્બ્લી સત્તા ધરાવી શકે છે ૧૯૧૯મા મૉન્ટેગ્યુ ચેમ્સફોર્ડના સુધારા દાખલ થયા તેની રૂએ જો કોઈ પણ જકાતી સવાલ ઍસેમ્બ્લી અને હિંદી સરકાર ભેગા મળી કબૂલ કરે તો હિંદી પ્રધાન વચ્ચે પડી શકે નહિ છેલ્લા પાચસાત વર્ષ થયા એવી હિલચાલ શરૂ થઈ ચૂકેલી છે કે બ્રિટિશ સલ્તનતના બધા દેશોને જકાતના સંબધમા પસંદગીનુ ધોરણ આપ્યુ છે ઓટાવાની કબૂલાતે આ ધોરણ વધુ સ્વીકારાયુ અને થોડાક વખત ઉપર જ થયેલ ગ્રેટબ્રિટન અને હિન્દુસ્તાન વચ્ચેના કરારનામાથી તો એને મહીસિક્કો પૂરો મળી ગયો છે નવા સુધારા આથી પણ વધુ આગળ જશે જો ગવર્નર જનરલને એમ લાગશે કે કોઈ પણ જકાતથી ગ્રેટબ્રિટનના વેપારને નુકસાન થાય છે, તો તે તેવી જકાત નામજૂર કરશે બ્રિટિશ આયાતને મારવાને માટે ઍસેમ્બલી અમુક કાયદો ઘડવા કે અમુક પગલા લેવા માગે છે એમ ગવર્નર જનરલને લાગે તો તે પોતાની સત્તા તરત જ અજમાવી શકે છે

આવી જાતની સત્તા હિન્દુસ્તાનમા આયાત થતા માલ (બ્રિટિશ) માટે તે વાપરી શકશે, એટલું જ નહિ પણ હિન્દુસ્તાનમા વેપાર કરતા કે ઉદ્યોગો ચલાવતા અંગ્રેજોના હક્કોની સાચવણી માટે પણ વાપરવામા આવશે. એક જ દાખલો લ્યો હમણાના કાયદા પ્રમાણે

હિન્દુસ્તાનમાં વહાણવટાના બચાવ અર્થે કોઈ પણ કાયદો એસેમ્બ્લીમા દાખલ કરાવી શકાય શ્રીયુત હાજીએ પોતાનુ બિલ એ પ્રમાણે દાખલ કરાવ્યુ હતુ નવા કાયદા પ્રમાણે એવુ બિલ પણ ગેરકાયદેસર ગણાશે, અને એને દાખલ પણ થવા દેવામા નહિ આવે વહાણવટાને માટે તેની ખિલવણી સારુ ભવિષ્યની હિંદી સરકાર અમુક રકમ આપવાનુ નક્કી કરે તો બ્રિટિશ શિપિંગ કંપનીઓ જે આ દેશમાં કામ કરતી હોય તેઓ આવી જ રકમ પોતાને માટે માગી શકે।

આ પ્રમાણે આ દેશના વેપાર અને ઉદ્યોગને ખિલવવાની વાતો તો બાજૂએ રહી, પણ આસપાસ દરેક પ્રકારની દીવાલો બાંધી લેવાનો ઇરાદો છે એક પ્રખ્યાત અને મોટા રાજ્યની વાત છે તેનો એક સરદાર હતો તેને હરદમ ખૂચતુ કે રાજાસાહેબ અંગ્રેજોને અને બ્રિટિશ સરકારને જોઈએ તે કરતાં વધુ નમતુ આપતા હતા તેણે તે સબંધમા રાજાને પણ ખુલાસાથી વાત કરી રાજાએ વાત સાભળી લીધી, અને તે હસ્યા. થોડા દિવસ ગયા ત્યારપછી એ સરદાર રાજાની મુલાકાતે આવ્યો, અને તેમની ગાદી આગળ ઊભો રહ્યો. રાજાએ તાળી પાડી એટલે તરત જ ડઝનેક લશ્કરીઓ નાગી તરવાર સાથે આવીને ઊભા રહ્યા પેલા સરદાર સામે તેમણે તે તરવારો ધરી દીધી રાજાએ પેલાને કહ્યું, 'હવે તુ ઉત્તર દિશામા જા' સરદારે જવાબ આપ્યો, 'રાજાસાહેબ એક ઇંચ પણ ખસી શકાય એમ નથી, કારણ કે તરવાર ભોંકાઈ જાય' એવી રીતે બધી દિશાઓમાં જવુ અશક્ય હતું ત્યારપછી રાજાએ લશ્કરીઓને ચાલ્યા જવાનુ કહ્યું, અને પેલા સરદારને કહ્યું, 'મારી સ્થિતિ આવી છે અમારે કોઈ પણ દિશાએ જવુ હોય, કોઈ પણ માર્ગ પકડવો હોય, તો જેમ તારે માટે અત્યારે અશક્ય હતું તેમ અમારે માટે પણ અશક્ય છે' આ દેશના વેપાર અને ઉદ્યોગની પ્રગતિ માટે નવા સુધારાના અમલમા એટલુ જ અશક્ય થઈ પડશે

ઉપર જણાવી ગયા તે પ્રમાણે કોઈ પણ રાજ્યદ્વારી સુધારાની યોજના ફત્તેહમદ બનાવવી હોય તો તેનાથી આર્થિક ઉન્નતિનો પાયો રચાવો જોઈએ જો આવી જાતની આર્થિક ઉન્નતિને બદલે આર્થિક અધોગતિ થવાની હોય અને હિંદુસ્તાનના કરોડો લોકોને માટે હાલની ગરીબાઈમાથી છૂટકારો થવાનો ન હોય તો તે રાજ્યદ્વારી સુધારા નિષ્ફળ જવાના એસેમ્બ્લીએ તેથી જ મિ. ઝીણાનો ઠરાવ પસાર કર્યો છે કે ફેડરેશનની યોજના નકામી છે અને પ્રાંતિક સુધારામાં પણ બહુ મોટા ફેરફારોની જરૂર છે હિન્દુસ્તાનની આખીએ હિંદી વેપારી કોમ આ કરવા ધારેલા સુધારાની સામે પડેલી છે, અને તેણે સરકારને ગભીરમા ગભીર ચેતવણી આપી છે કે જે સુધારાથી દેશના વેપારઉદ્યોગ ખીલવી નહિ શકાય તેવા સુધારા સ્વીકારવા અશક્ય છે.

# ઉમર ખય્યામની રુબાયાત

સ્વ. અંબાલાલ ગોવિન્દલાલ

( ગતાંકથી ચાલુ )

૧૬

ચંદ્રમા રમઝાન[૧]નો ઊગ્યો અરે!
પિવાય શી રીતે શરાબ, કહે હવે,
શાબાન[૨]ના અંતે પરંતુ પીશ, કે
રમઝાન ઈદ સુધી મને મસ્તી રહે

૧૭

ગુલાબ સાથ વસંત-વ્હાણું વહી ગયું,
યૌવનતણું પુસ્તક રૂડું તે—રે ગયું!
ગીત બુલબુલ ડાળીએ ગાઈ ગયું,
કોણ જાણે કયાંથી આવ્યું, ક્યાં ગયું!

૧૮

ભવ્ય ગુલશન મહેલ જ્યાં બહેરામના[૩],
રાની વરુ ને વાઘનાં જંગલ બન્યાં
શાહી દમામથી જે શિકારે ખેલતા,
આજ તે શિકાર કબ્રનણા થયા

૧૯

આત્મને અદશ્યમાં મેં મોકલ્યો,
આકેબત[૪]ના ભેદ કંઈ કંઈ, જાણ, જો.
યાત્રા કરી પૂરી મને ધીમે કહ્યું,
તુંમાં વસે જન્નત જહન્નમ, તું જ જો.

૨૦

સૂર્યમંડળના પ્રવાસે હું ગયો,
આસન શનિનું જ્યાં હતું, તે પર ચડ્યો.
વાટે જગતના ભેદ કંઈ કંઈ ઊકલ્યા,
પ્રારબ્ધકેરો ભેદ ના હાથે ચડ્યો.

---

૧ હિજરી સંવતનો ૯મો મહિનો ૨ હિજરી સંવતનો ૮મો મહિનો ૩ ઇરાનનો એક રાજા. ૪ પરલોક.

માટી વડે મારી ઘડી કાયા પ્રભુ!
જાણ્યું હશે શું શું કરીશ અહીં પ્રભુ!
આજ્ઞા વિના તારી કંઈ જ બની શકે?
શિક્ષા પછી! ઇન્સાફ એ તારો પ્રભુ?

૨૨

*કલ્પાંત શો ચ્યવ્યાસ! જીવન ધૂળ છે,*
જીવ એમ બળાય, સોના મૂલ છે
રહેમત પ્રભુએ પાપીઓ માટે કરી,
પાપી નથી તે, રહેમના હકદાર છે?

૨૩

પાસ આલિમ[૧] શીખવા વિદ્યા ગયો,
શિષ્ય થઈ હું ઇલ્મ સૌ પામી ગયો,
સર્વ શ્રમ અભ્યાસનો કહું સાર કે,
ખાકમાંથી ખાક થઈ ઊડી જશો.

૨૪

અવળા પડેલા જામ શું આકાશ એ
જન્મ મૃત્યુ લોટીએ જેની તળે,
તેની દયા લેવા કદી ઊંચું ન જો,
આપણા જેવું જ તે નિર્માલ્ય છે

૨૫

કાલની કોઈ ખબર કંઈ કે' નહિ,
*બહેલાવ દિલ સાકી! સુરાથી, ગમ નહિ—*
હે ચંદ્ર! ચળકે ચાંદનીયે ને, પછી
વ્યર્થ વ્યોમે ચંદ્ર છો શોધે ફરી.

૨૬

અન્યને રંજાડ મા તુજ જુલમથી,
શાંતિ ન હોમીશ કોઈની અપકૃત્યથી,
આરઝુ તારે અનંત આરામની,
તું જ બળ, બાળીશ ના તુજ પાપથી.

---

૧. વિદ્વાન

૨૭

ભગવન્! કૃપા ને કેવળ પેદા કર્યું
ઉત્પત્તિ કાળે સ્વર્ગ નર્ક ઉભય રચ્યું,
તારે દીવાને સ્વર્ગ, મારે કંઈ નથી,
દરબાર તારે આવું હું, તો શું થયું?

૨૮

સાકી! શરાબ ભરી ભરી હું પીશ કે
મારી કબરમાંથી હવામાં ઊડશે
કોઈ પ્રવાસી આ તરફ જો આવશે,
આશ્ચર્યમુગ્ધ બની ઘડી થભી જશે

૨૯

પ્રીતે નમ્યો રૂપકજે જે મૂર્તિને,
તેણે કલંકિત અહીં કરી મુજ કીર્તિને.
જામમાં મારી પ્રતિષ્ઠા ભીંજવી,
ગીત સાટે આબરૂ મુજ લૂંટીને

૩૦

પ્રત્યેક દિલને પ્રેમપથે પૂજજે,
મારું ગણ્યું સર્વસ્વ ચરણે મૂકજે,
હજ[1] કાબાથી હૃદય દેવળ રૂડું;
કાબા ન શોધીશ, દિલ પ્રેમી શોધજે

૩૧

બેચાર દિવસ જિંદગી આ પહેચશે,
રણુવાયરા, નદીપૂર સમ ઊડી જશે;
તેમાય બે દિનની નહિ મારે તમા,
આથમ્યો ને દિન કાલે ઊગશે

# ‘ઐતિહાસિક પાત્રો અને તેનું નિરૂપણ’

[એક જવાબ]

ચિમનલાલ ચકુભાઈ શાહ, એમ. એ., એલએલ. બી.

છઠ્ઠી સાહિત્યસંમેલન સમયે શ્રી મુનશીએ ઉપરના વિષય ઉપર એક નિબંધ વાંચ્યો હતો, અને તેમાં ઐતિહાસિક પાત્રોના પોતાના નિરૂપણનો એક બચાવ રજૂ કર્યો હતો. તે આખો નિબંધ માનસશાસ્ત્રમાં જેને સમર્થનપદ્ધતિ (ratiocination) કહે છે તેનો સુંદર નમૂનો છે. અમુક માન્યતાઓ—તેની સત્યતા માટે નહિ પણ બીજાં કારણોને લીધે—પોતે સ્વીકારી લીધી હોય, પછી તે સત્ય જ છે તેવું મનાવવા પ્રયત્ન કરવો હોય, તેને માટે દલીલો ભેગી કરીએ છીએ. પછી એવી દલીલો મેળવીને પોતાને મનાવી લઈએ છીએ કે પોતે સ્વીકારી લીધેલ માન્યતા સત્ય છે માટે પોતે સ્વીકારી છે, અને નહિ કે પોતે સ્વીકારી છે માટે તેને સત્ય પુરવાર કરવા દલીલો શોધી છે. આખરે એવો ભ્રમ ઉત્પન્ન થાય છે કે તે માન્યતા સદા સત્ય જ હતી, અને પોતે તેને સત્ય જાણ્યા પછી જ સ્વીકારી છે. આ ભ્રમ ઘણી વખત અજ્ઞાત અને સાચો (unconscious and sincere) હોય છે. શ્રી મુનશીની બાબતમાં કાંઈક આવું જ બન્યું છે, નહિ તો તેમના જેવા વિદ્વાન માણસ અને બાહોશ વકીલ આટલી બધી લૂલી દલીલો છતાં પોતે રજૂ કરેલ મત સત્ય છે તેમ માની લે એ અશક્ય લાગે છે.

આવો ભ્રમ ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ એ હોય છે કે પોતે કરેલ દલીલોમાં અને પોતે સ્વીકારી લીધેલ માન્યતાઓમાં સત્યનો અંશ હોય છે. તેના વાદનો સત્યાભાસ દૂર કરવા તે સંપૂર્ણપણે અસત્ય છે એમ કહેવાથી એક બીજો વાદ જ ઉત્પન્ન થાય, જે અસત્ય જ હોય. When dogmatism meets a dogmatism, truth is sacrificed. એક વાદની સામે બીજો વાદ જવાબરૂપે રજૂ કરવામાં આવે, ત્યારે સત્યનો ભોગ અપાય છે. માટે આવા વાદને અસત્ય ઠરાવવા તેમાં રહેલ સત્યનો અંશ સ્વીકારવો જોઈએ, અને કેટલે દરજ્જે તે અસત્ય છે તે બતાવવું જોઈએ.

ઐતિહાસિક પાત્રોનું નિરૂપણ અનેક દૃષ્ટિબિન્દુથી થાય છે. ઇતિહાસકાર એક દૃષ્ટિબિન્દુથી કરે છે, તેનું જીવનચરિત્ર લખનાર બીજા દૃષ્ટિબિન્દુથી કરે છે, નવલકથાકાર ત્રીજા દૃષ્ટિબિન્દુથી કરે છે. દરેકની મર્યાદાઓ જુદી છે, કારણ કે દરેકનો ઉદ્દેશ જુદો છે. શ્રી મુનશીએ માત્ર એટલું જ ચર્ચ્યું હોત કે નવલકથાકાર ઐતિહાસિક પાત્રોના નિરૂપણમાં ઇતિહાસકારથી અથવા જીવનચરિત્ર લખનારથી કેટલેક દરજ્જે સ્વતંત્ર છે, તો એ પ્રશ્ન તદ્દન અલગ હતો અને ચર્ચાસ્પદ બને તેવો હતો. પણ તેટલેથી તેમને સંતોષ થયો નથી. ઇતિહાસકાર અને નવલકથાકારમાં તેમજ ઇતિહાસ અને નવલકથામાં ખાસ ફેર કાંઈ છે જ નહિ એવો મત તેઓ રજૂ કરે છે, અને તેમ કરવામાં ઇતિહાસ એટલે શું તે પ્રશ્ન પૂછી તેનો પોતે જવાબ આપે છે. તે જવાબનો સાર તેમના શબ્દોમાં નીચે મુજબ છે.

"ઇતિહાસ વિજ્ઞાન છે કે કલા, એનો પ્રાણ સત્ય છે કે કલ્પના, એ શાસ્ત્રીય થઈ શકે કે માત્ર કથા જ રહે? ઇતિહાસના સાધનો સદા ભૂલા જ રહેવાના. માનવીની જોવાની, યાદ રાખવાની શક્તિ અત્યંત પરિમિત. એની માનવાની અને અતિશયોક્તિ કરવાની શક્તિને માપ નહિ... . એ લખે તો પોતાનો પક્ષ જ સબળ કરવા. એવા માનવીની કહેણી ઉપર સત્યનો પાયો રચવા કરતા તો રેતીમા બંગલો બાંધ્યો હોય તો વધારે વાર ટકે. જાણ્યા અને અજાણ્યા અર્ધસત્યો અને અસત્યો પર ઇતિહાસ રચાયો છે, અને બીજી રીતે એને રચવો શક્ય નથી ઐતિહાસિક વસ્તુઓની અપરોક્ષ, પ્રયોગાત્મક તપાસ શક્ય નથી ખરુ જોતા તો એક બનાવ બન્યો એવો અણિશુદ્ધ બીજો બનતો નથી. મનુષ્યજીવનનો પ્રવાહ અકસ્માતથી અને ઇચ્છાશક્તિના સ્વૈરવિહારથી બદલાતો ચાલ્યો આવે છે . . ..આવા અણધાર્યા અકસ્માતો શુદ્ધ વિજ્ઞાનના ક્ષેત્રમા શક્ય નથી. તેમ જ જેટલા ઇતિહાસકારો તેટલી ઇતિહાસદૃષ્ટિ દેખાય છે. આવા પ્રશ્નોનો સ્વભાવ પ્રમાણે ઇતિહાસકાર જવાબ દે છે ને રુચિ પ્રમાણે વાચક તેનો સ્વીકાર કરે છે. આવા પ્રશ્નો એકમેકને પૂછવા કરતા નચિકેતાની માફક યમરાજને જ પૂછવા એમ શા માટે ન રાખવુ? આ જોતા ઇતિહાસ વિજ્ઞાનની ભૂમિકા પર પહોચી ન શકે. ભૂતકાળના અવશેષો વર્તમાનમા પડયા હોય—એ બધાની વિવેચનાત્મક તપાસ, પૃથક્કરણ ને સરખામણી ઠીક અંશે વિજ્ઞાનલક્ષી બની શકે. પણ ત્યારે ઇતિહાસ ઇતિહાસ ન રહે—એ પુરાતત્ત્વ બની જાય ઇતિહાસ સાહિત્યની એક કલાત્મક કૃતિ છે જે કથન કથનની સરસતા માટે ઉદ્‌ભવે તે જ શુદ્ધ સાહિત્ય, તે જ શિષ્ટ સાહિત્ય. જે ઇતિહાસો માત્ર કથનની સરળતા માટે વંચાયા છે તે બચી ગયા છે બાકીના બધા ઉધાઈઓના ભોજનરૂપ બની એ ઉપયોગી પ્રજાની વૃદ્ધિના સાધનરૂપ બન્યા છે સર્જકતાનુ રહસ્ય સાહિત્યકારના સ્વાનુભવમા છે, પાત્રો કે પ્રસંગોના ખરાપણામા નથી. ઇતિહાસને ચાર જુદાજુદા પ્રકારમા વહેંચી શકીએ· લોકકથા, કથા, નવલકથા અને ઇતિહાસ. ચારેનુ મૂળ એક જ છે. ભૂતકાલના પાત્રો અને પ્રસંગોને કલ્પનાદ્વારા સ્વાનુભવના રંગથી સરસતા અર્પી સજીવન કરવાનો પ્રયાસ."

ઉપરના સારથી જણાશે કે શ્રી મુનશી વિજ્ઞાન અને વિજ્ઞાનલક્ષી તપાસમા ભેદ પાડે છે, પુરાતત્ત્વને ઇતિહાસ ગણવા ના પાડે છે, જ્યારે લોકકથા, કથા અને નવલકથાને ઇતિહાસના પ્રકાર ગણે છે ઐતિહાસિક વસ્તુઓની અપરોક્ષ, પ્રયોગાત્મક તપાસ શક્ય નથી અને ઇતિહાસકારો તેટલી ઇતિહાસદૃષ્ટિ છે, માટે ઇતિહાસ વિજ્ઞાનની ભૂમિકા પર પહોચી ન શકે કથનની સરળતા (? સરસતા) માટે લખાયેલા ઇતિહાસો જ આદર્શ ઇતિહાસ છે અને અમર રહેવાના—પછી ભલે તેની હકીકતો ખોટી હોય, કે દૃષ્ટિ વિકારી હોય, કે મનસ્વી હોય ઇતિહાસનો પ્રાણ કલ્પના છે, સત્ય નહિ

ઉપરની દલીલોનો અને મતનો જવાબ આપીએ તે પહેલા ઇતિહાસ એટલે શુ, તેનો ઉદ્દેશ શો છે અને તેના પ્રકાર કેટલા છે તે જોઈ જઈએ તો ઇતિહાસ વિજ્ઞાન છે કે કલા, તેનો પ્રાણ સત્ય છે કે કલ્પના તે તુરત માલૂમ પડશે

ઇતિહાસ એટલે ભૂતકાળના બનાવોનુ શોધન અને તેનુ વર્ણન તેના ઉદ્દેશ બે હોઈ શકે· (૧) અ જ્ઞાનની જિજ્ઞાસા સતોષવી, બ વર્તમાન સમજવુ અને તે શેમાથી ઉત્પન્ન થયુ છે તે જાણવુ, અને (૨) વર્તમાનના પ્રશ્નોનો નિકાલ લાવવો અને ભવિષ્ય કેવુ થશે તે સબધી આગાહી કરવી પ્રથમ ઉદ્દેશમા માત્ર સત્ય જાણવાની ભાવના છે, બીજામા તે સત્ય જાણીને તેનો ઉપયોગ કરવાની ભાવના છે બીજા ઉદ્દેશનો આધાર પહેલા ઉપર છે ઉદ્દેશના જેમ આ બે વિભાગ છે, તેમ ઇતિહાસની વ્યાખ્યાના બે વિભાગ છે એક સત્ય બનાવોનુ શોધન અને બીજુ તેનુ વર્ણન. એક પુરાતત્ત્વ, બીજો ઇતિહાસ બન્નેનો ઉદ્દેશ એક—સત્ય

હકીકતોનું શોધન, વર્ગીકરણ અને વર્ણન આ ઇતિહાસનો આદર્શ બીજા ઉદ્દેશમાંથી ઉત્પન્ન થાય છે ઇતિહાસનું તત્ત્વદર્શન ( Philosophy of History ) અને ઇતિહાસકારે રજૂ કરેલ હકીકતોનું નિરૂપણ ( interpretation ) ઇતિહાસકાર બનાવોને શોધી વર્ણવે છે, તેનો નિરૂપક (interpreter) તેમાથી નિયમો તારવે છે, અનુમાનો બાધે છે ને સિદ્ધાંતો શોધે છે તે શોધી કાઢેલ નિયમો, અનુમાનો અને સિદ્ધાંતોનુ પછી વિનિયોજન (application) થાય છે તે કામ રાજદ્વારીઓ ( statesman અથવા politician )નુ આ વિનિયોજિત તત્ત્વજ્ઞાન (applied philosophy) અથવા સમાજશાસ્ત્ર (sociology)—અને તે કામ સ્મૃતિકારનુ અને ઇતિહાસના તત્ત્વદર્શન ( Philosophy of History )નો આધાર સામાન્ય તત્ત્વદર્શન ( General Philosophy ) અને માનસશાસ્ત્ર (Psychology) ઉપર રહે છે જીવનનુ તત્ત્વજ્ઞાન શુ છે, તે કયા માનસમાથી ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે ઇતિહાસનું નિરૂપણ ( interpretation ) થાય છે

આ ઉપરથી જણાશે કે સાચા, આદર્શ ઇતિહાસકારનુ કામ તો માત્ર સત્ય હકીકતોનુ શોધન અને વર્ણન છે વિજ્ઞાનમાત્રનો ઉદ્દેશ તે જ છે સત્ય હકીકતોનુ અન્વેષણ, વર્ગીકરણ અને વર્ણન તેનું નિરૂપણ (interpretation) તે તત્ત્વજ્ઞાનને સોપે છે જ્યા વિજ્ઞાનની હદ પૂરી થાય છે, ત્યાથી ફિલસૂફી શરૂ થાય છે ઇતિહાસ જ્યા પૂરો થાય છે ત્યાથી ઇતિહાસનું તત્ત્વજ્ઞાન શરૂ થાય છે. (Philosophy begins where science ends. Philosophy of History begins where History ends ) એ સત્ય હકીકતોના અન્વેષણ, વર્ગીકરણ અને વર્ણનમા વિજ્ઞાનશાસ્ત્રી વૈજ્ઞાનિક ભાવે અને વૈજ્ઞાનિક રીતિએ કામ કરે છે એ વૈજ્ઞાનિક ભાવ અને વૈજ્ઞાનિક રીતિ એટલે શું? વૈજ્ઞાનિક ભાવના મુખ્ય લક્ષણો—સત્ય હકીકતોની તાલાવેલી, કથનની કાળજી, દૃષ્ટિની સ્પષ્ટતા, વસ્તુઓની આતરસંબદ્ધતાની પરખ, અને સંપૂર્ણ નિષ્પક્ષતા (a passion for facts, cautiousness of statement, clearness of vision, sense of interrelatedness of things and complete impartiality) વૈજ્ઞાનિક રીતિઓ બે જ છે, induction અને deduction સત્ય હકીકતો ભેગી કરી તેમાથી નિયમ તારવી કાઢવો તે નિયમને સત્ય ગણી બીજી હકીકતોને તેની નીચે લાવવા પ્રયત્ન કરવો, અને હકીકતો તે નિયમને ખોટો ઠરાવતી હોય તો તેને છોડી દઈ બીજો નિયમ બાધવો આ બન્ને રીતિઓ સાથે કામ કરે છે તેમા હકીકતોની પસદગી (selection facts) હોય છે તે પણ સત્ય શોધવાના ઇરાદાથી જ

ત્યારે જેનો ઉદ્દેશ સત્ય જણવાનો છે, જેનો ભાવ વૈજ્ઞાનિક છે એવો માણસ તે વિજ્ઞાનશાસ્ત્રી, અને આ રીતે જ્ઞાનના જે વિભાગમા કામ થઈ શકતુ હોય તે વિજ્ઞાન. ઇતિહાસ એ અર્થમા વિજ્ઞાન છે અને ઇતિહાસકાર આ અર્થમા વિજ્ઞાનશાસ્ત્રી છે એનો ઉદ્દેશ સત્ય શોધવાનો—તેનો ઉપયોગ બીજા ગમે તે કરે તેને માટે તે બેપરવા રહે

વિજ્ઞાનનું બીજુ અગ એ ગણાય છે કે કાર્યકારણ સબધ શોધવા કાર્યકારણના નિયમ (law of causation)ના અનેક અર્થ થાય છે વિજ્ઞાનમા તેનો અર્થ એટલો જ છે કે એક બનાવની પૂર્વે થઈ ગયેલી વસ્તુ શોધવી અને જાણવી Science only seeks efficient and secondary causes, not first causes Its cause passes into effects. What is cause today was effect yesterday, what is effect

today becomes cause tomorrow[1] એટલે એ બધું વર્ણન (description)માં પરિણમે છે, તત્ત્વજ્ઞાનમાં નહિ—not in interpretation The scientist leaves that to the philosopher as the historian leaves it to the philosopher of history (વિજ્ઞાનશાસ્ત્રી એ કામ ફિલસૂફને માટે રાખે છે—જેમ ઇતિહાસકાર એ ઇતિહાસના ફિલસૂફ માટે રાખે છે તેમ)

વિજ્ઞાનનો સંકુચિત અર્થ એ કે પ્રત્યક્ષ પ્રયોગ, માપ અને ગણિત જેમાં હોય તે જ્ઞાનનો વિભાગ—experiment and mathematics ૨×૨=૪ એ એક અચળ નિયમ જેટલે દરજ્જે જ્ઞાનના વિભાગમાં આ અંશ હોય તેટલે દરજ્જે તે વિજ્ઞાન—નહિ તો નહિ આ ઘણો જ સંકુચિત અર્થ છે, અને એ અર્થમાં વિજ્ઞાન શબ્દ હવે વપરાતો જ નથી જીવનક્રમમાં જેમજેમ ઊંચે ચડતા જઈએ તેમતેમ વિજ્ઞાનનો આ સંકુચિત અર્થ છોડી દેવાય છે Physics, chemistry, biology, psychology, history, sociology એ દરેક વિજ્ઞાન છે દરેકની Category of Causation બદલાતી જાય છે છતાં દરેકનો ઉદ્દેશ સત્ય જાણવાનો છે દરેકમાં વૈજ્ઞાનિક ભાવે તથા વૈજ્ઞાનિક રીતિએ જ કામ થાય છે ગણિત એ Methodological Science છે નિર્જીવ પદાર્થોના વિજ્ઞાન વિભાગો માટે, સજીવ પદાર્થોના વિજ્ઞાનવિભાગો માટે Logic એ Methodological Science છે જેમાં logically કામ થતું હોય તે જ્ઞાનનો વિભાગ તે વિજ્ઞાન Metaphysics તે એ જ રીતે higher Methodology છે દરેક વિજ્ઞાનની Categoryની એ વિવેચનાત્મક તપાસ કરી દરેકનું સ્થાન નક્કી કરે છે આ વૈજ્ઞાનિક ભાવની પ્રતિસ્પર્ધી જેવી, પણ ખરી રીતે નહિ, તે રસ દૃષ્ટિ, કલાત્મક દૃષ્ટિ અને વ્યાવહારિક દૃષ્ટિ આ ભાવોના પરસ્પર સંબંધનો વિચાર અહીં નથી કરતો

આ દૃષ્ટિએ એક આખી વિજ્ઞાનમાળા છે અને તેમાં ઇતિહાસને પણ સ્થાન છે

હવે આપણે શ્રી. મુનશીની દલીલો જરા તપાસીએ તો તેમનો મત કેટલે દરજ્જે ખોટો છે તે તુરત માલૂમ પડશે પ્રથમ તો ઇતિહાસમાં કલ્પના કેટલે દરજ્જે કામ કરે છે તે જોઈએ, કારણ કે શ્રી મુનશીની દલીલ એમ લાગે છે કે જ્યાં કલ્પના કામ કરતી હોય ત્યાં કળા, જ્યાં તે ન હોય ત્યાં વિજ્ઞાન કલ્પનાના પ્રકાર અનેક છે, અને વિજ્ઞાનમાં કલ્પનાને સ્થાન છે, તે વસ્તુ જાણવાની જરૂર છે કલ્પનાચિત્ર બે પ્રકારનાં. એક Re-productive અને બીજું Productive. એક હતી અથવા છે એવી વસ્તુનું ચિત્ર ઉત્પન્ન કરવું, અને બીજું કોઈ દિવસ અનુભવી નથી હતી નહિ એવી વસ્તુનું ચિત્ર ઊભું કરવું આ બે પ્રકારનો સંબંધ શું છે તે પ્રશ્ન હાલ એક બાજુ પર રાખું છું ઇતિહાસમાં પહેલા પ્રકારની કલ્પનાને સંપૂર્ણ સ્થાન છે પણ તેની મર્યાદાઓ જાણીતી છે It is a scientific use of imagination. મારું ચિત્ર કરવા હું કોઈ ચિત્રકારને કહું તો તેમાં કલ્પના તો છે જ ઇતિહાસમાં આ કલ્પનાનો ઉપયોગ બીજી રીતે પણ છે પ્રત્યક્ષ જોયેલી વસ્તુને Reproduce કરવી, અને જેને જોઈ નથી અને જે કેવી હતી તેની જુબાની મળે છે તે ઉપરથી તેનું ચિત્ર ખડું કરવું. આવી કલ્પના, ઉપયોગની મર્યાદાઓ પણ જાણીતી છે ન્યાયાસન પર બેઠેલ ન્યાયમૂર્તિ પોતાને મળેલ જુબાની ઉપરથી શું બન્યું હોવું જોઈએ તેની કલ્પના કરે છે

૧ વિજ્ઞાન માત્ર કાર્યક્રમ અને ગૌણ નાના રોકે છે, અને નહિ કે આદિ કારણો વિજ્ઞાનનું કામ કાર્યમાં ફર્યાજ કરે છે. આજે જે કાર્યરૂપે છે તે ગઈ કાલે કારણરૂપે હતું આજે જે કાર્યરૂપે છે તે આવતી કાલે કારણરૂપે થશે.

આવી રીતે ઉત્પન્ન કરેલા કલ્પનાચિત્રો જીવન્ત મનુષ્યોનાં કર્તવ્યો હતાં માટે તેમાં ઇતિહાસકાર પ્રાણ પૂરે છે, તે નિર્જીવ ખોખાઓને સજીવ બનાવે છે, પણ તેમાંય તે પ્રાણ તે મનુષ્યો છે ઇતિહાસકારે માત્ર તેને શોધી કાઢ્યો છે, તેને વર્ણવ્યો છે. અને એ વર્ણન જેટલે દરજ્જે એ સજીવ બનાવી શકે તેટલે દરજ્જે તે મગ્ન છે તેટલે દરજ્જે ઇતિહાસ સાહિત્યની કળાત્મક કૃતિ થઈ શકે છે સાહિત્યની કળાત્મક કૃતિ થવુ એ ઇતિહાસનો ઉદ્દેશ નથી કથનની સરસતા હોય, પણ હકીકતો ખોટી હોય અને દષ્ટિ વિકારી હોય તો તે ઇતિહાસ નથી—બીજુ ગમે તે હોય 'ચક્રવાકમિથુન' અને 'થુસીડાઈડીસ' નો ઇતિહાસ એક જ ઉદ્દેશથી લખાયા છે એટલુ કહીએ તેમાં જ તે મતની અસત્યતા જણાઈ આવે છે કલ્પનાનો ઇતિહાસમા ઉપયોગ છે માટે કથનની સગમતામા તે જ તેનો ઉદ્દેશ છે, એ ભ્રમ છે 'ચક્રવાકમિથુન' રસિકતા સંતોષવા ભલે હોય, ઇતિહાસનો મુખ્ય ઉદ્દેશ તે નથી પણ સત્ય જાણવાનો છે દષ્ટિ વિકારી હોય અને હકીકતો ખોટી હોય છતાય કથનની સરસતા હોય તો તેને આદર્શ ઇતિહાસ કહેવો એ ભ્રમ છે ઇતિહાસ સત્ય હકીકતોના શોધન કર્યા પછી તેના વર્ણનમા સરસતા ઉમેરી શકે તેટલી તેની મહત્તા. પણ સત્ય વિનાનો ઇતિહાસ, મૃતદેહ સમાન છે—પછી તે દેહ ભલે ગમે તેટલો સુંદર હોય જે Herodotus અને Thucydides વિષે મુનશી લખે છે તેને વિષે ઇતિહાસકારો શુ કહે છે ?

"It is easy for the student now to show the inadequauacy of his sources. Yet the work of Herodots remains a scientific achievement as remarkable for its approximation to truth as for the vastness of its scope It was his chief glory to have joined to this scientific spirit an artistic sense which enabled him to caste the materials in the truest literary form In Thucydides, a higher art than that of Herodotus was combined with a higher science He scorned the story teller, 'who seeks to please the ear rather than to speak the truth,' and yet his rhetoric is the culmination of Greek Historical prose He withdrew from vulgar applause consiering that his narrative would he considered 'disupperinting to the ear' Yet he recast the materials out of which he reconstructed it in order to lift the narrative into the realm of pure literature Speeches, letters, and documents are remoulded to be in tone with the rest of the story. It was his art in fact which really created the Pelopounesian war out of its separate parts Yet this art was merely the language of a scientist The 'labourious task' of which he speaks is that of consulting all possible evidence and weighing conflicting accounts It is this which makes his rhetoric worthwhile 'an everlasting possession, not a prize competition which is heard and forgotten.'

શ્રી. મુનશીની બીજી દલીલ ઐતિહાસિક વસ્તુઓની અપરોક્ષ, પ્રયોગાત્મક તપાસ શક્ય નથી માટે ઇતિહાસ વિજ્ઞાન નથી આ વિજ્ઞાનનો સંકુચિત અર્થ મેં ઉપર જણાવ્યો છે તે મુજબ. નિબંધની શરૂઆતમા પોતે વિજ્ઞાનની વ્યાખ્યા કરી છે તેનો અને આ વ્યાખ્યાનો ભેદ તુરત જણાઈ આવશે અમુક માણસે શા હેતુથી ગુનો કર્યો તે શોધી કાઢવુ મેજિસ્ટ્રેટનું કામ છે. તેની અપરોક્ષ, પ્રયોગાત્મક તપાસ શક્ય નથી માટે સત્ય શોધી શકાય જ નહિ ! આ રીતે, biology, psychology, anthropology, sociology, એ કોઈ વિજ્ઞાન થઈ શકે જ નહિ

મુનશીની ત્રીજી દલીલ એવી છે કે એક બનાવ બન્યો એવો અણિશુદ્ધ બનતો નથી અને ઇતિહાસમા અણધાર્યા ગહન તત્ત્વો હોય છે માટે એ વિજ્ઞાન નથી અહીં પણ વિજ્ઞાનનો સંકુચિત અર્થ છે તે સાથે Law of Causation સમજાયો જ નથી જેને મુનશી ગહન તત્ત્વો કહે છે તે પણ ઇતિહાસના કારણો છે અને ઇતિહાસકાર તેની નોધ લે છે

" Scientific synthesis, therefore, which constitutes the Science of History, is an endeavour to generalize, to entangle a complex causality, in order to discover general factors without eliminating any of them a priori "

" Causality in history is infinitely complex and it is this fact which explains why history had *much difficulty in constituting* itself as a Science "

પછી મુનશી કહે છે ઇતિહાસકારો એટલી ઇતિહાસદૃષ્ટિ માટે ઇતિહાસ વિજ્ઞાન નથી. અહીં ઇતિહાસ અને ઇતિહાસનું તત્ત્વજ્ઞાન એ બેનો ભેદ ભૂલી ગયા છે એટલે આ ભૂલ થાય છે *Interpretation has a great personal bias, description* can have none કોટ, બકલ, માર્કસ અથવા હેગલે ઇતિહાસનુ તત્ત્વજ્ઞાન આપ્યું છે, તેમણે ઇતિહાસ નથી લખ્યા તે તત્ત્વજ્ઞાન સાચુ હોય અથવા ખોટું હોય અથવા અર્ધસત્ય હોય. Such a philosophy of History is more a work of art than history itself

વર્તમાન પ્રશ્નોનો નિકાલ લાવવા ઇતિહાસકારને પૂછવુ તેના કરતા નચિકેતાની પેઠે યમરાજને પૂછવુ સારુ. આવો મત મુનશીનો હમેશા હોય તેમ લાગતું નથી, નહિ તો ' ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ ' એવો લેખ પોતે ન લખત

Every sociology is founded upon a philosophy of history. Marx's communism is nothing if not a philosophy of history applied to the solution of the present problems

તેવી જ રીતે મુનશીએ જે દૃષ્ટાંતો આપ્યા છે તેમા પણ પુરાતત્ત્વ, ઇતિહાસ અને ઇતિહાસનું તત્ત્વજ્ઞાન એ ત્રણેનો ભેદ ભૂલી ગયા છે કુમારપાલે અહિંસા પ્રવર્તાવી અને તે શા માટે તે એક પ્રશ્ન અને તેમાથી સાર્વભૌમ સિદ્ધાંત કાઢવો તે બીજો પ્રશ્ન છે

મુનશીની બીજી દલીલ ઇતિહાસકાર પોતાના સ્વાનુભવથી ઇતિહાસમા સરસતા અને એકતાનતા લાવે તેનો આધાર પાત્રો કે પ્રસંગોના ખરાપણામા નથી આ દલીલને જવાબની જરૂર

નથી. તેમાં સત્યાંશ માત્ર એટલો છે કે બધી હકીકત એક જ માનસમાંથી પસાર થાય છે માટે તેમાં એક પ્રકારની એકતા (synthesis) આવે છે પણ આ કાંઈ ઇતિહાસની વિશેષતા નથી વિજ્ઞાનના દરેક અંગમાં વીગતો ભેગી કર્યા પછી તેની synthesis થવી જ જોઈએ અને તેનું પુસ્તક લખવામાં વિજ્ઞાનશાસ્ત્રી સાક્ષર હોય અને શૈલી સારી હોય તો વર્ણન સરસ બને પણ સાહિત્યની કળાત્મક કૃતિ થવું—કથની સરસતા માટે જ લખવું તેનો મુદ્દો ન હતો અને ઇતિહાસનાં કોઈપણ પુસ્તકની પેઠે તેની વીગતો ખોટી હશે, દૃષ્ટિ વિકારી હશે અને તારવી કાઢેલા સિદ્ધાંતો અસત્ય હશે તો ઉપયોગી પ્રજા—ઉધાઈ—ની વૃદ્ધિનું સાધન બનશે, પછી ગમે તેટલું સરસ હોય

લોકકથા, કથા અને નવલકથા ઇતિહાસના પ્રકાર નથી. એ ઇતિહાસને પોતાનું સાધન ગણી, તેમાથી સરસ કથાઓ ભલે સાહિત્યકાર કરે, તે ઇતિહાસ નથી બીજી રીતે, લોકકથા અને કથા ઇતિહાસની સત્ય હકીકતો શોધવાના સાધન છે શેક્સપિયર, સ્કોટ, હ્યુગો અને ડુમા એમણે ઇતિહાસ લખ્યા નથી પોતે ઇતિહાસ લખ્યા છે એવો દાવો તેમણે કર્યો નથી અને તેમને કોઈ ઇતિહાસકાર કહેતા નથી

મુનશીની છેલ્લી દલીલ "ઐતિહાસિક નવલકથાને માનવવ્યવહારના એક પ્રયોગ સિવાય બીજી રીતે હું જોઈ શક્યો નથી ગત યુગ હતો તેવો કોઈ સાહિત્યનો કલાકાર સર્જી શક્યો નથી કયા તો ભૂતકાલને અસભાવ્ય આકારોની સૃષ્ટિ એ માને અને વર્તમાનમા એના પડદાનશીનરી ખેચી લાવી ખડકવા બેસે, કે કયા તો પોતાની આસપાસ ચાલતા જીવનનાટકનાં છાયાચિત્રો ભૂતકાળના પટ પર નચવે " નવલકથાકાર ગમે તે કરતો હોય, ઇતિહાસકાર આ બેમાનું એકેય નથી કરતો તે તો રજૂ કરે છે—અથવા તેમ કરવા પ્રયત્ન કરે છે—ભૂતકાળ જેવો હતો તેવો તેને મન તે અસંભાવ્ય આકારોની સૃષ્ટિ નથી, અને તે મનુષ્યો નિર્જીવ ઢીંગલા નહોતા તે હતા જીવન્ત મનુષ્યો, અને ઇતિહાસકાર રજૂ કરે છે જીવન્ત ઇતિહાસ હતો તેવો—જદુનાથ સરકાર જેને life-like history કહે છે

શ્રી મુનશીના કથનમા સત્યાશ એટલો છે કે લખાયેલા ઘણાખરા ઇતિહાસો એકપક્ષી, પૂર્વગ્રહોને અનુસરીને હોય છે, અને ઇતિહાસના બે વિભાગ—સત્ય હકીકતોનુ શોધન અને તેનું વર્ણન—History and Histriography—તેમા બીજા અંગોને વિશેષ મહત્ત્વ અપાયું છે ઇતિહાસકારોની નિષ્પક્ષતાને પણ મર્યાદા હોય છે અને ઇતિહાસના સાધનો કેટલેક અંશે લૂલા રહેવાના એ પણ સત્ય છે છતા ઇતિહાસનો આદર્શ સાહિત્યની કલાત્મક કૃતિ થવુ તે નથી, તે થઈ શકે તો તેની મહત્તા પણ સત્ય હકીકતો શોધી તેને રજૂ કરવી તે છે History is not Histriography.

શ્રી મુનશીને હવે ટૂંકામા જવાબ આપવો હોય તો આમ કહેવાય ઇતિહાસનો પ્રાણ સત્ય છે, તેનો દેહ કલ્પનાથી ઉત્પન્ન થયો છે અને કળાએ ઘડ્યો છે ઇતિહાસનો ઉદ્દેશ સત્ય હકીકત જાણવાનો છે, પણ તે સાહિત્યની કલાત્મક કૃતિ થઈ શકે છે ઇતિહાસનો ઉપયોગ વ્યક્તિગત રીતે ભિન્નભિન્ન થાય છે પણ ઇતિહાસ અસત્ય નથી આ દૃષ્ટિબિંદુ રજૂ કરતા કેટલાક ઉતારા આપુ છુ

"Art and philosophy have variously falsified history for artificial satisfaction or the vain amusement of the mind × × ×

History as it is conceived today, may blossom into art, may be crowned with philosophy, but it is primarily and necessarily the solid establishment of facts and the precise exposition of the facts established a task singularly difficult and delicate, in short the pursuit and expression of *Truth*."

"Thus, not the principle of the philosophy of history but the way in which it is practised is to be condemned"

"For, if a living creature is rendered useless, if deprived of its eyes, so if you take away truth from history, what is left is but an unprofitable tale"

એક પ્રશ્ન ચર્ચવાને મન થાય છે મુનશીએ આ બળવો શા માટે કર્યો? મુનશીની આ માન્યતા કયાંથી આવી? ટૂંકામા જે ratiocinationનુ આ લેખની શરૂઆતમાં મેં કહ્યુ છે તેના પાયા શા છે? આ માનસશાસ્ત્રનો પ્રશ્ન છે તે સમજવા માટે મુનશીનુ આખુ માનસ સમજવું જોઈએ તેમના પુસ્તકોમાથી તરી આવતા તેમના માનસનો મેં કાંઈક અભ્યાસ કર્યો છે તેમાથી આ પ્રશ્નને લગતી મુખ્ય માન્યતાઓ બે છે (૧) તેમનો શ્રમણ ભાવનાનો વિરોધ, (૨) His romanticism—તેમાં 'કળા માટે કળા'—કથનની સરસતા માટે લખાયુ હોય તે જ શિષ્ટ સાહિત્ય બીજો મુદ્દો અહીં ચર્ચવા નથી માગતો 'સત્યમ્, શિવમ્, સુન્દરમ્'ના સંબધનો પ્રશ્ન સનાતન છે શ્રમણભાવનાના વિરોધમાથી ઉત્પન્ન થયુ તેમનુ જીવનનુ તત્ત્વજ્ઞાન એ તત્ત્વજ્ઞાને નીચેના શબ્દો તેમની પાસે લખાવ્યા છે "આ દૃષ્ટિથી પ્રેરાઈ મેં પ્રયત્ન આદર્યો નથી સાધુ ચીતરવાનો, કે ડાહ્યાઓ અને મહેતાજીઓને પ્રિય એવા પ્રણાલિકાઘડ્યા ઢીંગલાઓ ચીતરવાનો, કે ગુણ-દોષના ફિક્કા આકારો ચીતરવાનો હું તો ચીતરવા મથ્યો છુ, લોહીની ભરતીઓ જેની રગોમા આવે છે એવા, ખરા જીવનમા પ્રેમ કરે છે, યુદ્ધ કરે છે, પાપ કરે છે, તરફડે છે એવા સ્ત્રીપુરુષો મારો રસ જીવનના એવા ખેલમા રહ્યો છે, નથી રહ્યો ડહાપણે ઘડ્યા ધોરણોમા નીતિએ ઘડ્યા સિદ્ધાંતોમા" આ શબ્દોમા એ બળવાની અને એ માનસની અને તેને અંગે ઉત્પન્ન થતી માન્યતાઓની ચાવી મળે છે. ગુજરાત એક અને અતુલ બને એવા સ્વપ્ના સેવતો અને મનુષ્યસ્વભાવ અમુક જ જાતનો હોઈ શકે એવુ માનતો માણસ, ગુજરાતનો ૧૧મા સૈકાથી ઇતિહાસ જોવા બેસે તો તેને નીરસતા, નિર્જીવતા અને પ્રણાલિકાનું જોર એ સિવાય કાંઈ નજરે ચડતું નથી તે સમયે શ્રમણભાવનાનુ ગુજરાતમાં પૂરજોર હતું શ્રીશંકરાચાર્યે શ્રમણભાવનાને હિંદુધર્મના શિખર ઉપર મૂકી હતી, અને ભક્તિનુ પ્રાબલ્ય હતુ. આ વસ્તુ મુનશીને ન ગમે એ સ્વાભાવિક છે આ સમયનો ગુજરાતનો ઇતિહાસ ઘણો ખરો જૈન સાહિત્યમા છે. તેના પ્રબંધો અને રાસાઓ અમુક ટબના જ છે—ગુરુઓની પ્રતિમા સમા, પ્રણાલિકાઘડ્યા ઢીંગલાઓ ત્યા નથી જડતો મુનશીને ઉભરાતા જીવનનો ઉલ્લાસ માટે તે ઇતિહાસ ખોટો છે માટે પોતે ઘડી કાઢેલ ઇતિહાસ સત્ય છે, નહિ તો બધો ઇતિહાસ જ ખોટો છે માટે ઇતિહાસનો પાયો સત્ય હોય જ નહિ, માટે

ઇતિહાસ વિજ્ઞાન નથી પોતે ઘડેલો ઇતિહાસ સાહિત્યની કળાત્મક કૃતિ છે, માટે ઇતિહાસ એટલે સાહિત્યની કલાત્મક કૃતિ સાહિત્ય અને કળાનો પ્રાણ સત્ય નહિ પણ સરસતા અને સચોટતા છે તેનું મુખ્ય લક્ષણ રસિકતા સંતોષવી એ છે, સાહિત્ય અને કળા એ જ ખરું જીવન છે, એ જીવનને રસિકતા સંતોષવા સિવાય બીજો કોઈ બંધનો નથી માટે ઇતિહાસને કથનની સરસતા સિવાય બીજો કોઈ મુદ્દો નથી. રસિકતા સંતોષે તે આદર્શ ઇતિહાસ, પછી તેની હકીકતો ખોટી હોય કે દૃષ્ટિ વિકારી હોય

આવું સચોટ દૃષ્ટાંત હેમચંદ્રાચાર્યને મંજરીને જોઈને વિકાર થાય છે તે આજન્મ વીતરાગ કોઈ હોઈ શકે તે મુનશીનો 'સ્વાનુભવ' નથી. જીવન્ત મનુષ્ય ઉપર વર્ણવ્યો તેવો જ હોય, માટે હેમચંદ્રાચાર્યને મંજરીને જોઈ વિકાર થવો જ જોઈએ, પછી ભલે તે ક્ષણિક હોય—પણ તેમાં તેની માનવતા, નહિ તો એ સાધુ અને સાધુ ઇતિહાસમાં હોય જ નહિ આ પ્રમાણે ઐતિહાસિક પાત્રોનું નિરૂપણ કરવામાં ભલે પોતાની પાસે કાંઈ પણ ઐતિહાસિક સાધન ન હોય, ભલે જે સાધનો છે તે બધાં તેની વિરુદ્ધનાં હોય તોપણ મુનશીનો 'સ્વાનુભવ' એક વસ્તુ કહેતો હોય તો ઇતિહાસ અસત્ય અને ઇતિહાસને સાહિત્યની કલાત્મક કૃતિ બનાવવા માટે પોતે તેવું નિરૂપણ કરી શકે

શ્રી મુનશીની માગણી છે એક 'કોઈ સાહિત્યકારો પર કૃપા કરો નિર્જીવ પાત્રો હસ્તીમાં આવતાં અટકાવવાનો એમને કોઈ તો રસ્તો બતાવો " એ રસ્તો પોતે હવે બતાવી દીધો છે કે ઇતિહાસ અસત્યો અને અર્ધસત્યો પર જ રચાય છે અને સદાય એવો જ રહેવાનો, માટે ઐતિહાસિક પાત્રોને તમારી મરજી પ્રમાણે સજીવ બનાવી શકો છો જીવન્ત ઇતિહાસ સત્ય હોઈ શકે, અથવા સત્ય ઇતિહાસમાંથી જીવન્ત પાત્રો સર્જવી શકાય, એ હવે મુનશીની કલ્પનામાં નહિ ઊતરે

શ્રી મુનશીને એક વિનતિ કરવાનું મન થાય છે તેઓ પ્રતિભાશાળી પુરુષ છે આર્યસંસ્કૃતિનો પૂજારી, આર્યોનો પરમ ભક્ત, તેમનો સાચો ઇતિહાસ ન લખી શકે? ઇતિહાસ અસત્ય છે અને રહેવાનો એમ કહેવાની એને જરૂર છે? મુનશીનો 'વેરની વસૂલાત'નો જગત ભારતનો ઇતિહાસ લખતો હતો, મુનશીએ 'ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ' લખ્યું, ત્યારે ઇતિહાસ અસત્ય છે એવી તેમની માન્યતા હતી? ઇતિહાસ અથવા ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ શું હોઈ શકે તેનો સુંદર નમૂનો મુનશીએ પોતે જ 'સુવર્ણ યુગના સર્જન'માં આપ્યો છે યાજ્ઞવલ્ક્યે બાળલગ્ન કેમ દાખલ કર્યાં હશે તેની ચર્ચા કરતાં, તેના કારણો શોધવામાં એક નમ્ર અભ્યાસી તરીકે મુનશી કારણો શોધે છે, કે પછી, "મનુષ્યની કામ કરવાની શક્તિ અત્યંત પરિમિત છે એની માનવાની અને અતિશયોક્તિ કરવાની શક્તિને માપ નહિ, એ લખે તો પોતાનો પક્ષ જ સબળ કરવા." ભારતની સંસ્કૃતિનો સાચો ઇતિહાસ મુનશી લખી ન શકે? આર્યસંસ્કારની ભઠ્ઠીમાં પરસંસ્કારને બાળવા તત્પર માણસ, આર્યસંસ્કૃતિનો સાચો ઇતિહાસ ન આપી શકે? ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી આર્યસંસ્કૃતિની મહત્તા જે પુરવાર કરવા મથે છે, ઐતિહાસિક પાત્રોને જીવન્ત બનાવી જે અસ્મિતા પ્રગટાવવા પ્રયત્ન કરે છે, તે જ માણસ ઇતિહાસ અસત્ય જ હોય એમ કહે, તો પોતાની ભાવના ટકાવી શકશે? ચિરંજીવ અને શિષ્ટ સાહિત્ય ઉત્પન્ન કરવા મથતો માણસ એમ કહે કે ઇતિહાસ સત્ય નથી અને હોઈ શકે નહિ તે છતાં ઐતિહાસિક પાત્રો ઘડે,

તો પરિણામ—" What will be left will be but an unprofitable tale " એ નિ શક છે

**નોંધ'**—ઉપરનો લેખ લખવામા મે ઘણા પુસ્તકોનો આધાર લીધો છે. કોઈને ટાકયા નથી કે રખેને પાડિત્યનો ડોળ લાગે. આ પ્રશ્ન હવે પશ્ચિમમા ચર્ચાસ્પદ રહ્યો જ નથી તેને માટે મે ઘણુ સાહિત્ય મેળવ્યું અને એક સ્વતત્ર પુસ્તક લખી શકાય પણ તે ચર્ચાનો વિષય જ નહિ હોવાથી આટલા જવાબથી જ સતોષ માનુ છુ. છતાય જવાબ ઘણો જ લબાણુ થઈ ગયો છે જેને આ વિષયમા વિશેષ રસ હોય તેને માટે મુખ્ય પુસ્તકોની એક યાદી નીચે આપુ છુ આ લેખ જાનેવારીની આખરમા તૈયાર કર્યો હતો પણ કેટલાક કારણોને લઈને છાપવામા ઢીલ થઈ છે.

(1) Introduction to Science by Sir Arther Thompson.
(2) Scientific Outlook, by Bertrand Russel.
(3) Article on History in the Encyclopaedia Britanicca.
(4) Article on History and Histriography in the Encyclopaedia of Social Sciences.
(5) Processes of History } by F. J. Tegga.
(6) Theory of History }
(7) Philosophy of History, by Hegel.
(8) Chapter on History in the Outline of Modern Knowledge



## અજાણ પથ

જેઠાલાલ ત્રિવેદી

(પૃથ્વી)

અજાણ પથમાં વહી જીવન આ જતું, સંશયો
ઊઠે મનમહીં ઘણા, " જીવનપંથ શુ સત્ય આ
હશે ? અગર ઊલટી દિશ વહેણ આ મુજનાં ? "
નથી સરળ માર્ગ ને બહુય ટેકરાટેકરી,
દિશા નવ કળી શકું તિમિરપુંજને પોટલે
સ્વયં હૃદયથી છતા ઊઠતી પ્રાણની પ્રેરણા,
અને ઘસડતી જતી અદીઠ માર્ગમા મુજને.
નદી પથ સમુદ્રનો વણદીઠે વહેતી જતી,
છતા હૃદયપ્રેરણા ઘસડતી ઘસી ટેકરા
અને ખડક ખોતરી લઈ જતી દધિ અંકમાં.
કદી સરિત કોઈ ના ઉદધિપંથને ભૂલતી,
કરું ફિકર શીદ હું ? જીવન છો વહેતું જતું;
વહે સરલ ભાવથી જીવન છો સરિતા સમું,
હુંયે સરિતા સમો સરળ થૈ તજું સંશયો.

# ખેતરનો વસવાતી

જેઠાલાલ ત્રિવેદી

"ઠીક તલહળા ભેગા કર્યા સો!" પ્રસુથીના હૈયાની હૂંફ જેવી લાગતી મીઠી તાપણી પર હૈયુ ધરી, આગળા સેકતાં બુકાનીવાળો માણસ બોલ્યો. એણે માથે ઓચિલા જેવું ફાળિયું વીંટયુ હતુ ને એની મેલી પછેડી એક વાદળી બીજી વાદળીને ઢાંકે તેમ તેના મેલા અંગરખાને દાકતી હતી.

"જરા મોટો ભડકો થવા દે! બાચકો ભરીને આમ ચ્યમ નાખતો નથી?" બુકાની-વાળાના સાથીદારે મને સંબોધીને કહ્યુ અને તેણે તલસળાનુ આખુ પૂળિયું તાપણીમા ધરી દીધુ ઊડીને આકાશમા જતા રહેવુ હોય એમ ઉતાવળી બની સિંદૂરવરણી જ્વાળા ભભૂકી રહી. તડ તડ તડ અવાજ કરી તલસળી જાણે વેદના વ્યક્ત કરી રહી બે ઢોર એક જ સૂંઢલામાંથી ખાણ ખાવા ઝૂકે તેમ બને માણસ તાપણી પર ઝૂકયા ને પળભર તૃપ્તિ અનુભવી પાછા હટચા પણ સતોષ વગર સાચી તૃપ્તિ કોઈનેય મળી છે? તાપણીનો ભડકો હોલવાયો ને તુરત ફરી તાપની હૂંફની લાલસા જાગી

"તાપ્યુ ને આપ્યું કોઈનુ બેકી રહેતુ નથી આટલો ભડકો તાપીને ઊઠીએ," ભલાકાકાએ કહ્યુ પણ સસારમા ફસેલો માણસ 'આટલુ આટલુ' કરતા તો શત શરદનુ આયુષ્ય ગુમાવી બેસે છે, એ કોણ નથી જાણતુ? સૌ જાણે છે, છતા એમ જ કરે છે ભલાકાકાએ પણ એ પછી તો દશબાર ભડકા તાપ્યા, પણ મોહમયી તાપણીની માયા ન છૂટી. જૂના વખતમા પુરુષોએ સ્ત્રીને મોહમા ફસાવનારી ગણી ને તેની નિંદા કરી છે તેઓ આ તાપણીને નિંદવાનુ કેમ ભૂલી ગયા હશે? તાપણીએ જ તપને નામે તેમને ફસાવ્યા તો નહિ હોય?

"મા'બા ગયણુ નેચે શું ઢૂંકાળો લાગે મ ભઈ!" ભલાકાકાના સાથી જગાજીએ માથા પર વિશાળ છત્ર જેવી ઝૂકી રહેલી ગયણની ડાળો તરફ નજર ફેરવી કહ્યુ પર્ણભરી ડાળીઓ ભડકાના ધ્રૂજતા પ્રકાશમા અસ્પષ્ટપણે દેખાતી હતી એ ડાળીઓને માથે કેટલુ હિમ ગળતુ હતુ, તેની જગાજીને કયા ખબર હતી? એ હુ બધી જ જાણે ડાળીઓ મ્લાન હાસ્ય કરી રહી હોય એવો ઝાખો પ્રકાશ તેમના પાન પર પડતો હતો "અલ્યા જશુભઈ, તુ એકલો વાહો રેતા શીસ્ગો ખરો! બો નથી લાગતો?" ભલાજીએ તાપણીમા ભડકો મકોગતા કહ્યુ

હુ કઈ જવાબ આપુ તે પહેલા જ જગોજી બોલી ઊઠચો "પટેલિયાના દિચરાને બો ચેવો? ચ્યમ ભઈ?" એમ કહી તેણે દેડાઉ ખાદીની ગડીમાથી ધતૂરી (ચલમ) કાઢી સાફ કરવા માટે હથેળીમાં અફાળી.

"પોતાના ખેતરમા ભય શાનો લાગે ? હુ કંઈ નવો વાસો રહેવા ઓછો આવ્યો છુ ?" ઝમઝમ બોલતી હિમ જેવી ઠંડી રાતના અધકારમા હુ આ બોલુ છુ, તેના ભાન સાથે મેં કહ્યુ, ને દૂર દૂર અધકારમા નજર નાખી કદાચ અનતમાં નજર પહોંચે પણ આ અંધકારમા પહોંચે તેમ નહોતુ એક ભયની ધ્રુજારી મેં હૃદયના ઊંડાણમાંથી અનુભવી—સ્થિર તળાવને તળિયે મગર હાલે તેના જેવી

જ્યારે ઘેર રહી હુ ગામની નિશાળમા જ ભણતો હતો ત્યારે તો મોટાભાઈ સાથે ઘણીય વાર ખેતરમા રાતે વાસો આવતો કોઈ કોઈવાર હું એકલો પણ વાસો રહેતો હતો પણ ગામ છોડી બહાર ભણવા ગયો એટલે એ વ્યવસાય બધ પડ્યો ખેતરના ઝાડવાં ને વનપક્ષીઓ વિસરાવા લાગ્યા ને નગરના નૂતન માનવીઓમા હું ભળી ગયો દૂધમા સાકર ભળે તેમ તો નહિ, પણ પાણીમા ગોળ ભળે તેમ કઇક અતડો રહી ભળી ગયો હાલ હું કૉલેજના છેલ્લા વર્ષમા હતો. એટલે હવે ખેતરના નહિ પણ ખેતરને એક વિચિત્ર વસ્તુ તરીકે પિછાને એવી સૃષ્ટિના મનોરથમ હુ સેવતો હતો

આજે દશ વર્ષે હુ ખેતરમા એકલો રાતવાસો રહેવા માટે આવ્યો હતો પોષ માસની પોષાતી—તેથી જ વધારે ઠંડી—હિમભરી રાત હતી આઠેક વાગ્યા હતા લીલા નીલમ જેવા મગનો ઢગ ખળા વચ્ચે થયો હતો, તેની ઉપર ગાડામા પાથરવાની મોદ ઢાંકી પૂળા ગોઠવી તે ઉપર મારી પથારી પાથરી હતી. સગી સાંજના ઊંઘ પણ ન આવે અને એટલા વહેલા સૂઈ જવુ એ વસવાતી માટે શોભાસ્પદ પણ ન લેખાય તેથી તલ ખખેરી લીધેલા તલના પૂળિયા છોડી, તાપણી આગળ લાવી, હુ તાપવા બેઠો તાપવાનું જલદી ખૂટી ન જાય તે માટે હુ તાપણીમા બબ્બે સળીઓ નાખતો હતો મોજાં પગે ચડાવીને આવુ એવી ઠંડી હતી, પણ ભાભી મશ્કરી કર્યા વગર છોડે નહિ એટલે એ વાત જતી કરી હતી એકવાર કૂવા પર કૂવાના થાળામા હું નહાવા માટે ગયો હતો એ વખતે મને મોજાં પહેરતા ને કાઢતા જે સમય લાગેલો તે કોશિયો તથા બીજા ખેડૂતો જોઈ રહ્યા હતા, અને છેવટે એક જણાએ કહેલુ પણ ખરુ, 'ભઈ, એ મોજાબોજા ઘરે રાખીને આયા હોત તો ચ્યારના નહીને ઘેર ના પોચ્યા હો ?'

આવા વાક્યો દેખીતા સમભાવના રૂપે બોલાય છે, પણ બોલનાર તે હાંસી કે અવગણનાના ભાવથી બોલે છે તેથી કે બીજા ગમે તે કારણથી સાંભળનારને ગાંડીવમાંથી છૂટેલા શર જેવાં લાગે છે નેકટાઈ જેવી વસ્તુઓ તો ગામડામા હાસ્યાસ્પદ ગણાય એ સમજીએ, પણ ગળે મફલર વીંટાળી કડકડતી ઠંડીમા પણ બહાર આવીએ તોપણ લોકો હાસી કર્યા વગર ન રહે. "આ ચીંથરા કરતા શાલ કે કામળી ઓઢો તો શું ખોટુ જસુભાઈ ?" ભાભી જ ટીકાના ગણેશ માંડતાં. ફળિયામા સામે મળતા મારો બાલમિત્ર કા'નો તો મફલરના બે છેડા પકડી પાડીને રસ્તામા જ ઊભો રાખી કહે: "આનાથી તમને ગળાફાંસો દેવો હોય તો આટલી જ વાર !" એમ કહેતાની સાથે જ એ આંટી પાડી બે છૂટા છેડા ખેંચવા લાગતો મારુ ગળુ દબાતા મારે તેને ખોટુખોટુ હસીને રોકવો પડતો. આમ ખોટુખોટુ હસવાથી જ માણસનુ હાસ્ય લુખ્ખુ બની ગયુ છે, પણ મારે બીજુ કરવું પણ શુ ?

હુ તાપતા તાપતા નીરવ કહેવાતી રાત્રીનો ઝમઝમ કરતો રવ સાંભળી રહ્યો. બીકની લાગણી હજી જાગી નહોતી. હુ એ હિમમયી રાત્રીનુ કાવ્ય માણવા તત્પર થયો. પણ એ

કાચ્ય એટલું સરળું ન નીકળ્યુ ખડતલ દેશી જોડાના પડછંદા તથા ચચરડી સંભળાવા લાગી ને થોડી જ વારમાં "મોતીભાઈ સે કે?" બોલતી બે મનુષ્યાકૃતિઓ રાવણ નીચે આવી બંનેઓ ખડગખડગ કરતી, કડીથી જડેલી ડાંગો ખળીની રણકી જમીનમાં પટકી, અને એ સ્વના પડઘા શાંત ગત્રીમા શમે તેતીયે પહેલા બને જણા તાપણી આગળ આવી મારી આગે બેસી ગયા ઠંડીથી કપતા બને જણા હાથપગ સેકવા લાગ્યા. અમારા ખેતરોના રખવાળ ભલાજી તથા તેના સાથી જગાજીને મે તુરત જ ઓળખ્યા, ને ઉદારતાથી તાપણીની મહેમાની તેમને માણવા દીધી

"પોતાના શેતરની વાત તો ના કરશો ભાઈ પણ ઈ ખરું કે મોતીભાઈની ધાંકે કોય તમારું નામ ના લ્યે," ભલાજીએ પોતાના કમવાળા મેલા અંગરખાનાના ખીસામાથી કાળી અફીણ જેવી ગડાકુ * કાઢી જગાજીને ચલમમા ભરવા આપતા કહ્યુ

થોડીવાર તડતડ થતો તાપણીનો અવાજ તથા દૂર બોલતા શિયાળોના અવાજ મળાયા. પછી ભલોજી વાતે ચડયા તાપણીના મીઠા તાપની જાણે એમને કેફ ચડતી હોય એમ લાગ્યુ કેફી પદાર્થોના અકુશના કાયદામા જે જે ચીજો તથા વસાણાનો ઉલ્લેખ છે, તે સિવાય બીજી ઘણીયે ચીજો કેફ ચડાવી શકે છે, તેની એ કાયદાનો મુસદ્દો ઘડનારને ખબર નહિ હોય? લક્ષ્મી અને અધિકારની કેફ તો ઘણાને ચડે છે, અને ચાદની રાત, સૌંદર્યદર્શન તથા મીઠી વાતોથી પણ કેફ ચડ્યાનુ સાંભળ્યુ છે. ઘણા કારીગરોએ એ કેફના આશ્રયે પોતાનો કીમિયો અજમાવ્યો છે

"મારા કાકા બે હોળ રાખતા એ દિ'ની વાત કરું સુ એ દિ' હુ હોળહત્તર વરહનો ખરો. પણ જાઝો હુશિયાર તો નઈ એકવાર કાળીચૌદસની રાતે કાકા માતાએ ભૂવા ભેળા ધૂણવા બેઠા, એટલા ખાતર હુ એકલો સેતરમા વાહો આયો કાળીચૌદસની અધારી રાત્ય ઊંચે જોયે એક તારા તગતગ થતા દેખાય જાણે કાળા હાલ્લામા ધોળી ભાત નાં પાડી હોય? બીજુ કાય ના દેખાય! લગાર કાક ખખડે કે ચૂડેલ આઈ કે પેતરી આઈ ઈમ જ લાગે, જાણો મોને એ તો ચૌદશની રાત્ય! માથાવનાનો ખવિય ભેળો થઈ જાય

"મી તો સેતરમા આઈને ધૂણી પેટાઈ દીધી સાતી તો મારી કાય થડકારા મારે! પણ ઠાકરડાનો દીકરો થઈને ઈમ બીઉ તો થઈ રિયુ! તાપીને થાક્યો એટલે તાપણીમા દેવતા ભાર્યો ને મારુ ધારિયુ ઓશિકે મેલી હુ તો ખાટલીમા પડયો ગામમાથી ડાકલા ને ખડતાલા વાગતા તે ને ભૂવાના ધૂણવાના હોકારા હભળાતા'તા ભેમાં ને ભેમા હુ તો હમી હાજમા ઊંઘી જ્યો ભરભાખરે જાજ્યો ને જોઉ સુ તો ઓશિકે દાંતી નાં મળે હું તો બીતો બીતો દાતી હોધવા લાજ્યો પણ હોય તાણું જડે ને! બરાબર અજવાળું થિયુ તાણું ખબર પડી કે આઘલીમાથી કોક બાજરીના પૂળાનો ભારો પણ બાંધી જ્યેલું હતુ. પછી કાકો આયા, ઈમને પગલુ કાઢ્યુ. પણ ઈમા કાંઈ વળયુ નઈ ભઈ એવી વાત નથી વહેવાતીની છે!"

આટલી વાત ચાલી એ દરમ્યાન જગાજીએ ચલમ તૈયાર કરી પોતે થોડા દમ ખેંચી લીધા. પછી તેણે ચલમ ભલાજીના હાથમાં આપી એથી ભલાજીનું મોં કામમા પડ્યું જીભ નવરી હતી પણ મોમા હાલવાચાલવાનો માગ ન મળે ને?

* ગોળના રસની મેળવણીથી ચલમ તથા હુક્કામા પીવાની તમાકુ.

પણ હવે જગાજીની જીભ તૈયાર થઈ હતી, તેમા વળી તેમને મીઠી તમાકુનો નીશો ચડયા વગર રહે? ભલાજીની ભલી વાતની અવગણના કરતા હોય તેમ તેમણે ચલાવ્યુ

"તમે તો ભલા આદમી! મારી વાત હાભળો તમે તો વાહો રે'તાં દાતી મેલી, પણ મીં તો ઊલટી ચોરી કરવા આવનારની દાતી ઝડપી લીધી'તી એવા આ બદા તો!" જગોજી પોતે જ શાબાશી માટે પોતાનો ખભો થાબડશે કે શુ એમ મને તો થયુ પણ એણે તાપણું ભંકોરતાં આગળ ચલાવ્યુ "તીજી સાલ હુ વડવાળામાં વાહો હતો તાણે એક દા'ડો મધરાત્યે ઝબચીને જાગ્યો સેતરના રોઢાની મહૂડી પર ચીબડી ચીહાચીહ કરવા મડી પડી હતી મી વચાર કર્યો કે નક્કી ક્યાક ચોર ચડી રહ્યો હશે"

"ચીબડી બોલે ઈકે જાણવુ તે ચોર આયો સે એ વગર ચીબડી બોલે જ નઈં, હા જશભઈ!" ભલોજી મોમાથી ચલમ ખસેડી ધુમાડો કાઢતા મને વમવાતી લોકોના જ્યોતિષનો પાઠ ભણાવવા માટે વચ્ચે જ બોલી ઊઠયા આજકાલ દરેક ધધાને પોતાનુ નોખુ શાસ્ત્ર હોય છે, તો વમવાતીને પોતાનુ શાસ્ત્ર હોય તેમા નવાઈ શી?

"હા, એ વાત હાચી ભઈ!" જગાજીએ પોતાનુ તાન તૂટશે એ ભયથી વચ્ચે પડી આગળ ચલાવ્યુ; "પછી મીં તો ખુખારો ખાધો ને લાકડી ખખડાઈ ચીબડી તો બધ થઈ જઈ, પણ પછી મને અજપાથી ઊંઘ ના આઈ જરા આખ મેંચાવા માડી તિયા પાહેના સેતરમાં ભરડ ભરડ અવાજ થવા લાગ્યો હુ તો બી'ના વગર ઊઠયો. ડાગ ખભે કરીને નાયકના સેતરના શેઢે પો'ચ્યો ચીબડી બોલતી'તી ઈની વાત હાચી નેંકળી મારો બેરો દાઢીઓ હમી હાજનો ચકતો હશે. મારા સેતરમા ના પેહાયુ ઈકે નાયકના સેતરમા પેશીને, ગડાં ખેંચાય એવા નોતા ઈકે દાતયડાની ભરડ ભરડ કાપવા મડેલો. ઈની માતી જબરી હો ભઈ!"

"ચીયો દાઢીઓ? અમારો પાડોશી?" ભલાજીએ વચમા પૂછ્યુ હુ તો મૂગો મૂગો રસથી સાભળી રહ્યો હતો

"હા, એ જ તો! હાભળો તો ખરા દિયરાનો બળધ આખા દા'ડાનો ભૂખ્યો હશે ઈના માટે આ કરતુક કરવા આયેલા વાકા વળી વળી એ તો એક સોડ આઈથી તો બીજો લગાર છેટેથી, ઈમ સેતરવાળાને ખબર ના પડી જાય ઈમ કાપતા કાપતા આઘા નેંકળી ગ્યા. સેઢા પર ઈમની દાતી પડી'તી ને પસેડી પણ પડેલી મી પસેડી તો ના લીધી પણ દાતી ઉપાડી લીધી ને હુ તો મારા ઠેકાણે આઈને હુઈ ગ્યો રાડાનો પાથરો બાથમાં લઈ એ તો દાંતી હોધવા લાગ્યા પણ ક્યાથી જડે? પૂમે પણ કુને? ચોરની મા કોઠીમા મોંહીને રુવે! ઈમને તો ખુખારા ખાધા, આમતેમ ફર્યા બધુ હુ હમજતો હતો, પણ બોલું શુ કામ? મારો બેરો લાગ ફાવ્યો હોત તો એ દિ' મારા સેતરમાથી જ બાદુ તાણી જાત. પણ હું ખરો તે ઈમની દાતી જ પચાવી એ દાતી એ રહી હજુ માગ ઘરમા સે હાથો બદલાવી રાખી સે ઓળખે તાણું વે'માય ને?"

'તમે ય ખરા, ઠીક માળાને સપડાવ્યો!" જગાજી જેવા વીરપુરુષને કઈક બિરદાવવાની જરૂર જણાવવાથી હું નિરર્થક બોલી ગયો જગોજી વાતમા ને વાતમા દીકરો તથા બેરો શબ્દ વાપરતો હતો, એથી મને કઈક ચીડ ચડતી હતી પણ હુયે 'માળા' શબ્દનો

નિરંકુશ ઉપયોગ કરું છું તેનું મને અત્યારે ભાન થયું મારી કેળવણી 'બેટા'થી આગળ વધી 'સાળા' સુધી પહોંચી હતી!

"આપડે તો એવા! કોઈના ગાંજ્યા ના જઈએ," આત્મશ્લાઘા કરતા વીર જગોજી બોલ્યા. હું તેમની હાંસી કરવા જ તેમનો ખભો થાબડતો હતો, તેની એમને ખબર નહોતી

થોડી વારે બન્ને જણા ઊભા થયા "હેંડો બેહો ભઈ! કાંય બીં નથી હો!" કહીને તેમણે પોતાની ડાંગો ઉપાડી જાણે કોઈ ઊંડી ગુફામા અદશ્ય થઈ જતા હોય તેમ થોડી જ વારમા અંધકારમા અદશ્ય થઈ ગયા તેમનો પગરવ અને ખાસડાની ચરચરણી તેમના અસ્તિત્વના અવશેષરૂપ બની રહી છેવટે તે પણ કાળી રાત્રીમા ડૂબી ગઈ, શેષ રહ્યું શૂન્યમ્ હું જાણે શૂન્ય જગતમા બેઠો હોઉં એમ પરવાર થયું થોડી વારે કાગડીની ચીસ સંભળાઈ ને મારા નિર્જન રાત્રીજીવનમા કોઈક સાથી છે, એમ મને ભાન થયું

ફરી હું અંધકારનું અપૂર્વ કાવ્ય પીવા પ્રયત્ન કરવા લાગ્યો પણ તે પ્રયત્ન નિષ્ફળ ગયો મારા મનમાથી પેલા બે જણાની વાત ખસેડી ખસતી નહોતી જાણે કોઈ પથ્થરને ઊંચો કરી ઉથલાવીએ છતા પાછો ત્યા ને ત્યાંજ આવી પડે તેમ, મારા મનમાથી એ વાત વારવાર ઉથલાવ્યા છતા ખસી જ નહિ.

ભલાજી કે જગાજી જેવો પ્રસંગ મારે આવે તો હુ શુ કરુ? એકબીજાથી જુદા પ્રકારના બંને પ્રસગોએ મને તો ભયનો જ પદાર્થપાઠ આપ્યો જગાજીએ તેની સમજ પ્રમાણે તો હિંમત અને બહાદુરીની વાત કરી હતી, પણ મારા મનમા તો એ વાતથી પણ ભયસંચાર જ થયો હતો પથારીમા સૂઈ રહેવુ વધારે સલામત છે કે તાપણી આગળ બેસી તાપ્યા કરવુ વધારે હિતાવહ છે, તેની ઘડભાંજમા હુ પડ્યો "મને કોઈ મંત બતાવો જી વાટ," મનમા કઈક ગૂંજન થયુ ને તે સાથે હુ ધીમેથી હસી પડ્યો એ હાસ્ય પણ કોઈક અગોચર દબાણમાથી નીકળતું હોય તેમ લાગતુ હતુ મે બીજા વસવાતી લોકો ખોંખારો કરે છે તે હમે ખોંખારો કર્યો, પણ તે ખોંખારાનો અવાજ મને પુરુષત્વહિન જણાયો મેં બગાસું ખાધુ તે જનાનાની નાજુક સ્ત્રીના જેવુ લાગ્યુ મેં કઈક ગાવા પ્રયત્ન કર્યો, પણ ગણગણાટની સ્થિતિથી આગળ ન વધી શક્યો. હુ કટાળ્યો મેં ઊભો થવા વિચાર કર્યો, પણ મારા શરીરનુ વજન મને હમેશ કરતા વધારે જણાવા લાગ્યુ. માણસના શરીર પર હવાનું દબાણ છે, એ વાત તો વિજ્ઞાનવેત્તાઓના કહેવાથી જ મેં માની લીધેલી, પણ અંધકારનું દબાણ તો આજ એકાએક જાતે અનુભવ્યુ

જાણે આખો નિર્જન વગડો અને કાળી હિમ જેવી રાત મને સાણસામા પકડી ભીંસી રહ્યાં હોય એમ લાગ્યુ અધારાનો કાળો કોટ મને તથા મારી અલ્પ તાપણીને ઘેરી ઊભો હતો. જાણે અંધારરૂપે કાળદેવ અમારો ગ્રાસ કરવા ધસી ન આવતા હોય! ભડકો હોલવાઈ ગયો હતો અધારાની ગુફામા મને વિચિત્ર આકૃતિઓ જણાવા લાગી મેં ભડકો સળગાવી વધારે અજવાળું કર્યું પણ વિશ્વવ્યાપી અંધારને ઉજાળવાનુ મારા ભડકામા સામર્થ્ય ક્યાથી હોય? અંધારુ એ તેજનો અભાવ હશે કે તેજ એ અંધકારનો અભાવ હશે? બેમાથી વધારે સ્વાભાવિક શુ હશે?

રાયણના ચભાળા પર કઈક અવાજ થયો ને પાન ખખડ્યા મારુ કાળજુ ઊથલ-પાથલ થવા લાગ્યુ. પણ થોડી વારે ખબર પડી કે એ તો કોઈ ઊંઘમાથી એકાએક જાગી

ઊડેલા પક્ષીની પાંખોનો ફડફડાટ હતો પક્ષીના સ્મરણ સાથે મને તેની નિર્ભયતાનું સ્મરણ થયુ. અને હું કંઈક હિંમત લાવી કૃત્રિમ રીતે 'come one, come all!' બોલતો ઝડપથી ઊભો થઈ ગયો, ને ઠંડીથી કંપતો, હિંમત ટકાવવા પ્રયત્ન કરતો, આમતેમ ખળીમા ફરવા લાગ્યો.

સવારે વહેલા મોટાભાઈ આવતા જ હું અહીંથી છૂટો થવાનો હતો તે આજે પરગામ ગયા હતા, અને ખેતીનો સાથી ખગ કામની મોસમમા બહુ માંદો થઈ ગયો હતો. મને તેના પર ચીડ ચડી હતી; પણ એથી કંઈ સવાર વહેલું થઈ જાય કે એ માંદો થઈ જાય એમ ઓછુ હતું?

ગામમાંથી ક્વચિત્ ક્વચિત્ કૂતરાના ભસવાનો અવાજ સંભળાતો હતો એ અવાજથી ગામ સાથે હું સંપર્કમાં હોઉં એવી નિર્ભયતાનો સંચાર પળવાર થઈ જતો.

બસ આજે ઊંઘવું તો નથી જ, સવારે ઘેર જઈ નિરાતે ઊંઘીશ, એમ નિશ્ચય કરી હું ફરવા લાગ્યો બહાદુરીના વિચારો મનમા લાવી ભયને ભૂલવા લાગ્યો. તેવામાં રાયણના થડ આગળ કંઈક સડસડાટ ધમારો થયો. મારુ હૃદય બંધ પડી જશે એમ મને લાગ્યું. છાતીએ હાથ દઈને હું હતો ત્યાં ને ત્યા જ મૂઝાઈ થઈ ગયો મ એ વખતે જરૂર ચીસ પાડી હોત, પણ જીભ તાળવે ચોંટી ગયેલી તે હાલી જ નહિ. નક્કી કોઈ જંગલી જનાવર રાયણના થડ પાસે આવ્યું હશે, એમ મેં ધમારા પરથી અનુમાન કર્યું હવે એ કાળા અંધકારમા બચાય તેમ નહોતું. સીમમાં બીજો કોઈ વસવાતી છે નહિ, અને વાઘ તો નહિ આવ્યો હોય? હું ભયથી ઊભો હતો ત્યા જ નીચે બેસી ગયો થોડી વારે રાયણના થડ તરફ બારીક દૃષ્ટિપાત કરતા કંઈક તગતગતું હોય એમ જણાયુ ઈડરવાળો મારો મિત્ર વિનાયક ઘણીવાર કહેતો કે રાત્રે વાઘની આંખ જુઓ તો દીવા જેવી ચળકતી દેખાય એની વાત મને યાદ આવી નક્કી એ વાઘની આંખ હોવી જોઈએ હમણા તે મને તરાપ મારી પકડે એટલી જ વાર છે, એમ માની મેં ભયથી આંખ મીંચી દીધી મીંચેલી આંખે કંઈક નિર્ભયતા મેળવી, મેં તાપણી તરફ અવાજ કર્યા વિના ખસવા માંડ્યું. પણ ભય તથા ભયકારને લીધે હું મગની ડાંખળીના ગંજમાં અટવાઈને ઢળી પડ્યો

ઢીલે લાકડા તથા ડાંખળી ભોંકાઈ, પણ જે થયુ તે સારુ થયુ હતું, એમ લાગ્યું એક તો ડાંખળીની ગંજીમાં હું પડેલો તેથી અવાજ થયો નહોતો, અને વાઘથી રક્ષણ મેળવવા માટે ડાંખળીમા પેસી સહેલાઈથી સતાઈ શકાશે, એમ માન્યુ. એ નિર્જીવ ડાંખળીના છોતરાં મને તે વખતે વાત્સલ્યભરી માતાની ગોદ જેવા સુંવાળા લાગ્યા. એ નિર્જીવ વસ્તુની હૂંફને લીધે જ મારા દેહમાં ઉષ્મા ટકી રહી હતી, એમ મને લાગ્યુ.

હું નિરાતે ડાંખળીમા લપાઈ પડી રહ્યો થોડી વારે સ્વસ્થ થઈ રાયણના થડ તરફ તાકીને મેં જોયુ હવે એકને બદલે બે આંખ દેખાતી હતી. પણ તે મારા તરફ તાકી રહી નહોતી, એથી મારો ભય સહેજ નરમ પડ્યો મેં હિંમત એકઠી કરી રાયણ તરફ વધારે સ્થિરતાથી થોડી વાર જોયુ તેનુ જ સ્મરણમા કંઈક સ્ફૂર્યું ને હું શિયાળ હતો તે એકાએક સિંહ બની રાયણના થડ તરફ દોડ્યો એ વાઘની આંખને મેં પગની લાત મારી "ઓય! સૂવર, કોટ!" બોલી મારી કમઅક્કલ તથા ભીરુતાનો રોષ મેં કોટ ઉપર ઠાલવ્યો.

રાયણના થડમા એક ચૂક મારેલી હતી તેની ઉપર મારો કોટ તથા ટોપી મેં સમી સાંજના ભેરવી દીધા હતા કંઈક જીવજંતુના સ્પર્શથી કે પછી પવનથી મારો કોટ તથા ટોપી ખીંટીએથી સરી પડયા હતા તેના સરકવાથી રાયણના ખરબચડા થડ સાથે જે ઘસારો થયેલો તેને મેં જગલી જાનવરનો ઘસારો માની લીધો હતો પહેલાં મને એક ચળકતી આંખનો ભાસ થયો હતો તે મારા કોટના ખિસ્સામા ખોસેલી પેનની કલીપ હતી પાછળથી બે આંખો દેખાતી હતી તે તો કોટના બે બટન પર તારાનો પ્રકાશ પાંદડાંમાં થઈને પડતો હતો, તેથી બટન ચળકાટ મારતા દેખાતા હતા

આ બનાવથી મારો ભય એકદમ સરી ગયો હુ ફરી હિંમતથી ફૂલાવા લાગ્યો—ફૂટબોલ હવા ભરાતા ફૂલાય તેમ. મને મારી કાયરતા પર હસવુ આવ્યુ દશ વર્ષ—ફક્ત દશ વર્ષ પર—જ હુ કેવો હિંમતવાન હતો, રાતે એકલો વાસો રહેતો, અર્ધી રાતે ખેતરમાથી ઘેર જતો ને બીક નામને તો ઓળખતો જ નહિ ત્યારે આજે આટલો બીકણુ કેમ બન્યો? હું વિચારમા પડી ગયો મને સમજાયુ કે શહેરના કોમળ જીવન તથા નિર્માલ્ય વાતાવરણથી મારું સત્ત્વ હણાઈ ગયું હતુ દશ વર્ષમા હુ આવો બીકણુ બન્યો, તો જે જીવનભર શહેરમા જ વસે તેના શું હાલ થતા હશે? મેં મારી વર્ષો પહેલાની નિર્ભયતા પાછી મેળવવાનો નિશ્ચય કર્યો પળવાર વાઘ બની ચૂકેલા કોટટોપીને ફરી ખીંટી પર ભેરવી, આંટા મારતા મારતા, હું મનની કેળવણી વિષેના ગભીર વિચારો કરવા લાગ્યો

થોડી વારે મારામા ખરેખરી હિંમત આવી છે કે નહિ તે જોવા માટે મેં ખોખારો ખાધો નીરવ રાત્રીમાં એ ખોખારો પુરુષત્વભરી રીતે ગાજી ઊઠયો મને એથી સતોષ થયો. શહેરના ચોકીદારોના સભળાતા ખોખારા મને યાદ આવ્યા તેની સાથે સીમના વસવાતીના ખોખારાને સરખાવવા એ વસવાતીનું અપમાન કરવા બરાબર છે, એમ મને લાગ્યુ હુ હર્ષપૂર્વક દશ વર્ષ પહેલાનુ જીવન જીવતો હોઉ એમ અનુભવી રહ્યો એ અનુભવમાથી મને નવું બળ મળવા લાગ્યુ

ઠંડી લાગવાથી મેં ફરી તાપણી ચેતાવી તાપતાતાપતાં હુ રાયણની બાજુએથી દેખાતા, તારાઓથી મઢેલા આકાશના ચદરવા તરફ જોઈ રહ્યો ઝગઝગ થતા હજારો હીરાઓની એ સમૃદ્ધિથી મારી આખ સહજ અંજાઈ. હું આખ ખસેડવા લાગ્યો તે જ વખતે, મારી તાપણીના ભડકામાથી ઊડતા ધામા જેવો સળગતો ધામો આકાશમાથી ખરતો જણાયો. તેજની એક લીટી દોરાઈ જોતજોતામા ભૂંસાઈ ગઈ કયા અગોચર હાથથી એ તેજરેખા દોરાતી હતી એની પણ કાંઈ ગમ પડી નહિ નભોમડળના અસખ્ય તારકોમાથી એકનું પતન થયુ બાકીના તારા તેને માટે જરા પણ શોક દર્શાવ્યા વગર પૂર્વવત્ ઝળકી રહ્યા હતા. મારુ હૃદય કઈક શોકના ભાવથી ભરાયુ ગામડાના લોકો તારો ખરે છે ત્યારે 'રામ, રામ, રામ' બોલે છે. તેઓ માને છે કે કોઈ મહાન પુરુષના મૃત્યુ વખતે તારો ખરે છે તે ગમે તે હોય, પણ તારા જેવી એક મહાન જ્યોતિનું પતન તો આપણે સગી આખે જ જોઈએ છીએ. મારુ હૃદય કોમળ ભાવોથી ભરાઈ ગયું કેમ જાણે એ અજાણ્યા તારાના ખરવા સાથે નભોમડળમા મને કઈક ન્યૂનતા લાગવા માડી

દૂર દૂર શિયાળવા રડી ઊઠયા ને મારા શોકાકુળ ચિત્તને અનુકૂળ વાતાવરણ સરજાયુ. મૃત્યુના કોઈથી પણ પાછા ન ઠેલાઈ શકતા આમત્રણની ક્રૂરતાના વિચારમાં હું સરી પડ્યો.

દૂરદૂર ક્વાંક ચીબડી બોલી રહી હતી 'મને ચોરનો ખ્યાલ આવ્યો ચોરના ને મૃત્યુના ખ્યાલથી મારી હિંમત કંઈક ઓસરવા લાગી પણ હવે આંખો ઘેરાતી હોવાથી બહુ થયું એમ માની હુ મારી પથારીમા જઈ સૂતો ડીલે ગોદડી ને નીચે નાખેલા પૂળાના સાંઠા ખૂચતા હતા પણ ઊંઘ ન જુએ સાથરો ને ભૂખ ન જુએ ભાખરો, એ ન્યાયે મારી આખ મિચાઈ ગઈ અંધકારમા તેજ જોવાની લાલસાવાળો હુ પોતે પણ જાણે અંધકારમય બની ગયો

સવારે જાગીને પથારીમા બેઠો થતાંની સાથે જ જોઉં છુ તો મારી ટોપી તથા કોટ સામેની ગાયણના થડવાળી ખીંટીએ ન મળે હુ ગભરાયો ભલાજીની દાંતીની પેઠે મારા કોટટોપી પણ ગયા કે શું? નક્કી એમ જ થયું, એમ માની હું તો પથારીમાથી ઊભો પણ ન થઈ શક્યો શરમ તથા ઉદ્વેગથી હુ લેવાઈ ગયો

તેવામા મોટાભાઈ હાથમા દોરડુ લઈ કૂવા તરફથી આવતા દેખાયા. તે નજીક આવતા જ બોલ્યા "આમ ઘસઘસાટ ઊંઘીને વાસો રહેવાતુ હશે કે? અને ભાઈસાહેબ, આ કોટ ઘેર રાખ્યો હોત તો ના ચાલત? કોઈ રાત્રે ઉપાડી ગયુ હોત તો?" મોટા ભાઈએ ડોંખળીની ગજી પર પડેલા કોટ તથા ટોપી તરફ હાથ કરી કહ્યુ

કોટટોપી ગજી પર પડેલા જોઈ મને શાતા વળી, જીવમા જીવ આવ્યો. મોટાભાઈએ પડવા કરવા માટે ખીંટીએ દોરડુ બાધવા માડયુ હુ કાઈ પણ બોલ્યા વગર પથારીમાથી ઊઠ્યો મોટાભાઈએ કૂવા પર દોરડુ લેવા જતા પહેલા કોટટોપી ખીંટીએથી ઉતારી ગજી પર મૂક્યા હશે, એ હુ હવે સમજી ગયો. મારી પામરતા મને લજવી રહી ઊગતા પ્રકાશમા હુ વધારે શરમાવા લાગ્યો મો ધોવા માટે પણ ત્યા ન રોકાતા હુ તુરત ઘેર ચાલ્યો ગયો



## વળામણાં

સ્વપ્નસ્થ

બપોર બળતો હતો, ધૂળ ધગી હતી, પાદરે
નિરભ્ર અવકાશઅંકિત થતા સૂકા લીમડા
ઊભા, ખડખડી દિલે સ્થિતિ જગાડી ગાડાં જતા
સુદૂર નદીઢાળમા ઊતરતાં, ન દેખું પછી,
ચીલા ધૂળમઢી પડેલ જલમાંહી ડૂબી જતા.

# ' કુન્દમાલા ' અને ઉત્તરરામચરિત ' વચ્ચેનું સામ્ય

હસમુખ ધી. સાંકળિયા, એમ. એ., એલએલ. બી.

( ગતાંકથી ચાલુ )

## ભવભૂતિએ ત્રીજા અંક ઉપરાંત ' કુન્દમાલા 'માંથી લીધેલા પ્રસંગો

પણ ત્રીજા અંકની વસ્તુ ઉપરાંત ' કુન્દમાલા 'મા ઘણા એવા વાક્યો, પ્રસગો અને વિચારો છે જે ભવભૂતિએ ' ઉત્તરરામચરિત ' મા સુધારાવધારા કરીને યોગ્ય સ્થલે એક કલાકારની દૃષ્ટિએ ગોઠવ્યા છે

' કુન્દમાલા 'મા સીતાને વનમા છોડતી વખતે લક્ષ્મણ ભાગીરથી નદી, ઋષિઓ અને વનદેવતાઓને સીતાનુ રક્ષણ કરવા પ્રાર્થના કરે છે [1]

આ જ વસ્તુસ્થિતિનો ભવભૂતિ નીચે પ્રમાણે ઉપયોગ કરે છે પહેલા અંકમા ચિત્રો જોતાજોતા રામ અને સીતા ભાગીરથી નદીના ચિત્ર આગળ આવે છે આ વખતે જેમ પૃથિવીમાતા સીતાનુ રક્ષણ કરતા હતા, તેમ સીતાનુ રક્ષણ કરવા ભાગીરથી અને બીજા દેવતાઓની રામ પ્રાર્થના કરે છે પણ જ્યારે રામ આમ કહે છે, ત્યારે એને સહેજ પણ ખ્યાલ નથી કે ભાગીરથી વગેરેને સીતાના રક્ષક થવાનો વખત આવશે આમ જે શબ્દો દિઙ્નાગ સાધારણ રીતે જ વાપરે છે તેને ભવભૂતિ દીર્ઘદૃષ્ટિથી વાપરી પતાકાસ્થાન ( Tragic Irony )નુ એક સુદર દૃષ્ટાત આપે છે

' કુન્દમાલા 'મા સીતાને એના ત્યાગનુ કારણ લક્ષ્મણ નીચે પ્રમાણે આપે છે

ऋषीणा लोकपालानामार्यस्य मम चाग्रत ।
अग्नौ शुद्धि गता देवी किंतु लोको निरङ्कुश ॥[2]

પણ ભવભૂતિ આ કારણ કેવા શોકપૂર્ણ પ્રસગ ઉત્પન્ન કરી કહે છે તે જુઓ

સીતાના ત્યાગથી અતિ દુ ખી થયેલો રામ વાસન્તી જોડે વનમા વાર્તાલાપ કરે છે સીતા એ લોકોના સાન્નિધ્યમા જ પણ અદૃશ્ય છે આવે વખતે વાસન્તી રામને પૂછે છે કે તેને સીતા માટે આટલો બધો પ્રેમ હતો ત્યારે એનો કેમ ત્યાગ કર્યો ? આનો જવાબ આપતા રામ કહે છે. ' लोको न मृष्यतीति। ' [ લોકો ( સીતાને ) તદ્દન શુદ્ધ માનતા નથી એટલે ] આમ ભવભૂતિ રામની પોતાની પાસે જ સીતાને એના ત્યાગનું કારણ જણાવે છે

---

૧. ' કુન્દમાલા,' અક ૧, શ્લોક. ૨૧–૨૫

૨ ' ઋષિઓ, લોકપાલો, રામ અને મારી ( લક્ષ્મણની ) સમક્ષ દેવીએ ( સીતાએ ) અગ્નિપ્રવેશ કરી ( એકવાર તો ) પોતાની શુદ્ધતા પુરવાર કરી હતી છતા પણ ( સામાન્ય ) લોકો નિરકુશ હોઈ, તે માન્ય કરતા નથી. ' ' કુન્દમાલા, ' અક ૧; શ્લોક ૧૩.

'કુન્દમાલા'ના બીજા અંકના 'પ્રવેશક'મા દિઙ્નાગ બે મુનિકન્યાઓને મોઢે આપણને ખબર આપે છે કે સીતાએ બે પુત્રોને જન્મ આપ્યો છે, તેઓ વાલ્મીકિ પાસે 'રામાયણ' ભણે છે, અને રામ અશ્વમેધ યજ્ઞ કરવાનો છે

'ઉત્તરરામચરિત'ના બીજા અંકના 'વિષ્કમ્ભક'મા ભવભૂતિ પણ આ જ ખબર આપે છે

'કુન્દમાલા'ના ત્રીજા અંકમાં રામ અને લક્ષ્મણ વનમાં જ્યા સીતા છે ત્યા આવી ચડે છે. પણ રામ અને સીતાને એકમેકના સાન્નિધ્યની ખબર નથી પછી સીતા રામ અને લક્ષ્મણનો સવાદ સાંભળીને સ્વગત કહે છે को नु खलु एष सजलजलधरस्तनितगम्भीरेण स्वरविशेषेणाश्यन्तदु सभाजनमपि मे शरीर रोमाञ्चयति ।[1]

'ઉત્તરરામચરિત'માં પણ આવો જ પ્રસગ ઉત્પન્ન થાય છે તે વેળા સીતા કહે છેઃ

अह्म रे जलभरितमेघमन्थरस्तनितगभीरमासल कुतो नु एष मां झटिति उत्सुकयति ।[2]

વિચાર, ભાષા, અને પ્રસગમા કેટલુ સામ્ય !

'કુન્દમાલા'મા જ્યારે સીતા પોતાના પરિત્યાગ પછી રામને પાછો જુએ છે ત્યારે કવિ સીતાના હૃદયની નીચે પ્રમાણે સમીક્ષા કરે છે

अहो दृष्ट इति परितोष चिरप्रवास इति मन्यु । परिक्षाम इति उद्वेग., निरनुक्रोश इति अभिमान. ।[3]

કરુણરસને આલેખવામા પરાકાષ્ઠાએ પહોચેલો ભવભૂતિ આ હૃદયમન્થનને અને એના આંદોલનોને તમસાને મોઢે નીચે પ્રમાણે વર્ણવે છે

तटस्थ नैराश्यादपि च कलुष विप्रियवशा-
द्वियोगे दीर्घेऽस्मिञ्झटिति घटनात्स्तम्भितमिव ।
प्रसन्न सौजन्याद्दयितकरुणैर्गाढकरुण
द्रवीभूत प्रेम्णा तव हृदयमस्मिन्क्षण इव ॥[4]

'ઉત્તરરામચરિત'મા એક પ્રેમપ્રસંગને વર્ણવતા

किमपि किमपि मन्द मन्दमासत्तियोगा-
दविरलितकपोल जल्पतोरक्रमेण ।

---

૧. સીતા 'અહો, પાણીથી ભરેલા વાદળના જેવા ગભીર અવાજથી કોણ મારાં દુખપૂર્ણ શરીરમા પણ રોમાચ ઉત્પન્ન કરે છે!' 'કુન્દમાલા', અક ૩, પાં. ૩૦.

૨. સીતાઃ 'અહો, ક્યાથી આ જલપૂર્ણ મેઘની ગર્જના જેવો સ્થૂલ અને ગભીર શબ્દધ્વનિ! જે કાને પડતા જ મારા જેવી મદભાગિનીને પણ તરત જ શુદ્ધિમા લાવી દે છે!' 'ઉત્તરરામચરિત,' અક ૩, શ્લોક બીજા પહેલા

૩. સીતા 'અહો, (રામને) જોયા એટલે સતોષ થયો, ઘણો કાળ (એમનાથી) દૂર રહેવુ પડ્યું એટલે કોપ પણ આવે છે સુકાઈ ગયા હોવાથી મનમા ચિતા થાય છે, અને (એમનામા વધારે પડતી) દયા નથી એટલે (એમને માટે) અભિમાન પણ આવે છે' 'કુન્દમાલા,' અક ૩, પા. ૩૧.

૪. તમસા 'છે આરા તારુ બનિયુ ઉદાસી, રોષભર્યું તજ્યા થકી,
જડભાવભર્યું આ દીર્ઘકાલ વિયોગ ભગ્યા પછી,
પ્રીતિરસ પીને સુપ્રસન્નભર્યું પ્રિયકરુણથી દ્રવી આગથી
આ ક્ષણ ગળ્યુ તવ હૃદય રસમય પ્રેમરૂપ થકી.'

'ઉત્તરરામચરિત' અક ૩, શ્લોક ૯.

अशिथिलपरिरम्भव्यापृतैकैकदोष्णो
रविदितगतयामा रात्रिरेव व्यरंसीत् ।[૧]

—શ્લોક, 'કુન્દમાલા'ના નીચે ટાંકેલા શ્લોકને ઘણો જ મળતો આવે છે

किसलयसुकुमारं पाणिमालम्ब्य देव्या
विविधरतिसखीभिः सकथाभिर्दिनान्ते ।
चरणगमनखेदान्मन्थरस्य स्मरामि
स्रुतपयसि तटिन्याः सैकते चङ्क्रमस्य ॥[૨]

એક જ પ્રસંગ બન્ને શ્લોક બહુ જ સાદી અને સરલ ભાષામાં વર્ણવે છે, છતાં ભવભૂતિએ જે અનુપ્રાસ, લાલિત્ય અને માધુર્ય ઉમેર્યા છે તે ખાસ નોંધવા લાયક છે

હરણો, મોર, અને બીજા પ્રાણીઓ અને પક્ષીઓ સીતાનું દુઃખ જોઈને ઘણાં જ દુઃખી થયાં છે અને સહેજ પણ આનંદ બતાવતાં નથી આ સહાનુભૂતિને લક્ષ્મણ એક જ વાક્યમાં નીચે પ્રમાણે સમેટી લે છે — *तिर्यञ्चोऽपि परिचयमनुरुध्यन्ते* ।[૩]

આ જ સહાનુભૂતિને 'ઉત્તરરામચરિત'માં રામ નીચે પ્રમાણે વર્ણવે છે

हन्त तिर्यञ्चोऽपि परिचयमनुरुध्यन्ते ।[૪]

'કુન્દમાલા' અને 'ઉત્તરરામચરિત' બન્નેમાં જ્યારે સીતાને રામ વનમાં મૂકી આવવાનો વિચાર કરે છે, ત્યારે લક્ષ્મણ અને રામ, એક ચાંડાલ જેમ પોતે પાળેલા પ્રાણીને વધ્યભૂમિ પર લઈ જાય તેમ, પોતાને ચાંડાલની સાથે સરખાવે છે 'કુન્દમાલા'માં લક્ષ્મણ કહે છે

तदहमपि स्वजनविस्रम्भनिर्विशङ्का देवीमादाय गृहहरिणीमिव वध्यभूमिं वनमुपनयामि ।[૫]

આ જ વિચારને રામ વધારે ભાવ, લાગણીથી અને આર્દ્રતાથી 'ઉત્તરરામચરિત'માં નીચે પ્રમાણે દાખવે છે

---

૧.
મન્દ અતિમન્દ મન્દ મૂનિ ટોલિ;
નહિ પૂર્વાપર કાંઈ ગણેલ,
મુખે કાંઈ એમ લવતાં ગેલ,
આલિંગન અશિથિલથી લપટી કર એકેક,
રમતગમતમાં એમ ન જાણ્યો પ્રહર જતો નિશ એક,
છેક નિશા થાકી વિરામી જાય

'ઉત્તરરામચરિત', અંક ૧, શ્લોક ૨૭.

૨. સાંજના દેવીના (સીતાના) કમળની દાંડી જેવા સુકુમાર હાથને ઝાલીને, નદીના તટ પર વિવિધ પ્રેમગોષ્ઠી કરતાં, રેતીમાં આવતાં ધીમાં, આડાંઅવળાં પગલાં પડતાં (તેનું) મને સ્મરણ થાય છે

'કુન્દમાલા,' અંક ૩, શ્લોક ૧૨.

૩ 'કુન્દમાલા,' અંક ૧, શ્લોક ૧૭.

૪. 'ઉત્તરરામચરિત,' અંક ૩, શ્લોક ૨૦ પછી

૫. 'જેવી રીતે ઘરમાં પાળેલી હરિણીને ચંડાલ વધ્યભૂમિ પર લઈ જાય તેમ હું પણ પોતાના સ્વજન પર વિશ્વાસ રાખતી અને તદ્દન શંકારહિત દેવીને (સીતાને) વનમાં ત્યાગ કરવા લઈ જાઉં છું'

'કુન્દમાલા', અંક ૧, પૃ. ૩.

शैशवात्प्रभृति पोषितां प्रियां सौहृदादपृथगाश्रयामिमाम् ।
छद्मना परिददामि मृत्यवे सौनिको गृहशकुन्तिकामिव ॥[1]

વળી, 'કુન્દમાલા'ના ૪થા અંકમા રામ જ્યારે સીતાના વિયોગથી શોકપૂર્ણ થઈ મોહ પામે છે ત્યારે સીતા, જે અદૃશ્ય રીતે એના સાન્નિધ્યમા જ છે તે, રામની પાસે જઈ એને પાછો સજીવિત કરે છે ત્યારે રામ સીતાને કહે છે

देहि मे दर्शनं प्रिये । त्यज्यतां दीर्घरोषोऽयं किं नु निष्करुणा मयि ।[2]

સીતા આનો જવાબ આપતા કહે છે

आर्यपुत्र, विपरीतः खलु उपालम्भः ।[3]

'ઉત્તરરામચરિત'મા આવો જ પ્રસંગ ઉપસ્થિત થતા રામ કહે છેઃ—

कथं नास्त्येव, ननु अकरुणे वैदेहि । क्वासि देवि प्रसीद । न मामेवंविधं परित्यक्तुमर्हसि ।[4]

અને એનો પ્રત્યુત્તર આપતા સીતા કહે છે

अयि आर्यपुत्र, विप्रतीपमिवैतत् ।[5]

ઉપર ટાંકેલા બે ઉતારામાથી એટલુ તો કહી જ શકાય કે દિઙ્નાગે વર્ણવેલા પ્રસગોથી ભવભૂતિ એટલો બધો આકર્ષાયો કે એણે એ પ્રસગને લગભગ જેવો ને તેવો, સહેજ ફેરફાર સાથે, 'ઉત્તરરામચરિત'મા ઉતારી લીધો

આ જ પ્રમાણે રામ જ્યારે લવ અને કુશને પહેલીવાર જુએ છે, તે વખતના રામના ભાવ અને લાગણીનું વર્ણન બન્ને કવિઓ જે ભાષામા અને ગૂઢાર્થમા કરે છે તે નોંધવા લાયક છે લવ અને કુશને જોતા 'કુન્દમાલા'માં રામ પોતાના હૃદયની લાગણીનું વર્ણન કરતાં કહે છે

आपातमात्रेण यथापि युक्त्या सम्बन्धिनः सन्नमयन्ति चेतः ।
विमृश्य किं दोषगुणानभिज्ञश्चन्द्रोदयेऽभ्च्योतति चन्द्रकान्तः ॥[6]

---

૧ 'બાલાપણથી પ્રેમ ધરી મન
ઉછેરી પોષણ કરી,
જેના દિલમા દૂર થયાની,
લેશ વાત નવ કરી,
કસાઈ પાળી પોળી ઉછેરી,
કપોતી દે જ્યમ ધરી·
તેમ કપટ કૂડ છળી છેતરીને,
મોત હાથ દેઉ હરિ !' ઉત્તરરામચરિત,' અંક ૧, શ્લોક ૪૫.

૨ 'હે પ્રિયે ! મને દર્શન આપ. આટલો બધો રોષ છોડી દે, મારાપર કેમ દયાહીન થઈ ગઈ છે?

૩ 'આર્યપુત્ર, આ ઠપકો તદ્દન (ખોટો અને) વિપરીત (ઊલટો) છે.' 'કુન્દમાલા,' અંક ૪, પૃ. ૪૫.

૪. રામ 'હા! શું નથી જ! રે નિર્દય વૈદેહી!'
સીતા 'ખરેખાત હું નિર્દય જ છું, કે તમને આવા દેખતી છતા પણ જીવું છું.'
રામઃ 'દેવિ! ક્યા ગઈ! કૃપા કર, દયા કર મને આ પ્રમાણે તજી દેવો એ તને છાજતું નથી.'

૫. સીતા 'અરે આર્યપુત્ર! આ તો વિપરીત જેવું આપ બોલો છો'
'ઉત્તરરામચરિત,' અંક ૩, શ્લોક ૪૩. પહેલા

૬. જે (ખરેખરો) સબન્ધ ધરાવતા હોય છે, તેના મન તો ઉપરઉપરના કોઈ પણ પ્રકારથી આકર્ષિત થાય છે. શું ચન્દ્રના ગુણદોષનો વિચાર કરીને ચન્દ્રકાન્ત મણિ ચન્દ્રનો ઉદય થતા ઝરવા માંડે છે?
'કુન્દમાલા,' અંક ૪, શ્લોક ૧૦.

ભવભૂતિ આ જ ભાવ અને લાગણીને નીચે પ્રમાણે આલેખે છે

व्यतिषजति पदार्थानान्तर कोऽपि हेतु
न खलु बहिरुपाधीन्प्रीतय संश्रयन्ते ।
विकसति हि पतगस्योदये पुण्डरीक
द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्त· ॥[1]

આ બે શ્લોકોમા આવેલી એક જાતની ઉપમાઓ પરથી જ એમ ન કહી શકાય કે ભવભૂતિએ દિઙ્નાગે વાપરેલી ઉપમા લીધી કારણકે સસ્કૃત સાહિત્યમા રૂઢિગત થયેલી (conventionalized) ઉપમાનો એટલો બધો સગ્રહ છે કે આ ઉપમાઓ પણ એ સમહમાની હોય અને ભવભૂતિએ એમાથી જ લીધી હોય, અને નહિ કે દિઙ્નાગમાથી છતા જે વિચારને દર્શાવવા આ ઉપમાઓ વાપરેલી છે તે તો દિઙ્નાગને જ પહેલા ઉદ્ભવેલો એમ લાગે છે પણ ભવભૂતિએ એ વિચારને વધારે સારી અને અનુરૂપ ભાષા વાપરી સુંદર સ્વરૂપ આપ્યુ આમ કરવાને એણે નીચે દર્શાવેલા ફેરફાર કર્યા લાગે છે

જે શબ્દોમાં દિઙ્નાગે એ વિચાર દર્શાવ્યો તે શબ્દો ભવભૂતિને ઘણા જ છાછરા અને ફિક્કા લાગ્યા. દાખલા તરીકે, 'कयापि युक्त्या' ને માટે એને 'आन्तर कोऽपि हेतु' અને 'सबन्धिन सनमयन्ति चेत' ને માટે વ્યાપ્તિ વાક્ય (generalised statement) 'न खलु बहिरुपाधीन् प्रीतय· संश्रयन्ते' વાપર્યા વધુમા 'पदार्थान्' અને 'उपाधीन्' જેવા તત્ત્વજ્ઞાનમા આવતા શબ્દો વાપરી આખા શ્લોકને એણે એક ઉચ્ચ કક્ષામાં મૂકી દીધો

પાત્રાલેખનમા પણ જે જે યુક્તિઓ દિઙ્નાગ વાપરે છે તે જ યુક્તિઓનો ભવભૂતિ 'ઉત્તરરામચરિત'મા ઉપયોગ કરે છે

દાખલા તરીકે, 'કુન્દમાલા'મા જ્યારે લવ અને કુશ રામ આગળ 'રામાયણ' ગાતા, કૈકેયીએ રામને વનમાં મોકલાવવાને જે ભાગ ભજવ્યો તેનુ વર્ણન આવ્યુ, ત્યારે રામ તરત જ તેમને તે શ્લોકો મૂકી દેવા કહે છે. કારણકે રામ એટલો ઉદારવૃત્તિનો હતો કે કૈકેયીએ જે કર્યું તે પર કઈ પણ ટીકા સાભળવા કે કરવા એ રાજી નહોતો

આ જ પ્રમાણે જ્યારે રામ, લક્ષ્મણ અને સીતા 'ઉત્તરરામચરિત'મા ચિત્રદર્શન કરતા કૈકેયીના ચિત્ર આગળ આવે છે, ત્યારે રામ તરત જ એ ચિત્ર છોડી દઈ બીજુ ચિત્ર જોવા માંડે છે.

અતમા જે પ્રમાણે વાલ્મીકિ 'કુન્દમાલા'મા દેવોએ ઉચ્ચારેલી સીતાની શુદ્ધતા નહિ ગણકારવાને માટે રામને ઠપકો આપે છે, તે જ પ્રમાણે પૃથિવી પણ 'ઉત્તરરામચરિત'મા રામને ઠપકો આપે છે·

वाल्मीकि (सकोपम्)—हे राजन्, धृतसौहार्द, किं युक्त तव प्रतिपादिता जनकेन, गृहीता दशरथेन, कृतमङ्गलामरुन्धत्या, विशुद्धचारित्रा वाल्मीकिना, भावितशुद्धि विभावसुना,

---

१ મનમહીં કઈ હેતુ પ્રીતિ સૌને કરાવે,
નહિ નહિ કદિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે,
દિનકર ઉદયેથી પદ્મ પામે વિકાસ,
શિતકર ઉદયેથી જો દ્રવે ચન્દ્રકાન્ત!

'ઉત્તરરામચરિત,' અંક ૬, શ્લોક ૪.

दुहितरं भगवत्या विश्वम्भरायाः, देवीं सीतां जनापवादभीत्या श्रवणमात्रेण निराकर्तुम् ।[1]

'ઉત્તરરામચરિત'માં પૃથિવી લગભગ આ જ શબ્દોમાં રામને કહે છે

पृथिवी—भगवति भागीरथि युक्तमेतत्सर्वं न यो रामभद्रस्य ।
न प्रमाणीकृतः पाणिर्बाल्ये बालेन पीडितः ।
नाहं न जनको नाग्निर्नानुवृत्तिर्न सन्ततिः ॥[2]

આમ 'કુન્દમાલા' અને 'ઉત્તરરામચરિત'માં વિચાર, ભાષા અને પ્રસંગનું સામ્ય છે. આના ઉપરથી એમ કહી શકાય કે (૧) 'ઉત્તરરામચરિત' વાંચ્યા પછી દિઙ્નાગે એવું જ નાટક થોડાક ફેરફાર સાથે લખવાનો પ્રયાસ કર્યો હોય, કે (૨) ભવભૂતિએ દિઙ્નાગનું 'કુન્દમાલા' વાંચી, એને પશ્ચાદ્ભૂમિકા તરીકે ગણી 'ઉત્તરરામચરિત' લખ્યું હોય.

## 'કુન્દમાલા' 'ઉત્તરરામચરિત'નું અનુકરણ ?

ભવભૂતિને આમ કરવાનું શું કારણ હતું અને એણે કેવી રીતે કર્યું તે દાખવતાં પહેલાં પહેલા અનુમાનના તરફેણમાં શું કહેવાનું છે તે તપાસશું.

જે વિદ્વાનો એમ માને છે કે 'કુન્દમાલા' 'ઉત્તરરામચરિત'ની અનુકૃતિ લખવાનો પ્રયાસ છે તેઓ કહે છે :

(૧) 'કુન્દમાલા'નો લેખક દિઙ્નાગ ભવભૂતિ પહેલાં થઈ ગયો એ સાબિત કરવું ઘણું મુશ્કેલ છે,

(૨) એક દિઙ્નાગ ભવભૂતિ પહેલાં થઈ ગયો એ નિર્વિવાદ છે. પણ એ તો બૌદ્ધ હતો. જ્યારે 'કુન્દમાલા'નો કર્તા હિન્દુ જ લાગે છે,

(૩) 'કુન્દમાલા' 'ઉત્તરરામચરિત'ની અનુકૃતિ છે તેનો સારામાં સારો પુરાવો તો એ જ છે કે 'કુન્દમાલા' એક એવી નિષ્ફળ અને અનાકર્ષક અનુકૃતિ હતી કે લોકોએ એની દરકાર કરી નહિ અને તેથી એ તદ્દન ભુલાઈ નાશ પામી ગઈ;

(૪) જે ભાષા અને જે વિચાર 'ઉત્તરરામચરિત'માં સુન્દર લાગે છે, તે જ જ્યારે 'કુન્દમાલા' વાંચીએ છીએ ત્યારે એટલા બેડોળ અને છૂટાછવાયાં લાગે છે કે તે તેમની નિષ્ફળ અનુકૃતિ જ લાગે છે, અને

(૫) ભવભૂતિ એક એવો મહાન કળાકાર હતો કે તે દિઙ્નાગને અનુસરે એ સંભવિત જ નથી.

હવે બીજા અનુમાનની તરફેણમાં પહેલા જે પુરાવા ટાંક્યા હતા તેની સમાલોચના કરશું :

(૧) કાલિદાસે નિર્દેશ કરેલો અને બૌદ્ધમતવાદી એમ બે દિઙ્નાગ થઈ ગયા. આ

---

૧ વાલ્મીકિ (ક્રોધથી)—'હે દયાળુ રાજા, જેનું જનકે દાન કરેલું અને જે દાન દશરથે લીધું, જે અરુન્ધતીથી પવિત્ર કરાયેલી, જેના ચારિત્રની શુદ્ધિ વાલ્મીકિએ અને વિભાવસુએ (ઉચ્ચારેલી), અને અખિલ વિશ્વનું ભરણપોષણ કરતી એવી પૃથિવીની જે પુત્રી તેનો લોકોના અપવાદની બીકથી, માત્ર સાંભળવાથી, ત્યાગ કરવો શું તને યોગ્ય છે?' 'કુન્દમાલા,' અંક ૪, પા. ૯૫.

૨ પૃથિવી—'બાલપણમાં ઝાલ્યો હસ્ત, ગણ્યો નવ લગાર તેં મનથી,
હું, હું, અગ્નિ, જનક, વા, ગર્ભે દુઃખ નવ સીતા ન વન ભટકી!'
'ઉત્તરરામચરિત,' અંક ૭, શ્લોક ૪.

બન્ને ભવભૂતિ પહેલા થઈ ગયા એ નિ શક છે  આ બન્ને કદાચ એક પણ હોય  દિઙ્નાગ બૌદ્ધમતવાદી હોઈ ' કુન્દમાલા ' લખે એ શકય નથી એ કહેવુ  વાજબી નથી, કારણકે બૌદ્ધ દિઙ્નાગ બૌદ્ધમત સ્વીકારતા પહેલા બ્રાહ્મણ અને દક્ષિણનો રહેવાસી હતો કે જ્યાંથી ' કુન્દમાલા ' પ્રાપ્ત થયુ છે

## ભવભૂતિએ ' કુન્દમાલા ' સુધારી 'ઉત્તરરામચરિત' કર્યું

હવે આપણે ભવભૂતિએ પોતાની રચનાશક્તિ અને કળા કેવી રીતે વાપર્યા તે તપાસીશુ

ઉપર ટાંકેલા ભાષા, વિચાર  અને પ્રસગના સામ્ય પરથી એટલુ લાગ્યા વગર રહેતું નથી કે  જોકે ભવભૂતિએ દિઙ્નાગે 'કુન્દમાલા'મા વાપરેલા ભાષા, વિચાર અને પ્રસગોનો ઉપયોગ કર્યો છે, છતા જ્યા જ્યાં એણે એ વાપર્યા છે ત્યા એક કલાની દૃષ્ટિએ જ વાપર્યા છે એ એક મહાન કળાકાર હતો. જે ચિત્ર દિઙ્નાગે 'કુન્દમાલા'મા આલેખવા પ્રયત્ન કર્યો તે એને ઘણુ જ ગમ્યુ  પણ એને લાગ્યુ કે એ  ચિત્રની પશ્ચાદ્ભૂમિકામા છાયા અને તેજ અને ખાસ કરીને  યુક્તિમય રચનાની જરૂર હતી  આથી પહેલા એણે નાટકનું શીર્ષક જે એક નાના અને નજીવા પ્રસગ પરથી આપવામા  આવ્યુ  હતુ તે ફેરવી નાખ્યુ, અને સર્વ પ્રસગોને બરાબર ધ્યાનમા લેતુ એક  વ્યાપક શીર્ષક 'ઉત્તરરામચરિત' આપ્યુ

પછી પહેલા અંકમા પશ્ચાદ્ભૂમિકા  ચીતરી અને બાકીનામા જ્યા જ્યા રચના, તેજ અને છાયા, ભાવના અને  લાગણીની ન્યૂનતા હતી તે પૂરી  આમ 'કુન્દમાલા'ના વસ્તુ, વિચાર અને ભાષા એણે ઉપયોગમા લીધા,  પણ એક નિપુણ કળાકાર તરીકે. 'કુન્દમાલા' આથી એના બીજા  સ્વરૂપમા—' ઉત્તરરામચરિત ' તરીકે—પ્રગટ થયુ  પણ  એથી એનું પહેલુ સ્વરૂપ  ભુલાઈ ગયુ

## ' ઉત્તરરામચરિત ' એક મૂલકૃતિ

ભવભૂતિએ ' કુન્દમાલા'ને પશ્ચાદ્ભૂમિકા તરીકે વાપર્યું તેમા એનો દોષ તો ભાગ્યે જ કાઢી શકાય  એથી એનુ ' ઉત્તરરામચરિત ' એક મૂળકૃતિ નથી  એ પણ કહી ન શકાય કારણકે જગતમા દરેક સાહિત્યમા મહાન નાટ્યકારો અને કવિઓએ પોતાની આગળ થયેલા કવિઓની અને નાટ્યકારોની કૃતિઓનો ઉપયોગ કર્યો છે, એ પ્રસિદ્ધ છે શેક્સપિયરના લગભગ બધા નાટકો આદિકૃતિઓ પર રચાયેલા છે  પણ એણે જે ભાવ, જે લાગણી, જે પાત્રાલેખન અને જે સંનાતન  સત્યો એમા પૂર્યાં છે તેથી તેના નાટકો મૂળકૃતિઓ કરતા હજારગણા સારા થયા છે ભવભૂતિએ પણ ' ઉત્તરરામચરિત'મા રામ,  સીતા અને લવકુશનું જે પાત્રાલેખન કર્યું છે, જે શુદ્ધ અને સનાતન પ્રેમના ચિત્રો આલેખ્યા છે, અને જે કરુણ-રસપ્રધાન ભાવો વર્ણવ્યા છે તેનાથી ભવભૂતિ અને એના 'ઉત્તરરામચરિત' લોકોમા સદાને માટે સ્થાન મેળવ્યુ છે. *

---

* લેખમા આપેલા સસ્કૃત વાકયો અને શ્લોકોના ભાષાતરો—'મેઘદૂત'ના શ્રી. કિશોરભાઈ ઘનશ્યામકૃત 'મેઘદૂત'ના ભાષાતરમાથી, અને ' ઉત્તરરામચરિત'ના શ્રી. દ્વિવેદી મણિલાલ નભુભાઈકૃત 'ઉત્તરરામચરિત નાટક'ના ભાષાતરમાથી લીધા છે  'કુન્દમાલા'માના અવતરણોનુ ભાષાતર મારુ પોતાનુ છે.

# ખરતા તારાને

રજનીકાન્ત મોદી

(સ્રગ્ધરા)

શા માટે તું ત્યજીને અચલ ગગનમાં સ્થાન તારું અનેરું
આવ્યો આ વિશ્વમાંહા? કયમ નવ ગમિયું ત્યાં તને, તારલા હે?
પુણ્યો ભેગાં કરીને અગણિત જગમાં મેળવી'તી સ્થિતિ એ:
તેને હા, આમ છોડી, ફરી ભવવનમાં ઘૂમવા કેમ આવ્યો?

છોડી આકાશગંગાપટ પર અધૂરાં સ્નાનનાં સૌખ્ય મીઠાં,
છોડી રાત્રે શશીનાં ધવલ કરતણા હાસનાં સાહચર્ય,
શું પાછો તું થયો હા! જગતસુખના મોહથી અન્ધ આજે?
ભૂંસાશે પાપપુંજે તુજ અહીં ક્ષણ દીપ્તિ પુણ્યે લસન્તી.

દીધો શું શાપ કો'એ કુપિત થઈ તને ભૂલને કાજ તારી,
જેનાં યોગે થયો તું ધ્રુવપદ પરથી ભ્રષ્ટ આકાશમાંથી?
ત્યાગી હેતાળ મૈત્રી, મુજ હૃદયમહીં ઊગતા સ્વપ્ન જેવા
તારાની, કેમ આવે અહીં જગમહીં તું, એમ જો હોય ના તો?

(વસન્તતિલકા)

તારા પ્રપાતતણું કારણ એ અગમ્ય
આવી શકે કયમ કદી મુજ કલ્પનામાં!
ક્યાં વિશ્વનાં અણઉકેલ ઊંડા રહસ્યો,
ને ક્યાં હું મન્દમતિ માનવબાળ નાનું!




## (૧) સર્પવિષની રોગનિવારણની શક્તિ

ઝેરી સાપના ઝેરની મદદથી રોગ મટાડવાની નવી ચિકિત્સાપ્રણાલિથી હમણા હમણાં વૈજ્ઞાનિકોમા નવો ઉત્સાહ આવ્યો છે. ધોળુ કે મહેજ પીળાશ પડતુ ગોખગ સાપનુ ઝેર, મોકાસિન નામે એક જાતના જળચર સાપનુ પીળા રગનુ ઝેર, ટેક્સાસ પ્રદેશના રેટલ સાપનું માખણ જેવુ દેખાતુ ઝેર માણસના જુદાજુદા રોગો પર વપરાવા માડયું છે કેન્સર, પિત્ત, કોઢ, વગેરે ભયકર રોગો પર સાપના ઝેરની જાદુઈ અસર જણાઈ છે ન્યૂયોર્કના ડૉ સેમ્યુઅલ પેક મોકાસિન સાપનુ ઝેર જરા પાતળુ કરી, એની ઉગ્રતા ઓછી કરી, રોગીના શરીરમા દાખલ કરી રક્તસ્રાવ બધ કરી શક્યા છે એક ભાગ ઝેર ૩૦૦૦ ગણા ખારા પાણીમા ભેળવી ચા-ચમચીના પાચમા ભાગ જેટલુ કરી પિચકારી દ્વારા માણસના શરીરમા દાખલ કરવામા આવે છે જ્યા સોય ઘોચવામા આવે છે ત્યા સહેજ કાળો કે લીલો ડાઘ પડે છે, તે સિવાય બાહ્ય શરીરમા બીજો કઈ ફેરફાર થતો નથી. સાપનુ ઝેર શરીરમા જતા લોહીના રક્તકણોની સંગઠનશક્તિ એટલી બધી વધારી દે છે કે રક્તસ્રાવ બધ થઈ જાય છે

ઈ. સ. ૧૯૩૦ થી અત્યારસુધીમા ડૉ પેકે આ રીતે ૧૫૦ રોગીઓની ચિકિત્સા કરી છે, અને તે દરેકમા તેઓ સફળ થયા છે હિમોફિલિયા નામે એક ભયકર રોગ થાય છે એ રોગથી શરીરના રક્તકણોની શક્તિ છેક ઘટી જાય છે, તેથી મહેજ ઘસરકો ઘા કે નહોર વાગતા રક્તપાત થઈ દરદી મરણશરણ થઈ જાય છે આ ભયકર રોગ પણ સર્પવિષના પ્રયોગથી મટાડી શકાયો છે. બીજા સાપો કરતા મોકાસિન સાપનુ ઝેર આ બાબતમા સૌથી અકસીર પુરવાર થયુ છે. તદુરસ્ત માણસના શરીરમા આ મીઠાવાળુ ઝેર દાખલ કરવાથી કઈ નુકસાન થયુ નથી ડૉ પેક કરતા ડૉ મોનેલેસરના પ્રયોગોનુ પરિણામ વધારે નવાઈ પમાડે તેવું છે. ડૉ મોનેલેસર અગાઉ અમેરિકાના રેડ ક્રૉસ મડળના સર્જન-જનરલ હતા તેમણે ગોખગ સાપનુ વિષ નરમ કરી કેન્સર રોગ ઉપર પ્રયોગ કરતા માડયો. એક વખત કોઈ એક કોઢિયાને ટેરેન્ટુલા જાતનો કરોળિયો કરડયો. આ કરોળિયો બહુ ઝેરી હોય છે, ઘણી વખત એનો દશ જીવલેણ થાય છે; એનો ભોગ થનાર હાથપગ પછાડી તરફડે છે - તેને 'ટેરેન્ટુલા નૃત્ય' કહે છે નવાઈની વાત એ બની કે એ કોઢિયાને આમાનુ કાઈ થયુ નહિ ઊલટો એનો રોગ મટતો જતો લાગ્યો, અને રોગી સાજો થઈ ગયો આ બનાવ પછી ડૉ મોનેલેસરે જુદાજુદા સર્પનુ વિષ માણસના શરીરમાં દાખલ કરી તેની અસરો જોવા માડી

ગળે કેન્સરવાળા એક રોગી ઉપર તેમણે સૌથી પહેલો સર્પવિષનો પ્રયોગ કર્યો.

રોગવાળા સ્થાનને મૂઢ બનાવી દઈ દુ:ખ ઓછુ કરવાના ઇરાદાથી તેમણે પહેલા શરીરમા ઝેર દાખલ કરાવ્યુ ઇન્જેક્શન દીધા પછી થોડા વખતમાં રોગની પીડા મટી ગઈ, પરંતુ સાથે સાથે રોગ પણ મટતો ગયો આજ સુધી એ રોગી પ્રવાહી પદાર્થ સિવાય બીજું કંઈ ગળે ઉતારી શકતો નહિ, તે હવે ખાદ્ય પદાર્થ પણ ખાઈ શક્યો, અને નિરાંતે ઊંઘ લઈ શક્યો આ પ્રયોગની સફળતા જોઈ ડૉક્ટરે દેશવિદેશના બીજા ડૉક્ટરોની મદદથી આગળ પ્રયોગો શરૂ કર્યા. ફ્રેન્ચ એકેડેમી ઑફ મેડીસને બસો રોગીઓ પર સફળતાથી પ્રયોગ કર્યા છે બીજી પણ કેટલીક વૈદ્યકીય સંસ્થાઓએ આવા પ્રયોગો કર્યા છે અને સર્પદંશ પર ગોખરા સાપનું ઝેર પૂરેપૂરું સફળ જાહેર કર્યું છે

દક્ષિણ આફ્રિકાના પોર્ટ એલિઝાબેથ સ્નેકપાર્કના ડિરેક્ટર એફ. ડબલ્યુ ફિટ્ઝ સાઈમન્સ ઘણા વખતથી માણસના શરીરમાં જુદાજુદા સર્પોનાં વિષનુ મિશ્રણ દાખલ કરવાના પ્રયોગો કરી રહ્યા હતા. પ્રયોગોને અંતે તેમણે જાહેર કર્યું છે કે કેટલાક વિષોનુ મિશ્રણ કરી બનાવેલી ‘ વેનેન ’ નામે દવાથી અપસ્માર રોગનો નિર્મૂળ નાશ થાય છે. દક્ષિણ આફ્રિકામા ઘણુખરું એ દવા વપરાય છે

ગત મહાયુદ્ધ પહેલા ડૉ મેનાર્ટીએ લંડનમા ક્રટ્રાટોરમીન નામે સર્પવિષનું મિશ્રણ મનુષ્યશરીરમાં દાખલ કરી જોયુ હતું. પરિણામે ક્ષયરોગ ઉપર તે અકસીર જણાયુ છે

જલચર મોકાસિન, રેટલ વગેરે સર્પોનુ વિષ રક્તકણોનો નાશ કરી નાખે છે, એટલે કે લોહીનું પાણી કરી દે છે કોબ્રા કે કોમેલ સર્પનું વિષ સ્નાયુઓ પર અસર કરી માંસપિંડોને જડ બનાવી દે છે. પરિણામે, શ્વાસરોધ થઈ રોગીનું મરણ નીપજે છે. દક્ષિણ અમેરિકાનો રેટલ સાપ પીળાશ પડતુ ઝેર શરીરમા દાખલ કરે છે (ઉત્તર અમેરિકાના રેટલ સાપનો રંગ પીળાશ પડતો હોય છે ) આ ઝેર એકીસાથે લોહીના રજકણો અને સ્નાયુઓ પર અસર કરે છે જે ‘ એન્ટિવેનમ ’ના પ્રયોગથી દક્ષિણ અમેરિકામાં રેટલ સર્પનું ઝેર ઊતરે છે, તેથી ઉત્તર અમેરિકાના રેટલનુ અને બીજા સાપોના ઝેર પણ ઊતરે છે પરંતુ જે ‘ મિરામ ’ પ્રયોગથી ઉત્તર અમેરિકાના રેટલનું ઝેર ઊતરે છે, તેથી દક્ષિણ અમેરિકાના રેટલનું ઝેર ઊતરતુ નથી

જુદાજુદા સાપના દંશથી શરીર પર જુદીજુદી અસર થાય છે રેટલના દંશથી માણસના હાથપગ ખેંચાય છે, દૃષ્ટિ ઝાંખી થઈ જાય છે, એ વખતે કોઈ કોઈ વેળા શ્વાસ બંધ થઈ જાય છે, ને ગરદન ભાગી પડે છે. ફેર ડિ લેન્સ નામે સાપના લીલા રંગના ઝેરથી માણસની આંખમાથી લોહી ટપકે છે, ટેક્સસ રેટલ સાપ જે જગાએ કરડે છે, ત્યાની ચામડી ગરમ સીસું પડવાથી બળી ગઈ હોય તેવી થઈ જાય છે.

વિષની આવી જુદીજુદી અસરો કેમ થાય છે તે હજી જાણી શકાયુ નથી આ વિષયના પ્રવીણ મિ૰ રેમડ ડિટમાર્સ ઘણા પ્રયોગો પછી એટલુ કહી શક્યા છે કે સર્પવિષ પાણી કરતા ભારે છે સર્પવિષમા કાર્બન, ઑક્સિજન, હાઈડ્રોજન, નાઈટ્રોજન, ચરબી કે મેદ જેવો પદાર્થ, કેલશિયમ ક્લોરાઈડ ફૉસ્ફેટ વગેરે હોય છે પરંતુ આ બધા સામાન્ય નિર્દોષ પદાર્થો અમુક અમુક પ્રમાણમાં ભેગા મળતા ‘ સ્ટ્રિકનિન ’ કરતા પણ ભયંકર બની જાય છે.

મિ૰ ડિટ્માર્સે પોતાને હાથે પોતાના પ્રયોગો માટે હજારો સાપોના મુખમાથી ઝેર

કાઢે છે 'ઍન્ટિવેનમ' તૈયાર કરવા માટે તેમણે ઉત્તર અમેરિકાના રેટલ સર્પના મોંમાંથી એક ગૅલન જેટલું ઝેર પોતાને હાથે ઓકાવ્યુ હતુ એક લાકડીને છેડે થોડાક ઈંચ લાંબો લાકડાનો ટુકડો સાંધી તે વડે તેઓ પ્રથમ સાપને મજબૂત ભીંસમા લે છે પછી તારની જાળીવાળા કાચના એક વાસણ ઉપર હાથ વડે મો પકડી દાબી, વિષદંત જાળીના છિદ્રમા પ્રવેશાવી, માથા ઉપર ભીંસ દઈ, તમામ ઝેર બહાર કાઢી લે છે

ફ્રાન્સના પેસ્ટર ઈન્સ્ટિટ્યુટના ડૉ૦ આલ્બર્ટ કાલમેટે સૌથી પહેલાં સર્વ ઝેરોનુ મારણ 'ઍન્ટિવેનમ' તૈયાર કર્યું હતું અત્યારે લગભગ બધા દેશોમા એ તૈયાર થાય છે આપણા દેશમા પણ જુદાજુદા સાપનુ ઝેર ઉતારનાર ઍન્ટિવેનમસ સીરમ તૈયાર થાય છે, અને ઝેરી સાપનુ ઝેર ઉતારવામા તે અકસીર હોવાથી તેનો ઉપયોગ વધતો જાય છે કસૌલીના છેલ્લાં કેટલાક વર્ષોના હેવાલ પરથી જણાય છે કે ૧૯૨૫મા ૨૪૦૭ શીશીઓ (એક શીશી ૪૦ સી. સી ), ૧૯૨૬મા ૨૬૬૭, ૧૯૨૭મા ૨૭૬૮, ૧૯૨૮મા ૩૩૧૦, અને ૧૯૨૯મા ૩૪૦૪ શીશીઓ સીરમ તૈયાર થયુ હતુ આ હેતુથી જુદેજુદે સ્થળે સર્પ-સંગ્રહાલયો પણ રાખવામા આવે છે બ્રાઝિલ દેશમા કોઈ પણ ઝેરી સર્પ પકડાય કે તેને સાઓ પોલોના સર્પસંગ્રહાલયમા મોકલી આપવાનો કાયદો છે આ રીતે મોકલવાનું ટપાલકે રેલવેખર્ચ પડતુ નથી

'ઍન્ટિવેનમ' તૈયાર કરવાની ક્રિયા બહુ અટપટી કે મુશ્કેલ નથી સાપના મોમાથી ઝેર કાઢી લઈ તેમાં લગભગ ૩૦૦૦ગણુ મીઠાવાળું પાણી મેળવી તદુરસ્ત ઘોડાની ગરદનની ચામડીમાં અલ્પ પ્રમાણમાં દાખલ કરવામા આવે છે, પછી ધીરેધીરે પ્રમાણ વધારતા જાય છે ૭ મહિનામા ઘોડાનુ શરીર વિષ સહી શકે તેવુ બની જાય છે આ સામાન્ય અવસ્થામા જેટલા વિષથી તેનુ મરણ થવા પામે, તેનાથી ૫૦ગણુ વધારે વિષ તેના શરીરમા ઉતારવા છતા તેને કઈ થતુ નથી એનુ લોહી જ એવુ બની જાય છે કે એના શરીર પર ઝેરની અસર થવા પામતી નથી ૭ માસ પછી, એ ઘોડાના શરીરમાથી તેને બિલકુલ દુઃખ દીધા સિવાય, લગભગ આઠ ક્વાર્ટર લોહી કાઢી એક બીજાણુરહિત પાત્રમાં રાખવામા આવે છે એ લોહીને બીજાણુશૂન્ય કરી ઘટ્ટ કરવામા આવે છે, અને પછી કાચની શીશીઓમા ભરી વેચવામા આવે છે પાચ વર્ષ સુધી એ અવિકૃત રહી શકે છે હાઈપોડરમિક નીડલની મદદથી 'ઍન્ટિવેનમ' રોગીના પેટની ચામડીમા દાખલ કરવામા આવે છે

રમણલાલ સોની

'બાલશ્રી' પરથી ]

## (૨) જાપાનની પ્રગતિનો ભેદ

સોંઘી ઉત્પત્તિથી જાપાની ઉદ્યોગપતિ બીજા દેશોના વેપારને હાથ કરી રહ્યો છે એનામા ઉલ્કાપાતની ગતિ છે ને રણવીરનો ધસારો છે જાપાની નિકાશ જકાતી દીવાલો સાથે જોસથી અથડાય છે કેટલીક વાર એ દીવાલોમા ગાબડા પડે છે, કેટલીક વાર તે પાછી વળી બેવડા જોરથી ધસારો કરવા એકઠી થાય છે એમનું જીવન, ટરકસર, બેંક-યોજના ને યન્ત્રો આ પરિસ્થિતિના કારણભૂત છે વિજ્ઞાન ને યન્ત્રનો ત્યા યુગ છે જાપાન પશ્ચિમ પાસેથી એ યુક્તિ શીખ્યુ છે વીજળી પ્રગતિનું સાધન બની રહી છે ઓછા કરભારથી ઉત્પાદનનુ ખર્ચ ઘટ્યુ ને હલકા ચલણથી નિકાશ વધી પરતુ ખાસ કારણ તો તેઓની સાદાઈ છે થોડાં સાધનોથી તે જીવી શકે છે, તેથી તેઓ સોંઘુ વેચી શકે છે.

ઓસાકાનો દુકાનદાર જુઓ ઢીલો કીમોનો પહેરી તે વાંસ, કાગળ ને તારથી વિમાનનાં રમકડાં બનાવતો હશે એમાં અનેક ઝીણવટભરી ખૂબીઓ હશે એ રમકડું પણ થોડુંક ઊડતું જોઈએ શાળામાં તેણે યાન્ત્રિક શિક્ષણ લીધું હશે એનો પુત્ર નવા જ્ઞાનથી એને મદદરૂપ થઈ પડતો હશે. એની પત્ની એનો હિસાબનીશ બનશે એનો પુત્ર ધક્કાફેરા કરશે. તે બજારમાંથી ઑર્ડરો લાવશે ને પોતાની સાયકલ પર માલ પહોંચાડશે એના ઘરના દીવાનખાનામાં એની કારીગીરીનો સમૂહ હશે પાછલા ખંડમાં કારખાનું ચાલતું હશે ઉપર રહેવાની વ્યવસ્થા જણાશે

કોબીની મુલાકાત લઈએ ત્યાંનો દુકાનદાર સ્ત્રીઓના ગરમ કપડાં બનાવી વેચતો જણાશે વીસથી પચાસ યેન જેવી સોંઘી કિંમતે બાળકોના કપડાં તો એકથી ત્રણ યેનમાં એને ઘણું જ સોંઘું પરવડે છે, એટલે તે સોંઘું વેચી શકે છે ઓસાકાના વેપારીઓના કકડા ખરીદી તે આ માલ બનાવે છે એની છોકરીઓ જાતે સીવી કપડાં તૈયાર કરે છે એની પત્ની દુકાન સાફસૂફ રાખશે, હિસાબ લખશે, ને સામાન વેચશે એની છોકરીઓ પણ કામમાં આવશે કેળવણી પામેલી હોઈ તેઓ જમાનાથી જરા પણ પછાત નહિ જણાય લંડન ને પેરિસનાં ફૅશન માસિકો પણ તેમની પાસે પડેલાં હશે દરેક ઘાટનું અનુકરણ કરવામાં તેઓ ચૂકશે નહિ

સુંદર ટિપાઈ સરંજામ, દર્પણો, કબાટો, છરકોતરા વગેરે નાયોગાની દુકાનમાં વ્યવસ્થિત રીતે ગોઠવાયેલાં નજરે પડશે અંદર કોઈ બેઠેલું નહિ હોય. પરંતુ અંદર પગ મૂકતાં જ 'સાહેબજી' બોલવાનો રિવાજ છે તુરત જ એક વૃદ્ધા જણાશે તે ઘરાક સાથે વાતચીત કરશે, જ્યારે તેનો પુત્ર કારખાનામાં કામ કરતો હશે નાયોગાની ધમાલભરી શેરીઓમાં ફરતાં તમને એક પણ વ્યક્તિ આળસુ પડી રહેલી જણાશે નહિ.

ટોકિયો પ્રકાશવંતું વૈભવશાળી નગર છે ત્યાં વિદેશીઓ સમય ને નાણાં બરબાદ કરશે, પરંતુ ત્યાંની વસ્તી તો તદ્દન ઉદ્યોગશીલ જણાશે રસ્તાની બન્ને બાજૂએ વિવિધ વસ્તુઓની દુકાનો જણાશે, પણ તેની પાછળના ભાગમાં કારખાનાઓ અદૃશ્ય રીતે કામ કરી રહેલાં હોય છે પુત્રાન ને મોટેરાં બધાં જ સાથે મળી કામ કરે છે મોટે ભાગે એક કારખાનું એક જ કુટુંબની માલિકીનું હોય છે એટલે ત્યાંનું ઉત્પાદનખર્ચ માત્ર કાચા માલની કિંમત જ પૂરતું હોય છે

પશ્ચિમમાં ને હિંદમાં પુરુષોએ મજૂરી કરવાની ને સ્ત્રીઓએ પૈસા ઉડાવવાના હોય છે, પરંતુ જાપાનમાં એમ નથી. ત્યાં તો સ્ત્રીઓ પણ ખેતરમાં, દુકાનમાં કે કારખાનામાં કામ કરે છે. તે સાદી ને ઓછી ખરચાળ હોય છે તે અલંકારો તો પહેરતી જ નથી. એમનું ઘર સાદાઈ ને સ્વચ્છતાનો અવતાર હોય છે ધૂળનું તો નામનિશાન મળે નહિ રાચરચીલું પણ બહુ હોતું નથી. ઉનાળામાં આખુંય કુટુંબ જમીન પર સાદડી પાથરી સૂઈ જાય છે શિયાળામાં ઓશિકું ને કામળ બસ થાય છે. પહેરવાના લૂગડાં માટે તેમને કબાટો કે ઓરડાઓની પણ જરૂર પડતી નથી પછી ૫૦ સેન કમાનાર મજૂરણ સુખચેનમાં રહી શકે તેમાં નવાઈ શી ? મોટે ભાગે તેનો શેઠ જ તેને ખાવાનું આપે છે ખાધાખર્ચ કુલ ૧૦ સેન આવે છે. સવારે લીલી ચા ને લાકુનો નાસ્તો કરવામાં આવે છે, જેનું ખર્ચ કુલ ૫ સેન હોય છે ઘણુંખરું તેઓ બાપીકા ઘરમાં જ જમે છે, નહિ તો કોઈ પણ હોટેલમાં

૧૦ સેનમાં મારુ ભાણુ મળી શકે છે એ યેનનો કીનોમો ધરમા પહેરવાનો ને પાચથી દસનો કીનોમો બહાર માટે ખસ થાય છે એ ટકે છે પણ લાબા ગાળા સુધી લાકડાની ચાખડીઓ પગે પહેરવાની સાબુ, પાવડર ને મોજા પણ નજીવી કિંમતે વચાય છે.

ત્રીસ યેન કમાનાર કારકુન સુખચેનથી જીવી શકે છે આખા દિવસનુ ખાધાખર્ચ ફક્ત ૩૦ સેન આવે છે પાચ દસ સેન તે ફૂકી મારે તોય ચાલે એનુ ઘરભાડુ ૧૦ સેન હોય છે ૩ સેન આપી તે ટ્રામમા ફરી શકે કુટુબનો દરેક માણસ કમાતો હોય છે ખરચાળ સામાજિક વ્યવહારો હોતા નથી

વળી તેમના જીવનની જરૂરિયાતો ઘણી જ ઓછી હોય છે કદાચ એમના ધાર્મિક રિવાજોથી એવુ ધોરણ પડી ગયુ હશે ભગવાન બુદ્ધે જીવનની જરૂરિયાતો ઘટાડવા ખાસ ઉપદેશ દીધેલો ને તે જાપાનીઓના દિલમા ખાસ ઊંડો ઊતરી ગયો છે

દેશભરમા ગમે તેને મળો, ભલે તે ગરીબ કે તવગર હશે તોપણુ તે મીઠુ હસીને જ તમારી સાથે વાત કરશે દીવેલીયુ મોઢુ તો તમને જોવા પણ નહિ મળે જાપાન તમને આનંદનુ ધામ જણાશે. *

## (૩) બાદશાહી લશ્ન ને અંગ્રેજી લડાયક માનસ
## યુરોપમાં તોફાન અગાઉની શાંતિ
### માર્સેલ્સ—બીજું સેરેજીવો

ઑક્ટોબરની ૯મી ને મગળવારે માર્સેલ્સમા બીજો ઐતિહાસિક ગોળીબાર થયો ઇસ્વી સન ૧૯૧૪ની પેઠે તે કદાચ સમસ્ત યુરોપનો ઇતિહાસ ઘડશે. ઇસ્વી સન ૧૯૧૪ના એ મહિના પહેલા જર્મનીની નૌકાશક્તિ વધતી જતી હોવાથી ગ્રેટ બ્રિટનને અને જર્મન સૈન્યશક્તિ વધતી જતી હોવાથી ફ્રાન્સને લડાઈ લડી લીધા વિના છૂટકો નહોતો, તેવામા ઝારશાહી રશિયાએ ફ્રાન્સના દારૂડાની ગરજ સારી

સેરેજીવોનો ગોળીબાર બન્ને પક્ષને લડાઈની શરૂઆત કરી દેવાનો અંપાવરનો સિગ્નલ હતો. અત્યારે યુરોપીય લડાયક પરિસ્થિતિ તૈયારીમા છે પાકટ થયેલી નથી યુરોપની આગેવાની સામે એંગ્લો-ટયુટાનિક સઘબળ પણ તૈયારી કરી રહ્યુ છે તે બતાવવા પૂરતો ઇગ્લડે જર્મનીને ટેકો આપ્યા કર્યો એથી નવી આશાએ પ્રેરાઈ પોતાનુ બલ વધારવાના પહેલા પગલા તરીકે જર્મનીએ ઓસ્ટ્રિયાને હોઇયા કરવા ધાર્યું પરતુ આ ગોળીબારે જર્મની ને ઇટલીના એ ફેમિસ્ટ પ્રદેશો વચ્ચે અણધાર્યો ને ત્વરિત વિક્ષેપ નાખ્યો ઓસ્ટ્રિયન સરહદ પર ઇટલીએ પોતાનુ લશ્કર તુરત જ રવાના કર્યું, એટલુ જ નહિ પરતુ ભૂમધ્ય મમુદ્રમા સર્વોપરી સત્તા મેળવવાની હરીફાઈ ઘડીભર ભૂલી જઈ જર્મની વિરુદ્ધ સપીલો સામનો કરવા તેણુ ફ્રાન્સને સૂચના કરી એ જ ઇટાલિયન રોષ પ્રગટ કરે છે મોસ્યર બાર્થોની આગેવાની નીચે ફ્રાસે જર્મની વિરુદ્ધ ઉઘાડો વૈરભાવ પ્રગટ કર્યો ને ગ્રેટ બ્રિટન તરફ પણ ફુફાડો માર્યો

વળી અમેરિકા સાથે મૈત્રી વધારવાનું ફ્રાન્સનું વલણ એકદમ મજબૂત બન્યુ ને રાષ્ટ્રસંઘમાં ભળવા અમેરિકાને તેણે ખાસ આગ્રહ કર્યો આ સંબધથી જર્મની ને બ્રિટનની

* 'People', 15th January, 1935 'Secret of Japan's Success'

સામે થવા ફ્રાંસને પુષ્કળ મથવારો મળ્યો છે. યુરોપીય રાજનીતિમાં ઈટલીની મૈત્રી માટે હમેશાં શકા રાખવામાં આવેલી છે એટલે ફ્રાંસે એ નવા સબંધ માટે ખાસ ખાતરી રાખી પણ નહોતી મધ્ય યુરોપ ને બાલકન નાના રાજ્યોની મૈત્રી ઑસ્ટ્રિયા ને જર્મનીના ઐક્ય સામે તેમજ ઈટલી સામે ફ્રાંસને હજી પણ અમૂલ્ય છે

ઈટલી વિરુદ્ધ યુગોસ્લાવિયા

તમામ બાલકન રાજ્યોમાંથી ઈટલીને યુગોસ્લાવિયા વિરુદ્ધ ખૂબ જ રોષ છે યુગોસ્લાવિયા મજબૂત પર્વતવાસીઓની ચીવટ કંગાળની વસ્તીવાળો દેશ છે, એટલે ઈટલીએ આવા પાડોશીને ભાજીમૂળા લેખવાનો નથી છતાં યુગોસ્લાવિયા રાજનૈતિક કક્ષામાં પ્રમાણમાં જરા ઊતરતું લેખાતું હોવાથી મર્વિયન છાપાના રોળટપ્પાથી મુસોલિનીની ઉશ્કેરણી ખૂબ જ ઉડાતો હતો. ફ્રાંસ ને ઈટલી વચ્ચે નવી મૈત્રી જામતી જોઈ યુગોસ્લાવિયા જરા ચમક્યું પણ હતું પરંતુ ઈટલી કરતાં તેમનો તથા તેમની મૈત્રીના ફ્રેંચ લોકોનો વધારે વિશ્વાસ રાખતા એ વાત મોસ્યર બાર્થોએ યુગોસ્લાવિયાના રાજા અને તેની પ્રજાને જાહેર કરી દેવામાં જરા પણ સમય ગુમાવ્યો નહોતો વ્યૂહરચનામાં મુખ્ય અંકોડા તે કરતાંય મુસોલિનીના ગુમાની ને અસ્મિતાભર્યા આત્માને એ સંબંધ વધારે સાલ્યો

અંગ્રેજોની લડાયક તૈયારી ને બાદશાહી લગ્ન

આંતરરાષ્ટ્રીય લડાયક પ્રવૃત્તિમાંથી આ પળે ઇંગ્લાંડ નિવૃત્ત રહેવા માગે છે, કારણ કે હમણાં તે રાજકુમારના બાદશાહી લગ્નની ઉજવણીમાં પડ્યું છે ને શહેનશાહનો રૌપ્ય મહોત્સવ સમસ્ત સામ્રાજ્યમાં આવતે વર્ષે ઊજવવાની આશા રાખે છે. તે ઉપરાંત ગૂંચવાયેલું આર્થિક કોકડું પણ જર્મનીને ઉત્સાહિત કરતું અટકી પડ્યું છે. યુગોસ્લાવિયા સાથે તુરતમાં જ લડાઈ કરવાનું બહાનું શોધવાનું ઈટલીને હાલ કાંઈ જ કારણ નથી પરંતુ યુગોસ્લાવિયાની લારી ઊંધી વાળી દેવાની તો તેના જિગરથી ઇચ્છા છે જ મુસોલિનીનાં હમણાંનાં કેટલાક ચમકારા ભાષણથી સમસ્ત ઇટાલિયન રાષ્ટ્ર યુગોસ્લાવિયા વિરુદ્ધ ધુંધવાઈ તો ઊઠશે જ, એટલે સરકારી રીતે ખાસ પગલાં ભરવાની જરૂર રહેશે નહિ.

યુગોસ્લાવિયા વિરુદ્ધ કારસ્તાન

યુગોસ્લાવિયાને એકસો ને એક સત્તાધારી શત્રુઓ છે, એટલે એ દેશના રાજા અને પ્રધાનો વિરુદ્ધના લઘુમતીઓના કાવત્રાબાજોને આશ્રય આપનાર ને પોષનાર ઘણા મળી આવશે. રાજા એલેકઝાન્ડરનું ખૂન થયું એનું આ સાદું ને સીધું કારણ છે ઈટલી કે જર્મની સામે કાયદેસર રીતે તો કોઈ આંગળી ચીંધી શકે તેમ નથી, છતાં એમના તરફ શંકાની નજરે જોનારની ખોટ હશે નહિ. *

## (૪) હડતાળો, ધંધો ને પૈસા

દુનિયામાં આજે હડતાળો પડવાનો સંભવ નથી પરંતુ આ હડતાળો શાથી પડે છે તેનું કારણ શોધવામાં તેમ તેનું નિવારણ કરવામાં આપણે નિષ્ફળ નીવડીએ છીએ રાજની પાસમાં આપણે સીધી ચીલો ચૂકી જતાં વાર લગાડતા નથી

અર્વાચીન સામાજિક વ્યવસ્થા ઉથલાવી પાડવાની માગણી જનતાની મદદ જ બળવત્તર બનતી જાય છે મંદીની ઊંડે ઊંડે હજ ક્યારનીયે ઓસરવા માંડી છે એટલે

* 'People,' October 23' 'A Sequel before the Storm in Europe.'

કાચા માલનાં મૂલ્ય વધશે નહિ તો નફાનો વ્યાપાર ઝાઝો ટકી શકશે નહિ. આ બીના આપણા આગેવાનોના લક્ષ બહાર છે, અગર તો અત્યારની મંદીથી વાંધો નહિ આવે એવી આશામાં તેઓ જીવી રહ્યા છે

પરંતુ એ આશા અફળ જવાની છે વાતાવરણ એટલું ધુંધવાયેલું છે કે ક્યારે ભડકો થશે તે કહી શકાય નહિ કેટલાક ખેતીવાડીના આગેવાનોએ ને ધંધાદારીઓએ મંદીના કારણો આર્થિક ઠરાવ્યા છે ખરુ જુઓ તો અમેરિકાની છેલ્લાં પાંચ વર્ષની મંદી સુવર્ણ ડૉલરની ખરીદશક્તિ વધવાને જ આભારી હતી તેથી જ આર્થિક જૂથોમા નિરાશા ફેલાઈ હતી, ખરીદશક્તિ મરી ગઈ હતી બેકારી વધી હતી ને નફાનો ગાળો નાબૂદ થયો હતો

આર્થિક અંધેરના પરિણામો આર્થિક યોજના મજબૂત કરવાથી જ નિવારી શકાય એટલે જ અમેરિકાની નવી મહાસભાનું કાર્ય અગત્યનુ ને મુશ્કેલ બની ગયુ છે સમાજવાદમા ભળવુ કે પીછેહઠ કરવી તે હવે જ નક્કી કરવાનુ છે

ચોત્રીસ રાષ્ટ્રોમા અમેરિકાએ છેવટે સોનાની કિંમત વધારી, પણ આર્થિક સમતુલા જળવાય તેટલી ઊંચાઈએ કિંમત પહોંચે તે પહેલા તેણે અધીરાઈ દાખવી એટલે જ સમાજવાદી પ્રયોગોને સ્થાન મળ્યુ ને અમેરિકન ઔદ્યોગિક આગેવાની કથળી ગઈ

ગયા ફેબ્રુઆરીમાં સોનાનુ અમુક વજન ને તેની મંદીનુ ધોરણ નક્કી કરવામા આવ્યુ હતુ, પરંતુ એ સરકારી નીતિ હતી એવુ પ્રજાને જાહેર કરવામા આવ્યુ નહોતુ એ જાણવા તો એમને મેની ૧૪મી સુધી વાટ જોવી પડી હતી

ઉદ્યોગોને પ્રતિબંધવિહોણા રાખવા હોય તો મંદીને જ ટેકો આપવો જોઈએ. અધૈર્યથી પડતો મૂકવામા આવેલો અખતરો ફરીથી ઉપાડી લેવો જોઈએ, ને ડોલરનાં મૂલ્ય ટકાવી રાખવા જોઈએ ધારાસભામા બેસનારમા આટલુ આર્થિક જ્ઞાન હોવુ જરૂરી છે કેળવાયેલા પ્રજામતના ટેકાની પણ તેમને અગત્ય છે

આર્થિક જૂથોને કિંમતની સમતુલા સાચવવા એકઠા કરવા જોઈએ: એકબીજા માટે એમની ખરીદશક્તિ વધવી જોઈએ ભાવ સ્થિર થતા જ બેકારીનો અંત આવશે ને મંદીથી ધોવાઈ ગયેલા નફા ને સલામતીઓ ફરીથી પ્રગટ થશે પછી ઉદ્યોગ ને ખેતીવાડીને ટેકો કરવાની પણ જરૂર રહેશે નહિ

છેલ્લા પાંચ વર્ષ દરમ્યાન જગતે સોનાનુ મૂલ્ય નવેસરથી આંક્યું છે એક આઉંસ સોનુ ઇસ્વી સન ૧૯૨૬થી ૧૯૨૯ સુધીમા જેટલો માલ ખરીદ કરી શકતુ તેથી અઢીગણું દ્રવ્ય અત્યારે ખરીદી શકે છે, એટલા એનાં મૂલ્ય વધ્યા એ જ સાચી ખરીદશક્તિ એટલે સોનાની ખરીદશક્તિમા દોઢસો ટકા વધારો થવા પામ્યો છે સોનાની માગમાં જગત ઘેલુ થયુ છે ને સોનાના બીજા ઉત્પત્તિસ્થાન નજરે ચડ્યા નથી તેથી પણ આ પરિણામ આવ્યુ છે.

પણ જગત ભલે સોનાનું મૂલ્ય નક્કી કરે. દરેક દેશે તો સોનાનું મૂલ્ય પોતાના સિક્કામા આંકવાનુ છે પ્રથમ એ વાત નક્કી કરી લેવાની જરૂર છે.

લાકડાના વેપારીને કહેવામા આવે કે પહેલાનો વાર તે વખતના માપ કરતાં અઢી-ગણા માપનો અત્યારે સમાવેશ કરે છે તો જૂની ગણતરી ઉપર વ્યાપાર કરવો અશક્ય છે એ વાત એ તુરત સમજી જાય આવો ફેરફાર પાંચ વર્ષના ગાળામા અજાણતા થઈ ગયો હોય તો તેને નાદારી લેવી પડે એટલે તરત જ તે એ માપમા સુધારો કરવા મથે.

પરતુ આ સીધો માર્ગ સ્વીકારવાને બદલે આપણા આગેવાનો પોતાની આગેવાની ગુમાવે એવી નીતિ જ અખત્યાર કરી રહ્યા છે. એથી આપણી વ્યાપારી સંસ્થાઓને પણ ધોકો લાગવાનો સંભવ છે મદીનું આ સાચુ કારણ લક્ષમા લેવાને બદલે તેઓ ઉદ્યોગ ને ખેતીવાડીની ઉત્પન્ન ઘટાડવા તૈયાર થયા છે

તેમને ગૂચવતી આ ઇદ્રજાળ વિખેરી નાખવાની જરૂર છે આર્થિક બધારણ પડી ભાગતા જે પરિસ્થિતિ ઉત્પન્ન થશે તેને પહોચી વળવાની ખેતીવાડી ને ઉદ્યોગોને શીર જવાબદારી ઝઝૂમે છે એટલે એ મારી મપત્તિના મર્જકોએ તો એ દિશામા જરૂરી સુધારા કરાવવા ઝુબેશ ઉઠાવવી જોઈએ

ડોલરની કિંમત નીચી આંકવાથી અત્યારની મદી થવા પામી છે હવે તેવી આકણી ન થાય તે માટે વિરોધ ઉઠાવવાની જરૂર છે. ખેડૂતો કાચો માલ ઉત્પન્ન કરે છે. આ કાચા માલનુ મૂલ્ય સોનાના મૂલ્ય પર આધાર રાખે છે દરેક દેશના ચલણની કિંમત કાચા માલની કિંમત પ્રમાણે ફરે છે એટલે જગતના સોનાનું મૂલ્ય નીચુ હોય તે કોઈ પણ દેશને ન પાલવતું હોય તો તે પોતાની હદમા સોનાનું મૂલ્ય વધારી શકે છે એટલે કાચા માલ માટે જગત જેટલુ સોનુ આપે તેને દરેક દેશે પોતાના ચલણના વધારે સિક્કામા વહેંચી નાખવુ ઘટે. તેમ ન થાય તો મદી વેઠ્યા વિના સિદ્ધિ જ નહિ જગત સાનું મધરે નહિ, નવી સુવર્ણ ખાણો સાપડે ને તેના મૂલ્ય બદલાય ત્યા સુધીની વૃથા આશા ઉપર નભવાનુ

દાખલા તરીકે, પાચ વર્ષ પહેલા રૂની એક ગામડીનું જગતભરમા પાંચ આઉંસ સોનુ ઉપજતુ અત્યારે જગતના કોઈ પણ ભાગમા તેનુ દોઢ આઉંસથી વધારે સોનુ ઊપજતુ નથી આ પ્રમાણે દરેક ખેતીવાડીની દશા છે દરેકની કિંમત ઘટી ગઈ છે રૂના પાકનો નાશ કરવાથી એના મૂલ્યમા ફરક પડ્યો નથી અમેરિકાએ પાક બાળી મૂક્યો તો બીજા દેશોએ વધારે ઉત્પન્ન કર્યો છે

ઇસ્વી સન ૧૯૨૧થી ૧૯૨૯ સુધીમા ખેતીવાડીની આવક અગિયાર કરોડ ડોલર હતી, એટલે પચાસ કરોડ આઉંસ બરાબર હતી આ કિંમત એક આઉંસના વીસ ડોલર પ્રમાણે ગણતા જ થાય ઇસ્વી સન ૧૯૩૨મા આપણી ખેતીવાડીની આવક વીસ કરોડ આઉંસ સોના જેટલી હતી, કારણ કે સોનાનું મૂલ્ય પલટાવ્યુ હતુ પરતુ ડોલરમાં એની કિંમત બદલાઈ નહોતી

હુવરના કારભારમા વીસ ડોલરે આઉંસનુ ધોરણ ટકી રહ્યુ એટલે આપણી ખેતીવાડી પચાસ કરોડ ને બદલે વીસ કરોડ આઉંસ સોના જેટલી થઈ ગઈ, એટલે ને આવક માત્ર ચાર કરોડ ડોલરની થઈ.

ઘણા દેશોએ સોનાનું મૂલ્ય સો ટકા વધારી દીધુ છે, કેટલાકે તો તેથી પણ વધાર્યું છે આઉંસના પાત્રીસ ડોલરનો ભાવ કરી, ૬૯ ટકા ભાવ ઊચે લઈ જતાં, પ્રેસિડન્ટ રૂઝવેલ્ટથી સાત કરોડ ડોલર વધવા પામી પરતુ કરનો બોજો વધ્યો, પ્રજાકીય દેવુ વધ્યુ, વ્યવહારના દર બદલાયા વગેરે પરિસ્થિતિમા ખેડૂતો પાસે ઉદ્યોગનુ ઉત્પન્ન ખરીદવા શિલિક જ રહેવા પામી નહિ કોંગ્રેસે તો એક આઉંસ સોનાના ૨૦.૬૭ ડોલરને બદલે ૪૧.૩૪ ડોલર કરવાની સત્તા આપી હતી. એટલે બીજા વિરોધી કારણો ન હોત, તો ઠીક તેજી થાત

યુનાઇટેડ સ્ટેટ્સની તેજીને લીધે દુનિયાની બીજી ઉત્પન્ન માટે માગણી વધી એટલે

રોકડ સોના ખાતે રોકાઈ સંઘરાતી બંધ થઈ છતાય સોનાની કિંમત તો વધતી જ ગઈ. ઈસ્વી સન ૧૯૩૩ના માર્ચથી ૧૯૩૪ના માર્ચ સુધીના એક વર્ષના ગાળામાં સોનાનો ભાવ વીસ ટકા વધ્યો છે. એટલે ૧૯૨૬મા જેટલી ચીજોના બદલામાં સો આઉંસ સોનુ મળતું તેને બદલે ૧૯૩૩ના માર્ચમાં માત્ર ૪૮ આઉંસ સોનુ મળી શકે તેમ હતુ અત્યારે તો ચાલીસ આઉંસ સોનુ મળે તોપણ નસીબ

આ પ્રમાણે સોનાનો ભાવ નક્કી કરવાના ધોરણની અસર થઈ છે જ સોનાનો ભાવ વધવાની સાથે બીજી ચીજોનો ભાવ પણ વધ્યો છે જ પરતુ હવે બીજી ચીજોનો ભાવ વધી શકે તેમ નથી અત્યારે એક આઉંસ સોનાના ભાવ ૩૫ ડોલર છે તે ઘટે તો જ એમ બને

સોનાના ભાવમાં આપમેળે મદી આવતાં હજી ઘણીવાર લાગશે. ધોરણ નક્કી કરી શકાય તો જ કાચા માલના ભાવોમા જોઈતી તેજી આવે એમ થવા માટે ખેડૂતોની ખરીદ-શક્તિનો નાશ થવા દઈ મૂકીદારો કયા સુધી મૌન સેવી શકશે? ખેડૂત મડળીએ તો કોંગ્રેસની ભલામણ મુજબ સોનાનો ઊંચો ભાવ નક્કી કરી નાખવા આગ્રહ રાખ્યો છે ડોલરના ભાવમા વધઘટ થવાથી સસ્કૃતિનો સમૂળો વિનાશ થઈ રહ્યો છે નાણાના ભાવમા થતો ફેરફાર જ ક્રાંતિનો કારણભૂત બને છે

ખેડૂતમંડળોએ સગઠિત ઉત્પન્નના ભાવોનુ ધોરણ નિશ્ચિત કરી નાખવુ ઘટે છે તો જ સમાજવાદ નિષ્ફલ જશે. ખેડૂતોએ તો ખાનગી મિલકતના દુર્ગસ્વરૂપે ઝઝૂમવાનુ છે[1]

## (૫) વડવાનલનો ઉપયોગ

જગતના કેટલાક જલવિભાગોમા વડવાનલનો ભડાર ભર્યો છે એક ફ્રેંચ વિજ્ઞાની પોતાની વ્યાપારી નૌકાને તરતી ફેકટરી બનાવવા માગે છે તેમા બહારથી બળતણ લાવવાને બદલે તે નૌકાને જ બળતણવાળા પ્રદેશમા એટલે બ્રાઝિલના નજીકના કિનારે લઈ જવા ધારે છે ત્યાં ઠડા ને ગરમ બન્ને સમુદ્ર ઉપયોગમા લેવા ધારે છે.

ગરમીભર્યું સપાટીનુ જલ નૌકામા ખેચી લેવામા આવશે તેની વરાળ બનાવી અર્ધખાલી નળીઓમાં સવરવાની ગોઠવણ કરશે એમ બનાવ્યા પછી તેના અનેક ઉપયોગ થશે પરતુ એ વરાળ પોતાનુ કાર્ય કરી રહેશે ત્યારબાદ એને એ સમુદ્રના ઠડા પાણીથી પ્રવાહી બનાવાશે આમ અર્ધખાલી જગા રહેશે ને વધારે ગરમ પાણીમાથી વધારે વરાળ પેદા કરી શકાશે[2]

## (૬) છબીઓનાં પુનર્જીવન

વર્ષો પહેલા લીધેલી કેટલીક છબીઓ તમને એટલી બધી ગમતી હોય છે કે તમે તમારા મહેમાનોને બતાવવા તે વારવાર બહાર કાઢો છો પરતુ સમય જતા તેનો રગ ઊડી ગયેલો આપણને માલૂમ પડે છે પરતુ હવે એવી ઊડી ગયેલા રગવાળી છબીઓને અમર સ્વરૂપમા મૂકવાનુ સભવિત બન્યુ છે એ રીતે તમારા જીવનસ્મરણો ચિરસ્થાયી બનાવવાનો યોગ હવે કાયમી થયો છે પોટેસ્યમ બાયક્રોમટ ને સોડિયમ ક્લોરાઈડ એ દરેકના ચાર ભાગમા એક ભાગ હાઈડ્રોક્લોરિકઍસીડ ઉમેરી એકમો ને પચીસ ભાગ પાણી

---

૧ 'Scientific American', October 1934 'Strikes, Business and Money'.

૨. 'People', 25th December, 1934' 'Warm Seas made to work!'

સાથે મેળવો ત્રણેને ખૂબ જ હલાવી તમે જે મિશ્રણ તૈયાર કરશો તેથી ઉપલી કરામત તમે પાર પાડી શકશો છબીને પાણીથી લોહી નાખી આ મિશ્રણમા રાખી મૂકો, એટલે ધીમેધીમે તે સ્વરૂપમા આવી જશે પછી પાતળું 'ડેવલપીંગ સોલ્યુશન' વાપરી તેને ફરી 'ડેવલપ' કરજો એટલે મૂળ જેવી નવી છબીઓ તૈયાર થઈ જશે.[१]

## (૭) ડંખ મારી મધમાખ મરી જાય છે ?

મધમાખીના ડખ મનુષ્યોને જીવલેણ નીવડતા નથી, પરતુ ઘણા લોકો એમ માને છે કે ડંખ માર્યા પછી મધમાખ મૃત્યુ પામે છે આવું કોઈવાર બન્યુ હશે, પણ તેવો કંઈ ચોક્કસ નિયમ નથી

ડખ મારનાર મધમાખ પોતાનો ડખ પોતાના શરીરમા પાછો ખેંચી શકે કે નહિ તે પર આ બીનાનો આધાર રહે છે જો તે પોતાનો ડખ જલદીથી પાછો ખેચી લેવા જાય છે, તો એ ડખના કાટા ડંખ દીધેલી વસ્તુમા ભરાઈ જાય છે ત્યાથી છૂટા થવાની મથામણમા જો તેના ડખ ઊખડી જાય તો મધમાખ મરી જાય છે! પરતુ શાતિથી તે પોતાનો ડખ પાછો ખેંચી શકે તો તેની જાતને નુકસાન થતુ નથી[२]

## (૮) અણુઓના વિભાગો કરવાની નવી રીત

અણુના વિભાગ કરી શકાય એ વાત કલ્પનામાં પણ નહોતી હવે એવો વખત આવી લાગ્યો છે કે એ વીગત સત્ય બની ચૂકી છે. ખરેખર અણુઓના વિભાગો કરવામા પણ આવ્યા છે પરતુ હવે એ કાર્યસરણીમા પણ એક પગલુ આગળ ભરાયુ છે બીજા તત્ત્વના કણોથી મારો ચલાવી અણુના વિભાગ કરવાને બદલે હવે અમુક પદાર્થમાથી સ્ફુરતા શક્તિકિરણો કામે લગાડવાથી અણુના વિભાગો થઈ શકે છે

આ પદાર્થ થોરિયમનો બને છે એ પદાર્થના કિરણોદ્વારા ભારે હાઇડ્રોજનના અણુના વિભાગો કરવામા આવે છે આ કિરણો ખૂબ જ વેધક હોય છે, પરિણામે ભારે હાઇડ્રોજનના સામાન્ય હાઇડ્રોજન પરમાણુઓ બની જાય છે, ને નવુ તત્ત્વ અસ્તિત્વમા આવે છે[३]

રમણીકલાલ દલાલ




**ગંગોત્રી** રચનાર ઉમાશંકર જોષી, પ્રકાશક, મૂળશંકર સોમનાથ ભટ્ટ, સીઆપુરા, વડોદરા; સોલ એજન્ટસ, આર. આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબાઈ-૨, દોઢ રૂપિયો

'વિશ્વશાંતિ' કાવ્ય પછી અનેક નાનામોટા કાવ્યોનો સંગ્રહ ગુજરાતી સાહિત્યને અર્પવા આવતા આ યુવાન લેખકને અમે આવકાર આપીએ છીએ પ્રસ્તાવનામાથી પ્રસંગવશાત્ જાણવા મળે છે કે તેઓ ઇડર તરફના છે એ શૌર્ય અને સૌંદર્યસપન્ન પ્રદેશમાથી અર્વાચીન યુગમા કદાચ આ આપણને પહેલો કવિતાનો ફાલ મળે છે *

તેમની કવિતામા પણ જ્યા કવિતાને ઇષ્ટ હોવાથી તેમના સ્થલકાલના રગો આવી શકે ત્યા કવિના મૂળ વતનના રગો સુરેખ આવેલા છે

ખરા બપોર ચડ્યે દાણા રે કાઢવા,
ઊંડી કોઠીમા ડોશી પેઠાં રે લોલ.
કોઠીમા પેઠા ને બુધે જઈ બેઠા,
ભૂંસી, લૂછીને દાણા કાઢ્યા રે લોલ
સાઠસાઠ વર્ષ લગી કોઠી રે ઠાલવી,
પેટની કોઠી ના ભરાણી રે લોલ
હુંલ્લી ભરીને ડોશી આવ્યા આગણિયે,
દયણાના દાણા સૂકવ્યા રે લોલ.
સૂકવીને ડોશી ચૂલામા પેઠાં,
થપાશે માડ એક ઢેબરુ રે લોલ

આગણામા ઉગેલા ગલફીના વેલામાથી 'ખલૂડી બાઈ' નીકળ્યા, કરાને રોડલેથી કબૂતરો આવ્યા, અને અધૂગમા પૂરુ, 'મેંડી હરાઈ ગાય' પણ આવી, પણ

ડોશીનો દીકરો પોઢ્યો પલગમા,
હરાઈ ગાય કોણ્ હાકે રે લોલ?
હાથમાંનો રોટલો કરતો ટપાકા,
દાણા ખવાતા ન જાણ્યા રે લોલ

કૂતરો ગાયને ભસે છે, ડોસી હાફળીફાફળી મેંડીને હાંકવા આવે છે ત્યાં બિલાડી રોટલો લઈ પમાર થાય છે તેની પાસેથી કૂતરો રોટલો લઈ જાય છે. ગામડાની નિગધારતા, ગરીબી, દુ:ખનું આ આબેહૂબ ચિત્ર છે તે સાથે ગામડાની મનોદશાનુ ચિત્ર પણ તેમાં આવે છે

* થોડા વરસ પહેલા એક નીલકંઠ કવિએ થોડા કાવ્યો આપેલા, પણ તેમા કાવ્ય તરીકે સઅદ્દલા જેવુ વિશેષ નહોતુ, પણ એ વ્યક્તિ તરીકે ભુલાઈ જવા જોઈતા નથી એ તરફના લેખકોને અમે તેને વિશે તપાસ કરીને તેના જીવન અને કવનનો પરિચય આપવા વિનતિ કરીએ છીએ.

છેલ્લુંય ઢેબરુ તાણી ગયો કૂતરો,
દયણુ પાશેર આડ બાકી રે લોલ
'એ રે પાશેર કણુ પંખીડાં કાજે,
મારી પછવાડે નખાવજો રે લોલ
કોડી ભાગીને એના ચૂલા તે માંડજો,
કરજો વેચીને ઘર, કામઠુ રે લોલ'

આટલી ગરીબાઈમા મરતી ડોસી મરતા મરતા કાયટાની સગવડ કરવાનું ભૂલતી નથી અને પેલા ઇનામ લેતા વિદ્યાર્થીનુ સ્મૃતિચિત્ર—

લાબો કરે હાથ ઇનામ લેવા,
પગે ધરી નાજુક નાની મોજડી,
માથે મૂકી હીર ભરેલ ટોપી,
માગી ભીખી ડીલ પરે જ ઝૂલડી,
એ વેષ ને ઉંમર સાત આઠની

પણ બરાબર ગામડાનુ છે શ્રી ઉમાશકર શહેરોમા પણ એ ગામડાના માણસ જોવા ભૂલી ગયા નથી 'હરીફ'મા ગામડાના માદિકરી શહેરમા આવી બગડીઓ પહેરે છે તેનુ સારુ ચિત્ર છે અને નાના, પાલીસ કરતા છોકરા ઉપર સરસાઈ ભોગવતો અને પોતે 'પોલીસ દાદા'ની લાત ખાતો મોચી પણ કોઈ ગામડામાથી મુબઈમા આવી ધધો ચલાવતો નથી લાગતો?

પણ આ ગામડાના આટલા સમભાવી આલેખનનુ કારણ માત્ર નાનપણનો સહવાસ નથી પણ હિંદના ગરીબ માણસો તરફ અને સસારમા અન્યાયથી પીડાતા માણસો તરફની લાગણી છે, જે આ દસકાની કવિતામા વિશેષ રૂપે વ્યક્ત થવા લાગી છે હાલના સંસાર-તત્રમા રહેલ આર્થિક અને રાજ્યપ્રકરણી અન્યાય સામે લેખકને સખ્ત તિરસ્કાર છે અને એ અન્યાય કોઈ દિવસ વિફરીને સમાજના ઊંચા વર્ગનો નાશ કરશે એવી લેખકને પ્રતીતિ છે

રચો રચો અબરચુબી મદિરો!
ઊંચા ચણો મહેલ, ચણો મિનારા!
મઢો સ્ફટિક, લટકાઓ ઝુમ્મરો,
રગે ઉડાવો જળના ફુવારા
× •
રચો ભલે!
અતર રૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાખશે?
દરિદ્રની એ ઉપહાસલીલા,
સકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યા જનોનો જઠરાગ્નિ જાગશે,
ખડેરની ભસ્મકણી ન લાધશે

શ્રી ઉમાશકરે છેલ્લા સત્યાગ્રહયુદ્ધમા ભાગ લીધો હતો એ જાણીતું છે યુદ્ધોત્સાહના, યુદ્ધમા પોતાનો દીનભાગ આપવાના અનેક કાવ્યો આ સંગ્રહમા છે પણ એ સર્વમા એમની વિશેષતા આ યુદ્ધની પછવાડે રહેલી એમની શ્રદ્ધામા છે પણ આ વિષય 'વિશ્વશાંતિ'મા પરિચિત થયેલો હોવાથી વિશેષ ચર્ચતા નથી

આખા સંગ્રહમાં દાંપત્યપ્રેમને એકાદબે કાવ્યમાં આછોતરો સ્પર્શ કર્યો છે તે સિવાય દાંપત્યપ્રેમનાં કાવ્યો નથી સંગ્રહની વિશિષ્ટતા માનવઅનુભવના નવા જ ભાવોને કવિતાના વિષયભૂત કરવામાં રહેલી છે, અને એમ કરતાં લેખક આધુનિક ચિત્તશાસ્ત્રનાં નિરીક્ષણોનો પણ ઉપયોગ કરે છે, તે પણ નવી કવિતાનું લક્ષણ ગણાવું જોઈએ 'નમ્રતા'નું કાવ્ય એનો નિર્દેશક દાખલો છે તેમાં ચિત્તનું પૃથક્કરણ કરવા છતાં બાની અને કલ્પના કવિતાનાં જ રહ્યાં છે પણ બધામાંથી એક ઉત્તમ કાવ્ય તરીકે અમે એક જ 'બળતાં પાણી' આપીએ છીએ·

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગરવનો,
પડે ઓળા પાણી મહીં, મલિન હૈયે સળગતી
ઘણું દાઝે દેહે, તપીતપી ઊડે બિંદુ જળનાં,
વરાળો હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે
જરી થંભી જેને ઊછળી, દઈ છોળો તટ પરે,
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને
અરે! જે પ્હાડોએ નિજ સકલ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર દે બુંદ ન શકે
કિનારાની આડી જડ કઠણ માઝા કયમ કરી
ઉથાપી લોપીને, સ્વજન દુખને શાંત કરવું?
નદીને પામેના સળગી મરતાને અવગણી,
જવું સિંધુકેરા અદીઠ વડવાગ્નિ બુઝવવા!
પછી ત્યાંથી કો દી' જળભર ભલે વાદળ બની,
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઈ રહે!
અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?

જગતની યોજનામાં લાંબે પલ્લે કોઈ શુભ રહેલું છે પણ એ શુભ મેળવતાં સમષ્ટિની ખાતર વ્યષ્ટિને કેવાં ભીષણ દર્દો સહન કરવાં પડે છે તે અહીં નદીના દૃશ્યમાં બહુ સુંદર રીતે વ્યક્ત કરેલું છે વાસ્તવિક ભૌગોલિક સ્થિતિ, વાડવાગ્નિની પુરાણકલ્પના, અને દરિયાના પાણીના વાદળાંથી થતા વરસાદની વૈજ્ઞાનિક હકીકતનું આ સુભગ મિશ્રણ છે તેમનાં નિસર્ગ કાવ્યોનો પણ આ સુંદર દાખલો છે ઉમાશંકર માત્ર કુદરતનું વર્ણન નથી કરતા, પણ કુદરતમાં કોઈ હૃદયનો ભાવ અપૂર્વ રીતે મૂર્ત થતો જુએ છે ત્યાં તેમનું કાવ્ય સ્ફુરે છે

બેત્રણ પંક્તિમાં વસ્તુને મૂર્ત કરવાની તેમની શક્તિ સારી છે પણ સ્થલસંકોચને લીધે તેનો એક ટૂંકો જ દાખલો આપીશું 'એક બાળકીને સ્મશાન લઈ જતાં' કોઈને રોવું નહોતું 'છતાં સૌયે રોયા રૂઢિસર, દઈ હાથ લમણે!' અને પછી

ખભે લૈને ચાલ્યા, જરી જઈ, વળાંકે વળી ગયા,
તહીં ઓટે તારી સરિખ વયની ગોઠણ દીકી
રહી'તી તાકી એ, શિર પર ચડીને અવરને
સૂઈ રહેવાની આ રમત તુજ દેખી અવનવી
અને પોતે ઊંચા કર કરી મથી ક્યાંક ચડવા,
—અમે આગે ચાલ્યા—રમત પરખી જે જ કપરી,

ગળા પૂંઠે નાખી કર, પગ પછાડી, સ્વર ઊંચે
ગઈ મંડી રોવા! તુજ મરણની ખોટ વસમી
એકલીએ આખા જગત મહીં એણે જ વરતી!
અને રોવુ ન્હોતું પણ મુજથી રોવાઈ ગયું!!

શ્રી ઉમાશંકરે અત્યારસુધીના આપણી કવિતાસમૃદ્ધિના વારસાનો સારો ઉપયોગ કર્યો છે અને તેના વિકાસમા પોતાનો ફાળો આપવો શરૂ કર્યો છે. સસ્કૃત વૃત્તોના કાવ્યોના જેટલી સુશ્લિષ્ટતા તેમના ગીતોમા ક્યાકક્યાક દેખાતી નથી, પણ 'રામમઢી' જેવું કાવ્ય ભવિષ્યમાં તેની પણ સિદ્ધિની આશા આપે છે આ ચાર વરસના કાવ્યોમા પરલક્ષી કાવ્ય તરફનુ તેમનુ વલણ વખાણવા લાયક છે અને સમાજમા સિદ્ધ થતી જતી હથોડી અને માનવહૃદયના વધારે વિશાલ અને વધારે તલસ્પર્શી ભાવોને વિષય કરવાનું તેમનુ કૌતુક ભવિષ્યની સારી આશા આપે છે આપણો આ જુવાન લેખક

ઝરણભોમ વિષે જનમ્યો હતો,
સરિતસગતિમા ઊછર્યો હતો

તેને

ઊઘડી કોમળ કાલ જતાં ઉરે
જલધિના સહચારની વાછના.

એ ઊઘડેલી વાંછના ફળે એમ આપણે ઇચ્છીએ

**સ્મશાનમાં** કર્તા, ચમનલાલ ગાધી, પ્રકાશક, ઊર્મિકાર્યાલય, ડેન્સો હોલ, કરાચી; મૂલ્ય છ આના.

'ઊર્મિ'ના કાવ્યાંકમા પ્રગટ થયેલું ૨૮૧ પંક્તિનુ આ એક ખડકાવ્ય છે આખા કાવ્યમા મિશ્રોપજાતિ રાખેલ છે અને ક્યાક વર્ણન, ક્યાક ચિંતન, એવા ચિત્રઅર્થ પ્રવાહને એ એકધારુ અનુકૂલ પડેલું છે. વૃત્તમા લેખકે ક્યાંકક્યાક જે છૂટો લીધી છે તે પણ વૃત્તવૈવિધ્યને માટે જરૂરની હોય તેથી વધારે નથી લીધી

કર્તાની વર્ણનશક્તિ, કલ્પનાશક્તિ અને સયમ ત્રણેય આ કાવ્યમાં વ્યાપારમાં આવે છે કાવ્યમા કોઈ અપૂર્વ ભાવનો આડબર કર્યા સિવાય આ વૃત્તથી ગાંભીર્યનું વાતાવરણ રચી શકાય છે ભાષા પણ વિષયને અનુકૂળ ગભીર અને છતા મરગથ્થુ શબ્દોથી સચોટ થયેલી છે. 'શિવ' અને 'વિષ' એ શબ્દોના ઇકારને ગુરુ કર્યો છે તે અને "મૂક" અને 'રુદન'ના ઉકારને પ્રકૃતિવિરુદ્ધ ઉચ્ચાર્યાં છે તે સિવાય ખૂચે એવી કોઈ હ્રસ્વદીર્ઘની છૂટ નથી લીધી. થોડા જ દાખલા લઈએ

ત્યા પર્ણશાખાહીણુ એક ઠૂંઠુ
પડ્યુ હતું યોગસમાધિલીન
માગ્ય તૂટ્યા સઉ ડાળપાદડાં
હુંયે ઠૂંઠું વિશ્વસ્મશાન કેરુ;
વિચારી ભેટ્યો સમદુ ખિયાને
× ×
સમત્વ બધુત્વ સ્મશાનમાં ખરુ
જ્યા ભેદ ના, મદિર સ્વાર્થના નથી;

ભક્તોતણી ભક્તિતણા બરાડા
નથી, વસે જ્યાં શિવ શાન્તિરૂપમાં
માતાય ક્યાં દિ થાકીય ખીજતી
ખોળા ખસેડી શિશુને રડાવતી,
ખોળા શ્મશાને યુગના યુગોથી
છે પાથર્યો વિશ્રમવા શ્રમિતને
અહીં ધખારા ઠરતા શમી જતા,
પોઢાડતી ભૈરવી ગાઈ ગીતડાં,
રૌદ્ર રિઝાવે શિવ નૃત્યતાડવે
અમી પિવાડી જગવિષ પી જતા

સ્થલસંકોચને લઈને વધારે દૃષ્ટાંતો આપી શકતા નથી લેખક લાંબા કાવ્યો લખવાના વિશેષ પ્રયત્નો કરે એમ ઇચ્છીએ છીએ લેખકમાં કલ્પના અને વર્ણનશક્તિ બન્ને છે અને લાંબા કાવ્યો માટે આવશ્યક, વસ્તુના અને વિચારોના સપ્રમાણ ઘાટ ઘડવાની શક્તિ, જે વડે લાંબાં કાવ્યો થઈ શકે છે, તેની હથોટી વડે તેઓ આપણા સાહિત્યને અવનવી કૃતિઓ અર્પે એમ ઇચ્છીએ છીએ

**ખાખનાં પોયણાં**—કર્તા, કરસનદાસ માણેક, પ્રકાશક, ઉપર પ્રમાણે; મૂલ્ય ચાર આના

આ પણ ઉપરના કાવ્યની પેઠે 'ઊર્મિ'ના કાવ્યાંકમાં એકવાર પ્રસિદ્ધ થઈ ગયું છે આ એક કરુણ વિરહનું ઊર્મિકાવ્ય છે. આખું કાવ્ય લગભગ પોણોસો દ્રુતવિલમ્બિત વૃત્તના શ્લોકોમાં લખાયેલું છે નાયકના જીવનનું હજી પરોઢ હતું

બજતી'તી હજુ જીવનમંગલા
નવઉષાની અલૌકિક આરતી,

હજી નાયકને જીવનની ફિલસૂફી લાધી નહોતી

જીવન શું ? જીવવું મરતાં લગી,
મરણ શું ? જીવતાં લગી કલ્પવું
અધિક મેં, સખિ, આ થકી ફિલસૂફી
જીવનમાં કદીયે નવ કલ્પી'તી.

એ સમયે નાયકના જીવનપથમાં નાયિકા ઊતરે છે નાયિકાનું વર્ણન થોડા શ્લોકમાં કરે છે:

ક્ષયથી ક્ષીણ શરીર તજી શશી
ઊતરતો તવ લોચનકાંઠડે,
નયનસંચિત ચાંદનીના અમી
ગટગટાવી નવાં ધરતો વપુ

નાયક કહે છે—કહો કે કલ્પે છે—કે ક્ષીણ થતો શશી તારા લોચનના અમી પી પાછો પુષ્ટ થાય છે. આ પ્રાચીન કવિઓના જેવી કલ્પના છે અને તેમાં પણ લેખકે સારી કલ્પના-શક્તિ બતાવી છે પણ વર્તમાન સમયના વર્ણનમાં તેમની વિશેષતા રહી છે:

જીવનને ગુરુભારથી ચાંપતા
જીવનમાં ગુરુઓ અછતા નથી,
જીવનના ગુરુભાર ઉતારતી
જીવનદાયિની, એક તને દીઠી.

પણ આ સમય મહાન અન્યાય અને અંધકારનો હતો સમાજ આખો સિતમગરના દોર નીચે દબાયેલો હતો

"કમર બેવડી વાળી ગુલામ સૌ
નયનજ્યોત 'હું' કાજ જલાવજો,
રુધિરવર્ષણથી મુજ ખેતરે
મરી જજો, પણ, પાક ભરી જજો."

અને ફરજ, શિસ્ત, સનાતન શાસનો, લૂણહલાલી વગેરે મધુર શબ્દોથી મોહાઈને માનવ પોતાના બંધનોને 'શણગાર'સમા ગણતો હતો કોઈ આ શાસનની સામે થતું તો તેના માથે વીજળી તૂટી પડતી. એવામાં

તદપિ કો નરસિંહ પિનાકી શો
ગરલ જીરવી માનવઉરનુ
જગવતો નિજ જાહ્નવીથી ફરી
જગ સુકાયલ અમૃતના ઝરા

ત્યારે નાયકની સહી કહે છે.

કહ્યુ મને "સહુ સ્વપ્ન સમેટીને
જગતજગની માહી ઝુકાવજે,
તદપિ સ્વપ્નની આછી અસંગતા
વિસરજે નવ જાગ્રતમા કદી
નિરખજે ધમસાણની ધૂળમા
વળી મસાણની ખાખમહીં મને,
કણીકણી થકી પ્રાણ પ્રફુલ્લશે,
પ્રગટશે, પ્રિય, ખાખથી પોયણા

પણ આમાનુ કશું થાય તે પહેલા નાયિકાનુ જીવન સમેટાઈ જાય છે. નાયિકાના પ્રથમ અવતરણ જેવુ જ આ તેના છેલ્લા વિલોપનુ પણ સુદર અને મર્મસ્પર્શી વર્ણન છે

નયન નિર્ગળી રોશનીમા રમે
જ્યમ શમે ગીત આદિમ નાદમા,
વિરમતી તવ લોચન વીજળી,
શ્રી હરિલોચન તેમ વિરામી તુ
અણઝિલાયલ વાણીની ઝોળીમા
ઊડતી ઊર્મિ અનતમહીં શમે
તજી સગુણ સ્વરૂપ અમૂર્તમા
શમી અનંતવિહાગિણી તુ સખિ

અને હવે—

તું ગઈ, સ્વપ્ન ગયા, સુખડા ગયા,
જખમ જીર્ણ રહ્યા, ઝૂરવા રહ્યા,
કરુણ અશ્રુ રહ્યા, ડૂસકાં રહ્યા—
પ્રગટિયા નહિ ખાખથી પોયણા !

× × ×

ઉર ઉખેડી સુલોચન–ધારથી
સ્મિત, સુમાલિની, અતર વાવિયા,
નયનનીકથી નીર છલાવિયા
તદપિ કેમ હજુ ઊગતા નથી?

આ નાનુ ખડકાવ્ય આપણા જૂનાં પ્રિયાવિરહ કાવ્યથી અનેક રીતે જુદુ પડે છે આવા જૂનાં કાવ્યોમા શૃગાર અને વિલાસ કરુણને પોષવા આવતો, અહીં વિલાસનુ સ્મરણે નથી જૂના કાવ્યોમાં નાયક સખીને પ્રિયશિષ્યા કહી સબોધતો, અહીં નાયક સખીને ગુરુ કહે છે—જોકે ત્યા ગુરુનો વાચ્યાર્થ નથી તેમ જ આ કાવ્ય પશ્ચિમની કરુણપ્રશસ્તિ (elegy)થી એ રીતે ભિન્ન છે કે તેમા ચિંતન એટલા પ્રધાનભાવે નથી આવતા જોકે લાગણીની પ્રધાનતા સાથે આવી શકે તેટલા વિચારો અને સત્યો છે, જેમાનુ એક તેની સચોટતા અને મિતભાષિતા માટે અમે ટાકીએ છીએ

વિજય જીવનનુ નવ ધ્યેય છે,
નવ પરાજય જીવનનો સુણ્યો.

*જીવનનો પરાજય કદી થતો જ નથી,—ભલે તેનો વિજય ન દેખાય!* અને અહીં જોકે રસને સમુચિત રીતે ખાખગાથી પોયણા નથી ઊગતા એવા ઉદ્ગારથી કાવ્ય પૂરુ થાય છે, પણ આ કાવ્ય પોતે એક ખાખમા ઊગેલુ પોયણુ છે અને એ રીતે જીવનનો વિજય—ઉત્કર્ષ જ બતાવે છે

**કેટલાંક વિવેચનો** કર્તા અને પ્રકાશક, નવલગામ જગન્નાથ ત્રિવેદી એમ એ., અધ્યાપક મહિલા પાઠશાળા, કોચગબ રોડ, સોલ એજન્ટ, જેચદ તલકશી એન્ડ સન્સ, બૂકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, ૧૪૬, હોર્નબી રોડ કોટ–મુબઈ કિં રૂ ૧–૮–૦

ઉચ્ચ અભ્યાસક્રમોમા ગુજરાતી સાહિત્યને યોગ્ય સ્થાન મળે તો ગુજરાતી ભાષાના વિવેચનસાહિત્યને એની મેળે કેવુ ઉત્તેજન મળે તેનો આ પુસ્તક પુરાવો છે.

શ્રી નવલગામના વિવેચનો એક અધ્યાપકને છાજે તેવા તટસ્થભાવે અને તે સાથે વિષયભૂત લેખક તરફ પૂરતી સહૃદયતાથી કરેલા છે બધા વિવેચનોના અભિપ્રાયો સાથે મળતા થઈએ કે નહિ, પણ એક વાત દરેક કહેશે કે તેમણે કોઈ જગાએ કોઈ તરફ પક્ષપાત રાખેલો નથી, અને પોતાને જે લાગ્યુ તે જ સરલ ભાવે કહેલુ છે

બધા વિવેચનોમા વિવેચકની પોતાની દૃષ્ટિ આવે જ, અને આ પુસ્તકમા પણ કર્તાના ખાસ વલણો આપણને જણાય છે તેમાનુ સૌથી વધારે સ્પષ્ટ વલણ તે કર્તાનો સમાજસુધારા માટેનો ઉત્સાહ છે આ ઉત્સાહ તેમને કોઈ જગાએ મૂળ પુસ્તકની કદર કરવામાં બાધક કે અતરાયભૂત થયો નથી, કારણ કે વિવેચન સુધારાના પક્ષપાતી અને અર્વાચીન જમાનાના લેખકો સબધી જ છે.

શ્રીયુત નવલગામનુ અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યનું વાચન બહોળુ છે, અને તે આ વિવેચનોમા પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને રીતે જણાઈ આવે છે શ્રી નવલગામને ગોળગોળ બોલવાનો કટાળો છે ગોવર્ધનરામભાઈની સમાધાનવૃત્તિ અને શ્રી રમણલાલની 'પૂર્ણિમા'મા વેસ્યાને અત્યત અસભવિત પરિસ્થિતિવાળી વર્ણવીને લગ્નની અધિકારી બતાવી છે તે એમને ગમતું નથી. શ્રી મુનશીનો સ્પષ્ટવકતૃત્વનો ગુણ એમને

પણ આ સમય મહાન અન્યાય અને અંધકારનો હતો સમાજ આખો સિતમગરના દોર નીચે દબાયેલો હતો·

"કમર ખેવડી વાળી ગુલામ સૌ
નયનજ્યોત 'હું' કાજ જલાવજો,
રુધિરવર્ષણથી મુજ ખેતરે
મરી જજો, પણ, પાક ભરી જજો"

અને ફરજ, શિસ્ત, સનાતન શાસનો, લૂણહલાલી વગેરે મધુર શબ્દોથી મોહાઈને માનવ પોતાના બંધનોને 'શણગાર'સમા ગણતો હતો કોઈ આ શાસનની સામે થતું તો તેના માથે વીજળી તૂટી પડતી એવામા

તદપિ કો નરસિંહ પિનાકી શો'
ગરલ જીરવી માનવઉરનુ
જગવતો નિજ જાહ્નવીથી ફરી
જગ સુકાયલ અમૃતના ઝરા

ત્યારે નાયકની મૅહી કહે છે

કહ્યુ મને "સહુ સ્વપ્ન સમેટીને
જગતજગની માહી ઝુકાવજે,
તદપિ સ્વપ્નની આછી અસગતા
વિસરજે નવ જાગ્રતમા કદી
નિરખજે ધમસાણુની ધૂળમા
વળી મસાણુની ખાખમહીં મને,
કણીકણી થકી પ્રાણ પ્રફુલ્લશે,
પ્રગટશે, પ્રિય, ખાખથી પોયણા.

પણ આમાનું કશું થાય તે પહેલા નાયિકાનુ જીવન સમેટાઈ જાય છે નાયિકાના પ્રથમ અવતરણ જેવુ જ આ તેના છેલ્લા વિલોપનુ પણ સુદર અને મર્મસ્પર્શી વર્ણન છે

નયન નિર્ગળી રોશનીમા ગમે
જયમ શમે ગીત આદિમ નાદમા,
વિરમતી તવ લોચન વીજળી,
શ્રી હરિલોચન તેમ વિરામી તુ
અણુઝિલાયલ વાણીની ઝોળીમા
ઊડતી ઊર્મિ અનતમહીં શમે
તજી સગુણુ સ્વરૂપ અમૂર્તમા
શમી અનંતવિહાગિણી તુ સખિ.

અને હવે—

તું ગઈ, સ્વપ્ન ગયા, સુખડાં ગયા,
જખમ જીર્ણ રહ્યા, સૂરવા રહ્યા,
કરુણ અશ્રુ રહ્યા, ડૂસકા રહ્યા—
પ્રગટિયા નહિ ખાખથી પોયણા !

× × ×

ઉગ ઉખેડી સુલોચન-ધારથી
સ્મિત, સુમાલિની, અતર વાવિયા,
નયનનીકથી નીર છલાવિયા
તદપિ કેમ હજુ ઊગતા નથી?

આ નાનું ખડકાવ્ય આપણા જૂના પ્રિયાવિરહ કાવ્યથી અનેક રીતે જુદુ પડે છે આવા જૂના કાવ્યોમાં શૃગાર અને વિલાસ કરુણને પોષવા આપતો, અહીં વિલાસનુ સ્મરણ નથી જૂના કાવ્યોમાં નાયક સખીને પ્રિયશિષ્યા કહી સબોધતો, અહીં નાયક સખીને ગુરુ કહે છે—જોકે ત્યા ગુરુનો વાચ્યાર્થ નથી તેમ જ આ કાવ્ય પશ્ચિમની કરુણપ્રશસ્તિ (elegy)થી એ રીતે ભિન્ન છે કે તેમા ચિંતન એટલા પ્રધાનભાવે નથી આવતા જોકે લાગણીની પ્રધાનતા સાથે આવી શકે તેટલા વિચારો અને સત્યો છે, જેમાનુ એક તેની મચોટતા અને મિતભાષિતા માટે અમે ટાકીએ છીએ

વિજય જીવનનુ નવ ધ્યેય છે,
નવ પરાજય જીવનનો સુણ્યો

જીવનનો પરાજય કદી થતો જ નથી,—ભલે તેનો વિજય ન દેખાય! અને અહીં જોકે સ્મને સમુચિત રીતે ખાખગાથી પોયણા નથી ઊગતા એવા ઉદ્ગારથી કાવ્ય પૂરું થાય છે, પણ આ કાવ્ય પોતે એક ખાખમા ઊગેલુ પોયણુ છે અને એ રીતે જીવનનો વિજય—ઉત્કર્ષ જ બતાવે છે

**કેટલાંક વિવેચનો** · કર્તા અને પ્રકાશક, નવલગમ જગન્નાથ ત્રિવેદી એમ એ., અધ્યાપક મહિલા પાઠશાળા, કોચરબ રોડ, સોલ એજન્ટ, જેચદ તલકશી એન્ડ સન્સ, બૂકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ, ૧૪૬, હૉર્નબી રોડ કોટ-મુબઈ કિં રૂ ૧-૮-૦.

ઉચ્ચ અભ્યાસક્રમોમા ગુજરાતી સાહિત્યને યોગ્ય સ્થાન મળે તો ગુજરાતી ભાષાના વિવેચનસાહિત્યને એની મેળે કેવુ ઉત્તેજન મળે તેનો આ પુસ્તક પુરાવો છે.

શ્રી નવલગામના વિવેચનો એક અધ્યાપકને છાજે તેવા તટસ્થભાવે અને તે સાથે વિષયભૂત લેખક તરફ પૂરતી સહૃદયતાથી કરેલા છે બધા વિવેચનોના અભિપ્રાયો સાથે મળતા થઈએ કે નહિ, પણ એક વાત દરેક કહેશે કે તેમણે કોઈ જગાએ કોઈ તરફ પક્ષપાત રાખેલો નથી, અને પોતાને જે લાગ્યુ તે જ સરલ ભાવે કહેલુ છે

બધા વિવેચનોમા વિવેચકની પોતાની દૃષ્ટિ આવે જ, અને આ પુસ્તકમાં પણ કર્તાના ખાસ વલણો આપણને જણાય છે તેમાનુ સાથી વધારે સ્પષ્ટ વલણ તે કર્તાનો સમાજસુધારા માટેનો ઉત્સાહ છે આ ઉત્સાહ તેમને કોઈ જગાએ મૂળ પુસ્તકની કદર કરવામાં બાધક કે અતરાયભૂત થયો નથી, કારણ કે વિવેચન સુધારાના પક્ષપાતી અને અર્વાચીન જમાનાના લેખકો સબધી જ છે.

શ્રીયુત નવલગામનુ અગ્રેજી અને ગુજરાતી સાહિત્યનુ વાચન બહોળુ છે, અને તે આ વિવેચનોમા પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને રીતે જણાઈ આવે છે શ્રી નવલગામને ગોળગોળ બોલવાનો કટાળો છે ગોવર્ધનરામભાઈની સમાધાનવૃત્તિ અને શ્રી રમણલાલની 'પૂર્ણિમા'મા વેશ્યાને અત્યત અસંભવિત પરિસ્થિતિવાળી દર્શાવીને લગ્નની અધિકારી બતાવી છે તે એમને ગમતુ નથી. શ્રી મુનશીનો સ્પષ્ટવક્તૃત્વનો ગુણ એમને

ગમે છે તે જ રીતે તેમણે પોતે પણ પ્રચલિત અભિપ્રાયોથી કે વ્યક્તિની પ્રતિષ્ઠાથી ન દોરવાતાં પોતાના અભિપ્રાયો સ્પષ્ટ દર્શાવ્યા છે 'ગુલાબસિંહ' 'સરસ્વતીચંદ્ર'ની પણ પહેલાની નવલકથા એ ખરુ, પણ તેનુ મૂળ ઝેનોની તરફનુ ઋણ જોતાં તેને ભાગ્યે જ અનુકરણ કહી શકાય, તે ભાષાન્તર છે અને અનુકરણ કર્યાં કર્યા કઢંગું થયુ છે એ તેઓ સ્પષ્ટ દર્શાવે છે કલાપી માટે તેમને માન છે, પણ કલાપીએ કેટલી બધી જગાએ અંગ્રેજી સાહિત્યમાથી વિચારો, તરંગો વગેરે લીધુ છે અને તેમા હાલના સંપાદકે ક્યા ક્યા ભૂલો કરી છે તે સર્વ તેમણે સ્પષ્ટ રીતે દર્શાવેલ છે કેટલાક શ્રી મુનશીને પ્રણાલિકાભંગના આદ્યદ્રષ્ટા માને છે, પણ તેઓ પણ એ હિલચાલની અમુક ભૂમિકાએ દાખલ થઈ તેને આગળ ચલાવે છે એમ દર્શાવેલ છે

દરેક લેખક વિશે લખવાનુ દૃષ્ટિબિન્દુ પણ તેમણે યોગ્ય પસંદ કરેલુ છે ગોવર્ધનરામ અને રણજીતરામની કૃતિઓની વિશિષ્ટતા અને શ્રી મુનશીની નવલકથાથી તે શી રીતે જુદી પડે છે તે બતાવ્યુ છે શ્રી રમણલાલ વસંતલાલની કૃતિઓની અદ્દગ્અદ્દગ સરખામણી એ જ સમગ્રના અવલોકનને માટે યોગ્ય દૃષ્ટિબિંદુ છે તે જ રીતે બોટાદકર, ખબરદાર, લલિત દરેકને યોગ્ય દૃષ્ટિથી જોયેલ છે, જોકે કહેવુ જોઈએ કે કવિશ્રી નાનાલાલ અને ગોવર્ધનરામની હજી વધારે વિસ્તારી ટીકા થવાની જરૂર છે, અને લેખકને તે ધ્યાનમા પણ છે.

એ રીતે શ્રી મુનશીની આ પુસ્તકમા સૌથી વિસ્તૃત ટીકા થયેલી છે નવલકથા અને નાટકોના વિદ્યમાન લેખકોમા તેમનુ સ્થાન મહત્ત્વનુ છે અને એમને વિશેની આ કદાચ પહેલી જ વિસ્તૃત ટીકા છે * એમને વિશે ટીકાકારોમા કંઈક ઉગ્ર મતભેદ છે, અને શ્રી નવલરામનું વિવેચન વિચારપ્રેરક હોવા સાથે તેથી વસ્તુ એટલુ વિશદ થયું છે કે તેમનાં સર્જનો વિશે, અમને જે કેટલાક ચર્ચવા જેવા મુદ્દા જણાય છે તે, અમને અહીં ચર્ચવા જેટલો અવકાશ ન હોવાથી, વિશેષ ચર્ચા માટે ટૂંકામા મૂકીએ છીએ

શ્રી નવલરામ શ્રી મુનશીની વિચારસરણીને બુદ્ધિવાદ (rationalism) કહે છે પણ શ્રી મુનશી પોતાના "આલેખનમા માત્ર એક જ વસ્તુ તરફ નજર રાખે છે અને તે એ કે દરેક માણસે પોતાના સ્વભાવાનુસાર વર્તવુ, સૌએ પોતપોતાના વ્યક્તિત્વને વફાદારીથી વળગી રહેવુ" એ રુસોની કુદરતપરસ્તીમાથી પ્રવર્તતો સ્વૈરાચારવાદ નથી?—જેને લીધે અનીતિ અને સ્વચ્છન્દાચારના આક્ષેપો શ્રી મુનશી ઉપર આવે છે। અથવા એમ ન હોય કે સર્જકના હૃદયમા સંયમ અને સ્વૈરાચારના આનન્દનો યોગ્ય સમન્વય ન થયો હોય? શ્રી નવલરામ કહે છે કે શ્રી મુનશીમા નીચેની અતિમાનવની ભાવના અને ગીતાની સ્થિતપ્રજ્ઞતા બન્ને આવે છે પણ ગીતામાં અને આપણી આખી હિન્દુ ફિલસૂફીમાં અભિમાનત્યાગ પ્રથમ આવશ્યક છે અને નીચેની ફિલસૂફીના કેન્દ્રમાં અભિમાનમાહાત્મ્ય છે તેનુ શું? એમ ન હોય કે આ બે બાબતો પણ સર્જકમા અસમન્વિત જ રહી હોય? શ્રી નવલરામ કહે છે "તેમના હૃદયમા માનવ પ્રત્યે પારાવાર પ્રેમ ભર્યો છે" પણ તે સાથે તેમની કૃતિઓમા માનવ તરફ અને માનવ જેને ઉચ્ચ માને છે તે તરફ જાણે ઊંડો તુચ્છકાર (cynicism) પણ નથી જણાતો? તેમના પાત્રોમા અભિમાની અને માનિનિ સ્ત્રીઓ પણ યોગ્ય વલ્લભ મળતા અભિમાન છોડી દેવામા આનંદ માને છે તે રીતે

* 'ગુજરાતનો નાથ'ની શ્રી નરસિંહરાવે વિસ્તૃત ટીકા કરી છે પણ તે એક જ નવલકથાની છે.

દરેક માણસને—સ્ત્રીને તેમજ પુરષને—કોઈ એવો આદર્શ, એવું ધ્યેય, એવી પૂજ્ય વ્યક્તિ ન હોય જેની આગળ તેનુ અભિમાન ગળી જાય ? એમ હોવામાં તેની અભિમાનતાને દૂષણ લાગે છે ? શ્રી નરસિંહરાવ 'ગુજરાતનો નાથ'ને 'સરસ્વતીચંદ્ર' સાથે સરખાવતા કહે છે કે 'ગુજરાતનો નાથ'ના પાત્રોને સ્પષ્ટ મૂર્ત વ્યક્તિત્વ છે, 'સરસ્વતીચંદ્ર'ના પાત્રો વધારે સામાન્ય લક્ષણોનાં બનેલા ( types ) છે શ્રી નવલરામ મુનશીના પાત્રો વિશે કહે છે "તેમના પાત્રો મુખ્યત્વે પ્રતિરૂપો ( types ) છે, વ્યક્તિઓ નથી" આ વિષય ઉપર વધારે પ્રકાશની જરૂર છે આ પુસ્તકમા જેમ શ્રી રમણલાલના પાત્રોની સરખામણી કરી છે તેમ જ શ્રી મુનશીના પાત્રોમા અંદરઅંદર ભેદ કેટલો છે, શેનો છે, સ્વભાવનો છે કે બાહ્ય પરિસ્થિતિનો છે, એ રસિક ચર્ચાનો વિષય થઈ પડશે આ બધા પ્રશ્નો શ્રી નવલરામનું વિવેચન વાચતા સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે અને એ જ એ વિવેચનની સાર્થકતા છે. શ્રી નવલરામ પોતે અથવા આપણા અન્ય વિવેચકો તે તરફ ધ્યાન આપી શ્રી નવલરામે શરૂ કરેલ વિવેચનતતુને આગળ ચલાવશે એમ આશા છે

ગુજરાતી સાહિત્યમા એક નવલરામ વિવેચક થઈ ગયા પછી આ બીજા નવલરામ વિવેચકને પણ તેમનાં સમબુદ્ધિથી કરેલા વિવેચનો માટે અમે અભિનદન આપીએ છીએ.

**પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ રજત મહોત્સવ સ્મારક ગ્રન્થ.** સપાદક, સ્મારક ગ્રથ સમિતિ વતી વિષ્ણુપ્રસાદ મ. ભટ્ટ મત્રી, પ્રકાશક, પ્રાણલાલ ચીમનલાલ ઠાકોર મંત્રી, રજત મહોત્સવ સમિતિ, પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ.

આ યશસ્વી સસ્થાના રજત મહોત્સવપ્રસંગે સ્મારક ગ્રન્થ પ્રગટ કર્યો તે સર્વથા ઉચિત છે ગ્રન્થ ત્રણ ભાગમા વહેંચાયેલો છે પ્રથમ ભાગમા શાળાનો ઇતિહાસ અને શાળાને શરૂ કરી અત્યાર સુધી વિકસાવનાર તેના આચાર્યો શ્રી જીવણલાલ દીવાન અને શ્રી બળવતરાય ઠાકોરની કારકિર્દીની રૂપરેખા છે એ જોતા બન્નેની કાર્યદક્ષતા માટે ગમે તેને પણ માન થયા વિના રહે નહિ. આ કાર્યદક્ષતા માત્ર શિક્ષક તરીકેની નહિ, માત્ર શાળાના વ્યવસ્થાપક તરીકેની નહિ, પણ સરકાર સાથેના વ્યવહારમા પણ તેમની આખી કારકિર્દી સરકારી ખાતાથી સ્વતત્રતા મેળવવાની, જાળવવાની અને વિકસાવવાની એક લડતરૂપ છે બન્નેનુ જીવન શિક્ષક ધારે તો જાહેરમા કેટલુ કામ કરી શકે તેના દાખલારૂપ છે

બીજો વિભાગ શાળાના વિદ્યાર્થીઓ અને અન્ય જનોએ આપેલા શાળાના સસ્મરણોનો છે સસ્મરણોના સગ્રહોરૂપ ગ્રન્થો વિશે અમારે અન્ય પ્રસંગે કહેવુ પડે છે તે અહીં પણ કહેવાનુ છે કે આ વિભાગ જોઈએ તેવો સમૃદ્ધ થઈ શક્યો નથી તેનું કારણ વિદ્યાર્થીઓને શાળા માટે મમત્વ નથી એમ નથી, પણ આપણામા હજી સસ્મરણોની ગ્રાહકતા ઓછી વિકસેલી છે ત્રીજા વિભાગમા સ્વતંત્ર શિક્ષણવિષયક લેખો છે. આ વિભાગ પણ સમૃદ્ધ ગણી શકાય તેટલો મોટો નથી પણ તેમાના લેખો મનનીય છે ગુજરાતમા સ્વતત્ર રીતે કેળવણી વિશે વિચારો કરનારા શુ વિચારે છે તે આ વિભાગમાથી જોવાનું મળે છે તે ઉપરાત થોડા ઐતિહાસિક સશોધનના લેખો પણ છે

ગ્રન્થમા શાળી અધ્યાપકોના ફોટાઓ પણ આપેલા છે ગ્રન્થને આવકાર આપવા સાથે અમે આ સસ્થાને અને તેના આદ્યસચાલકોને પ્રગતિ અને યશ ઇચ્છીએ છીએ

રા.

# રોજનીશી

તા ૨૫-૧-૩૫ વડી ધારાસભાના પ્રમુખ તરીકે સ્વતંત્ર પક્ષના સર અબ્દુર રહીમની ચૂંટણી, વાઇસ રૉયનું વડી ધારાસભા સમક્ષ ભાષણ નવા સુધારા વિશે સમજૂતી આપતી સરકારી ચાઠી, ભરૂચ જિલ્લા લોકલ બોર્ડ તથા ભરૂચ અને જંબૂસર તાલુકાબોર્ડ એમના પ્રમુખો તરીકે મહાસભાવાદીઓ, ગુરગાંવમા યુદ્ધની તાલીમ માટે બનાવટી લશ્કરી યુદ્ધ, લંડનમા બહાર પડેલું હિંદી સુધારાનું બિલ, અમદાવાદની કેટલીક મિલોના કેટલાક કામદારોએ દિલ્હી સમાધાન ન સ્વીકાર્યું, શોલાપુરમા ગભાણ ધીનો હુકમ.

તા ૨૫-૧-૩૫ સાંગલીમા 'પૂર્ણ સ્વરાજ દિન'ની ઉજવણી સામે મનાઈ; પંડિત માલવીયજી વગેરે હિંદુ નેતાઓ નેપાળના મહારાજાની મુલાકાતે, અમદાવાદના સમાજવાદી પક્ષના મંત્રીઓએ દિલ્હી સમાધાન વિરુદ્ધ બહાર પાડેલું નિવેદન, નેપાળના મહારાજાનું દિલ્હીમા શાહી માન, દખ્ખણ હૈદ્રાબાદમા તાડીની દુકાનો સામે પિકેટિંગ.

તા ૨૬-૧-૩૫ દેશભરમા 'પૂર્ણ સ્વરાજ દિન'ની ઉજવણી, કલકત્તા તથા બનારસના મ્યુ મકાનો ઉપર રાષ્ટ્રધ્વજો, કારોબારી સમિતિના ઠરાવમા મુંબાઈના સમાજવાદીઓએ કરેલો ફેરફાર, અમદાવાદની કેટલીક મિલોમા હડતાળ, તા ૭ મીએ સંયુક્ત સમિતિના અહેવાલ સામે વિરોધ દિન પાળવાની રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ બહાર પાડેલી અપીલ, શ્રી ઝીણા અને રાષ્ટ્રપતિ વચ્ચે મસલત, ઓડમા પોલીસે રાષ્ટ્રધ્વજ ઉતરાવ્યાના સમાચાર, ચીન-જાપાન 'વિગ્રહ' પતી ગયાના ખબર, મેલેરિયાથી સિલોનના ૬૦૦ ગામો ઉજડ, માજી કૈસરે પોતાની વરસગાંઠે હાથે કાપેલા લાકડાની ભારી વહેંચી.

તા ૨૭-૧-૩૫ દિલ્હીમા હકીમ અજમલખાનજીની સંવત્સરી, બાબા ગુરુદત્તસિંહને 'સ્ટેટ્સમેન' પત્રે રૂા ૧૦૦૦ બદનક્ષીના આપવા એવો કલકત્તા હાઇકોર્ટનો ચુકાદો, કાલિકટના શ્રી ગોપાળને કામદારોની સ્થિતિ સંબંધમા દશ દિવસના ઉપવાસ આદર્યા.

તા. ૨૮-૧-૩૫ ગુજરાત પ્રાંતિક સમિતિના ઉપપ્રમુખે હિમમકટ સંબંધમા બહાર પાડેલું નિવેદન, અમદાવાદમા મિલહડતાળના મામલાને અંગે મેજિસ્ટ્રેટે દશ દિવસ માટે બહાર પાડેલા હુકમો, ઝાંઝીબાર સંબંધમાં બહાર પડેલો મેનન અહેવાલ, આમની સભામા વડા પ્રધાન ઉપર ગાળોની ઝડી, વડી ધારાસભાના માજી સભ્ય શ્રી આચાર્યનું અવસાન, ગાંધીજીની દિલ્હીથી વર્ધા માટે રવાનગી, પેશાવરના ગામડાને સરકારી ઘેરો, બંગાળમા બે નજરકેદીઓને સાડા ત્રણ વર્ષની કેદ, ૬૫ રાજદ્વારી કેદીઓને આંદામાન મોકલવામા આવ્યા.

તા. ૨૯-૧-૩૫: વડી ધારાસભામા હિંદ-બ્રિટન વેપારી કરારો વિશે ચર્ચા, અમદાવાદની વધુ મિલોમા હડતાળ, મહીસૂરમા રાષ્ટ્રધ્વજ ચડાવવાની મનાઈ, લેબોંગ અત્યાચાર કેસમાના એક આરોપી શ્રી. જોગેન્દ્ર દત્ત નિર્દોષ ઠર્યા, મદ્રાસ ધારાસભાના મહાસભાવાદી સભ્ય ડૉ મલાયાનું અવસાન, સહરામા બરફ, જેકોબાબાદમા ૧૪૪ મી કલમ.

તા. ૩૦-૧-૩૫: વડી ધારાસભામા હિંદ-બ્રિટન વેપારી કરારો સંબંધમા શ્રી ભોળાનો સુધારો પસાર આ કરારો તરત રદ કરવા, દિનાજપુરમા રાજદ્વારી ધાડ, ૨૧ જણની ધરપકડ, અમદાવાદ જિલ્લા સમિતિના મંત્રીએ હિમ સંબંધમા બહાર પાડેલું નિવેદન, વડોદરાના મજૂર કાર્યકર્તા શ્રી પાગારકરનો અપીલમા છુટકારો, જાપાને ખાલાકામિયા

જપ્તીઃ જાપ્તાના કાયદાઓ રદ કરવા સંબંધી શ્રી. સત્યમૂર્તિના ખરડાને વાઇસરોયે રજૂ કરવાની આપેલી પરવાનગી

તા. ૩૧-૧-૩૫ : 'ખોટી હડતાળ ન પાડો,' એવો ગાંધીજીનો અમદાવાદના મજૂરજોગો સંદેશો, અમદાવાદમાં કુલ ૨૫ મિલોમાં હડતાળ, શરત ચંદ્રને છૂટા કરવાની માગણી કરવા કલકત્તામાં જાહેર સભા; ગાયકવાડ સરકારે જ્ઞાતિભોજન પ્રતિબંધક ખરડો બહાર પાડ્યો, મનીબાનુ અપહરણ કેસમાં લીંબડાના ઠાકોરને બે વર્ષની સજા, શ્રીનગરમાં બરફનો વરસાદ, ઈસાબેલ ખાતે ધરતીકંપ, ત્રણ મરણ, ૧૨૫ મકાનોનો નાશ, મૅલિસન ૫૦,૦૦૦ ફૂટ ઊંચે હવામાં ઊડવાનો પ્રયત્ન કરશે એવા સમાચાર, પંડિત જવાહરલાલજી શ્રીમતી કમલા નેહરુની મુલાકાતે

તા. ૧-૨-૩૫ : અમદાવાદના મિલમજૂરોની હડતાળ બાબતમાં મજૂર મહાજનનો તેમજ મહાસભા સમાજવાદી પક્ષનો ખુલાસો, હિંદી બંધારણના ખરડાની હિંદી સરકારે પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ, ગોંડળ રાજ્યે 'જન્મભૂમિ,' 'રાગની,' અને 'સંદેશ' સામે પ્રતિબંધ મૂકયાના સમાચાર

તા. ૨-૨-૩૫ : શ્રી ઝીણાએ વડી ધારાસભામાં નીચલી મતલબનો સુધારો રજૂ કરવાની આપેલી નોટિસ કોમી ચુકાદાને બદલે બીજી સર્વસમ્મત યોજના નક્કી ન થાય ત્યાં સુધી કોમી ચુકાદાનો સ્વીકાર, પ્રાંતિક સરકારોને લગતી યોજના અસંતોષકારક અને એના વાંધાભર્યાં તત્ત્વો દૂર ન થાય ત્યાં સુધી તે હિંદી મતના કોઇ પણ પક્ષને સંતોષી શકશે નહિ, સમૂહતંત્રની યોજના મૂળે જ ખરાબ છે તેથી તે અસ્વીકાર્ય છે આથી, પરિસ્થિતિનું પુનરાવલોકન કરવું, શ્રી. ભૂલાભાઈનો સુધારો બંધારણની યોજના શાહીવાદ અને પ્રભુત્વની ભાવનાથી તેમજ આર્થિક શોષણ માટે ઘડાઈ છે, તે હિંદી પ્રજાને કોઈ પણ જાતની સાચી સત્તા આપતી નથી અને એનો સ્વીકાર હિંદની પ્રગતિને અવરોધક તેમજ પ્રાત્યાઘાતક છે આથી, એ યોજનાને આધારે કોઇ પણ બંધારણ ન ઘડવું, મહાસભાપક્ષનો બીજો સુધારો અત્યારે કોમી ચુકાદાની બાબતમાં સ્વીકાર-અસ્વીકાર વિશે કશો પણ અભિપ્રાય વ્યક્ત કરતા અટકવું, ગુજરાત અને કર્ણાટકના ખેડૂતોની માલમિલકત જપ્ત કરવામાં આવી છે, તે સંબંધમાં ન્યાયાધીશ નીમી તપાસ કરવી ને અહેવાલ રજૂ કરવો એવી શ્રી. સત્યમૂર્તિની દરખાસ્તને વાઇસરૉયે દાખલ કરવાની મંજૂરી ન આપી, ફ્રાંસ અને બ્રિટન વચ્ચે વિમાની કરારો, ફ્રેંચ સામ્યવાદી નેતા મો. કૅમીનને ઇંગ્લંડમાં ઊતરતાં બંધી, ચીન-જાપાન વિગ્રહની સંધિ, જેલમાં ડૉ. સત્યપાલની નાદુરસ્ત તબિયત, સંયુક્ત સમિતિની યોજના અસ્વીકાર્ય ને અવ્યવહાર્ય છે એવો મધ્ય પ્રાંતની ધારાસભાનો ઠરાવ

તા. ૩-૨-૩૫ : દાર્જિલિંગમાં ધરતીકંપનો આંચકો, એક રશિયને પૃથ્વીની પગપાળા મુસાફરી આરંભી, લાહોરમાં ધરતીકંપ

તા. ૪-૨-૩૫ : વડી ધારાસભામાં સંયુક્તસમિતિના અહેવાલ ઉપર ચર્ચા, મહાસભાપક્ષ તરફથી શ્રી. ભૂલાભાઇનો સુધારો, 'હિંદ-બર્મા કરારો પૂરા થાય તે પહેલાં તેમને લગતી શરતો વડી ધારાસભા આગળ મૂકવા સરકાર બંધાયેલી નથી' એવો સર જોસેફનો જવાબ, સરકારી નોકરોનો પગારકાપ તા. ૩૧ મી માર્ચથી આગળ નહિ ચાલે એવી સરકારી યાદી, વડી ધારાસભામાં શ્રી. દાસની ખુદાઇ ખિદમતગારો સામેનો પ્રતિબંધ ઉઠાવી લેવાની વિનંતિ કરતી દરખાસ્ત પસાર વડી ધારાસભામાં સરકારની પહેલી હાર, ઉદ્યોગો વિશે આમની સભામાં પ્રશ્નોત્તરી, શ્રી નગીનદાસ અમૂલખરાયનું અવસાન, બંગાળમાં ૩૦૦ માઇલના વિસ્તારમાં રેલ, માલમિલકતને નુકસાન.

તા. ૫-૨-૩૫ : વડી ધારાસભાના ઉપપ્રમુખ તરીકે શ્રી. અખિલચંદ્ર દત્તની સર્વાનુમતે ચૂંટણી; રાજસભામાં બંધારણનો ખરડો અસ્વીકાર્ય છે એવા સુધારાની નોટિસ; અમદાવાદની હડતાળનો એકાએક અંત; આગાખાને નવા સુધારાને આપેલી વધામણી.

તા. ૬-૨-૩૫ : આમની સભામાં હિંદી સુધારાનો ખરડો બીજીવાર પસાર, કલકત્તાએ કરેલા સ્વતંત્રતાના ઠરાવ સંબંધમાં રાષ્ટ્રપતિનો ખુલાસો, સ્વ. પંડિત મોતીલાલજીની સંવત્સરી, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને અલ્લાહાબાદમાં આવકાર, કલકત્તાના ૭૦૦ કૂલીઓની હડતાળ, કલકત્તાનું વિશ્વનાથ આયુર્વેદિક મહાવિદ્યાલય જનસેવાને અર્પણ, બામદાના રાજ્યે ખેડૂતોને આપેલી રાહત, હિંદ-બ્રિટન કરારો રદ કરવાનો વડી ધારાસભાનો અભિપ્રાય સરકાર વહેતો મૂકશે એવો હિંદી વજીરનો જવાબ; ધોળકામાં બાળકોને સામે મેજિસ્ટ્રેટે આપેલા મનાઈહુકમો

તા. ૭-૨-૩૫ : દેશમાં સંયુક્ત સમિતિના અહેવાલનો વિરોધ દિન ઉજવાયો, વડી ધારાસભામાં શ્રી. ઝીણાનો સુધારો બે ભાગમાં પસાર, વડી ધારાસભામાં સાંસ્થાનિક સ્વરાજના ધ્યેય સંબંધમાં ગૃહમંત્રીએ હિંદી વજીરનું નિવેદન વાંચ્યું, સંયુક્ત સમિતિના અહેવાલ બાબત તેમજ મહાસભાના નવા બંધારણ સંબંધમાં રાષ્ટ્રપતિનું નિવેદન, લખનૌમાં રેલવે યુનિયનના કાર્યકરોને ત્યાં દરોડો, વર્ધામ ગ્રામોદ્ધાર સંઘનું સુધારેલું બંધારણ, શ્રી. કુમારપ્પાની તે સંબંધમાં સ્પષ્ટતા

તા. ૮-૨-૩૫ : રાષ્ટ્રપતિને અલ્લાહાબાદ મ્યુ નું માનપત્ર; સરદાર વલ્લભભાઈ અમદાવાદમાં, ઑસ્ટ્રેલિયામાં ૫૦૦ સમાજવાદીઓની ધરપકડ

તા. ૯-૨-૩૫ : શ્રી હાઉસમાર્ટિન ગાંધીજીની મુલાકાતે, ધર્મને નામે અપાતા બલિદાનો વિરુદ્ધ ગાંધીજીની મુલાકાત; ઢાકા યુનિવર્સિટી લશ્કરના કામમાં લેવાશે એવા ખબર, જનરલ ગોરિંગે શસ્ત્રસજ્જતાના બતાવેલો વિશ્વાસ.

તા. ૧૦-૨-૩૫ : શ્રી ઝીણનું રાષ્ટ્રપતિને તેડું, ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક સરદાર વલ્લભભાઈ પ્રમુખસ્થાને, રાયપુરમાં આગેવાનોની ધરપકડ, કોલ્હાપુર પાસે પશુયજ્ઞ.

તા. ૧૧-૨-૩૫ : વડી ધારાસભામાં પ્રમુખની વર્તણૂક બદલ સભા મુલતવી રાખવાની સર મહમદ યાકુબની દરખાસ્ત કાનૂનબહાર, શ્રી. ગૌબાની એવી જ દરખાસ્ત હિંદ-બ્રિટન વેપારી કરારના સંબંધમાં વડી ધારાસભાના અભિપ્રાયને ઠોકરે મારવાના સરકારના નિર્ણય સામે સભા મુલતવી રાખવી, પ્રમુખે દરખાસ્તને કાનૂનબહાર ઠેરવી શ્રી. દ્વારકાનાથ મિશ્ર અને શ્રી. અશરફઉદ્દીનની ચૂંટણીમાં ઊભા રહેવાની બિનલાયકાત રદ કરવાનો ઠરાવ પસાર, પરદેશી ચોખાની આયાત ઉપર નિયમન મૂકવાનો ઠરાવ પસાર, શ્રી દ્વારકાનાથ મિશ્રની ચૂંટણીમાં ઊભા રહેવાની બિનલાયકાત સંબંધમાં શ્રી. ભૂલાભાઈ અને ગૃહમંત્રી વચ્ચે ખાનગી મંત્રણા, હિંદી સુધારાનો ખરડો બીજા વાચનમાં આમની સભામાં પસાર, ગ્રામ સેવા સંઘ બાબત વડી ધારાસભામાં શ્રી અસફઅલીના સવાલો, ઈટલી ને એબિસિનિયા વચ્ચેના ઝઘડા અંગે ઇટલીની લશ્કરી તૈયારીઓ, ગુજરાત પ્રાંતિક સમિતિએ 'સત્ય અને અહિંસા'નું ધ્યેય મંજૂર રાખ્યું સારડા કાયદાના ભંગ માટે અમદાવાદની કોર્ટમાં બે જણને ૪૦૦ અને ૨૦૦ નો દંડ, ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર અલ્હાબાદમાં, એનિ બેસંટ સ્કૂલની સંવત્સરી, અફઘાનિસ્તાનમાં વિદેશી માલની આયાત સામે પ્રતિબંધ, આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદના નિયમ ઉપર કાચના ઉદ્યોગ ઉપર ટેરિફ બોર્ડનો અહેવાલ પ્રસિદ્ધ થાય, ત્યારબાદ વડી ધારાસભા સમક્ષ આ નિયમને પુનર્વિચારણા માટે મૂકવો એવો શ્રી. દાસનો ઠરાવ વડી ધારાસભામાં પસાર

તા ૧૨-૨-૩૫ : ખાન અબ્દુલ ગફારખાનની સાબરમતી જેલમા તેમના ભત્રીજાએ લીધેલી મુલાકાત, ફોજદારી કાયદામા સુધારા સૂચવતા ખરડાઓ વડી ધારાસભામા રજૂ થયા; ડૉ. પરાજપેના પુત્રી શ્રીમતી શકુતલા પરાજપેએ એક રશિયન કળાકાર સાથે લગ્ન કર્યાના ખબર પડિત માલવીયજીનુ નામ મતદારપત્રમા દાખલ કરવાનો હુકમ, ડૉ રવીન્દ્રનાથ ઠાકુરને અલ્લાહાબાદ યુનિવર્સિટી યુનિયન તરફથી માનપત્ર, કેટલાક મુસ્લિમ વિદ્યાર્થીઓ સભા છોડી ગયા

તા. ૧૩-૨-૩૫ સયુક્ત સમિતિના અહેવાલ ઉપર રાજ્યસભામા ચર્ચા રાષ્ટ્રપતિ અને શ્રી ઝીણા વચ્ચે કોમી સવાલ વિષે મત્રણા, દરબારસાહેબે પોતાના રાજીનામા પાછા ખેચ્યાના સમાચાર

તા. ૧૪-૨-૩૫ મુબઈ સરકારનુ અદાજપત્ર ધારાસભા આગળ મુકાયું, છેવટે બે લાખની ખોટ રહેશે, વડી ધારાસભામા મહાસભાની અમુક સસ્થાઓ સામે ચાલુ રહેલા પ્રતિબધો વિશે સવાલજવાબ, અમદાવાદ મ્યુ અને સરકાર વચ્ચેની કેળવણીની ગ્રાટ બાબતમા સરકારનો છેવટનો નન્નો, ખાન અબ્દુલ ગફારખાનની જેલમા બીજીવાર મુલાકાત, સરદારે મુલાકાત માટે મુબઈ સરકારની માગેલી પરવાનગી, અબરનાથની હડતાળનો અત, કામદારોને વિજય, શ્રીમતી હાઉમાર્ટીને સતતિ-નિયમન વિશેના ગાધીજીના વિચારો વિશે આપેલો અભિપ્રાય, સરદાર વલ્લભભાઈએ આણદમા ઇસ્પિતાલ ખુલ્લી મૂકવાની વિધિ કરી, સિધના એક આમિલવર્ગે કરેલી ભલામણ ૨૫ વર્ષ ઉપરના કુવારાઓને પગારમા વધારો ન આપવો

તા. ૧૫-૨-૩૫ . મુબાઈના એક મજૂર કાર્યકર શ્રી. ગરમાલકરને સજા, દરભગા મ્યુ સસ્પેડ થઈ, અલ્લાહાબાદ ખાતે સ્વરાજ ભવનમા હિદી રાષ્ટ્રીય સગ્રહસ્થાન થશે એવા સમાચાર, વાઇસરૉયના સદેશા વખતે વડી ધારાસભાના સભ્યોએ શા માટે ઊભા રહેવુ પડે છે તે વિશે શ્રી. શ્રીપ્રકાશે પ્રમુખને લખેલો પત્ર, મુબાઈ ધારાસભાએ સયુક્ત સમિતિના અહેવાલ ઉપર વિચારણા કરવાની સરકારી દરખાસ્ત ઉરાડી મૂકી.

તા ૧૬ ૨-૩૫ ' સરદાર વલ્લભભાઈએ મુબઇમા સ્વદેશી બજાર ખુલ્લું મૂક્યુ, કોમી સવાલ વિશેની મત્રણા સબધમા શ્રી ઝીણાએ મુસ્લિમ લિગની કાઉન્સિલ સમક્ષ કાઢેલા ઉદ્ગારો, આગેવાનો વચ્ચે તે બાબત મસલત, શિહોરમા મેજિસ્ટ્રેટે બાળલગ્નો સામે કાઢેલા મનાઈહુકમો; મસીના આગળ એક લાખ ઇટલિયન લશ્કરીઓનો જમાવ બગ્રહેરાની ધારાસભામા પોલીસ અને અફીણને લગતા ખરડાઓમા સરકારની હાર મિરઝાપુરમા લાખના ઉદ્યોગમા મજૂરોની હડતાળ

તા. ૧૭-૨-૩૫ ' મહેસાણા પ્રાત પ્રજામડળનુ પ્રથમ અધિવેશન, મુરાદાબાદની મ્યુ. એ ખાદી ઉપર જકાત દૂર કરવાનો ઠરાવ કર્યો કમિશનરે તે રદ કર્યો. જોધપુર રાજ્યમા 'મોડર્ન રિવ્યુ' અને બીજા પત્રો સામે મનાઈ, જબલપુર પાસે એક સુથારે કુહાડી વડે વાઘને માર્યો, ઇટલીનુ લશ્કર સોમાલીલૅડને રસ્તે.

# અ નુ ક્ર મ ણિ કા

પુ૦ ૧૯ ફાગણ . ૧૯૯૧ અંક ૫




સવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ ૭ા છૂટક અંક રૂ. ૦ાા

પ્રકાશક રણછોડદાસ કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય પારસી અગિયારી સામે ખમાસાચોકી અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી એ, આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ અમદાવાદ.
તા. ૧૮-૩-૧૯૩૫



શ્રી બલવંતરાય ક ઠાકોર

વિલેપારલે સાહિત્યસભા તરફથી ઉજવાયેલા વસંતોત્સવના પ્રમુખ

૨

## નિરાશાસુર

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

૫૧

ઠેકે ઠેકે ઠોકરાતું ટાયડું, હો રાજ
બોલે બોલે લોગવાતૂં જિલ્લડું, હો રાજ
તાને તાને ઠરડાવ્યું ચિતરૂં, હો રાજ
ઉંઘે ઉંઘે સોણુલાંની રાતડી, હો, રાજ
દ્રોડે દ્રોડે હાંફણાંની જાતડી, હો રાજ
જીતે જીતે હારણાંની આખડી, હો રાજ
આશે આશે પ્રાસકાની ભાવઠ, હો રાજ
છેયે છેયે અમીની વખાવટ, હો રાજ
પુણ્યે પુણ્યે પાતડી જમાવટ, હો રાજ

૩

## વત્સલ વાઘેર

સુન્દરજી ગો. બેટાઈ

પૃથ્વી

અહો સ્મરણકન્દરામહીં ઊઠે નવી મૂર્તિ શી!
સહી વરસભાર એ કંઈ વળી ગઈ બેવડી;
નસો શિથિલ ઊપસી કરચલીભર્યા હાથ ને
કપાળ પર, સ્વેદથી સકલ અંગ ભીંજ્યાં દીસે;
અચિન્ત્ય કંઈ ચિન્તના નયન લાલ એ વૃદ્ધનાં
કદી કરુણગૂઢ હાસ હસતાં બિડાઈ જતા,
નિહાળી અમ ઘેલછા હરખઘેલડો એ થતો.
જઈ વિસરી વર્ષભાર અમ સંગ એ ગેલતો;
ધરી નિજ ખભે મને 'કદીક નાચતો કૂદતો,
ઘડી હૃદયગૂઢભાર નિજ સર્વ ભૂલી જતો.
નહીં સ્મરણ નામ! કિન્તુ મુજ ચિત્ત વ્યાપી રહ્યો,
અને સરલ હાસ્યયુક્ત નિજવાણ વર્ષી રહ્યો;
અખૂટ નિજ આત્મનાં ઝરણ ગૂઢ વાત્સલ્યના
વિમુક્ત કરીને મને સતત એ ડુબાડી રહ્યો.

સોરઠા

તૂટી દેહની પાળ, આતમનીર વહી ગયાં;
મારા અંતરમાંહ્ય પ્રેમલરૂપ રમી રહ્યો.
ઓખાના દરબાર લોક કહે વાઘેર છો,
નમતો મારો પ્રાણ તારી આશિષ ઝીલતો.
ચમકે જેવા આભ લખલખ કરતા તારલા,
લાખેણાં તુજ લાડ સ્મરણે ચમકે સોણલાં.

૪

## સાંઝને સમે

સુન્દરમ્

સાંઝને સમે સખી આવજે,
સૂના સરવરકેરી પાળે, હો સખી
સાંઝને સમે જરા આવજે.

છેલ્લુ કિરણ પેલું આભથી વિદાય લે,
છેલ્લો ટહુકાર એનો પંખીડું ગાઈ લે,
છેલ્લો ઝણુકાર તારે ઝાંઝર ઝંકારતી
સાંઝને સમે સખી આવજે.

પોયણી પ્રફુલ્લ એનું સંકેલી હાસ્ય લે,[1]
છેવટની ચૂમી એની પાંપણિયે ઓસ દે,
ઢળતી પાંપણ મારે આંસુ એક મૂકવા
સાંઝને સમે સખી આવજે.

ભરતો ઉચ્છ્વાસ વાયુ કુંજોને કોટી લે,
ખરતાં ફૂલડાંને એની છેવટની ચૂમી દે,
ખરતા અંતરકાજે છેવટની એકવાર
સુરભિ ઉચ્છ્વાસતણી લાવજે, હો સખી૦
સાંઝને સમે જરા આવજે.

---

૧ પાઠાન્તર
બિડાતી પોયણીની પાંપણે પ્રેમની
રાણી મૂકી જાય ટપકીઓ ઓસની,

૫

## કવિને

આદરાયણ

હૈયે તારે ઝગે દીવડા એનાં તેજ ભલે જગ રાજે,
અમારા માર્ગમાં દીવડા થાજે.

આંખ અમારી ભરેલ અંધારથી સાચી દિશા નવ ભાળે,
તેજનાં અંજન આંજતો જાજે.

પૃથ્વીથી ઊડતો તારલા ચન્દ્રને આંગણે કોક દી જાજે,
જગનો થાક્યો વિસામો ખાજે.

દીન ને પીડિત રક્તચુંસાયેલ માનવી મોતને ભાઝે,
એને અમર ચેતના પાજે.

જોતાં અચેતન જીરણ, તેહના હાથ દોડી તું સ્હાજે,
એની ટેકણલાકડી થાજે.

દુઃખદારિદ્રનાં ધારણ ભેદવા તું તારી બંસરી વાજે,
કાળની આગળ આગળ ધાજે,

બોલે પ્રજાના પ્રાણ અભિનવ બોલ તેના સહુ સ્હાજે,
એને ઉર ઘૂંટીઘૂંટી ગાજે.

આકાશ, સાગર, અદ્રિના અંકમાં જ્યાં જવું હોય ત્યાં જાજે,
ગીત તો માનવબાલનાં ગાજે.

લોભ મ રાખતો, થોભ મ રાખતો, નિત નવુંનવું ગાજે,
તારાં અન્તર ઠાલવી જાજે.

# ટૂંકી વાર્તા વિશે કંઈક*

રામનારાયણ વિશ્વનાથ પાઠક

વાર્તા એ કલા છે એટલે તેનુ મુખ્ય પ્રયોજન રસ છે વાર્તામાં એ રસ કેવી રીતે ઉત્પન્ન થાય છે? વાર્તાના પાત્રોની લાગણીથી અને વાર્તાના પાત્રો તરફ વાચનારને થતી લાગણીથી અલબત્ત, રસ હમેશા વાચનારમા જ નિષ્પન્ન થાય છે. અને ઉપર ભેદ બતાવ્યો છે તે ઘણી જ સ્થૂલ દૃષ્ટિએ બતાવ્યો છે કોઈ કોઈ વાર્તામા વાર્તાના નાયકની લાગણી જ વાચનાર અનુભવે છે, જેમ કે નાયક કરુણ દશામા હોય તો વાચનાર પણ કરુણરસ અનુભવે છે પણ કોઈવાર વાર્તાનુ પાત્ર અત્યત ઉત્સાહમા હોય, પણ તે વસ્તુ ઉત્સાહયોગ્ય ન હોવાથી વાચનારને હાસ્ય થાય છે આ તાત્ત્વિક ભેદ નથી, છતા મારા વક્તવ્યને અગે મેં આ વાત આ રીતે મૂકી છે.

હવે આ લાગણી વિશે સૌથી પ્રથમ એ કહેવાનુ છે કે પાત્રોની લાગણી સ્પષ્ટ હોવી જોઈએ. આનો એક દાખલો આપુ જે મારા અનુભવમા આવેલો છે. એક વખત હુ નાટક જોવા ગયેલો તેમા એક પિતા પોતાની દીકરીને ભેટતો હતો પણ તે ભેટવામા તેનો અભિનય પતિ પત્નીને ભેટતો હોય તેવો જરા થઈ જતો હતો એ દૃશ્ય અત્યત જુગુપ્સાકારક લાગ્યુ હતું જે ભૂલ નાટકમા અભિનયમા થઈ, તેવી જ ભૂલ વાર્તામા કાર્યમા કે શબ્દોમા થવા સભવ છે એક બીજો દાખલો આપુ એક પુરુષ એક સ્ત્રીને બહેન તરીકે બોલાવતો હોય અને છતા શબ્દો કે વર્તનમા ક્યાક પતિપત્નીના જેવુ થઈ જતુ હોય, ત્યાં લાગણીની અસ્પષ્ટતા આવે છે અલબત્ત, વાર્તાકારને આ જ વસ્તુ બતાવવી હોય એમ બને; એટલે કે કોઈ પુરુષ બહારથી એક સ્ત્રીને બહેન કહે છે, પણ તેને વાસ્તવિક રીતે તે સ્ત્રી તરફ કામાકર્ષણ છે એવો વાતનો વિષય હોઈ શકે પણ ત્યા પણ પાત્રની લાગણી વાચનારને માટે સ્પષ્ટ જ છે હુ તો લેખકના મનમા જ પાત્રોની લાગણીની અસ્પષ્ટતા હોય તેને કલાદોષ ગણુ છુ એવો કલાદોષ આપણી વાર્તામા અને કાવ્યોમા પણ થઈ જાય છે

લાગણી હમેશા પરિસ્થિતિમાથી ઉત્પન્ન થાય છે. માટે મારે બીજુ કહેવાનુ છે તે એ છે કે પરિસ્થિતિ, કે પ્રસગ અને લાગણી એ બે વચ્ચે મેળ હોવો જોઈએ એટલે કે એ પાત્રને એ પરિસ્થિતિમા એ લાગણી થવી આપણા અનુભવે શક્ય કે સભવિત હોવી જોઈએ. આમા વાર્તાકાર ઘણીવાર ભૂલ કરી જાય છે ઘણીવાર પ્રસગ કંઈ હોય અને લાગણી કંઈ જુદી જ વાર્તાકાર ચીતરે છે અને તેટલો જ બીજો દોષ તે લાગણીના અતિરેકનો થઈ જાય છે પ્રસગ ઉપરથી થવી જોઈએ તે કરતા પ્રમાણમાં ઘણી ઘન કે વેગવાળી કે વિસ્તારવાળી લાગણી વાર્તાકાર ચીતરે છે તે દોષ છે આ દોષ થવાનું કારણ એ છે કે વાર્તાકારના મનમા ઘણીવાર પ્રથમ અમુક લાગણી—જેવી કે કરુણ કે વીર—નુ નિરૂપણ કરવાની હોંશ

---

* મુંબઈમા શ્રી તરુણ ગુજરાતી સાહિત્ય સભા આગળ તા. ૨૪-૩-૩૫ના રોજ આપેલ વ્યાખ્યાનના ટાચણ ઉપરથી.

થઈ હોય છે, અને પછી તેને યોગ્ય પરિસ્થિતિ સર્જવામા તે નિષ્ફળ જાય, પોતાની નિષ્ફળતા સર્જનના ઉત્સાહમા તે સમજે નહિ, અને પછી લાગણી ચીતરી કાઢે, એ છે એ લાગણી પોતાની અંગત હોય એટલે પોતે તો કદાચ અનુભવે (જોકે તે પણ એક પ્રકારની આત્મપ્રતારણ કે નિર્બળતા વિના નહિ જ), પણ પરિસ્થિતિ તે લાગણીને ઉચિત ન હોય તો વાચનારને તેમા રસ પડે નહિ અમુક પ્રસગ કઈ લાગણીની કેટલી માત્રા સહન કરી શકે તે સબધી બહુ જ સુતત્ર, સ્વાભાવિક અને પ્રસન્ન વિવેક કે વિવેચકશક્તિ વાર્તાકારમા હોવી જોઈએ

દરેક વાર્તામા પ્રસગ હોય જ. ઘણીનાર અનેક બનાવો કે પ્રસગો હોય આ બધા બનાવો સ્વાભાવિક ક્રમમા બનવા જોઈએ સ્વાભાવિક એટલે વાર્તાની સૃષ્ટિમા સભવિત 'અરેબિયન નાઈટ્સ'મા જે બની શકે તે, 'સરસ્વતીચંદ્ર'મા ન બની શકે, કારણ કે બન્નેની સૃષ્ટિઓ જુદી છે 'અરેબિયન નાઈટ્સ' જેવી વાર્તામાં પણ જે બને છે તે સ્વાભાવિક જ છે. એક સ્ત્રી પોતાના પતિને મત્ર ભણી અરધો પથ્થરનો બનાવી દે છે તે પણ સ્વાભાવિક જ છે—એ રીતે કે સ્ત્રીપુરુષના વ્યવહારમા જો કોઈ પણ કારણથી સ્ત્રીને પતિ તરફ દ્વેષ થાય તો એ એટલો ઝેરીલો છે કે આ રીતે સ્ત્રી પતિ ઉપર પણ વેર લે એમ એ બતાવે છે—અને સ્ત્રીમા એ વૃત્તિ સ્વાભાવિક છે. પણ આવા 'અરેબિયન નાઈટ્સ' જેવા સર્જનો તો વિરલ જ હોય છે આપણા જમાનામા અનેક ટૂંકી વાર્તા લખાય છે તે ઘણીખરી તો આપણા વાસ્તવિક સમાજની જ છે, માટે સામાન્ય રીતે વાર્તાકારે આપણી દુનિયાની સંભવિતતાની દૃષ્ટિ અચૂક રાખવી એ સલાહભરેલુ છે.

આ સાથે મારે કહેવુ જોઈએ કે અત્યારે અનેક જાતની વાર્તા લખાય છે, તેમા કેટલીકમા બનાવો ઘણા હોય છે, કેટલીકમા એકાદ બનાવ જ અમુક લાગણી કે લાગણીવાળા વિચારો કે લાગણીજન્ય વિચારોને ટીંગાડવાની ખીંટી જેવો હોય પણ દરેક સ્થલે એ પ્રસંગની ખીંટી એટલો ભાર ઊંચકવાને સમર્થ છે કે નહિ, એ હમેશા જોવાનુ રહે. આમાં જ વાર્તાકારનુ કૌશલ દેખાઈ આવે છે એક સામાન્ય કસોટી એવી મૂકી શકાય કે વાર્તામાં સ્વાભાવિક રીતે પ્રસગમાથી લાગણી વિચારો નીકળતા પ્રતીત થવા જોઈએ, લાગણી વિચારો માટે બનાવ ઉત્પન્ન કર્યા છે એવુ પ્રતીત ન થવુ જોઈએ અને લાગનીને અનુરૂપ પ્રસગો ને બનાવો પણ જોઈએ. વાર્તામા આટલા બનાવો તો જોઈએ જ એવુ કહી શકાતુ નથી, પણ અત્યારની ઘણી વાર્તાઓમાં પૂરતા બનાવો નથી હોતા તે તરફ લક્ષ દોરુ છુ ઘણી વાર્તાઓ હાડકાવિનાના શરીર જેવી અપ્રતીતિકર, બનાવટી, નિર્જીવ જણાય છે

આ ઉપરાત વાર્તાના બનાવોથી પણ એક સુદર આકૃતિ થવી જોઈએ. જેમ જાજમમાં રંગથી કે રેખાથી ભાત પડે, તેમ બનાવો પણ સમયપટ પર આકૃતિ કરે છે પણ આ માત્ર રૂપક જ છે તેથી જેમ ભાતમાં એકસરખી આકૃતિઓનાં પુનરાવર્તનો હોય કે સામસામુ સરખાપણુ હોય એવું કાંઈ બનાવોમાં જોઈએ એવુ અભિપ્રેત નથી

વાર્તામા અને ટૂકી વાર્તામાં ખાસ કરીને આ બધા બનાવો, લાગણીઓ વગેરેમા ક્યાંક મધ્યબિન્દુ હોવુ જોઈએ, અથવા કહો કે પ્રધાન ગૌણની ઘટના હોવી જોઈએ આ મધ્યબિંદુ કઈ વાર્તાના લેખની વચમા જોઈએ એવો અર્થ નથી, તે ગમે ત્યાં આવે, છેક છેલ્લા વાક્યમા પણ આવે પણ એ આવવુ જોઈએ આખી વાર્તાની બધી હકીકત, બધા

વિચારો, બધા બનાવો એ મધ્યબિન્દુને જ દર્શાવતા જોઈએ, એ પ્રધાન વસ્તુને જ પુષ્ટ કરવા આવતા જોઈએ. તેમા પણ ટૂંકી વાર્તામા ખાસ વધારે સભાળ રાખવી જોઈએ જેમ એક મોટા ઘરની રેખાઓ કરતા એક હીરાની રેખા વધારે સફાઈવાળી જોઈએ, તેમ મોટી વાર્તા કરતા નાની વાર્તામા આવી સફાઈ વિશેષ જોઈએ. આને જ બીજી રીતે કહેવું હોય તો એમ કહેવાય કે વાર્તામા એકત્વ જોઈએ. એ સિદ્ધ કરવુ ઘણુ મુશ્કેલ છે અને એવી ખોટ સાબિત કરી શકાતી નથી તે અનુભવનો વિષય છે અને તેને કેમ સિદ્ધ કરવુ તેની રીતો બતાવી શકાતી નથી પણ ઉત્તમ લેખકોની કૃતિઓનુ વારવાર પરિશીલન કરવાથી એ એકત્વની કદર કરવાની, તેનો સ્વાદ લેવાની શક્તિ આવે છે, અને તેથી એ એકત્વની ખોટ હોય ત્યા તે વરતી શકાય છે એ એકત્વ સિવાયની કોઈ કૃતિ તે કલાની કૃતિ નથી.

આ સઘળુ હોવા ઉપરાત વાર્તામા ચમત્કાર—અલૌકિકતા જોઈએ ખરી રીતે એ જ વાર્તાનો પ્રાણ છે કલા માત્રની મુશ્કેલી એક વિરોધ કે વિરોધાભાસમા મૂકી શકાય કલાની કૃતિમા સભવિતતા જોઈએ અને તે સાથે જ તેમા ચમત્કાર જોઈએ દુનિયાના સામાન્ય બનાવોનુ સામાન્ય વર્ણન કર્યે જઈએ તેમા સભવિતતા પૂરેપૂરી હોય છતા તેમા ચમત્કાર ન આવે પણ કુશળ કલાકાર સઘળુ સભવિત લાગે એવી રીતે જ ચમત્કારક બનાવો યોજે છે, અને કેવળ સામાન્ય બનાવોમાથી પણ ચમત્કાર ઉત્પન્ન કરે છે એમાં જ એની પ્રતિભાની કસોટી રહેલી છે

મે આ વાર્તાની કસોટી કરી જોવાના કેટલાક મુદ્દા કહ્યા છે તેનાથી સારી વાર્તા લખતા આવડશે એમ મારુ કહેવુ નથી કલાના ગમે તેટલા નિયમોના નિરૂપણથી સર્જન થઈ શકતુ નથી સર્જન માત્ર પ્રતિભા પર આધાર રાખે છે, જેના વ્યાપારની કૂંચીઓ આપણા હાથમા નથી પણ આ નિયમોથી આપણે ખરાબ કૃતિઓ પારખી શકીએ, અને ખરાબ કૃતિ આપણે રચી હોય તો તે સમજી તેનો નાશ કરી શકીએ અથવા તેને સારી કરવાની સ્ફુરણા થાય ત્યા સુધી તેને દબાવી રાખી શકીએ

# હિંદની આર્થિક ઉન્નતિની યોજના

ડુંગરસી ધરમસી સંપટ

૨

## ઉદ્યોગો

**સર** વિશ્વેશ્વરૈયાએ હિંદના ઉદ્યોગોની બાબતની ઘણી બારીકાઈ અને ઝીણવટથી તપાસ લીધી છે એમણે પરદેશો સાથે સરખામણી કરી આપણી પરાધીનતાનું ભાન કરાવ્યુ છે માત્ર ખેતીની પેદાશ ઉપર કોઈ પણ દેશ સમૃદ્ધિવાન બની શકે જ નહિ ગ્રેટબ્રિટન વગેરે ઔદ્યોગિક દેશો ખેતીવાડી ઉપર વસ્તીના બહુ થોડા વિભાગને રોકે છે તેઓ પોતાને જોઈતો કાચો માલ આશ્રિત દેશોમા પેદા કરવા ઉત્તેજન આપે છે પોતે જગાત અને હૂંડિયામણના ખાસ હક્કો ભોગવી બીજા દેશો ઉપર સરસાઈ ભોગવે છે આવા કાચા માલોમાથી સુંદર ચીજો બનાવી એ જ આશ્રિત ને પછાત દેશોના લોકોની થોડી કમાણીમાથી તે માખણ ખેંચી લે છે પોતાનો વેપાર વધારી તે સ્ટીમરો, રેલવે, પોસ્ટ, ટેલિગ્રાફ વગેરે અનેક શાખાઓને પુષ્ટ કરે છે બીજા દેશોને ફોલી ખાવાના સતત, નિયમિત અને પદ્ધતિસરના વ્યવસાયમા એમનુ દાક્ષિણ્ય અનેરુ છે એ કહેવાતા સુધરેલા દેશો પોતાની ખર્ચાળ પદ્ધતિ અને રહેણીકરણી રાખી પોતાના કર્મચારીઓના યોગક્ષેમ નિભાવે છે વધારે કમાવુ, વધારે નાણા ખરચવા, ધનનો ફેલાવો કરવો, અને નાણાનો ફરતા રાખવા, એ એમની પદ્ધતિના માળાના મણકા છે

મજૂરીના ભાવો ઊંચા રાખવા, સંચાઓ પાસેથી મુખ્ય કામ લઈ મજૂરવર્ગને તેના નફામા આડકતરો ભાગ આપવો, અને પાછળ દેશોના ઉપર પોતાના બાદશાહી ઠાઠને નિભાવવો, એ આજની સંસ્કૃતિના બંધારણો છે ધન, સમૃદ્ધિ, શક્તિ, મોભો અને વિકાસ મેળવવા માટે આજે દરેક દેશ ઔદ્યોગિક ચડતી ચાહે છે હિંદની પરાધીનતાનો અને પરતંત્રતાનો મુખ્ય સબબ એના કાચા ઉદ્યોગોની ખામી છે ,હિંદમા ઔદ્યોગિક વિકાસની ખૂબ વાતો થાય છે, રશિયા અને જાપાનના દાખલા અપાય છે, પરંતુ ખરેખર પ્રગતિ બહુ અલ્પ છે રાજ્ય સાવકુ છે લોકોમા અજ્ઞાન, વહેમો, અવિદ્યા અને પછાતપણુ છે ધાર્મિક ઝગડા, ન્યાતજાતના ભેદો પણ ખૂબ અંતરાયરૂપ થઈ પડે છે

સને ૧૯૩૦મા હિંદના બ્રિટિશ વિભાગમા ૮,૧૪૮ કારખાના હતા આખા હિંદમા ૯,૪૨૨ કારખાના ગણાયા હતા વીસ કરતા વધારે મનુષ્યને રોકનાર કારખાનાનો આમા સમાવેશ થાય છે એ કારખાનાઓની મૂડી લગભગ ૭૦૦ કરોડ જેટલી ગણાય આમા ૪૦૦ કરોડની મૂડી યુરોપિયનોની અને ૩૦૦ કરોડની મૂડી હિંદીઓ તરફથી રોકવામા આવી છે એ મૂડીના રક્ષણ માટે યુરોપિયનોએ નવા બંધારણમા ખાસ હક્કો મેળવ્યા છે જ્યા સુધી એ જ બંધારણ રહેશે, ત્યા સુધી યુરોપિયનોના હક્કો હિંદીઓના ઉદ્યોગોના વિકાસમાં અંતરાયરૂપ થઈ પડશે

ગ્રેટબ્રિટનમાં ગયે ૧૯૨૮માં ૧,૦૭,૫૦૦ કારખાનાં હતાં, જ્યારે તેની વસ્તી માત્ર હિંદની વસ્તીના તેર ટકા જેટલી જ છે. એ કારખાનાંઓ ઉપર ૭,૦૧૭ કરોડની મૂડી એટલે હિંદથી ૨૩ગણી મૂડી અંગ્રેજોએ રોકી છે. તે સિવાય આખી દુનિયાની પછાત પ્રજાઓના અને ગરીબ પ્રજાઓના અંગ્રેજો શાહુકાર છે. અંગ્રેજો પોતાની બનાવેલી વસ્તુઓ બીજી પ્રજાઓને વેચી તેમની પાસે જમીનગીરીઓ ઉપર ઉધાર આપી ભારે વ્યાજ મેળવે છે. અંગ્રેજો કરતા પણ અમેરિકાનું યુનાઈટેડ સ્ટેટ્સ પૈસાદાર ગણાય છે. ત્યાં ૧,૭૪,૧૩૬ કારખાનાં છે. એની પાછળ ૨૩,૦૦૦ કરોડ રૂપિયાની મૂડી રોકાઈ છે, જે હિંદ કરતા ૭૫ ગણી વધારે છે. યુનાઈટેડ સ્ટેટ્સને યુરોપના ઘણાખરા રાજ્યો પાસે લેણાં નાખ્યાં છે, પરંતુ અત્યાર સુધી એ ધનવાન રાજ્યો પોતાનું દેવું અથવા વ્યાજ આપવા ના પાડે છે.

કેનેડાની વસ્તી એક કરોડની એટલે હિંદ કરતાં માત્ર ત્રણ ટકા જેટલી જ છે. તેમાં ૨૪,૦૨૦ કારખાનાં નોંધાયાં છે, અને તેની મૂડી ૧,૪૪૫ કરોડની ગણાય છે—જે હિંદ કરતાં પાંચગણી વધારે છે.

ઉદ્યોગોમાંથી જુદાજુદા દેશોને નીચે પ્રમાણે માથાદીઠ વાર્ષિક પેદાશ થાય છે.

| દેશ | ઉદ્યોગોમાંથી પેદાશ | ખેતીમાંથી પેદાશ |
|---|---|---|
| હિંદ | ૧૨ | ૫૯ |
| જાપાન | ૧૫૮ | ૫૧ |
| સ્વીડન | ૩૮૪ | ૧૨૯ |
| ગ્રેટબ્રિટન | ૪૧૨ | ૬૨ |
| કેનેડા | ૪૭૦ | ૨૧૩ |
| અમેરિકા | ૭૨૧ | ૧૭૫ |

હિંદને પરદેશોમાંથી કઈ કઈ વસ્તુઓ મગાવવી પડે છે, તેની નોંધ નીચે મુજબ છે.

| | કરોડ રૂ. | | કરોડ રૂ. |
|---|---|---|---|
| ૧ કાપડ, સૂતર, કપાસ | ૨૬ | ૯ સંચાકામ | ૧૨ |
| ૨. રેલવેનો સામાન, પાટા | ૧૫ | ૧૦. ધાતુઓ | ૧૦ |
| ૩ તેલ | ૧૦ | ૧૧ મોટરો | ૪॥ |
| ૪. ખાંડ | ૬ | ૧૨ ખાધખોરાકી | ૩॥ |
| ૫. નાના હથિયારો | ૩॥ | ૧૩ રંગ | ૨॥ |
| ૬. રેશમ | ૨॥ | ૧૪ લોઢું | ૨॥ |
| ૭ કાચનો, રસાયનો, દારૂ, રબર [દરેક સવાબે કરોડ] | ૯ | ૧૫ ઊનનું કાપડ, દોરા, કાગળનો સામાન [દરેક ૧॥ કરોડ] | ૪॥ |
| ૮. કરિયાણું, દવા, ડીલ [દરેક વસ્તુ બે કરોડ] | ૬ | | |

પરદેશ તરફ જવામાં જૂટ અને બિયાંમાં ૩૩ કરોડ, કપાસ ૨૪ કરોડ, અનાજ ૨૦ કરોડ, ચા ૨૦ કરોડ, તેલી બિયાં ૧૭॥ કરોડ, ચામડાં ૮ કરોડ, વગેરે છે. પરદેશથી આવતી વસ્તુઓ હિંદમાં બની શકે છે. કાચો માલ, મૂડી અને મજૂરી બધું હિંદમાં મળી શકે, પરંતુ સરકારી મદદ અને મરદના અભાવે બની શક્યું નથી. હિંદનો ઉદ્ધાર

સ્વદેશીમા જ છે સ્વદેશી વગર સ્વરાજ મોવુ છે સ્વદેશી એ હિંદીઓનો આત્મા છે. આપણે હમેશા આત્મસંતોષી જ નહિ પણ પરદેશોને મોટી રકમનો માલ પૂરો પાડનારા હતા, પણ બ્રિટિશ અમલમા આપણે પરદેશોની વસ્તુઓના મોહમા આર્થિક ગુલામગીરી સ્વીકારી છે

આપણા દેશની આર્થિક રાજ્યનીતિ ગ્રેટબ્રિટનના લાભમા રાખી આ દેશના ધનનો પ્રવાહ ત્યા વાળવા પ્રયત્નો થાય છે તેમા ખાસ કરી અઢાર પેન્સના રૂપિયાનુ હૂંડિયામણ, ઓટાવા કરારો, પાઉંડ સાથે રૂપિયાનુ લગ્ન, અને હિંદ-બ્રિટન કરારો છે આપણી પાસેથી જે દેશો મોટી રકમ માલ ઉપાડે છે, તેનો જ માલ આપણે લેવો જોઈએ પણ તેને બદલે ગ્રેટબ્રિટનને ખાસ પસંદગી (preference) અપાઈ છે સિવાય હિંદી સરકાર છૂટથી રૂપુ વેચીને હિંદની આર્થિક સ્થિતિને અન્યાય કરે છે લંકેશાયરના લાભ માટે કાપડના ઉદ્યોગને સાવકા તરીકે ગણ્યો હતો એ સિવાય જાપાનની પેઠે ગૃહઉદ્યોગોનો શાસ્ત્રીય વિકાસ પણ ઘણો જરૂરનો છે હિંદના ઉદ્યોગોના રક્ષણ માટે જકાત, ખાસ કાયદા વગેરેની જરૂર છે. આપણી સ્કૂલોમા માત્ર સાહિત્ય વગેરે વિષયો શિખવાય છે, તેને બદલે ઔદ્યોગિક વિકાસનો વિષય શિખવવો જોઈએ

## રસ્તાઓ

હિંદમા રસ્તાઓની ખાસ જરૂર છે હમણા તો માત્ર ૪૨,૦૦૦ માઈલની રેલવે અને સાડ હજાર માઈલના રસ્તા છે ચાર વરસમાં રસ્તાઓ ઉપર હિંદી સરકારે તથા પ્રાંતિક સરકારોએ માત્ર ૨૦ કરોડ ખર્ચ્યા છે, જ્યારે અમેરિકામા દર વરસે ૧૬૦ કરોડ રૂપિયા ખર્ચાય છે ૧૯૩૩-૩૪મા અમેરિકાએ આથી બહુ મોટી રકમ રસ્તાઓ ઉપર ખર્ચી છે માર્ચ ૧૯૩૨ સુધીમા હિંદમા બે લાખ મોટરો અને લોરી બસો રજિસ્ટર થઈ હતી જગતમા સાડાચાર કરોડ મોટરોમાથી માત્ર યુનાઈટેડ સ્ટેટ્સમા જ ૩॥ કરોડ મોટરો હતી ગ્રેટબ્રિટનમા પણ લગભગ ૨૫ લાખ મોટરો વપરાય છે આ સર્વે મોટરો પરદેશથી હિંદમા આયાત થાય છે એના ભાગો પણ હિંદમા બનતા નથી હિંદી સરકારના ઉત્તેજન વગર ક્યાથી બને? મોટરો માટે બધા કાચા દ્રવ્યો હિંદમાં થાય છે, નિષ્ણાત કામદારવર્ગ પણ મળે પરંતુ ઉત્તેજનનો અભાવ છે

## રેલવે

હિંદની રેલવેઓ લશ્કરી નજરે બંધાઈ છે એમાથી અગ્રેજ શેર હોલ્ડરોને ભૂતકાળમા ખૂબ પેદાશ મળી છે હમણા સુધી પણ એંજિનો, રેલોનો મોટો ભાગ, વેગનો, પુલો માટે લોઢુ વગેરે પૂરા પાડવામા ગ્રેટબ્રિટનના કારખાનાઓને પસદગી અપાય છે બીજા કોઈ સસ્તા દેશોમાથી થોડો માલ લેવાય છે કે પાર્લામેંટમા ખૂબ ધાંધલ ઉઠાવવામા આવે છે રેલવેના એંજિનિયરિંગ વિભાગો માટે હિંદીઓને પૂરતી કેળવણીના સાધનો અપાતા નથી હજી કોઈ હિંદીની એજંટ તરીકે પાકી નિમણૂંક થઈ નથી

## વહાણવટું

આપણો દેશ એક વખતે આપણા પ્રાચીન વહાણો, નાવિકો અને સોદાગરો માટે પ્રસિદ્ધ હતો ચાર હજાર માઈલના કિનારાવાળો આતરિક વ્યવહાર એક રૂપિયામા ચૌદ આના પરદેશી વહાણવટીઓના હાથમા છે પરદેશો સાથે તો બધો વેપાર પરદેશી વહાણો જ ચલાવે છે ચીનજાપાનની લડાઈ વખતે (૧૮૯૪મા) જાપાન પાસે પોતાનો વેપાર માત્ર

આઠ ટકા જેટલો જ જાપાનીઝ વહાણોમા થતો. હવે એટલા થોડા સમયમાં જાપાને પોતાના વહાણોમાં લગભગ સિત્તેર ટકા વેપાર સ્વાધીન લીધો છે હિંદનાં બંદરોનો પરસ્પર વેપાર હિંદીઓના હાથમાં રાખવાના પ્રયત્નોને હિંદી સરકારે ધોળવાળા કુહાડાથી કાપી નાખ્યા છે

હિંદમા હિંદીઓને કપ્તાનો, ચીફ ઓફિસરો, અને એન્જિનિયરો તરીકે શિક્ષણ આપવાના સાધનો હિંદી સરકારે ઊભાં કર્યા નથી. હિંદની સ્ટીમર કંપનીઓને ફરજિયાત પરદેશી અમલદારોને નિભાવવા પડે છે હિંદમા ૩૩ કંપનીઓ વહાણવટુ ખેડવા ઊભી થઈ, તેમા અંગ્રેજ અને પરદેશી કંપનીઓની હરીફાઈથી ૨૩ તો મરણશરણ થઈ ગઈ છે જાપાન પોતાના વહાણવટાને દરવરસે પોણો કરોડ રૂપિયા મદદ આપે છે પરદેશીઓને જાપાનના બંદરો વચ્ચે વહાણવટાથી વેપાર કરવાનો હક્ક નથી અમેરિકા પણ પોતાના વહાણવટાને કરોડો ડોલરોની મદદ કરે છે લગભગ ૪૪ દેશોએ પોતાના વહાણવટા માટે પોતાના દેશના વેપારને અનામત (રિઝર્વ) રાખ્યો છે. હિંદમા સરસ ખલાસીઓ, સુંદર બંદરો, બહોળો વેપાર, સાહસિક વેપારીઓ અને જોઈતા નાણા હતો છે પરંતુ સાવકી માતા હોવાથી પોતાના સાવકા બાળકો કરતા સાવિત્ર તરફ બહુ આકર્ષણ હોતા અહીંનું દ્રવ્ય ત્યા ઘસડાય છે વિલાયતના કારીગરો, કારખાનાવાળાઓ, બેંકો અને એંજિનિયરોને નભાવવા હિંદ સારુ ક્ષેત્ર છે. અંગ્રેજ વહાણવટાને નવા કાયદાના બંધારણમા ખાસ રક્ષણ મળ્યુ છે

## વિમાનખાતું

હિંદની સરકારે વિમાનખાતાને ઉત્તેજન આપવાનુ શરૂ કર્યું છે દરેક વિમાન ગ્રેટબ્રિટનથી તૈયાર કરવાઈ ખરીદાય છે એટલે વિલાયતના કારીગરોની મદદ માટે આ ખાતુ સહકાર આપે છે હિંદીઓને શિક્ષણ આપવા ફરાચીમા સગવડ કરવામા આવી છે પરંતુ કરાચીમા સેકન્ડ કલાસ લાયસન્સ મળે છે, ફર્સ્ટ કલાસ માટે વિલાયત જવુ પડે છે ઇમ્પીરિયલ હિંદની અઠવાડિક વિમાની ટપાલ છે હિંદમા પણ કરાંચી, મદ્રાસ, કલકત્તા, રંગૂન, મુંબઈ વગેરે માટે તાતા કંપની અને ઇમ્પિરિયલ એરવેઝને કટ્રાકટો અપાયા છે હિંદમા જ વિમાનો બાંધવાના કારખાનાની જરૂર છે વિમાનોનો વિકાસ કરવા માટે હિંદી સરકારે ત્રણ વરસની યોજના તૈયાર કરી છે. લગભગ એક કરોડ ખર્ચી જુદાજુદા શહેરોમા વિમાનોના એરોડ્રોમ (વિમાન મથકો) બંધાશે. રાત્રિએ ઉડ્ડયન કરવા તેજસ્વી પ્રકાશની સગવડ કરાઈ છે.

## પોસ્ટ, તાર, રેડિયો, ટેલિફોન

દર દસ હજાર મનુષ્યે કૅનેડામા બાર પોસ્ટ આફિસો, ગ્રેટબ્રિટનમા પાચ ઑફિસો, અમેરિકામા ચાર અને હિંદમા ભાગ્યે એકની સરાસરી આવે છે તારઓફિસો કૅનેડામાં દર દસ હજાર મનુષ્યે ચાર, ગ્રેટબ્રિટનમા ત્રણ, જાપાનમા બે અને હિંદમા દર ત્રીસ હજારે એક આવે છે ટેલિફોનો દર દસ હજાર માણસોએ જાપાનમા ૧૦૫, ગ્રેટબ્રિટનમાં ૪૨૯, કૅનેડામા ૧,૩૪૯, અમેરિકામા ૧,૬૩૦ની સરાસરીએ આવે છે, ત્યારે હિંદમા દર દસ હજારે એક ટકા ઉપર મહેજ ઉપર સરાસરી આવે છે. રેડિયો હિંદમા હજી વ્યાપક નથી એની ઉપયોગિતા હિંદી પ્રજાના મન ઉપર ઠસી નથી પ્રજાનુ અજ્ઞાન અને વિદ્યાની ખામી એના વિકાસમા અંતરાયરૂપ છે

## શક્તિ

સને ૧૯૩૧મા ગ્રેટબ્રિટનમા ૨૨॥ કરોડ ટન, જર્મનીમા ૧૨ કરોડ ટન, અમેરિકામાં લગભગ ૪૦-૫૦ કરોડ ટન કોલસો દર વરસે ખોદાય છે હિંદમા બેથી સવાબે કરોડ ટન

કોલસો દર વરસે નીકળે છે હિંદમા કોલસો બહોળા પ્રમાણમા મળતો નથી. પરતુ બાળવાનું લાકડુ મળી શકતું હોવાથી તેનો ખપ વળી રહે છે અમેરિકા ૧૨ કરોડ ટન કેરોસીન પેદા કરે છે, ત્યારે રશિયામા ૨I કરોડ ટન, વેનેઝૂલામા ૧III કરોડ ટન, ઇરાનમા આઠ લાખ ટન અને હિંદમા (બરમા સાથે) દશ લાખ ટન કેરોસીન પેદા થાય છે હિંદમા તો માત્ર જૂજ કેરોસીન થાય છે, તેને બીજા દેશોથી દશેક કરોડ રૂપિયાનુ તેલ મગાવવુ પડે છે

વિદ્યુત્શક્તિ અમેરિકામા ૧૧૦ લાખ, કૅનેડામા ચાલીસ લાખ, ફ્રાન્સમા વીશ લાખ, જાપાનમા અગિયાર લાખ, અને હિંદમા માત્ર સાતેક લાખ અશ્વબલ (હોર્સ–પાવર) પેદા થાય છે નીચેનો કોઠો હિંદની પછાત સ્થિતિ દર્શાવે છે

ઉત્પાદનશક્તિનો વ્યયઃ લાખ અશ્વબલમાં

| દેશ | મનુષ્યશક્તિ | કોલસો | પેટ્રોલ | જળશક્તિ | સરવાળો | દરમનુષ્યે અશ્વબલવ્યય |
|---|---|---|---|---|---|---|
| હિંદ | ૧,૦૬૦ | ૩૪૦ | ૮૦ | ૩૦ | ૧,૫૧૦ | ૦·૪૭ |
| અમેરિકા | ૪૦૦ | ૧૦,૦૧૦ | ૪,૮૧૦ | ૧,૨૧૦ | ૧૬,૪૩૦ | ૧૩·૩૮ |
| ગ્રેટબ્રિટન | ૧૫૦ | ૨,૭૦૦ | ૨૮૩ | ૪૦ | ૩,૧૭૩ | ૬·૬૫ |
| કૅનેડા | ૩૩ | ૫૫૦ | ૧૭૬ | ૫૯૦ | ૧,૩૪૮ | ૧૩·૦૩ |
| જર્મની | ૨૧૦ | ૩,૩૩૦ | ૯૫ | ૧૩૦ | ૩,૭૬૫ | ૬·૦૪ |
| ફ્રાન્સ | ૧૬૦ | ૧,૨૭૦ | ૧૨૩ | ૨૪૦ | ૧,૭૭૩ | ૪·૩૫ |
| જાપાન | ૨૧૦ | ૫૨૦ | ૭૦ | ૩૦૦ | ૧૧૦ | ૧·૭૫ |

## વેપાર

આખા જગતનો બધો વેપાર સને ૧૯૨૯મા ૧૯,૦૦૦ કરોડનો હતો અને ૧૯૩૩મા તેમા ચાલીસ ટકા ઘટાડો થયેલ છે સર્વ દેશોએ એકબીજા સામે જકાતની દીવાલો ઊભી કીધી છે, સોનાનુ ચલણ લગભગ બધ જેવુ છે, નાણાંની કિંમત ઘટાડી નાખી છે, પોતાના દેશોને દરેક વસ્તુમા આત્મસંતોષી બનાવવાના પ્રયત્નો કરવા માડ્યા છે. પરસ્પર અવિશ્વાસ અને ઈર્ષાના અગ્નિ સળગી રહ્યા છે હિંદનો વેપાર પણ ખૂબ ઘટ્યો છે અને ૧૯૩૨–૩૩મા આવક અને જાવક રૂ ૧૩૩ કરોડ અને રૂ ૧૩૬ કરોડની હતી જગતના કોઈ પણ સુધરેલા દેશ કરતા હિંદ વેપારમા ઘણુ જ પછાત છે ત્રીસ વરસો ઉપર હિંદનો વેપાર કૅનેડા કરતા ત્રણગણો અને જાપાન કરતા બેવડો હતો હમણાં તો હિંદ ક્યાંયે પછાત પડી ગયુ છે હિંદના પરદેશ સાથેના વેપારનો મોટો ભાગ યુરોપિયનોના હાથોમાં છે હિંદનો કુલ આતરિક વેપાર ૨,૫૦૦ કરોડનો ગણાય છે હિંદના વેપારમા બ્રિટિશ લાભોને ખાસ રક્ષણ આપવામા આવે છે. હિંદમા જ્યાં સુધી ઔદ્યોગિક વિકાસ નહિ થાય ત્યાં સુધી હિંદનો વેપાર પછાત રહેશે હિંદીઓ પરદેશોમાં પગભેર થઈ શકતા નથી બધે સ્થળે ચામડીના રંગની સુગ આડી આવે છે તાતા જેવી મહાન કપનીને પણ ગ્રેટબ્રિટનમા પગભેર થવામા મોટી મુશ્કેલીઓ નડી હતી હિંદીઓને યુરોપ સાથેના વેપારમાં બીજી કેટલીક મુશ્કેલીઓમાં સૌથી મોટી મુશ્કેલી ઉધાર આપવાની છે ગમે તેવા સારા માલ ઉપર પણ ત્યા ઉધાર આપવાની ફરજ પડે છે તેમા લડનમા પગભેર થવુ આપણા વેપારીઓને માટે બહુ મુશ્કેલ છે

યુરોપમા વેપાર કરવા ઇચ્છનાર હિંદી વેપારીને જૂની ઢબ ચાલશે નહિ તેણે પૂરતી મૂડી, બેંકો સાથે સબધ, ચોખ્ખો હિસાબ, ઑફિસના અનુભવી માણસો, જગતના વ્યાપારની

દરરોજની ખબરો અને નવા સાધનો વસાવવા, ગ્લા હિંદી સરકારે પણ પોતાના તરફથી દરેક મોટા સ્થળે એક વેપારી પ્રતિનિધી નિભાવવો જોઈએ કેનેડા જેવા પ્રાંતો પણ ૩૪ ટ્રેડ કમિશનરો નિભાવે છે આપણે માત્ર ૭ નિભાવીએ છીએ તે સિવાય હિંદી માલને માટે જે જે દેશમા મોકલવાનો જરા પણ અવકાશ હોય, ત્યાથી દર માસે આપણા વેપારના હિત અને વિકાસ સાધવાને રિપોર્ટો મળવા જોઈએ કોઈ પણ દેશની સમૃદ્ધિ વેપાર વગર વધતી નથી આપણે તેમા પછાત છીએ ઘણાખરા દેશોએ હિંદના વેપારીઓ સામે આડકતરી રીતે બારણા બધ જેવા કર્યાં છે. કારણ કે હિંદ બ્રિટનને ખાસ પસંદગી આપે છે.

## નાણાંખાતુ

હિંદના ઉદ્યોગો જૂટ, ચા, કોલસા, ચોખા વગેરેના કારખાનાર્મા બ્રિટિશ મૂડીની મોટી રકમ રોકવામા આવી છે એ મૂડીને ખાસ રક્ષણ મળવાથી હિંદીઓના ઔદ્યોગિક વિકાસને અંતરાયો ઊભા થશે

હિંદના નાણાખાતા ઉપર હિંદી વજીરનો કાબૂ છે હિંદની વડી ધારાસભાને પૂછ્યા વગર તે લોનો અને ઉધારનાણા મરજી પડે તેટલા લઈ શકે છે હિંદી વજીર બ્રિટિશ પ્રધાનમડળનો સભ્ય છે તેને હૈડે બ્રિટિશ હિત વસે છે હિંદ બ્રિટિશ માલ વધારે વાપરે અને ખરીદ કરે તે માટે તે ઉત્સુક હોય છે. એના જ દબાણથી પાઉંડ સાથે રૂપિયાના લગ્ન થયાં! સોળ પેન્સનો રૂપિયો નિભાવી રાખવાની જીદ પણ તેની જ છે હિંદમાથી અઢી અબજનુ સોનુ ચડાવવા દેવામા પણ તેની વગ હશે. હિંદ-બ્રિટન કરાર, ઓટાવા કરાર એવાં એવા અનેક હિંદહિતવિરુદ્ધના કામોને તે મન્જૂર કરે છે

હિંદનો રાજ્યવહીવટ તેની વસ્તીની આવકના પ્રમાણમા બહુ જ મોઘો છે મોટા સરકારી અમલદારોના પગાર જગતના કોઈ પણ પ્રદેશ કરતા હિંદમા બહુ ઊંચા છે હિંદમા કરોડો મનુષ્યોને એકટક ભોજન મળતુ નથી છતા હિંદી વજીરના દબાણથી હજારોના પગારવાળાઓનો પાચ ટકા પગારકાપ પણ રદ કરી આપવામા આવ્યો છે. હિંદમાં મોટુ બ્રિટિશ લશ્કર નિભાવવામા આવે છે અમલદારો તો લગભગ અગ્રેજો જ છે. તેમના ઉપર હિંદની અર્ધી આવક ખર્ચી નાખવામા આવે છે હિંદબહારના ભાગોનું રક્ષણ કરવા હિંદમા બ્રિટિશ લશ્કર નભે છે હિંદમા શિક્ષણશાળા બનાવવામા આવી છે

*હિંદનું કરજ સને ૧૯૦૦મા રૂ ૩૦૭ કરોડ હતુ સને ૧૯૩૪મા તે ૧,૨૧૦ કરોડ* થયુ છે હિંદના બજેટમા જમેઉધાર પાસુ નીચે મુજબ છે

| પેદાશ | કરોડ રૂપિયા | ખર્ચ | કરોડ રૂપિયા |
|---|---|---|---|
| કસ્ટમ | ૪૬.૮૭ | લશ્કર | ૪૪.૪૨ |
| ઇન્કમટેક્સ | ૧૭.૧૩ | હિંદનુ વસૂલાતી ખાતુ | ૯ ૫૮ |
| મીઠુ | ૮ ૫૫ | વ્યાજ | ૯.૬૬ |
| અફીણ | ૧.૫૯ | વસૂલાતી બાંધકામો | ૨.૦૭ |
| રેલવે | ૦ | બીજા સીધા ખર્ચો | ૩ ૫૮ |
| ચલણ ટકશાળ | ૧ ૨૩ | પરચૂરણ | ૭.૨૮ |
| પરચૂરણ | ૫.૫૧ | | |
| | | | ૭૬.૫૦ |
| | ૮૦.૮૮ | કરજ ઘટાડવાનો વાર્ષિક ફાળો | ૩.૦ |

સર્વે પ્રાંતોની સંયુક્ત આવક રૂપિયા ૮૪૬૭ કરોડની હતી તેમાં ૩૩ કરોડ જમીનમહેસૂલના, ૧૪ કરોડ કેફી પદાર્થોમાંથી, ૧૨ કરોડ સ્ટૅમ્પમાંથી મુખ્ય હતા જ્યારે સર્વેનો સંયુક્ત ખર્ચ ૮૬•૬૫ કરોડનો હતો તેમા ૫૨ કરોડ પગાર અને ૮ કરોડ બાંધકામ મુખ્ય છે છેલ્લાં ૧૨ વરસોમા તેમને ૨૩॥ કરોડ રૂપિયા ખોટ આવી છે.

હિંદમાં સર્વે મ્યુનિસિપાલિટિઓની કુલ પેદાશ ૧૯૩૦–૩૧મા ૩૬•૬૦ કરોડની હતી. આખા હિંદમાં ૭૮૧ મ્યુનિસિપાલિટીઓ છે તેઓ બે કરોડ લોકોનો મ્યુનિસિપલ કારભાર કરે છે આખા હિંદમા ૧,૨૪૬ જિલ્લા અને તાલુકા બોર્ડો હતી તેની પેદાશ રૂપિયા ૧૬•૫૭ કરોડની હતી લગભગ ૨૫ કરોડ માણસના સ્વાસ્થ્ય, જનસુખકારી, રસ્તાઓ, બજારો વગેરે એટલી નાની રકમમાંથી નિભાવવાના હતાં અને ૧૯૧૪ અને ૧૯૩૦ વચ્ચે જાપાનમા લોકહિતસુધારણાની આવી સંસ્થાઓ પાછળનો વાર્ષિક ખર્ચ રૂ ૪૧ કરોડથી વધારીને રૂ ૨૧૯ કરોડ કરવામા આવ્યો છે હિંદમા એ જ મુદતમાં માત્ર અડાવીશ કરોડ વધ્યા છે. અમેરિકામા એક વરસમા આવા ખાતા પાછળ રૂ. ૩,૪૬૮ કરોડ ખર્ચે છે અમેરિકામાં મનુષ્યદીઠ જનસુખકારીની સંસ્થાઓ વાર્ષિક રૂ. ૧૫૦ ખર્ચે છે, ત્યારે હિંદમા માત્ર રૂ ૨ ખર્ચાય છે

## રેલવેઓ અને પોર્ટ ટ્રસ્ટો

હિંદની રેલવેની પેદાશ સને ૧૯૩૦–૩૧માં રૂ. ૯૬•૮૩ લાખની હતી, તેમાથી રૂ. ૩૦ કરોડનો સામાન ખરીદાય છે તે ઘણોખરો પરદેશો—મુખ્યત્વે ગ્રેટબ્રિટન પાસેથી લેવાય છે રેલવેની કાયદેસર બોર્ડ નવા સુધારા હેઠળ નિમાશે તે ઉપર ધારાસભાનો કોઈ પણ જાતની લાગવગ રહેશે નહિ હિંદમા મુખ્ય બંદરોમા સને ૧૯૩૦–૩૧મા કુલ પોર્ટ ટ્રસ્ટોની આમદાની ૭॥ કરોડની હતી તેમનુ કુલ કરજ ૫૯ કરોડ હતુ આ પોર્ટ ટ્રસ્ટોમા હિંદીઓની લઘુમતી છે તેમા બ્રિટિશ હકોનુ ખાસ રક્ષણ થાય છે પોર્ટ ટ્રસ્ટો ઘણોખરો સામાન ગ્રેટબ્રિટન પાસેથી લે છે તેના સર્વે મોટા અધિકારો બ્રિટિશોના હાથમા છે એટલે એમની નીતિ બ્રિટિશ લાભની હોય તેમા નવાઈ શી?

## કરવેરા અને સરકારી પેદાશ

એ રીતે ૧૯૩૦–૩૧મા મધ્યસ્થ સરકારની આમદાની ૧૨૪ કરોડ, પ્રાંતિક સરકારોની ૮૩ કરોડ, અને સ્થાનિક સંસ્થાઓની ૫૩ કરોડ મળી ૨૬૦ કરોડની પેદાશ થઈ એ દર મનુષ્યે રૂ ૧૦ થઈ (દેશી રાજ્યોની ગણતરી કરી નથી) જાપાનમા તે દર મનુષ્યે રૂ ૭૬, અમેરિકામા રૂ ૨૨૨, કેનેડામા રૂ ૧૯૭, અને ગ્રેટબ્રિટનમા રૂ ૨૯૦ હતી એક હિંદીની વાર્ષિક પેદાશ એક બ્રિટનવાસી કરતા ત્રીસગણી ઓછી છે હિંદની ગરીબાઈ જોતા કરો ઓછા નથી, છતા પશ્ચિમના દેશો લોકહિતના જે મહાન અને વ્યાપક કાર્યો નિભાવે છે, અને બેકારોને જે મોટી મદદો આપે છે, તેવુ હિંદમા નથી

## કરજ

હિંદનું રૂ. ૫૦૦ કરોડનુ કરજ પરદેશોનું અને રૂ. ૭૦૦ કરોડનું કરજ હિંદના લોકોનું છે પરદેશી કરજ લંડનમા ઊભી કરેલી પાઉંડની લોનો છે આમા લગભગ ૨૦૦ કરોડનું કરજ વ્યાજ આપતુ નથી રૂ ૧,૦૦૦ કરોડનું કરજ વ્યાજ આપે છે ચાલીસ કરોડના સિક્કા અને રૂપુ છે. લડાઈ પછી લગભગ ૧૫૬ કરોડની બજેટખાધ આવી હતી, જે લોનો ઊભી કરી પૂરી કરાઈ હતી. ઇ–ગ્લંડમા સને ૧૯૨૮–૨૯મા રૂ. ૫૨૮ કરોડ જનહિતના કામમા વપરાયા હતા ૧૯૩૪મા અમેરિકાએ જનહિતના કામોમા એથી દશગણી વધારે રકમ ખર્ચી હતી

અપૂર્ણ ]

# ઉમર ખય્યામની રુબાયાત

સ્વ. અંબાલાલ ગોવિન્દલાલ

( ગતાંકથી ચાલુ )

૩૨

ચરણે સુરાને નિત્ય શીશ ઝુકાવીએ,
ને મયતણા હસતા લબે[1] જીવ હોમીએ,
સાકી સુરાહી કંઠથી ઝાલે, અને
ને દ્રાક્ષજીવન જામમા હસતા ભરે.

૩૩

હે જીવ! તારે દર્દથી રડવું રહ્યુ,
કિસ્મતતણી ચડઊતર આથડવું રહ્યું,
શાને પ્રવેશ કર્યો શરીર વિષે કહે,
એ જાણીને કે આવી પરહરવું રહ્યુ?

૩૪

આપણે નો'તા ને જ્હાણા વહી ગયાં,
આકાશ, તારા, ચંદ્ર ગોળ ફર્યા ગયા,
જોજે ધીમે પગ મૂકજે આ ભૂમિ પર,
હોયે કદાચ નીચે રસિકો થઈ ગયા

૩૫

એવું નથી દિલ જે જુદાઈ સહી શકે,
એવી ન નેનાં, દર્શથી તારા ખસે,
તારે કદાચ તમા ન હોયે, પણ ભલે,
આત્મા નથી, તુજ પ્રેમમાં જે ના બળે.

૩૬

વિશ્વ છેતરીએ કદી આડંબરે,
ઈશની આજ્ઞા નમી ગણવી પડે,
યુક્તિ બધી મેં વાપરી, ગણકારુ ના
કે ઈશનો સદેશમારગ ના જડે.

---

1 હોઠે

૩૭

મંદિર ને મસ્જિદ બંદગી કાજ છે,
દેવળતણો પણ ઘંટ બંદગી કાજ છે,
ઉપવીત, તસબીહ ને ઈસાઈ 'ક્રૉસ'ને
સર્વે પ્રભુની બંદગીનાં સાજ છે.

૩૮

મંદિર, મદ્રેસા, મસીદ, દેવળ વિષે
જનદિલમા જન્નત જહન્નમ વાત છે,
પ્રેરણા પામ્યા પ્રભુની તે નહિ
નાહક વિચારે આમ જીવન ગાળશે.

૩૯

શાને ઊંઘે, નિદ્રા કુસુમ હસાવશે
આનંદના? પૂછ્યું મને જ્ઞાની જને,
નિદ્રા સગી મૃત્યુતણીનો સંગ શો?
સૂજે નિરાંતે કબ્રમાં—ફુરસદ હશે.

૪૦

આ એવડા ઘર આપણું આલમ ફર્યો,
જોયુ બધું ને બહુ તપાસ કરી વળ્યો,
ચંદ્ર શું અમીવદન તુજ સમ ના દીઠું,
મોહક સરો તું સમ નહિ, ને હું રડ્યો.

૪૧

ખીલ્યા વસતે પુષ્પ શો તું જામ લે,
ને ફૂલ શી સુકુમાર માશૂક સાથ લે,
ને પી સુરા, નહિ તો બૂરું આકાશ તે
અણચિંતવ્યા તમને ઉખાડી નાખશે.

૪૨

તે કે'ર દહાડે વ્યોમ અગ્નિ વર્ષશે,
ને સૂર્ય વિશ્વ પ્રજાળવા, અહીં આવશે,
માશૂકનો પકડી હુ પાલવને કહીશ,
નિર્મોહ્ તારું બાળવો નિર્દોષને?

૪૩

જહન્નમ શરાબી કાજ આલમ ઉચરે
સાચી નથી, અજ્ઞાની જનની વાત એ.

પ્રેમી શરાબી જાય દોઝખ તો જરૂર,
હાથ શું ખાલી બેહિસ્ત બની જશે?

૪૪

કાનૂન કુદરતના, અદબ દીનની લખ્યાં,
મારી નથી ઇચ્છા, સુરા પી તોડવાં;
માત્ર આત્મ, મમત્વને માયા થકી
ઉગારવા મન જોડ્યું લાલ શરાબમાં.

૪૫

પીર મયખાનેથી આવે મેં દીઠા,
જામે શરાબ અને મુસલ્લા[1] સહ દીઠા.
વિચિત્ર વર્તન શેખ! આ શું, મેં પૂછ્યું.
ધીમે કહે કે 'પી સુરા, સઘળું ફના.'

૪૬

આ વિશ્વ શું છે, પંખીનો મેળો દીસે,
આરામગાહ સવારસાંજતણી દીસે,
જમશેદ[2]ના દરબારના અવશેષ જ્યાં,
બહેરામ[3] તણી સોડ જ્યાં સૂતા હશે

૪૭

એ જ મય વિધવિધ રૂપો લઈ શકે,
વાચક, અવાચક, વૃક્ષ, ફૂલ બની શકે:
માનીશ ના કે જીવ પણ નશ્વર હશે,
રૂપ સૌ બદલાય જીવ જીવી શકે

---

૧. સાદડી જે નમાઝ પઢતા પથરાય છે તે
૨. ઇરાનનો એક રાજા
૩ ઇરાનનો એક બીજો રાજા

# સંસ્કૃતિનો વિપર્યાસ

ચિનુ મેઘવી

યુરોપીય સમાજવાદનો એક સર્વમાન્ય અર્થ એ છે કે હુન્નરઉદ્યોગોનો બને તેટલો યાન્ત્રિક વિકાસ કરવો અને તેમ કરી સમાજની સંપત્તિમાં વધારો તથા કામના સમયમાં ઘટાડો કરવો પશ્ચિમની સંસ્કૃતિ યંત્રના અપરિમિત વિકાસ અને વિસ્તાર પર રચાયેલી છે, પરંતુ તેથી સંપત્તિની વહેંચણીમાં જે પ્રમાણરહિત ભેદ ઊભા થાય છે તેને લીધે, એકંદરે સંપત્તિમાં બેસુમાર વધારો થવા છતાં સમાજનો અમુક આર્થિક વર્ગ વિરુદ્ધ જાગે છે સમાજવાદ યંત્રવાદને સર્વાંગે અપનાવી લે છે, પણ એમ કરતાં તેના સામાજિક ઉપયોગમાં તે જે મૂળભૂત ક્રાંતિ કરે છે તે એ છે કે ઉત્પત્તિનાં સાધનોને તે સામાજિક માલિકીના અંકુશ નીચે મૂકી દે છે આથી બે મહત્ત્વનાં પરિણામો આવે છે એક તો પ્રજાના અર્થજીવનને સર્વત્ર યંત્રમય બનાવવામાં સરળતા થઈ જાય છે અને તેની મદદથી અઢળક સંપત્તિ પેદા થવા માંડે છે, બીજું એ કે અર્થજીવનની સામાજિક માલિકીના સિદ્ધાંતને આધારે તથા યંત્રની પારાવાર શક્તિને લઈને સમસ્ત લોક આગળ સુખ-સમૃદ્ધિના અપરિમિત વિકાસનો આદર્શ મુકાય છે, અને સંપત્તિની પેદાશમાં પોતાનો સરખો હક રહેલો છે એ જાતની લાગણી કેળવાય છે આ રીતે રશિયાના સમાજવાદે યુરોપની અર્વાચીન સંસ્કૃતિને અપનાવતાં જે ફેરફારો કર્યા તે એની સામાજિક રચનામાં કર્યા, એનાં ફળોની વહેંચણી સમસ્ત સમાજને લભ્ય થાય એમ કર્યું, પરંતુ વધારેમાં વધારે સુખસગવડોનો એનો આદર્શ એમનો એમ જ રહ્યો, એટલું જ નહિ પણ તેની સમાજવ્યાપી સ્થાપના કરી

સમાજવાદની સિદ્ધાંતકલ્પનામાં આર્થિક સમાનતા આવી જાય છે કે કેમ એ પ્રશ્ન વિવાદાસ્પદ છે પરંતુ સોવિયટ રશિયાને તો પ્રયોગ પરથી જણાયું છે કે આર્થિક સમાનતાનો પ્રશ્ન એ મોટેભાગે સમાજવાદી અર્થશાસ્ત્રનો નહિ પણ મનુષ્યસ્વભાવનો પ્રશ્ન છે લૂઈ ફિશર લખે છે "આવકની સમાનતા વ્યક્તિગત કાર્યશક્તિને ઘાતક છે એમ સોવિયટ તંત્ર ગણે છે, અને તેથી તે આવકોને એકસરખી કરી દેવાની વિરુદ્ધ છે આથી જીવનનિર્વાહનાં ધોરણોમાં અનેક દરજ્જાઓ પડે એ સ્થિતિ ચલાવી લેવાનું તેમને માટે અનિવાર્ય થઈ પડે છે

"૧૯૩૪ના જાન્યુઆરીમાં સ્ટેલિને કહેલું, 'માર્ક્સવાદ પ્રમાણે સમાનતા એટલે અંગત આવશ્યકતાઓને એકસરખી બનાવી દેવી તે નહિ પણ વર્ગો નાબૂદ કરવા તે '

"વળી 'પ્રવદા' પત્ર, જેમાં આવતા લખાણો સત્તાધીન વર્ગની માન્યતાઓનું પ્રતિબિંબ પાડે છે, તેમાં એક લેખમાં લિઓન્તિવ ( Leontiev ) લખે છે, 'ભવિષ્યના સંપૂર્ણ વર્ગરહિત સમાજમાં પણ સમાનતા તો નહિ હોય, કેમકે કમ્યુનિસ્ટ સુવર્ણયુગનો પ્રેરકહેતુ તો એ છે કે 'દરેક જણ પોતાની શક્તિઓ અનુસાર કામ આપે,' અને 'દરેક પોતાની આવશ્યકતાઓ પ્રમાણે લે.' પરંતુ શક્તિઓના પણ ભેદ હોય છે ઉપરાંત, એક માણસને સતાર જોઈએ, તો બીજાને વાંકડિયા વાળ જોઈતા હોય "

આમ વ્યવહારુ સમાજવાદ તો આર્થિક સમાનતાના તત્ત્વને છેવટની તિલાંજલિ આપે છે માણસની અંગત કાર્યશક્તિને પ્રોત્સાહન આપવા તથા પોતાની વિશિષ્ટ શક્તિઓ મનની ચોરી વિના પોતાના કામમાં તે વાપરે એ પ્રામાણિકતા જાળવવા, મુખ્યત્વે જેમના કાર્યમા અપૂર્ણતા કે ઊણપ ચલાવી લેવી પાલવે નહિ તેમને બીજાઓ કરતા કાંઈ વધારે લાભ આપવાની જરૂર આમ ઊભી રહે છે માણસ તેના સામાન્ય જીવનમા આર્થિક બદલાની આશાએ જ પ્રામાણિકપણે વર્તે એટલો બધો સ્વાર્થવશ પણ એનો સ્વભાવ હોતો નથી, કે જે કામમા પોતે પારંગત હોઈ પોતાની વિશિષ્ટ શક્તિ વાપરે, તેમા કાંઈ વિશેષ બદલાની આશા ન રાખે એટલે સુધીની સામાજિક કે પારમાર્થિક મનોદશા પણ એની નથી હોતી ગમે તેમ, સોવિયટ તંત્રને બન્ને બાજુના અનુભવ પછી ખાતરી થઈ છે કે ઉત્પત્તિના ચક્રને કાર્યક્ષમતાથી ગતિમા રાખવા સારુ ખાસ લાભોની પ્રથા તથા એમાથી ઉત્પન્ન થતી અસમાનતાની સ્થિતિ અમુક પ્રમાણમા હમેશા જાળવવી જ પડશે આમ સમાજવાદી અર્થકારણ વ્યવહારમા માનવસ્વભાવની વિલક્ષણતાને માન આપી આર્થિક સમાનતા વિષેનો આગ્રહ જતો કરે છે

પણ ત્યા જ સમાજવાદે લોકસમક્ષ મૂકેલ આદર્શ અને આ અનિવાર્ય અસમાનતાની સ્થિતિ વચ્ચેનો વિરોધ જાગે છે જોકે હાલ તો કામ પ્રમાણે નિભાવ આપવાની વ્યવસ્થા છે, પણ આવશ્યકતાઓ અનુસાર વહેંચણી કરવાનો આદર્શ અમલમા આવે ત્યારેય અસમાનતા તો આપમેળે જ રહે છે કેમકે એક તો જુદીજુદી વ્યક્તિઓની આવશ્યકતાઓના ધોરણ નક્કી કરવા મુશ્કેલ હોય છે ઉપરાંત આવશ્યકતાઓમા પણ વારંવાર ફેરફાર થતા રહે છે સૌને મન આવશ્યકતાઓના ધોરણ બેશક એકસરખા હોતાં નથી

લૂઈ ફિશર લખે છે "રશિયાની આ પરિસ્થિતિમા એક જાતની મનોદશા ડોકિયા કરતી દેખાય છે જ્યારે સોવિયટ નાગરિક અસમાનતાને લીધે ફરિયાદ કરે છે, ત્યારે તે પોતાનાથી નીચેની કક્ષાઓમા જેઓ હોય તેમને ભૂલી જાય છે અને જાણે પોતાની સ્થિતિની દયા આવતી હોય તેમ ઉપરની કક્ષાઓ તરફ પોતાની સ્થિતિની તુલના કરવા બેસી જાય છે સોવિયટ લેખકો અને પત્રકારો જેઓ અઢળક ધન અને રાજ્યની આર્થિક મદદ મેળવે છે, તેમને વિષે ઠેરઠેર વાતો થતી હોય છે તોપણ આ જ સોવિયટ લેખકોને તેમની મોટી આવકોનો બચાવ કરતા અને પોતાની સ્થિતિ પ્રથમ દરજ્જાના રાજ્યમંત્રીઓ કરતા ઘણી ખરાબ છે એમ ફરિયાદ કરતા મેં સાંભળ્યા છે.

"સહકારી મંડળોમાં નહિ જોડાયેલા ખેડૂતો, મંડળના સભ્યો તરફ બતાવાતા પક્ષપાતને તિરસ્કારે છે આવા ખેતીમંડળમા દાખલ થયેલા ખેડૂત કામદારોને મંડળના ખાસ હક્ક લાભો તરફ ગુસ્સાની નજરે જુએ છે, કામદાર કારખાનાના અધિકારીઓના ખાસ હક્કો જોઈ મનમા કચવાય છે, જ્યારે આ અધિકારીઓને પ્રવીણ કારીગરોની (technicians) તરફેણમા આટલો મોટો પક્ષપાત કેમ થાય છે તેની સમજ પડતી નથી વળી આ કારીગરો એમ માને છે કે પોતે ઇજનેરની સમાન કક્ષાએ હોવા જોઈએ પરંતુ ઇજનેર પરદેશી નિષ્ણાતની ઈર્ષા કરતો હોય છે અને જે કેટલાક દાક્તર વૈજ્ઞાનિક માટે ઉઘાડા છે તે પોતાને માટે કેમ બંધ છે તેના કારણો શોધતો હોય છે. વૈજ્ઞાનિક લેખકોના મોજશોખ પોતાને મળે એવાં સ્વપ્ના સેવે છે, અને લેખકો એમ કહે છે કે કેટલાક વૈજ્ઞાનિકો, સંશોધકો તથા પ્રધાનમંડળના સભ્યોની પોતાના કરતા વધારે સંભાળ લેવાય છે.

"...ખાસ લાભ અને લાભના અભાવ વચ્ચેનો તફાવત એટલો નજીવો હોય કે બે કક્ષાઓ વચ્ચે બૂટની જોડી કે કોઈ ખાસ ખંડના લાભથી વધારે ફેર પડતો ન હોય. પરંતુ બીજી કરતાં અહીંયા આ સાદા લાભોની કિંમત અછતને લીધે વધારે છે .. હમણાંહમણાં વસ્તુઓની ઉત્પન્નમાં વધારો થવાને લીધે આ ખાસ લાભોને ઘણી અગત્ય અપાઈ છે, અને આથી અસમાનતાના લોકોને એકાએક ખૂંચવા માંડી છે પરંતુ ઉત્પત્તિ હજી વધે તો ઘણા ખાસ લાભો નાબૂદ પણ થઈ જાય. ખાસ લાભ અછતનું પરિણામ છે...."

રખેને આ છેલ્લી લીટીઓ પરથી કોઈ માની બેસે કે વપરાશની ચીજોની ખાસ અછતને લીધે આ જાતની અસમાનતા લોકોને તીવ્રપણે ખૂંચે છે અને એ દૂર થતા તેમનો માનસિક ઉકળાટ બંધ થઈ જશે, એ અર્થ આ ઉપરથી નીકળે છે. અછતને લીધે આજે નજીવો તફાવત પણ મોટું રૂપ ધારણ કરે છે એટલું જ. પરંતુ છત થતાવેંત અસમાનતાને નવી અગત્ય મળે છે, કેમકે ત્યારે પહેલાની અણપુગાયેલી માગણીઓને સંતોષ મળે છે, પણ તેથી અસમાન કક્ષાઓ વચ્ચેના એક જાતના તફાવતો જઈને બીજા આવે છે લૂઈ ફિશર આગળ લખે છે તેમ, "આવશ્યકતાઓ અને મગતરોની વહેંચણીનું પ્રમાણ સ્વાભાવિક બનશે ત્યારે ખાસ લાભો ભોગવતા લોકો થોડા જ હશે, ત્યારે શહેરીઓને ખાસ હક્કોની જરૂર પડશે નહિ ઉત્પન્નમાં વધારો થવા સાથે છેક જ બિનજરૂરી હોય એવા ખાસ હકો જતા રહેશે, પરંતુ તેને સ્થાને બીજા આવશે

"આજે ટપકાની એક જોડી કે બે જોડી હોવાનો તફાવત અસમાનતામાં ખપતો હોય, કાલે એનું સ્થાન મોટરકાર લે, પરમદિવસે મોટરોની જુદીજુદી જાતો વચ્ચેના તફાવત ધ્યાન ખેંચે... શક્તિ અને આવડત પ્રમાણે આવકોના ભેદ ઓછાવત્તા રહે એ સ્થિતિને ઉત્તેજન આપવાથી રશિયામાં સનાકાળ અસમાનતા તો રહેવાની જ"

આમ ધીરેધીરે આવશ્યકતાઓની અને પછી મગતરોની છત થતા અસમાન કક્ષાઓ વચ્ચેના એક જાતના તફાવત બિનજરૂરી થઈ પડે છે, ત્યારે બીજા આવશ્યકતાઓનું રૂપ ધારણ કરી ઊભા થાય છે

કોઈ ખાસ હક્ક ભોગવતું હોય એ હાનિકારક નથી. અસમાનતા અનિવાર્ય છે એ વિષે પણ હવે બેમત રહેતો નથી ત્યારે આ જાતની અસમાનતામાં કઈ ભય રહેલા છે? લૂઈ ફિશર કહે છે "ખાસ લાભોની હસ્તીનું ખરાબમાં ખરાબ લક્ષણ એ છે કે અમે તેને તેનાથી વંચિત ગણી શકાય. કારણ કે હક્ક ઝૂંટવી લેવાની ધમકીનો કુશળતાથી ઉપયોગ કરીને અમુક વ્યક્તિને પરાધીન અને આજ્ઞાંકિત સ્થિતિમાં રાખી શકાય સાચો ભય તો એ છે કે આજ્ઞાનું બળજબરીથી પાલન કરાવવામાં ખાસ લાભ સાધનની ગરજ સારે."

સત્તાનું કેન્દ્રીકરણ જેમ વધારે તેમ એના થતા દુરુપયોગમાંથી આવા પરિણામો નીપજે છે એ અનુભવ સર્વસામાન્ય છે તોપણ એ વાતનો કોઈ ઇન્કાર કરી શકે તેમ નથી કે સોવિયટ રાજ્યતંત્રે હજી સુધી પોતાના સામાજિક આદર્શનો દ્રોહ કર્યો નથી છતાં, અત્યાર સુધી વ્યક્તિ, ટોળી કે પક્ષમાં થયેલા સત્તાના એકદમ કેન્દ્રીકરણોની કારકિર્દીઓ જેના લૂઈ ફિશરનો ભય અસ્થાને નથી જ. પરંતુ ઉપર વર્ણવેલી પરિસ્થિતિમાં જે જે બીજ સૂક્ષ્મ અને વિશિષ્ટ ભયના બીજ પડેલાં છે, તે તો સમાજના વિષમનું જ આકર્ષણ કરાવે એમ છે

આ અસમાનતાનું મુખ્ય લક્ષણ એ છે કે એની પાછળ વધારે ને વધારે મગવડો મેળવવાની દરેકની અવિરત તાલાવેલી રહેલી છે, તેમજ એ મેળવવાના પોતાના હક્કની સર્વસામાન્ય લાગણી તો મોજૂદ છે જ રશિયાના જીવનવ્યવહારમા આ મનોદશાનું સ્થાન શોધવા જવું પડે તેમ નથી, એ લૂઈ ફિશરના વર્ણન પરથી આપણે જોયું, અને એ જાતનું માનસિક ઘડતર યુરોપીય સમાજવાદ જે આદર્શ સેવે છે એની નીચે અનિવાર્ય પણ છે હેનરી એંફ વૉર્ડ લખે છે તેમ, "સમાજવાદી તત્ર નીચે એક વર્ગની મજૂરીના ફળ બીજો વર્ગ પડાવી જતો હોય એવા આર્થિક વર્ગભેદ ન હોય, પરતુ હકીકતની અને માનસિક દૃષ્ટિએ 'ઉપલા વર્ગ'ની હસ્તી હોઈ શકે" સમાજની સમસ્ત સંપત્તિ પર સમાજની માલિકી છે તથા પ્રત્યેક વ્યક્તિનો પોતાની જરૂરિયાતો પ્રમાણે તેમા હિસ્સો છે એ ભાવના અને તાલીમ પર ઘડાયેલી સમાજની મનોદશા સહજ જ અસમાનતાઓ સહન કરી ન શકે, અને મુખ્યત્વે જ્યારે સમાજની માલિકી અને અકુશ નીચે ઉત્પત્તિનુ આયોજન થઈ રહ્યુ હોય ત્યારે તો નહિ જ ઉપરાંત આ જાતનુ માનસિક વલણ, જ્યારે સમાજવ્યાપી આદર્શ અને જવાબદારીના ભાનથી પ્રેરાઈને પોતાનુ કામ પ્રામાણિકપણે બજાવે ત્યારે, સમાન બદલાની તીવ્ર આશા રાખે છે સામાન્ય માલિકીનો ભાવ તથા એના સાર્વત્રિક સ્વીકારમાથી ઉત્પન્ન થતી હક્કની લાગણીને લીધે કોઈનાથી ઊતરતા ધોરણે જીવવું એને માટે અસહ્ય થઈ પડે છે, શ્રીણા કચવાટનો આરભ થાય છે, અને ઉપલી કક્ષાઓ જોડે પોતાની તુલના કરવા બેસી જાય છે

માણસની શારીરિક તથા બૌદ્ધિક શક્તિઓ સ્વાભાવિક જ વત્તીઓછી હોવાની, એ ફેર ભૂસી શકાતા નથી પરતુ અહીંયા તો દરેકની પોતાની આવશ્યકતાઓ વિષેની સરેરાશ મહત્ત્વાકાક્ષા દેશમા શક્ય એવા ઊંચામા ઊંચા ધોરણ સુધી પહોચે છે, એટલે કે, એની સપાટી એકસરખી રીતે ઊંચામા ઊંચી હદ સુધી જવા જાય છે, અને આ વૃત્તિને 'સૌ પોતાની આવશ્યકતાઓ પ્રમાણે લે' એ આદર્શ નીચે પોષણ તેમજ ઉત્તેજના મળી રહેવાથી તેનો આવેગ ઝડપથી વધતો જાય છે અને 'ઊપલા વર્ગ'ની હસ્તીનુ માનસિક ભાન સતત રહ્યા કરે છે

આમ સર્વ પ્રકારના કામો સોવિયટ સિદ્ધાત અને પ્રચાર પ્રમાણે સરખી અગત્યના ગણાતા હોવા છતા, શારીરિક શ્રમ કરનારથી પ્રધાનમડળના સભ્યો સુધી વધતી જતી અસમાનતા અને તેથી કઈ નહિ તો માનસિક દૃષ્ટિએ દેખાતા ખાસ લાભોના ડખ લોકહૃદયમા જાગતા રહે છે જોકે એ ખરુ છે કે અત્યારના કાળમા રશિયાના જનસમૂહે ભગીરથ ત્યાગો કર્યા છે, અને તાત્કાલિક બદલાની આશા વિના સામાજિક અને આર્થિક યોજનાઓને સિદ્ધ કરવા પાછળ એણે કમર કસીને કામ કર્યું છે પણ આ પાછળ એના ફળો પોતે જ ચાખવાનો છે એની ઉજ્જ્વલ આશા રહેલી હતી પરિણામોની આશામા પોતે ઉદારતાથી કિંમત જ આપ્યા કરવાની છે એવો મહેજ પણ સશય ભારે ભૌતિક સિદ્ધિઓના વચનો પર કાર્યમા પોતાનુ સર્વસ્વ રેડનાર રશિયાના લોકસમૂહને બીજા કોઈ પણ સમાજ કરતા વધારે વિઘાતક અને જીવલેણ નીવડે આથી હેનરી એંફ વૉર્ડના શબ્દોમા કહીએ તો ટૂંકમા, "જ્યારે નિશ્ચિત માગણીના પ્રમાણમા આવશ્યકતાઓ પૂરી પાડવાની વ્યવસ્થા થાય ત્યારે ઉત્પત્તિની સાધનસામગ્રી અને લોકસમૂહની વધતી જતી માંગણીઓનો અન્યોન્ય વિકાસ થાય છે" આમ ભૌતિક વિકાસ જ્યારે આખા સમાજનુ

સાધ્ય બને ત્યારે આવશ્યકતાઓ અને સગવડો વચ્ચેનો ભેદ લુપ્ત થતો જાય છે. આજના કાળમા જીવનનિર્વાહની આવશ્યક વસ્તુઓ માટે લોકો માગણી કરે છે, પણ જ્યારે એ મૂળભૂત આવશ્યકતાઓ મળવી સુસાધ્ય અને સ્વભાવિક બની જાય, ત્યારે સગવડોની અત્યંત જરૂરી આવશ્યકતા લાગવા માડે છે, અને એની સતત, સામુદાયિક માગણીના પોકાર શરૂ થાય છે. મુખ્યત્વે જ્યારે વ્યક્તિગત કાર્યશક્તિને ઉત્તેજન આપવાને અમુક સગવડો ખાસ લાભોરૂપે કેટલાકને મળતી હોય ત્યારે એ માગણી જોર પકડે છે. વળી સાથે ઉત્પત્તિમા વધારો થતા એ માગણીઓ પરિપૂર્ણ થાય અને ખાસ લાભોના એ સમયના ધોરણો જતા રહે, પરતુ પાછા એના બદલામા એથી ઉચા બીજા લાભોના ધોરણો સ્થપાય. એમ વધતા જતા ઉત્પાદનનુ પ્રમાણ વધતી જતી માગણીઓને પહોચી વળે ત્યા સુધી સગવડો આવશ્યકતાઓમાં ભળતી જાય છે અને મોજશોખના સાધનોની ગરજ સગવડો જેટલી અને આગળ જતા આવશ્યકતાઓ જેટલી લાગવા માડે છે, અને એ રીતે જીવનનિર્વાહના ધોરણનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે. તથા લોકસમસ્તની ક્ષુધાવૃત્તિ વધારે વિશાળ, વધારે ઉત્તેજિત, ચચળ અને દિન પર દિન પ્રગતિશીલ બનતી રહે છે, તથા અનિવાર્ય અસમાનતા આ વૃત્તિના સતત પ્રેરકબળ તરીકે કામ કરે છે.

અપૂર્ણ ]

---

## પ્રેરણા

સુ.

આજ નાચી ઊઠ મોરના ટૌકે,
ગુંજતા પ્રેરક સૂર,
લીલીછમ ધરતી પર હહેકે,
ઉદય પ્રેમ સુન્દર,
હૃદયે સ્મિત અકથ્ય આતુર,
ચડે નીલ વ્યોમમા તેજના પૂર,
વાદળી પીળા લાલ ફૂલો ખીલ્યા
જગલી અપરપાર,
જીવન સૌરભ ચેતન છલક્યા
અનત ઊર્મિમાળ;
આજે અણુદીઠના બાજે તાર,
આજે આખુ વિશ્વ હસે નિર્ભાર.
ટેઊક ટેઊક મોરલા બોલે,
ફૂલડાં ડોલે સ્વતત્ર,
અંતર ધબકે ડોલે ડોલે,
અગ અભગ નાચંત;
વાયે ધૂધૂ ભરતી નાદ અનત,
ગાજે ખડ ભરતી નાદ અનત,
આજે ભર જીવન ગાન દિગત.

# વાચોલા

વાસુકિ

હૉસ્પિટલમાં મારા પહેલા બે દિવસ કેમ ગયા તે હું જ જાણતો નથી, પણ એ વિષે એક વાત જણાવવા તો હું ખાસ ઇંતેજાર છુ દુનિયામા સૌ કોઈ ને પોતપોતાના વહેમો હોય છે એમ સૌ કોઈ ભલે માનતુ ન હોય પણ હું પોતે પૂરી શ્રદ્ધાથી એ રીતે માનુ છુ અને મારા વહેમો મારે તલભારે શરમાતો નથી મારા મનની એક માન્યતા છે—કહો, વહેમ છે—કે માણસ આખેસાચ મરણ પામે તે પહેલા એનુ જીવન મૃત્યુની નાનીમોટી કેટલીય આવૃત્તિઓમા પસાર થાય છે એટલે કે આ જિંદગીમા આતરેઆતરે એ અનેકવાર 'મરે છે, અને એક જ જિંદગીમા અનેક જિંદગીઓ માણી લે છે કાયરો અનેકવાર મરે છે એ કહેવત સાથે આ વાતને ભેળવવાની નથી આ તો વીજળીને ઝબકે થતા જીવનપલટાની, જીવસટોસટના ખેલની વાત છે

મારા નાકનુ ઑપરેશન સફળતાથી પૂરુ થયુ ત્યા મારી એક જિંદગી પૂરી થઈ પછી બે દિવસે મને ભાન આવ્યુ તેટલો વખત મારુ શરીર, મારુ ચિત્તત્ર, મારો આત્મા, મારુ જે કઈ હોઈ શકે તે બધુ મોતને હવાલે હતુ પછીના બે દિવસ અર્ધમૃત્યુ–અર્ધજીવન એવી મધિદશાના હતા ત્રીજા દિવસનુ પ્રભાત ઊગ્યુ ત્યારે ખાતરી થઈ કે નવી જિંદગી મળી

આગળથી કહી રાખુ કે આ મારી નવી જિંદગી ગણેલા બાર દિવસ જ ચાલી એ બાર દિવસમા નવા મૃત્યુ માટે તૈયારી પણ થઈ ગઈ હતી એનો આચકો, વખત પાક્યો એટલે, મળ્યો અને વળી પાછી બીજી જિંદગીમાં હુ ધકેલાયો પણ વચ્ચે એ બાર દિવસની જિંદગી, મહાસાગર વચ્ચેના કોઈ રૂણદ્વીપ જેવી જિંદગી, મળતાં મળી ગઈ એની જ મને સારો વખત નવાઈ થયા કરે છે

નવાઈ ન થાય તો બીજુ શુ થાય? ક્યા એનુ છસાત હજાર માઈલો છેટેનું ઘર, ક્યા એના સગાસંબધી, ક્યા એની સસ્કૃતિને અનોખી જીવનપ્રણાલી, અને ક્યા હું, ક્યા મારુ સંકુચિત હિંદી જીવન, ક્યા મારી કગાલિયત? અમારો તે ભેટો કદી હોઈ શકે?

એ બારે દિવસ મારે તો કશુ કરવાનુ જ ન હતુ અને એથી તો એ બાર દિવસ મને પળકમા પૂરા થઈ જતા કોઈ અનત સ્વપ્ન જેવા લાગે છે એ બાર દિવસ ઉપર મારો પોતાનો કશો હક નથી, એ મારી માલિકીના નથી કોઈ દૈવી શક્તિએ કરુણાથી ગ્રેગઈને આપેલી એ તો છૂપી બક્ષિસ છે

મારે માત્ર મારી સૂકી જીવનવેલુ પર વરસી રહેતી વાદળીની છાયા સ્વીકારવાનું હતુ, અને તેટલા લીલા થવાનુ હતુ

એ વાદળી તે વાગેલા

બીજા દર્દીઓ અને નર્સો એને વિલ્લા કહેતા, પણ હુ તો એણે પોતે કહેલુ નામ જ વાપરુ છુ દવાખાનામા એ ગાળે એ રાતપાળીએ આવતી હતી ઊંઘમાથી પ્રાયવા માટે ગૂથણકામમા રાત આખી મચી રહેતી અને દર્દીની ઘટડી થાય ન થાય તોપણ અવારનવાર સૌ બિછાનાઓ ફને ફેરો ખાઈ જતી બિલાડી તે એની આગળ શુ ચૂપચાપ ચાલવાની હતી? અને ચપળતા તો એની જ મને પહેલી લાગણી થઈ હોય તો તે એ કે આવી અસાધારણ પટુતા કયા આ આવી સાકડી નીકમા વહેવાનુ પસદ કરતી હશે? કોઈ કોઈ ગરજથી અક્કલ ગુમાવી બેઠેલા દર્દીને એમ કહેતા પણ સાભળ્યા હતા કે વિલ્લુબહેન દિવસે પણ રહેતા હોય તો કેવુ!

અમારી ઓળખાણ મારી તરફથી બહુ મોડી થઈ કહેવાય ઑપરેશન પછી ત્રીજે દિવસે જ્યારે હુ બરોબર ભાનમા આવ્યો—એટલે કે સૌને ખરેખર ઓળખી શકતો થયો—ત્યારે મેં પ્રભાતના પહોરમા એને જોઈ એ એક નર્સ છે, ને ફરજ પ્રમાણે ગરમ પાણી અને રૂના પૂમડાથી મારો ઘા સાફ કરવા આવી છે, એમ સમજી લઈને હું મારે પડ્યો રહેત. પણ એની સામે જોયુ તો એ તો જાણે મને કેટલા જમાનાથી ઓળખતી હોય એવો એનો દેખાવ હતો આવુ મને સહજ લાગણી વડે જ સમજાયુ એણે જરી પણ ઈજા ન થાય એમ નાકનો ઘા બરોબર સાફ કરી દીધો એટલી કુમાશથી એ કામ કરતી હતી અને એ વખતે એના ચહેરા પર એવી કાળજી તરવતી હતી કે મને સારો વખત ડર લાગતો હતો કે એની સજીવનીને બળે કેટલાંય બધા નાક મારા ચહેરા પર ઊગી ન નીકળે તો સારુ. અને પછી એણે મારા મોઢામા આગળી નાખીને દાતણ કરાવ્યુ એ તો હજી આજે પણ હુ પૂરુ માનતો નથી પછી મારા માથાના વાળ ઓળવા લાગી હુ તો આખો મીંચી ગયો હતો અને મારા નાકના ધવાયેલા ભાગને અદેખાઈમા ઉશ્કેરતા ચહેરાના ને માથાના બધા અણુઓ ઓગળવા મડી ગયા હતા ખ્રશને બદલે હથેળીથી વાળ દાબીને 'ક્યૂ અભી અચ્છા હો ગયા ના?' એમ બોલી, ત્યા આપોઆપ મારી આખો ઊઘડી ગઈ, ને જોઉં છુ તો મારાથી ઝીલી પણ ન શકાય એટલો ભાવ એ મારી પર વરસાવતી હતી નાકના અવારનવાર સણકા ખાતરી ન આપતા હોત તો આ બધુ હું સ્વપનામા જ ગણી કાઢત •

પણ સાજ સુધીનો સમય તો મારે સ્વપનામા જ કાઢવાનો હતો એ સ્વપ્નામા એક જ સૂર મુખ્ય હતો આવા ભાવ માટે મારી લાયકી શી? જિંદગીમા કદી મેં કોઈ પુરુષ કે સ્ત્રી પ્રત્યેથી આવો ઉમળકો મેળવ્યો ન હતો અને મેળવ્યો ન હતો એ ઉપરથી કદી મેળવવાની આશા પણ રાખી ન હતી ત્યાં અચાનક આ કોઈ ને કહીએ તો કોઈ માને પણ નહિ એવુ ક્યાથી બનવા માડ્યુ', એમ હું મુઝાવા લાગ્યો

રાતે એ આવી ને પ્રથમ પહેલુ કામ એણે ઘાની સભાળ લઈને પછી વાળ બરોબર કરી દેવાનુ કર્યું મને આછુઆછુ યાદ છે કે સાજે મારા સગાઓ આવેલા એમાથી તો કોઈને વાળમા વાક દેખાયો ન હતો, તો આને હવે રાતને સમયે તે મારા વાળની આટલી શી પડી હશે! પણ આ વિચારો તો બધા ફોગટ ડહાપણના જ હતા એણે સવારની જેમ પાછુ પૂછ્યુ, 'અચ્છા ના?' ત્યારે એની આખવાટે ઊભરાઈ જતા ઉમળકામા હું તો

ગરક જ થઈ ગયો ગતે ઘણીવાર આવીને એ ખબર કરી જતી મનારે પાછી પૂરી માવજત કરીને બીજી નર્સને બરાબર કાળજી રાખવાનુ કહીને મારા બિછાના પાસે કેટલીય વાર આવ્યા પછી માડમાડ મુશ્કેલીએ ગઈ.

પાસેના પાર્ટીશનવાળા દર્દીએ એને મને મળવા આવેલા કોઈને કહ્યું પણ ખરૂં ' આ બાઈને કેમ કઈ ગભીર લાગે છે પેલી ગોરી બાઈની ફિકર તો જુઓ ' એણે ગભીરપણે કહેલુ, પણ એમા હતી તો ટકોર જ

આખો દિવસ હું સ્વપનામા પડી રહ્યો ને સાજની સજા માટે તૈયારી કરી રહ્યો એ સીધી મારે બિછાને આવી ને શ્વાસ તો એનો માતો ન હતો છતા 'અરેરે ના ?' એમ બોલી ત્યારે રહી ા તરફ નજર કરી હથેળી વડે વાળ સમા કરવા લાગી ત્યા મેં ચહેરો જરી વિચિત્ર કર્યો એટલે પોતાના મન સાથે જ બબડી કે આ લોકોએ પાટો બરાબર બાધ્યો નથી લાગતો. અને પાટો ઉકેળવા લાગી બીજી એક નર્સે આવીને કહ્યું 'તમને ડૉકટરસા'બ બોલાવે છે અને આ શું કરો છો ? પાટો હજી હમણા જ બાધ્યો છે ' વાચોલા ચિડવાઈ જઈને સ્વગત બોલી 'આમ પાટા બધાતા હશે ? તો દુ ખ શાનુ થાય ?' પણ તરત મૃદુતાથી પેલી બાઈને કહ્યુ ' હુ આવુ છું જરી આ બરાબર કરી લઉં '

હવે આ બધામા મારી વલે વિચિત્ર થતી જતી હતી મને કઈ ગમતુ નહોતુ એમ નહિ પણ શા માટે આ પરદેશી બાઈ મારી આટલી કાળજી લે છે એ તો મારે સમજવુ જોઈએ ને ? આ સમજવાની મથામણ તે માત્ર ઘેલછાપણુ જ છે એનું મને એ વખતે ભાન જ કયા હતુ ?

પાટો ઠીકઠીક કરી ફરી નિયમ મુજબ વાળ બરાબર કરવા લાગી એટલે પહેલીવારે હુ ચાલાકી કરવા ગયો એમાં ઊલટો બમણો સપડાયો આ વખતે તો કોઈ કૃત્રિમ લાગણી મારા મોઢા પર હું લાવી શકુ એમ હતું જ નહિ—માત્ર એક જાતની ગમતી મૂંઝવણ વાળ બરાબર કરીને—મારા સિવાયના કોઈને વિષે વાત કરતો હોત તો કહેવુ પડત કે પપાળીને—ધીમેથી બોલી 'તારી મા કે પ્રેયસી જેવું તે મને ક્યાંથી આવડે ?'

'ના, ના, બરાબર છે!' એની ભાષામા મને જવાબ આપતો સાભળીને એના હરખનો પાર રહ્યો નહિ 'બરાબર નથી,' દઢતાથી એણે કહ્યુ, 'નહિ તો આમ તને કળતર શેનું થવા પામે ? એટલી મારી ઊણપ !'

થોડીવાર પછી આવીને પાસેની ખુરશી પર બેઠી અને અનેક સવાલો પૂછવા લાગી મારાથી હજી સ્પષ્ટ બોલી શકાય એમ હતુ નહિ એટલે એણે ફરમાવ્યું કે મારે માત્ર પાપણથી (માથાથી પણ નહિ) કે હાથથી જવાબ આપવા એને કયાં જવાબ જોઈતા જ હતા ? એને સવાલ પૂછવા મળે એમાં જ એના બધા જવાબોનો અર્ક એને મળી જતો લાગતો હતો

'તમે વિદ્યાર્થી તો નથી ને ?' આ સાભળ્યું ત્યારે જરી આશ્ચર્યથી સ ભવાં ઊંચા કર્યાં 'કેમ ? એમા અચરજ પામવાનુ શું છે ? તમારે અહીંના વિદ્યાર્થી તે વિદ્યાર્થી સિવાય બીજુ બધુ હોય છે તમે તો . '

વચ્ચેજ જ ઉત્સાહથી મે સમજાવી દીધુ કે હું વિદ્યાર્થી ન હતો

એણે શું પૂછ્યુ તે કરતા શું ન પૂછ્યુ એની યાદી જ કદાચ ટૂકી નીવડે

૪

બીજે દિવસે ગયા પછી એણે દિવસને વખતે કેટલીયે વાર ટેલિફોન પર ખબર કરી કે મને કેમ છે. હવે તો હુ ગભરાઈ જ ગયો. સારી રાત જે કામ કરે તેણે દિવસે થોડુક તો ઊંઘવુ જોઈએ ને? અને આ આટલા ઉજાગરા વહોરવાનુ એને કારણ? (કારણો શોધવાની મારી આ ભૂંડી જાતને ભયકર આદત હતી!) મેં આ વિચાર આખો દિવસ વાગોળ્યા કર્યો

સાજે આવી ત્યારે એ તદ્દન પ્રફુલ્લિત, હજી હમણા સીધી સ્વર્ગના કોઈ ઉદ્યાનમાંથી ઊતરી આવી હોય એવી તાજગીભરેલી લાગતી હતી મને થયુ કે મારે લીધે એને આટલો ઉલ્લાસ અને ઉમગ રહે છે તો શા માટે મારે આડે આવવુ? બને કે મને જોઈને એને એનો નાનો ભાઈ કે કદાચ—જોકે એમ થવુ અસભવિત છે પણ—એનો પતિ કે પછી કોઈ પુરાણો મિત્ર યાદ આવતો હોય અને માત્ર મારે એક મગતવડભરી ખીંટી તરીકે ઉપયોગ કરીને એ એના ઉમળકાની લાગણીઓ ઘડીભર ટિંગાવતી હોય પણ ત્યા વળી મારુ સ્વમાન ઊકળી આવ્યુ એમ કોઈને આપણો ઉપયોગ શા માટે કરી જવા દેવુ? નક્કી કર્યું કે એને પૂછીને ખાતરી કરીશ પણ આ બધા પોથીમાના રીંગણા હતા એનો મૃદુ કર, પૂરપ્રવાહમા તાણી જતી નજર અને માને ભુલાવે એવી હથેલી, એ બધુ અનુભવાતું ત્યારે હૃદય એનો માત્ર આભાર જ માનતુ

અને છતા નવાઈની વાત તો એ છે કે હમેશા વાયેલા જ ઓશિયાળા જેવી તો લાગતી ઘણીયે વાર આભારની લાગણીથી એ મારી તરફ જોતી મે તે એવું એવુ શુ ભલુ કર્યું હતુ?

પછી તો બપોરને વખતે એ એના સામાન્ય (નર્સના નહિ પણ ઘરબહારના) લેબાસમા દવાખાને આવી જતી ખાટલા પર પડખે બેસીને અનેકવાર પૂછેલા સવાલો ફરી પૂછતી હુ પણ એ વખતે પ્રથમ જ સાભળતો હોઉં એમ અચબાથી એ સાભળી રહેતો વચ્ચે એને એની પર્સની બાજુએ જોતી જોઈ એ શુ છે એ જાણવા મેં ઇતેજારી બતાવી એ ઘડીકમા મારી સામુ તો ઘડીકમા એમા જોતી હતી, એટલે મારે આ ધૃષ્ટતા કરવી પડી મને થયુ કે જોઉં તો ખરો કે કેવી છબી છે 'કોની છબી છે?' મારાથી બોલાઈ પણ ગયુ

'તમારી,' કહીને એક બાળકની પેઠે હસી પડી, અને પર્સની બાજુનુ ચાટલુ મારા મો આગળ ધરીને બોલી, 'કેમ, છે કે નહિ?'

એના ગયા પછી મેં મનને વળી એમ મનાવવા પ્રયત્ન કર્યો કે એને એના પોતાના ચહેરામા અને મારા ચહેરામા કાઈ સરખાપણુ લાગતુ હશે નહિ તો આવા—નવલકથાઓમા આવે છે તેથી જુદા જ—ભાવથી મારી સાથે એ શી રીતે વર્તી શકે?

પછીથી એ બપોરે પણ દવાખાને આવતી હું કહું કે એણે આરામ લેવો જોઈએ તો એનો જવાબ, સાજે અજબ પ્રફુલ્લિતપણામા હાજર થઈને આપતી

પછીને દિવસે એણે ટેલિફોન પર અનેકવાર ખબર કરાવીને, મને જણાવ્યુ કે એની બહેનના લગ્ન માટે ખરીદી કરવા એ સાથે જવાની છે એટલે દવાખાને બપોરની વેળાએ નહિ આવી શકે મારા મનમા થયુ કે એને કઈ મન રોકી લે એવી પ્રવૃત્તિ મળી જાય તો હુ બચી જાઉં. પણ થોડીવારમા એ આવી જ છે તો! અને ખરીદી કરી આવીને ઘેર

જતા પણ ખબર કરી ગઈ મારે એની બહેન અને બીજા સંબંધીઓ વિષે એને ઘણુ ઘણુ પૂછવુ હતુ, પણ મને કૈં પૂછવા જ દે તો ને?

તે સાંજે એ ઠંક ઓછી પ્રફુલ્લિત હતી બીજી સવારે જતા જતા એણે બીજી નર્સને મારી ભાળવણી કરી 'કદાચ મારે પૂના, અને કદાચ ઉટી, જવુ થશે,' એમ કહી જીવન-મરણની વિદાય હોય એમ મારી તરફ ટીકી રહી એની દૃષ્ટિમા શુ હતુ તે એ વખતે સમજવાની માગમા પૂરી સૂઝ પણ ન હતી પોતે જ વાળ સમા કરી આપેલા છતા, કેમ બરોબર નથી, કહીને કોઈની પર ખિજાતી હોય એમ ફરી હાથ વડે ઠીક કરવા લાગી ને જોઈ રહી, જોઈ જ રહી

મહામુસીબતે એ ખસી અને મહામુસીબતે હુ છૂટકારાનો દમ ખેંચવા પામ્યો અને નાક જેવી ચીજ પર આપરેશનને એવા ઉધામા કરવા પડે તો આમ કોઈ પરદેશી બાઈ આટલુ હેત બતાવી જાય તો એમાય શુ મોટુ આશ્ચર્ય એમ સાદી ફિલસૂફી ગોઠવતો એક જાતની મોકળાશ એ સવારે અનુભવતો હુ પડી રહ્યો. ફોન પર પણ સમાચાર રોજની જેમ અરધેઅરધે કલાકે આવતા અટક્યા એથી પણ ચિત્તને આરામ રહ્યો

અચાનક બપોરે મને ઊંઘમાથી ઝબકાવીને એક નર્સે ખબર આપી કે વાયોલા થાક ઉજાગરાથી બિમાર થઈને હૉસ્પિતાલમા આવી છે. મેં દલીલ કરી કે આ તો નાક, કાન ને ગળાની હૉસ્પિતાલ છે પણ જવાબ મળ્યો કે અહીં નર્સો સાથે ફાવે, એ કારણથી એ તો જરૂર પડયે અહીં જ આવે છે. અત્યારસુધી હુ મારી જાતને લાયક ન ગણીને બનાવ્યે જતો હતો અત્યારે મને કુદરતી રીતે જ સમજાઈ ગયુ કે મારુ ગમે તે થાઓ, મારુ એ ગમે તે કરે, મારે મારી જાતને એના હાથમા મૂકી દેવી જોઈએ

ચાલણ ખુરશીમા હુ એના બિછાના પાસે ગયો

એણે તો એટલુ જ મંદસ્વરે કહ્યુ, 'હુ ઉટી તે શી રીતે જઈ શકુ? મારી ડયુટી!' મે કહ્યુ, 'ઉજાગરાથી તબિયત લથડે જ તમારે આરામ ખાતર પણ જવાની જરૂર હતી' તો કહે, 'ડયુટી પરથી મને ખસેડી લો ને જુઓ કે હું કોઈની પણ રહું છુ? ઉજાગરા તો હોય જ ને? એની ઓછી નવાઈ છે?'

ખુરસીમા એની કને એ મને વારવાર બોલાવતી ને એની અખૂટ વાગ્ધારા છોડયે જતી મારે તો સમજવા ન સમજવાની પરવા કર્યા વગર એમાં ભિંજાયે જ જવાનુ હતુ બે દિવસમા તો એ સારી થઈ ગઈ. એ પોતે બિછાનામા હતી, પણ મારો ઘા તો એ જ સંભાળતી, ને વાળ પણ

સારા થયા પછી નાકનો પાટો છોડી, દાક્તરને રુઝાયેલુ બતાવીને એમના ગયા પછી, ટપલી લગાવીને બોલી, 'આ લુચ્ચુ નાક બહુ જલદીજલદી સારુ થઈ જવાનું લાગે છે!'

'તે તો તમારી કળા છે!' હુ વિવેક કરવા ગયો

'મોઈ મારી કળા!' એની વ્યથા વર્ણી શકાય એવી હતી જ નહિ

બીજી સવારે મને 'ડિસ્ચાર્જ' (છૂટો) કરવાનો હતો મારા નાપાક નાક પર મને અત્યત ખીજ ચડી કા તો એણે મુશ્કેલી જ ઊભી કરવી નહોતી, કા તો હવે ઝટ રુઝાવુ જોઈતુ નહોતુ પણ હૃદયની વેદના ઓછી જ નાકને રુઝાવુ અટકાવવાની હતી? આખી રાત ચપોચપ પગલા ભરતી વાયોલાને જોઈ આવતી કાલે એ કેમ હીંડશે, એને પઢીને

દિવસે ને એને પછીને દિવસે ને એનેય વળી પછીને દિવસે એ કેમ આ ઓરડામા હીંડશે એની કલ્પના કરતો કરતો સવાર થતા તો તાવથી ભગાઈને બીજી કોઈ હૉસ્પિટલ માટે હુ ઉમેદવાર થઈ ગયો

'હુ કેટલુ કહુ છુ કે આ હૉસ્પિટલનુ એક્સ્ટેન્શન (વિસ્તાર) કરો, પણ કોઈ માને તો ને?' વાયોલાએ મૂઝવણ વ્યક્ત કરી

સવારે ડાધુઓની ગઢ જોતો હોઉં એમ સગાંઓની ગઢ જોતો મૂર્છાની માફક પડી રહ્યો વચ્ચેવચ્ચે આખ ખોલીને પડખે બેઠેલી વાયોલાની નજર માત્રથી મારી માગી લેતો કે એની પ્રેમવર્ષા ઝીલવાને હુ યોગ્ય પાત્ર ન નીવડી શકયો

નીચે મોટરનુ ભૂગળુ વાગ્યુ ને મને થયુ કે સબંધીઓ આવ્યા આવ્યા જ વાયોલા કહે 'એના વાળ તો જુઓ ભૂડાના!' એની એ છેલ્લી હથેળીનો પ્રભાવ જ મારા મસ્તકને કદાચ અત્યારે ગાડપણથી બચાવી રહ્યો હશે

મને નીચે લઈ જતા હતા, ત્યારે દાદરનો કઠેડો પકડીને વાયોલા ઊભી હતી એક અણઓળખીતી પરદેશી નર્સ કઠેડાથી આગળ કેટલે આવે? પાપણો ઊંચકીને મેં છેલ્લુ એની તરફ જોયુ ને નજરથી બતાવવા કર્યું કે મને નકામા શબની માફક પગણે દવા-ખાનામાથી ફેંકી દેવામા આવે છે પણ ભાગ્યે જ મારી એ ફરિયાદ એના લક્ષ્યમા ગઈ હશે, કારણ કે એની આખ તો આખી પ્રવાહી થઈને ટપકી રહી હતી હુ દૃષ્ટિ મીંચી ગયો મીંચેલી આખે એની એ આકૃતિ હુ કદાચ વધારે સારી રીતે જોઈ શકુ છુ ઉઘાડવા જાઉં છુ તો અદેખા આસુ બધુ ઝાખુઝાખુ કરી આપે છે

ટાઈફોઈડમાથી બચીને 'નવી જિંદગી' પામ્યા પછી જ્યારે એ હૉસ્પિટલમા તપાસ કરવા ગયો, ત્યારે ત્યાના લોકોએ કહ્યુ કે એ તો ક્યારની દવાખાનુ છોડી ગઈ છે તે છતા મેં પૂછ્યા કર્યું ત્યારે મારા સવાલો પરથી મને એ લોકોએ ગાડો જ ગણી કાઢયો પછી હતા તેટલા પૈસા ખરચીને થિયેટરોમા, ગાડીના પહેલાબીજા વર્ગોમા, મોટી હોટેલોના નૃત્યજલસાઓમા, કલ્પનાએ કહ્યુ ત્યા ત્યા તપાસ કરી પણ ફોગટ! પણ એ જ ઠીક થયુ એને કઈ મારી કનેથી મેળવવુ નહોતુ ને મને? મારે વિશેષ શુ જોઈએ? મને એણે કેમ ચાહવુ એ શીખવ્યુ છે, એ આ આટલી જિંદગી માટે તો બસ છે

# કાઠિયાવાડની કોરી

ચંદ્રપ્રસાદ હરદેવરામ દીવાનજી

કાઠિયાવાડના ચલણનો ઇતિહાસ એટલે કાઠિયાવાડની કોરીનો ઇતિહાસ એમ કહીએ તો ચાલે હાલના રાજદ્વારી ભાગલાના પ્રમાણમા કોરીના ચલણ માટે કાઠિયાવાડને એકત્ર ગણી શકાય. કેટલાક દેશી રાજ્યોને પોતાની ટંકશાળ હતી, અને દરેક ટંકશાળનો મુખ્ય સિક્કો કોરી જ હતો

કોરી નામની ઉત્પત્તિ એ એક ઐતિહાસિક કથા છે, અને તેને મસ્થાન નવાનગર યાને જામનગરના રાજ્ય સાથે સબંધ છે જામશ્રી સતરસાલ ઉર્ફે સતાજી ઈ સ ૧૫૬૯મા ગાદી ઉપર આવ્યા અને તેમણે ગુજરાતના બાદશાહ સુલતાન મુઝફ્ફરખાન ત્રીજાની પાસેથી સિક્કા પાડવાનો પરવાનો મેળવ્યો પણ ગુજરાતના સુલતાને પોતાના બાપના નામ ઉપરથી તે સિક્કાનુ નામ ‘મહમદી’ પાડવા ફરમાન કર્યુ લોકવાયકા એવી છે કે ત્યારબાદ જામશ્રી સતાજીએ સુલતાનને નજરાણુ કર્યુ, અને તેમા બે જાતના સિક્કા મુકયા સુલતાની રૂપિયો અને પોતાનો સિક્કો—જે પાછળથી કોરીના નામથી જાણીતો થયો સુલતાનને અભિનન્દન આપતા જામશ્રીએ કહ્યુ “જેમ રાજાઓ પોતાની કુવરીઓને પોતાના માલિક સુલતાનનુ પાણિગ્રહણ કરાવી પોતાને મોટુ માન મળેલુ સમજે છે, તેમ હુ મારા સિક્કાને કુવરી તરીકે મારા માલિકના રૂપિયા સાથે પરણાવુ છુ, અને આશા રાખુ છુ કે એથી મારા સિક્કાની આબરૂ વધશે જ” આથી સુલતાન એટલા બધા રાજી થઈ ગયા કે જામસાહેબ જે નવા નાના સિક્કા બનાવે તેનુ નામ કુવરી પાડવા ફરમાન કર્યુ કુવરી સિક્કો આગળ જતા કોરી થઈ ગયો, અને કાઠિયાવાડનો મુખ્ય સિક્કો કોરી તરીકે જ જાણીતો થયો

કોરીના મુખ્ય સિક્કા સાથે બીજા નાના સિક્કા પણ ચલણમા હતા, અને તેમને કોરી સાથે જ પ્રમાણમાં જોડવામા આવ્યા હતા આ સિક્કાઓ ત્રાંબિયા, દોકડા, દીગલા અને દબ્બુના નામથી જાણીતા હતા તેમનુ કોરી સાથેનુ પ્રમાણ નીચે પ્રમાણે હતુ

૬૦ ત્રાંબિયાની એક કોરી

૩૦ દોકડાની એક કોરી

૨૦ દીગલાની એક કોરી

૧૦ દબ્બુની એક કોરી

પણ કોઈ કોઈવાર કોરીનો ભાવ વધીને ૩૮ દોકડા થતો હતો, અને તે વખતે બીજા સિક્કાના ભાવોમા પણ એ જ પ્રમાણે ફેરફારો થતા હતા. કોરીથી વધારે કિંમતના સિક્કાઓ ‘અઢિયા’ અને ‘પાંચિયા’ પણ ચલણમા હતા, અને તે અનુક્રમે કોરીથી અઢી અને પાંચગણી કિંમતે ચાલુ હતા

કાઠિયાવાડમા ઘણી જાતની કોરીઓ ચાલતી હતી, પણ તેમા જૂનાગઢ, પોરબંદર અને નવાનગરની કોરીઓ વધારે બહોળો ફેલાવો પામી હતી પોરબંદરની કોરી રાણાશાહી

કોરીને નામે ઓળખાતી, જૂનાગઢની કોરી દીવાનશાહી કોરીને નામે ઓળખાતી, ત્યારે નવાનગરની કોરી જામશાહી કોરીને નામે ઓળખાતી હતી પોરબંદરના રાજકર્તા રાણા તરીકે સંબોધાતા હોવાથી એ કોરીનું નામ રાણાશાહી કોરી પડ્યું, અને નવાનગરના રાજકર્તા જામસાહેબ તરીકે સંબોધાતા હોવાથી એ રાજ્યની કોરી જામશાહી કોરી તરીકે જાણીતી થઈ જૂનાગઢના નવાબ એ મોગલ બાદશાહના પ્રતિનિધિ યાને દીવાન તરીકે કાઠિયાવાડમાં આવ્યા હોવાથી જૂનાગઢ રાજ્યની કોરી તે દીવાનશાહી કોરી તરીકે ઓળખાય છે

કોરી એ ચાંદીનો સિક્કો હતો પણ જેમ મોગલ બાદશાહોને પોતાના સોનાના સિક્કા અશરફી ઉર્ફે મોહર હતા તેમ કાઠિયાવાડના રાજાઓએ ચાંદીની કોરીના જેટલા જ વજનના સોનાના સિક્કા પડાવેલા, અને તે સિક્કા 'મધરી'ના નામથી જાણીતા હતા આ મધરી યાને સોનાની કોરીને રૂપાની કોરી સાથે એકથી ૩૦ ના પ્રમાણથી જોડવામાં આવી હતી પણ એ પ્રમાણની કિંમતમાં ફેરફાર થયા કરતો, તેથી તેનો ભાવ ૨૦ થી ૩૮ ની વચમાં ફર્યા કરતો આ સોનાની કોરીમાં એક ગદિયાણો ચોખ્ખું સોનું આવતું, અને તેમાં કશાનો ભેગ નહોતો આવતો, જ્યારે ચાંદીની કોરીમાં ૬૭ ટકા ચાંદી અને બાકીનો ભાગ મેળવણીનો હતો ગદિયાણો એક દેશી વજન છે, અને ૧૮૧¾ ગદિયાણા એટલે સો તોલા થાય

રાણાશાહી, દીવાનશાહી અને જામશાહી એમ ત્રણે કોરીમાં જામશાહી કોરીનો ફેલાવો સહુથી વધુ હતો અને તે આખા કાઠિયાવાડમાં ચાલતી હતી આના પુરાવા તરીકે કોરીની ઉત્પત્તિથી જ જામનગર રાજ્ય તેની સાથે સંકળાયેલું હતું એ ઐતિહાસિક બીના છે બીજુ, સંવત ૧૬૫૧માં પાલીતાણા દરબારના પૂર્વજે ગોહેલોએ જૈન લોકો સાથે જે ખતપત્રો કર્યાં તેમાં જૈનોને દરબારને જામશાહી કોરીમાં રકમ આપવાનું લખ્યું છે ત્રીજુ, ઈ સ ૧૭૫૮-૬૦ દરમિયાન ગોંડલના ઠાકોર કુંભાજીએ ઉપલેટા અને ધોરાજી પેટે જૂનાગઢને ૩૫,૦૦૦ જામશાહી કોરી ધીરી હતી, અને છેલ્લુ ઈ સ ૧૮૨૧માં જૂનાગઢના લશ્કરની ગેરવર્તણૂક માટે જૂનાગઢે જે જરીમાનું બ્રિટિશ સરકારને આપ્યું તે ૬,૮૫,૦૦૦ જામશાહી કોરીમાં આપ્યું હતું આ ચાર બીના એટલું સાબિત કરવાને પૂરતી છે કે જામશાહી કોરીનો ફેલાવો સૌથી બહોળો હતો આથી કરીને જામશાહી કોરીનો ઇતિહાસ નીરસ તો નહિ જ લાગે તેમજ અત્રે અસ્થાને પણ નહિ જ ગણાય

જામશાહી કોરી એ નવાનગર રાજ્યનો મુખ્ય સિક્કો હતો, અને જામશ્રી સતરસાલ ઉર્ફે સતાજીએ ઈ સ ૧૫૭૦માં એ સિક્કો પાડવાને ટંકશાળ સ્થાપી (જામશ્રી સતાજી એ નવાનગરની ગાદીના ત્રીજા રાજ્યકર્તા હતા ચાંદી તેમજ સોનાની કોરીઓ પાડવામાં આવતી, અને કાઠિયાવાડના નીચેના રાજ્ય અને તાલુકામાં એનું ચલણ હતું

ઓખા મંડળ (હવે વડોદરા રાજ્યનું), જૂનાગઢ (કેટલાક પ્રાંતો), ભાવનગર (કેટલાક પ્રાંતો), મોરબી રાજ્ય, ધ્રોલ રાજ્ય, રાજકોટ રાજ્ય, ગોંડલ રાજ્ય, વાંકાનેર રાજ્ય, અને જેતપુર, મેંગણી, માળિયા, લોધીકા, વીરપુર, ગવરીદડ, કોટડા સાંગાણી, મુરીલા, રાજપરા, વાસાવડ અને ચીતલ તાલુકાઓ

ટૂંકામાં જામશાહી કોરી ૧૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં ચાલતી હતી કોરીના ભાવમાં વખતોવખત ફેરફાર થયા કરતા હતા. ઈ. સ. ૧૮૬૨માં ૨૧૪ કોરીના રૂ. ૧૦૦

આવતા પણ બ્રિટિશ સરકારે તે વખતે એ હુડિયામણ ત્રણ કોરીના રૂપિયા પર નક્કી કરવા ઠરાવ્યુ, અને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટે રાજ્યો પર એ બાબતમા દબાણ પણ કર્યાનુ કહેવાય છે જ્યારે દેશી રાજ્યોએ એ બાબતમા બહુ લક્ષ ન આપ્યુ, ત્યારે મુબઈ સરકાર મારફતે કાઠિયાવાડની ટકશાળો બધ કરવાની તજવીજ થઈ નવાનગર રાજ્યે આ બાબતમા પોતાની અરજ મુબઈ સરકારને કરી, જેમણે જવાબ આપ્યો કે હિંદી સરકારના હુકમ અનુસાર થશે એટલે નવાનગરે હિંદી સરકારને લખ્યુ. આનુ પરિણામ એ આવ્યુ કે સરકારે તે સમયે તો ટકશાળ બધ કરવાનુ મુલતવી રાખ્યુ, પણ પોલિટિકલ એજન્ટના પ્રયાસોને અગે જામશાહી કોરીનું ચલણ બીજાં રાજ્યોમા ઘણુ ઘટી ગયુ, અને તેથી કોરીનો ૩૭૫ના રૂ ૧૦૦નો ભાવ થઈ ગયો, અને આ ભાવ ઘણો લાબો વખત સુધી ટકી રહ્યો

આ પછી ત્રીસ વર્ષે ઈ સ ૧૮૯૩મા સરકારે પાછો ટકશાળનો પ્રશ્ન ઉપાડચો, અને જે જે રાજ્યોમાં ટકશાળો હતી તેમને જણાવ્યુ કે એમણે બીજા ૭ મહિના સુધી નવા સિક્કા ન પાડવા અને એની અસર કોરી અને રૂપિયાના હુડિયામણની ઉપર શુ થાય છે તેનુ નિરીક્ષણ કરવુ નવાનગર રાજ્યે એમ કરવા કબૂલ કર્યું, અને ઈ સ ૧૮૯૪મા નવા સિક્કા પાડવા બધ કર્યા એ જ અરસામાં જામશ્રી વિભાજી દેવલોક થયા, અને જામશ્રી જસાજી સગીર હોવાથી રાજ્યનો કારોબાર સરકાર હસ્તક ગયો આ તકનો લાભ લઈને ઈ સ ૧૮૯૮માં એ સરકારી કારોબારીઓએ ટકશાળને હમેશ માટે બધ કરી દીધી, અને બ્રિટિશ હિંદનુ ચલણ રાજ્યમા દાખલ કરી દીધુ આ ચલણ દાખલ કરવાને રૂપિયા અને કોરીનું હુડિયામણ કોરી ૪૩૫ના રૂ ૧૦૦ ઠેરવવામા આવ્યુ, આ એક આપખુદી દર હતો, કારણ કોરીની ચાંદીના ભાવને હિસાબે પણ ૩૮૪ા કોરીના રૂ ૧૦૦ થતા હતા આ રીતે દર રૂ ૧૦૦ દીઠ નવાનગરની રૈયતને ૫૦ કોરીનુ નુકસાન વેઠવુ પડચુ, એટલે સેકડે ૧૨½ ટકા નુકસાન થયુ.

ઈ. સ ૧૮૯૩મા સરકારે બ્રિટિશ હિંદનુ ચલણ કાઠિયાવાડમા દાખલ કરવા નક્કી કર્યું, અને ઈ સ ૧૮૯૮ સુધીમા તો કાઠિયાવાડી કોરીનું નામનિશાન પણ રહ્યુ નહિ, અને તેમા જામશાહી કોરી ચલણમાથી નીકળવામા સૌથી છેલ્લી હતી આ ચલણ નીકળી જવા બદલ સ્ટેટને કશુ વળતર (compensation) પણ મળેલ નથી

આ રીતે ૧૫૭૦મા શરૂ થયેલા કોરીના ચલણનો ૩૨૮ વર્ષે અત આવ્યો, અને કાઠિયાવાડના સ્વતત્ર ચલણને નામે મીંડુ વળી ગયુ

# દિક્કાલ

હરિકૃષ્ણ વ્યાસ

વાસ્તવિક જગતના બે પરમ અદ્ભુતો—સ્થળ અને કાળ—એકબીજાથી સ્વતન્ત્રપણે હયાતી ધરાવી શકતા અસ્તિત્વો નહિ, પણ એકબીજા સાથે અમુક ચોક્કસ રીતે સંકળાયેલી ઘટના (phenomena) છે એ નૂતન વિચારસરણીથી આપણે હમણાંહમણાં પરિચિત થતા જઈએ છીએ સાપેક્ષવાદનો એ મૂલભૂત સિદ્ધાંત છે કે સ્થળ સંબંધેની આપણી બધી ગણતરીઓમાં સમય અમુક ભાગ ભજવે છે, જેમકે, સ્થળના વિસ્તારની સરખામણી વખતે એ વિસ્તારને ઓછોવત્તો બતાવનારું એક જ તત્ત્વ—અંતર—એ બીજું કાંઈ નહિ પણ સ્થળાંતરની એકસરખી ગતિને લાગતા ઓછાવત્તા સમયનું જ સૂચક છે પણ સાપેક્ષવાદનાં તત્ત્વજ્ઞાનની આ એક સિવાયની બીજી દલીલો અનાયાસે બુદ્ધિગમ્ય થાય તેવી નથી સામાન્ય જનતા માટે ફક્ત એટલું જ શક્ય છે કે સ્થળ અને કાળના પરસ્પરના સંબંધને બની શકે એટલા દૃષ્ટિબિંદુ પરથી નિહાળવો, જેથી પછી એવા કેટલાક સુસંબદ્ધ નિરીક્ષણોના સમગ્રદર્શી અવલોકને વિષયને યોગ્ય દૃષ્ટિકોણે જોઈ શકાય

આ દૃષ્ટિએ આ વિષયને સ્પર્શતા અનેક પ્રશ્નો છે, જેમકે, 'વખત એટલે ગતિ' ('પ્રસ્થાન' જ્યેષ્ઠ, '૮૯) નામક મારા અગાઉના એક લેખમાં માનવજાતના વિકાસની સાથે સમયના વહન માટેની મનુષ્યની અવલોકનદૃષ્ટિ કેવી સૂક્ષ્મ બનતી આવી એનો ઇતિહાસ આપવાનો મેં યત્ન કર્યો છે અને સમયની વહનરૂપ ગતિને તદ્દન સ્થૂલ કલ્પનાઓથી શરૂ કરી કાંઈક અગમ્ય (mystic) લાગતી વિચારપ્રણાલી સુધીનું રેખાચિત્ર મેં દોર્યું છે

અહીં આપણી સમક્ષ એક બીજો પ્રશ્ન ઊભો છે 'સ્થળ અને કાળ એકબીજાથી સ્વતંત્ર કેમ ન જીવી શકે?' આ પ્રશ્નના પેટામાં સ્થળ અને કાળના વિકાસક્રમનો આખો પ્રશ્ન પણ સમાઈ જાય છે એટલે એ આખો વિકાસક્રમ તપાસી આપણે એ બન્ને કેટકેટલે દરજ્જે પરસ્પરાવલંબી છે તે જોઈ જઈશું

આપણે આ પ્રશ્નને મૂળમાંથી જ તપાસવા પ્રયત્ન કરીએ અસ્તિત્વ અને શૂન્ય જે અકલ્પ્ય મર્યાદાએ હાથ મિલાવતા હશે તેની આસપાસ આપણે ભૂમિતિનું 'બિંદુ' કલ્પેલું છે એ બિંદુ માટેની આપણી કલ્પના 'દિક્નો નાનામાં નાનો એકમ' એવી કાંઈ છે એને લંબાઈ, પહોળાઈ કે ઊંચાઈ કાંઈ નથી હોતું જોઈ શકાશે કે આ કલ્પનામાં પણ વદતોવ્યાઘાત સમાયેલો છે પણ સૈદ્ધાંતિક કારણોને લીધે તે ચલાવી લેવો પડે છે

હવે ધારો કે એ કાલ્પનિક (છતાં અકલ્પ્ય) બિંદુ એક દિશામાં ગતિ કરે છે, એટલે રેખાનો જન્મ થાય છે આ રેખા એ ખરું જોતાં લંબાઈ વિનાના બિંદુએ પોતાની સ્થિતિના પુનરાવર્તનથી જન્માવેલી નવી સ્થિતિ છે એ મૂળબિંદુમાં લંબાઈ જેવું કાંઈ જ નથી, અને છતાં રેખા એટલે જ લંબાઈ આ નવો ગુણ એને બિંદુની ગતિએ આપ્યો છે અહીં એ ખ્યાલમાં રાખવાનું છે કે મૂળબિંદુ એક જ છે, એટલે ગમે તે બાજૂ તરફ જતાં તેને

તેને નવું જ સ્થાન મળે છે તેમજ એ ગમે તે બાજૂ ગતિ કરવાથી રેખા જન્માવી શકે છે બીજી રીતે કહીએ તો બિંદુની સ્થિરતાની અપેક્ષાએ આ ગતિ એ બિંદુના 'કાટખૂણે વહન'ની બરાબર થાય છે

એ જ પ્રમાણે આપણે એ રેખાને પણ એવી કાટખૂણે[1] ગતિ કરતી કલ્પીએ જેથી એ રેખાની અંદરના બધા બિંદુઓ (વસ્તુતઃ મૂળબિંદુની બધી સ્થિતિઓ) પર એ ગતિ એકસામટી અને એકસરખી અસર કરે, અને દરેક બિંદુને એ ગતિ દરમ્યાન જગતમા એ રેખાના કોઈ પણ બિંદુથી પૂર્વે નહિ રોકાયેલું સ્થાન મળે આવી જાતની ગતિ માટે વધુમા વધુ અનુકૂળ દિશા એ રેખાને કાટખૂણે છે અને પ્રતિકૂળ દિશા એ રેખાની અંદર સમાયેલી ગતિની જ દિશામા છે કેમકે જો એ રેખા પોતાની અંદરની ગતિની દિશામાં જ ચાલે તો માત્ર તે લબાયે જ જવાની, અને એ ગતિની દિશાની અપેક્ષાએ પાછળના બિંદુઓને આગળના બિંદુઓએ રોકેલા સ્થાન જ માત્ર મળવાના એથી ઊલટુ, જો એ રેખા પોતાને કાટખૂણે ગતિ કરે તો તુરત 'સપાટી' નજરે પડશે આ સપાટી એ રેખામાથી જ જન્મેલી હોવાથી તેમા રેખાનો લબાઈનો ગુણ તો છે જ પણ વધારામા રેખાની ગતિએ એક નવા 'પહોળાઈ' નામના ગુણને જન્મ આપ્યો છે, જોકે એ નવો ગુણ રેખાની ગતિ પહેલા તેમા ન હતો

અને એ શ્રેણી આગળ લબાવી સપાટી પર લાગુ પાડીએ તો સપાટીએ પણ પોતાનાથી કાટખૂણે ગતિ કરવી પડશે, જેથી તેની અંદરનાં બધા બિંદુઓને એ ગતિ દરમ્યાન એ સપાટી પરના અન્ય કોઈ બિંદુને છેદવું ન પડે આવી જાતની ગતિ માટે પ્રતિકૂળ દિશા એ સપાટીને ક્ષિતિસમાતર (in the same plane) છે, એ સ્પષ્ટ છે અને કાટખૂણે ગતિ કરતી સપાટીમા ઊંડાઈનો એક નવો ગુણ ઉમેરાઈ દળ જન્મે છે

આ બધી ગતિઓમા આપણે એક ખાસ લક્ષણ જોયુ કે બિંદુ, રેખા કે સપાટી કોઈની પણ ગતિ વખતે જૂની સ્થિતિમાના બધા બિંદુઓને એ આખી ગતિ દરમ્યાન સ્વતંત્ર સ્થાન મળે છે કોઈ પણ બિદુને ગતિની દિશામા પોતાનાથી આગળ ગયેલા બિંદુએ રોકેલું સ્થાન કે સ્થિતિ છેદવાની કદી પણ જરૂર પડતી નથી. અને જ્યારે એવી જરૂર પડે છે ત્યારે ગતિ ખૂણે નહિ, પણ પોતાની અંદરની ગતિની દિશામા, એટલે કે પોતાને ક્ષિતિ-સમાતર થઈ હોય છે

હવે અનતરે જગતમા ગતિ કરવાની સભાવનાઓ માત્ર ત્રણ દિશાની ગતિથી જ ખર્ચાઈ રહે છે એમ આપણે જગતની અનતતા સમજ્યા પછી ન કહી શકીએ જગત માથેના અનુભવે આપણે એટલુ તો જાણ્યુ છે જ કે જગતની અનતતાના ખ્યાલનો સહચારી એક એ ખ્યાલ પણ છે, કે કોઈ પણ શ્રેણી અનત પક્તિઓ સુધી ચાલુ રહે—ચાહે તો એ શ્રેણી એક, બે વગેરે સખ્યાઓની હો, ચાહે તો નાનું, મોટુ વગેરે પરિમાણોની હો, અથવા તો કોઈ પણ અન્ય તુલનાત્મક ગન્યતાઓની હો. અને આથી ઘન પદાર્થને (દળને) પણ કાટખૂણે ગતિની સભાવના હોવી જોઈએ એ સ્પષ્ટ થાય છે

૧. કોઈ પણ ખૂણો ચાલી શકે, પણ કાટખૂણાની કલ્પના સમજવામા વધુ સહેલી છે માટે જ તેનો ઉપયોગ કર્યો છે બીજા ખૂણાઓની પસદગી કરવા જતા કેટલાક નવા શાસ્ત્રીય પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

૨. આ શબ્દ મોટા વાદવિવાદનો વિષય છે પણ આપણી ચર્ચાપૂરતી એની પસદગી ખોટી નથી.

ત્યારે ઘન પદાર્થે કરવાની આ ગતિનુ સ્વરૂપ કેવુ હોઈ શકે ? આપણા પૂર્વાનુભવથી આ પ્રશ્નનો ઉત્તર આપવા આપણે પ્રયાસ કરીએ પ્રથમ તો આ નવી ગતિ એ પદાર્થથી કાટખૂણે થવી જોઈએ અને જો આપણે રેખા અને સપાટીની ગતિઓનુ સૂક્ષ્મ અવલોકન કરીશુ તો જણાશે કે એ ગતિ મૂળ વસ્તુને કાટખૂણે થાય છે—એટલે એ મૂળ વસ્તુમાના કોઈ એકાદ બિંદુને કાટખૂણે નહિ, પણ એકેએક બિંદુને કાટખૂણે જેમકે, રેખા જે ગતિથી સપાટી બનાવે છે તે ગતિની દિશા રેખા પરના એકેએક બિંદુ* સાથે એક જ સરખો ખૂણો કરે છે એ જ મુજબ સપાટીમાથી ઘન બને છે ત્યારે પણ એ ગતિની દિશા એ સપાટી પરના બધા બિંદુઓ કે રેખાઓ ( જેને સપાટીના અણુઓ કહી શકાય ) એ બધા સાથે એક જ સરખો ખૂણો કરે છે અને આ જ પ્રમાણે ઘન પદાર્થે જે ગતિ કરવાની છે તે પણ એવી હોવી જોઈએ જે ઘન પરના ( એટલે કે એના બધાગણમા સમાયેલા= અદરનાં ) એકેએક બિંદુ સાથે એક જ સરખો ખૂણો કરે અને વળી આગળ જણાવ્યુ તે પ્રમાણે એ ગતિ દરમ્યાન એમાનુ કોઈ પણ બિંદુ અગાઉના કોઈ પણ બિંદુના સ્થાનને છેદીને ન જવુ જોઈએ

આ બે મુખ્ય શરતો ખ્યાલમા રાખીને આપણે ઘન પદાર્થની કઈ ગતિથી એ જોઈતી વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરી શકાય તે જોઈએ પ્રથમ તો આપણને જે સામાન્ય રીતે ગતિ લાગે છે તે જ લઈએ ધારો કે આપણે કોઈ દડાનો ઘા કરી તેને ગતિ આપીએ છીએ આ ગતિ તે દડો કઈ દિશામા કરે છે? એ તો સ્પષ્ટ છે કે એ ગતિ દરમ્યાન દડાના આગળના બિંદુઓએ રોકેલા સ્થાન પાછા પાછળના બિંદુઓને ભાગે આવે છે એટલે કાટખૂણે ગતિની એક શરત તો પૂરી પડતી નથી હવે આપણે ગતિની દિશાથી તે દડામાના બિંદુઓ સાથે થતા ખૂણા જોવાના રહ્યા આ સબધે આપણે અગાઉ જોયું તેમ, જો કોઈ પણ બિંદુ સ્થિર હોય તો તેની કોઈ પણ દિશામા થતી ગતિ તેની મૂળ સ્થિતિને કાટખૂણે ગણી શકાય પણ જ્યારથી બિંદુમાથી રેખાનો જન્મ થયો, ત્યારથી એ નવી ગતિનો દિશાનિર્ણય બિંદુની મૂળગતિની અપેક્ષાએ જ કરવો પડશે અને બિંદુની એ ગતિની દિશા તેનાથી બનેલી રેખામા સમાતી હોવાથી આપણે તે રેખાથી જ કાટખૂણો માપવાનો રહ્યો રેખાની સપાટી અને સપાટીનુ દળ એમ બન્ને ગતિઓ વખતે આપણે આ બાબત કાળજી રાખી હતી. ત્યારે હવે પ્રશ્ન એ થશે કે ઘન પદાર્થની સ્થળાતર થતી ગતિ તેની અદર રેખાના રૂપમા સમાયેલી બિંદુઓની ગતિઓની બધી દિશાઓ સાથે એક-સરખો ખૂણો કરશે ? જેમકે, સરળતા ખાતર આપણે છ બાજૂવાળો ઘન કલ્પીએ, તો તેમાંની કોઈ પણ એક બાજૂને કાટખૂણે થતી ગતિ બાકીની પાચ બાજૂઓ સાથે પણ એવા જ ખૂણા કરશે ? જવાબમા 'ના' જ આવશે કેમકે એ ઘનની સ્થળાતરની ગતિ જે ત્રણ દિશાઓ ( લબાઈ, પહોળાઈ, ઊંચાઈ )મા શક્ય છે એ ત્રણે દિશાઓમા જતી રેખાઓ ( કે એવી રેખાઓથી બનેલી સપાટીઓ ) તેની અંદર આવેલી છે અને તે એકબીજીને કાટખૂણે હોવાથી એકાદ દિશામાં કાટખૂણે થતી ગતિ બીજી બે કે એકને સમાતર રહેવાની આથી દડો જે ગતિ કરે છે તે આપણે જોઈએ છે તેવી નથી જ

તેમ છતાં એ દડાની ગતિની દિશા તો આપણે નક્કી કરવી જ પડશે અને એ દિશા-

* બિંદુ સાથે ખૂણો થવો એટલે અહીં બિંદુની ગતિની દિશા સાથે ખૂણો થવો.

નિર્ણય માટે, પૂર્વ, પશ્ચિમ વગેરે સાપેક્ષ વ્યાખ્યાઓ નકામી થઈ પડશે કેમકે આપણે તો એ દડાએ કરેલી ગતિને દડાના પોતાના જ દૃષ્ટિબિંદુથી જોવાની છે, બહારની વસ્તુઓના દૃષ્ટિબિન્દુથી નહિ (કારણ બહારના બધા દૃષ્ટિબિંદુ ચલાયમાન છે સૂર્ય પણ જગતમાંની બધી વસ્તુઓની પૂર્વમા જ છે એમ નથી કલ્પના ખાતર બે જુદાજુદા ગ્રહો પોતપોતાની કક્ષાના માર્ગમા સૂર્યની બે બાજૂએ આવેલા હોય ત્યારે તેમાની ગતિઓ તથા અન્ય તારાઓ પરની ગતિઓ સરખાવી જોવી) આથી આપણે રેખા અને સપાટીની ગતિઓનુ અવલોકન કરીશુ તો જાણી શકીશુ કે દડો કરે છે એવી ગતિ,—એટલે કે પૂર્વના બિંદુઓએ રોકેલા સ્થાન પરથી પાછળના પસાર થાય અને ગતિની દિશા એ પદાર્થના બધા બિંદુઓ સાથે જુદાજુદા ખૂણા* કરે એવી ગતિ,—તો જ્યારે રેખા કે સપાટી પોતાનાથી ક્ષિતિસમાંતર દિશામા ગતિ કરે છે, ત્યારે જ થાય છે જેમકે, કોઈ રેખા પોતાના છેડાની દિશામા કે કોઈ સપાટી પોતાના વિસ્તારની દિશામા ગતિ કરે ત્યારે જ આગળના બિંદુઓના સ્થાન પાછળનાથી છેદાતા જાય અને બધા બિંદુ-ઓના ગતિના ધ્યેય સાથેના સંબંધ જુદી રીતે બદલાતા જાય આથી આપણે કહી શકીએ કે આપણે ફેંકેલો દડો પણ એવી જ—એટલે કે પોતાનાથી ક્ષિતિસમાંતર—ગતિ કરે છે. આપણે એ દડાને ગમે તે બાજૂ ફેંકીએ અને છતા એની ગતિનુ આ સ્વરૂપ તો એનુંએ જ રહે.

ત્યારે આપણે ઘન પદાર્થોની એવી ગતિની શોધ કરવાની રહી જે ગતિ વખતે કાટ-ખૂણે ગતિ થવાની એ મુખ્ય શરત અબાધિત રહી શકે આ ગતિ કઈ? એક તરફથી આપણને આ પ્રશ્ન ઊઠે છે, ત્યારે બીજી તરફથી પાર્થિવ જગતની ત્રણે (?) દિશાઓમાની ગતિનુ અવલોકન પણ આપણને નિરાશ કરે છે હવે અહીંથી આપણી શોધનો ઇતિહાસ પલટો ખાય છે આપણે બિંદુમાથી રેખા, રેખામાથી સપાટી, અને સપાટીમાથી ઘનની શોધ સીધે સીધી, અટક્યા વિના જ, કરતા આવ્યા પણ અહીં આવતા આપણે શોધને ઘડીભર પડતી મૂકી, જેમ વિજ્ઞાનના ઇતિહાસમા હમેશ બનતુ આવ્યું છે તેમ, કોઈ નવા શોધવિચાર માટે ખોરાક પૂરો પાડે, અથવા તો આપણા જૂના બીબામા સમાઈ જાય એવુ કોઈ નવીન તત્ત્વ હાથ લાગે ત્યા સુધી રાહ જોઈએ

અને ભટકતા ભટકતા આપણને એક નવીન તત્ત્વ હાથ લાગે છે—સમય આ તત્ત્વના ગુણધર્મોનું અવલોકન કરતા આપણે તેમા બે મુખ્ય ખાસિયતો જોઈએ છીએ એક તો એ કે સમય આ જગતમાની બધી વસ્તુઓ સાથે એકસરખો ખૂણો કરે છે બીજી ભાષામાં કહીએ તો અમુક કાલાંતરે આવેલુ સમયમા 'સ્થાન' જેટલો પૃથ્વી સાથે ખૂણો કરે છે તેટલો જ ખૂણો તે સાગર રુધિરના કણેકણ સાથે કરે છે અને એ જ ખૂણો તે સૂક્ષ્મ-દર્શક કે દૂરદર્શક યંત્રથી જોવાથી બધી વસ્તુઓ સાથે કરે છે હજુ બીજી રીતે આ વાત સમજવા પ્રયત્ન કરીએ તો **વર્તમાનથી ભવિષ્યનાં કોઈ ચોક્કસ અંતર સુધી**

---

* આ 'ખૂણા' શબ્દનો આ સ્થળે થતો અર્થ સમજવાની જરૂર છે સામાન્ય રીતે ખૂણો એ એક જ સપાટીમા ગોળાકાર ગતિનો સૂચક છે પણ તેનું સૂક્ષ્મ સ્વરૂપ એવું છે કે એક સીધી રેખા પોતાના એકાદ છેડાની દિશામા ગતિ કરે, તો એ ગતિથી થતી રેખાની લંબાઈની વિકૃતિને પરિણામે એ ગતિના ધ્યેય અને એ રેખાના બિંદુઓ વચ્ચેના સંબંધના પ્રમાણોમા જે ફેરફાર એકસરખો નથી થતો તે ફેરફારનુ એકસરખા ન હોવાપણુ પણ એક પ્રકારનો ખૂણો કરે. ખૂણાની આ વ્યાખ્યા એક ખાસ લેખનો વિષય થઈ શકે તેમ હોવાથી તેનું વિવેચન અહીં શક્ય નથી.

મુસાફરી કરવામાં જગત પરનાં બિંદુઓને ઓળંગવાનું મરડાવું પડતું નથી. બધાં વર્તમાન બિંદુઓ માટેની તે એકસરખો સંબંધ રાખતી દિશા છે અને વળી એ તત્ત્વમાં કાંઈ એવો પણ ચમત્કાર છે કે એ વહન દરમ્યાન ત્રણ મર્યાદાઓ-વાળા જગતની અંદરનાં કોઈ પણ બિંદુએ વાપરી બગાડેલો સમય તેની પાછળ ઢસડાતા આવતા કોઈ બિંદુને ભાગે આવતો નથી સમયનુ એક બિંદુ ( ખરી રીતે ' સ્થાન ' ) મારે ભાગે આવ્યુ અને ચાલ્યુ ગયુ, અને બીજા એવા અનેક આવવાના, અથવા કહો કે હુ એવા અનેક બિંદુઓમાથી કે ' સ્થાન 'માથી પસાર થવાનો પણ તેમાનુ કોઈ પણ 'સ્થાન' રાષ્ટ્રીય કરકસર (national economy) માટેના પરબીડિયાંની માફક મારા સિવાય બીજા પણ કોઈને સાથોસાથ કામ લગાડી શકાય તેમ નથી. અને જે વખતે સમયના એક બિંદુમાથી હુ પસાર થયો તે જ વખતે મારી અદરનુ તેમજ બહારનુ બન્ને જગત એ બિંદુને સમાતર ચાલ્યા આવતા અને તદ્દન નવી જ તાજગીવાળા બિંદુઓમા પસાર થયા ફેફસાએ વાપરેલુ સમયનુ બિંદુ જુદુ, હૃદયે વાપરેલુ સમયનુ બિંદુ જુદુ, અને બાહ્ય જગતમા પણ એમ જ એક બિંદુમાથી આપણી પૃથ્વી પસાર થઈ અને એને સમાતર બૃહસ્પતિ કે યુરેનસને પણ જુદાજુદા બિંદુઓ વાપરવા ( કે જીવવા ) મળ્યા.

સમય નામનુ આ તત્ત્વ ગતિનુ સ્વરૂપ (કે પરિણામ ) છે કે કેમ તે આપણે સીધી રીતે જાણી શકતા નથી પણ આપણી શોધમા ખાલી પડેલી ખુરશી પર તો તે જરૂર બેસી જાય છે આપણે ગતિની શોધમા હતા તે ગતિને આપણે જાણી શકતા નહોતા, માત્ર તે ગતિમા શુ હોવુ જોઈએ તેની આપણને ખબર હતી. આપણે તે સમયમા જોયુ પછી? સમયને ગતિ ન કહીએ તો કાંઈ નહિ. પણ એમ કરતા વાતનો મેળ મળતો નથી તેનુ શુ? કા તો બિંદુ, રેખા, સપાટી અને દળનો આપણે માનેલો ઉત્ક્રાન્તિક્રમ ખોટો, કા તો એ ઉત્ક્રાન્તિક્રમ આગળ ચાલવાની આપણે કલ્પેલી શકયતા ખોટી, કા તો સમયના ગુણ-ધર્મોની આપણે કરેલી પરીક્ષા ખોટી, અને કા તો એ ગુણધર્મોને પૂર્વાનુભવથી નક્કી થયેલુ સ્થાન આપવાનો આપણો તર્ક ખોટો સમયને ગતિનુ સ્વરૂપ ન માનીએ તો આ ચારમાથી એકાદુ ખોટુ ઠરે છે અને તે કયુ હશે?

પણ આ બધા પછી ' આમા કાંઈક ખોટુ છે, ' એમ આપણને થતી શકાના નેપથ્યમા જુદુ જ રહસ્ય રહેલુ છે અને એ કારણ જાણીએ એટલે પછી 'એમા શુ ખોટુ છે?' એ શોધ કરવાની જરૂર જ રહેશે નહિ આપણી બુદ્ધિ કાંઈ ન હોય એમાંથી કાંઈક ઉત્પન્ન થાય એ ચમત્કારમા માની શકતી નથી અને દિક્‌માથી કાળ જન્મે એ આપણને આવા જાદુગરના ખેલ જેવુ લાગે છે પણ આપણે એ ખેલની આખી રંગભૂમિને ફરીથી જોઈ જઈએ તો જણાશે કે બિંદુમાં જે નહોતુ તે લબાઈ, તેમાથી ઉત્પન્ન થતા લબાઈ-વાળી રેખા થઈ, રેખામા જે નહોતુ તે તેમાથી ઉત્પન્ન થઈને પહોળાઈવાળી સપાટી થઈ, અને સપાટીમાં જે નહોતુ તે તેમાથી ઉત્પન્ન થઈને ઊંડાઈવાળુ દળ થયુ આમ એ શ્રેણીની દરેક પક્તિ પોતાનાથી કાટખૂણે ગતિ કરવાને પરિણામે અનુક્રમે લબાઈ, પહોળાઈ અને ઊંડાઈ (કે ઊંચાઈ) એમ નવા ગુણોને જન્માવતી આવી છે અને આ નવા ગુણોનો જન્મ કાંઈ જ ન હોય એમાથી કાંઈક થાય એવો નથી એ તો ગતિનો આપણી દૃષ્ટિએ કરેલો અર્થ માત્ર છે અને એ પ્રમાણે જ ઘન પદાર્થ પોતાનાથી કાટખૂણે ગતિ કરતાં ' સમય ' નામનું જે નવુ તત્ત્વ ઉત્પન્ન કરતો લાગે છે તે પણ એ ગતિનો

આપણી બુદ્ધિએ કરેલો અર્થ જ છે આથી આમાં ચમત્કાર હોય તો એ શ્રેણીના બધા હપ્તાઓમાં એકસરખો જ છે માત્ર આ નવા ચમત્કારથી આપણી બુદ્ધિ હજુ ટેવાઈ નથી એટલું જ

અને આપણી બુદ્ધિ એ ચમત્કારથી ટેવાશે ખરી ? ચાલો, આપણી બુદ્ધિની શક્તિ અજમાવી જોઈએ

સામે એક બિંદુની ગતિ કરવાથી જે રેખા સર્જાઈ હતી તે બિંદુ હવે પ્રથમથી ઊલટી ગતિ કરવા માંડે છે, એટલે રેખાની લંબાઈ ઘટતા ઘટતા છેવટ તે રેખા અદૃશ્ય થાય છે અને માત્ર બિંદુ જ રહે છે * એ જ પ્રમાણે રેખાની જે ગતિથી સપાટી સર્જાઈ હતી, તેથી ઊલટી ગતિ રેખામાં આવતા સપાટી અદૃશ્ય થઈ માત્ર રેખા જ રહે છે અને તર્કની એ શ્રેણી ઘનરૂપ પદાર્થ પરત્વે લાગુ પડતા એ ઘનમાં અણુરૂપ રહેલી સપાટીની અવળી ગતિને પરિણામે ઘનનું ઘનત્વ લય પામે છે પણ આ કલ્પનાને આગળ લંબાવી ઘનરૂપ પદાર્થોની ચોથી મર્યાદાની ગતિ-કાલ-પરત્વે લાગુ પાડી શકીશું ? જે ગતિથી કાલનો જન્મ થયો એનાથી અવળી ગતિની કલ્પનાને આપણે અંત સુધી લઈ જઈ શકીશું ?

જુઓ કોઈ પણ ઘન પદાર્થની ઊલટી ગતિ થતા જે પાર્થિવ જગતના એ બધા ઘનો અણુઓ માત્ર છે તેના પર પણ ઊલટા ક્રમથી અસર પહોંચે છે (કોઈ યંત્રમાં જેમ અનેક દિશામાં ગતિ કરતી શક્તિઓ સુમેળથી કામ કરે છે તે આપણે સ્પષ્ટપણે સમજી શકીએ છતાં આપણાથી ઊતરતી કક્ષાની બુદ્ધિને એ ભેદ અગમ્ય રહે, તેમ જુદીજુદી દિશામાં ગતિ કરતા સમયોનું એકીસાથે અસ્તિત્વ આપણને કોયડારૂપ લાગે છે. એટલે આપણે સમયના અવળા ક્રમની કલ્પના બહુબહુ તો આખા જગત પરત્વે જ કરી શકીએ ) અને હવે જગતનો કાળ ઊલટો ઊખળવા લાગે છે એ એક દસકા પસાર થયા, અને અહીં યુરોપ જગતશાન્તિ માટે વિચારો ચલાવી રહ્યું છે આજે પેલું સામે દેખાય છે તે મહાયુદ્ધના અંતનો ઉત્સવ છે હવે આપણે એ સંગ્રામક્ષેત્રમાં જ ઊભા છીએ. જુઓ, સામે પેલા કિલ્લાની ધૂળમાંથી તોપનો ગોળો નીકળી, આડોઅવળો ભટકાઈ, ' ગુરુત્વ પ્રત્યાકર્ષણ 'ના નિયમ પ્રમાણે અધ્ધર ઊડી, તોપના મોઢા તરફ જવા માંડે છે અહીં કિલ્લાના જે જે પથ્થરોને તે ગોળો અડેલો, તે બધા કોઈ ચમત્કારથી કિલ્લામાં ગોઠવાવા લાગે છે. ગોળો તોપના મુખ નજીક પહોંચે છે એટલામાં ઓચિંતો વાતાવરણમાંથી ધુમાડો અને પ્રકાશ ઉત્પન્ન થઈ એ બધા પણ ગોળા સાથે તોપમાં જાય છે અહા ! ધુમાડો અને પ્રકાશની રાસાયણિક ક્રિયા પ્રતિક્રિયા થઈ દારૂ બની ગયો જુઓ, હવે સૈનિકો એ દારૂને ઠામી-ઠામીને બહાર કાઢે છે, અને તે દારૂખાનામાંથી કારખાનામાં મોકલાય છે કારખાનાંના રાસાયણિકો તે દારૂને મૂળતત્ત્વોમાં જુદા પાડે છે જુઓ, આ એક ભાગમાંથી નેપાળાના બી બની ગયા તે હિંદમાં મોકલાયા બિયા ચૂંટનારાઓએ તેને વૃક્ષ પર ચોડી દીધાં એ એ બીમાંથી ફૂલ અને કળી બનતા છેવટે તે વૃક્ષમાં જ અદૃશ્ય થયું વૃક્ષ પણ છોડમાં રૂપાંતર પામ્યું આ ચોમાસાની ઋતુમાં, જ્યારે દરિયામાંથી નદીઓ મારફત પૃથ્વી તરફ મીઠું પાણી છવાઈ રહે છે અને પછી તે પાણી આકાશ તરફ જઈ વાદળા બની વરાળરૂપે

* ગતિનો એ અવળો ક્રમ બિંદુની સ્થિતિની પેલી પાર પણ ચાલુ રહે એ ગૂઢ પ્રશ્ન સાથે આપણે અત્યારે સંબંધ નથી, કેમકે એ પ્રશ્ન આપણને ન્હા જ હોગમાં લઈ જાય છે

સમુદ્રના પાણીમા સમાઈ જાય છે, એ ઋતુમા તે છોડ પૃથ્વીમા અદશ્ય થયો જરા આગળ જઈએ આ મહારાણા પ્રતાપ, હલદીઘાટની લડાઈ પછી તેમને અકબર સાથે મતભેદ પડે છે અને હવે એ મતભેદનુ કારણ ઉપસ્થિત થયુ, તે અકબરનો આતરલગ્નનો આગ્રહ ઘણે આગળ જતા આપણે આ પાડવોને હિમાલયમા જોઈએ છીએ કુરુક્ષેત્રના યુદ્ધમા થવાના કુટુબના નાશ માટે તેઓ પશ્ચાત્તાપ (કે પૂર્વતાપ ?) કરી રહ્યા છે, અને આ રામચદ્રજી પુષ્પક વિમાનમા સ્વર્ગમાથી અયોધ્યામા આવી, યજ્ઞ કરી, રાવણનો સહાર કરી, સીતાને પરણે છે હવે તેમને બાળપણ આવે છે અને જીવનના બધા રોમાચનો અંત જન્મ પછીની અજ્ઞેયાવસ્થામા આવી જાય છે અને આ પૃથ્વીનો રસ સૂર્યમા એક થતો દેખાય છે અને આ તે જ નેબ્યુલા જે પ્રથમ સૂર્યમાળા તરીકે હતી. અને પછી .. પછી...... પછી. જેવો અંધકાર આપણી પાછળ ભવિષ્યમા મૂકીને આવ્યા છીએ તેવો જ આગળ ભૂતમા પણ છે

અલબત, આ કલ્પનાઓથી ઉમરે વધી ગયેલા માટે આશાજનક સદેશો આપવાનો મારો હેતુ નથી આપણે તો માત્ર સમય સાથે આપણને કેટલા દરજ્જાનો પરિચય છે તે જ જોવાનુ હતુ વસ્તુત તો સમય કે અન્ય પરિમાણોની આપણે કલ્પી તેવી અવળી ગતિ શક્ય હોય તોપણ આપણને ગમ્ય નથી પણ આ બધામા ખાસ જોવાનુ એ છે કે આપણા તર્કની રાહતો મુજબ સમયના અવળા વહનથી છેવટ ઘનરૂપ પદાર્થો તેમના મૂળ સ્થાને આવી સ્થિર થતા સમય અદશ્ય થવો જોઈએ પણ પદાર્થો રહે અને સમય અદશ્ય થાય એ બને ! અને ન બને તો એ આખી કલ્પનામા ત્રુટી ક્યા છે ?

એ ત્રુટી આપણી બુદ્ધિની પરિમિતતામા છે આપણે કોઈ પણ જાતના પરિમાણો-વિનાનુ બિંદુ સિદ્ધાતપૂરતુ કલ્પ્યુ છે પણ જો આપણી કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવાનુ કહેવામા આવે, તો આપણે કબૂલ કરવુ પડે કે તે આપણી કલ્પનામા ઊતર્યું નથી એમ જ રેખાનુ પણ માત્ર એકલી લબાઈ જ હોય એવી રેખા એ ફક્ત ભૂમિતિના સિદ્ધાતમાં જ છે, આપણી કલ્પનામા નહિ અને એ પ્રમાણે સપાટીની કલ્પના કરતી વખતે પણ આપણી કલ્પનામા ઊંડાઈ આવ્યા વિના રહેતી નથી પણ ઘન પદાર્થો વિષેની આપણી કલ્પના આપણને સપૂર્ણ લાગે છે આપણે માનીએ છીએ કે હવે એ પદાર્થમા પૂર્તિરૂપે બીજા કશાની અપેક્ષા નથી અને જ્યારે સમયના અવળા ક્રમમા અવલોકનને પરિણામે ભાગતા સમયના અદશ્ય થવા પછી રહેતા એકલા ઘન જગતની કલ્પના કરવાનુ આપણને કહેવામા આવે ત્યારે જ આપણને તે કલ્પનામા કાઈક ઊણપ જણાય છે આથી આટલી કસરત પછી આપણી બુદ્ધિ સમયવિનાના ઘનરૂપ પદાર્થને અપૂર્ણ માને છે અને તેથી જગત આપણને પહેલા જે મૂળબિંદુની ત્રણ કાટખૂણે ગતિઓનું પરિણામ લાગતું તે હવે ચાર કાટખૂણે ગતિઓનુ પરિણામ દેખાવા માડે છે અને સમય પણ હવે આપણી જગત વિષેની કલ્પનાઓનુ અનિવાર્ય અંગ બની રહે છે એટલે હવે આપણે જાણી શકીએ છીએ કે કા તો જગત છે એવુ રહે અથવા તો અવળા ક્રમે ગતિ કરતા માત્ર બિંદુ એટલે કે શૂન્યતાની સ્થિતિ આવી રહે પણ એ બે વચ્ચેની સ્થિતિ શક્ય નથી આથી જ આઈન્સ્ટાઈન જે જગતમા આપણે છીએ તેને Four Dimensional Econtinmu દિક્કાલ કહે છે કેમકે સમય એ ચોથુ પરિમાણ છે અને એ દરેક પરિમાણ ગતિનો આપણી બુદ્ધિએ કરેલો અર્થ (જેને આપણે પરિણામ કહીએ છીએ તે) છે

# છાપાનો તંત્રી

શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર

પંદરેક વરસ પહેલાં મારા ગામમાં મેં એક મીઠાઈની દુકાન ખોલી તે ખોલવાનો હેતુ સ્વાર્થી નહોતો, પણ જુવાનોનું ધ્યાન વેપાર તરફ ખેંચીને વેપારની અભિરુચિ વધારવાનો હતો રાષ્ટ્ર અનેક વ્યક્તિઓથી બનેલું હોવાથી દરેક વ્યક્તિએ રાષ્ટ્ર-હિતને માટે સ્વહિત સાધવાનો કસીને પ્રયત્ન કરવો જોઈએ, એ સિદ્ધાન્ત મારી બુદ્ધિને બરાબર ઠસેલો હોવાથી આ ધંધામાં બને તેટલું દ્રવ્ય મેળવી સ્વહિત સાધી પરિણામે રાષ્ટ્રહિત પણ સાધી રાષ્ટ્રસેવા કરવાનો મારો ઉચ્ચ હેતુ હતો પણ દુકાન ખોલ્યા પછી કેટલાક દિવસ લગી ઘરાક આવતા નહિ છતાં બનાવેલી મીઠાઈ ન વેચાવાને કારણે હું દુઃખી થયો હતો, એમ માનવાનું કશું કારણ નથી એક તો હું સ્વભાવે સંતુષ્ટ વૃત્તિનો હતો તેથી, અને બીજું મારી મિષ્ટ વસ્તુઓ પ્રત્યે અતિશય ભક્તિ હોવાથી વેચાયા પછી વધેલા પેંડા, બરફી, બાસુદી વગેરે મીઠાઈનો થયેલો અનાદર, તેમનો હાર્દિક સ્વીકાર કરીને હું દૂર કરતો ગ્રાહકોને વાસી માલ વેચવો નહિ એ મારો દૃઢ સિદ્ધાંત હોવાથી વધેલો માલ પોતે જ ઝાપટ્યા વિના ચાલે એમ નહોતું. એને હું એક પવિત્ર કર્તવ્ય ગણતો.

ધીમે ધીમે મારી દુકાનનું વેચાણ વધવા લાગ્યું છેવટે એ ઘરાકી એટલી બધી વધી ગઈ કે પડીકાં બાંધવાને પસ્તી કાગળ મળવાનીય મારે મુશ્કેલી પડી પસ્તીની આ તાણ જ્યારે ખૂબ વધી ગઈ, ત્યારે છાપું કાઢવાનો વિચાર મારા મગજમાં સ્ફુર્યો ખૂબ વિચાર કરીને છાપું કાઢવાનો વિચાર મેં નક્કી કર્યો ભલે છાપામાં મને વધારે પૈસો ન મળે, તોય મારી મીઠાઈની જાહેરખબર તો તેમાં આપી શકાશે, છાપાના જૂના તેમજ નવા અંક મીઠાઈનાં પડીકાં બાંધવાના કામમાં આવશે, અને છાપાના તંત્રી તરીકે નામ ઝળકશે, આવા વિચારે એક કાંકરે બે—ના, ત્રણ પક્ષી મારવાનો મેં ઠરાવ કર્યો અને તેને અમલમાંય આણ્યો

બધા ધંધાનો જો સૂક્ષ્મ રીતે વિચાર કરવા બેસીએ, તો તેમાંના ઘણાખરા જોડધંધા છે, એમ માલૂમ પડશે જોડધંધા એટલે જોડાનો ધંધો અથવા ચમારનો ધંધો એવો અર્થ સમજવાને બદલે ધંધાની જોડી એમ સમજવાનો છે આ જોડીમાંના એક ધંધાનો માલ બીજા ધંધામાં ઉપયોગી હોવાથી બન્ને ધંધા એક જ માણસ કરે, એ વધારે સગવડભર્યું છે આ અર્થ બરાબર સમજાય, એ હેતુથી થોડાક દાખલા આપું લેખક અને પ્રકાશક એ બન્નેના ધંધા જોડધંધામાં આવી શકે નવાં પુસ્તકો લખતાં પહેલાં લેખકને જૂનાં પુસ્તકો વાંચવાં પડે છે, અને પ્રકાશકની દુકાનમાંય લેખકનાં નવાં પુસ્તકોથી ઠીક શોભા થાય છે નાટકકાર અને નાટક કંપનીનો માલિક એ પણ એવી જ એક જોડી છે શરાફનો અને તાળાં બનાવનારાનો એમ બન્ને ધંધાની પણ એવી જ જોડી થઈ શકે છે પૈસાની પેટીઓને તાળાંની જરૂર

હોય છે, અને તાળાનુ સાહિત્ય બનાવવા ખરીદવામા પાય પૈસાની જરૂર હોય છે એવી જ વાત ભોજનાલય અને ઔષધાલયની છે ભોજનાલયમા જમો એટલે ઔષધાલયના રોગીઓ વધે, અને દવાખાનામા ઉપચાર કરાવવા આવેલા બહારગામના રોગીઓને વીશીમા જમવુ પડે છે રોગી સાજો થવા માટે અને ઘેર જવા ઊપડે ત્યા તો વીશીના ખોરાકથી થયેલો મરડો મટાડવા ફરીથી તેને દવાખાનાનો આશરો લેવો પડે છે આ રીતે એક જ વાર દવાખાનાના કે વીશીના મકાનમા જો કોઈ સપડાયો કે પછી બન્ને આલયોમા તે કાયમના ગ્રાહક તરીકે નોંધાઈ જવાનો. વકીલનો અને ધાડપાડુનો આવો જ જોડધધો ગણાવી શકાય બપોરે વકીલ વકીલાત કરે અને રાત્રે ધાડ પાડે કે પડાવે આમ કરવાથી દિવસરાતની દરેક પળનો હિસાબ ભગવાન પાસે તે સહેલથી આપી શકે છે ધાડ માટે બીજો કોઈ પકડાય તો પાડેલી ધાડ સહેજે પચી જવા ઉપરાત કેસ ચલાવવાની ફી વધારામા મળે છે જો પોતે જ પકડાય, તો વકીલને કેસ ચલાવવાની ફી આપવાની જરૂર પડતી નથી પોતે જ કેસ ચલાવી શકે છે ઉપરાત ઘરાક વધે છે એ વાત તો છે જ આ ઠેકાણે નીચ ધધાને ઉચ્ચ ધધામા સામેલ કરવા માટે કેટલાક લોકો મારા ઉપર ગુસ્સે થશે. પણ ઉપર્યુક્ત નિયમ વ્યાપક બનાવવાને માટે શારીરિક શ્રમ ઉપર નભતા બધાય ધધાને વિચારમા લેવા પડેલા ને વિચાર કરતા ધાડપાડુના જેવો હાથના જોર પર અને શરીરના પસીના પર જ સફળ થતો બીજો ધધો મને દેખાયો નહિ —હુ,—ને આવા જ ધધામા છાપાવાળો અને મીઠાઈવાળો એ બે ધધાદારીઓની જોડી છે છાપામા લેખો ખૂટે, એટલે મીઠાઈની જાહેરખબર આપી શકાય, અને પડીકા બાધવાની પસ્તી ખૂટી પડે ત્યારે છાપાના અકો વાપરી શકાય મીઠાઈના ગ્રાહકોને તેમને ખબર ન પડે, એવી રીતે નીતિ-પોષક લેખો આપવાથી કેટલુ દેશહિત થઈ શકે છે અને છાપાના લેખોની મધુરતા મીઠાઈના મિશ્રણથી કેટલી બધી વધી શકે છે, એનો વિચાર કરવા જેવો છે આમ આ ધધા પરસ્પરપૂરક અને પરસ્પરપોષક છે

મેં શરૂ કરેલા છાપાનુ નામ પણ એ ધધાની જોડીને છાજે એવુ જ રાખેલુ એ નામ હતુ 'નીતિમેવો' એક દિવસે 'નીતિમેવા'ના નવા અંકમા દુકાનનો મેવો મૂકીને એ પડીકુ મે નમૂના દાખલ રાવબહાદુર પારેખને અભિપ્રાય માટે મોકલી આપ્યુ તેમણે મેવાની પારખ કરીને ચટકારા ખાતા ખાતા 'આ મેવા ઘણો સરસ છે' એ શબ્દો ઉચ્ચારી પડીકાનો કાગળ સાથ નોકરના હાથમા પાછો મૂક્યો ત્યારથી છાપાને મળેલા અભિપ્રાયમા ઉપરના ભલામણપત્રને હુ હમેશા અગ્રસ્થાન આપતો આવ્યો છુ અને તેથી મારા છાપાનો ખપ પણ ખૂબ વધ્યો છે મિઠાઈની દુકાનથી મારા છાપાને કેટલો બધો લાભ થયો, જુઓ! એ તેના ઉપકારનો બદલો મારુ છાપુ, અઠવાડિયે એકવાર અથવા દરરોજ એકવાર જન્મ લઈને, તેની સેવા કર્યા કરે, તોય વાળી શકાવાનો નથી અહીં એક વાતની ચોખવટ કરવી ઘટે છે મારે માથે અસત્ય કથનનો આરોપ ન આવે, એટલા માટે રાવ-બહાદુરની ઉપર્યુક્ત શિફારસનો ઉલ્લેખ હુ 'અમારા મેવાને મળેલુ અભિનન્દન' એવા સદિગ્ધ શબ્દોથી કરતો આવ્યો છુ જે તત્રીઓને નીતિપોષક છાપા ચલાવવાના હોય છે, તેમની ઉપર નીતિને માર્ગે ચાલવાની કેવી ભારે જવાબદારી હોય છે, તેનો વાચકોને આ ઉપરથી ખ્યાલ આવી શકશે

'નીતિમેરો' એ ટૂંકું ને મરમ નામ કયાં, ને આજકાલના બીજાં છાપાનાં લાંબાં-લાંબાં ને નીરસ નામ કયાં ? કેટલાક છાપાં પોતાના શહેરના કે પ્રાંતના નામની પાછળ 'સમાચાર' શબ્દનું લાંબુ પૂછડું લગાડીને આમતેમ ભ્રમણ કરતાં હોય છે. એમાંના ઘણાખરા સાચી ને પૂરી ખબરો આપવાને બદલે વ્યક્તિવિષયક ટીકાઓ કરીને પ્રતિપક્ષીઓની ખબર લે છે કોક છાપું પોતાના નામની પાછળ 'વૈભવ' એ ભવ્ય પદને જોડે છે આ શબ્દથી એકવાર હું આબાદ ઠગાયેલો. નાગપુરમા એકવાર રાષ્ટ્રીય સભાની બેઠક હતી તેમાં છાપાના તંત્રી તરીકના ઉચ્ચ અધિકારથી મારેય જવું પડેલું નાગપુર શહેર જોઈ લેવાનોય મારો એક હેતુ હતો, પણ કાર્યબાહુલ્યને લીધે તેની સગવડ મને મળી શકી નહિ પણ તેની મને વિશેષ ચિંતા નહોતી કારણ 'નાગપુરવૈભવ' દૈનિકનું કાર્યાલય જોઈશ એટલે નાગપુર શહેર જોવાની જરૂર નહિ રહે, એવો મે વિચાર કરેલો. ઊપડવાને દિવસે ઊપડતું કાર્યાલય જોવા હું ગયો. પાંચ મિનિટમા જ ત્યાંની ગદકી, અવ્યવસ્થા, ખૂમાખૂમ વગેરે સાભળીને મારુ માથું ફરી ગયું અને એ દૈનિકને વિષે મારો મત પણ ફરી ગયો ત્યાં જતાં પહેલાં 'નાગપુરવૈભવ' એ સમાસને હું તત્પુરુષ માનતો, અને 'નાગપુરનો વૈભવ' એવો એનો વિગ્રહ કરતો પણ ત્યાં ગયા પછી એ તો બહુવ્રીહિ સમાસ છે, અને 'નાગપુર છે વૈભવ જેનું' એવો વિગ્રહ કરીને મે મારા મન ઉપરની પહેલી છાપ ભૂસી નાખી આ ઉપરાંત કેટલાક છાપાં, લોકોનાં વખાણ મળે તે પહેલાં જ, ઉદય, સૂર્ય, ચદ્ર, સાગરની સાથે પોતાની તુલના કરી ગમે છે, એમનોય મને તિરસ્કાર આવ્યો

'તંત્રીમહાશય' એ બહુમાનવાચક નામ મને નાનપણથી ગમતું, પણ ભારેખમ નામ સાથે કેવી ભારે જવાબદારી માથે આવે છે તેનું મને તે વખતે ભાન નહોતું જ્યારે એ કામ કરવાની વેળા આવી, ત્યારે છાતી ઉપર મોટો પથ્થર પડ્યો હોય, એમ મને થઈ ગયું પહેલો અગ્રલેખ લખવાને માટે હું રુઆબભેર મૂછો ઉપર હાથ ફેરવતો, ચિરુટનો ધુમાડો કાઢતો ટેબલ ઉપર હાથ ટેકવીને બેઠો ખરો, પણ આરંભેલું વાક્ય પૂરું થાય, ત્યારે ને ? કાગળ ખરાબ છે, શાહી બગડેલી છે, ટાંક તૂટેલી છે, એવા અનેક બહાનાં કાઢી, 'નાચતાં ન આવડે તેનું આગણું વાંકુ,' એ ન્યાયે નોકરને ગાળોય આપી જોઈ પણ બધું નકામું ! ગાળો જેટલી સહેલાઈથી મોઢામાં આવતી, તેટલી સહેલાઈથી ભારેખમ ને પ્રૌઢ શબ્દો મગજમા આવતા નહોતા એક કલાક પૂરો થયો, તોય 'દયાળુ અંગ્રેજ પ્રભુનું રાજ્ય શરૂ થયું, ત્યારથી—' એ લખેલા શબ્દોથી આગળ લખવાનું કશું સૂઝતું નહોતું છેવટે કપાળે પ્રસ્વેદબિન્દુઓ બાઝવા, તાળવું સુકાઈ ગયું, શરીરે કંપ છૂટ્યો, આંખમા આંસુ આવ્યાં, રોમહર્ષ થયો, આ રીતે કાવ્યગ્રન્થમાં વર્ણવેલા આઠે સાત્ત્વિક ભાવોનો મારે વિષે સંચાર થયો. આ અવ્યાપારેષુ વ્યાપાર મા ન પડ્યો હોત, તો ઠીક થાત, એમ મનમા લાગવા માડ્યું પરીક્ષામા પ્રશ્નપત્ર અઘરો હોય, ત્યારે ઉમેદવારની જે સ્થિતિ થાય છે, તેનો અનુભવ પરીક્ષા આપવા જવાની તસ્દી લીધા વિના મને અનાયાસે મળી ગયો. પણ આફત આવે તેમાથી છૂટવાનો ઉપાય પણ માણસને સૂઝે જ છે મેં મારુ અધિપતિનું દમામભર્યું આસન છોડી દીધું, ને હું વાચનાલયમા ગયો, ને ત્યાં બેચાર છાપાની જૂની ફાઇલો જોઈ ગયો તેમાની બાલિશ દલીલો, ગંદા વિચાર અને અશુદ્ધ ભાષા વાચ્યા પછી

એનું તો મનેય લખતા આવડશે, એવો વિશ્વાસ બેઠો. જૂના અંકો વાચતા મેં 'આર્યભૂમિ,' 'સ્વદેશ,' 'માતૃભૂમિ,' 'માતૃભાષા,' 'સનાતનધર્મ,' 'સાત્ત્વિક વિચાર,' 'પારવિંદચરણારવિંદ મિલિંદાયમાન,' 'આકાશમાનો બાપ,' 'સ્વતંત્રતા' 'દેશસેવા,' 'સ્વમાન,' 'પડકાર,' 'તડજોડ,' 'આંખમાં ધૂળ ફેંકવી' 'આપખુદી,' 'બેહથ્થુ સત્તા,' 'લોકસત્તા,' 'અર્ધદગ્ધ સુધારકો,' 'કરણ્યપંડિત,' 'અમારા વિદ્વાન મિત્ર,' 'ભાઈબંધ' વગેરે શબ્દોની અને અપશબ્દોની નોંધ કરી લીધી. આ બધાની મદદથી છાપાના બેચાર સ્તંભો ભરવાનો મેં ઠરાવ કર્યો ને તેને સફળ થતા વાર પણ લાગી નહિ. પહેલા અંકમાં મે વિધવાવિવાહથી થનારા લાભો વિશે વિવેચન કરી તેમા સુધારકોની ખૂબ હજામત કરી હતી. તેથી મારા છાપાને ખૂબ ગ્રાહકો મળી ગયા. લવાજમની રકમ અને સુધારકોને દીધેલી ગાળો એ બન્ને વચ્ચેનો જન્યજનકસંબંધ મને પહેલેથી જ સપાટે દેખાયાથી મેં આજ લગી તે જ ક્રમ ચાલુ રાખ્યો છે. પ્રસ્તુત તેમજ વિષયાન્તર થવાનો જરાય ભય રાખ્યા વિના સુધારકોને ગાળો દેવાનું મારું વ્રત મેં સતત રીતે પાળ્યા કર્યું છે. આ વાતની સાક્ષી મારા વાચકો પૂરશે. 'ગાલિલીલાવલિ' નામનો 'વિષ્ણુસહસ્રનામ'ની પ્રણાલિકાને અનુસરીને લખાયેલો એક ગ્રન્થ હું થોડા જ વખતમાં પ્રકટ કરવાનો છું. નવા તંત્રીઓ તેનો ખંતથી અભ્યાસ કરશે, એવી આશા છે. એ વાચ્યા પછી અપશબ્દવાઙ્મયમાં મારું જ્ઞાન કેટલું અગાધ છે, તે તેમને દેખાયા વિના નહિ રહે. આ ગાળો વચ્ચેવચ્ચે સતત રીતે લેખરૂપી ક્ષેત્રમાં વેરી દીધી હોય, તો દ્રવ્યરૂપી પાક બહુ જ સારો આવે છે, એવો મારો અનુભવ છે. આજ લગી શબ્દોના અનેક કોષ થયા છે, પણ અપશબ્દોનો આ પહેલો કોષ છે.

આ ઉપરાંત છાપાના લખાણોના કેટલાક ઉત્પત્તિસ્થાનો હોય છે, એ વાત ધીમેધીમે મારા ધ્યાનમાં આવવા લાગી. એમાના કેટલાંક નિત્ય અને કેટલાક નૈમિત્તિક હોય છે. રાષ્ટ્રીય સભા, ધર્મ પરિષદ, સામાજિક પરિષદ, ગણેશોત્સવ, હિંદુ મહાસભા, મુસ્લિમ કૉન્ફરન્સ વગેરે સંસ્થાઓની વાર્ષિક બેઠકોએ નિત્ય ઉગમસ્થાનો ગણાવી શકાય. એમાથી કેટલીક પરિષદોના ગુણાનુવાદ ગાવામા અને કેટલીકની નિન્દા કરવામા વરસમાંથી છ મારા અંકો તો સહેજે ભરાય છે. હવે બાકી રહ્યા નૈમિત્તિક પ્રસંગો. એમા લડાઈઓ, રાજ્યક્રાંતિઓ, પાર્લામેન્ટની ચૂંટણી, મૃત્યુ, વિધવાવિવાહ, વગેરે બનાવો આવે છે. ઈશ્વરે સામાન્યવાદી લોકોને મહત્ત્વાકાંક્ષાની જે બક્ષિસ આપી છે, તેનો સારો લાભ તો અમે છાપાવાળા બરાબર ઉઠાવીએ છીએ. પેલું બોઅર યુદ્ધ મારા છાપાના ચાલન માટે ત્રણ વરસ લગી કામમાં આવ્યું. ત્યા આફ્રિકામા બંદૂકોના બાર શરૂ થાય, એટલે અમારી ઑફિસમા લેખોની સરબત્તી શરૂ થાય. ત્યા જેટલો રક્તપાત થાય, તેટલી શાહી અહીં અમારા લેખોમા વપરાય. ત્યા દુશ્મનો છાપા મારે, તેમ અમારા છાપખાનામાંય ગ્રાહકો સમાચાર માટે છાપો મારે. ત્યાં ભીતો તેમજ કિલ્લામા પડેલા બાકા જેમ સૈનિકો પૂરી દેતા, તેમ અમેય અમારા છાપાના ખાલી સ્તંભો લખાણોથી ભરી દેતા. આખરે જ્યારે સંધિની વાતો થવા લાગી, ત્યારે તો અમારો નિરુત્સાહ વધી ગયો. ત્રણ વરસ લગી ચેમ્બરલેન ઉપર ટીકાઓના ચાબખા ચલાવ્યા પછી, સુધારકો ઉપર ચાબખા ચલાવવાનું અમને ખૂબ મોળું લાગવા માંડ્યું. પણ ઈશ્વર દયાળુ છે! દક્ષિણ આફ્રિકામા જરા શાંતિ થવા માંડે છે, ત્યા તો ઉત્તર આફ્રિકામા ગાંડા મુલ્લાએ તોફાન શરૂ કર્યું. પછી તો રશિયા

અને જાપાન વચ્ચે યુદ્ધ શરૂ થયું. તેની શાંતિ થાય ન થાય, ત્યાં તો છેવટનું યુરોપીય મહાયુદ્ધ ચાલ્યું અને અમારું કામેય ઠીકઠીક ચાલ્યું. આમ થયું ત્યારે અમારા જીવમાં જરા જીવ આવ્યો.

એકવાર કલકત્તામાં મહાસભાની બેઠક ભરવાની હતી. તેના પ્રમુખ મુંબઈના એક જાણીતા ગૃહસ્થ હતા. તેમનો ખાનગી મંત્રી મારો પરિચિત હતો. તેની મારફતે જો પ્રમુખનું ભાષણ લખેલું સૌથી પહેલાં મળી જાય, અને તેને વધારાનો અંક કાઢી સૌની પહેલાં છાપી શકાય, તો લોકોને મેં ખાસ તારથી સમાચાર મંગાવ્યા છે, એમ સમજાવીને છાપાની કીર્તિ વધારવાનો તુક્કો મારા મનમાં ઊઠ્યો. તરત જ એ વ્યવસ્થા કરવા પાછળ હું મંડી પડ્યો અને પેલા મંત્રીને મળી તેની આગળ આ વાત કાઢી. તેમણે ઘણી ખુશીથી પ્રમુખના ભાષણની નકલ મને સોંપી. મહાસભાની બેઠકને પહેલે દિવસે જ એ ભાષણની હજારો નકલો છપાવી તે વેચાણ માટે મૂકી. ભાષણમાં વચ્ચેવચ્ચે કૌંસમાં 'તાળીઓ,' 'હાસ્ય,' 'hear! hear!' 'shame! shame!' વગેરે ઉદ્‌ગારવાચક શબ્દો મૂકીને થયેલા સાચા ભાષણનો દેખાવ તે ભાષણને આપવા હું ચૂક્યો નહિ. મથાળે કૌંસમાં 'અમારા ખાસ ખબરપત્રીએ તારથી મોકલેલા સમાચાર' એ શબ્દોય મોટે અક્ષરે છાપેલા. આજે મારી દુકાન સામે હમેશના કરતાં વધારે લોકોની ભીડ જામી. મારા આનંદની સીમા ન રહી. આંખે ચશ્મા ચડાવી, માથું ઊંચું કરી, દરેકની સામે હું મારા કૃપાકટાક્ષો ફેંકવા લાગ્યો. છેવટે એક જણે મને પૂછ્યું: "કેમ તંત્રીજી! આજના વધારાના અંકમાં તમે પ્રમુખસાહેબનું ભાષણ છપાવ્યું છે, ને આટલી ઉતાવળે મંગાવતાં તમને ભારે ખર્ચ થયો હશે, નહિ?"

કાંઈક બેપરવાઈ અને કંઈક અધિકારનો આવિર્ભાવ મોઢા ઉપર આણીને દરેક શબ્દને ભારપૂર્વક ઉચ્ચારી, ગંભીર સ્વરે મેં જવાબ વાળ્યો: "નિષ્પક્ષ દેશસેવાને માટે પૈસો તો શું પણ મારી જાત પણ હોમવા હું તૈયાર છું?"

તેણે ફરીથી કહ્યું: "વચ્ચેવચ્ચેથી યોગ્ય ઠેકાણે 'તાળીઓ' અને 'હાસ્ય' વગેરે શબ્દો પણ આપ્યા છે, એ સારું કર્યું. હમણાં જ અમે બધા મળીને એ ભાષણ સાંભળતા હતા, ત્યારે બરાબર તે જ વખતે તાળીઓ પડતી હતી અને હાસ્યની છોળો ઊભરાતી હતી!"

મેં કહ્યું: "ભાષણ અને તેટલું શબ્દશઃ આપવાનો અને શ્રોતાઓની મનોવૃત્તિઓ બરાબર દર્શાવવાનો શક્ય તેટલો પ્રયત્ન કર્યો છે ખરો!"

આ પછી તેણે બીજો સવાલ પૂછ્યો: "પણ તંત્રીજી! તમારો આ ખબરપત્રી ખૂબ માહિતી ધરાવનારો માણસ હોય એમ લાગે છે."

"મારો નિયમ એવો છે, કે માણસની પૂરી પરીક્ષા કર્યા પછી જ તેને કામ પર રાખવો," મેં કહ્યું.

"કેટલીક વાર તો તે બનેલા બનાવોની વીગતો કરતાંય વધારે વીગતો જાણતો હોય એમ લાગે છે."

"એમ કેમ કહો છો?" મેં પૂછ્યું.

"ગઈ કાલે પ્રમુખનું ભાષણ થયુ નથી, તે છતા તેણે તે પૂરેપૂરુ મોકલી આપ્યુ છે, તે ઉપરથી તેને મળેલી માહિતી અજબ લાગે છે," પેલા ભાઈએ મને સમજાવ્યુ

પહેલા તો તેના આ કહેવાનો અર્થ જ મારાથી સમજાયો નહિ પણ 'ગઈ કાલની મહાસભાની બેઠક બે દિવસ મુલતવી રહી,' એ ખબર જ્યારે મેં સાભળી ત્યારે મારી ફજેતીનો પાર રહ્યો નહિ જે તાલીઓ અને હાસ્યનો મેં ઉદારતાથી છાપામા ઉલ્લેખ કરેલો, તે બધા મને વ્યાજ સાથે પાછા મળ્યા

એકાદ બનાવ બને કે તરત જ તેનો સવિસ્તર અને વીગતવાર હેવાલ છાપામા એકદમ આવે છે તેનુ રહસ્ય એ જ હોય છે કે તે માહિતીનો લેખ તે બનાવ બનતા પહેલા કેટલાય દિવસ પહેલેથી લખી રાખેલો હોય છે ખાસ કરીને મૃત્યુલેખને વિષે આ વાત વધારે સાચી છે જે મૃત્યુ થયા વિષે લેખક સખેદાશ્ચર્ય પ્રદર્શિત કરતો હોય છે, તે મૃત્યુ-વિષયક લેખ તેણે કેટલાય વરસ પહેલા દારૂના ઘેનમા ઘસડી કાઢેલો હોય છે મૃત મનુષ્યની તબિયતને વિષે ધન્વતરીને જરાય શંકા આવે તે પહેલા, અને તે પોતાના સ્રીપુત્રાદિ પરિવાર સાથે આનદ કરતો હોય તે વખતે તત્રીમહાશય તેના મૃત્યુના કારણોની મીમાસા કરતો હોય છે, અને તેના આત્માને શાન્તિ બક્ષવા માટે પરમેશ્વરને કાલાવાલા કરીને, તેના કુટુબીઓને તેમને ભવિષ્યમા કોઈવાર થનારી ભારે ખોટને માટે લાગણીપૂર્વક અને ઉદારતાથી સાન્ત્વન આપતો હોય છે।

વર્તમાનપત્રોને બીજી બાબતોમાથી જે લેખવિષયો મળે છે, તેનુ વિવેચન અત્યાર-લગી થયુ એ વિષયોનો ભડાર ખૂટે, એટલે ભૂખ્યા વરુઓની જેમ તેઓ એકબીજા ઉપર તૂટી પડી નિર્વાહ ચલાવે છે એકબીજાના લેખો ઉપર મનમા આવે તેવી ટીકા કરીને અને એકબીજાને થાકી જવાય ત્યા લગી ગાળો દઈને તેઓ પોતાના અંકો ભરી કાઢે છે

છાપામા અગ્રલેખ અને તત્રીની નોધ લખવામા જે મુશ્કેલીઓ આવે છે તે દૂર કરવાના ઉપાય ઉપર બતાવ્યા છે. બાકી રહેલી જગ્યામા નોટિસો, જાહેરખબરો વગેરે ભરચક ભરેલુ હોય છે જાહેરખબરો ઘણુખરુ દવાઓની હોય છે, એમાં 'ટૉનિક પીલ્સ,' 'હોલોવેનો મલમ,' 'દરજની રામબાણ દવા' વગેરેનો સમાવેશ થાય છે આ દવાથી રોગ કેટલા મટે છે તે કહી શકાતુ નથી, પણ તત્રીની ગરીબાઈનો રોગ તો મટે જ છે વળી વિલિયમસાહેબની 'પીંક ગોળીઓ'થી રોગીઓની સુધા પ્રદીપ્ત થાય છે કે નહિ તેની ખબર નથી, પણ તત્રીજીની ક્ષુધા શાન્ત થાય છે, એ વાત ચોક્કસ ગોરા લોકોમા વિલિયમસાહેબ અને હિંદુ લોકોમા જામનગરના વૈદ્યરાજ એ બન્નેને તો જાહેરખબરથી થતો નફો બરાબર સમજાયો છે છતા એ બન્નેની જાહેરખબરોમા મોટો ફેર હોય છે વૈદ્યરાજ પોતાનો અભિપ્રાય કે કથન સ્પષ્ટ શબ્દોમા વીગતવાર કહે છે જ્યારે વિલિયમસાહેબ એકાદ વાર્તા કહેતા હોય એવો ડોળ કરીને એકાદ સુદર સ્રીને, ગોરીવાળાને અથવા ખાણના મજૂરને વચ્ચે આણી પોતાનો હેતુ પાર પાડે છે રજપૂતોની સમરાગણમા ઊભા રહીને ઝૂઝવાની રીત અને મરાઠાઓની ગનીમી કાવા (દુશ્મનો સાથે પ્રપચયુદ્ધ)થી લડવાની રીત વચ્ચે જેટલો ફેર હોય છે, તેટલો જ ફેર આ બન્નેની જાહેરાતો વચ્ચે હોય છે વિલિયમસાહેબની વાતો ખૂબ રસિક હોય છે જ્યારે તેમની વાર્તાપ્રચુર જાહેરખબર સારા છાપામાં લેવાતી

મેં શરૂઆત કરી, ત્યારે કેટલાક વાચકોએ મારા એ કૃત્ય પ્રત્યે નાખુશી દર્શાવી, અને મેં તે જાહેરખબર લેવાનું બંધ કર્યું પણ એ બંધ થઈ ન થઈ, ત્યાં તો મારા ઉપર પત્રોનો ખૂબ મોટો વરસાદ વરસ્યો. પત્રોમાં ઘણાખરાએ જણાવેલું કે ‘તમારા આખા છાપામાં માત્ર એ જાહેરખબરો સારી રીતે લખાયેલી હોય છે. અને જો એ જાહેરખબરો બંધ કરશો, તો અમે છાપું લેવાનું બંધ કરીશું.’ મારા અલ્પમતિવાળા વાચકોને ખાતર મેં તે ફરીથી ચાલુ કરી છે.

મારા છાપામાં આવતી જાહેરખબરોમાંથી કેટલીકના ગુણ વિષે મને અનુભવ થયો છે. મારા છાપખાનાનો એક માણસ સંધિવાથી પીડાતો હતો. છાપામાંની જાહેરખબર ઉપર એણે નજર ફેરવ્યો કે તરત જ એનો રોગ મટી ગયો. મારો એક કણબી નોકર તોતડો હતો, તેને જાહેરખબરની દવા આપી એટલે એની તોતડી ભાષા તો ગઈ જ, પણ એની સાથેસાથે તે ગુજરાતી ભાષાય શુદ્ધ રીતે બોલવા લાગ્યો. કોઢના મલમ વિષેની જાહેરખબર છાપામાં જે જગ્યાએ હમેશાં છપાય છે, તે જગ્યા પણ દર અઠવાડિયે ઓછી સફેદ થવા માંડી છે. રક્તપીતિયાની દવા વિષે જાહેરાતમાં વાંચ્યા પછી એક મહારોગીને તે દવા આપી ત્યારથી તેનો રોગ સમૂળગો અદૃશ્ય થયો છે. કારણ એ રામબાણ દવા પેટમાં જવાનો અને તેના પ્રાણ દેહમાંથી બહાર આવવાનો બરાબર એક જ ક્ષણે જોગ આવ્યો !

મારા છાપામાં દેશવિદેશના સમાચાર બને તેટલા મનોરંજક કરવા તરફ મારી દૃષ્ટિ છે. તેથી મારો વાચકવર્ગ મારી ઉપર ફિદા હોય છે. વાચકોના રંજન માટે મારે જો ઘરનું મીઠું મરચું ભભરાવીને સમાચારને રસિક કરવા પડે, તોય હું ડરતો નથી. લોકસેવામાં સ્વાર્થનો હોમ પ્રસંગોપાત્ત કરવો પડે. એટલે મારા છાપાની ફાઈલો જોનારને નીચે લખેલી માહિતી જેવી માહિતી મળ્યા વિના નહિ રહે.

‘‘અમેરિકામાં ક્યુગેલો ગામમાં એક સ્ત્રીને ત્રણ મોઢાવાળું બાળક અવતર્યું. તેને આખે શરીરે વાળ હોવા ઉપરાંત કપાળ ઉપર લાંબી પૂંછડી છે. બાળક એક કલાક જીવ્યું હતું. ઈશ્વરના અસ્તિત્વ વિષે શંકાશીલ થનારા નાસ્તિક સુધારકોનાં મોઢાં આ ત્રિમુખ બાળકે બંધ જ કરી દીધાં !’’

‘ભોલગામના પ્રખ્યાત મંદિરના હનુમાનજીને રામનવમીને દિવસે રેમેરેમે પરસેવો વળ્યો. જાણકાર લોકો આને દુર્ભિક્ષ ગણે છે. આ ચમત્કાર જોવા માટે ભારે ઠઠ જામેલી. દરેક જણ પાસેથી પૈસોપૈસો લઈ તેને અંદર પ્રવેશ મળતો. એ રકમ લગભગ સો રૂપિયા ઉપર થઈ ગઈ છે. હનુમાનજીના પરસેવામાંથી મળેલી આ રકમનો વિનિયોગ સંકટનિવારણને માટે બ્રાહ્મણભોજનમાં થવાનો છે. ધર્મદ્વેષી સુધારકો આ વાત તરફ ધ્યાન આપશે કે ?’’

‘વગોડામાં એક ધરતીકંપનો આંચકો લાગ્યો. તેને લીધે જમીનમાં જે મોટો ચિરાડો પડેલો, તેમાંથી શેષનાગનું મસ્તક દેખાતું હતું. શેષના મસ્તક ઉપરના મણિને લીધે એ ચિરાડામાં બધે ઝગઝગાટ થઈ રહ્યો હતો. આ વાંચ્યા પછી પણ આપણાં પુરાણોને ખોટાં માનનારો કોઈ મૂરખ હશે ખરો કે ?’’

ઉપર લખેલાં ગપ્પાં કપોલકલ્પિત છે, એ વાત ચતુર વાચકોને કહેવાની જરૂર નથી.

શ્રીકૃષ્ણના મુખવિવરમા અર્જુનને જે અનેક ચમત્કાર દેખાયા તે જ જાતના મારા કપોલમાના ચમત્કારો હુ વાચકો સામે રજૂ કરતો હોઉં છુ

એકવાર એક સન્માન્ય માસિકનુ અનુકરણ કરવાના હેતુથી મેં ‘સમાચારસાર’ને બદલે ‘સારસંગ્રહ’ એ શબ્દ યોજવાની શરૂઆત કરી હતી પણ થોડા જ વખતમા એક ટીખળી વાચકે એ શબ્દની પહેલા ‘અતિ’ અને પાછળ ‘ણી’ મૂકીને, અને તેની જ બાજુએ ‘મોરને નાચતો જોઈને ઢેલ પણ નાચવા લાગી’ એ વાક્ય લખીને મારા અંક મને પાછો મોકલી આપ્યો ત્યારથી મેં એ શબ્દનો ત્યાગ કર્યો છે. કોઈ મહાપુરુષ સ્વર્ગવાસી થાય, ત્યારે તેની યાદગીરી અર્થે હુ ખુશીથી—ખુશીથી નહિ, નાખુશીથી—એક અંક બંધ રાખુ છુ મહારાણી વિક્ટોરિયાના મૃત્યુ સમયે તો આખો મહિનો છાપાના અંક બંધ રાખવાની મારી યોજના હતી હુ તૈયાર હતો, પણ વાચકો સામા થયા, અને એ વાત પડતી મૂકવી પડી

વચ્ચે મને એક માસિક ચલાવવાનો વિચાર આવેલો. પણ માસિક એક ઉદ્યાન સમુ છે, જ્યારે છાપુ એક ખેતર જેવુ છે એટલે માસિક વધારે સુદર, વ્યવસ્થિત અને ટકાઉ હોય, છતા તેમા આવકના કરતા જાવક—બીજા શબ્દોમા કહેવુ હોય તો જમા કરતા ખરચનુ પાસુ મોટુ જ હોય છે છાપુ ભલે તાત્કાલિક મહત્ત્વનુ હોય, છતા તેમાથી આવક સારી થાય છે વળી, માસિક શરૂ કર્યા પછી અંકો કાઢવાની અનિયમિતતા સાચવવાની જવાબદારી પણ તંત્રીને માથે આવી પડે છે જેમ રાજાને છત્રપલગમાથી હમેશા મોડુ જ ઊઠવુ પડે છે, તેમ માસિકના અંકોય નિયમિત રીતે દરમહિને નીકળી ગ્રાહકોના હાથમા જઈ પડે એ ન ચાલે કેટલાક માસિકો તો આખી સૃષ્ટિ દિવાળીના આનંદમા મગ્ન હોય તે વખતે હોળીનો તહેવાર પાળવામા મચેલા હોય છે, અને અવર્ષણ પછીને વર્ષ સારો પાક આવ્યા પછી લોકો જ્યારે આબાદીમા લહેર કરતા હોય છે, ત્યારે આ માસિકો દુકાળની ચિંતામા ડૂબી દુકાળને અગે શરૂ કરેલા કામોની વ્યવસ્થા કેવી હોવી જોઈએ તેની મુદ્દાસર ચર્ચા કરતા હોય છે આ બધી બાબતોનો વિચાર કરીને મેં માસિક ચલાવવાનો વિચાર માંડી વાળ્યો

તંત્રીપદને લોકો પૂર્ણ સન્માનની નજરે જુએ છે આ ધધાનો આ એક મોટો ફાયદો છે તેને ગમે તે સભામા જવાની છૂટ હોય છે તેને માટે રાષ્ટ્રીય મહાસભા જેવી પરિષદોમા બેસવા માટે ખાસ જુદી વ્યવસ્થા કરેલી હોય છે ગમે તેવા મહાપુરુષને તે ગમે તે વખતે ઉપદેશ કરી શકે છે એકવાર તો મેં પ્રિન્સ બિસ્માર્કને રાજ કેવી રીતે ચલાવવુ તે વિષે લાંબો ઉપદેશ કરેલો બીજે એક પ્રસગે મોર્લેસાહેબને અન્યવસ્થાને લગતી કેટલીક સૂચના કરી તેમને ઉત્તેજન પણ આપેલુ ગામમા નાટક કપની આવે એટલે અમારા બે ફ્રી પાસ નક્કી જ હોય છે જો એ પાસ આવવાના રહી જાય, તો અમે તેના નાટક ઉપર પ્રતિકૂળ ટીકા કરીને કંપનીને भगवति वसुन्धरे! देहि मे विवरम्।ની સ્થિતિમા આણી મૂકીએ છીએ. ગ્રન્થકારો નવા પુસ્તકો રચે કે તરત જ તેમણે એકએક નકલ અમને મોકલી આપવી જ જોઈએ, જો ન મોકલે તો અમે ચાબખા મારીમારીને તેમની પીઠનાં છોતરા કાઢી તેમને હેરાન કરી મૂકીએ છીએ અમારો મોટો મહત્ત્વનો અધિકાર અમે અમારે વિષેનો ઉલ્લેખ એક વચનમા કરવાને બદલે અનેક વચનમા કરીએ છીએ, એ છે.

હજી માગ છાપાનો ખપ જોઈએ તેવો નથી ઉપર બતાવેલા લોકપ્રિય થવાના ઉપાયોમાં હજી એક ઉપાય ગણાવવાનો રહી ગયો છે એનોય અનુભવ હું લઈ લેવાનો છું એ ઉપાય કારાગૃહવાસનો છે મને વિશ્વાસલાયક સ્થળેથી ખબર મળી છે, કે તંત્રીના એક જેલનિવાસથી તેના છાપાના ગ્રાહકો ઓછામાં ઓછા પાંચ હજારની સંખ્યામાં તો વધે જ છે ને હમણાંહમણાં માગસારા લોકો જેલમાં જઈ આવ્યા પછી હવે જેલનિવાસમાં દોષ કરો રહ્યો નથી આજથી જેલમાં જવાના હેતુથી બેત્રણ વખત માગમાગ ગૃહસ્થોની આબરૂના ચીંથરાં ઉડાવીને તીખાતમતમતા ફાકડા થાય એવો મેં પ્રયત્ન કરેલો ખરો. પણ એ નિષ્ફળ ગયો. તેમણે આબરૂનુકસાનીની ફરિયાદ કરી નહિ અને માગ હાથપગની ચળ શમાવવાનું સદ્ભાગ્ય શૃંખલાઓને અને હાથબેડીઓને મળ્યું નહિ આ પછીનું પગથિયું ચોરી કરવાનું છે. ને તેમાં હું નિર્વિવાદ રીતે સફળ થવાનો છું, એમ મારી કુંડળી કહે છે જો ચોરી પચી જશે, તો અર્થલાભ થવાને કારણે જીવન સુખમાં વિતાવી શકીશ જો પકડાઈ જઈશ, તો કેદખાનામાં જવાને લીધે છાપાના ગ્રાહકો વધશે, ને એ રીતે અર્થલાભ તો થશે જ! આ રીતે એક બાજુએ સુખાતિશયતાનો સાગર અને બીજી તરફ કીર્તિપ્રાપ્તિની મહાનદી એ બન્નેના સંગમથી હું આજે તો આનંદસાગરમાં ડૂબકીઓ મારી રહ્યો છું *

# વેપારી જગત

## હિન્દી સરકારનો આવકજાવકનો અડસટ્ટો

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

ફેબ્રુઆરીની છેલ્લી તારીખે હિન્દી સરકાર પોતાનું બજેટ વડી ધારાસભા આગળ રજૂ કરે છે. દરેક દેશમાં જ્યારે બજેટ રજૂ થાય છે, ત્યારે એ એક મહત્ત્વનો રાષ્ટ્રીય પ્રશ્ન ગણાય છે, અને તે તે દેશની રાષ્ટ્રીય પાર્લામેન્ટમાં તે ઉપર જુદા જુદા પક્ષના દૃષ્ટિબિન્દુથી ઉપયોગી ચર્ચા થાય છે. આ ચર્ચા ખાલી ચર્ચાને જ રૂપે નહિ, પણ બજેટની અંદર દેશને ઉપયોગી અને ફાયદો થાય એવી જાતના ફેરફારો સૂચવવા માટે છે. આ દેશમાં બજેટની આસપાસનું વાતાવરણ કાંઈક ખોટાપણાનું, કાંઈક અસત્યતાનું અને કાંઈક ઝાંઝવાના પાણી જેવું છે. બજેટ ઉપર ધારાસભાને ચર્ચા કરવાનો હક છે, સુધારા મૂકવાનો હક છે, પણ તે પસાર થાય તે પછી તેને અમલમાં મૂકવા કે કેમ તે કારોબારી (એક્ઝીક્યુટીવ) સરકાર નક્કી કરી શકે છે. એટલે ગવર્નરજનરલ અને તેની કાઉન્સિલ ધારાસભાના સુધારા યોગ્ય લાગે તો તે સ્વીકારે, અને ન યોગ્ય લાગે તો પોતે સરકારની જે દરખાસ્ત નામંજૂર થઈ હોય તેને સરટિફિકેટ આપીને મંજૂરી આપે. એનો અર્થ એ થાય છે કે ધારાસભા જ્યારે દરખાસ્તો કે સુધારા લઈ આવે છે, ત્યારે પોતાની જવાબદારી બિલકુલ હોતી નથી. દાખલા તરીકે, રેલ્વેનું આખું અંદાજપત્રક, એટલે કે રેલ્વેને માટે આગામી વર્ષમાં ખરચ કરવા રાખેલી રકમ વડી ધારાસભાએ બહુમતીથી ઓછી કરી રૂપિયા એક ઉપર લાવી દીધી! જે દેશમાં લોકોની જવાબદારી છે, તે દેશમાં આવી દરખાસ્ત આવે નહિ, અને આવે તો પસાર થાય નહિ. છતાં પસાર થાય તો જે પ્રધાનમંડળ અમલમાં હોય તેણે રાજીનામું આપી હોદ્દા છોડ્યા સિવાય બીજો રસ્તો જ ન રહે, અને તેમના પ્રતિપક્ષીઓએ તે હોદ્દો સ્વીકારવો જોઈએ. અહીંયાં તો આવી દરખાસ્ત થાય પછી સ્વાભાવિક રીતે સરકારને રેલ્વે તો ચલાવવી જ છે, એટલે રેલ્વેના બજેટને સરટિફિકેટ આપી આખીયે રકમ મંજૂર થાય છે! બિનજવાબદાર સરકારથી આ જાતનું ખોટાપણું અને આ જાતની બિનજવાબદારી ઉત્પન્ન કરવામાં આવે છે. આવી જાતની વાટાઘાટ અને ચર્ચાથી એક જ ફાયદો થઈ શકે. આખા દેશમાં લોકમતને કેળવી શકાય, અને હિન્દુસ્તાનમાં તેમજ પરદેશમાં એમ બતાવી શકાય કે હાલનું રાજ્યબંધારણ લોકમતથી કેટલું વિરોધી છે.

આ વર્ષે જે બજેટ રજૂ કરવામાં આવ્યું, તેમાં બે ત્રણ કરોડનો ફાયદો બતાવવામાં આવ્યો હતો. હિન્દી સરકારના ખજાનચી તરફથી જે બજેટ તૈયાર કરવામાં આવે છે તેમાં મોટી ખોડ એ હોય છે કે જે આવકના અડસટ્ટા રજૂ કરવામાં આવે છે તેનો અંદાજ ઓછો મૂકવામાં આવે છે. વર્ષને અંતે પરિણામે જ્યારે ફાયદો દેખાય, ત્યારે સરકાર પોતાની

જાતને મુબારકબાદી આપે છે પણ તેમ જ કોઈ પણ જાતના કર ઓછા કરવાની સૂચનાને તે તરછોડી કાઢે છે, કારણ કે તેમના કહેવા મુજબ જે ફાયદો થયો છે તે તો ફક્ત પ્રાસંગિક થયેલ છે, અને તે ફાયદો સ્થાયી રહેવાની નિશાની નથી. ગયે વર્ષે એમ કહેવામા આવ્યુ હતુ કે ચાલુ સાલમા ૧૦ લાખનો ફાયદો રહેશે, છતા બેથી ત્રણ કરોડનો ફાયદો રહ્યો તોપણ દેશને કરના બોજામાથી દમ ખેંચવાનો વારો આવ્યો નથી આવતે વર્ષે પણ ફાયદો બતાવવામા આવ્યો છે, અને તે સરકારના ટીકાકારો કહે છે તે વાજબી છે કે તે વધુ મોટો થશે. જે રાહત આપવામા આવી છે તે માત્ર આયાત ઉપરના કરના સબધમા

સરકારી નોકરોના પગારમા આજે બે વર્ષ ઉપર જ્યારે દેશની આર્થિક સ્થિતિમાં કટોકટીનો પ્રસગ આવ્યો હતો, ત્યારે ૧૦ ટકાનો કાપ મૂકવામા આવ્યો હતો તેમાથી પાચ ટકા ગયે વર્ષે પાછા આપવામા આવ્યા હતા, અને બાકી રહેલા પાચ ટકા આ વર્ષે પાછા આપવામા આવ્યા છે બે હજાર રૂપિયાથી ઓછા કમાતા માણસોની આમદાની ઉપર જે કર દાખલ થઈ ગયો છે તે કરમા જૂજ જેવી રાહત આપવામા આવી છે—અગર જોકે ખરી રીતે તે આખો બોજો કાઢી નાખવો જોઈતો હતો ટપાલના દરો એના એ જ રહ્યા છે મીઠાની જકાત એ જ છે ટૂકામા જેટલો બોજો દેશના ગરીબ તેમજ તવગર લોકો ઉપર પડ્યો છે, તેમા નામની જ રાહત મળ્યા સિવાય બીજુ કઈ મળ્યુ નથી છતા સરકારી નોકરોના પગાર ઉપર મુકાયેલો કાપ પાછો મળ્યો છે રૂા ૨૦૦ સુધીના માસિક પગારવાળા નોકરોને માટે જ આ કાપ પાછો અપાયો હોત તો લોકલાગણી સમત થાત, પણ મોટા પગારવાળાઓને એ જ છૂટ આપવામા આવી છે આ છૂટ ગરીબ કર ભરનારાઓના ભોગે આપવામા આવી છે, તેથી પ્રજા સતોષ ન પામે એ સ્વાભાવિક છે ખર્ચની બાજૂમા લશ્કરી બોજો હમેશના જેટલો જ રાખવામા આવ્યો છે, એટલુ જ નહિ પણ ખજાનચી તેમજ લશ્કરના વડા એમ જાહેર કરે છે કે હાલ જે બોજો છે તેની અદર કઈ પણ ઘટાડાની આશા રાખવી તે ફોકટ છે ઊલટું, વખત જતાં તેમા વધારો થના સભવ છે એમ જાહેર કરવામા આવેલ છે ! જ્યારે આખી પ્રજા ગરીબાઈથી પાયમાલ થઈ ગઈ છે, અને જ્યારે વસ્તીનો મોટો ભાગ હજુ તદ્દન અભણ દશામા છે, દેશનો વેપારરોજગાર મદીની સ્થિતિમા પડેલો છે, ત્યારે એ સર્વેનો ઉલ્લેખ ખજાનચીના ભાષણમા જોવાની ઉમેદ રાખીએ એવુ કશુ બન્યું જ નથી ઊલટું, ચોર કોટવાળને દડે એ ન્યાયના હિસાબે, કોંગ્રેસ પક્ષના નેતાઓએ જ્યારે ગરીબોની બાજુ ધરી, ત્યારે ખજાનચીને તેમા સામ્યવાદની ગધ આવી ! ડોક્ટર ખાનસાહેબે હિન્દના ગરીબો માટે તેમના ભાષણમા ઉલ્લેખ કર્યો હતો, તેથી 'ટાઈમ્સ'ના પ્રતિનિધિએ પોતાના કાગળમા લખ્યુ કે 'આ તો હડહડતો સામ્યવાદ !' બુદ્ધદેવના પિતાએ બધાને ફરમાન આપ્યુ હતુ કે બુદ્ધદેવ સન્મુખ કોઈએ ગરીબાઈ, રોગ કે મૃત્યુની વાત ન કરવી, તેમજ તેની સમક્ષ તેવા દૃશ્યો ન લાવવા હિન્દી સરકાર આધુનિક 'બુદ્ધદેવ' બની બેઠેલી હોય તેમ લાગે છે ! કેમકે ગરીબાઈની વાત તેને સામ્યવાદી જણાય છે ! તેમ જ ઘણીવાર ભાષણકર્તાઓને અને લેખકોને એવી વાતો માટે જ જેલયાત્રા ભોગવવી પડેલી છે આ બધાના પ્રાયશ્ચિત્ત રૂપે એક કરોડ રૂપિયા ગામડાઓના ઉદ્ધારકામ માટે હિન્દી સરકારે જુદા મૂક્યા છે જે પ્રમાણે કોઈ તવગર વેપારી દર વર્ષે લાખો રૂપિયા રળતો હોય, અને તેમાથી થોડીએક

જૂજ રકમ વેપારીઓ તરફથી મુકરર થયેલા ધરમના લાગામાં આપતો હોય, અથવા તો કોઈ એક મંદિરના પૂજારીને થોડીએક પૂજા માટે આપતો હોય, તેના જેવો આમાં ભાસ થાય છે તે એક કરોડ રૂપિયા કેવી રીતે ખરચાશે તે જોવાનું છે ગામઉદ્ધાર માટે મહાત્માજી કે બીજા કોઈ તરફથી થતા કાર્ય તરફ સરકારને બહુ પસંદગી નથી પણ પોતે આ કરોડ રૂપિયા એવી રીતે ખરચે કે ગામડાના લોકો સુધી પૂરેપૂરા પહોંચે, તો જ તે રૂપિયા ઊગી નીકળ્યા ગણાય દિલ્હીથી નીકળતાંનીકળતા એ કરોડ ક્યારે અને કેવી રીતે પહોંચશે, તે તો વિધિના હાથમાં છે મહાસભાના પ્રતિનિધિઓએ વડી ધારાસભામાં જે ટીકા કરી છે તથા બજેટ ઉપર દેશભરમાં જે ટીકા થઈ છે તે જોતાં હજુ પણ સરકારને ભાન થાય કે આ બિનજવાબદાર લોખંડી ચોકઠું એ દેશના રાજકારોબારને માટે બિલકુલ અયોગ્ય થઈ પડ્યું છે અને પ્રજાને ખરી જવાબદારી અપાય તો જ રાજકારોબાર બરોબર ચાલે, તો પ્રભુનો પાડ!

જો આ પ્રમાણે હજુ સુધી પ્રતીતિ નહિ થાય, તો દેશની અંદર જે બેદિલી છે તે વધશે, અને જે સામ્યવાદ અત્યારે નથી તે ઊભો થશે ૭ હજાર માઈલ દૂર બેઠેલા હિંદી વજીર અને તેના સલાહકારો તો હજુ ઇંડિયા બિલ ઉપર ચકચાર ચલાવી રહેલા છે, જોકે તેઓને રાજા (દેશી) તેમજ પ્રજા તરફથી બરોબર રીતે ચેતવણી અપાઈ છે કે નવા સુધારા કોઈને માન્ય નથી!

## બે મુક્તકો

સરસ્વતીચન્દ્ર મુઝુમદાર

### બિચારાં!

વીંધાયેલા પૃથિવી સરતા પક્ષી જેવું અરેરે!
નીચે નીચે સરર સરતું હાય! હૈયા તૂટ્યાને!

*

### વિરાટ!

આજે દીઠાં રજકણ બધા એકદા ભવ્ય થાશે,
ને પાછા એ રજકણ બની શૂન્યતામાં મહાશે.

# રાજશેખર

કનૈયાલાલ ભાઈશંકર દવે

> स एतस्य कविः श्रीराजशेखरस्त्रिभुवनमपिधवलयन्ति ।
> हरिणाङ्कप्रति(पङ्क्ति)सिद्धया निष्कलङ्का गुणा यस्य ॥[1]
>
> कर्पूरमञ्जरी

> शार्दूलक्रीडितैरेव प्रख्यातो राजशेखर. ।
> शिखरीवपरवक्त्रैः सोल्लोसैरुच्चशेखर ॥
>
> सुवृत्ततिलके क्षेमेन्द्र

## રાજશેખરનો પૂર્વપરિચય

કાવ્યવિધાનિપુણ, અલંકારશિરોમણિ, કાન્યકુબ્જીય મહેન્દ્રપાળ નૃપાશ્રિત, મહાપ્રાજ્ઞ કવિરાજ રાજશેખર મધ્યકાલીન કવિરત્નોમાં એક મહાવિદ્વાન કવિ થઈ ગયો છે. તેનો જન્મ યાયાવર કુટુંબમાં થયો હતો, અને તેને પોતાના કુટુંબનું વધુ કુલાભિમાન હતું તેથી જ તેણે પોતાના ગ્રંથોમાં યાયાવરીય તરીકે પોતાને ઓળખાવ્યો છે.[2] યાયાવર એ એક કુટુંબનું નામ છે, અને તેમાં અનેક કવિરત્નો થઈ ગયા છે એમ અનેક ગ્રંથો ઉપરથી જણાય છે.[3] તેનું મૂળવતન મહારાષ્ટ્રના ચેદિદેશમાં હતું, કારણ તે 'બાલરામાયણ'ની પ્રસ્તાવનામાં પોતાના પ્રપિતામહ અકાલજલદને 'મહારાષ્ટ્રચૂડામણિ' તરીકે જણાવે છે. વળી 'સૂક્તિમુક્તાવલી'ના કવિ વર્ણનના શ્લોકોમાં પોતાના પૂર્વપુરુષ સુરાનંદને 'ચેદિમંડલમંડન' તરીકે બતાવે છે. આથી તેનું મૂળવતન ચેદિદેશ હતું એમ નિઃસંદેહ જણાય છે, પરંતુ જેમ બિલ્હણ કવિ કાશ્મીરને છોડી કર્ણાટકના રાજાના આશ્રય તળે ગયો હતો, તેમ રાજશેખર પણ પોતાનો સ્વદેશ છોડી કાન્યકુબ્જના રાજાના આશ્રયે ગયો હોવો જોઈએ એમ જણાય છે. તેના પિતાનું નામ દુર્દુક કે દગિક અને માતાનું નામ શીલવતી

---

१ सो अस्ससिरिराअसेहरो तिहुअणपिधवलेन्ति ।
हरिणङ्कालिसिद्धिए णिक्कलङ्कागुणाजस्स ॥ १० ॥

कर्पूरमञ्जरी ( प्रस्तावना )

२ यायावरीय संक्षिप्य मुनीनां मतविस्तरम् ॥ काव्यमीमांसा, पृ २

३. (अ) समाधिगुणशालिन्य प्रसन्नपरिपक्त्रिया ।
यायावरकवेर्वाचो मुनीनामिववृत्तय ॥ ३१ ॥

धनपालकृत तिलकमंजरी

(ब) यायावरः प्राज्ञवरो गुरुसित सूरिसमाजवर्यै ।
नृत्यत्युदार भणिते रसस्था नटी वयस्योदरयापदयी ॥

उदयसुदरी, उच्छ्‌वास ८

હતુ રાજશેખર યાયાવર કુટુંબનો હતો, અને તે બ્રાહ્મણ હતો એમ ઘણુ કરીને જણાય છે તે કનોજાધિપતિ મહેંદ્રપાલનો ગુરુ અને ઉપાધ્યાય હતો એમ તેણે 'કર્પૂરમંજરી' અને 'બાલરામાયણ' વગેરેમા જણાવ્યુ છે[1] ગુરુ કે ઉપાધ્યાય બ્રાહ્મણ જ હોઈ શકે એટલે તે બ્રાહ્મણ જ હતો એ અનુમાન વાસ્તવિક લાગે છે રાજશેખર નામની વ્યુત્પત્તિ કરતા પણ તે બ્રાહ્મણ હશે એમ દેખાઈ આવે છે ક્ષત્રિયાર્થફલિત राज्ञा शेखर राजशेखर એ સમાસવિગ્રહ અહીં અનુચિત જણાઈ બંધબેસતો નથી 'કર્પૂરમંજરી'ની પ્રસ્તાવનામા તે પોતાના નામની વ્યુત્પત્તિ रजनीवल्लभशिखण्ड. એમ કરે છે[2] રજનીવલ્લભ=ચંદ્ર, શિખંડ=શેખર એમ ચંદ્રશેખર વા રાજશેખર એ શિવવાચક નામ તે બ્રાહ્મણ હશે તેવી પ્રતીતિ આપે છે. પણ તેની સ્ત્રી અવંતીસુંદરી ચૌહાણ કુલોત્પન્ના હતી એમ 'કર્પૂરમંજરી' ઉપરથી જોઈએ છીએ.[3] એટલે તે ક્ષત્રિય હશે, એમ પણ અનુમાન જાય છતા, ઉપર જણાવેલ મજબૂત પ્રમાણો જોતા તે બ્રાહ્મણ હતો એમ ચોક્કસ જણાય છે. કદાચ તે બ્રાહ્મણ હોવા છતા રાજાના પ્રસંગને લઈને કે તે સમયની ત્યાની ધર્મવ્યવસ્થાને લઈને તેણે ચૌહાણ કુળની વિદુષી ક્ષત્રિય કન્યા સાથે લગ્ન કર્યા હોય, એ બનવાજોગ છે

## રાજશેખરનો સમય

'શંકરવિજય' કાવ્યમા રાજશેખરનુ નામ અનેક વખત જોવામા આવે છે[4] 'શંકરવિજય' કાવ્યનો રચનાકાળ જોતા તે સાતમા શતકમા રચાયાનુ વિદ્વાનો માને છે, એટલે રાજશેખર કવિ સાતમા શતકમા થયેલ શંકરાચાર્યનો સમકાલીન હતો એમ અનુમાન જાય. પણ રાજશેખરના સ્વરચિત 'બાલરામાયણ' વગેરે ગ્રંથોમા તે મહેંદ્રપાલનો ઉપાધ્યાય હતો એમ તેણે જણાવ્યુ છે, અને મહેંદ્રપાલનુ તેણે કેટલુક વર્ણન પણ કર્યું છે આ મહેંદ્રપાલ કનોજમા રાજ્ય કરતો હતો એમ તેના એક દાનપત્ર ઉપરથી જણાય છે.[5] તેના પછી તેનો

---

१. (अ) रहुउल चूडामणिणो महेंदपालस्स कोअगुरु ॥ ५ ॥
(ब) बालकइ कइराओणि ब्भराअस्स तह उवज्झाओ ॥ ९ ॥
कर्पूरमंजरी ( प्रस्तावना )

२ भावकम्यतामेतस्को भण्यते रजनीवल्लभशिखण्ड ॥ ५ ॥
कर्पूरमंजरी

3 चाहमानकुलमौलिमालिका राजशेखरकवींद्रगेहिनी ॥ ११ ॥
कर्पूरमंजरी ( प्रस्तावना )

४. (अ) ततोदित कथन राजशेखरः ।
शंकरविजय, द्वितीयसर्ग

(ब) कविताकुशलोऽथ केरलक्ष्माकमन कथन राजशेखराख्य ।
शंकरविजय, चतुर्दशसर्ग

५. ॐ स्वस्ति श्रीमहोदयसमावासितानेकगोहस्त्यश्वरथपत्तिसपन्नस्कधावारात्—परमभगवती-भक्तो महाराजश्रीभोजदेवस्तस्यपुत्रस्तत्पादानुध्यात श्रीचंद्रभट्टारिकादेव्यामुत्पन्न परमभगवतीभक्तो महाराजश्रीमहेंद्रपालदेव

इण्डियन एटीक्वेरी, भा. १५, पृ ११२

પુત્ર મહીપાલ ઈ. સ. ૯૧૭માં કનોજમાં રાજ્ય કરતો એમ સ્યોદાનીનો શિલાલેખ જણાવે છે.[1] એટલે મહેન્દ્રપાલ નવમા શતકના અંતમાં કે દશમા શતકની શરૂઆતમાં રાજ્ય કરતો હતો એમ નિશ્ચિત થાય છે. આ ઉપરથી રાજશેખર દશમા શતકમાં થયો હતો એમ લાગે છે. તેથી ઉપર્યુક્ત 'શંકરવિજય'નો રાજશેખર આથી જુદો જ હતો એમ જણાય છે. ડૉ. ભાંડારકર અને પંડિત વેબર પણ રાજશેખરને દશમા શતકમાં થયાનું માને છે. આ સિવાય રાજશેખરના ગ્રંથો ઉપરથી પણ તેનો સમયકાલ નિર્ણિત થાય છે. રાજશેખર તેની 'કાવ્યમીમાંસા'માં ગૌડવહોના કર્તા વાક્પતિરાજ અને ઉદ્ભટની નોંધ લે છે.[2] આ બન્ને કવિઓ ઈ. સ. ૭૭૯થી ૮૧૩ સુધીમાં થઈ ગયેલ કાશ્મીરના નૃપતિ જયાપીડના સભાપતિ હતા. આ સિવાય કાશ્મીરના નૃપતિ અવંતીવર્મા કે જે ઈ. સ. ૮૫૭થી ૮૮૪ સુધીમાં થઈ ગયો છે, તેના સમકાલીન વિદ્વાન આનંદવર્ધનનો પણ તેણે 'કાવ્યમીમાંસા'માં અભિપ્રાય નોંધ્યો છે.[3] આથી જોઈ શકાય છે કે મોડામાં મોડો રાજશેખર ઈ. સ. ૮૮૦ પછી થયો હોવો જોઈએ. ઈ. સ. ૯૬૦માં સંપૂર્ણ રીતે લખાયેલ 'યશસ્તિલકચમ્પૂ'માં સોમદેવે રાજશેખરની નોંધ લીધી છે, અને ત્યારપછી ઈ. સ. ૯૯૦ લગભગ થયેલ કવિ સોઢલે પણ તેની ઠીક પ્રશંસા કરી છે. આ બધી ચર્ચા ઉપરથી એટલું તો સ્પષ્ટ તરી આવે છે કે રાજશેખર ઈ. સ. ૮૮૦થી ૯૪૦ સુધીમાં એટલે નવમા શતકના અંતમાં કે દશમા શતકની શરૂઆતમાં થયો હોવો જોઈએ.

## રાજશેખરની સ્ત્રી અવંતીસુંદરી

રાજશેખરની પત્ની અવંતીસુંદરી એક વિદુષી હતી અને તે ક્ષત્રિય ચૌહાણ કુલની હતી, એમ આગળ પણ આપણે જણાવી ગયા છીએ. રાજશેખર પોતાના ગ્રંથોમાં પોતાની સ્ત્રીનો અભિપ્રાય લેતો હતો એમ 'કાવ્યમીમાંસા' ઉપરથી જણાય છે. તેણે 'કાવ્યમીમાંસા'માં તેનો ત્રણ વખત અભિપ્રાય ટાંક્યો છે.[4] 'કર્પૂરમંજરી'ની રચનામાં તેણે સારો સહકાર આપ્યો હતો, એમ તેની પ્રસ્તાવના ઉપરથી જણાય છે.[5] આ વિદુષી સ્ત્રીએ પોતાની છટાદાર ભાષા વડે બીજા પણ ગ્રંથો રચ્યા હશે એમ અનુમાન થાય છે, પણ હાલમાં તેનો એક પણ સ્વતંત્ર ગ્રંથ ઉપલબ્ધ થતો નથી.

---

૧ એપિગ્રાફીકા ઈંડિકા, વૉ. ૧, પા. ૧૭૨

૨ (અ) न इति वाक्पतिराज । — काव्यमीमांसा, पृ. ६२

(ब) तस्य च क्रियाऽभिधाव्यापार इत्युद्भटाः । — काव्यमीमांसा, पृ. १६

૩ प्रतिभाव्युत्पत्त्योः प्रतिभा श्रेयसी इत्यानन्दः । — काव्यमीमांसा, पृ. १६

૪. (१) इयम् शक्तिर्न पुनः पाक इत्यवन्तिसुंदरी । — काव्यमीमांसा, पृ. १६

(२) विदग्धभणीतिनिबंधवस्तुनोऽपननियतस्वभावम् । — काव्यमीमांसा, पृ. ४६

૫. भर्तुः कृतिमवन्तिसुंदरी सा प्रयोजयितुमेतदीच्छति ॥ ११ — कर्पूरमंजरी ( प्रस्तावना )

## રાજશેખર કવિરાજ તરીકે

રાજશેખર પોતાની જાતને કવિરાજ તરીકે ઓળખાવવાનુ પસદ કરતો હતો વધુમા તે બાલકવિ તરીકે પણ પોતાને ઓળખાવતો, એમ તેના ગ્રથો ઉપરથી જણાય છે [1] તેને મહાકવિ કરતા કવિરાજ થવુ વધારે પસદ હતુ 'કાવ્યમીમાસા'મા પણ કવિઓની આઠ ઉપાધિઓ (degrees)મા કવિરાજની ઉપાધિ સર્વમા મહત્તમ બનાવતા તેણે જણાવ્યુ છે કે જે કવિ જુદીજુદી ભાષાઓ ઉપર કાબૂ ધરાવે છે અને તે તે ભાષાઓમા સ્વતત્ર રીતે કાવ્યો અને પ્રબધો રચી શકે છે તેને કવિરાજ કહેવામા આવે છે [2] આમ તે કવિરાજની ઉપાધિ (degree) સર્વશ્રેષ્ઠ જણાવે છે, અને તેથી જ તે પોતાને કવિરાજ તરીકે ઓળખાવતો હતો. એટલુ જ નહિ પણ તે અનેક ભાષાનો નિષ્ણાત હોવાથી અને તે તે ભાષાઓમા સ્વતત્ર ગ્રથો રચવાનુ તે સામર્થ્ય ધરાવતો હોવાને લીધે જ તેને કવિરાજ કહેવામાં આવતો તે પોતાની કવિ તરીકેની કારકિર્દીની શરૂઆતમા પોતાને બાલકવિ કહેવરાવતો હતો.

## રાજશેખરના ગ્રંથો

રાજશેખર મહાન વિદ્વાન હતો એમ મૌલિક વાત કહેવા કરતા તેના રચેલા અનેક ગ્રથો જોવાથી જ તેની અગાધ વિદ્વત્તા જણાઈ આવે છે તેણે પોતાના કવિજીવનના આરભમા 'બાલરામાયણ' અને 'બાલમહાભારત' રચ્યા હતા અને પોતાની ખ્યાતિ, તેમજ કવિ અને કવિરાજ તરીકેની કારકિર્દી 'વિદ્ધશાલભજિકા,' 'કર્પૂરમજરી' અને 'કાવ્યમીમાસા' વગેરે વિદ્વત્તાપૂર્ણ ગ્રથો વડે મેળવી હતી આ સિવાય તેણે 'હરવિલાસ' ગ્રંથ રચ્યાનુ સુપ્રસિદ્ધ જૈનાચાર્ય હેમચદ્રના 'કાવ્યાનુશાસનવિવેક' ઉપરથી જણાય છે ઉજ્જ્વલદત્તે પણ 'હરવિલાસ'ના ઘણાખરા શ્લોકો નોધ્યાનુ દેખાય છે 'હરવિલાસ' ગ્રથ ઉપરથી રાજશેખરે 'ભુવનકોશ' નામનો ગ્રથ રચ્યાનુ જણાઈ આવે છે વળી તેણે 'કવિવિમર્શ' નામનો ગ્રથ રચ્યો હતો, એમ કેટલાક વિદ્વાનો માને છે આ પ્રમાણે તેણે અનેક ગ્રથો રચ્યા હતા તેણે કોઈ પણ એક વિષયના ગ્રથો લખવા કરતા જુદાજુદા વિષયોના ગ્રથો લખ્યા હતા, તે ઉપરથી જણાય છે કે તેણે અનેક વિષયોનો ઊડો અભ્યાસ કર્યો હતો, અને તેની વિદ્વત્તા અમાપ હતી

## રાજશેખરનો કનોજ પ્રત્યેનો પ્રેમ

આગળ આપણે જણાવી ગયા છીએ કે રાજશેખર કનોજના રાજા મહેંદ્રપાલનો ઉપાધ્યાય હતો તેણે પોતાના ગ્રથોમા બીજા શહેરોના વર્ણન કરતા કનોજનુ વર્ણન સુદર અને એક પવિત્ર નગર તરીકે વર્ણવ્યુ છે તેથી તેનો કનોજ પ્રત્યેનો વધુ પ્રેમ જણાઈ આવે છે તેણે ઘણેખરે ઠેકાણે કનોજનુ 'મહોદય' નામ આપ્યુ છે મહોદય એ કનોજનું

---

१ बालकवि कविराजो निर्भयराजस्य तथोपाध्याय ॥ ९ ॥

कर्पूरमजरी ( प्रस्तावना )

२, यस्तुतत्तुनत्रतत्रभाषाविशेषेषु तेषुतेषुप्रबधेषु तस्मितस्मिश्च रसे स्वतन्त्र स कविराज ।

काव्यमीमासा, पृ १९

નામ છે એમ 'હૈમનામમાલા' જણાવે છે[૧] વળી 'વિશ્વપ્રકાશમેદિનીકોષ'મા પણ મહોદય એ કનોજનુ નામ છે એમ લખ્યુ છે 'કાવ્યમીમાસા'માં તેણે મહોદય (કનોજ)ની સ્ત્રીઓના વસ્ત્રપરિધાનની સુન્દર પ્રશસા કરી છે[૨] 'બાલરામાયણ'મા તેણે કનોજનો એક પવિત્ર તીર્થ તરીકે ઉલ્લેખ કર્યો છે[૩] એટલુ જ નહિ પણ ત્યાની સ્ત્રીઓની વેશપરિધાનકળા અને આભૂષણપરિધાનવ્યવસ્થા સાથે કનોજની મહત્તા બતાવતુ તેણે સુદર વર્ણન કર્યું છે

## રાજશેખરનો લાટ સાથેનો સબંધ

રાજશેખર ભારતવર્ષમા અનેક ઠેકાણે ફર્યો હતો અને તેનો લાટ સાથે સારો સબધ હશે એમ જણાય છે. 'કર્પૂરમજરી'ની રચના લાટના કોઈ રાજકર્તાની કન્યાના નામ ઉપરથી રચાયાનુ લાગે છે, અને તેથી માલૂમ પડે છે કે તેનો લાટના રાજા સાથે સારો સબધ હતો. 'બાલરામાયણ'મા તેણે લાટ દેશનુ સુન્દર વર્ણન કરતા તેને પૃથ્વીના તાજની ઉપમા આપી છે[૪] તે લાટ દેશની સ્ત્રીઓના સૌંદર્ય ઉપર મુગ્ધ થયો હતો, અને તેમની પ્રાકૃત વાણી તેને બહુ જ ગમતી હતી એમ 'કાવ્યમીમાસા'[૫] અને 'બાલરામાયણ'[૬] ઉપરથી જણાય છે

## રાજશેખરનો પ્રાકૃત પ્રેમ

રાજશેખર વિદ્વાન કવિ હતો, એટલુ જ નહિ પણ તે સર્વભાષાનિષ્ણાત કવિ હતો તે અનેક ભાષા જાણતો હતો, અને સારાયે ભારતવર્ષમા પરિભ્રમણ કરવાથી તે દેશદેશના કવિઓના સમાગમમાં આવ્યો હતો જે તે પ્રાતના કવિઓના પાઠભેદોનો તેણે સારો અભ્યાસ કર્યો હતો, એમ 'કાવ્યમીમાસા'મા આપેલ જુદાજુદા પ્રાતના કવિઓના પાઠભેદો તેમજ

---

१ (अ) कान्यकुब्ज महोदय ।
(ब) कान्यकुब्ज गाधिपुरं कौश कुशस्थल च तत् ॥

हैमनाममालायाम्

२ ताटङ्कवल्गनतरगितगडलेखमानाभीलविदरदोलितताराहारम् ।
आश्रोणीगुल्फपरिमण्डलितोत्तरीय वेशानमस्यतमहोदयसुदरीणाम् ॥

काव्यमीमासा, पृ ८०

३. इद द्वय सर्वमहापवित्र, परस्परालकरणैकहेतु ।
पुर च हे जानकी कान्यकुब्ज, सरिच्चगौरिपतिमौलिमाला ॥ ८९

बालरामायण

४ अयमसवितो विश्वभराशिर शेखर इव लाटदेश ॥

बालरामायण, अक १०

५ पटति लटभ लाटा प्राकृत सस्कृतद्विष ।
जिह्वयाललितोल्लाप लब्धसौदर्यमुद्रया ॥

काव्यमीमासा, पृ ३४

६ लक्ष्मीकर्तु प्रवृत्तोऽपि लाटीलड्डवीक्षितै ।
लक्ष्मीभवतिकंदर्प इवैपामेनात्रपत्रिणाम् ॥ ४८

बालरामायण, अक १०

# વિરૂપાસ્તિત્વ

## સબળસિંહ જાડેજા

સખે ! જીવનની રહી સફર આમ પૂરી થવી,
ઠરેલ લઘુ પંથમાં જીવનચક્ર પૂરા કરી
રચેલ મૃદુ જાળ જે કનકતંતુની સ્વપ્નમાં,
વિખાઈ સહુ ક્યાં ગયુ પવન સત્યનો ફૂકતાં.

રચી સરલ અંતરે નૂતન સૃષ્ટિ આદર્શની,
હવાઈ બુરજો પડ્યા અકલ દેશ ઊંડાણમાં;
હતી મગજમાં ભરી સહજ જે ખુમારી ગઈ,
ઠર્યુ અણુનમેલ જે અધમ પાદમાં શીર્ષ આ.

વૃથા હૃદય, કલ્પના, સુખદ ભૂતપૂર્વ સ્મરી,
અધિક કટુતા ભરે વિહિત ભાવિ, અસ્તિત્વમા,
હતી સુખદ અજ્ઞતા અધિક જ્ઞાનસંપ્રાપ્તિથી,
અજાણુ સ્થળમા વસી જીવન જાત અજ્ઞાનમાં.

પરંતુ કથવુ જ શુ, નહિ જ કાંઈ જો હાથમાં,
સખા જીવન સાથ હો, અગર એકલાંયે જવુ !

# જીવો હજી અધિક શ્રી નરસિંહરાવ*

ઝીલી પ્રભાતકિરણો, ઋજુ[1] સાંજ રંગો,
ચંદ્રા તથા ઉડુગણો હૃદયે સમાવી,
ગાયા સુરીલ કવનો નભ કોકિલોનાં
ને સ્તોત્ર મીઠપભર્યાં વનદેવતાનાં.

પામી સુવાસ રસપ્રેરક પ્રાણવાન
સર્જ્યું, સમાજહિતબોધક ગદ્યગાન;
એ ગદ્યગીત બળવાન વહો હમેશ,
સાહિત્યકુંજ, ગુજરાત ઝગો વિશેષ

વાણીપ્રભુત્વ અતુલું નિજ લેખિનીમા,
ઓજસ્ વડું નિજ ગિરા વિકસાવનાર,
એવાં પ્રભાવ, બળ, જ્ઞાન ધરાવનાર
જીવો હજી અધિક શ્રી નરસિંહરાવ
સાચાં સુશીલ ગૃહિણી સહધર્મચારી,
જીવો તમે ઉભય વર્ષ અનેક ભાવિ.

શ્રદ્ધાબળે ગરલ ઘૂંટ પચાવી આપે
ભક્તિભર્યાં સરલ દ્યોતક જ્ઞાનભાવે
ગાયા 'ઘણાં ય પદ પ્રેમદયાદ્રવંતાં
માયા, જીવારિ ભયડુંગર ભેદનારા

જે વાદ્યને કરુણગાન વિશેષ ભાવે
આનંદ શાંત રસ તે જગને ચખાડો![2]

---

* શ્રી નરસિંહરાવને ૭૫ વર્ષ પૂરાં થતાં વિલેપારલે સાહિત્યસભાએ અર્પણ કરેલ 'અર્ધ્ય'માં આ પદ્યકૃતિ હતી

૧ સમી

૨ તે વાદ્ય નિત્ય નવલા સ્વરને જગાડો.

# રાનીપરજ પરિષદ

જુગતરામ દવે

આ વખતની પરિષદ અનુક્રમે આઠમી હતી. પહેલાંની પરિષદો રાનીપરજ પ્રદેશના જુદાજુદા ભાગોમાં આવેલા શેખપુર, ઉમરવાડા, વેડછી, મઢી, ખાનપુર, પૂના, ઉનાઈ એટલાં સ્થળોએ થઈ હતી. આ બધાં સ્થળો તથા આ વખતનું સ્થળ સરભોણ એ બધાં જ નાનાં સરખાં રાનીપરજ ગામડાંઓ છે એમ છતાં તેઓ દશથી વીસ, ને ચાલીસ હજાર સુધી ભાઈબહેનોની પરિષદને સમાવી શક્યાં છે કારણ કે તેઓ સ્વાગતનો બધો ભાર માણસના માથા પર ન રાખતાં ઘણોખરો ભાર ઉપાડવામાં કુદરતને ભાગીદાર બનાવે છે પાણીની વ્યવસ્થા કોઈ નદીમાતાને જ સોંપવામાં આવે છે સરભોણને તે સગવડ નહોતી તો તેણે ગામના લોકોની તથા ગામના બળદોની મહેનત ભેગી કરી ચાર કૂવાઓ સ્વચ્છ કર્યા અને કોશ ચાલુ રાખ્યા. તડકાથી રક્ષણ કરવાનો ભાર તેઓ કોઈ પ્રાચીન ઝાડોના ઝૂંડોને સોંપે છે સરભોણે એ ખખડધજ આમલીઓના રાનને તે સેવા સોંપી. રાત્રે પ્રકાશ જોઈએ, તો પૂર્ણિમાનો દિવસ પસંદ કરી તેઓ ચંદ્રમાનો ઉપકાર સ્વીકારી લે છે આ વખતના તેમના પ્રમુખ સરદાર શ્રી વલ્લભભાઈ દેશની અનેક જંજાળોમાં ગૂંચવાયેલા, ચંદ્રમાનો ને તેમનો મેળ એક સાથે ખાશે કે કેમ એની થોડી વાર ચિન્તા પણ થઈ પડી, પરંતુ આખરે એ બે આકાશ અને પૃથ્વીની દેવતાઓએ તડજોડ કરી અને માઘપૂર્ણિમા નહિ તો તેની પછીનો પડવાનો દિવસ પરિષદ માટે સ્થિર રહ્યો

પણ એ બધી વ્યવસ્થા થયા પછી ભોજનનો પ્રશ્ન રહે જ છે જૂના સુવર્ણયુગની વાતો સાંભળીએ છીએ કે જ્યારે ફૂલઝાડોના વનો હજારોનું સ્વાગત કરી શકતા આજે હિમાલયના વનો પાસે પણ એટલી સમૃદ્ધિ હશે કે નહિ એ ઈશ્વર જ જાણે છે, તો બાપડી સરભોણની શી વિસાત? તેથી રાનીપરજ ભાઈઓએ મૂળથી જ સુંદર સ્વાશ્રયી પ્રથા પાડી મૂકેલી છે સભા હોય કે પરિષદ હોય, જ્યાં જવું પડે ત્યાં ચોખાદાળની પોટલી સાથે બાંધીને જ જવું ગામગામની નાનીમોટી ટોળીઓ સરભોણના ખેતરોમાં ઠેરઠેર રસોઈ પકાવવા લાગી તે દૃશ્ય જોવા જેવું હતું અને રાતની ગંભીર શીતળતામાં એની અદ્‌ભુતતા ઓર વધતી હતી

પરંતુ રાનીપરજ જેવા દીનદરિદ્ર લોકોના આ વાર્ષિક મેળાવડાને પરિષદનું નામ શોભે ખરું? આજે પૂરેપૂરું શોભે છે કે કેમ તેની ખબર નથી, પણ એ મોટા નામને યોગ્ય થવાનો પરિષદના રાનીપરજ આગેવાનોનો પ્રયત્ન છે એ હું જાણું છું તેથી તેઓએ આ વખતે ઠરાવ કર્યો છે કે એમની પરિષદ હવે માત્ર વરસે એક દિવસનો મેળાવડો જ ન રહે, પરંતુ તે એક કાયમી સંસ્થાનું રૂપ લે તેને માટે બંધારણ ઘડવાનો તેઓ વિચાર કરી રહ્યા છે. સંસ્થા અને તેના બંધારણનો વિચાર કરીએ છીએ એટલે ઑફિસ, છાપેલા નોટ-

પેપર, રબ્બરના સિક્કા, ગાદીતકિયા, ખુરસીટેબલ એ સૌથી પહેલા આખ સામે ખડા થાય છે. જે કામો પહેલા સહેજે કરી શકાતા તે આ બધામાથી પમાર થાય ત્યારે જ હવે આગળ પગલુ માડી શકે છે ને થોડા પૈસા ઉઘરાવે તેમાથી પહેલા બિલ આ જ વસ્તુઓના ફાટે છે રાનીપરજ પરિષદ આ આળપપાળમાથી ખસી કોઈ સાચુ કાર્યવાહી બધારણ ઉપજાવી શકે એમ તેના આગેવાનો ઇચ્છે છે 'પ્રસ્થાન'ના કોઈ વાચકો સૂચના મોકલે એવી આશાએ આટલી ચર્ચા કરી છે

આ પરિષદે ઘણા ઠરાવો કર્યા, પણ ઠરાવોનો ગજ મદ્યનિષેધ સબધી ઠરાવ એ જ છે તેઓ આજ સુધી મદ્યનિષેધના પ્રયત્નના અનેક ઊથલાઓ મારી ચૂક્યા છે એ પ્રયત્નોના ફળરૂપે આજે ગામેગામ એવા કુટુબો જોવામા આવે છે, જેઓએ દારૂતાડી છોડી દીધા છે અને ત્યારથી વિવેકી જીવન ગુજારી સુખી થયા છે ઘણા ભાઈબહેનો પોતાના ભૂલેલા લોકોને શુદ્ધ રસ્તે વાળવાનો પ્રયત્ન પણ કર્યા કરે છે પરતુ એમ છતા આ મદિરારાક્ષસી તેમને ખૂબ જ સતાવી રહી છે ખાસ કરીને માદગી વખતે આ રાક્ષસી માણસની શ્રદ્ધા ડગાવી મૂકે છે માદગીથી અકળાઈને ગમે તેવા દાક્તરને શરણે જવુ, અખાદ્ય ને અપેય આખ મીચીને ખાઈ લેવા પડે એવુ ઊચી ગણાતી કોમોમા પણ ક્યા જોવામા આવતુ નથી ? તો આ પ્રમાણમા અજ્ઞાન કોમ માદગીથી અકળાય, ભૂવાજતિને શરણે જાય, તેમની સલાહ માની દારૂનુ સેવન કરે એમને શુ કહેવાય ? એમનો તિરસ્કાર તો કેમ જ થાય ? પરતુ રાનીપરજમા દારૂના મૂળ એટલા ઊંડા ગયા છે કે જીવસટોસટની પ્રતિજ્ઞા વગર તેઓ તેમાથી બચે એ અતિ દુર્લભ છે તેથી તેઓ રહી રહીને આ રાક્ષસી ઉપર પ્રહાર કરે છે

પણ જ્યા ખૂણેખૂણે ભૂવા વસતા હોય, જ્યા ગામેગામ પીઠાઓ તૈયાર હોય, ત્યા તેમના યત્નો ધૂળ પર લીંપણ સમા થાય એમા શી નવાઈ ? તેથી તેઓએ જાણે મોટો નિસાસો નાખતા હોય તેમ રાજકર્તાઓને વિનવણી કરી છે કે તમારે ઊપજના જે બીજા માર્ગો કાઢવા હોય તે કાઢો પણ આ પીઠાની બલા ઈશ્વરને ખાતર અમારા ગામોમાથી ખેંચી લો તેમણે એટલે સુધી વચન આપ્યુ છે કે જો સરકાર પીઠા બધ કરે તો તેઓ પાચ વર્ષમા પોતાના લોકોને દારૂમુક્ત કરશે હડહડતા સ્વાર્થયુગમા એ ગરીબની હાય કોણ સાભળવાનુ છે ? તેથી છેવટે જે પોતાથી બને તે કરવાનો પણ માર્ગ તેમણે શોધ્યો છે આ માર્ગ તેઓએ ગાધીજીની ગ્રામઉદ્યોગપ્રવૃત્તિમાથી ઉપાડચો છે ગામસફાઈ તે પ્રવૃત્તિનુ એક મહત્ત્વનુ અગ છે રાનીપરજ ભાઈઓ પણ પીનારાઓની છાપરીઓને સાફસૂફ કરી એ સેવા મારફત તેમનામા શ્રદ્ધા પેદા કરવાનો પ્રયત્ન કરવા માગે છે

રાનીપરજનો એક જીવતોજાગતો પ્રશ્ન આજે તેમના જમીનદારો ને શાહુકારો સાથેના સબધનો છે શાહુકારીની અપ્રામાણિક પ્રથા અજ્ઞાન વર્ગોની અદર અને ખાસ કરીને રાનીપરજ પ્રદેશમા વર્તે છે તે ખરેખર શાહુકારની શાખને હીણપ લગાડનારી છે જમીનના માલિકો જે રીતે ઉત્પન્નનો માલ ખેડવાવાળાઓ પાસેથી લે છે, તે પણ એવી જ અપ્રામાણિક છે બીજી બધી રીતે કેળવાયેલા, વિવેકી, અને ઘણીવાર ધર્મપરાયણ એવા શાહુકારો અને જમીનદારો કેવળ જૂની ચાલતી આવેલી પ્રથાને વશ થઈ અપ્રામાણિકતા કરે છે, અને જૂની પ્રથાના આટલુ પડેલા હોઈ તે તેઓને ડખતી નથી રાનીપરજ લોકો

કંઈ સમજતા થયા અને પોતાની દિવસેદિવસે વધતી જતી કંગાલિયતનું કારણ શોધતા થયા ત્યારથી તેઓ બેચાર વસ્તુઓ માટે ઝખી રહ્યા છે તે ઈશ્વર આપશે કે દયાળુ ગેર-શાહુકાર આપશે કે કોઈ દયાળુ રાજા આપશે એની તેઓને ગમ પણ નથી. એ બધા નિમિત્તો ભેગા થાય તો તેમનું કામ ઘણું સરળ થાય એમા શંકા નથી

પહેલો પ્રશ્ન દારૂતાડીનો—તે વિષે ઉપર કહી ગયો હવે, રાનીપરજના ગુજારાનું મુખ્ય સાધન જમીન તે સબંધમા શાહુકારીની ને જમીનદારીની ઉપર કહી તેવી અપ્રામાણિક પદ્ધતિને લીધે કરજમા ડૂબતા ડૂબતા આજે રાનીપરજ ખેડૂતો મોટે ભાગે ખાતેદાર મટી ગણોતિયા થઈ ગયા છે ગણોતમા મોટે ભાગે અરધી એટલી પેદાશ તેમની પાસેથી જમીનનો માલિક લે છે પણ એ માલિક ઘણુંખરું તેમનો લેણદાર પણ હોવાથી તેની નજર આખી પેદાશ ઉપર રહે છે, અને દબાયેલા રાની ખેડૂત પાસેથી તે ખેંચી જતા તેને કોણ અટકાવે? તેથી રાનીપરજની બે માગણીઓ છે—ગણોત ઉત્પન્નનો ત્રીજો ભાગ અમારી પાસેથી લેવુ જોઈએ, તથા અમારી પાસે જમીન સિવાય નિર્વાહનુ બીજુ સાધન ન હોવાથી જમીનનો કબજો છોડાવી અમને રઝળતા ન કરવા જોઈએ વડોદરા સરકારે આ બે માગણીઓને પહોંચી વળવા એક ખાસ કાયદો કરી આપ્યો છે પરતુ ખરેખર અજ્ઞાન પ્રજાને માત્ર કાયદાથી બચાવવી એ દુર્લભ વાત છે કાયદા પ્રમાણે ગણોતના દર કરે છે તે ત્રીજા ભાગથી અને બીજા ભાગથી પણ વધી જાય છે એવી બૂમ છે લોકોને જમીન પરથી હાંકી કાઢવાને કાયદાની બારીઓ શોધતા સાહુકાર ત્યારે શુ થશે એ જોવાનુ છે પણ રાનીપરજ ઉપર રાજ્ય કરનાર બીજાં રાજ્યોને આટલુ પણ કરવાનુ ક્યા સૂઝે છે?

આ કાયદો થવાથી જમીનદાર વર્ગો રોષમા આવી જાય એ સ્વાભાવિક તો છે જ, પણ એ રોષ સરકારને માથે ન ઊતરતા રાનીપરજના માથા ઉપર ઊતર્યો છે, એ દુઃખની વાત છે સાપ જેમ ક્રોધાંધ બની મારનારને ન ઓળખતા લાકડીને ડસી મારે છે, તેમ ક્રોધાંધ જમીનદારો વર્તતા જણાય છે તેવી વિકટ સ્થિતિમા પણ રાનીપરજ આગેવાનોએ તેમની પરિષદના પ્રમુખ સરદારને વિનતિ કરીને એવી મતલબનો ઠરાવ ઘડી કાઢ્યો કે અમે કંઈ પ્રયત્ન કરી રહ્યા છીએ તે અમારુ કલ્યાણ થવા અર્થે જ કરીએ છીએ કોઈના ઉપર અમારે વેર નથી પરતુ જડવાદી દુનિયા માને છે કે બે પક્ષમા એક મરે તો જ બીજો તરે અહિંસામા ને ઈશ્વરમા શ્રદ્ધાવાન રાનીપરજ તો માને છે કે સામાને માર્યા વિના તેઓ અવશ્ય તરી શકશે કારણ કે તરવાની તેમની કલ્પના વિવેકયુક્ત છે તેઓ પોતે શાહુકાર થઈ જવા માગતા નથી તેઓ તો જે મહેનતમજૂરી કરે તેના બદલામા પેટપૂર રોટલો જ માગે છે હું તો જરૂર આશા રાખુ છુ કે આ રેંટિયા કાંતનાર, શુદ્ધ ખાદી પહેરનાર, ભજન મંડળીઓ બાંધી કુરિવાજો રાજ્યનાર, ગાંધીભક્ત અને સેવાપરાયણ રાનીપરજ ખેડૂતો વેરઝેર સમાવનારો સર્વોદયનો માર્ગ શોધી કાઢશે

# સદ્‌ગત ગોપાળ કૃષ્ણ ગોખલે

શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી

૨

## મુંબઈ ધારાસભામાં

૧૮૮૯ની આખરે મુંબઈ ધારાસભામાંના ચૂંટાયેલા સભ્યોની એક જગ્યા ખાલી પડી યુવાન ગોખલેએ ઉમેદવારી કરી પરિણામે બતાવ્યુ કે ચૂંટણીમા જીતવુ એ એમને માટે ઘણુ સુલભ હતુ તે મુંબઈ ધારાસભામા હતા તે દરમ્યાન કેટલાક મહત્ત્વના સવાલો ઉપર તેમણે પોતાના વિચાર સવિસ્તાર જણાવ્યા હતા ને બેઠકમા તેમનુ સૌથી પ્રખ્યાત ભાષણ તો જમીનમાલિકીની બદલીના કાયદા—લૅન્ડ એલિયનેશન બિલ—ઉપર થયુ એની ચર્ચા વખતે તીવ્ર મતભેદ જાગ્યો હતો જેને તેઓ મહત્ત્વની ગણતા એવી એક કલમ ઉપર હાર મેળવ્યા પછી સર ફિરોજશાહ અને ત્રણ બિનઅધિકારી સાથીઓ ધારાસભા છોડીને ચાલ્યા ગયા, અને આવી રીતે આજની યુદ્ધનીતિની તેમણે ઘણા વરસ પહેલા આગાહી કરી એ સ્મરણીય પ્રસગ આ બિલની ચર્ચા વખતે જ બન્યો હતો સર ફિરોજશાહના આ કાર્યમા ગોખલે સમત ન હતા, એવો શરૂઆતમા દેખાવ થયો પણ સર ફિરોજશાહના ગયા પછી તેમણે જ્યારે એક ભાષણ કર્યું અને તે ભાષણની પણ કંઈ જ અસર ન થઈ એવુ તેમને લાગ્યુ ત્યારે તેઓ પણ સર ફિરોજશાહને પગલે ચાલ્યા

## રાનડેનુ મૃત્યુ

૧૯૦૧મા આખા હિંદને શોકમા ગરકાવ કરીને મહાન રાનડે સદ્‌ગત થયા તેમના જીવન દરમ્યાન જેવુ જગત ગોખલેને ભાસતુ તેવુ તે પછી કદી લાગ્યુ નથી એમ ગોખલે હમેશા કહેતા તેમના જીવન અને કાર્ય વિષે ગોખલેએ કેટલાક ભાષણો આપ્યા ઘણા વરસ સુધી લોકોને આશા રહ્યા કરતી કે તેમનુ જીવનચરિત્ર શ્રી ગોખલે લખશે તેમના મરણ પછી ગોખલેએ એક કાગળ લખ્યો હતો તે અત્યારે યાદ આણવા જેવો છે "રાનડેનો જીવનપરિચય અને તેમના કેટલાક ખાસ ભાષણો તથા લેખો પ્રસિદ્ધ કરવાનો મે નિશ્ચય કર્યો છે અલબત આ કાર્ય પાછળ ઠીકઠીક વખત વીતશે, પણ જો કૃતજ્ઞતા, પ્રેમ અને પૂજ્યભાવ, ત્રણેના સગમથી આવુ કાર્ય કદી પણ પૂરુ થઈ શકે એમ હોય તો એ કામ હુ જરૂર પૂરુ કરીશ," એમ તેમા હતુ

પણ સર્વસામાન્ય શોકની વાત તો એ છે કે આ વચન પૂરુ થવા માટે નિર્માયુ નહોતુ આજે પણ રાનડેનુ સારુ જીવનચરિત્ર મળતુ નથી તેમને જ ચરણે જેમણે પ્રજાસેવાના પાઠ લીધા હતા તેઓએ કે ગોખલેના કોઈ પણ શિષ્યે રાનડેનુ જીવનવૃત્તાંત લખ્યુ નથી એવી જ રીતે ગોખલેનુ જીવનચરિત્ર ન લખવા માટે મારો પણ કેટલાક દોષ કાઢે છે એ બાબતમા મારો ગુનો હુ કબૂલ કરુ છુ તેથી જ તે મહાન કાર્ય માટે મારી શક્તિ કેટલી છે, તેની પ્રાથમિક તપાસ—કસોટી—કરવાની તક મને મૈસુર યુનિવર્સિટીએ આપી તે બદલ હુ તેનો ખાસ આભાર માનુ છુ. ઈશ્વરની ઇચ્છા હશે તો જે ભાષણો અત્યારે હુ કરુ છુ તેના પાયા ઉપર ગોખલેની પૂર્ણ વિકસિત જીવનકથાની ભવ્ય ઇમારત તો નહિ, પણ તેમનુ જીવન અને કારકિર્દી યોગ્ય રીતે ચર્ચી શકુ એવી ભાષણોની વિસ્તૃત હારમાળા તો જરૂર રચીશ.

### વડી ધારાસભામાં

વડી ધારાસભામાં તેમની સેવા કીમતી અને અપ્રતિમ મહત્ત્વની હતી એમના વાર્ષિક પોતાના ઉત્કૃષ્ટ ગુણોને લીધે એટલા ધ્યાન ખેંચતા કે ખૂબ માનપૂર્વક તે સભળાતા, અને આજે પણ યુવાનો તે ભાષણોનો અભ્યાસ કરે તો એ શ્રમ સફળ જ થાય, કેમકે હિંદી નાણાશાસ્ત્ર અને રાજ્યકારભારના અમુક વિષયો ઉપર તે ભાષણો પાઠ્ય પુસ્તકની ગરજ સારે છે પણ અદાજપત્ર ઉપરના ભાષણોમાં જ ગોખલેનું વડી ધારાસભાનું કામ સમાપ્ત થતું ન હતું ધારાસભાના કાર્યના દરેકેદરેક વિભાગમાં તેઓ ભાગ લેતા અને તે કંઈ નાનોસૂનો નહિ

### ' હિંદ સેવકસમાજ '

૧૯૦૫માં ગોખલેએ ' હિંદ સેવકસમાજ ' સ્થાપી સામાજિક અને રાજ્યપ્રકરણી વિષયોમાં જેને પ્રજાસેવાનું કામ કહેવાય એવું કામ કરનારા ઘણા યુવાનો તૈયાર કરવા એ એમના સમાજનો પ્રધાન હેતુ હતો. પ્રજાસેવાના આ કાર્યનો મુખ્ય પાયો પદ્ધવર્ષીય કેળવણીનો હતો સખત અભ્યાસ અને તાલીમ મેળવ્યા સિવાય કોઈ પણ માણસ હિંદસેવક થવાને લાયક ન થઈ શકે, એવો ગોખલેનો દૃઢ મત હતો ને ઉપરાંત જે યુવાનો સેવાવૃત્તિથી આવે તેઓ માત્ર ઉચ્ચ ચારિત્ર્યના જ નહિ, પણ હિંદની યુનિવર્સિટીની પરીક્ષાઓમાંથી સિદ્ધ થયેલી અસામાન્ય શક્તિના હોવા જોઈએ એવો આગ્રહ પણ તે રાખતા હિંદ સેવકસમાજના સભ્યોને સાત પ્રતિજ્ઞાઓ લેવી પડતી તેમાંની બે જ હું તમને હમણાં કહીશ પહેલી તો એ હતી કે હિંદસેવકે ધર્મ, પંથ કે સંપ્રદાયના બધા ભેદો પૂરેપૂરા અવગણીને દરેકેદરેક હિંદીને પોતાનો ભાઈ ગણવો હિંદની કોઈ પણ એક કોમ કે જાત માટે નહિ, પણ સમસ્ત હિંદી પ્રજા માટે તેણે કામ કરવું બીજી પ્રતિજ્ઞા વધારે રસિક અને જાણવા જેવી છે કોઈ પણ હિંદસેવકે વ્યક્તિગત ખાનગી કારણોસર તકરાર કરવી નહિ અલબત્ત, જાહેર કારણોસર મતભેદ અનિવાર્ય છે અને એ તકરાર તો તમે તેને રોધના નહિ જાઓ, તોપણ પાછળથી આવીને તમને બાઝશે આ હિંદ સેવકસમાજની શાખાઓ હિંદના જુદાજુદા પ્રાન્તોમાં પથરાયેલી છે અને મને આશા છે કે પ્રૌઢ ઉંમરના માણસો તો પ્રજાસેવાના વિધવિધ દિશાના એના કાર્યથી અજાણ નહિ હોય

### ઉદ્દામ પક્ષનો વિરોધ

૧૯૦૭માં પ્રખ્યાત કલકત્તાની દાદાભાઈ નવરોજીના પ્રમુખપદવાળી મહાસભાના અધિવેશન પછી જે કેટલાક અંતિમ વિચારો પ્રતિ તેમનો તીવ્ર વિરોધ હતો તેનું ખંડન કરવા માટે ખાસ તેમણે ઉત્તર હિંદમાં પ્રવાસ કર્યો છેલ્લા કેટલાક વરસથી મહાસભામાં તીવ્ર મતભેદ જાગ્યો હતો, અને એકેકની સાથે આમરણ વિરોધ કરતા પક્ષોના ઉદ્ભવથી રાષ્ટ્રકાર્ય શિથિલ થયું હતું સુવ્યવસ્થાને ઉચ્છેદક, બ્રિટિશ સબંધને પ્રતિકૂળ, સુગ્રથિત સમાજવ્યવસ્થાના પાયાને જ હચમચાવનારા મતો ફેલાવા માંડ્યા હતા જો આવા મતોનો સફળ પ્રચાર થવા દેવામાં આવે, તો રાષ્ટ્રજીવન કેવા ભયંકર જોખમમાં આવી પડે એનું પૂરેપૂરું ભાન ગોખલેને હતું તેથી આવી અધોગામી હિલચાલ અટકાવવાનો તેમણે નિર્ધાર કર્યો આ એમનો પ્રવાસ ખૂબ સફળ થયો, એમ તે વખતે બધાને લાગ્યું હતું અતિશય રસપૂર્વક તેમનાં ભાષણો લોકો સાંભળતા અને યુવાનોના મગજ પર તેની અસર શીતળ અંજન સમી થઈ હતી આજ સુધી ગોખલેએ કરેલી દેશસેવામાં આ બેત્રણ માસમાં ફરીફરીને આપેલા ભાષણોદ્વારા એમણે કરેલી સેવા ઉચ્ચતમ હતી, એવી તે વખતે સામાન્ય માન્યતા હતી પણ તે ભાષણોમાં જે

મતોનુ ખંડન તેઓ કરતા ને મતોના સમર્થકો તરફથી તેમના ઉપર સખત હુમલો થયો· બંગાળના એક સમર્થ પત્ર—'વંદેમાતરમ્'—એ તેમના સ્વદેશાભિમાન વિષે, પ્રજા પ્રત્યેની શુભ નિષ્ઠા વિષે અને દેશસેવક તરીકે ગણાવાના તેમના હક વિષે શંકા ઉઠાવી ટીકાની કડવાશ એટલી વધી ગઈ કે દેશદ્રોહી તરીકે તેમને વિષે સૂચન કરતો આખા હિંદને ચોંકાવનારો 'વિભિષણનુ પ્રવચન' એ નામનો લેખ પ્રસિદ્ધ થયો આવુ નિંદાત્મક ઉપનામ ગોખલેને મળે એ ખરેખર એક કરુણ ઘટના હતી તે જમાનામા રાજકીય આક્ષેપોનુ ધોરણ હલકુ ને હલકુ થતુ ગયુ, તે એટલે સુધી કે ગોખલે જેવાની પણ ફરીફરીને ઉત્કૃષ્ટ ગુણોથી ભરપૂર સિદ્ધ થયેલી કારકિર્દી એના ઝેરી હુમલાથી બચી નહિ

## મિન્ટો-મોર્લી સુધારા

મિન્ટો-મોર્લી સુધારા દાખલ કરાવવામા ગોખલેએ મહાન અને ધ્યાન ખેંચે એવો ભાગ લીધો હતો મોર્લી અને મિન્ટો વચ્ચે, એમાથી કોનો હાથ, એ સુધારાના કાર્યમા, વધારે હતો એ જ નક્કી કરવુ આજે પણ કઠિન છે મોર્લી પોતે એક કુશળ બુદ્ધિમાન સાહિત્યકાર હતા, તેથી તેમણે તો વાઇસરૉયને તો ખ્યાલ પણ આવે તેના ઘણી પહેલા પોતાના સંસ્મરણો પ્રસિદ્ધ કરીને પોતાની પછીની પ્રજાને નિર્ણય માટે આધાર મળે એવી ચર્ચા કરી મૂકી હતી પોતે લખ્યા હતા, તે જ કાગળો તેમણે પ્રસિદ્ધ કર્યા, અને તેથી સામાન્ય માન્યતા તો દૃઢ થઈ ગઈ હતી કે નવા બંધારણના ઘડતરમા એમનો ભાગ વધારે હતો. કેટલોક સમય વીત્યા પછી મિન્ટોની કીર્તિને યોગ્ય ન્યાય મળવો જોઈએ એમ ઇચ્છનારાઓને વિચાર આવ્યો કે બની શકે તો મિન્ટો તરફનુ પાસુ નમાવવાનો પ્રયત્ન કરવો જોઈએ આ કામ જોન બુકૅનનને સોંપવામા આવ્યુ પૂરેપૂરો એક જ પક્ષ તરફ એ ઢળેલો નહોતો, અને સાહિત્યની દૃષ્ટિએ એનુ પુસ્તક જોન મોર્લીના પુસ્તકની કોટિમા આવી શકે એમ નહોતુ અલબત્ત, કેટલીક બાબતો એણે સત્ય સ્વરૂપમા આલેખી, અને લૉર્ડ મિંટોએ પણ નવા સુધારાના ઘડતરમા મહત્ત્વનો ભાગ લીધો હતો એમ બતાવ્યુ તેમ છતા એ પુસ્તકની પ્રસિદ્ધિ પછી પણ મોર્લી અને મિન્ટો એ બેની સરખામણીમા વિશેષ માન તો મોર્લીને જ મળતુ

હમણા મિન્ટો પક્ષ તરથી એક બીજો પ્રયાસ થયો છે તેમની નોંધપોથીના કેટલાક મહત્ત્વના ઉતારા તથા તેમના બીજા લખાણોવાળુ એક પુસ્તક કાઉન્ટેસ મિન્ટોએ પોતાની નોંધપોથીના કેટલાક ઉતારાની પુરવણી સાથે પ્રસિદ્ધ કર્યું છે આ પુસ્તક વાચતા રસ પડે છે એમ તો હુ નહિ કહુ. પણ તેમાનો કેટલોક ભાગ ગોખલે તરફ મિંટો કેવી નજરે જોતા તે વિષય ઉપર પ્રકાશ ફેંકે છે મારે કબૂલ કરવુ પડે છે કે તેમાના છૂટાછવાયા ફકરા ગોખલેના જીવન અને કીર્તિને શોભા આપે એવા નથી પણ આથી હું જરા પણ અસ્વસ્થ થતો નથી; સિમલા અને દિલ્હીની આસપાસ કેટલીક ભેદી વ્યક્તિઓ હમેશ ઊભરાતી હોય છે. તેવી વ્યક્તિઓએ ગોખલેની વિરુદ્ધનો જે પૂર્વગ્રહ કાઉન્ટેસના મનમા ઠસાવ્યો હતો તેથી કાઉન્ટેસ મુક્ત થઈ શક્યા નથી એમ હુ સાબિત કરી શકુ એમ છુ આપણા આ પંડિત-અધિકારીઓ આપણા આગેવાનો વિષે એવા ખોટા ખ્યાલો બાંધી રાખે છે એ ખરેખર એક વિચિત્ર ઘટના છે તેમના મત બાંધવાના ધોરણ જ જુદા હોય છે હકીકત મેળવવાના સ્થાનો, સાધનો પણ જુદા જ હોય છે અને જોકે તેઓ આપણા આગેવાનોને ઘણીવાર મળે છે, પણ સી આઈ. ડી ખાતાના શુદ્ધ સત્યવાદીઓ જે પ્રતિકૂળ મત

આપણા આગેવાનો વિષે તેમના મનમા મજબૂત દાખલ કરી દે છે તે મન તો સ્વાનુભવની ઘણીઘણી વિરોધી જુબાનીઓ ભેગી થાય ત્યારે જ શિથિલ થાય છે. પોતાની જાત, પોતાની આખ, કરતા પણ આવા માણસો ઉપર આપણા અધિકારીઓ વધારે વિશ્વાસ રાખે છે !

કાઉન્ટેસ ઑફ મિન્ટોના પુસ્તકમા ધ્યાન ખેચે એવા એક પ્રસગનો ઉલ્લેખ છે ૧૯૦૬ની સાલમા લૉર્ડ મિન્ટો વાઈસરોય થયા પછી તરત જ હિંદની મુલાકાતે યુવરાજ પ્રિન્સ ઑફ વેલ્સ અને તેમના પત્ની આવવાના હતા કાઉન્ટેસ લખે છે, 'પ્રજા તરફથી આ મુલાકાતના બહિષ્કારનો પ્રયાસ થયો હતો' આ શોધ તો કાઉન્ટેસે પોતે જ કરી લાગે છે—' અને બહિષ્કારની એ ધમકી લોકો મારફતે આપવામા, કોઈ પણ રીતે મુખ્ય ચળવળખોર ગોખલે હતા '

આ જગતમા એવુ કોઈ નથી કે જે આ ગપગોળો સાચો માને. પણ કાઉન્ટેસે તો તે માન્યો એટલુ જ નહિ પણ સપૂર્ણ ગાભીર્યથી તેની નોધ પણ લીધી ! ગોખલેના પ્રમુખપદ નીચે ભરાયેલી ૧૯૦૫ ની મહાસભામા યુવરાજ અને યુવરાજ્ઞીને આવકાર આપનારો ઠરાવ તેમને જ લીધે થતો હતો એ તો જાણીતી વાત છે આ જગજાહેર પ્રસંગ બન્યા પછી જો કોઈ માણસ એમ કહે કે ગોખલેએ એકાએક પલટો લીધો અને તે ચળવળખોર બન્યા, તો તે કથન, હળવામા હળવા શબ્દોમા કહુ તો, સત્યથી વેગળુ છે

તે ઉપરાત એ બહિષ્કાર ઉડાવવાનુ માથે લેવાની પોતાની તૈયારી ગોખલેએ જાતે આગળ પડીને વાઇસરૉયના ખાનગી મંત્રીને જણાવી એવુ સસ્મરણ પણ એ નોધપોથીમા છે। આખી પ્રજાનો બહિષ્કાર પોતાના એક શબ્દ માત્રથી ઊડી જાય એવી અસામાન્ય શક્તિનો ગોખલેએ કદી દાવો કે ઢોગ કર્યો નથી સત્તાના શિખરે પહોચેલા આપણા દેશના અધિકારીવર્ગમા આપણા આગેવાનો વિષે કેવા વિચિત્ર ખ્યાલ કેટલીકવાર હોય છે તે બતાવવા મે આ પ્રસગનો નિર્દેશ એક વાનગીરૂપે કર્યો છે

'ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર'ના અધિપતિ શ્રી એસ કે નટરાજને આપણા આગેવાનોને એકવાર ગભીર ચેતવણી આપી હતી આપણા સત્તાધારીઓ તરફથી આપણી જે પ્રશસા થાય તેને સાચા દિલની, અત કરણપૂર્વક કરેલી, પ્રશસા માની લેવાની ભૂલ કોઈએ કદી ન કરી, કેમકે આ સત્તાધારીઓ એક બાજુએ આપણી પ્રશસા કરતા હોય છે ત્યારે બીજી બાજુએ ખાનગીમા તો તે જ વખતે આપણા વિષેનો તેમનો મત ઘણો ઊતરતો હોય છે, એમ એમણે કહ્યુ હતુ મને લાગે છે કે શ્રી નટરાજનની આ ચેતવણી અકારણ નથી

મોર્લીના જે પત્રો પ્રસિદ્ધ થયા છે, તે ઉપરથી લાગે છે કે ગોખલે તરફ તેમને મિત્રવૃત્તિ હતી, એટલુ જ નહિ પણ અસ્ખલિત માનવૃત્તિ પણ હતી સુધારાના ઘડતરમા ગોખલેનો હિસ્સો મહત્ત્વનો અને પ્રશસાપાત્ર હતો એમ તે માનતા જ્યારે મોર્લીએ હાઉસ ઑફ લૉર્ડ્સમા સુધારાનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે એક પછી એક અમીર ઊભા થઈને કહ્યુ કે સુધારા તો લગભગ ક્રાન્તિકારક છે અને તેનુ ઉગમસ્થાન દક્ષિણથી આવેલા એક પાકા હિંદુની નુકસાનકારી અસર છે લૉર્ડ મોર્લીએ પોતાનો બચાવ જુસ્સાભેર કર્યો સુધારાથી જેમના ભાવિ ઉપર, સુખદુ ખ ઉપર ભારે અસર થાય તેમના પ્રતિનિધિઓની સલાહ લેવી એ તો મારી ફરજ છે, એમ તેમણે ભારપૂર્વક જણાવ્યુ તે વખતે ગોખલેનુ નામ સુદ્ધાં દેવામા આવ્યુ હતુ, અને ગોખલેએ તેમને જે સલાહ અને મદદ આપી તેનો જાહેર સ્વીકાર

પોતાના ભાષણમા તેમણે કર્યો હતો. એ બાબતમા ગોખલેએ પોતે કહ્યુ હતુ, કે ' મારા ખરડા ઉપરથી મોર્લીને થોડાક સૂચનો મળ્યા હતા, પણ મારી બધી યોજનાઓ સ્વીકારાઈ ન હતી '

## ટિળક ઉપર આરોપ

૧૯૦૮મા મુબઈ સરકારને ટિળકની ઉપર કામ ચલાવવાની જરૂર લાગી, અને સરકારે તેમને ૬ વરસની સજા કરાવી તે વખતના ટિળકના શૌર્યભર્યા વર્તનની, તેમના કુશળ બચાવની મારા ઉપર ઊંડી છાપ પડી હતી અને ૬ વરસ જેટલી ભારે સજા જ્યારે એમને કરવામા આવી ત્યારે મને લાગ્યુ હતુ કે ટિળક અયોગ્ય રીતે પ્રતિકૂળ દૈવના પજામા સપડાયા હતા ગોખલે આ કેસની સપૂર્ણ વીગતોથી વાકેફગાર થાય એવી મારી અને મારા સાથી શ્રી દ્રવિડની તીવ્ર ઇચ્છા હતી જેલમા શકય હોય તેટલી છૂટછાટવાળી સજા ટિળક ભોગવી શકે એવી સગવડ અપાવવા માટે ગોખલે લૉર્ડ મોર્લીને મળે એમ અમે તો માગતા હતા ટિળકના ઘણા પક્ષકારો જેને વજન આપતા એવા કેટલાક પ્રજાકીય વર્તમાનપત્રોએ પ્રસિદ્ધ કરેલા નિંદ્ય લેખો મને અત્યારે પણ અતિશય દુ ખ અને શરમ સાથે યાદ આવે છે ટિળક ઉપર કામ ચલાવવામા ગોખલેએ નીચ ભાગ ભજવ્યો હતો એમ તેઓ જણાવતા ટિલક અને તેમના અનુયાયીઓનુ સ્વાતત્ર્ય છીનવી લેવાની મુબઈ સરકારને સલાહ આપવામા મુખ્યત્વે ગોખલે કારણભૂત હતા એવા આરોપવાળા લેખો એકએ વાર નહિ, પણ સતત કેટલાય અઠવાડિયા સુધી સાપ્તાહિકોમા પ્રગટ થતા, પણ ગોખલેને પોતાને ટિળકની આ સજાની બાબતમા કેટલુ લાગતુ તે બતાવવા આજે તેમના એક પત્રમાનો કેટલોક ભાગ હુ તમારી આગળ વાચીશ અને આમ પહેલી જ વાર તે પ્રસિદ્ધ કરીશ

શ્રી પટવર્ધન ઉપરના કાગળમા તેમણે લખ્યુ હતુ

ટિળકના વિષયમા તો મને જરા પણ શકા નથી કે થોડા જ સમયમા તેમની તરફ બહુ માયાળુ વર્તન રાખવામા આવશે, અને આવતે વર્ષે જ્યારે નવા સુધારાઓ અમલમાં મુકાશે ત્યારે જો હિંદમા શાન્તિ હશે તો સરકાર તેમને દેશમા પાછા આણશે અને છોડી મૂકશે તમે પૂરેપૂરી ખાતરી રાખજો કે એ બાબતમા મારાથી બનતુ બધુ હુ કરી છૂટીશ પણ એ વાત હુ જાહેરમાં કહેવા માગતો નથી, કારણ કે તેથી તો ઉદ્દામ પક્ષના મારા મિત્રોમા ઊલટી ગેરસમજ વધવાનો સભવ છે છેવટે તો સર જ્યૉર્જ ક્લાર્કને જ હુ જાતે અરજ કરીશ, કારણ એમના છૂટકારાની બાબતમા કુદરતી રીતે બધો આધાર હવેના થોડા મહિનાની દેશની અને ખાસ કરીને મુબઈ ઇલાકાની સ્થિતિ ઉપર રહે છે

સર જ્યૉર્જ ક્લાર્કનો આ કાગળ પણ આ બાબત વિષેની ગોખલેની વૃત્તિ વિષે સાક્ષી પૂરે છે તેઓ લખે છે હમણા જ બનેલા પ્રસગો વિષે લખવાનો મને બિલકુલ વખત નથી, અને તે પ્રસંગો વિષે તમારો મત જુદો હશે પણ એટલુ ખાતરીથી માનજો કે કોઈની પણ ધરપકડ કરવી એ મને ઘણુ અરુચિકર લાગે છે પણ આ ધરપકડ તો તદ્દન જરૂરી હતી જો એમા વિલબ કર્યો હોત તો ભારે મુશ્કેલીઓ જરૂર ઊભી થાત, અને તમારાં અને મારા બનેના જે હેતુ છે તે સફળ કરવામા નવાં વિઘ્નો ઊભા થાત

## પ્રેસ ઍક્ટ

હિંદના પ્રેસ ઍક્ટના પ્રસગના ગોખલેના વર્તન ઉપર ટીકાઓનો વરસાદ વરસ્યો છે દેશના બનાવોમા આગળપડતો ભાગ લેવાની ઇચ્છા રાખનાર આગેવાન સમક્ષ કેવા વિષમ

પ્રસંગો ઉપસ્થિત થાય છે તેનું આ એક દૃષ્ટાંત છે પ્રેસ ઍક્ટ તેના અમલ સ્વરૂપમાં તો ખૂબ ભારે હતો હિંદની કૅબિનેટના હિંદી સભ્ય શ્રી સિંહે જે સ્વરૂપમા તે પહેલા હતો તે સ્વરૂપમા તેને ટેકો આપવાની સ્પષ્ટ ના પાડી કૅબિનેટના બીજા સભ્યો તેમા કંઈ પણ ફેરફાર કરવા દેવાની એવી જ દૃઢ રીતે ના પાડતા પ્રાન્તિક સરકારની માફક હિંદી સરકારને પણ, કોઈ પણ કારણસર, પોતે જાહેર પ્રજાને નમતુ આપે છે એવો દેખાવ થાય તો તે બિલકુલ ગમતુ નહોતું વાજબી માગણીને વશ થવુ, તે પણ તેમના સ્વભાવની વિરુદ્ધ હતુ આવા કટોકટીના પ્રસંગે સિંહ, સર લૉરેન્સ જેન્કીન્સ અને ગોખલેની સૂચનાથી ત્રણ ફેરફારો—ત્રણ મહત્ત્વના ફેરફારો—તે બિલમા કરવામા આવ્યા અત્યારસુધીના પસાર થયેલા કાયદામા આ વખતે પહેલી જ વાર કાયદાની કોર્ટ વચમા પડી શકે એવી કલમ દાખલ કરવામા આવે એવો એ ત્રણમાનો એક સુધારો હતો

## દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન

ગોખલેના જીવનનો અંતભાગ મહત્ત્વના બનાવોથી ભરપૂર હતો. તેમા સૌથી પ્રથમ તો દક્ષિણ આફ્રિકાના પ્રશ્નમા ગોખલેએ શુ કર્યું તે હુ ચર્ચીશ તેમના સમયમા હતા તેવાં દુ ખો અને મુશ્કેલીઓ આજે પણ દક્ષિણ આફ્રિકાના હિંદીઓને પડે છે, પણ તે વખતે તે ઘણા તીવ્ર રૂપમા હતા ૧૯૧૨ના અંતભાગમા તેમને પોતાને દક્ષિણ આફ્રિકાની મુલાકાત લેવી પડી હતી પણ ત્યાની સરકારે જે વચન તેમને આપ્યુ હતુ, તે યોગ્ય વખતે પળાયુ નહિ તેથી ફરીથી પાછી ઘણી ઉગ્ર રૂપે લડત શરૂ થઈ દક્ષિણ આફ્રિકાના હિંદીઓનાં દુ ખોની એવી રોમાંચક કહાનીઓ હિંદમા આવતી કે તેને વિષે આ દેશમા કડવી ફરિયાદો થવા લાગી તે વખતના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ ત્યારે મદ્રાસ ઇલાકામા પ્રવાસ કરતા હતા મદ્રાસ મહાજન સભાએ તેમને માનપત્ર આપ્યુ અને તે વાચનાનુ માન મને મળ્યુ હતુ પ્રત્યુત્તરમા લૉર્ડ હાર્ડિંજે દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન સંબંધી જે કેટલાક વચનો કહ્યા તે હવે તો ઐતિહાસિક મહત્ત્વના થઈ ગયા છે લૉર્ડ હાર્ડિંજનુ કથન જાતે તો તદ્દન યોગ્ય અને ન્યાયી હતુ પણ તે જાહેર રીતે બોલી દેવાનુ અતિસાહસ વાઇસરૉયે કર્યું તેથી તેમની ઠીકઠીક ઝાટકણી લેવાઈ પણ તે ન્યાયી, નીડર અને વીરપુરુષ હતા. એમણે એ ઠપકાને જરા પણ ગણકાર્યો નહિ લૉર્ડ હાર્ડિંજે કહ્યુ

"હમણાહમણાથી, તેમને અન્યાયી લાગતા કાયદાઓનો નિ:શસ્ત્ર વિરોધ કરીને, જેને 'પેસિવ રિઝિસ્ટન્સ' કહે છે એવી ચળવળ ઉપાડીને, આપણા દક્ષિણ આફ્રિકાના દેશબધુઓએ પોતાના દુ ખો પોતાના જ બળથી નિવારવાનો નિર્ધાર કર્યો છે. આપણે દૂર રહ્યારહ્યા તેમનુ આ મથન નિહાળીએ છીએ, ત્યારે લાગે છે કે આમ સ્વાશ્રયનુ પગલુ લેવામા તેમણે યોગ્ય જ કર્યું છે તેમની આ જહેમતમા હિંદની ખૂબ ઊંડી અને બળીઝળી રહેલી સહાનુભૂતિ તેમને મળી છે અને એકલા હિંદની જ નહિ પણ મારા જેવા કે જેઓ જાતે હિંદી નથી, છતા જેમને આ દેશના માણસો પ્રત્યે પ્રેમભાવ છે, તેવાઓની અનુકપા પણ તેમની સાથે જ છે પણ છેક તાજેતરના જે બનાવો બન્યા છે તે ઉપરથી જણાય છે કે પરિસ્થિતિ અતિશય ગભીર થઈ ગઈ છે આ શાન્ત વિરોધની ચળવળ સામે એવા ઉગ્ર ઉપાયો યોજાયા છે કે પોતાને સભ્ય ગણાવતા દેશમા તે ઉપાયો ઘડી પણ સાખી લેવાય નહિ દક્ષિણ આફ્રિકાની સરકારે પોતાના વર્તનની યોગ્યતા વિષે

હિંદને અને સમસ્ત જગતને સંતોષ આપવો હોય તો તેમને માટે એક માર્ગ છે, અને તે એ કે પૂરેપૂરી અને ઊંડી તપાસ કરવા માટે તદ્દન નિષ્પક્ષપાતી અને હિંદના હિતોનું યોગ્ય પ્રતિનિધિત્વ તો જેમાં હોય જ એવું કમિશન નીમવું. મારા આ વિચારો ઇંગ્લંડ હિંદી પ્રધાન સમક્ષ ભારપૂર્વક મૂકવામાં મેં આચકો ખાધો નથી."

જ્યારે દક્ષિણ આફ્રિકામાં તાર મારફતે વાઇસરૉયના આ વચનની ખબર ફેલાઈ ત્યારે ત્યાંના હિંદીઓના મનમાં કેવી લાગણી ઉદ્ભવી હશે તે કલ્પવું સહેલું છે. મહાત્મા ગાંધીને પોતાને તો વાઇસરૉયના આ કથનની અનુકંપા તથા મદદનું ઋણ સ્વીકારવા યોગ્ય શબ્દો જ જડ્યા નહોતા. અતિશય ગંભીર પ્રસંગે, વખતસરના આ વચનોથી તેમને અને અનુયાયીઓને મળેલી મદદ માટે ગાંધીજી કેટલા ઉપકારવશ થયા હતા, તે મને આજે પણ યાદ છે. થોડા વખત પછી તો પરિસ્થિતિ ઊલટી વધારે બગડી, અને મામલો છેક કટોકટી ઉપર આવ્યો. દક્ષિણ આફ્રિકાની સરકારે એક કમિશન તો નીમ્યું, પણ તેમાં એક પણ હિંદના પુત્રને જગ્યા મળી નહિ. તે ઉપરાંત તેમાં હિંદી કોમના બે પ્રખ્યાત શત્રુઓ હતા. ગાંધીજીએ લૉર્ડ હાર્ડિંજના શબ્દો તરફ દક્ષિણ આફ્રિકાની સરકારનું ધ્યાન ખેંચ્યું. કંઈ નહિ તો, હિંદી નહિ તો હિંદી કોમના મિત્રો હોય, એવા ગોરાઓ એમાં નિમાવા જોઈએ એવી વિનમ્ર, મર્યાદાશીલ માગણીનો પણ તુચ્છકાર કરવામાં આવ્યો. ખુદ હિંદમાં પણ થોડાં વરસો ઉપર એવી જાતની માગણીનો અસ્વીકાર જ થાત. હમણાં થોડાં વરસથી જ આવી જાતનાં મહત્ત્વનાં કમિશનોમાં હિંદીઓ નિમાય એવી માગણીઓ થાય છે, અને તે સ્વીકારાય છે. દક્ષિણ આફ્રિકાની સરકાર જક્કી હતી, અને તે માગણીનો જવાબ નકારમાં આવ્યો. શાન્ત વિરોધની નવી પ્રથા ગાંધીજીએ આ વખતે આરંભી, અને તેમાં સ્ત્રીઓ અને બાળકોને પણ મેળવ્યાં. શ્રીમાન ગાંધી તો એથી પણ આગળ વધ્યા—તે વખતે એ કંઈ મહાત્મા નહોતા. તેમણે તેમના અનુયાયીઓ પાસે એવી જાતના શપથ લેવડાવ્યા કે જેથી તેઓ આ કમિશનને જરા પણ વજૂદ ન આપવા બંધાયા. ગાંધીના આ પગલાને લૉર્ડ હાર્ડિંજે વિચિત્ર પગલું કહ્યું અને તે તેથી અસ્વસ્થ, અધીરા થયા. અતિશય ગુપ્ત તારવ્યવહાર, એક બાજુએ ગાંધી અને ગોખલે વચ્ચે, તથા બીજી બાજુએ ગોખલે અને વાઇસરૉય વચ્ચે પસાર થયો. આ જ વખતે ગોખલે, તેમના વિનાશક રોગ—મધુપ્રમેહ—ના વિકારથી પીડાતા હતા. આ સમયના ગાળામાં ગોખલેને ભારેમુદ્ધ કરવું પડ્યું હતું એ મને સ્પષ્ટ યાદ આવે છે. એક બાજુએ ઢીલું ન મૂકનારા મક્કમ ગાંધીને અને બીજી બાજુએ અધીરા થઈ ગયેલા વાઇસરૉયને, બન્નેને, સમજાવવાનું વિકટ કામ તેમને માથે હતું. આ પ્રસંગની પીડા દુ:સહ્ય હતી. 'અરે! મારી કેવી કપરી કસોટી!' એવા દુ:ખોદ્ગાર ગોખલે આ પ્રસંગ માટે કાઢતા. 'આવી બાબત માટે પણ બસ ઘોર શપથ લેવડાવવાનું ગાંધીને શું કામ હતું?' એમ એક વખતે તે કચવાટમાં ભભડી ઊઠ્યા પણ હતા. તાર મારફતે ચર્ચા કરવી અને તે ગાંધી સાથે, તેમાં કંઈ અર્થ ન હતો. જો તે જાતે પાસે જ હાજર હોત તોપણ એને ચસાવી શકાત નહિ. મહાત્માએ તારમાં છેવટનો જવાબ મોકલ્યો. "એના માણસોને માત્ર શપથથી જ આવા બંધનમાં તે લાવી શકે અને કંઈ મદદ બહારની મળવાની હોય તો ઘણું સારું, એને માટે હાર્દિક આવકાર, પણ જો ન મળે તો માથા ઉપર પરમેશ્વર રહ્યા જ છે!"

## સુરતની મહાસભા અને પછી

સુરતની મહાસભાના તડ પછી અલાહાબાદમા એક નિર્ણય થયો હતો, તે મુજબ પછીની મહાસભામા જેને તે કોંગ્રેસનું ધ્યેય કહેતા તેના ઉપર જેઓએ સહી કરી હોય તેવા જ મહાસભાના પ્રતિનિધિ તરીકે આવી શકે એમ ઠર્યું હતુ અત્યારસુધીની પ્રણાલિકામા આ એક મહત્ત્વનો ફેરફાર હતો ઘણા માણસોને આ ફેરફાર અતિશય વધારેપડતો લાગ્યો, અને તેમણે મહાસભાની બહાર રહેવાનુ પસંદ કર્યું મહાસભા વધારે ને વધારે નબળી પડતી ગઈ, અને આખા દેશમા એક સામુદાયિક લાગણીનો પ્રવાહ ફેલાયો કે જેઓ મહાસભાથી અલગ થઈ ગયા હતા તેમને પાછા મહાસભાની છત્રછાયામા આણવા કંઈક તો કરવુ જ જોઈએ લાગલાગટ ત્રણ વરસ સુધી ગોખલેએ સતત મહેનત કરી એક સમાધાન લગભગ થયુ, પણ કેટલીક ગેરસમજૂતને લીધે તે ભાગી પડ્યુ. ગોખલેને લાગ્યુ કે ટિળક અને તેમના અનુયાયીઓ પુનઃસધાન માટે પૂરેપૂરા તૈયાર ન હતા, અને તેથી તેમણે તે સમાધાન પ્રત્યેની તેમની સમતિ પાછી ખેંચી લીધી ૧૯૧૪ની મહાસભાની મદ્રાસની બેઠકમા વિષયવિચારિણી સમિતિમા તેમનો આ નિર્ણય જાહેર થયો. એ ઉપરથી તીવ્ર અને કડવો વિખવાદ શરૂ થયો. પોતાના પગલાની યોગ્યતાનો જાહેર સભામા બચાવ કરવાની ગોખલેમા તાકાત ન હતી તેમણે વર્તમાનપત્રોમા પોતાનો બચાવ કર્યો આવી બાબતોમા હું તો કહું છુ કે ઘણા ઘણા સૈકાઓના અનુભવ ઉપરથી સાચા તરીકે સિદ્ધ થયેલો સુવર્ણનિયમ તો એ છે કે જેટલુ ઓછુ બોલ્યા તેટલી જલદી તકરાર પતી. સાચ વિરોધીને આથી શાન્ત કરી શકાશે એમ માનીને ગોખલેએ જે કંઈ કહ્યુ તેથી તો વાકયેવાકયે નવાનવા આક્ષેપો મૂકવાની તેમના વિરોધીઓને તક મળી. આથી ઝઘડો વધતો ગયો, અને કદાચ ઊલટુ પ્રેક્ષકોને અને બીજાઓને રમતમા ટાળે મેળવ્યા

## ગોખલેનું રાજપ્રકરણી મૃત્યુપત્ર

યુદ્ધ દરમ્યાન જગતના વાતાવરણમા મહાન ક્રાન્તિકારક વિચારો ઊભરાતા હતા મહાન યુદ્ધમા હિંદે જે ઘણો માનનીય ભાગ ભજવ્યો હતો તેને રાજ્યબધારણમા પ્રગતિના સ્વરૂપમાં કંઈક બદલો આપવો જોઈએ એવી સામાન્ય માન્યતા ત્યારે ફેલાઈ હતી સાચા ઉદારમતવાદી લોર્ડ વિલિંગ્ડન છે, તેથી તેમને લાગ્યુ કે એ દિશામા સરકારે પોતે લોકોના કહેવાથી નહિ પણ સ્વપ્રેરણાથી કંઈક કરવુ જોઈએ એવો સમય આવી લાગ્યો હતો તેમણે ગોખલેને બોલાવ્યા, અને આની રીતે સરકારની પોતાનીજ રાજીખુશીથી, ગોખલેની માન્યતા પ્રમાણે, હિંદને ઓછામા ઓછુ શું આપવુ જોઈએ કે જેથી હિંદને સતોષ થાય તેની વીગતોવાળો ખરડો લખી આપવાનું વિલિંગ્ડને ગોખલેને કહ્યું અલબત, આ બાબત અતિશય ગુપ્ત રાખવાની હતી આ વખતે ગોખલેએ એમના સ્વભાવનું એક ગાૈથી આગળ તરી આવતું વરૂણ બનાવ્યું તેમણે કહ્યુ "આ તો અતિશય ભારે જોખમદારીનુ કામ મને સોંપવામા આવ્યુ છે આવી બાબતમા તો આખા હિંદનું પીંજણ મારી પાછળ જોઈએ તેથી તે વખતે હિંદની વસ્તુસ્થિતિથી પરિચિત કોઈને પણ હિંદી રાજ્યપ્રકરણમાં ઉચ્ચોચ્ચ શિખરે પહોચેલા લાગે એવા બે મહાન પુરુષો—સર ફિરોજશાહ મહેતા અને નામદાર આગાખાન—ની સલાહ લેવા માટે લોર્ડ વિલિંગ્ડનની તેમણે સમતિ મેળવી તે વખતે ગોખલે સરભૂપધારીએ સૂતા હતા યુદ્ધની પ્રગતિ

દરમ્યાન હિંદને જો સંતુષ્ટ રાખવું હોય, અને તેની તરફ યોગ્ય વર્તન થયું છે એમ હિંદના મનમાં ઠસાવવું હોય, તો હિંદની જે માગણીઓ પૂરી પાડવાથી આમ થઈ શકે તેનો કાચો ખરડો ગોખલેએ હિંમત એકઠી કરીને પેનમિલથી કર્યો. આ ખતને ગોખલેનું 'રાજ્યપ્રકરણી મૃત્યુપત્ર' કહેવાય છે. પણ ખરું જોતાં ગોખલેનું મૃત્યુપત્ર એટલે હિંદના લોકો કેટલા રાજકીય સુધારાઓ મેળવવાને હકદાર હતા અને તે બાબત જો ચળવળ કરવામાં આવે તો કેટલા સુધારા તેઓ ખુશીથી સ્વીકારે એ વિષેનો ગોખલેનો મત, એમ હોય તો આ કંઈ સાચું મૃત્યુપત્ર નથી. આ ખરડો તો ઇંગ્લંડ આપમેળે, પોતાની જ ઇચ્છાથી, હિંદ તરફથી એક પણ હરફ એ બાબતમાં ઉચ્ચારાય તે પહેલાં, ઇંગ્લંડને ગૌરવાસ્પદ થાય એવું તુર્તાતુરત હિંદને શું આપે કે જેથી તે હિંદને સંતોષી અને સુખી રાખી શકે તે વિષેનો ગોખલેનો મત હતો.

## સુલેહ અને સુવ્યવસ્થા વિના પ્રગતિ અશક્ય

ગોખલેને લાગતું કે સરકારની નૈતિક સત્તા સૌથી વધારે મહત્ત્વની છે. એના ઉપર જ હિંદી રાજ્યબંધારણની આખી ઇમારત ઊભી છે. ખૂબ ભક્તિભાવથી તેમણે બર્કનો અભ્યાસ કર્યો હતો, અને તેમની માફક ગોખલે પણ માનતા હતા કે આ જગતમાં કોઈ પણ જાતની પ્રગતિ કરવી હોય તો તેને માટે શાન્તિ અને વ્યવસ્થા તો પ્રાથમિક જરૂરનાં છે. આ શાન્તિ અને સુવ્યવસ્થાએ જ આ દેશનું ઊંધું વાળ્યું છે, એવી એમના અને આજના જમાનાના ઘણા રાજ્યપ્રકરણી આગેવાનોની માન્યતામાં એમને તો જરાયે શ્રદ્ધા નહોતી. આ આગેવાનો આર્તનાદ પુકારે છે, "દેશમાં છો જરાક તોફાન થતું. જો જરૂર હોય તો ભલે લોહી રેડાય, કે જેથી કડવા અનુભવથી આપણે ભાનમાં તો આવીએ ખરા. આમ તો દેશની મુશ્કેલીઓ વણી વિકટ થઈ જાય છે, અને છેવટે લડીઝઘડીને એક છુટકારાના ઉપાય તરીકે લોકો ડહાપણ શીખે અને એ ડહાપણ આપણને મદદ કરે, કારણકે હિંદી વસ્તુસ્થિતિથી અજાણ એવા પરદેશીઓની બહારથી લાદેલી સત્તાથી, કે તેમની પાસેથી આયાત કરેલા રાજકીય ડહાપણથી નહિ, પણ દેશના પોતાના બળથી, પોતાની જ સમજણથી, રાષ્ટ્રીય કૂટ પ્રશ્નો આવી રીતે જ ઉકેલાય." આ દૃષ્ટિબિંદુમાં કશો જ માલ નથી એમ મારું કહેવું નથી. પ્રભુ જાણે એ માન્યતામાં વજૂદ હોય. પણ હું તો ગોખલેની શાળામાં ભણેલો છું, અને ગોખલે પોતે તેમના ગુરુ રાનડે, જોષી, મહેતા અને બીજાઓના ઉપદેશાનુસાર વર્તતા. આ બધા વ્યાવહારિક જ્ઞાનવાળા, શાણા અને મહાન પુરુષો હતા, અને સહીસલામત અને મદદગાર થાય એવે માર્ગે પ્રજાને દોરવાની તેમનામાં શક્તિ હતી. શાન્તિ અને સુવ્યવસ્થાને ગોખલે સૌથી અગ્રપદે મૂકતા અને સૌથી મહત્ત્વની ગણતા.

શાન્તિ અને સુવ્યવસ્થા પરની તેમની આ શ્રદ્ધા કેટલી પ્રામાણિક અને મૂળગામી હતી, તે 'હિંદ સેવકસમાજ'ના સભ્યોએ એના કેવી રીતે યોગ્ય વાહન થવું તે વિષેની તેમની સભ્યોને આપેલી એક ગુપ્ત સૂચના ઉપરથી સ્પષ્ટ થાય છે. અમારે ખાસ ધ્યાન રાખવાનું તેમણે કહ્યું હતું કે નોકરશાહીના ગમે તેટલા દોષ હોય અને કેટલીક અંગ્રેજ વ્યક્તિઓની ઉદ્ધતાઈ ગમે તેટલી અસહ્ય હોય, તોપણ અંગ્રેજ જ આ દેશમાં સુવ્યવસ્થાનો પ્રતિનિધિ છે, અને સુવ્યવસ્થા વિના આપણા લોકોની પ્રગતિ અશક્ય છે. તેમના અનુયાયીઓને તેમની લાગણી ઉપર અને એ લાગણી વ્યક્ત કરતી ભાષા ઉપર શા માટે સંયમ રાખવાનો હતો

ને તથા જે હિલચાલોમા તેઓ જોડાઈ ગયે તે કેટલી મર્યાદિત હતી તે આ સૂચન ઉપરથી જણાશે

સોસાયટીની સ્થાપના સમયની મૂળગત પરમ્પરાની સમજૂતી પ્રમાણે, અને હુ તો કહુ કે તેના ધારાધોરણ પ્રમાણે પણ, સોસાયટીના સભ્યોને જે ચળવળો શાન્તિ અને સુવ્યવસ્થાને બાધક હોય તેવી ચળવળોમા ભાગ લેવાની મના છે

## બ્રિટન જોડેનો સંબંધ

"એ બધુ તો ગોખલેએ રૉલેટ ઍક્ટ, અમૃતસરની કરુણ કથા, ખિલાફતની ચળવળ વગેરે પહેલા લખ્યુ હતુ !" એમ ટીકાની દૃષ્ટિથી જોનાર તમારામાના કેટલાક કહેશે આજે ગોખલે જીવત હોત તો આજે શુ કહેત એમ તેઓ મને પૂછશે હિંદ સાથેનો બ્રિટનનો સંબંધ ગોખલેની દૃષ્ટિએ તો અતિશય જરૂરી છે અને આપણી નજર પહોચે ત્યા સુધી તો અનિવાર્ય છે એ બતાવવા મે તેમના પેલા ગુપ્ત કાગળનો ઉલ્લેખ કર્યો આજકાલ એવુ કથન જરીપુરાણુ, અમલના વારાનુ, થઈ ગયુ છે. હાલના રાજકીય આગેવાનોને એથી ચણચણાટ થાય રાનડે, ગોખલે અને મહેતા તો હમેશ કહેતા કે હિંદના બ્રિટન સાથેના સમાગમમા તેઓ એક મંગલ કરનાર ઈશ્વરનો હાથ નહિ, પણ ડાહ્યા કલ્યાણકારી પ્રભુનો હાથ જોતા આ સબંધ તેમની દૃષ્ટિએ પવિત્ર ભાસતો, અને ગમે તેટલી ઉશ્કેરણી થાય છતા એ સમાગમનો તિરસ્કાર થાય એવુ કઈ પણ કોઈને ને કહેવા દેતા નહોતા વિચિત્ર ઘટના તો એ છે કે તે પછી ઘણુઘણુ બની ગયુ અને આજે તો જાહેરસભા સમક્ષ એવા મતનુ ઉચ્ચારણ કરવામા સુદ્ધા તેના નીડર વક્તાને થોડુઘણુ જોખમ વહોરવુ પડે છે પણ અત્યારે હુ તમારી ઉદાર વૃત્તિની માગણી કરુ છુ. કારણ કે અત્યારે હુ ભૂતકાળમા જીવુ છુ, અને પસાર થઈ ગયેલુ એ જીવન પલટાવાર માટે ફરી જીવવાની તમને વિનતિ કરુ છુ. બ્રિટિશ સંબંધની બહાર આ દેશનુ ભાવિ ઘડાય અને વિકસે એવો વિચાર માત્ર ગોખલેની નજરે ભારે ભૂલભરેલો હતો આ જ નવા મતનો વિરોધ કરવા માટે, અને બની શકે તો શિથિલ કરવા માટે તેમણે ઉત્તર હિંદમા પ્રવાસ કર્યો હતો કમનસીબે, બીજી બધી સરકારોની માફક બ્રિટિશ સરકાર પણ એક કે બીજી જાતની ભૂલ કર્યા વિના લાંબો વખત રહી શકતી નથી અને જેટલી જેટલીવાર આમ બને છે, તેટલીવાર બ્રિટિશ રાજ્યના પાયા હચમચી ઊઠે છે

•

હિંદ-બ્રિટન સબંધ એ એક દિવ્ય કલ્યાણકારી યોજના છે એવી ગોખલે-રાનડેના વખતની માન્યતા આજે તેટલી સબળ નથી પણ તેનો કંઈ ઉપાય નથી કાળ તો ધપે જ જાય છે વિધિ પણ સ્વસ્થ બેસી રહેતુ નથી જમાનો બદલાતા નવા પ્રસંગો ઉપસ્થિત થાય છે, નવી યોજનાઓ ઘડાય છે આજના બળવાળી યુવાને નિર્ધાર કર્યો છે કે તેની ઇચ્છા પ્રમાણે હિંદનુ ઘડતર ન થાય, તો આ પાર કે પેલી પાર ફેંસલો આણવા માટે લડી લેવુ પણ તાત્ત્વિક પ્રશ્ન તો એ છે કે આજે ગોખલે જીવતા હોત તો ગોખલે પોતે શુ કરત ?

મને એક બાબતની પૂરેપૂરી ખાતરી છે આજે પણ બ્રિટિશ સબંધની અનિવાર્યતા વિશે બોલવા જ કરતા તેમને કશું જ અટકાવી શકત નહિ—એમના ટુકડેટુકડા કરી નાખવાની ધમકીથી પણ તે અટકત નહિ તે સ્વરાજ માટે યુદ્ધ જરૂર કરે તેમની દૃષ્ટિએ હિંદ

સ્વરાજ એટલે આત્મશાસન ભોગવતા સંસ્થાનોનો દરજ્જો—એથી એક ડગલું પણ આગળ નહિ, બ્રિટિશ પ્રજાસમૂહ (commonwealth)ની બહાર નહિ, પણ અંદર જ હિંદનું સ્થાન હોય અને આ ઉદ્દેશ એ કેવી રીતે સિદ્ધ કરે? માત્ર શુદ્ધ બંધારણીય ઉપાયોથી.

## 'ઇતિહાસમાં દાખલો નથી'

રાજ્યપ્રકરણી મતભેદનો એક બીજો અંશ આ 'બંધારણીય ઉપાયો'થી દાખલ થાય છે 'બંધારણીય ઉપાયો' એ શબ્દબંધની સાચી વૈજ્ઞાનિક વ્યાખ્યા જગતના રાજ્યબંધારણના અભ્યાસીને જડતી નથી હમણાં થોડા વખત ઉપર જ એક રાજ્યપ્રકરણી મતભેદમાં ગોખલેની પોતાની વ્યાખ્યા મેં ટાંકી બતાવી હતી મહાસભાની છાવણીમાં પણ 'બંધારણીય ચળવળ'ની એ વ્યાખ્યા સ્વીકારવામાં આવે છે પણ નવાઈની વાત એ છે કે જ્યારે મારા જેવા માણસો બંધારણીય ચળવળની હિમાયત કરે છે, ત્યારે ટીકાકારો મારી તરફ ફરીને મને પૂછે છે, 'જેને તમે શુદ્ધ બંધારણીય ઉપાયો કહો છો, તે વડે આજ સુધીમાં કયા દેશે સ્વાતંત્ર્ય મેળવ્યું છે, એ તો બતાવો!' ગોખલેને બરાબર આ જ પ્રશ્ન મદ્રાસમાં પૂછવામાં આવ્યો હતો પચૈયપ્પા કૉલેજની સામેના મેદાનમાં તેમણે જાહેર ભાષણ આપ્યું તે પ્રસંગ મને બરાબર યાદ આવે છે ભાષણના અંતભાગમાં એક કાગળ કોઈએ તેમના હાથમાં મૂક્યો અને આ જ પ્રશ્નનો જવાબ આપવાનું તેમને કહેવામાં આવ્યું તેમનો જવાબ હાજર જ હતો તેમણે કહ્યું, "કબૂલ કોઈ દેશે હજી સુધી તેવી રીતે સ્વતંત્રતા નહિ મેળવી હોય પણ હિંદે શા માટે પહેલી જ વાર એવું ન કરવું અને સમસ્ત જગતને નવો દાખલો ન બેસાડવો? જગતનો ઇતિહાસ કંઈ પૂરો નથી થઈ ગયો હજુ તો એ ગ્રંથના ઘણા પ્રકરણો લખાવાના બાકી છે હિંદ અને ઇંગ્લંડ, હાથેહાથ મેળવીને હિંદનું ભાવિ પરિપૂર્ણ અને સફળ કરે છે એવો ઉલ્લેખ કરતું એક તેજસ્વી ઉજ્જવળ પ્રકરણ ઇતિહાસગાથામાં કેમ ન લખાય?"

અહા! કેવાં વીરોચિત વાક્યો! અત્યારે મને તે યાદ આવે છે

બરાબર આ જ સવાલ પૂછતું મહાત્મા ગાંધીએ લખેલું નિવેદન મેં થોડા વખત ઉપર વાંચ્યું એ બાબત બે વિચારો મારા મનમાં આવે છે મહાત્મા જોડે રાજ્યપ્રકરણી વાદવિવાદમાં ઊતરવાની હિંમત હું ન કરું. મને એ જરા પણ ગમતું નથી પણ જ્યારે મહાસભા બંધારણીય પદ્ધતિ તરફ સાર્વત્રિક સમતિથી પાછી વળી છે, અને ગાંધીએ પોતે આગળ પડીને એ પદ્ધતિ તરફના પુનરાગમનને આશીર્વાદોથી નવાજ્યું છે, ત્યારે તે આ પ્રશ્ન પૂછવાનો યોગ્ય અવસર છે ખરો? જગતના રાજ્યપ્રકરણી ઇતિહાસમાં પહેલી જ વખત એક નવી જ નિઃશસ્ત્ર યુદ્ધનીતિનો આરંભ કરનાર, તે નીતિના પિતા જેવા સૌથી શક્તિશાળી અને અપ્રતિમ પ્રતિભાશાળી મહાન પુરુષથી તો વળી આવો—જગતના ઇતિહાસમાં હજુ સુધી બન્યું છે કે નહિ એવો—સામાન્ય પ્રશ્ન પુછાય ખરો? એવા માણસ આવો પ્રશ્ન પૂછે એ હેરત પમાડે એવું લાગે છે પણ આપણે બધાએ એક વાત ખ્યાલમાં રાખવી જોઈએ જે વિષમ પ્રસંગ હિંદને આજે સાંપડ્યો છે, તે એવો છે કે આપણા હૃદયના ઊંડામાં ઊંડા પડ તેથી ધ્રૂજી ઊઠે છે હાલનો પ્રસંગ જ એવો છે કે તેને લીધે આપણને વર્ષોથી ટેકો આપનાર પાયાઓ જ સદ્ધર છે કે નહિ એવા પ્રશ્નો ઊઠે તેથી જાતે વિચક્ષણ બુદ્ધિવાળા

હોવા છતાં મહાત્મા પણ આવા છિન્નભિન્ન કરી નાખે એવા પ્રશ્નો પૂછીને તેમના શ્રોતાજનોને અને અનુયાયીઓને વિહ્વળ કરી મૂકે છે એમાં મને નવાઈ નથી લાગતી

## ગોખલેનું વર્તન કેવું હોય !

શ્રી ગાંધીએ ઘણીયે વાર ગોખલેને પોતાના રાજ્યપ્રકરણી ગુરુ તરીકે ઓળખાવ્યા છે તદ્દન સાચું પણ હવે એમના ગુરુએ આંકેલી સ્પષ્ટ મર્યાદાની બહાર તે ગયા જણાય છે ગોખલેને જે પ્રસંગોનો જરાય અનુભવ નહોતો, તેમજ આગાહી પણ નહોતી, તેવા પ્રસંગો બનવાથી આ મર્યાદાભંગ થયો હશે એમ એ કદાચ ગણતા હશે મરણ પછી ગોખલેની કીર્તિ વિકાસગામી થઈ છે એમના વખતમાં, એમની હયાતીમાં, મરાઠાને કોઈ-કોઈવાર એમની ખરેખરી વૃત્તિઓ વિષે શંકા ઊઠતી, પણ હાલ એવી શંકા એમના મનમાં રહી નથી એમના રાજ્યપ્રકરણી ટીકાકારોએ ઘણીવાર એમની બીકણ નીતિ માટે, અતિશય સ્થિતિચુસ્ત—જરા પણ ન ખસે—એવા એમના અભિપ્રાયો માટે, તેમની છેક જ ફિક્કી, નિ સત્ત્વ કાર્યપ્રણાલી માટે ગોખલેને ઝાટકા લીધા છે પણ આજે તેઓ શું કહે છે? ભારે આશ્ચર્યની વાત તો એ છે કે આજે તે બધા જ એમનો આશરો લે છે, અને ગોખલે જીવતા હોત તો હું જેમ હાલ વર્તું છું, તેમ તે વર્તત ખરા કે, એમ મને મહાસભાના આગેવાનો ઘણા પૂછે છે સાચું પૂછો તો હું ખાતરીથી જાણતો નથી કે તે શું કરત આવી બાબતની વિચારસરણી ઘણીવાર વિમાર્ગે લઈ જનારી થઈ પડે છે—અથવા કહો કે કંઈ નહિ તો તે નિરર્થક તો છે જ

તેમણે શું કર્યું હોત તે જાણવા માટે તો ગોખલેના પોતાના ભાષણો, લખાણો અને તેમનું જીવન દરમ્યાનનું વર્તન જ પ્રમાણભૂત ગણાય. મને તો લાગે છે, અને આ મત હું નમ્રતાપૂર્વક રજૂ કરવાની રજા લઉં છું, કે હિંદસેવકો એમણે માન્ય કરેલા પથને જ ચુસ્ત રીતે વળગી રહ્યા છે ગોખલેએ શું કર્યું હોત તે વિષે રસિક કલ્પનાઓ જ દોડાવાય છે એમ નહિ, પણ ઘણીવાર તો અમારા હાલના માર્ગને એમના વર્તન સાથે સરખાવાય છે કલ્પનાપ્રધાન અને સ્વપ્નદર્શી ચિત્તને ભલે આવી તુલના આકર્ષક લાગે, પણ વ્યવહારમાં તો એનું પરિણામ શૂન્યમાં આવે છે

છેવટે, હું એટલું જ કહીશ કે મને પૂરેપૂરો સંતોષ આપી શકે એવું કામ મેં આજે પૂરું કર્યું છે આ ત્રણ દિવસના પરિશ્રમ હું આવી સરસ રીતે વેઠી શક્યો તેથી તાજ્જુબ થાઉં છું આપણામાં એક માન્યતા છે કે જ્યારે એક સદ્ગુણી ડાહ્યો પુત્ર તેના માતપિતાની ઉત્તરક્રિયા કરવા બેસે ત્યારે એ કાર્યની પવિત્રતા અને જવાબદારી જ એને સશક્ત બનાવી ટકાવી રાખે છે કદાચ એમ પણ હોય કે જે કાર્ય મેં આ ત્રણ દિવસ દરમ્યાન કર્યું, તેના મહાનપણાએ જ મને પણ શરીર અને મન બન્ને બાબતમાં સંપૂર્ણ શક્તિશાળી રાખ્યો હોય મારાં ભાષણો સાંભળવા જેઓ આવ્યા તેમનો હાર્દિક આભાર માનું છું *

સંપૂર્ણ ]

# સ્વ. પ્રો. પાઠકજી

જ્યોતીન્દ્ર હ દવે

**પ્રો.** વ્યોમેશચન્દ્ર પાઠકજીના અકાળ ને કરુણ અવસાનને લીધે આપણા સાહિત્યને જે ખોટ ગઈ છે તે જલદી પુરાય એવી નથી. જુદાંજુદા સામયિકોમા અવારનવાર પ્રસિદ્ધ થયેલા એમના છૂટાછવાયા લેખો પરથી જ નહિ, પરન્તુ એમના સમાગમમા આવનારા સર્વ કોઈને એમની તેજસ્વી મેધા અને ખાસ કરીને અસાધારણ વિવેચનશક્તિની પ્રતીતિ થયા વિના નહિ રહી હોય 'ગદ્યકુસુમ'ની એમની ટીકામા એ શક્તિનો કંઈક લાભ આપણને મળ્યો છે, પરતુ એનો સપૂર્ણ લાભ મળે તે પહેલા તો એ આપણને છોડીને ચાલ્યા ગયા છે।

એમની બુદ્ધિ સર્વદેશીય હતી. અર્થશાસ્ત્ર ને ઇતિહાસના તો એ અધ્યાપક જ હતા, પરંતુ સસ્કૃત, ગુજરાતી ને અંગ્રેજી સાહિત્યનુ એમનુ વાચન તે તે વિષયના નિષ્ણાત જેવુ જ ઊંડુ ને તલસ્પર્શી હતુ સંગીતના એ બહુ જ ઊંચી કોટિના જ્ઞાતા હતા કોઈ ઉસ્તાદ પાસે શીખ્યા વિના પોતાની મેળે એમણે સંગીતશાસ્ત્રનુ જ્ઞાન મેળવ્યું હતું. એટલુ જ નહિ, પણ એ જ્યારે ગાતા ત્યારે સારાસારા ગવૈયાઓ પણ મુગ્ધ થતા

ભાષણકર્તા તરીકે પણ એમણે ખ્યાતિ મેળવી હતી. વિનોદ, વૈવિધ્ય, પાડિત્ય અને મૌલિકતા વડે એમની ભાષણશૈલી અંકિત હતી એમનું ભાષણ સાભળતાં કોઈ ને કદી કંટાળો આવ્યો જાણ્યો નથી એઓ વધુ જીવ્યા હોત તો ગુજરાતના એક અગ્રગણ્ય વક્તા તરીકે સ્થાન મેળવત એ નિ:સશય છે

ધર્મશાસ્ત્ર અને ભાષાશાસ્ત્રનો એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો શાસ્ત્રીય વિષયમાં એમની બુદ્ધિ હમેશ રાચતી સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર પણ એમના પ્રિય વિષયો હતા સમાજશાસ્ત્ર વિષે એક પુસ્તક રચવાનુ પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એમને સોંપ્યુ હતુ.

આવી અહોભાવ અનુભવાવે એવી સર્વદેશીયતા અને વિરલ પાડિત્ય ઉપરાત એમની સહજશુદ્ધ રસિકતા અને ગ્રામ્યતામા કદી ય ન સરી પડે એવી વિનોદપ્રિયતાને લીધે એમનું મિત્રમંડળ વધારે ને વધારે બહોળુ બનતુ જતુ હતુ

એમના જેવા વાત કરનારા બહુ જ વિરલ હશે ત્રણચાર કલાક સુધી એમની સાથે વાર્તાલાપ કર્યા પછી વખત ક્યા ગયો તે જણાતુ પણ નહિ એમની સાથે વાત કરતા સમય જાણે થભી જતો હોય એમ લાગતું

બીજાને માર્ગદર્શન કરાવવાનો, અન્યને આગળ આણવાનો, અતીવ વિરલ ગુણ એમનામાં અસાધારણ પ્રમાણમા હતો કેટલા ય શીખાઉ સાહિત્યકારોને એમની સલાહનો લાભ મળ્યો હશે એ માત્ર સલાહ જ નહોતા આપતા પણ તેમની કૃતિઓમા યોગ્ય

સુધારા સૂચવતા તેમજ પ્રસિદ્ધ કરવા યોગ્ય હોય તો કોઈ સારા સામયિકમાં પ્રસિદ્ધિ માટે મોકલાવી પણ આપતા એમની તબિયત બિલકુલ સારી નહોતી, એમનાથી બહુ જ પરિશ્રમ લઈ લખી કે વાચી શકાતુ નહોતું ત્યારે પણ 'મારી-નોંધપોથી'નો ઉપોદ્ઘાત એમણે મમતાથી પ્રેરાઈને સ્વેચ્છાએ મને લખી આપ્યો હતો

બેરિસ્ટર થઈ આવ્યા પછી એમને સગ્રહણીનું દર્દ લાગુ પડ્યુ અને એકાદવાર તો એમની સ્થિતિ ચિંતાજનક પણ થઈ ગઈ હતી એમના પત્ની, જાણીતાં કવયિત્રી ને લેખિકા, શ્રીમતી જયમનબહેનની અવિશ્રાંત શુશ્રૂષા, અને કુશળમા કુશળ ડોકટરની ઔષધિ, ને પથ્યને પરિણામે ગયે વર્ષે એ રોગ જાણે જતો રહ્યો હોય એમ અને હવે કંઈ ચિંતા જેવુ નથી એમ સર્વ કોઈ ને લાગ્યુ અને યમદેવે જાણે આપણી ક્રૂર ઠેકડી કરવી ધારી હોય એમ અકસ્માત આવીને એમને ઉપાડી લીધા જે ઇંજેકશને એમને વ્યાધિમાથી બચાવ્યા હતા તે જ ઇંજેકશન, કોણ જાણે શાથી, ઝેરી થઈ ગયુ અને ગઈ તા ૨૩ મી માર્ચને દિને બરાબર ચાળીશ વર્ષ પૂરા કરી (બીજે જ દિવસે એમની વર્ષગાઠ હતી, એઓ આલોક છોડી ચાલ્યા ગયા

, ૨૧. રા બ કમળાશકર ત્રિવેદી વિષે લખતા એમણે લખ્યુ હતું, "કોઈ અભણ્યા ગામડામા કેટલીક વાર અભણ ડોસીઓને એકસોચાળીશ વર્ષની જિંદગી બક્ષે છે તેના કરતા નર્મદાશકર કે ગોવર્ધનરામ જેવા કળાકારો અથવા મણિલાલ કે નર્મદાશંકર જેવા મહાપંડિતોને ઈશ્વરે ચિરંજીવી કીધા હોત તો કેવુ સારુ ?" આ શબ્દો લખાયા ત્યારે એ એમને પોતાને જ વધારે સચોટતાથી લાગુ પડશે એમ કોણે ધાર્યું હશે ?

" તો આવી અસાધારણ બુદ્ધિમત્તા, આવો મિલનસાર સ્વભાવ, આવી સર્વદેશીય સિદ્ધિ એ સર્વનો અંત આ જ ? કુદરત કશુ વેડફી દેતી નથી, ઈશ્વર કાંઈ નિરર્થક જવા દેતો નથી એમ કેમ મનાય ? જે અપૂર્વ શક્તિ ઈશ્વરે એમને બક્ષી હતી તેનો અંશત લાભ પણ આપણને મળે તે પહેલા જ એને કરમાવી નાખવી એમાં સર્વશક્તિમત્તા ભલે હશે, દયાળુતા તો નથી જ લાગતી!




**દિનચર્યા:**— લેખક બાપાલાલ ગ વૈદ્ય, પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ કિં ૧-૮-૦

આ પુસ્તકમાં આપણે હરરોજ જે શરીરની ક્રિયાઓ સામાન્ય રીતે કરીએ છીએ તે આરોગ્યની દૃષ્ટિએ કેવી રીતે કરવી તેની ચર્ચા અને નિર્ણયો છે કર્તાએ પોતાના નિર્ણયો પૂર્વ અને પશ્ચિમના વૈદ્યો અને વૈજ્ઞાનિકોના આધારે બનાવેલા છે ચર્ચા કેવળ તટસ્થ અને વિજ્ઞાનની દૃષ્ટિએ કરી છે જૂના ચાલ્યા આવતા વહેમો તેમજ અત્યારે વિજ્ઞાનને નામે પ્રચલિત વહેમો, બન્ને સામે કર્તાએ યોગ્ય ચર્ચા કરી છે હિંદની આબોહવા અને આપણી આર્થિક સ્થિતિ પણ લેખકે ધ્યાનમા રાખી છે. પુસ્તક ઘણુ ઉપયોગી છે

**બોલ્શેવિઝમ અને બીજી વાતો:**— મૂળ લેખક રાજગોપાલાચાર્ય, અનુવાદક જેઠાલાલ ગાધી પ્રકાશક ઉપર પ્રમાણે, વાર્ષિક ફાળે ૦-૮-૬, છુટક ૦-૬-૦

આ નાના પુસ્તકમા શ્રીરાજગોપાલાચારીએ પોતાના જીવનની ફિલસુફી ઘણી સાદી ભાષામા આપેલી છે ઇગ્લડના કેટલાક લેખકો જેમ પોતાની રહસ્યમય માન્યતાઓ (What I believe) સંગ્રહે છે તેવુ આ પુસ્તક છે. તેમા અત્યારની સમાજવ્યવસ્થા પછીનુ સ્વાભાવિક પગલુ બોલ્શેવિઝમ થશે તે બતાવેલુ છે, અને તેમા કઈ જ કરવા જેવું નથી એ સ્પષ્ટ કરેલુ છે પણ આ બોલ્શેવિઝમ અહિંસાપૂર્વક સિદ્ધ કરવાનુ છે અને એ જ તેને મેળવવાનો વ્યવહાર તેમજ ટૂકામા ટૂકો માર્ગ છે એમ બતાવેલુ છે. તે સિવાય જ્ઞાતિ, ધર્મ, હિંદના ઇતિહાસયુગો, ઝાડ અને છોડવા, વિરાટ અને સૂક્ષ્મ અને બરાબુ સાધુના જયેત્ એવા મથાળાના લેખો છે. શૈલી સર્વત્ર ઘરના ઓરડામા વાતચીત કરવાની છે, અને સરળ ભાષામા ઊંડા સત્યો ચર્ચી શકાય તેનો સુંદર દાખલો છે પુસ્તકના પ્રારંભમા શ્રી નરહરિભાઈએ આખા પુસ્તકનો સાર ટૂકામા મરમ રીતે આપેલો છે.

**ગરીબાઈનો ગુનો:**—મૂળ લેખક હેન્રી જ્યોર્જ, અનુવાદક શકરદત્ત પાર્વતીશકર શાસ્ત્રી. પ્રકાશક ઉપર પ્રમાણે, વાર્ષિક ફાળે ૦-૨-૦ ટપાલખર્ચ માફ, છુટક કિંમત ૦-૩-૦ ટપાલ ખર્ચ જુદુ.

ગરીબાઈ એ સમાજનો ગુનો છે, એ આ પુસ્તકનુ મુખ્ય વક્તવ્ય છે અને જોકે આ ભાષણ અમેરિકામા સબોધાયુ હતુ છતા આપણે બધા સમજી શકીએ એવી રીતે તેમા ચર્ચા કરેલી છે ગરીબાઈ કાઢવાનો મુખ્ય ઉપાય તે એવો બતાવે છે કે બધા ઉત્પન્નનું મૂળ કારણ જમીન ખાનગી માલિકીની ન રહેતા સર્વસામાન્ય માલિકીની થવી જોઈએ. ખરી

**રાજીનામું**— લેખક અને પ્રકાશક નટવર મ પટેલ, સોલ એજન્ટ્સ દીવેટિયા ઍન્ડ સન્સ, અમદાવાદ

નવ ટૂંકી વાર્તાઓ અને નાટકોનો આ સંગ્રહ છે આ જુવાન વાર્તાકારે વાર્તાનુ નવુ જ વસ્તુ મેળવવાનો પ્રયત્ન કર્યો છે એને જ લીધે અથવા લેખકની સ્વાભાવિક રુચિથી ઘણીખરી વાર્તાના પાત્રો ધૂની છે. વાર્તાના વૃત્તાન્તને વાર્તાનુ કલાત્મક રૂપ આપવામા હજી ક્વચિત કચાશ દેખાય છે બનાવોના સંભવાસંભવની કલ્પના પણ કોઈ જગાએ સામાન્ય રીતે માન્ય થાય એમ નથી અગ્નિદેવતાની વાર્તામા લેખક પૂર્વકાલને કલ્પનાથી બરાબર ઉપજાવી શક્યા નથી છતા સ્વતંત્ર વાર્તા લખવાનો આગ્રહ, મનમા પ્રતીતિ હોય તે જ કહેવુ, દભરહિત સીધી શૈલી, નકામા વિસ્તારનો પરિહાર, વગેરે સારા ચિહ્નો છે નાટકમા લેખક વાર્તા જેવી શક્તિ નથી બતાવી શક્યા લેખકને અમે ફતેહ ઇચ્છીએ છીએ

**બિલીપત્ર** — રમણીક કિશનલાલ મહેતા, પ્રકાશક દીવેટિયા ઍન્ડ સન્સ, પાનકોર નાકા, અમદાવાદ મહાભારતમાથી લીધેલા વસ્તુના ત્રણ નાના નાટકો

**ઘંટડી** — લેખક તથા અનુવાદક શ્રી હરિશંકર વિદ્યાર્થી, પ્રકાશક ભાનુશંકર શર્મા, આર્યસમાજ, આણદ ( જિ ખેડા ), મૂલ્ય એક રૂપિયો

આ તેવીસ વાર્તાનો સગ્રહ છે, જેમાની સત્તર હિંદીમાથી અનુવાદિત થયેલી છે સઘળી વાર્તાનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે હિંદુધર્મના સગઠનનો અને મુસલમાનોના તેના ઉપરના આક્રમણથી હિંદુધર્મીઓને ચેતાવવાનો અને બચાવવાનો છે આવા ઉદ્દેશથી કલાને હાનિ થાય એ દેખીતુ છે, અને કર્તા તે જાણે પણ છે છતા વાર્તા કહેવાની અમુક સરલ ઢબથી વાર્તા સુવાચ્ય થઈ છે

**અનસૂયા** — પંડિત શ્રી નાગરદાસ, પ્રકાશક ચોકસી અબાલાલ પ્રભુદાસ પટેલ મૂલ્ય દશ આના, સ્ત્રીઓ માટે પાચ આના 'આર્ય પ્રકાશ'ની ભેટ, સવત ૧૯૮૧

આ પણ ઉપરના જેવા જ ઉદ્દેશથી લખાયેલી સળગ વાર્તા છે. અને તે ઉદ્દેશથી અહીં પણ કલાને હાનિ થઈ છે આમા કહેવાતા સનાતનીનો દભ પણ ખુલ્લો કરેલો છે. અને એ દભને લીધે જ હિંદુધર્મીઓ બહારના આક્રમણને લાગ આપે છે, તે બતાવેલુ છે ભાષા સરલ છે

**પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો** — પ્રકાશક જીવનલાલ છગનલાલ સઘવી, પચભાઈની પોળ, અમદાવાદ, મૂલ્ય ચાર આના

દરવરસની પેઠે આ ૧૯૮૦ની સાલના પજુસણના વ્યાખ્યાનો છે આ વખતે આ વ્યાખ્યાનમાળામા જૈન ધર્મગુરુએ પણ ભાગ લીધો હતો તે એની વિશિષ્ટતા છે

**કચ્છનું અર્થશાસ્ત્ર ( પ્રથમ ભાગ )** — લેખક અને પ્રકાશક જયરામદાસ જેઠાભાઈ નગરાધી, અંજાર, કચ્છ, કિં ૩ા ૦-૮-૦

આ નાનુ પણ ઉપયોગી પુસ્તક માત્ર કચ્છીઓને જ નહિ પણ બ્રિટિશ હિંદના વિચારકોએ પણ ધ્યાનમા લેવાયોગ્ય છે કચ્છમા ધીમેધીમે પરદેશી માલ પેસારો કરે છે, અને તેની આબાદાની ઘટતી જાય છે લેખકે કચ્છની ખેતીવાડી સુધારવાને જે સૂચના કરી છે તે વિચારવા જેવી છે.

**ભાટિયા જ્ઞાતિમાં પ્રવર્તી રહેલી બેકારીનાં કારણો** — લેખક ભાઈ ડુંગરશી ધરમશી સંપટ, કચ્છ અંજાર પ્રકાશક ભાઈ ડુંગરશી હરિદાસ દેસાઈ, સુખડવાળા બિલ્ડિંગ, હૉર્નબી રોડ, કોટ, મુંબઈ, મૂલ્ય ૦-૪-૦ ( પોસ્ટેજ જુદું )

આ નિબંધ જોકે માત્ર ભાટિયા કોમની બેકારીને માટે લખાયો છે, પણ લેખકની દૃષ્ટિને લીધે તે સર્વ કોઈને વાચવા યોગ્ય બન્યો છે- બેકારી હિંદમા સાર્વત્રિક છે, અને તેના દર્શાવેલા ઉપાયો પણ લગભગ બધી કોમોને લાગુ પડે તેવા છે

**શ્રી કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડના ટ્રસ્ટી મંડળ તથા વ્યવસ્થાપક મંડળનો અહેવાલ વિક્રમ સંવત ૧૯૮૮-૮૯** —પ્રગટ કરનાર મંત્રીઓ, શ્રી કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડ, મુંબઈ

આ સંસ્થાને એક અભિનન્દન આપવુ ઘટે છે કે આ સંસ્થા કચ્છ જેવા પછાત ભાગમા મફત કેળવણી આપે છે, અને તે માત્ર પોતાની કોમનાં બાળકોને નહિ પણ બધી કોમોનાં બાળકોને શિક્ષકો નથી તેમને મુશ્કેલી પડતી જણાય છે, તો ફંડના વ્યવસ્થાપકોને અમારે સૂચના કરવાની કે અત્યારે ગુજરાતમા એવા અનેક સેવાભાવી કેળવણીકારો છે જેઓ તરફથી જોઈએ તેવી સલાહ મળી શકે

**આરોગ્યદીપક ભાગ ૧-૨** — લેખક અને પ્રકાશક ડાં પ્રહ્લાદજી કે પડયા, વડાલીકર, એડણસા ( એ પી રેલ્વે ), કિં ૧-૪-૦

આ પુસ્તકમા આરોગ્ય ઉપર અને કેટલાક રોગોના ઉપાયો વિષે લખેલ છે

**ઈશ્વરનો સ્વીકાર અને ઇન્કારનો ઇન્કાર**—લેખક પંડિત જીવરામ ગણપતિરામ, પ્રકાશક : અંબાલાલ મૂળજીભાઈ પટેલ, મૂલ્ય ૦-૮-૦.

શ્રી નરસિંહભાઈના ' ઈશ્વરનો ઇનકાર ' પુસ્તકના જવાબનો પ્રયત્ન

રા.

**વીર કૉલેજ કુમાર**.— લેખક જમિયત ગૌ ગેલત, સુરત, કિં ૦-૧૨-૦

ગદ્દવદન નામનો કૉલેજનો એક વિદ્યાર્થી નામતી નામની તે જ કૉલેજની કન્યાના પ્રેમમા પડે છે અને લગ્નમંડપમાથી પિસ્તોલના ભડાકા સાથે તેનુ હરણ કરી જાય છે એવુ આ નાટકમા બતાવ્યુ છે અત્યારના કૉલેજના વિદ્યાર્થીઓ ભણતી વખતે આંગળીના વેઢે ગણી શકાય તેટલી સાથે અભ્યાસ કરતી વિદ્યાર્થિનીઓને પરણી જવાના મનોરથ સેવતા હોય અને તેમા બહાદુરી માનતા હોય તો આપણી સમાજનુ દુર્ભાગ્ય ગણાય. આ નાટકના લેખક એક કૉલેજિયન છે, પણ હુ ધારું છુ કે તેમણે આ નાટકમા આપેલો ચિતાર સામાન્ય વિદ્યાર્થીનુ માનસ દર્શાવતો નથી

**બલિદાનની સત્યઘટના કિંવા દિવ્ય દાંપત્યપ્રેમ'**— સંપાદક અને પ્રકાશક હિન્દબાળ મયારામ વિ ઠક્કર, અમદાવાદ, વિનામૂલ્ય.

અમદાવાદમા ઓરિએન્ટલનુ કામ કરી ગયેલ પંડિત મોક્ષાકરનૂ આ પુસ્તકમા જીવનચરિત્ર આપ્યુ છે તેમા તેમને તેમના મૃતપત્ની ચૌદ વર્ષ પછી નવો અવતાર ધારણ કરી મળે છે એવી અદ્ભુત ઘટના પણ વર્ણવી છે !

**ઇન્સાનની આહ**:— લેખક. ગુણવતરાય આચાર્ય, રાણપુર, કિં. ૦-૮-૦.

હરિજનોની દુ:ખી હાલત દર્શાવતી આ સાત નવલિકાઓ જીવનમાં બનેલી સત્ય ઘટનાઓ ઉપરથી લખાયેલી છે તેનો ઉદ્દેશ, લેખક કહે છે તે પ્રમાણે, વાચનારાઓના હૃદયમા વ્યથા જગાડવાનો છે ભાઈ આચાર્યની કલમમા એવી શક્તિ છે કે તેમનો આ ઉદ્દેશ સિદ્ધ થશે એમ કહી શકાય

**અર્ધું અંગ** — લેખક યજ્ઞેશ શુક્લ, મુબઈ, કિં ૦-૧૨-૦.

**ષોડશી** — લેખક યજ્ઞેશ શુક્લ, મુબઈ, કિં ૧—૦-૦

સ્ત્રીઓ માટેના માસિક 'ગુણસુન્દરી' ની ભેટ તરીકે આ પુસ્તકો તેના ઉપતંત્રીએ લખ્યા છે પહેલામા દાતણવાળીથી માડીને ઉચ્ચ સમાજ સુધીની સ્ત્રીઓના જીવનની કરુણતાનો ખ્યાલ આપતી બાર વાર્તાઓ આવે છે, જે રસપૂર્વક વાચી જવાય તેવી છે બીજા પુસ્તકમા મરાઠી, હિંદી અને બગાળી લેખકોની સોળ વાર્તાઓ ભાષાતર કરી મૂકી છે, તેમા સ્ત્રીજીવનના પ્રશ્નોની ચર્ચા છે આવા પ્રયાસને બદલે જેવી આવડે તેવી સ્વતત્ર વાતો લખવાનો લેખક પ્રયત્ન કરે તો ગુજરાતી સાહિત્યની અને સ્ત્રીઓની વધારે સારી સેવા બની શકે.

**સંસાર** — લેખક ભાનુ પ્ર. દવે, કિં ૧-૮-૦

અમદાવાદના અઠવાડિક પત્ર 'માતૃભૂમિ'ની ભેટ તરીકે આ પુસ્તક એક વીસ વર્ષના જુવાન લેખક ભાઈ ભાનુએ લખ્યુ છે તે ઘણે અંશે અંગ્રેજી નવલકથા 'ટ્રાઈક' ઉપરથી નિપજાવવામા આવ્યુ છે છતા પ્રસ્તાવનામા શ્રી ધૂમકેતુએ કહ્યુ છે તે પ્રમાણે, 'લગભગ સ્વતત્ર ગણી શકાય એટલુ બધુ તાજુ આ લખાણ દેખાય છે'

નવલરામ ત્રિવેદી

# રોજનીશી

તા ૧૮-૨-૩૫ વડી ધારાસભામા રેલ્વે બજેટ બે કરોડ રૂપિયાની ખોટ, વીજળીથી ચાલતુ હવાઈ જહાજ શોધાયાની ખબર, 'હિંદુસ્થાન સેવાદળ' અને વૃંદાવન 'પ્રેમમહાવિદ્યાલય' ઉપરના પ્રતિબંધ સબંધમા સરકારી જવાબ ઉપર ચર્ચા કરવા માટે સભા મુલતવી રાખવાની શ્રી શ્રીપ્રકાશની દરખાસ્ત પ્રમુખે કાનૂનબહાર ગણી, સરદારશ્રી દાહોદમા, ભીલ સેવામંડળના વાર્ષિક ઉત્સવમા તેમનુ પ્રવચન, જર્મનીને વિધિપુર સર સાર સોંપાયુ

તા. ૧૯-૨-૩૫ વાઇસરોય અને ગવર્નરો માટે સૂચનાનો ખરડો બહાર પડ્યો, ફિલિપાઈન ટાપુના બંધારણ ઉપર મિ ગ્રેગોરિયાએ લોહીથી કરેલી પોતાની સહી, શેખાવટીમા એક લાખ સ્ત્રીપુરુષોનો જમીનમહેસૂલ બાબત સત્યાગ્રહ, ગુરતની એક વણિક કન્યાએ માબાપની સંમતિની ઉપેક્ષા કરી કરેલા ઇચ્છાલગ્ન

તા. ૨૦-૨-૩૫: બારા તાલુકામા રાનીપરજ પરિષદ સરદાર વલ્લભભાઈનુ પ્રમુખપદેથી ભાષણ; અમેરિકાના પ્રમુખે 'રાષ્ટ્રીય પુનરુત્થાન'ના કાયદામા માગેલી બે વર્ષની વધુ મુદત, અબ્દુલ ગફારખાનની મુલાકાત સરદારને લેવા દેવામા ન આવી, તે સંબંધમા શ્રી અસફઅલીની દરખાસ્ત વડી ધારાસભાના પ્રમુખે નિયમબહાર ઠરાવી

તા. ૨૧-૨-૩૫: મિ સ્પ્રાટ બેલગામમા નજરકેદ, ગંટૂરમા ઔદ્યોગિક પ્રદર્શન, મુંબાઈમા દેશી રાજ્યોના પ્રધાનોની પરિષદ, વડી ધારાસભામા ગ્રામપુનરચના સંબંધમા સવાલજવાબ, જગાતના કરારને લગતા ઠરાવ ઉપર જોષીનો સુધારો રદ, વાઇસરોયના સંદેશા વખતે ઊભા થવાના રિવાજ સામે મહાસભાપક્ષનો વિરોધ

તા. ૨૨-૨-૩૫ વડી ધારાસભામા રેલ્વે બોર્ડના અંદાજને ઘટાડીને માત્ર રૂા ૧ આપવો એવો શ્રી. ભૂલાભાઈ દેશાઈનો સુધારો પસાર, અમદાવાદના મસ્કતી મારકેટ મહાજને પોતાના મતાદારો ગુમાસ્તાઓ, વગેરેના છોકરાને કેળવણી આપવા માટે રૂા ૫૦ હજારનુ કરેલુ ટ્રસ્ટ

તા ૨૩-૨-૩૫ પગારકાપ રદ કરવા માટે સરકાર સામે ઠપકાની મહાસભાપક્ષની દરખાસ્ત પસાર; દિલ્હીમા શ્રી. ચિંતામણિના પ્રમુખપણા હેઠળ કોમી ચુકાદા વિરોધી પરિષદ, કલકત્તા યુનિવર્સિટીની સેનેટના ઠરાવો વિદ્યાર્થિનીઓ માટે જુદો અભ્યાસક્રમ,—ભરતગૂંથણ, સંગીત, ચિત્રકલાનો સમાવેશ, અંગ્રેજી સિવાય બીજા વિષયોની માતૃભાષામા પરીક્ષા, ગાંધીજી નાગપુરમા, તેમને હાથે ખુલ્લો મુકાયેલો ખાદી ભંડાર, રામપુરના નવાબે શ્રેષ્ઠ ઉર્દૂ કવિતા માટે રૂ ૧૦૦૦નું ઇનામ કાઢ્યુ, 'ઘેરલી આઈ' નામનુ મરાઠી પુસ્તક જપ્ત

તા. ૨૪-૨-૩૫ દિલ્હીમા રાષ્ટ્ર વજ્ર વંદન, રાષ્ટ્રપતિ અને શ્રી. સત્યમૂર્તિના ભાષણો

તા ૨૫-૨-૩૫ નરેન્દ્રો અને પ્રધાનોની સભાએ હિંદી સુધારાના ખરડાને અત્યારના સ્વરૂપમા અસ્વીકાર્ય ગણ્યો, મોળકાના શ્રી બુધાભાઈના ભાઈ પાસેથી શ્રી બુધાભાઈના દંડ પેટે વસૂલ કરેલી રકમ હિંદી વજીરે પાછી આપવી એવો અમદાવાદની કોર્ટનો ચુકાદો, મહાસભાના અત્યારના ધ્યેયમા ફેરફાર ન કરવાનો ૫ જાબ પ્રાંતિક સમિતિનો ઠરાવ, શ્રી ભૂલાભાઈને લખનૌ ય્યુનું માનપત્ર, અલ્જિરિયામા તોફાન, આરબોએ ટાઉનહોલ ઉપર કરેલો હુમલો, અમેરિકામા બેકારોની ૮૩ કલાક સુધી સળંગ 'મૃત્યુ નૃત્ય,' આખરે સફળ અંત.

તા ૨૬-૨-૩૫ · પગપાળો ૮૦ હજાર માઈલની મુસાફરી કરનાર યુવાન પ્રવાસી અમદાવાદમા, વડી ધારાસભામા માલની ટ્રાન્સપોર્ટ માટેની સગવડો અપૂરતી હોવાથી તે સામે શ્રી લાલચંદની કાપની દરખાસ્ત પસાર, હિંદના દેશી રાજાઓએ સમૂહતંત્ર સંબંધમા કરેલા ઠરાવથી આમની સભામા ખળભળાટ, હિંદી વજીરે આપેલો ગોળગોળ ખુલાસો.

તા. ૨૭-૨-૩૫ : વડી ધારાસભામા ન્યાયખાતાને કારોબારીથી અલગ કરવાની માગણી, રાજસભામા વિદેશી ચોખાની આયાત અટકાવવા માટેની દરખાસ્ત પસાર, ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી હિમસંકટમા રાહત આપવા અર્થે ખેડૂતો માટે સસ્તા અનાજની દુકાનો ખોલવાનો ઠરાવ

તા. ૨૮-૨-૩૫ વડી ધારાસભામા દોઢ કરોડ રૂપિયાની બચતવાળુ અંદાજપત્ર, કાચા ચામડા પરની જકાત રદ, ઇનકમટેક્સ અને સુપરટેક્સના સરચાર્જમા ઘટાડો અને નાની આવકવાળાને આવકવેરામા રાહત, ચાદીની જકાતમા આઉંસે ત્રણ આનાનો ઘટાડો, પારસી કોમના લગ્ન તથા છૂટાછેડાના કાયદાને સુધારતો ખરડો રાજસભાએ સિલેક્ટ કમિટીમા મોકલ્યો

તા ૧-૩-૩૫ · મુબાઈ ધારાસભામા ખાન અબ્દુલ ગફારખાના જેલવાસ બાબત સવાલજવાબ, અમદાવાદની પૉપ્યુલર હાઇસ્કૂલને તેની ગેરરીતિને કારણે સરકારે અવમાન્ય કરી.

તા. ૨-૩-૩૫ અમદાવાદ મ્યુ નો શતાબ્દિમહોત્સવ પ્રથમ દિવસ, બાળકોનો મેળાવડો, ગ્રીસમા લશ્કરીઓનો બળવો, બારડોલી તાલુકાના આશ્રમોમાથી કિચનર પોલીસ વિદાય, સાદા પોલીસો રહ્યા, લૉર્ડ જ્યૉર્જને પ્રધાનમંડળનું આમંત્રણ, તેમની યોજના વિશે માગવામા આવેલી વીગતો, દિલ્હીમા મુસ્લિમ સ્ત્રી પરિષદ સારદા કાયદો કડક કરવાની વિનંતિ, પતિયાળા જેલમા સરદાર ભગવાનસિંહની ગંભિર સ્થિતિ

તા. ૩-૩-૩૫ અમદાવાદ મ્યુ નો શતાબ્દિ મહોત્સવ બીજે દિવસ, સરદાર વલ્લભભાઈના પ્રમુખપદ નીચે સમારંભ, શતાબ્દિ સ્મારક ગ્રંથ સરદારને અર્પણ, બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદ ખાતે ડિસેમ્બર માસમા મળશે એવો ગુ સા સ ની વ્યવસ્થાપક સભામા ઠરાવ

તા. ૪-૩-૩૫ સિયામના રાજાએ સ્વેચ્છા ગાદી ત્યાગ કર્યાના સમાચાર; હિંદી સરકારના બજેટ ઉપર હિંદી વેપારીઓના સંયુક્ત મંડળની સમિતિનુ નિવેદન, મધ્ય પ્રાતના ગવર્નરે નાગપૂર ખાતે એક હાઈસ્કૂલના સુવર્ણ મહોત્સવ પ્રસંગે 'વંદે માતરમ્' ગવાયુ ત્યારે તેમના પત્ની તથા અમલદારો સાથે માનમા ઊભા રહ્યા, ઈટલી અને એબિસિનિયા વચ્ચે કામચલાઉ કરારો, ગ્રીસમા બળવો, ક્રેટનો ગવર્નર જનરલ માર્યો ગયો, વેનેઝલોસ પક્ષના માણસો ગિરફતાર.

તા ૫-૩-૩૫ સરદાર વલ્લભભાઈએ ખાન અબ્દુલ ગફારખાની જેલમા લીધેલી મુલાકાત, મુબાઈ ધારાસભામા સરકારી આબકારી નીતિ સામે ઠપકાની દરખાસ્ત, સિંધ સાહિત્ય પરિષદે બાલશિક્ષણની દશવર્ષીય યોજના ઘડી

તા. ૭-૩-૩૫ : અમદાવાદમા વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ સાથેના આરોગ્યભુવનનો સરદારે પાયો નાખ્યો વડી ધારાસભામા કારોબારી સભાનો ખર્ચ ઘટાડી એક રૂપિયો કરવાની શ્રી. ભૂલાભાઈની દરખાસ્ત ઊડી ગઈ, 'લોકમંગલ' પ્રેસ પાસે જામીનગીરી, ભરૂચ મ્યુ રૌપ્ય મહોત્સવમા નાણા ભરવામા તટસ્થ રહી

તા. ૮-૩-૩૫. મિદનાપુર જિલ્લામા લશ્કરે ત્રાસ વર્તાવ્યા સંબંધના ખબર બાબત વડી ધારાસભામા સવાલજવાબ, ઈંગ્લંડ ખાતે કલાકમા ૨૮૬।। માઈલના વેગે મોટર દોડાવવામા સર

દેમ્પબેલે સ્થાપેલો રેકોર્ડ, અમદાવાદમાં બાલરના સપ્તાહનો સમારંભ; હિંદી વીમા કંપનીને ઇટલીમાં શાખા ખોલવા દેવાની ઈટલીની સરકારે ના પાડી

તા. ૯-૩-૩૫ બિકાનેર તથા પતિયાળાના રાજાઓએ સમૂહતંત્રમાં જોડાવાની શરતી સંમતિ આપ્યાના ખબર, વડી ધારાસભામાં મીઠાના ખાતા અંગેની શ્રી પિરોચાની દરખાસ્ત પસાર, મુંબાઈમાં સ્થાનિક સંસ્થાઓની પરિષદ, અમેરિકામાં બેકારોને રાહત આપવા માટેની ૫૦ લાખ ડૉલરની યોજના

તા. ૧૦-૩-૩૫ સાઈકલ ઉપર જગતના પ્રવાસે નીકળેલા શ્રી કિશોરસિંહ નૈરોબીમાં

તા. ૧૧-૩-૩૫ અમદાવાદમાં મહીપતરામ અનાથાશ્રમ તથા ચુનીલાલ અબલાશ્રમના નવા મકાનોની લેડી તનુમતીને હાથે ઉદ્‌ઘાટન વિધિ, મુંબાઈમાં ૧૮ વર્ષમાં સખતમાં સખત ગરમી, ઊનના ઉદ્યોગના રક્ષણ માટે ટેરિફ બોર્ડની તપાસ, ગ્રીસનો મામલો ૨૦૦ બળવાખોરો કેદ, બલ્ગેરિયાની સરહદ બંધ

તા. ૧૨-૩-૩૫ વડી ધારાસભાની બેઠક લશ્કરને હિન્દીમય કરવાની સરકારની મન્દગતિ સામે વિરોધ દાખલ રૂપિયો એક મંજૂર કરવાની શ્રી માટિન ચોધરીની દરખાસ્ત પસાર ખાન અબ્દુલ ગફારખાનની જેલમાં અસ્વસ્થ તબિયત, રણજી ટ્રોફી માટેની છેલ્લી મેચમાં મુંબઈની જીત, હિંદી સુધારાના ખરડા ઉપર આમની સભામાં ચર્ચા

તા. ૧૩-૩-૩૫ અમદાવાદ મ્યુ૦માં વિદ્યાપીઠની લાયબ્રેરી આપી દેવા અંગે ચર્ચા, કાયદાની સલાહ માગવાનો ઠરાવ, રૂમાનિયામાં હિંદી માલનો બહિષ્કાર

તા. ૧૪-૩-૩૫ મુંબાઈ ધારાસભાની બેઠક 'વંદેમાતરમ્' સંબંધી સરકારી પરિપત્ર બાબત સવાલ જવાબ વડી ધારાસભાની બેઠ૦ નાણાખાતાના ખરડા ઉપર ચર્ચા, રાજસભાની બેઠક, 'અલીગઢ યુનિવર્સિટી એક્ટ'માં સુધારો કરતો ખરડો, ગાંધી સેવા સંઘનું નવું બંધારણ અને વ્યવસ્થાપક સમિતિની થયેલી ફેરરચના, રાજેન્દ્રબાબુને વર્ધા મ્યુ૦નું માનપત્ર, ઢાકામાં મોહિનીમોહન નામના બાર વર્ષના ગણિતશાસ્ત્રીને એમ. એ. ના વર્ગમાં બેસવાની છૂટ, જર્મનીમાં શહેરીઓ માટે ફરજિયાત લશ્કરી તાલીમ, હવાઈ કાફલા માટે જંગી તૈયારીઓ, વડી ધારાસભામાં લંડનનું સ્ટોરખાતું કાઢી નાખવાની સૂચના, ગાંધીજીની સૂચનાસલાહ પ્રમાણે કામ કરવા વર્ધામાં સ્થપાયેલું મહિલા મંડળ, ઑસ્ટ્રિયાના એક માજી પ્રધાન ડૉ. રિન્ટેલિનને જન્મટીપ.

તા. ૧૫-૩-૩૫ ચિનાઈ રેલવે ઉપરના પોતાના હક્ક સોવિયેટ સરકારે વેચી નાખ્યા, સૂરતના અનાવિલ અને પાટીદાર વિદ્યાર્થી આશ્રમો ઉપરનો અંકુશ સરકારે રદ કર્યો, વર્ધા નજીકના સીંદી ગામમાં શ્રી મીરાબહેન વગેરેએ શરૂ કરેલું ગ્રામ પુનર્ઘટનાનું કામ, પ્રેસિડન્ટ રૂઝવેલ્ટની નીરા યોજના ગેરકાયદેસર હોવાનો ફેડરલ અદાલતનો ચુકાદો

તા. ૧૬-૩-૩૫ વીલેપાર્લેની સત્યાગ્રહ છાવણીનો કબજો સોંપવા સંબંધી જાહેરાત, પૂના મ્યુ૦ ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવવાનો ઠરાવ, ખાદી કાર્યાલય રાસ, તિલક રાષ્ટ્રીય વિદ્યાલય સતારા, વલ્લભ વિદ્યાલય બોચાસણ, વિનયમંદિર સુણાવ, એ ઉપરના પ્રતિબંધો સરકારે ઉઠાવી લીધા નોર્વેના પ્રધાનમંડળનું રાજીનામું, નાગ પર્વતની શોધખોળ માટે અમેરિકન કાફલાને પરવાનગી ન અપાઈ

તા. ૧૭-૩-૩૫ રત્નાગિરિના મહાસભાવાદી આગેવાન શ્રી અપ્પાસાહેબ પટવર્ધનની ધરપકડ, ઊન કાંતવા માટે નવો રેંટિયો શોધાયાના સમાચાર, આફ્રલાવમાં ભંગીઓની પંચમા સવર્ણોએ પિરસણ પીરસ્યાના સમાચાર

તા ૧૮-૩-૩૫ નાગપુરમા રાષ્ટ્રપતિને હસ્તે થયેલી ધ્વજવંદનની ક્રિયા, કાઠિયાવાડમાથી મળેલા હજારો વર્ષ જૂના તામ્રપત્રનુ ડૉ. પ્રાણનાથે કરેલુ વાચન, સંતતિનિયમનના પ્રશ્ન ઉપર રાજ્યસભામા ચર્ચા, ઊડી ગયેલી દરખાસ્ત

તા ૧૯-૩-૩૫ ગાધીજીએ ચાર અઠવાડિયા માટે લીધેલુ મૌનવ્રત, બેલ્જિયમની સરકારે આપેલુ રાજીનામુ, કરાચીમા ભરી અદાલતે નથુરામનુ ખૂન કરનાર અબ્દુલ કયુમને ફાસી દેવાઈ તે નિમિત્તે ટોળા ઉપર સરકારે કરેલો ગોળીબાર ૪૦ મરણ, ૧૦૧ ઘાયલ, કલાકે ૨૭૦ માઈલ વિમાનમા ઊડવાનો વિલિપોસ્ટનો રેકોર્ડ.

તા. ૨૦-૩-૩૫ કરાચીના મેજિસ્ટ્રેટે છાપખાનાઓને આપેલી નોટિસ આગલા દિવસના બનાવ સબધમા તેમજ ફાસી વિશે કશી ખબર બહાર ન પાડવી

તા ૨૧-૩-૩૫ સામ્યવાદી સસ્થાઓ સામેના પ્રતિબધ સબધમા સરકારની નીતિ દર્શાવતી યાદી, કરાચી ગોળીબાર સબધમા વડીધારાસભાની બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત પસાર, ઝાબુઆના રાજાને ઈંદોરની હદ છોડવાની મનાઈ

તા. ૨૨-૩-૩૫ મહાસભાપક્ષના એક આગેવાન અને વડી ધારાસભાના સભ્ય શ્રી શેરવાણીનુ અવસાન, ઈંદોરી લશ્કરી તાલીમના વર્ગો શરૂ કરશે, વડોદરા પ્રજામડળનુ શ્રી અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા હેઠળ વડોદરામા બારમુ અધિવેશન, જીનિવા સેનેટોરિયમમાં શ્રી વિઠ્ઠલભાઈની તખ્તી મૂકવાની ક્રિયા શ્રી સુભાષ બોઝને હાથે, બાગમા ગાધીજીએ મોકલેલા છોડનુ રોપણ, મુબઈ સરકારે કરાચી ગોળીબાર સબધમા તપાસ કરવા ના પાડી

તા ૨૩-૩-૩૫ વડી ધારાસભામા મીઠાની જકાત અને સોનાની નિકાસ સામે વિરોધ, કાઠિયાવાડમા હરિજનો માટે સો કુવાનુ કામ માથે લેવાયુ, કોમી ચુકાદા વિરોધી પ્રતિનિધિ મડળ સબધમા શ્રી કેળકરનુ નિવેદન, શ્રી બ્યોમેશ પાઠકજીનુ અવસાન, ફિલિપાઈનના નવા બધારણને પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે આપેલી સમતિ.

તા. ૨૪-૩-૩૫ દિલ્હીમા કોમી ચુકાદા પરિષદ, ઊછળેલી ખુરસીઓ, કોમી ચુકાદા વિરુદ્ધની હિલચાલનો પરિષદે કરેલો વિરોધ, શ્રીમતી નીલી સેનગુપ્તને અઢાર માસની કેદ.

તા ૨૫-૩-૩૫ ગવર્નર જનરલે વડી ધારાસભાના અભિપ્રાયોને ઠોકરે મારી ખાસ સત્તાથી મજૂર રાખેલા રેલવે બજેટ તથા લશ્કરી ખરચો, નાણાબિલ ઉપર શ્રી ભૂલાભાઈનુ ભાષણ, બ્રહ્મદેશના અલગ થવા બાબત સવાલજવાબ, શ્રી સુભાષ બોઝની મુસાફરી બબત પ્રશ્નોત્તરી, રાષ્ટ્રપતિએ રાષ્ટ્રીય સપ્તાહ ઊજવવા આપેલો આદેશ, અમદાવાદના કલેક્ટરે મહાસભા સબધી બાતમી મેળવવા પોલીસોને મોકલેલા સરક્યુલરની વીગતો, દિલ્હી યુનિવર્સિટીનો પદવીદાનસમારભ, કરાચીના ગોળીબાર સબધે આમની સભામા સવાલજવાબ, ફ્રાસે નૌકાબળમા વધારો કરવા કરેલો ઠરાવ, હિટલર સાયમન વચ્ચે મત્રણા, અને તે સબધે સરકારી યાદી

તા. ૨૬-૩-૩૫ બોરસદ તાલુકામા પ્લેગના કેર વિશે ડૉ' ભાસ્કર પટેલનુ નિવેદન, બેલ્જિયમમા રાષ્ટ્રીય સરકારની સ્થાપના, સવિનય ભગના કેદીઓ સબધમા મુબઈ ધારાસભામા સવાલજવાબ, મુબઈના નવા પત્ર 'બોમ્બે સ્ટેન્ડર્ડ' પાસે ૩) હજારની મગાયેલી જામીનગીરી, વડોદરામા કારખાનાનો નવો કાયદો દાખલ કરવાની કામદાર કાર્યકર્તાઓની માગણી, કરાચીમા શ્રી જયરામદાસના પ્રમુખપણા હેઠળ પરિષદ; મકાઈ અને ગેરડીના વાવેતરની દિલ્હીના કમિશનરે કરેલી મનાઈ, લાહોરની ટેક્નીકલ

સ્કૂલ ઉપર ચાલુ પિકેટિંગ, હિંદ–બર્મા ટ્રિબ્યુનલ સંબંધમાં વડી ધારાસભામાં ગૃહમંત્રીએ બનાવેલી દિલગીરી, એડક મુલતવી રાખવાની દરખાસ્ત પસાર

તા. ૨૭–૩–૩૫ વડી ધારાસભાની એડક કેનિયાને લગતી બાબતમાં શ્રી સત્યમૂર્તિની દરખાસ્ત, ચર્ચા પછી પાછી ખેંચાઈ, શહેનશાહના રોપ્ય મહોત્સવની ઉજવણી સંબંધમાં સવાલજવાબ, પુસાની ખેતીવાડી સંસ્થા દિલ્હી ખાતે ફેરવવા સંબંધમાં ખર્ચની માગણી પેટે ૧ રૂા આપવાની શ્રી ગોવિન્દ પંતની દરખાસ્ત ઉપર ચર્ચા, અમદાવાદ મ્યુ.નું નવું અંદાજપત્ર, લિથુનિયા સામે નાઝીઓનો રોષ, મદ્રાસમાં ૩૦૦૦ કામદારોનો સત્યાગ્રહ, કોટડી સાંગાણી રાજ્યે હરિજનોની હાલત સુધારવા માટે શરૂ કરેલા પ્રયાસો

તા. ૨૮–૩–૩૫ વડી ધારાસભાની એડક એડક મુલતવી રાખવા વિશેની શ્રી અસફઅલી તથા શ્રી ફઝલુલ હકની દરખાસ્તો કાનૂનબહાર ઠરી, હિંદ—બર્મા ટ્રિબ્યુનલ વિશે સરકારી નિવેદન ઉપર શ્રી ભુલાભાઈના પ્રહારો, સિવિલ એવિયેશનની માગણી પ્રમુખના નિર્ણાયક મતથી મંજૂર, ગુજરાત વિદ્યાપીઠ તરફથી અમદાવાદમાં વિનયમંદિર ચલાવાશે એવું મહામાત્રનું નિવેદન, સાર્વજનિક કૂવાઓ બધી કોમો માટે ખુલ્લા હોવાની જાહેરાત મૂકવા મુંબાઈ સરકારે સ્થાનિક સંસ્થાઓને આપેલો હુકમ, પંડિત માલવીયજીની અસ્વસ્થ તબિયત, હોલકર રાજ્યમાં મંદિર પ્રવેશની હરિજનોને છૂટ, ડૉ સત્યપાલની સજા અપીલમાં કાયમ, ભાવનગરના 'કર્મવીર' પ્રેસને નોટિસ.

તા. ૨૯–૩–૩૫ બંગાળમાં ૩૧૮ નજરકેદીઓ અને ૨૦૫ ગેરકાયદેસર મંડળો હોવાનો સત્તાવાર આંકડો, વડી ધારાસભાની એડક ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ રદ કરનારું બિલ દાખલ કરવાની દરખાસ્ત, મુંબઈ ધારાસભામાં ગ્રામ્ય પંચાયતોની સ્થાપના માટે સવાલજવાબ, એફ્રૂલ બેંક માટે રૂ. ૫૦ લાખની માગણી કરનારો ઠરાવ પસાર, દિલ્હીના મહાસભાવાદી શ્રી ચૌધરી કિશનલાલને દિલ્હી છોડી જવાની નોટિસ, મૌલવી અબ્દુલ હમીદને ભાષણની મનાઈ; પોલંડના પ્રધાનમંડળનું રાજીનામું, સરદાર વલ્લભભાઈ બોરસદમાં, બેલ્જિયમે સોનાનું ધોરણ છોડયું, બર્માના ૬૦ જુવાન કાર્યકર્તાઓને રાજકીય પરિષદમાં હાજર રહેવા સામે મનાઈહુકમ, મિદનાપુર સેંટ્રલ જેલના ૧૮ કેદીઓને એક વર્ષની વધુ સજા

તા ૩૦–૩–૩૫ વડી ધારાસભાની બેઠક ખરવાળાનો વહીવટ લીંબડી રાજને સોંપાશે એ ખબર સંબંધી સવાલજવાબ, પોસ્ટ ઑફિસ એક્ટમાં કામચલાઉ સુધારો કરતો સરકારી ઑર્ડિનન્સ

તા. ૩૧–૩–૩૫ મીઠાની જકાત વિશે સરકારી ખાસ જાહેરાત, ઉદ્યોગપતિઓના અખિલ હિંદ મંડળની કમિટી, ત્રણમાંથી બે પત્નીઓ હયાત હોવા છતાં, અમદાવાદના એક મનાતની આગેવાન અને 'ધર્મરત્ન'નું બિરુદ ધરાવનાર ૫૨ વર્ષની ઉમરના શ્રી બાલકૃષ્ણ પુરાણીએ ડાકોર ખાતે ૧૯ વર્ષની ઉમરની એક દક્ષિણી કન્યા સાથે કરેલાં લગ્ન

તા. ૧–૪–૩૫ મુંબાઈ મ્યુ કોરપોરેશનના પ્રમુખપદે શ્રી નરીમાનની ચૂંટણી, અમદાવાદના નવ સામ્યવાદીઓને થયેલી સજા, અમરેલી ખાતે ગ્રામ્ય પુનર્ઘટના પ્રદર્શન, ઇનકમટૅક્સ અને સુપરટૅક્સ વિશે ઑર્ડિનન્સ, વડી ધારાસભાની બેઠક, જકાતની અગિયાર લાખ રૂપિયાની વધારાની માગણી નામંજૂર થયા છતાં મંજૂર, મીઠાની જકાત કાઢી નાખવાની શ્રી ગોવિન્દ પંતની દરખાસ્ત રદ, બાર આના જકાત કરવાની દરખાસ્ત પસાર.

તા ૨–૪–૩૫ સુરતના એક લેખક શ્રી છગનલાલ મેશ્રીનું અવસાન, શ્રી એમ સી રાજાએ અસ્પૃશ્યતાનિવારણ ખરડો દાખલ કરવા આપેલી નોટિસ.

તા ૩-૪-૩૫ વડી ધારાસભાની બેઠક પ્રેસ ઍક્ટ અને જન્મદેશનિકાલ વિગેરે પૂછપરછ પોસ્ટલ દરોમાં ઘટાડો કરવાની શ્રી રંગાની, શ્રી વસંતકુમાર દાસની અને મિ. જેમ્સની પસાર થયેલી દરખાસ્તો, કેળવણીની ગ્રાંટ માટે અમદાવાદ મ્યુ. એ સરકાર સામે દાવો માંડવાનો કરેલો ઠરાવ, લીંબડીનરેશની જ્યુબીલીનો બહિષ્કાર કરવાનો ત્યાંના ભાયાતોનો નિર્ણય, ચીનમાં સામ્યવાદીઓના હાથે ચિનાઈ લશ્કરને હાર.

તા ૪-૪-૩૫ ડૉ. અનસારીએ નાદુરસ્ત તબિયતને લીધે કારોબારી સમિતિ અને પાર્લામેન્ટરી બોર્ડમાંથી આપેલાં રાજીનામાં, વડી ધારાસભાની બેઠક પેનશનરોના પેનશન બંધ થવા બાબત સવાલજવાબ, આવકવેરાની હદ વધારવાની દરખાસ્ત પસાર, લાગલાગટ ૬૧ ૧/૪ કલાક સાયકલ ચલાવી, ૪૨૦ માઈલનું અંતર કાપી, શ્રી રૉયે તોડેલો દુનિયાનો રેકાર્ડ, ધરમપુરમાં વિમાની મથક સ્થાપવાની તૈયારીઓ, સર અગુરાદનસિંહે પોતાના પગારની બચતમાંથી ચાર લાખ પરોપકારાર્થે આપ્યા, મીરત વિભાગના કમિશનરે જિલ્લાબોર્ડમાં શ્રી વિઠ્ઠલભાઈની છબી મૂકવાનો ખર્ચ નામંજુર કર્યો, રંગૂનમાં ભયંકર આગ, ૨૩૦ મકાનો નાશ પામ્યાં, હજારો માણસો નિરાધાર થયાં

તા. ૫-૪-૩૫ વડી ધારાસભાની બેઠક નાણાંબિલની કાપકૂપ સ્વીકારવાની વાઇસરૉયની ના, બિલને ફરી વિચારવાની ભલામણ, બોરસદને મદદ કરવાની સરદાર વલ્લભભાઈની પ્રસંગોચિત વિનંતિ, ગજસ્થાની કાર્યકર્તા સંસ્થાપક અભ્યંકરનું અવસાન, ચીનમાં ૩૦૦૦ સૈનિકોની ખુવારી, બરેલી કૉલેજના વડાએ રૌપ્ય મહોત્સવ ફાળા માટે સ્ટાફના પગારમાં ત્રણ ટકાનો કાપ મૂક્યો

તા ૬-૪-૩૫: દેશભરમાં રાષ્ટ્રીય સપ્તાહનો આરંભ, વડી ધારાસભાની બેઠક, સર ઓગની મીલની જમાતને વગનો સુધારો ઊડી ગયો એ ઉપરથી નાણાંબિલ ફરી ઊડી ગયું, શ્રી ભુલાભાઈનું ભાષણ, ચા ઉપરના વધારાના કરનો ખરડો પસાર, રાજા મહેન્દ્રપ્રતાપ હિન્દ નહિ આવી શકે એવો ગૃહમંત્રીનો ખુલાસો, કરાચીના ગોળીબાર સંબંધમાં મુંબાઈના ગવર્નર અને ગૃહમંત્રીની વાઇસરૉયની મુલાકાતે, ફ્રાંસ અને બેલ્જિયમ વચ્ચે વેપારી કરાર, પ. અમદાવાદમાં બીનોનો ભૂખમરો.

તા. ૭-૪-૩૫ રાજસભાની બેઠક વાઇસરૉયે પોતાની ખાસ સત્તાથી પસાર કરેલું નાણાંબિલ રજૂ થયું, વડી ધારાસભાની બેઠક ટ્રેડ યુનિયનની બેઠક સામેના પ્રતિબંધ સંબંધમાં તેમજ હિન્દી સનદી નોકરોએ દર્શાવેલા અભિપ્રાય સામે બેઠક મુલતવી રાખવાની દરખાસ્તો કાનૂન બહાર, જ્યુબિલી ફંડમાં બે લાખ મંજૂર, શ્રી ભૂલાભાઈએ જ્યુબિલિ સંબંધમાં સ્પષ્ટ કરેલી મહાસભાની નીતિ

તા ૮-૪-૩૫ શાહેનશાહના રૌપ્ય મહોત્સવમાં ભાગ ન લેવાનો અમદાવાદ મ્યુ૦નો ઠરાવ, 'અમૃત બજાર પત્રિકા'ના તંત્રીને કેદની સજા, ભોપાળના નવાબે અલીગઢ યુનિવર્સિટીના વાઈસચેન્સેલર પદનું રાજીનામું આપ્યું, મુંબઈના 'આઝાદ' પત્ર પાસે મુંબઈ સરકારે માગેલી જામીનગીરી, શ્રી પી. કે. ઘોષે કલકત્તામાં હાથકડી બાંધી ૬૨॥ કલાક પાણીમાં તરતા રહી સ્થાપેલો રેકાર્ડ, કપૂરથલાના ૪૮ રાજ્યસેવકોના ઉપવાસ, વાઇસરૉયને અરજ, પંજાબના કેટલાક મજૂરો ગેરકાયદેસર મરાયા, કોલ્હાપુર નજીક વાવાઝોડું

તા. ૯-૪-૩૫: વડી ધારાસભાની બેઠક દીવાની કાયદા ઉપર સુધારો કરતું બિલ સિલેક્ટ કમિટિને સોંપાયું, કરાચીના ગોળીબાર સંબંધમાં જાહેર તપાસની જરૂર નથી એવું જણાવતી મુંબઈ સરકારની યાદી, ગોલાપુરમાં મહાસભા તરફની સભા ઉપર બંધી; જેડિયા